# દલપત કાવ્ય.

## પુસ્તક ૧ લું.

છબિ વિષે દોહરો.

શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ.

દલપતરામ ડાહ્યાભાઈએ છપાવી,

પ્રસિદ્ધ કર્યું.



મુંબઈ મધ્યે:
યુનિયન પ્રેસમાં નહાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપ્યું છે.

ઇ૦ સન ૧૮૭૯—સંવત ૧૯૩૫.

કીમત [illegible]

# અર્પણ પત્રિકા.

છપ્પય છંદ.

મહાજન મંગળદાસ, વાસ મુંબઈ વસનારા;
સર નાઇટની સરસ, પદવિ પોતે ધરનારા;
સ્વદેશનું શુભ આદિ, કામ પરમાર્થે કીધું;
કલ્યાણી પુરિ માંહ્ય, દવાખાનું કરિ દીધું;
ઉત્તમ જગ્યા આધ લાખની, કરિતે પરોપકારની;
વળિ ચાલુ ખર્ચ માટે ધરી, થાપણ વીશ હજારની. ૧.

પુરિ મુંબઈ મોઝાર, કરીછે કન્યા શાળા;
ભણતર ઉત્તમ ભણે, બહુ વિધિનું ત્યાં બાળા;
એવાં ઉત્તમ કામ, કર્યાં છે સ્વદેશ કાજે;
મોટું પામ્યા માન, એથકી જગમાં આજે;
વળિ વિસરે હિંદુ વિલાયતે, અભ્યાસી આશા ભર્યા;
એને ઉત્તેજન આપવા, વીશ હજાર વસૂધર્યા. ૨.

વાલકેશ શિવ પાસ, ધર્મશાળા ધન જે છે;
પૂરા પચિશ હજાર, તણી કીમતની તે છે;
સોંપી મહાજન હાથ, વણિક સૌને વાવરવા;
સાગર સમીપ સાફ, હવાથી દુઃખ પરહરવા;
વળિ કપોળજ્ઞાતી કારણે, પુંજી પચિશ હજારની;
ઉમદા દિલથી આપી તમે, નોંધારા આધારની. ૩.

આઠ વર્ષ લગિ આપ, કામ કીધું કૌંસિલમાં;
ભાખ્યાં ભાષણ ભલાં, દેશનું હિત ધરિ દિલમાં;
સંભારી જન સુજ્ઞ, દિલ થકી આશિષ દે છે;
અનેક વિધિ ઉપકાર, ગણી ગણિને ગુણ લે છે;
આસોશીએશન અધિપતી, તમે થયા દુઃખ ટાળવા;
ઇત્યાદિક અતિ ઉપકારનો, બને ન બદલો વાળવા. ૪.

લાયક લક્ષ્મીદાસ, ભાટિયા ભાવિક ભાળ્યા;
કરિને પરોપકાર, તાપ કઈ જનના ટાળ્યા;
જસ્ટિસ આવ, ધિ, પીસ, પદવિ મુંબઈમાં પામ્યા;
ખીમજીના ખુદ પુત્ર, સુજસ જનમાં છે જામ્યા;
વળિ દિલ રાખો છો; દિવશ નિશ, દેશ સુધારા કામમાં;
પ્રખ્યાતી પોતે પામિયા, તેથી સુજન તમામમાં.

ઉઠચો લાયબલકેસ, વલ્લભીગુરૂનો જ્યારે;
અનીતિ કરવાનાશ, તમે હીંમત ધરિ ત્યારે;
તન મન ધનથી તરત, સહાયત કીધી સારી;
વધિછે લક્ષ્મીદાસ, તે થકી કીર્તિ તમારી;
બંધન ગુલામિ વૈશ્ણવતણાં, તોડી નાંખ્યાં તે સમે;
તે વાત કદી નહિ વીસરે, અમર કીર્તિ કીધી તમે.

નિર્મળ એ બે નામ, ઠીક ધારૂં આ ઠામે;
જડે જવાહિર જેમ, સુશોભા સુવર્ણ પામે;
નામ તથા શુભ કામ, સ્મરણમાં રહે સદાય;
દેખિ દાખલો એહ, બિજા એવું ચિત ચહાય;
સુજ પુસ્તક સાથે નામ શુભ, પૂરણ શોભા પામજો;
દિલથી આશિષ દલપત કહે, જશ બહુ જગમાં જામજો.

# સૂચના.

બુદ્ધિ પ્રકાશમાં જાહેર ખબર આપ્યા પ્રમાણે એવડા કદનું મારી ગુજરાતી કવિતાના સંગ્રહનું આ પુસ્તક ગ્રાહકોની સેવામાં હું મુકુંછું. એમાં સર્વ લોકોને અનુકુળ પડે એવી સુધારાને લગતી કવિતા દાખલ કરીછે. પણ કદ મોટું થઈ જાય તે સારૂ અથવા બીજા કંઈ કારણથી ગુજરાતી પિંગળ અને સરકારી નિશાળોની વાંચનની ચોપડીઓને અર્થેજ જે કવિતાઓ રચેલી તે તથા ખાનગી ધર્મ સંબંધી કવિતા તથા જે કવિતા રચીને મેં કોઈને આપેલી અને તે હાલ મારા કબજામાં નથી તે આમાં દાખલ કરી નથી. તેમજ શ્રવણાખ્યાન, જ્ઞાનચાતુરી, વગેરે હિંદુસ્તાની ભાષાની કવિતા દાખલ કરી નથી. તે બધી કવિતા બાકી એટલી છે કે આ પુસ્તકના કદ જેવડું બીજું પુસ્તક થાય.

મને ઘણા ભાઈઓએ અને બાઈઓએ એવી ભલામણ કરેલી કે તમારે જેમ બને તેમ સેહેલી ગુજરાતી ભાષામાં કવિતા રચવી ને ખરી વાત છે કે વધારે મીઠાશ તેની કવિતામાં હોયછે. તોપણ જેમ નાટકમાં જેવો વેશ લાવે તેની ભાષા બોલવી પડેછે તેમજ સંસ્કૃતમાં વપરાતાં વૃત્તની કવિતા રચતાં સંસ્કૃત શબ્દો આવ્યા વિના રેહેતા નથી. ઘણું કરીને દેશીઓમાં ને રાગમાં સેહેલી ગુજરાતી ભાષામાં કવિતા રચાય છે. માટે આમાં પણ તેમ થયું છે.

આ શીવાય ગદ્યમાં નિબંધો મેં રચ્યા છે તેની વિગત તથા જે કવિતાથી ઈનામો મળેલાં તેની વિગત બીજે ઠેકાણે સૂચવી છે. આ પુસ્તક છપાવવાની ને ખપાવવાની મારી હીમત નહોતી. પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી તથા મુંબઈના ગૃહસ્થો તરફથી પ્રથમ સહાયતા મળી તેથી અને તેઓની ઉશ્કેરણીથી, તેમજ મેહેરબાન શેઠ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ ઘણી હોંશથી આ પુસ્તક છાપી આપવાનું કબુલ કર્યું તેથી એ છપાવવાનું કામ મેં માથે લીધુંછે.

"જુદે જુદે ઠેકાણેથી આ કવિતાનો સંગ્રહ કરવા વિગરે કામમાં ભાઈ બુલાખી કાળીદાસે સારી મેહેનત લીધીછે."

દ૦ ડા૦

# મને ઈનામો મળેલાં તેની વિગત.

ઈ૦ સ૦ ૧૮૪૯ માં ગુ. વ. સોસાઈટી તરફથી ભૂતનિબંધ રચવાની રૂ ૧૫૦ ના ઈનામની જાહેર ખબર છપાઈ તે વખતે એ. કે. ફારબસ સાહેબે મને કહ્યું કે તમે એ વિશે નિબંધ રચો. ત્યારે મેં કહ્યું કે એટલા થોડા ઈનામ વાસ્તે એટલી બધી મેહેનત કોણ કરે? ત્યારે તે સાહેબે કહ્યું કે જાહેર ખબર ઉપરથી નિબંધ રચીને ઈનામ મેળવવું તે એક પરીક્ષામાં પસાર થવા જેવું છે. એટલા માટે વિલાયતના શ્રીમંત લોકો એવું ઈનામ મેળવવાની ચાહના રાખેછે. અને તે નિબંધ રચવાનાં સાહિત્ય મેળવવામાં તે ઈનામ જેટલા અથવા તેથી વધારે રૂપીઆ ખરચવા પડે તો ખરચે છે. તે સાંભળીને કેટલાંએક વરસ સુધી મેં એવો ઠરાવ રાખ્યો કે મુંબઈ, અમદાવાદ કે કાઠીઆવાડમાં નિબંધ રચવાના ઈનામની કોઈ જાહેર ખબર છપાય તો તે વિશે નિબંધ રચીને મોકલવો તેથી મને બાર ઈનામ મળ્યાંછે. અને એકે લખેલો મારો નિબંધ છેક નિષ્ફલ ગયો નથી. તે શીવાય સરકારની અથવા બીજા ગૃહસ્થની ફરમાશથી રચીને અથવા પુસ્તક રચીને કોઈને ભેટ કરીને ૧૩ ઈનામો મેં મેળવ્યાં છે તેની વિગત.

| ચાલતો નંબર. | પુસ્તકનું નામ. | કેને વાસ્તે. | કયી સાલમાં. | કેટલું ઈનામ. |
|---|---|---|---|---|
| ૧ | ભૂત નિબંધ | ગુ. વ. સોસાઈટીની જાહેર ખબર | સન ૧૮૪૯ | ૧૫૦ |
| ૨ | જ્ઞાતિ નિબંધ | સદરહુ | સન ૧૮૫૧ | ૧૫૦ |
| ૩ | લક્ષ્મી નાટક | સદરહુની ફરમાશથી | સન ૧૮૫૧ | ૫૦ |
| ૪ | કથન સપ્તશતી | " " | સન ૧૮૫૨ | ૪૦ |
| ૫ | ભાવનગરના મહારાજ વિજયસિંઘજીનો સ્વર્ગવાસ. | દરબારને ભેટ | સન ૧૮૫૨ | ૨૦૦ |
| ૬ | પુનર્વિવાહ પ્રબંધ | મુંબઈ જ્ઞાનપ્રસારક સભાની જાહેર ખબર. | સન ૧૮૫૩ | ૧૫૦ |
| ૭ | સ્ત્રી સંભાષણ | ફારબસ સાહેબની ફરમાશ | સન ૧૮૫૩ | ૫૦ |
| ૮ | બાળ વિવાહ નિબંધ | ગુ. વ. સોસાઈટીની જાહેર ખબર | સન ૧૮૫૪ | ૭૫ |
| ૯ | ગુરૂ શિષ્ય ધર્મ. | કરસનદાસ મુળજીની જાહેર ખબર | સન ૧૮૫૭ | ૧૫૦ |
| ૧૦ | શેહેર સુધારા વિશે | હોપ સાહેબની ફરમાશ | સન ૧૮૫૮ | ૫૦ |
| ૧૧ | વિજય ક્ષમા. | ભાવનગરના માહારાજ જસવતસંઘજીને ભેટ | સન ૧૮૫૯ | ૨૦૦ |
| ૧૨ | કાવ્ય દોહન પુ૦ ૧ લું. | સરકારની ફરમાસ | સન ૧૮૬૦ | ૫૦૦ |
| ૧૩ | કાવ્ય દોહન પુ૦ ૨ જું. | " " | સન ૧૮૬૩ | ૧૦૦૦ |
| ૧૪ | શેર સટ્ટાની ગરબીઓ. | મુંબઈ દફતર આશકારાવાળાની જાહેર ખબર | સન ૧૮૬૫ | ૫૦ |
| ૧૫ | હંસ કાવ્ય શતક | હંસરાજ કરમશીને ભેટ | સન ૧૮૬૫ | ૫૦૦ |
| ૧૬ | ગુજરાતના હિંદુઓની સ્થિતિ | બુદ્ધિવર્ધક સભાની જાહેર ખબર | સન ૧૮૬૭ | ૩૦૦ |
| ૧૭ | જશવંત રાજનીતિ | ભાવનગરના દરબારની જાહેર ખબર. | સન ૧૮૬૭ | ૫૦૦ |
| ૧૮ | સૌરાષ્ટ્ર સમૃદ્ધિ વર્ધક | પાલીતાણાના દરબારની જાહેર ખબર. | સન ૧૮૬૮ | ૨૦૦ |
| ૧૯ | ચૈતન્યચરિત્ર. | રા. બા. ગોપાળરાવ હરીની ફરમાસ તથા પાલીતાણા દરબાર | સન ૧૮૬૮ | ૭૫૦ |
| ૨૦ | શ્રવણાખ્યાન | બલીરામપુરના મહારાજાને ભેટ | સન ૧૮૬૮ | ૫૦૦ |
| ૨૧ | સંસારી ધર્મ વિશે | શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈના ઈનામની જાહેર ખબર | સન ૧૮૬૯ | ૫૦ |
| ૨૨ | મિથ્યાભિમાન નાટક | ઠકર ગોવિંદજી ધરમશીની તરફની જાહેર ખબર | સન ૧૮૭૦ | ૧૫૦ |
| ૨૩ | દૈવજ્ઞ દર્પણ | શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈના ઈનામની જાહેર ખબર | સન ૧૮૭૩ | ૧૦૦ |
| ૨૪ | કાવ્ય સંક્ષેપ | સરકારની ફરમાસ | સન ૧૮૭૫ | ૩૫૦ |
| ૨૫ | સગોત્ર વિવાહ નિર્ણય | કચ્છના પોલીટીકલ એજંટની ફરમાસ | સન ૧૮૭૫ | ૧૦૦ |

તે શીવાય ગુજરાત. વર્ના. સોસાઈટીના સેક્રટરીના હુકમથી રા. સા. મહીપતરામ વિલાયત જેવા વિશે નિબંધ, તાર્કિક બોધ, ને શામળ સતશાઈ વગેરે કેટલીએક ચોપડીઓ મેં રચીછે. અને સન ૧૮૫૪ થી બુદ્ધિપ્રકાશ ચોપાનીઉં પ્રગટ થયું ત્યારથી આજ સુધીમાં મારૂં લખાણ તેમાં ઘણું છે. કેમકે હું તેનો એડિટર છું.

ઉપલાં ઈનામો શીવાય મારી કવિતા સાંભળીને મુંબઈની પારસી બાઈઓની સભાએ સને ૧૮૫૯ માં રૂ ૫૦૦)નો ચાર ટકાના વ્યાજની લોન મને ભેટ કરી હતી. તેમાં શેઠ ધનજીભાઈ કામાનાં ધણીઆણી ધનબાઈ સાહેબ અને ખાનબાહાદુર માણેકજી ખુરશેદજીની દીકરી ડોસીબાઈ સાહેબ એ બે આગેવાન હતાં. તેમજ સને ૧૮૬૩ ની શાલમાં મારી કવિતા સાંભળીને શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈએ રૂ ૫૦૦) બક્ષીસ આપ્યા હતા. તે શીવાય નગર શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, શેઠ પ્રેમચંદ રાયચંદ, શેઠ મંગળદાસ નથુભાઈ, ઠક્કર ગોકળદાસ તેજપાલ, ને ઠક્કર લક્ષ્મીદાસ ખીમજી તથા આ પુસ્તકમાં કોઈ કોઈ ઠેકાણે બતાવેલા રાજાઓએ અને ગૃહસ્થોએ વગેરે ઘણા સુજ્ઞોએ મારી કવિતા સાંભળીને તેની બુઝ જાણીને મને સારી રકમો બક્ષિસ આપેલીછે. માટે તે સર્વનો હું ઉપકાર માનુંછું.

દ૦ ડા૦

# દલપત કાવ્યની અનુક્રમણિકા.

## ગ્રંથારંભ પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.



## પ્રકરણ ૫ મું.



## પ્રકરણ ૬ ઠું.

## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.



## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.



# દલપત કાવ્યનું શુદ્ધિ પત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૨૯ | ધારી. | ધીરી. |
| ૭ | ૯ | સવીતા. | સવિતા. |
| ,, | ૧૫ | ગણાય. | ગણાયા. |
| ,, | ૧૯ | બંધું. | બંધુ. |
| ૯ | ૮ | ક્રાટાણાં. | કટાણાં. |
| ૧૪ | ૩૦ | જ્યાં. | જ્હાં. |
| ૨૦ | ૧૬ | સૌસંગ. | સૌ સંગ. |
| ૨૧ | ૧૦ | લગે. | લાગે. |
| ૨૩ | ૧૫ | કપળે. | કપાળે. |
| ૨૯ | ૨૫ | ગાજે. | ગ્રાજે. |
| ૩૧ | ૧૫ | અરેપે. | અરપે. |
| ૩૩ | ૩૨ | ધરા તળ. | ધરાતળ. |
| ૩૫ | ૩ | રટાણુ. | રટણુ. |
| ૩૬ | ૧૮ | તેણયે. | તેણે. |
| ૩૭ | ૧૯ | પવનને. | પવન ને. |
| ૩૯ | ૨૩ | અવાર. | અવર. |
| ૪૨ | ૧૭ | પરિજાત. | પારિજાત. |
| ૪૭ | ૭ | સીપલે. | સીપ લે. |
| ,, | ૧૯ | સધી. | સુધી. |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૪ | ૯ | સાજે. | સાંજે. |
| ૫૭ | ૭ | ખેડું. | ખેડૂં. |
| ,, | ૧૭ | સુખિયાં થયાં. | સુખિયા થયા. |
| ૬૩ | ૧૧ | પટવાળો. | પટાવાળો. |
| ,, | ૨૪ | આલેગા. | અલેગા. |
| ૬૮ | ૧૭ | નિરખિ. | નિરખી. |
| ૭૦ | ૧૩ | કરણામય. | કરૂણામય. |
| ૮૧ | ૨૪ | સમજાવિણ. | સમજ્યાવિણ. |
| ૮૫ | ૮ | તુરત. | તુરતજ. |
| ૮૮ | ૮ | ખાન ખાન. | ખાન પાન. |
| ૧૦૨ | ૩૯ | ક્રાધી. | ક્રોધી. |
| ૧૦૪ | ૨ | તજ. | તુજ. |
| ૧૦૫ | ૭ | માદિરાનો. | મદિરાનો. |
| ૧૧૯ | ૩૪ | પુરણમાં. | પુરાણમાં. |
| ૧૨૬ | ૨ | ઉચ્ચારિયા. | ઉચ્ચરિયા. |
| ૧૨૭ | ૪ | અપણું. | અર્પણ. |
| ,, | ૨૦ | ફલી. | કરી. |
| ૧૨૯ | ૧૮ | પખંડ. | પાખંડ. |
| ૧૩૦ | ૨૬ | કુરાંની. | કુરાની. |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૨ | ૭ | દૈવ્ય. | દૈવ. |
| ૧૪૦ | ૩૨ | ઝપકશે. | ઝડપશે. |
| ૧૪૩ | ૧૮ | ફૂટે. | ફૂટે. |
| ૧૪૯ | ૨૮ | ફફતતો. | ફફતનો. |
| ૧૫૧ | ૩૩ | તજિયે તજિયે. | ભજિયે તજિયે. |
| ૧૫૨ | ૧૩ | કીધા. | કીધ. |
| " | ૧૮ | હરિના મજમાં. | હરિ નામજમાં. |
| " | ૨૭ | કરવા વરિયે. | કર વાવરિયે. |
| " | ૩૫ | કાપ્યુ. | કાપ્યું. |
| ૧૫૬ | ૧૨ | શાર. | શિર. |
| ૧૫૭ | ૨૩ | પાસન. | પ્રાશન. |
| ૧૬૧ | ૧૭ | શિતરે. | શિતેર. |
| ૧૬૮ | ૯ | નહિ. | રહિ. |
| " | ૨૧ | ધોર. | ઘોર. |
| " | ૩૦ | આણિદાર. | અણિદાર. |
| ૧૬૯ | ૧૩ | આતિરાય. | અતિરાય. |
| ૧૭૧ | ૨૩ | આમદાવાદ. | અમદાવાદ. |
| ૧૭૨ | ૯ | દવા. | દુવા. |
| ૧૭૮ | ૧૨ | શોરાબજી. | સોરાબજી. |
| ૧૭૯ | ૪ | એ કરઠીસ. | એક રઠીસ. |
| ૧૮૦ | ૧૪ | ઉઘોર. | હનુફાલ. |
| ૧૮૭ | ૧૦ | નિશ્વ. | વિશ્વ. |
| ૧૮૮ | ૨૭ | આડ. | આડે. |
| ૨૧૫ | ૩૦ | એતે. | એતો. |
| " | ૩૧ | તે. | તો. |
| ૨૧૮ | ૩ | સાંમળો. | સાંભળો. |
| ૨૨૦ | ૨૬ | જીવવાળ. | જીવવાળા. |
| ૨૨૫ | ૨૬ | ધિવિધ. | વિવિધ. |
| ૨૩૦ | ૧૯ | જાણવાના. | ભણવાના. |
| ૨૩૬ | ૩૩ | ઘોડલે. | ઘોડલે. |
| ૨૩૯ | ૧૪ | સોચના. | સુચના. |
| ૨૪૦ | ૧૩ | આડચો. | અડચો. |
| " | ૨૩ | વિપથી. | વિપથી. |
| ૨૪૧ | ૨૦ | મરાબર. | બરાબર. |
| " | ૨૧ | બખ્યાનિ. | મખ્યાનિ. |
| ૨૪૫ | ૮ | મમ્તાનો. | મસ્તાનો. |
| " | ૧૩ | શ્થિર. | સ્થિર. |
| " | ૨૨ | ધણીએ. | ધણીએ. |
| " | ૩૦ | સ્વભાવ. | સ્વભાવ |
| ૨૪૬ | ૨૧ | ઘોઢી. | ઘોડી. |
| ૨૫૦ | ૨૭ | જોગિ. | જોગિ. |
| ૨૫૭ | ૨૨ | કોન સારા. | કે ન સારા. |
| ૨૫૮ | ૫ | જળદ જળદ ધાર. | જળદ ધાર. |
| ૨૬૧ | ૨૩ | જોવા. | જોવાં. |
| ૨૬૨ | ૯ | પૃથવીનો. | પૃથવી તો. |
| ૨૬૨ | ૨૮ | સુકાઈ. | સુકાઈ. |
| ૨૬૫ | ૧૪ | દિવરા. | દિવસ. |
| ૨૬૭ | ૧૪ | વિશ્રમાંહી. | વિશ્વમાંહી. |
| ૨૭૧ | ૬ | બાઈનો. | બાઈનો. |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭૧ | ૩૨ | सदैव न. | सदैव. |
| ૨૭૫ | ૪ | કામનાં. | કાવ્યનાં. |
| ૨૭૬ | ૧૭ | સાથ. | ગાપ. |
| " | ૨૯ | સેવાતાં. | સેવતાં. |
| ૨૮૧ | ૧૪ | ધડ. | શિર. |
| " | ૧૫ | તેહના. | તેહનાં. |
| ૨૮૪ | ૩૮ | વસ્ય. | વશ્ય. |
| ૨૮૫ | ૨૧ | નુન્ય. | ન્યૂન. |
| " | ૨૬ | થંડા. | ઠંડા. |
| ૨૯૭ | ૧૨ | ધૂંકા. | ધુકા |
| ૩૦૮ | ૩૧ | તશ્કર. | તસ્કર. |
| ૩૩૧ | ૧૬ | जा जमपुरि. | जाजम पुरि. |
| " | " | आ जमराय. | आजम राय. |
| " | ૧૭ | आ जमना. | आजमना. |
| " | ૨૪ | जा जमराय. | आ जमराय. |
| ૩૩૫ | ૩૨ | વેળા. | ભેળાં. |
| ૩૩૬ | ૨૫ | આર્વદાને. | આવર્દાને. |
| ૩૩૯ | ૬ | माळे. | माळे. |
| " | ૮ | વસ્નુ. | વસ્તુ. |
| " | ૨૯ | નિર્દયતાતે. | નિર્દયતા. |
| ૩૪૨ | ૨ | આરબશહીત. | આરબસહીત. |
| ૩૪૪ | ૨૩ | રશિયે. | રશિયો. |
| " | ૨૬ | સખીઆએ. | સખીએ. |
| " | ૩૫ | મસ્કરીમાં. | મશ્કરીમાં. |
| ૩૪૫ | ૧૦ | "માંડવી"માં. | "માડવી"મા. |
| " | ૧૫ | સ્વવર્ણ. | સ્વર્ણ. |
| " | ૩૩. | દિત્ય. | દિવ્ય. |
| ૩૫૧ | ૩૪ | શુળી. | શૂળ. |
| ૩૫૨ | ૩૬ | દુસ્મન. | દુશ્મન. |
| ૩૫૪ | ૨૮ | ૧૮૯/૨૯૦. | ૧૯૮/૨૦૯ |
| ૩૫૫ | ૩૩ | ઉડાઉં સણ. | ઉડાઉ સઉ. |
| " | ૨૪ | તેરલાનો. | તેરલાનો. |
| ૩૫૬ | ૮ | છોડાં છોડાં. | છોડાં. |
| ૩૫૭ | ૭ | નિપન્જે. | નિપજે. |
| " | ૩૪ | प्रोत्तो. | प्रोक्तो. |
| " | ૩૫ | मिचित्लां. | मखिलां. |
| ૩૬૦ | ૧૦ | ભર્યાં. | ભર્યાં. |
| ૩૬૭ | ૧૦ | ટાટ. | તાપ. |
| ૩૬૮ | ૩૯ | महर्ते. | मर्हते. |
| ૩૭૦ | ૨૪ | ધમકથા. | ધર્મકથા. |
| ૩૭૨ | ૧૪ | બહ. | બહુ. |
| " | ૩૯ | मुर्तु. | मर्तुं. |
| ૩૮૧ | ૧૮ | અહ્યાગિયો. | આહાગિયો. |
| ૩૮૩ | ૮ | શઉ. | સઉ. |
| ૩૮૫ | ૨૦ | ધમધમતા. | ધમધમતા. |
| ૩૮૮ | ૬ | ગણી અનુરાગ. | ગણીને અનુરાગ. |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૯૧ | ૨૬ | નીસરી, | નીસરીરે, |
| ૩૯૬ | ૧૯ | જો. | તો. |
| ૩૯૯ | ૨૪ | હસવા. | હસાવા. |
| ૪૦૧ | ૫ | વહાલાં. | વહાલા. |
| ૪૦૨ | ૧ | ભયંકાર. | ભયંકર. |
| ૪૦૩ | ૧૮ | ઉપરની. | ઉમરની. |
| ૪૦૪ | ૧૭ | સાભળિને. | સાંભળિને. |
| ” | ૨૮ | આપીતા. | આપીતાં. |
| ૪૦૮ | ૯ | નમતો રે રે; | નમતો રે; |
| ” | ૨૮ | વધારિયાંરે, | વધારિયાંરે; |
| ૪૧૧ | ૩ | ઉપરની. | ઉમરની. |
| ૪૧૬ | ૨૯ | અજ ગયાં તરે, | આજ ગયાંતાંરે, |
| ” | ૩૪ | પાચેછે. | પાંચેછે. |
| ૪૧૭ | ૧૬ | જાણાવેછે. | જણાવેછે. |
| ૪૧૮ | ૧૪ | પોસેજી. | પાસેજી. |
| ” | ૩૫ | कलौं: | कलौं. |
| ૪૧૯ | ૮ | વરીજ. | વરીશ. |
| ૪૨૦ | ૨ | પ્રતી. | પ્રીતી. |
| ૪૨૧ | ૨૨ | બહ. | બહુ. |
| ૪૨૨ | ૨ | રહેસે. | રહેશે. |
| ” | ૪ | પટોવે. | પટોળે. |
| ” | ૫ | વિસારિ. | વિસરી. |
| ” | ૧૪ | દિવરાનું. | દિવસનું. |
| ” | ૧૯ | વિચરશો. | ઉતરશો. |
| ” | ૨૬ | અવરાર. | અવસર. |
| ” | ૨૯ | પથે. | પંથે. |
| ” | ૩૬ | સહસ્ર. | સહસ્સ. |
| ” | ” | ભોલા. | ભોળા. |
| ૪૨૩ | ૭ | વિવ્રની. | વિપ્રની. |
| ” | ૨૪ | ભલવે. | ભૂલવે. |
| ૪૨૪ | ૫ | તરેહેનો. | તરેહનો. |
| ” | ૯ | સરવસ. | સરવશ. |
| ” | ૧૭ | દીશે. | દીસે. |
| ” | ૨૯ | દીળ. | દીલ. |
| ” | ૩૩ | આવે. | આવો. |
| ” | ૩૫ | પ્રેવાશી. | પ્રવાસી. |
| ૪૨૫ | ૧૪ | દિવરા. | દિવસ. |
| ” | ૨૮ | ભવના. | ભવનાં. |
| ૪૨૮ | ૪ | દુસ્મન. | દુશ્મન. |
| ” | ૧૦ | પહોર રે; | પહોર; |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૨૮ | ૧૧ | મલવા. | મળવા. |
| ” | ૩૨ | અખલાનો. | અખળાનો. |
| ” | ૩૪ | કાલજડું. | કાળજડું. |
| ૪૩૨ | ૮ | સોપું. | સોંપું. |
| ૪૩૫ | ૧૯ | કથણ. | કથન. |
| ” | ૨૦ | ધીરે. | ધરે. |
| ” | ૩૫ | ધરવારે. | ધરવા. |
| ” | ૩૯ | નીસરવારે. | નીસરવા. |
| ૪૩૮ | ૫ | ગોથોં. | ગોથાં. |
| ૪૩૯ | ૧૯ | બેહન. | બેહેન. |
| ૪૪૩ | ૨ | રીસ. | રીત. |
| ” | ૧૬ | ઘણી આયુપુત. | ઘણીઆપું ન. |
| ૪૪૩ | ૨૧ | એક ઉરમાં. | એક ન ઉરમાં. |
| ” | ૨૫ | રીઝવીએ રે. | રીઝવીએ. |
| ૪૪૪ | ૧૫ | ઘણી થઈ. | ઘણી થઈ. |
| ” | ૧૯ | અકેલડી. | એકલડી. |
| ૪૪૫ | ૨૦ | ધીરચો. | ધીર્યો. |
| ” | ૨૨ | શાખી મા. | સાખી મા. |
| ” | ૨૭ | તેનો લીધો. | લીધો. |
| ” | ૩૧ | તાગે. | ત્યાગે. |
| ” | ૩૫ | નણદનો. | નણદના. |
| ” | ૩૯ | રંગની. | રસની. |
| ૪૪૬ | ૪ | થાસે, મા. | થાશે મા. |
| ” | ૧૬ | સોભે. | શોભે. |
| ” | ૨૫ | હાંય. | હોય. |
| ” | ૨૬ | નિરસંશ. | નિઃસંશ. |
| ૪૪૮ | ૯ | હિશાબરે; | હિસાબરે; |
| ” | ૨૪ | જેવી. | જેવા. |
| ૪૪૯ | ૩૩ | સો જાય શેરબજારમાંરે– | સૌ જાય શેરમાંરે જાય– |
| ૪૫૧ | ૨૯ | ઘરઓળ. | ઘરઓળ. |
| ૪૫૩ | ૯ | આળરા. | આળસ. |
| ૪૫૪ | ૧૮ | નિદાન. | નિધાન. |
| ૪૫૫ | ૧૯ | શોહામણી. | સોહામણી. |
| ” | ” | નંદ. | દંન. |
| ” | ૩૭ | વાલ. | વાલપ. |
| ૪૫૬ | ૪ | મહીમાઆય. | મહીમાય. |
| ૪૬૧ | ૩૯ | નાણું. | નાણું. |
| ૪૬૩ | ૩૫ | જાડિન. | જાડિન. |

આત્મ ઉક્તી કરી એવિ રીતે;
પાઠ નિર્મ્યો પરમ પૂર્ણ પ્રીતે;

દાઠ ધરિ આ રચિત ઈષ્ટ કામે,
આઠ દલ છંદ દલપત્ત રામે.

———o———

## દર્પણ પ્રબંધ, ગો મુત્રિકા, અશ્વગતિ, તથા કપાટ પ્રબંધ.

દોહરો.

વાર વાર કરતાર સ્મર, શિર પર કર ધરતાર.
સાર સાર ભરનાર ઉર; પરહર પરદરકાર. ૧૬.

### દર્પણ પ્રબંધ.



| | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વા | ર | વા | ર | ક | ર | તા | ર | સ્મ | ર, | શિ | ર | પ | ર | ક | ર | ધ | ર | ના | ર, |
| સા | ર | સા | ર | ભ | ર | ના | ર | ઉ | ર, | પ | ર | હ | ર | પ | ર | દ | ર | કા | ર. |

### અશ્વગતિ પ્રબંધ.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વા[૧] | ર[૨૨] | વા[૩] | ર[૨૪] | ક[૫] | ર[૨૬] | તા[૭] | ર[૨૮] | સ્મ[૯] | ર[૩૦] |
| શિ[૧૧] | ર[૩૨] | પ[૧૩] | ર[૩૪] | ક[૧૫] | ર[૩૬] | ધ[૧૭] | ર[૩૮] | ના[૧૯] | ર[૪૦] |
| સા[૨૧] | ર[૨] | સા[૨૩] | ર[૪] | ભ[૨૫] | ર[૬] | ના[૨૭] | ર[૮] | ઉ[૨૯] | ર[૧૦] |
| પ[૩૧] | ર[૧૨] | હ[૩૩] | ર[૧૪] | પ[૩૫] | ર[૧૬] | દ[૩૭] | ર[૧૮] | કા[૩૯] | ર[૨૦] |

શતરંજની રમતમાં ઘોડો અઢી ઘર ચાલેછે તેમ આ દોહરો વંચાય છે; કીયા અક્ષર પછી કીયો અક્ષર વાંચવો તેના અનુક્રમે આંક મુક્યાછે; તે પ્રમાણે વાંચવો.

### કપાટ બંધ.

| | | |
|---|---|---|
| વા.... | ....ર.... | ....સા |
| વા.... | ....ર.... | ....સા |
| ક.... | ....ર.... | ....ભ |
| તા.... | ....ર.... | ....ના |
| સ્મ.... | ....ર.... | ....ઉ |
| શિ.... | ....ર.... | ....પ |
| પ.... | ....ર.... | ....હ |
| ક.... | ....ર.... | ....પ |
| ધ.... | ....ર.... | ....દ |
| ના.... | ....ર.... | ....કા |

## ઈશ્વર સ્તુતિ.

### દોહરો.

નમું વિશ્વના નાથને; વળિ વળિને બહુ વાર;
જેણે ઝાઝી જુક્તિથી; સ્રજ્યો સાર સંસાર. ૧૭.

### ભુજંગી છંદ.

સ્રજ્યો જુક્તિથી સાર સંસાર જેણે;
તથા તત્વ મેલ્યાં યથાયોગ્ય તેણે;
ચિરંકાળ તેને વિષે ચિત્ત ચોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૧૮.
દયા રાખિને જ્ઞાનનું દાન દીધું,
કરી દૃષ્ટિ સંકષ્ટને નષ્ટ કીધું;
છુટે પાપથી મેલશે આપ છોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૧૯.
જરાએ ક્રિયાથી નથી તે અજાણ્યો;
પુરા પંડિતોએ પતીજે પ્રમાણ્યો.
બિજાં તે વિનાથી બધી પ્રીત તોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૦.
ભજે સર્વ જેને સજી ભાવ ભક્તિ,
સદાકાળ સર્વ સ્થળે જેનિ શક્તિ;
કથું જો કથા થાય તે કેમ થોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૧.
કુડા કર્મના બંધને કાપિ નાંખે;
મહા દુઃખ દારિદ્રથી દૂર રાખે;
દયાળુ દિસે દીનતા યુક્ત દોડી;
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૨.
મહા એજ ચિંતામણી મૂલ મોંઘી;
ઘણી અન્ય વસ્તૂ ગણી સર્વ સોંઘી;
કશીએ બિજીમાં નથી માલ કોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૩.
સદા નેકનામી પ્રભુ એક સાચો;
તથા તે વિના તે વૃથા વાદ કાચો;
અરે એથિ ઊંધી મતીને મરોડી;
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૪.
કહું સત્યને શોધિને શુદ્ધ રસ્તે;
ઊદે સૂર્ય કાળે અને સૂર્ય અસ્તે;
ફરી ફેલના ચાલતા ફંદ ફોડી;
નમું વિશ્વના નાથને હાથ જોડી. ૨૫.
સુખે એ રિતેથી સુખે સ્વાદ પીજે;
સ્તુતી વિશ્વના નાથની નિત્ય કીજે;
ઠરેલાજ તેને ગણી ઠામ ઠામે;
રચ્યાછે રૂડા છંદ દલપત્તરામે. ૨૬.

### શાર્દૂલ વિક્રીડિત વૃત્ત;

વંદુ શ્રી સુખ સિંધુ વિશ્વ પતિને હું ભક્તિ ભાવે ભજી,
જેણે સુંદર શુદ્ધ બુદ્ધિ બળથી સાક્ષાત સૃષ્ટી સ્રજી;
પાણી પૃથ્વિ વનસ્પતિ સ્ત્રિ પુરુષો; સર્જ્યા પશુ પ્રાણિને;
સૌથી બુદ્ધિ વિશેષતા મનુષને, આપી કૃપા આણીને. ૨૭.

### વસંત તિલકા વૃત્ત.

જૂદા જુદા ધરમના જગમધ્ય પંથો;
જૂદા જુદા ધરમના ગુણવંત ગ્રંથો;
નામો જુદાં ધરિ ભજે જન સર્વ જેને,
તે એક ઈશ્વર સદા નમુ નિત્ય તેને; ૨૮.
જેને પ્રસન્ન કરવા જન ધર્મ પાળે,
જેને પ્રસન્ન કરવા દિલ દોષ ટાળે;
સર્વે તણો જન કહે અધિનાથ એને,
તે એક ઈશ્વર સદા નમુ નિત્ય તેને; ૨૯.
જેનો ન હોત ડર તો જન દુષ્ટ થાત;
અન્યોન્ય ઘાત ઘડિને અતિ તે પિડાત.
કષ્ટે દયા કરિ ન દે સુખ કોઈ કેને,
તે એક ઈશ્વર સદા નમુ નિત્ય તેને; ૩૦.
જૂઠું વદે નહિ બીને જન પાપ જાણી,
લૂટે નહીં ગરિબને અતિ લોભ આણી;
રાખે દિલે ડર રૂઠે પ્રભુજી રખેને;
તે એક ઈશ્વર સદા નમુ નિત્ય તેને; ૩૧.
જેનાથી ત્રાસિ વિચરે, જન ન્યાય રાહે;
સાક્ષી ગણી વરવહુ પરણે વિવાહે;
જેનો રહે ડર દિલે નરનારિ બેને,
તે એક ઈશ્વર સદા નમુ નિત્ય તેને; ૩૨.

### ઈંદ્ર વિજય છંદ.

ઓ પ્રભુ તું કરૂણા કર કોમળ કોટિ કળા તણું કારણ તું છે;
ઓ પ્રભુ તુંજ અધીપતિ એક, સુધારણ ધર્મ ઉધારણ તું છે;
ઓ પ્રભુ તું ભય ભંજન ભૂધર ભાવિકનો ભવતારણ તું છે;
ઓ પ્રભુ તું દલપત્ત તણો પતિ, દોષ દરિદ્ર વિદારણ તું છે. ૩૩.

### વસંત તિલકા વૃત્ત.

હે પ્રાણનાથ પ્રભુ હું તુજ પાય લાગું,
વાણી રૂડી ઉચરવા વરદાન માગું.
તારી કૃપા થકિ ભલી કવિતા કરાય,
તારી કૃપા થકિ મનોરથ સિદ્ધ થાય. ૩૪.

આ વિશ્વમાં વિવિધ જાતિ જણાય પ્રાણી,
પામ્યા દિસે વિવિધ ઈશ્વર દત્તવાણી;
જેને મુખે જગતકારક દત્ત જેવી,
તે ઉચ્ચરે વદનથી નિજ વાણિ તેવી. ૩૫.

માલિની વૃત્ત.

જગપતિ કરૂણાથી, કામ ધાર્યું કરાય;
જગપતિ કરૂણાથી, પ્રૌઢ શક્તી પમાય;
જગપતિ કરૂણાથી, દુર્મતી દૂર જાય,
જગપતિ કરૂણાથી, વિઘ્નનો નાશ થાય. ૩૬.

દોહરો.

આપ અમાપ પ્રતાપથી, મટે પાપ સંતાપ;
થાપ ઉથાપ કરણ તુંહિ; જય જય જગના બાપ; ૩૭.

ત્રિભંગી છંદ.

ય જય જગ બાપા, સુખ રસ પાપા, કુડ મતિ કાપા, તું કરજે;
ભવજળ તારણ, અધમોદ્ધારણ, દુખ પોકારણ, દિલ ધરજે,
અંતર જામી, અવિચળધામી, તુજ બહુનામી નામ ખરૂં;
મુજ મતિ કાચી, લઉં છું જાચી, દે મતિ સાચી, ગ્રંથ કરૂં; ૩૮.

છપય છંદ.

ય જય અશરણ શરણ, કરણ જગ હરણ સકળ દુઃખ;
પ્રભુ અભરણ ભરણ, તરણ તારણ કારણ સુખ;
ણ તું અજરા મરણ; ઠરણ જન ઠામ ચરણ તુજ;
જ જશમાં અમિ ઝરણ, વરણ ઉજવળ ભાસે મુજ;
ણ અધિક તેજ તારૂં અકળ; સકળ કળા કારણ કરણ;
પંથ ગ્રંથ ગ્રંથન કરણ; જય જય જય ધરણી ધરણ. ૩૯.

ભુજંગી છંદ.

અહો દેવ દેવાધિ દેવા દયાળુ,
કૃપાનાથ કીજે કૃપા હે કૃપાળુ.
સ્તુતિ પ્રીતની રીતથી ચિત્ત લાવો,
રચું ગ્રંથ તે પંથ સીધો બતાવો; ૪૦.

આર્યા વૃત્ત.

હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા;
અભિમત પાર ઉતરવા, સંભારૂ સહાયતા કરવા. ૪૧.

દોહરો.

જ્ઞાન દૃષ્ટિ દાતારને, કોડે નામી કંધ;
તેની કરૂણાથી કરૂં, પવિત્ર કાવ્ય પ્રબંધ; ૪૨.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

ઉઠે શબ્દ અનેક તાળ સ્વરમાં; વાજાનિ પેટી વિષે;
વાજાની નહિ શક્તિ શબ્દ વદવા કર્તાનિ જુક્તિ દિસે;
તે રીતે મુજ અંતરે જગદિશે; બુદ્ધિ ધરેલી હશે;
તેવા તર્ક વિતર્ક ચિત્ત ચડતાં; તેવી કવીતા થશે. ૪૩.

મનહર છંદ.

અંતર ઉદ્યોત થાય અંતરાય આવે નહિં;
અંતર જામીને આદી અંતરમાં આણીએ;
પછી ગ્રંથ ગુથવાની ગુંથણી જો ગુંથોએતો;
ગુંથતાં ગુંથણી ગ્રંથ ગુંથવાની જાણીએ;
વાણી તણા તાંતણાનો તાણો વાણો વણવો તે;
વણકર કૃપાથી વણી શકાય વાંણીએ;
પ્રાણ પતિ પ્રભુનો પ્રતાપ દલપતકહે;
પોતાનો પ્રતાપ પોતે જાણવો નપ્રાણીએ. ૪૪.

ચોક પ્રબંધ દોહાંત્તર કવિત.

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| द | વ | દ | યા | क | રે | તો | જ | ના | મ | ક | વિ | क | રે | સ | ત્ય. | |
| वे | ષ | ધ | રે | त्रि | ધા | એ | તાં | दी | લ | થ | કી | र | હે | દૂ | ર. | |
| दो | ઠી | ખેં | ચ | ता | ણ | થી | આ | र्पा | ન | ક | ર | तां | ન | ક | દો; | |
| धी | રી | થૈ | તે | तो | ક | રે | છે | तो | લં | પા | ર | कों | જ | રૂ | ર; | |
| हो | ય | કં | વિ | ज | ન | તો | ય | न | ભા | સે | મ | टो | જ | જા | ય; | |
| य | શ | આ | પે | क | વિ | તા | જો | व | સે | પ્રે | મ | उ | ર | પૂ | ર; | |
| म | મ | ત | ન | रा | ખી | એ | પ્ર | ब्र | ળ | પ | ણું | पा | મી | પં | ડ; | |
| ति | क्ष | ણ | ન | ज्ञ. | ન | ક | રી, | ने | જુ | ઓ | ન | य | ન | નૂ | ર. | ૪૫. |

અંતર્ગત દોહરો.

દેવે દીધી હોય મતિ; કવિતા તોજ કરાય;
ના દીધી તો નવ બને; કરતાં કોટિ ઉપાય. ૪૬.

# અથ ગ્રંથ પ્રયોજન.

ઈંદ્ર વિજય છંદ.

પ્રીતધરે પર બ્રહ્મ પદે; વળિ નીતિ ધરે સુધરે નર નારી;
તેમજ જેમ વહેમ તજે; વળિ સંપ સજે સમજી સુખકારી;
સર્વ પ્રકાર સુખપ્રદ થાય; સ્વદેશ તણી સુધરી સ્થિતિ સારી;
પુસ્તક એજ પ્રયોજનથી; રચવા રચના ચિત વાત વિચારી. ૪૭.

દોહરો.

વિદ્યા વિવિધ પ્રકારની; કળા કુશળતા જોગ;
સંપત વધે સ્વદેશમાં; વધે વળી ઉદ્યોગ. ૪૮.

મનહર છંદ.

આર્ય ભૂમિ તણું હિત, અંતરમાં ઇચ્છું સદા,
આર્ય ભૂમિ તણાં મારાં, અસ્થિ અને ચર્મ છે;
મિત્રતા સૌ સાથે થવા મીઠાં મીઠાં વેણ કહું;
એતો મારાં મોટાં ખરે ખરાં ખટ કર્મ છે;
સુધારો વધારી મૂળ કાઢવાં કુધારા તણાં;
ધાર્યો છે મેં તેતો મારો ધંધો તથા ધર્મ છે;
સ્વદેશમાં સંપ વધે, કુસંપ કંકાસ ઘટે;
એજ મારા મન વિષે મોટો એક મર્મછે. ૪૯.

દોહરો.

અંતરમાં એવું ધરી, પુસ્તક કરૂં પ્રકાશ;
દયા કરી નિજ દાસની, ઇશ્વર પૂરે આશ. ૫૦.

અથ કવિઇચ્છા.

મનહર છંદ.

જગતમાં નરજાતી જનની જણાતી તે સૌ;
મિત્ર તુલ્ય માને મને એમ હું ઉચરૂં છું;
બાળકીયો નીજ પ્રતિપાળકની પેઠે મને;
પિતા તુલ્ય પ્રેમે ગણે એવું હું આદરૂં છું;
જેટલી જુવાન બાઈ કાન શુણી કાવ્ય મારૂં;
ભાઈ તુલ્ય ભાવ ધરે એવી આશા ધરૂંછું;
પ્રૌઢબાઈ પુત્ર તુલ્ય પ્રેમ રાખે મુજ પર
કહે દલપત રામ કાવ્ય એવું કરૂંછું; ૫૧.

દોહરો.

મુજ પત્નીતે પતિ મુજ; બિજી માત ને બહેન;
ભાવ એમ ધરિ ભીતરે; કરૂં કવિતા સુખ દેન; ૫૨.

મનહર છંદ.

સારાં માણસો સભામાં શુણી શરમાઈ જાય
અદબ તજીને એવું નથી હું ઉચરતો;
ધરમ અધરમને નીતિને અનીતિ લઈ;
ભલું ભુંડું ભેળવી વખાર નથી ભરતો;
સજુંછું કવિતા શાણાં સજ્જનોને સંભળાવા;
રંડિબાજ રિઝાવા કવિતા નથી કરતો;
વાંચી મારાં વચનો ભવિશ્યકાળ તણીપ્રજા.
દુરાચારી કહે તેથી દીલે રહું ડરતો. ૫૩.

તોટક વૃત્ત.

નથિ ઉચ્ચરિ માશુંક આશકની, નથિ વાતજ નીતિવિનાશકની;
કવિતા કરિ સદ્‌ગુણ કારણની; દિલદુર્ગુણ દોષ વિદારણની. ૫૪.
પ્રગટે બહુ પ્રેમ પ્રભૂ પદમાં, મન મસ્ત ન થાય મહા મદમાં;
વળિ પ્રીતિ વધે પરમારથમાં, સમજે જન શોધક સ્વારથમાં. ૫૫.
કદિ પાપ પથે પગલું ન ભરે, પર પીડન કોઈ કદી ન કરે;
ઉપદેશ વિશેષ રૂડો ઉચરૂં, ધરી ધીરજ હું પણ બોધ ધરૂં. ૫૬.
મગરૂરિ જરી ન ધરૂં મનમાં, જડ મૂરખ હુંજ બધા જનમાં;
કવિતા તણિ રીત ન જાણું કશી, કવિતા કરવા ઉર આશ વશી. ૫૭.
સઘળા કવિનો શુભ દાસ સદા, કરૂં કેમ દિલે અભિમાન કદા;
ગુરૂ સર્વ કવીજન શ્રેષ્ઠ ગણું, ભલિ તેનિ કૃપાથિ કવીત ભણું. ૫૮.
કવિતા રસસાગર સર્વ કહે, ગુણ ગ્રાહક પાત્ર પ્રમાણ ગ્રહે;
મુજબુદ્ધિ પ્રમાણ મળો મુજને, સુણી દોષ નહીં ધરવો સુજને. ૫૯.

સ્વાત્મા પ્રતિઉકિત.

દોહરો.

જો હોંશી મુજ જીવતું; કવિતા કરવા ધાર;
સારાં સારાં શોધિને, લે સંઘરી વિચાર. ૬૦.

## ચૌદ પત્ર કમળબંધ,

ઘનાક્ષરી છંદ.

સારા સારા લે વિચાર, રસ સારે શણગાર;
મન કરી તદાકાર, તિક્ષણ બુદ્ધિ ઉતાર;
સજી કાવ્ય કળાસાર, જન આગળે ઉચ્ચાર;
નાથ પાડનાર પાર, રખે તું હિંમત હાર;
તે આપે તને આધાર, નેક જે છે નામદાર;
તોટો નથી તેને દ્વાર નહિતે કહે ન કાર;
તું તો તારો ધર્મ ધાર; વિચારીલે વારવાર;
સાર મતી સજનાર, તેનેતો ન તું વિસાર. ૬૧.



આ કમળમાં જેટલા બાળબોધી અક્ષર છે તેટલા એકથી વધારે વાર વંચાયછે.

### શ્રોતા પ્રતિઉક્તિ,

મનહર છંદ.

કલ્પના કૈલાશ શૈલ ઉપર આસન કરી;
અવની આકાશ પાસ કોડે દૃષ્ટિ કરૂં છું;
દીસે જે દેખાવ તેનો ભાવ ભલી ભાતે ભણું;
ઈશ્વરની લીલા તણો આ ગ્રંથ આદરૂં છું;
નીતિ તણો ઉપદેશ, ઉચરૂં વિશેષ એમાં
પામું સૌનો પ્રેમ એવી આશા ઉરધરૂંછું;
કહે દલપતરામ કરૂં સારૂં જાણી કામ;
જેવી મારી મતી એવી કવિતા હું કરૂંછું; ૬૨.

દોહરા.

બહુ ભાઈને બાઈયો, શ્રોતા જાણિ સમક્ષ;
અનેકને કે એકને[1] લાયક જણવું લક્ષ.[2] ૬૩.
રાત દિવશને રૂતુ તથા, સૃષ્ટિતણો શણગાર;
લાયક લીલા ઈશ્વરી; વર્ણવું વિવિધ પ્રકાર. ૬૪.

### નવરસવિષે,

મનહર છંદ.

દંપતિ વિવાહ સ્નેહ વર્ણવું શ્રંગાર રસે;
હાસ્ય રસ લાવું ક્યાંઈ મિત્રને હસાવવા;

૧. મતલબકે કોઈ વખતે શ્રોતાને અનેક વચનમાં અને કોઈ વખતે એકવચનમાં લખીશ. ૨. વિચાર.

સારાં માણસોએ પણ સંકટ સહેલાં કેવાં;
કરૂણા રસે કહું કરૂણા ઉપજાવવા;
ક્રોધી વેન રાજા તણો ક્રોધ કહું રૌદ્ર રસે;
વીર રસ લાવું ચિત્ત હિંમત ચઢાવવા;
દુરાચારીના આચાર વર્ણવું વિભત્સરસે;
ભયદિધો વેને જુઓ વિપ્રને નસાવવા. ૬૫.

હરિગીત છંદ.

ઉદધી તણું આકાશનું વર્ણન કરૂં અદ્‌ભુત રસે;
શુભ શાંત રસથી દઉ શિખામણ ઠીક થૈ મનમાં ઠસે;
કહું ભેદ બહુ કવિતા તણા, અધિકા અલંકારે કરી;
મુજ શક્તિ સમ શણગાર શોભિત ઠાઠ માઠ રચ્યું ઠરી; ૬૬.

ઉપજાતિ વૃત્ત.

ભુંડા ભલા લોક તણા સ્વભાવ; તથા બનેલા નવલા બનાવ
તે વાતનું વર્ણન હું કરીશ, ધી માનની આગળ તે ધરીશ. ૬૭.
પરોપકારી જન જે જણાયા; કીધાં રૂડાં કામ રૂડા ગણાયા;
તેઓ તણી કીર્તિ વળી વખાણું; કવિત્વનું સાર્થક એજ જાણું ૬૮.
કહીં વળી યુદ્ધ તણો પ્રસંગ, ભક્તી તણો ભેદ કહીં અભંગ;
વળી પ્રભુનો મહિમા વખાણું; જેથી થયું જીવન સાર્થ જાણું; ૬૯.

દોહરા.

કાવ્ય કળાની યુક્તિયો, આવે માંહિ અનેક;
શબ્દ અર્થ ને ચિત્રના અલંકાર સવિવેક. ૭૦.
ઉપજે જે આ વાંચતાં, સંશય કોઈ ઠાર;
પૂર્વા પર અવલોકતાં, તે સંશય ટળનાર. ૭૧.

સંક્ષેપમાં કહેવાવિષે,

ઝુલણા છંદ.

વસ્તુ પ્રત્યેક વિસ્તારથી વર્ણવું, તો નહિ ગ્રંથનો અંત આવે;
અલ્પ આયુષ્યને કામતો અતિઘણું, કરવિ લંબાણ તે કેમ ફાવે;
બોલવાની બહુ બાબદો છે વળી, સર્વ દેવી પડે છેક છોડી;
નાટકી જેમ નાટક નહીં કરિશકે, વેષ ઝાઝા અને રાત થોડી. ૭૨.

ભ્રમરાવળી છંદ.

નહિ પાર નિધી જળ મધ્ય પમાય તરંગતણો;
વળિ કાવ્ય તરંગ અનંત ગુણી જન એમ ગણો;
લખતાં જુગના જુગ જાય; તથાપિ ન પાર લહું;
ઉદધી જળ તુલ્ય અથાગ, અતી થકિ અલ્પ કહું. ૭૩.

શ્રોતા પુરૂષો પ્રતિઉક્તિ,

મનહર છંદ.

શિક્ષક સમાન સારી શિખામણની દેનારી;
વૃદ્ધ તુલ્ય જેમાં કહ્યો વિવિધ વિચાર છે;
મિત્ર તુલ્ય માનવીના; મનમાં પ્રમોદ આપે;
તરૂણી સતી સમ સુભાષણ તૈયાર છે;
આનંદ સમે ધરે તો આનંદ અધીક આપે;
દુઃખ સમે દુખિયાને દિલાસો દેનાર છે;
સવિતા[1] પ્રતાપે બને કવિતા તો કેવી કરૂં;
અધર રહેલા જન મનનો આધાર છે. ૭૪.
હાથમાં ધરોતો વિંટી પોંચીથી વિશેષ શોભે;
કાને ધરો તો અમુલ્ય કુંડળ આકાર છે;
મુખે ધરો તો તે મુખવાસથી; સુવાસ આપે;
કંઠે કરો તો તે હીરા મોતીતણો હાર છે;
મગજમાં ધરો તો મુગટથી સરસ શોભે;
ઘરમાં ધરોતો રૂડો ઘર શણગાર છે;
સવિતા પ્રતાપે બને કવિતા તો કેવી કરૂં
અધર રહેલા જન મનનો આધાર છે. ૭૫.

બાઈયો પ્રતિઉક્તિ,

ઝુલણા છંદ.

બંધુ જાણો મને જે બધી બાઈયો; સ્નેહથીતો જુઓ મૂજસામું;
સૌ અહો નીશ આશીષ આપો મને; જેથિ જગદીશનો પ્રેમ પામું;
વીરતો કાંઈ પ્રતિવર્ષદે બેનને; આપણા દેશની રીત અશલી;
હું તમારો વડો ધર્મનો વીરછું; વીરની આગળો *વીર પસલી. ૭૬.

ઈંદ્ર વિજય છંદ.

સુંદર ગીત શિખામણનાં; ગુણવંત થવા હિતનાં ગણિ ગાશો;
વ્યર્થ નથીજ અનર્થ નથી; ઉર અર્થ ધર્યાથિ સમર્થ જણાશો;
ભ્રાત ગણી કદિ તાત ગણી, ભલી ભાત મને નિજ ચિત્ત ચહાશો;
ઉત્તમ નીતિ તણો કરૂં અર્પણ; આ તમને શુભસાસર વાસો; ૭૭.

મનહર છંદ.

કવિતાનો કહેનાર કહે જાય કવિતાને,
સુણનાર કથન ધરે ન કશું કાનમાં;

[1] જગત કર્તા.
* હમેશાં આવણમાં બાઈ પાસેથી બેન કાંઈ હક લઈ છે તેને ભાઈ પસલી અથવા વીર પસલી કહેછે.

ભાવારથ ભેદ જાણવાની નહિ શક્તિ ભાસે,
ધીરજ ધરીને અર્થ ધરે નહિ ધ્યાનમાં;
અભાવતા અન્નનો આહાર કરે એવી રીતે,
સુણે પણ તેનું મન દોડે બીજા તાનમાં;
કહે દલપત એવા આગળે કવિતા કહી,
તે તો જેમ જઇને રૂદન કર્યું રાનમાં. ૭૮.

શ્રોતાની રૂચિ.

કોઈ શબ્દ ચિત્ર અલંકારને કહેછે સારૂ;
કોઈ અતિ ઇચ્છે, અર્થ તણા અલંકારને;
કોઈ તો વિવિધ વસ્તુ વર્ણન વિશેષ વાંચે;
કોઈ તો સદા વખાણે શિખામણ સારને;
જેને જેવો ભાવ તેને તેવી કવિતા છે આમાં;
બેશીને જુઓ આ બડા બાગના બહારને;
ગમે ત્યાં ગમત કરો ન ગમે તે નિંદશોમાં;
રાખજો તે જગા જવા બીજા રમનાર ને; ૭૯.

દોહરો.

ભાત ભાતનાં ભોજનો, કરિ રાખે કંદોઈ;
જેને ભાવે જે ઘણું, જમે લઇને જોઈ; ૮૦.

વ્યસની પ્રતિ ઉક્તિ.
મનહર છંદ.

અરે ઓ વ્યસની નથી વ્યસનીનો વાટવો આ;
એમાં તો અધીક ગુલબાસને ગુલાબ છે;
ચંપાને ચંબેલી તણા હશે ગજરાને હાર;
બીજા પણ એમાં એવા બહુ બહુ બાબછે;
ફોગટ તું ફંદીશમાં, તેતો નહીં ફાવે તને;
જો તું મને પુછે, તને એટલો જવાબ છે;
ગાંજો નથી ભાંગ્ય નથી, બાળી પીવા બીડી નથી;
પત્ર પુષ્પવાળી આ, શ્રીમાળી તણી છાબછે. ૮૧.
ઘરાકો ઘણાક દેખી સુખડીએ સમજાવ્યું;
આ તો સારો સુખડીયો વેચવાનું સ્થાન છે;
પેંડા બરફી પતાસાં; ખાજાં પણ મળે ખાસાં;
પુષ્ટિકાર બીજાં પણ; મીઠાં પકવાન છે;
સાકર ઇલાઇચી; સહીત જે સુગંધી-દાર;
પ્રેમથી પીયોતો પીવા જોગ્ય પય પાન છે;
પીવી હોય મદીરા ને ખોવી હોય અક્કલ તો
તેવા જનો જાઓ જ્યાં કલાલની દુકાન છે. ૮૨.

દોહરો.

જેનો ચારો જે કર્યો, તેને ભાવે તેજ;
હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ કરેજ.

મનહર છંદ.

પાણી ખારા તણો પ્રાણી દૂધ મદ્ધે ધરી દેખો,
તરતજ તરફડી મુંઝાઈ એ તો મરે;
ભોગી તણા ભારે ભારે વૈભવને ભુંડા ગણે;
જેનું મન જોગી થવા જોગ જુગતી કરે;
કોમળ કવિતા રૂડા કવિની કરેલી ભલી;
અણસમજુને ઉર એ તો નહીં ઉતરે;
કહે દલપતરામ જેને નહીં જેનું કામ;
વિખનો વિલાસી જીવ સાકરને શું કરે?.

વરસાદ થતાં સુખ સરવ વનસ્પતિને;
જવાસાનો જીવ જાય, એકે નહીં ઉછરે;
સૂરજ ઉગ્યાથી જુઓ સકળ સંસાર રીઝે;
ઘૂડને ઘણો કલેશ એ થકી અનુસરે;
ચંદ્ર તણી ચાંદનીને ચાહેછે ચક્ષુ સઉનાં;
ચોર લોક ચિંતા ચિત્ત ચોગણી એથી ધરે;
કહે દલપતરામ જેને નહીં જેનું કામ;
વીખનો વિલાસી જીવ સાકરને શું કરે?.

આંધળાને આરશીનો ઉપયોગ એકે નહીં;
બધીરને બધા રાગ બકવા જેવા ઠરે;
હાથી તણે હોદ્દે જેને બેસવાનું હોય નહિં;
દીલ તેનું દૂરથીજ દેખી દેખીને ડરે.
આળસુને વિદ્યાનો અભ્યાસ ત્રાસ ઉપજાવે;
કંજુસને કીરતીનો કશો રસ ઉતરે;
કહે દલપતરામ જેને નહીં જેનું કામ;
વીખનો વિલાસી જીવ સાકરને શું કરે.

કીડી શોધે કણને કનકનું ન કામ કશું;
ચાર પગું ઢોર તેતો ચાર ચાહીને ચરે;
સિંહને તો સ્વાદ સદા માંસનોજ સારો લાગે
શેલડીનો સ્વાદ જાણી વિવેકે ન વાવરે;
ગર્ધવને ગમ નહીં સારી કે નઠારી ગંધ;
તજી શુભ સ્થાનક કુસ્થાનકે ફેરા ફરે;
કહે દલપતરામ જેને નહીં જેનું કામ;
વીખનો વિલાસી જીવ સાકરને શું કરે?.

નહારી કવિતા વિશે.

તમાકુ પ્રતિ અન્યોક્તિ.

અરે ઓ તમાકુ તારો તોલ તું તપાસ કર;
મિથ્યા મનમાંથી તારા મેલ અભિમાનને;
નાગર વેલીના ગુણ નીરખી જો નયનથી;
જેનો ગુણ વિશેષ વિદિત છે જહાનને;
તેની સાથે નું ગણાઈ તેની તો નવાઈ નથી;
રાખ સાથે કોઠીમાં ધરે છે લોક ધાનને;
વ્યસનીઓ તારાપર તાળીયો વિશેષ પાડે;
તેથી તું ન પામર ગણીશ પાકા પાનને. ૮૮.
કારણ કવિતાનું જે નીતિપર પ્રીતિ વધે;
સરસ કે નરસ તો તેપર સંભાળીએ;
જે કવિતા વાંચીને અનીતિની અસર થાય;
એવી કવિતાને ઉન્હા પાણીમાં ઉકાળીએ;
નીતિને અનીતિ મિશ્ર ભાવ જેનો ભાળી એતો;
બાવળના કોયલાની સાથે તેને બાળીએ;
બેહેન કે બેટી પાસે બોલી ન શકાય બોલ;
એવી કવિતાને તો ઉકરડે ઉછાળીએ. ૮૯.
સુકવિની કવિતા તે નીતિનું પોષણ કરે;
પોષણ કારક જેવું માનું પય પાન છે;
મોટાં માણસોને સુણી મનમાં મિઠાશ લાગે;
મિષ્ટતા ભરેલું જેવું જગમાં મિષ્ટાન છે;
કુકવિની કવિતા વાંચ્યાથી કાળો કેર થાય;
અનીતિ ભરેલી આઝા ઝેરની સમાન છે;
કહે દલપતરામ કદી નહીં ધરો કાન;
નરક[1] નિવાસની દેનારી તે નિદાન છે; ૯૦.

ઉધોર છંદ.

સંઘરશો ન ઘરમાં સાપ, સંઘરશો ન પ્રૌઢાં પાપ;
સંઘરશો ન એમજ આપ; જેમાં છે અનીતિ છાપ. ૯૧.
સૌથી માતનું પય શુદ્ધ; દીસે થોરનું પણ દૂધ;
એમજ કાવ્ય નામે એક; છે ગુણ જરૂર જૂદા છેક. ૯૨.
સજશો નિત્ય જેવો સંગ, ચઢશે ચિત્ત તેવો રંગ;
વાંચે વેણ જન જે નિત્ય, કરશે આપ એવાં કૃત્ય. ૯૩.
અમલી લોક ખાય અફીણ, હોય હમેશ તે મતિહીણ;
વિધ વિધ ગાય કેફ વખાણ, એથી જન ઠગાય અજાણ. ૯૪.

[1] સુંદરદાસજીએ તથા મુક્તાનંદસ્વામીએ કહ્યું છે કે; "રસિકપ્રિયા, રસમંજરી; ઇતિ આદિક રસ ગ્રંથ; મુક્ત કહે મતિમંદકું; સબહિ નરકકે પંથ."

હરખે મોતિ ચરિને હંસ, બગલો મચ્છ તનના અંશ;
આપે આપનો આહાર, વિધ વિધ વર્ણવે બહુ વાર. ૯૫.
ગર્ધવને ન ભાવે ગોળ, ખાંતે ખાય આઝો ખોળ;
કરકાપર[1] રહે જે કાગ; ઉર હરખાય ત્યાંજ અથાગ. ૯૬.
રહિછે જગતમાં એ રીત, જેવું પાત્ર તેવી પ્રીત;
સારાને ગમે શુભ વાત, નરસો નરસથી રળિયાત. ૯૭.

સોરઠો.

ફાગ ફટાણાં ગાય, ત્યાં ઉભા રહેતાં દિલે;
સજ્જન તો શરમાય, નિર્લજને નિર્લજ ગમે; ૯૮.

પ્રશ્ન. દોહરો;

ખડિયાને દેખી કહે, કવિને કોઈ બાઈ;
રોશનાઈ એમાં રહે, કે કવિ કહો શિહાઈ. ૯૯.

ઉત્તર. ચોપાયા છંદ.

શિહાઈ છેકે રોશનાઈ છે; કહો કવીશ્વર એમાં;
બાઈ સુણો વસ્તૂ બંને છે, તમે કહી તે તેમાં;
નીતિ સહીત સપૂત લખે તે, રોશનાઈ અજવાળું;
કરે કપૂત શિહાઈ ભુંશી, ધોળા ઉપર કાળું; ૧૦૦.

મનહર છંદ.

બાળક વાંચે તો તેની બુદ્ધીમાં બિગાડ થાય;
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે;
વૃદ્ધ જન વાંચે તો તે લાગે તેને વિષ જેવી;
થૂથૂ કહી જે કવિતા ઉપર થુંકાય છે;
ભગીનીઓ સાંભળતાં, ભાઈથી ભણાય નહીં;
લાજવાળાં માણસો તો વાંચતાં લજાય છે;
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે;
કવિતા તો સૌને સુખકારક ગણાયછે. ૧૦૧.

દોહરા.

કોઈ કવિ નીતી લખે, કોઈ અનીતી છેક;
અનાજ વાવે એકજન; અફીણ વાવે એક. ૧૦૨.
થોર દૂધ તે દૂધ નહિ; ગોકળ ગાય ન ગાય;
કુનીતિની કવિતા નહિ; ઘૂડ રાય નહિ રાય. ૧૦૩.
સારૂં ઇચ્છો શિશુ તણું, તમે માતને તાત;
આશક માશુકની કદી દ્યો ન વાંચવા વાત. ૧૦૪.

[1] કરકું—હાડકું.

### ગીતિ વૃત્ત.

ળ-ખજૂરો વિંછી, બાળક કરમાં કદી ન દે બાપ;
મજ અનીતિ કેરૂં; પુસ્તક દેતો પિતા શિરે પાપ. ૧૦૫.

### કલમ પ્રતિઉક્તિ,

### મનહર છંદ.

કાજળની કોટડીમાં, વારે વારે વિચરતી;
અરે ઓ કલમ તને, વિનતી હું કરૂં છું;
શામ મુખ વાળી પણ શ્વેતતણી સંગતિમાં;
ભાળી તને આજ તારો ભરૂંસો હું ભરૂંછું;
મન તણો મર્મ તારી આગળ ઉઘાડો કરૂં;
ધરી હૈએ હેત તને હાથમાં હું ધરૂંછું;
નિર્લજ વચન કાંતો કોઈની નિંદા લખીને;
હાથ લગાડે તું રખે, દીલમાં હું ડરૂં છું. ૧૦૬.

### પ્રમિતાક્ષરા છંદ.

ન લખીશ નીતિ તલમાત્ર તજી;
ન લખીશ શબ્દ દિલ દ્વેષસજી;
ન લખીશ જુક્તિ કરિ જૂઠ જરી;
ન લખીશ ધર્મ નિજ દૂર ધરી. ૧૦૭.
લખ સત્ય કૃત્ય હરિનાં હરખી;
લખ પુણ્ય કામ જનનાં પરખી;
લખ દેશ કાજ ઉપદેશ ઘણો,
લખ સંપ થાય જન જાત તણો. ૧૦૮.

### ઈંદ્રવ્રજા વૃત્ત.

બેટી બહેનો પિતુ ભ્રાત પાસે;
જે બોલતાં બોલ બહુ લજાશે;
એવું લખે તે કહિયે અનીતી;
રૂડા જનોની નહિ એવિ રીતી. ૧૦૯.

૧૧૦.

સારા જનો તો શરમાય એથી;
ખુશી થશે લંપટ લોક તેથી; ૧૧૧.

### મનહર છંદ.

રસ નામ સ્વાદનુંછે જાણેછે સંસારી સર્વ;
જેમાં નહીં સ્વાદ તેને રસ નહીં જાણીએ;
સૃષ્ટિવિશે સુંદરતા તે રૂડો શૃંગાર રસ,
પાપમય બુદ્ધિ તે શૃંગાર ન પ્રમાણિયે;
કાને સુણી સજ્જનને ઉપજે કંટાળો ઉર,
તેને કેમ રસ કરી વિશ્વમાં વખાણીએ;
ખટ રસ ભોજનમાં કારેલાં કંકોડાં હોય;
અફીણનો રસ નહીં ભોજનમાં આણીએ. ૧૧૨.
લવણનો રસ ખટ રસમાં લેખાય સારો;
જેનું નામ સબરસ સર્વ જનો જાણેછે;
કવિતાના રસમાં શૃંગાર રસ સરસછે;
જ્ઞાની મુનિ જન જેને વિવિધ વખાણેછે;
લવણનો રસ પણ હદમાંજ હોય સારો,
હદથી વિશેષ હોયતો કંટાળો આણેછે;
રસપણું તજી અમરસ ખારૂં ઝેર થાય;
અધિક શૃંગાર રસ પણ એ પ્રમાણેછે. ૧૧૩.

### ગીતિ વૃત્ત.

ફૂટ દઈ પડજે ફાટી, જનિતા જગમાં કપૂત જણનારી,
તેમજ જાજે તૂટી; લખતાં લેખણ અનીતિ લખનારી. ૧૧૪.

### દોહરા.

નિંદા તેની નવ ગમે, જેમાં જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિષાદ[1]. ૧૧૫.
રૂડી કલમ રસાળની, કલમ લખ્યાની કોય;
કરમાં છે તો જુક્તિ કર, હર વરસે ફળહોય. ૧૧૬.
સુબોલથી શોભે વદન; કુબોલથી બેતાલ;
કાળું ચાવ્યે કોયલા, પાન ચાવતાં લાલ. ૧૧૭.
કાળપ ભરિયું કાળજું; કુકવીતણું તમામ;
તેણે ચુંબિતથિ થયું, શામા તુજ મુખશામ. ૧૧૮.

### અપરીક્ષક વિશે.

પ્રીછે નહિ જે પારખું; દેખે સરખું ડોળ;
જંગલિ જન જાણે નહિ, ગોળ ગળ્યો કે ખોળ. ૧૧૯.

---
[1] ક્લેશ.

ગીતિ વૃત્ત.

સરસ નરસ રસ સમજે, કવિતા રસતો તહાં પ્રગટ કીજે;
પણ ઘુઘરો કે ઘંટા, બાળકતો તે બજાવતાં રીઝે. ૧૨૦.

મનહર છંદ.

સાધારણ કનકની કિમત ન કરી જાણે,
કુંદનની કિમત તે કેમ કરી જાણશે;
હળદીની કિમત હયાતીમાં ન કરી હોય,
કેસરની કીમત તે કેમ ઉર આણશે;
કિડિયાં મોતીની કાંઈ કિમત ન કરી જાણે,
મોઘા મુલાં મોતીને શું વિવિધ વખાણશે;
કહે દલપત કાંઈ કવિતા ન કંઠે કરી,
કવિતાની કિમત તે શી પેર્યે પ્રમાણશે. ૧૨૧.

દોહરો.

જે જેને અભ્યાસ નહિ; તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરશી, બહેરા આગળ નાદ. ૧૨૨.

ઈંદ્ર વિજય છંદ.

સુંદરતો પણ શા ઉપયોગનિ,
અંધનિ આગળ આરશી લાવ્યો;
જો ગજરાજ દિસે અતિ ઉત્તમ,
નિર્ધનને ઉપયોગ ન આવ્યો;
મર્કટ કંઠ ધર્યો મણિ હાર,
પ્રહાર ગણી અતિ દૂર ઉડાવ્યો;
કાવ્ય કળા કહી મૂરખ પાસ;
બધીરની આગળ શંખ બજાવ્યો. ૧૨૩.

મનહર છંદ.

ઘન તણો ઘોર શુણી મોર બોલે જોર કરી;
સ્વાતિતણા બિંદુ શીપ ઝડપથી ઝીલેછે;
પ્રભાકર પ્રભાવડે પદ્મ પ્રફુલિત થાય;
ચંદ્ર ચંદ્રિકાથી ખુબ કુમુદની ખીલેછે;
ચમકથીજેમ લોહ ચંચળ તરત થાય;
સુગંધને સદ્ય જેમ સમીર હરી લે છે;
કહે દલપત તેમ કવિતાના શોખી જન,
કવિતા સુણીને સાર સર્વ સમજી લે છે. ૧૨૪.

સુંઘતાં સુગંધી વિશે સ્વાદ સમજી ન શકે;
નક્કી શુન્ય નાસિકા છે, એમ ઉર આણીએ;
દર્શ્ય વસ્તુ દેખવા ન ઇચ્છે દલપતરામ;
દુનિયામાં દૃષ્ટી શુન્ય જન એતો જાણીએ;
કીરતી કથન કે રસીક રૂડો રાગ કદી;
શુણવા ન ઇચ્છે શ્રોત્ર શુન્ય તે પિછાણિયે;
સુ કવિતા રસથી ન રંજન હૃદય થાય;
તે હૃદય શુન્ય એમ પ્રસિદ્ધ પ્રમાણીએ. ૧૨૫.
એક શહેરનો રાય કહે શુણો કવિરાય;
ઘણા તમો જેવા અહિં કવિ ઘેર ઘેર છે;
તમારા મુલકમાં તો કવિયોનો ટોટો હશે;
અહિં તો આ સમયમાં કવિ ટકે શેર છે;
કહે કવિ સુણો રાય; સર્વ કવિ ટકે શેર;
એવું આ સભામાં હોય, એ તો કાળો કેર છે;
ખાજાં ભાજી હતાં એક શહેરમાં ટકે શેર;
આજ જાણ્યું એવું બીજું આપનું શહેરછે. ૧૨૬.

વસંત તિલકા વૃત્ત.

જેને ન જાણ કદિ કોકિલ કાગ કેરૂં;
તે કાગનું કદિ વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યા શ્રવણ કોકિલ શબ્દ સારા;
તે કાગના સ્વર સુણી નહિ માનનારા. ૧૨૭.

દોહરો. 38131

જેને જેનો સ્વાદ નહિ; તે તેને ન ચહાય;
દૂષણ આપી-દ્રાખને, કાગ લિંબોળી ખાય. ૧૨૮.
સાકર લાગે સર્વદા, મનુષ્ય માત્રને મિષ્ટ;
કડવી તેને જે કહે; તેનું તન રોગિષ્ટ. ૧૨૯.
રે સાકર તુજને સઉ; નહીં કહે રસહીણ;
ભક્ષ કરે અમલી ભલે; તુજને તજી અફીણ. ૧૩૦.

મનહર છંદ.

શેલડી કહેછે શુણ ગર્ધવ આ સાકરને;
શું થયું જો તારા જેવા આદર ન આપશે;
દૈવે તેના સ્વાદનો તને ન અધિકાર આપ્યો;
એથી અરિયાથી એની આબરૂ ઉથાપશે;
તારો અંતે થશે તોલ ધમકશે ઢોલા ઢોલ;
તારા બોલે બોલ બધા તુજને સંતાપશે;
અમથો બકે શું આમ કહે દલપતરામ;
સાકર તો ઠામ ઠામ, વિશ્વ વિશે વ્યાપશે. ૧૩૧.

ગીતિ વૃત્ત.

વ્યાળ-ખજૂરો વિંછી, બાળક કરમાં કદી ન દે બાપ;
એમજ અનીતિ કેરૂં; પુસ્તક દેતા પિતા શિરે પાપ. ૧૦૫.

કલમ પ્રતિઉક્તિ,

મનહર છંદ.

કાજળની કોટડીમાં, વારે વારે વિચરતી;
અરે ઓ કલમ તને, વિનતી હું કરૂં છું;
શામ મુખ વાળી પણ શ્વેતતણી સંગતિમાં;
ભાળી તને આજ તારો ભરૂસો હું ભરૂંછું;
મન તણો મર્મ તારી આગળ ઉઘાડો કરૂં;
ધરી હૈએ હેત તને હાથમાં હું ધરૂંછું;
નિર્લજ વચન કાંતો કોઈની નિંદા લખીને;
દાઘ લગાડે તું રખે, દીલમાં હું ડરૂં છું. ૧૦૬.

પ્રમિતાક્ષરા છંદ.

ન લખીશ નીતિ તલમાત્ર તજી;
ન લખીશ શબ્દ દિલ દ્વેષસજી;
ન લખીશ જાુક્તિ કરિ જૂઠ જરી;
ન લખીશ ધર્મ નિજ દૂર ધરી. ૧૦૭.
લખ સત્ય કૃત્ય હરિનાં હરખી;
લખ પુણ્ય કામ જનનાં પરખી;
લખ દેશ કાજ ઉપદેશ ઘણો,
લખ સંપ થાય જન જાત તણો. ૧૦૮.

ઈંદ્રવજ્રા વૃત્ત.

બેઠી બહેનો પિતુ ભ્રાત પાસે;
જે બોલતાં બોલ બહુ લજાશે;
એવું લખે તે કહિયે અનીતી;
રૂડા જનોની નહિ એવિ રીતી. ૧૦૯.

ઉપજાતિ વૃત્ત.

અનીતિના શબ્દ અનીતિમાન;
વાંચે વખાણે થઈ સાવધાન;
જે સાંભળી લંપટ ચિત્ત લોભે;
સારા જનોના મુખમાં ન શોભે; ૧૧૦.
વિવા તણાં નિર્લજ જે ફટાણાં;
હોળી સમાનાં વળિ ફાગગાણાં;
સારા જનો તો શરમાય એથી;
ખુશી થશે લંપટ લોક તેથી; ૧૧૧.

મનહર છંદ.

રસ નામ સ્વાદનુંછે જાણેછે સંસારી સર્વ;
જેમાં નહીં સ્વાદ તેને રસ નહીં જાણીએ;
સૃષ્ટિવિશે સુંદરતા તે રૂડો શૃંગાર રસ,
પાપમય બુદ્ધિ તે શૃંગાર ન પ્રમાણિયે;
કાને સુણી સજજનને ઉપજે કંટાળો ઉર,
તેને કેમ રસ કરી વિશ્વમાં વખાણીએ;
ખટ રસ ભોજનમાં કારેલાં કંકોડાં હોય;
અફીણનો રસ નહીં ભોજનમાં આણીએ. ૧૧૨.
લવણનો રસ ખટ રસમાં લેખાય સારો;
જેનું નામ સબરસ સર્વ જનો જાણેછે;
કવિતાના રસમાં શૃંગાર રસ સરસછે;
જ્ઞાની મુનિ જન જેને વિવિધ વખાણેછે;
લવણનો રસ પણ હદમાંજ હોય સારો,
હદથી વિશેષ હોયતો કંટાળો આણેછે;
રસપણું તજી અમરસ ખારૂં ઝેર થાય;
અધિક શૃંગાર રસ પણ એ પ્રમાણેછે. ૧૧૩.

ગીતિ વૃત્ત.

ફૂટ દઈ પડજો ફાટી, જનિતા જગમાં કપૂત જણનારી,
તેમજ જાજો તૂટી; લખતાં લેખણ અનીતિ લખનારી. ૧૧૪.

દોહરા.

નિંદા તેની નવ ગમે, જેમાં જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિષાદ[1]. ૧૧૫.
રૂડી કલમ રસાળની; કલમ લખ્યાની કોય;
કરમાં છે તો જાુક્તિ કર, હર વરસે ફળહોય. ૧૧૬.
સુબોલથી શોભે વદન; કુબોલથી બેતાલ;
કાળું ચાવ્યે કોયલા, પાન ચાવતાં લાલ. ૧૧૭.
કાળપ ભરિયું કાળજું; કુકવીતણું તમામ;
તેણે ચુંબિતથિ થયું, શામા તુજ મુખશામ. ૧૧૮.

અપરીક્ષક વિશે.

પ્રીછે નહિ જે પારખું; દેખે સરખું ડોળ;
જંગલિ જન જાણે નહિ, ગોળ ગળ્યો કે ખોળ. ૧૧૯.

[1] ક્લેશ.

ગીતિ વૃત્ત.

સરસ નરસ રસ સમજે, કવિતા રસતો તહાં પ્રગટ કીજે;
પણ ઘુઘરો કે ઘંટા, બાળકતો તે બજાવતાં રીઝે. ૧૨૦.

મનહર છંદ.

સાધારણ કનકની કિમત ન કરી જાણે,
કુંદનની કિમત તે કેમ કરી જાણશે;
હળદીની કિમત હયાતીમાં ન કરી હોય,
કેસરની કીમત તે કેમ ઉર આણશે;
કિડિયાં મોતીની કાંઈ કિમત ન કરી જાણે,
મોઘા મુલાં મોતીને શું વિવિધ વખાણશે;
કહે દલપત કાંઈ કવિતા ન કંઠે કરી,
કવિતાની કિમત તે શી પેર્યે પ્રમાણશે. ૧૨૧.

દોહરો.

જે જેને અભ્યાસ નહિ; તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરશી, બહેરા આગળ નાદ. ૧૨૨.

ઈંદ્ર વિજય છંદ.

સુંદરતો પણ શા ઉપયોગતિ,
અંધનિ આગળ આરશી લાવ્યો;
જો ગજરાજ દિસે અતિ ઉત્તમ,
નિર્ધનને ઉપયોગ ન આવ્યો;
મર્કટ કંઠ ધર્યો મણિ હાર,
પ્રહાર ગણી અતિ દૂર ઉડાવ્યો;
કાવ્ય કળા કહી મૂરખ પાસ;
બધીરની આગળ શંખ બજાવ્યો. ૧૨૩.

મનહર છંદ.

ઘન તણો ઘોર શુણી મોર બોલે જોર કરી;
સ્વાતિતણા બિંદુ શીપ ઝડપથી ઝીલેછે;
પ્રભાકર પ્રભાવડે પદ્મ પ્રફુલિત થાય;
ચંદ્ર ચંદ્રિકાથી ખૂબ કુમુદની ખીલેછે;
ચમકથીજેમ લોહ ચંચળ તરત થાય;
સુગંધને સદ્ય જેમ સમીર હરી લે છે;
કહે દલપત તેમ કવિતાના શોખી જન,
કવિતા સુણીને સાર સર્વ સમજી લે છે. ૧૨૪.

સુંઘતાં સુગંધી વિશે સ્વાદ સમજી ન શકે;
નક્કી શુન્ય નાસિકા છે, એમ ઉર આણીએ;
દર્શ્ય વસ્તુ દેખવા ન ઇચ્છે દલપતરામ;
દુનિયામાં દૃષ્ટી શુન્ય જન એતો જાણીએ;
કીરતી કથન કે રસીક રૂડો રાગ કદી;
શુણવા ન ઇચ્છે શ્રોત્ર શુન્ય તે પિછાણિયે;
સુ કવિતા રસથી ન રંજન હૃદય થાય;
તે હૃદય શુન્ય એમ પ્રસિદ્ધ પ્રમાણીએ. ૧૨૫.
એક શહેરનો રાય કહે શુણો કવિરાય;
ઘણા તમો જેવા અહિં કવિ ઘેર ઘેર છે;
તમારા મુલકમાં તો કવિયોનો ટોટો હશે;
અહિં તો આ સમયમાં કવિ ટકે શેર છે;
કહે કવિ સુણો રાય; સર્વ કવિ ટકે શેર;
એવું આ સભામાં હોય, એ તો કાળો કેર છે;
ખાજાં ભાજી હતાં એક શહેરમાં ટકે શેર;
આજ જાણ્યું એવું બીજું આપનું શહેરછે. ૧૨૬.

વસંત તિલકા વૃત્ત.

જેને ન જાણ કદિ કોકિલ કાગ કેરૂં;
તે કાગનું કદિ વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યા શ્રવણ કોકિલ શબ્દ સારા;
તે કાગના સ્વર સુણી નહિ માનનારા. ૧૨૭.

દોહરા. 

જેને જેનો સ્વાદ નહિ; તે તેને ન ચહાય;
દૂધપાક આપી-દ્રાખને, કાગ લિંબોળી ખાય. ૧૨૮.
સાકર લાગે સર્વદા, મનુષ્ય માત્રને મિષ્ટ;
કરવી તેને જે કહે; તેનું તન રોગિષ્ટ. ૧૨૯.
રે સાકર તુજને સદા; નહીં કહે રસહીણ;
જસ કરે અમલી જનો; તુજને તજ અફીણ. ૧૩૦.

મનહર છંદ.

શેલડી કહેછે શુણ ગર્વિત આ સાકરને;
શું થયું જો તારા જેવા આદર ન આપશે;
હવે તેના સ્વાદનો તને ન અધિકાર આવ્યો;
એથી અફિણિયાથી એની આબરૂ ઉથાપશે;
તારી અંતે ઘણો તોલ ઘમકશે ટીલા ઢોલ;
તારા બોલે બોલ બાધા તુજને સંતાપશે;
અમથો બકે શું આમ કહે દલપતરામ;
સાકર તો રાજ ધામ, વિશ્વ વિશે વ્યાપશે; ૧૩૧.

કદળી પ્રબંધ.

પાલણું રૂપાળું પણ જેને ઘેર પુત્રનો,
આવાજ નહિં તો પછી તેને તેનું શું કાજ છે;
રાજ ચિન્હ રૂડાં પણ જેના તાબામાં જરીએ,
રાજ નહિં તો પછી તેને તેનું શું કાજ છે;

લાયકીનાં લક્ષણનું, લક્ષધા છે મૂલપણ,
લાજ નહિ તો પછી તેને તેનું શું કાજ છે;
કવિતા સરસ પણ સાંભળવા તણી જો,
ઈચ્છાજ નહિં તો પછી તેને તેનું શું કાજ છે. ૧૩૨.

પા લ ણું રૂ પા ળું પ ણ જે ને ઘે ર પુ ત્ર નો આ
રા જ ચિ ન્હ રૂ ડાં પ ણ જે ના તા બા માં જ રી એ
લા ય કી નાં લ ક્ષ ણ નું લ ક્ષ ધા છે મૂ લ પ ણ
ક વિ તા સ ર સ પ ણ સાં ભ ળ વા ત ણી જો ઈ
વા રા લા ચ્છા
જ ન હિં તો પ છી તે ને તે નું શું કા જ છે

દોહરા.

કદી ઉલૂક અનેક મળિ, કહે સૂર્ય નિસ્તેજ;
પણ જાણો નિશ્ચે પડે, અંતે જૂઠા એજ. ૧૩૩.
તોળે ગુંજા તુલ્ય તો, હેમ ન થૈશ ઉદાસ;
તારિ બરાબર ક્યાં થશે, ગુંજાની ગુંજાશ. ૧૩૪.

મનહર છંદ.

અજાણ્યાને દિલ્લિના ઠગારા દસ બાર મળ્યા;
લકડના લાડુને વખાણ્યા ખૂબ વાણીમાં;
ભોળા જને ભોળવાઈ ખરીદ્યા તે મોંઘા મૂલે;
જાણ્યું સારા જનોને જમાડીશું ઉજાણીમાં;
ભાગીને તે જોયા જ્યારે લાકડાનો ભૂકો ભાળ્યો;
પલાળી કરેલા લાડુ ખાંડ તણા પાણીમાં.
જેના મૂખ આગળ મુકે તે થૂથૂ કહી થુંકે;
ધન ખરચેલું બધું ગયું ધૂળ ધાણીમાં. ૧૩૫.

દોહરો.

થોડા જનો ઠગાય પણ, પ્રસિદ્ધ જ્યાં તે થાય;
લકડના લાડૂ પછી, કોઈ ન લેવા જાય. ૧૩૬.

ઈંદ્ર વિજય છંદ.

કૂરવિરૂપ દગાથિ ફસાવિ, અરે નર અંતર ફોગટ ફૂલે;
છાનિ રહે નહિં છેક હમેશ, ખરે ખરિ વાત કદીપણ ખૂલે;
ભોળવિએ ભરમાવિ ભલેપણ; ભોળપણે ફરિથી નહિં ભૂલે;
કાગલ હાંડલિ કોય કરે, કદિ એકજ વાર ચડેપણ ચૂલે. ૧૩૭.

મનહર છંદ.

જેને જગદીશે નહિં વાણીના વિલાશ દીધો;
વાણી દીધી પણ જે ન જાણે જુદા રાગને;
તેવાને તો કાવ્ય કળા અતિ ઉપયોગી નથી;
કાંચન તે ઉપયોગી નહિં જેમ કાગને;

મર્મ નહિ જાણે તેને મંન તો સમાન બધું;
બકરો બરાબર ગણેછે વન બાગને;
સમજે શુણીને તેનું કવિતા ડોલાવે શીશ;
નાદ મોરલીનો તે ડોલાવે જેમ નાગને. ૧૩૮.

દોહરા.

નીતિ ઉપર પ્રીતી વધે, કવિજન એવા હોય;
ફાગ ફટાણાં જોડિયાં, એવા પણ કવિ હોય. ૧૩૯.
તીર્થ નાહી વ્યભિચારી જન, સુતો ઠામકુઠામ;
ખર નાહી જેવું કરે, કીધું એવું કામ. ૧૪૦.
જૂદા જૂદા કામના, કવિયો જૂદા જાણ;
ફૂલ મળે માળીગ્રહે, શલાટઘર પાષાણ. ૧૪૧.

કવિયોની વૃદ્ધિ વિશે.

મનહર છંદ.

દેવે દયા આણી મહારાણીજીના રાજ્યરૂપી,
પર જન્ય પ્રેર્યો તે પોતાનો ધર્મ ધારે છે;
વાજે પડધમ જાણે ગાજેછે ગગન ઘન,
શસ્ત્રધર વીજળીના વેગથી સંચરે છે;
વાવટા વિચિત્ર મેઘધનુપ સમાન શોભે,
વિદ્યા રૂપી વારી ઝાઝું વસુધામાં ઝરે છે;
કહે દલપતરામ ગામ ગામ ઠામ ઠામ,
કવિ રૂપી કળાધરો ટહુકારા કરેછે. ૧૪૨.

દોહરા.

માંડે સંખ્યા મોરની, મુખે ગણી મંડાય;
પણ કવિજન આ કાળના, ગણે ગણી ન શકાય. ૧૪૩.

ઉત્તમ કવિ વિશે.

હું તો કવિ મતિ અલ્પ છું, અર્થ વિશે અજ્ઞાત;
સજ્જન શુણો હવે કહું, વડા કવીની વાત. ૧૪૪.
પક્ષપાત વિણ જ્યાં સભા, ત્યાં પુસ્તકો ધરાય;
ઉત્તમ અધમ કવીતણી, તરત પરીક્ષા થાય. ૧૪૫.

દુમિલા છંદ.

વરતાય નહીં સતી સર્વ સમે, વરતાય સતી અતિ સંકટમાં;
રણભૂમિ ભયાનકમાંજ જણાય, સમર્થપણું નર સુભટમાં;
સજિ નાટક જ્યાં શુભ નાચ કરાય, કળાય કળા નિરખી નટમાં;
કવિતો બહુછે દલપત્ત કહે, સમજાય કવિત્વ સભા તટમાં. ૧૪૬.

દોહરો.

જાઠ પક્ષપાતે વદે, બોલે નિર્લજ બોલ;
તેવિ સભાને તો ગણો, મર્કટમંડળિ તોલ. ૧૪૭.

મનહર છંદ.

બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો;
વૃદ્ધ જો પીએ તો તેને હિંમત ને જોર વધે,
ઉપજાવે અંતરમાં રસ સોળે આનીનો;
સતીયો પીએ તો તેને સતનો મારગ સૂજે,
સુધારસ સમ નારી મોટી અને નાનીનો;
સુકવિતા કોઈને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય જેમાં જરિએ નાદાનીનો. ૧૪૮.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

કીર્તિ કાવ્યથકી મળે વળિ મળે પ્રીતી પ્રજાની ઘણી,
નીતીનો પણ બોધ શુદ્ધ કવિતા આપે અનીતી હણી;
આનંદામૃત કાવ્યના કથનમાં જ્ઞાતાજનોને જડે;
જે જાણે કવિતાનિ જુક્તિ સમજી તે ભોગ્ય તેને પડે. ૧૪૯.

મનહર છંદ.

મરાળ તો મોતી ચરે મોતીમાંજ માન્યું મન,
ભલો તેને અવર આહાર કેમ ભાવશે;
સાકર સદૈવ ખાવા ઇચ્છેછે સક્કરખોર,
અન્ય પર રૂચી કેમ અંતરમાં આવશે;
સુગંધનો ભોગી ભ્રંગ સુગંધનો સંગ તજી,
ભમી જાય કેમ કદી કોઈ જો ભમાવશે;
કહે દલપત તેમ કવિતાના ભોગી જન,
કવિતામાં નિજ લક્ષ લક્ષધા લગાવશે. ૧૫૦.
ઘનતણો ઘોર સુણી મોર જેમ સોર કરે,
સુકવિતા સુણી જન વાહ વાહ બોલે છે;
બાળક જુવાન વૃદ્ધ બુદ્ધિબળ અનુસારે,
તત્વ કવિતાનું નિજ ચિત સાથે તોળે છે;
પવનની લહેરથી પદ્મપત્ર જેમ લળે,
હૈયું જનતણું તેમ કવિતા હિંચોળેછે;

કહે દલપતરામ સરસ કવિતા સુણી,
શીશ નર નારિયોનું નાગ જેમ ડોલેછે. ૧૫૧.

કુંડળિયા છંદ.

નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો નાદ;
જંગમ જન થિર થાય નહિ, શુણિ કવિતાનો સ્વાદ;
શુણિ કવિતાનો સ્વાદ, મરદ માદા નહિ ડોલે;
નહિ કવિતા તે ઠામ, બરાબર બકરો બોલે;
કહે દ્વિજ દલપતરામ, નામ ધિક ખોટું બોલે;
ધિક વંશિવાનાર નાગ શુણિ જો નહિ ડોલે. ૧૫૨.
કંઠ હલાવે કોથળો, કણ ભરતાં જે કાળ;
જન મનમાં જાણી લહે, પહોંચ્યા કણ પેટાળ;
પહોંચ્યા કણ પેટાળ, કવિત તો ત્યારે કહિયે;
શ્રોતા જનનાં શીશ, ડોલતાં દેખી લહીએ;
કહે દ્વિજ દલપતરામ, નામ કવિ કાવ્ય બનાવે;
હજાર શ્રોતા હોય, કોય નહિ કંઠ હલાવે. ૧૫૩.
સરસ કવીની કાવ્ય શુણિ, હરખિ હલાવે કોટ;
નરસ કવીની કાવ્યમાં, ઊંઘ ચલાવે ચોટ;
ઊંઘ ચલાવે ચોટ, કોટ જનની કંપાવે;
જેથી જગમાં લાજ, નરસ કવિની નહિ જાવે;
કહે દ્વિજ દલપતરામ, નથી તે વાત નવીની,
નાવે નિદ્રા નામ, કાવ્ય શુણિ સરસ કવીની. ૧૫૪.

કવિની નમ્રતા વિશે.

દોહરો.

કવિના તર્ક વિતર્કથી, છેક અજાણ્યો છુંજ;
કવિ મુજને લોકો કહે, નામ માત્ર કવિ હુંજ. ૧૫૫.

છપ્પય છંદ.

ક્યાં મણિ માણક મૂલ, મૂલ ક્યાં કોડી કેરૂં;
ક્યાં ગરૂડ ગતિમાન, અને ક્યાં ધાન્ય ધનેરૂં;
ક્યાં તૂતીનો નાદ, નાદ ક્યાં નોબત કેરો;
ઝાકળ જળ શા માત્ર, ક્યાં ધન ચઢે ઘણેરો;
મતિમાન મહાન થયા કવિ[1], કવિતા કરી નવી નવી;
એવા કવિયોની આગળે, કોણ માત્ર દલપત કવી. ૧૫૬.

[1] કવિ પ્રેમાનંદભટ અને સામળભટના જેટલી કવિતા શક્તિ મારામાં નથી; તેમજ બીજા પણ સર્વે કવિયોનો હું દાસ છું.

મનહર છંદ.

ગોળ જાણે હુંજ ગળ્યો ખાંડ તેથી ખૂબ ગળી,
ખાંડથી ખરેખરો તો સાકરમાં સાર છે;
સાકર સરસ હોય દીસે જ્યારે દૂધ જેવો,
દૂધ મીઠું દ્રાખ જેવું સારૂં તે શ્રીકાર છે;
ગુણતણું ગુણવાન આણે કોણ અભિમાન,
જોઈ જોઈ જો કરે વિવેકનો વિચાર છે;
કહે દલપતરામ સાંભળો સાહેબ સર્વ,
એક એક થકી એમ ઉત્તમ અપારછે. ૧૫૭.

દોહરો.

શક્તિ નહિ શણગારની, તો સજીએ સંતોષ;
પણ પેખીને પારકા, શિદ કરિએ અફસોસ. ૧૫૮.

વસંત તિલકા વૃત્ત.

રે ભ્રંગ[2] અંગ તુજને પ્રભુ પાંખ આપી,
તું કેમ એમ હરિયો સ્થિર થૈ તથાપી;
શક્તિ સમાન કરણી કરવી તપાશી,
મોટાનિ શક્તિ નિરખી ન થવું નિરાશી. ૧૫૯.

ભમરાવળી છંદ.

કરજોડિ કરૂં ભલિ ભાત, ભલા જનને અરજી;
ધરિ નમ્રપણું શિર નામિ, કહું મનની મરજી;
કદિ ચૂક જણાય અચૂક, કૃપાથિ ક્ષમા કરજો;
ધરિ સજ્જનનો દિલ ધર્મ, સદાગુણ સંઘરજો. ૧૬૦.
રચતા કવિતા રૂષિ વ્યાસ, ગણેશ હતો લહિયો;
પણ ખેચતણી થઈ ચૂક, ન ગર્વ દિલે રહિયો;
જન જાતતણી પછિ વાત, કહો મુખ શી કહિએ;
નહિ કેમ પડે કદિ ચૂક, રૂદે સમજી રહીએ. ૧૬૧.
ઉરમાં જરિએ અભિમાન, કહો કદિ કેમ ધરૂં;
પ્રભુ પ્રેરિત બુદ્ધિ પ્રમાણ, કવિત્વનું કામ કરૂં;
જન જાત સમસ્તનિ સાથ, સુમિત્રપણું મનમાં;
કરવા ધરિ કોડ કહું કવિતા, જગના જનમાં. ૧૬૨.

દોહરો.

દુર્ગુણની નિંદા કરે, જો દુર્ગુણી દુખાય;
સમજી લે તે નિજશિરે, એનો નહીં ઉપાય. ૧૬૩.

[2] ભમરો.

### છત્ર પ્રબંધ.

દોહરો.

કરવિ* ઉચરિ જનપ્રિય કથન, સજ્જિમતિ તજિ શક સાફ;
તદપિ નરસકર નજર ચુક, કવિજન કરજ્જો માફ. ૧૬૪.

क
र वि ઉ
ચ રિ ज ન પ્રિ
ય ક થં न સ જિ મ
તિ ત જી શ क સા ફ ત દ
પિ ન ર સ ક र ન જ ર ચુ ક
जो
मा
फ

ખેતરમાંથી ખેડુઓ, જો કણ લેછે જોઈ;
તપાસ રાખે તોય પણ, રહે કાંકરા કોઈ. ૧૬૫.
તેમજ મુજ કવિતા વિશે, દિસે જો કંહિ દોષ;
સુધારિ લેજ્જો સજ્જનો, રૂદે ન ધરશો રોષ. ૧૬૬.

ભુજંગી છંદ.

અહો સજ્જનો આ રચું છું રકાબી,
ભરૂં પાનને ગુચ્છ તોરા ગુલાબી;
પછી તે ધરૂં ભેટ લૈ આપ પાસે,
પુરો આપનો પામવા પ્રેમ આશે. ૧૬૭.
કરો કોડ લાવી કૃપાથી સ્વિકાર,
સુગંધી સદા આપને આપનાર;
લઈ આપના મેજને શીર થાપો,
મને મોજમાં આપનો પ્રેમ આપો. ૧૬૮.

વળી તે વિષે જો જવાહીર જાણો,
વિશેષે કરી મૂલ જેનું વખાણો;
ધરો કંઠમાં તે કરી સારી માળા,
સભા મધ્ય તો શોભશો થૈ રૂપાળા. ૧૬૯.

શંખધારી છંદ.

અતી પ્રેમ આણી, વદું એવિ વાણી;
સભાના સમાજી, રૂદે થાય રાજી. ૧૭૦.
વળી કાવ્ય વાંચે, પ્રજા કોઈ પાંચે;
મને મિત્ર માને, બહુ એજ બાને. ૧૭૧.
ઉરે પ્રેમ આણે, વિશેષે વખાણે;
ગણી લાભ લીજે, રમાનાથ રીઝે. ૧૭૨.
અતી એજ આશા, ભણું ભાવ ભાષા;
જુઓ બુદ્ધિ જેવી, ઉઠે ઉક્તિ એવી. ૧૭૩.
તથા વિશ્વત્રાતા, દિસે બુદ્ધિદાતા;
પુરી સૂજ પાડે, સુરસ્તો સુઝાડે. ૧૭૪.
ભલા છંદ ભાસે, રૂડા તો રચાશે;
નથી બોલનારી, મહાશક્તિ મારી. ૧૭૫
ગણો અલ્પ જ્ઞાની, સજું યુક્તિ શાની;
ચડયો કાવ્ય ચાળે, ઢળયો એજ ઢાળે. ૧૭૬.
પુરા પંડિતોની, કવિકોવિદોની;
ભલાઈ ભણું છું, ગુરૂ હું ગણું છું. ૧૭૭.
સ્તવું નમ્રતાથી, સુણો સુજ્ઞ સાથી;
લખ્યું વાંચિ લેજો, દયા ભાવ દેજો. ૧૭૮.
રખે રીસ રાખો, ચિતે સ્વાદ ચાખો;
સજો સૌ સુધારો, વિપત્તી વિદારો. ૧૭૯.

દોહરો.

નિજ રૂચિ સમ આ ગ્રંથનો, કરે લોક ઉપયોગ;
તે વાતે મુજને કશો, નથી હરખ કે શોગ. ૧૮૦.

મનહર છંદ.

પાઘડી બનાવનારે પાઘડી પ્રલંબ રચી,
પછી કોઈ સારો કહે સુરતી આકારને;
કોઈને ચકવી ચક્ર દક્ષણીનું ડોળ ગમે,
કોઈ કચ્છી ચાંચથી શોભાવે શણગારને;
કોઈ મારવાડી કે મેવાડી ઘાટ સારો માને,
ગમે ગુજરાતી વળી કોઈના વિચારને;
જેને જેમ ફાવે તેમ કરે દલપત કહે,
નહિ રાગ દ્વેશ પાઘડી બનાવનારને. ૧૮૧.

* કવિતા.

### મુખ્ય શ્રોતા વિષે.

મનહર છંદ.

ચિત રૂપી ચોવટામાં કાવ્યની દુકાન કરી,
પછી તે દુકાનનો દુકાનદાર હું ઠર્યો;
નીતિતણી રીતિ તથા પ્રીતિ પરિગ્રહપર,
સારો સારો માલ એવો શોધી શોધી સંઘર્યો;
ગ્રાહકોની શોધ માટે ગામ ગામ ઠામ ઠામ,
દેશને વિદેશમાં વિશેષ વાર હું ફર્યો;
કહે દલપત મારી કવીતાનો કયાસ કરી,
સોદાગર ફારબસ સાહેબે સોદો કર્યો. ૧૮૨.

### ફારબસ સાહેબને આશિર્વાદ.

દોહરો.

ધન, વિદ્યા, શુભ વંશ, જશ, તથા રાજ્ય અધિકાર;
પ્રભુ આપે કિન્લાકને, લક્ષ્મી પાંચ પ્રકાર. ૧૮૩.

ચોકી પ્રબંધ સવૈયો.

રમાસુખ દે ભગવાન તને, ભર સુકૃત કેરી નવીન વખાર;
રખાવ નવીન નવીન સુકીર્તિ, વળી દિલ રાખ નવીન વિચાર;
રચાવિ નવીન નવીન સુપુસ્તક, વાંચિ બધાં પદ લે દિલ સાર;
રસાળ દિલે દલપત્ત કહે, પછિ સુકૃતનો શુભ દેખ સુમાર; ૧૮૪.




મનહર છંદ.

ભાવનગરનો ભૂપ મારી કવીતાનો ભોગી,
રાઓળ વિજય સિંહે સાંભળી સચેતથી;
સર આનરેબલ જુવાન સિંહ મહારાજ,
ઈડર અધીપતીએ હૈએ ધરી હેતથી;
વઢવાણનાથ મહારાણા રાયસિંહજીએ,
સાંભળી વળી તે સ્નેહ વિશેષ સમેતથી;
જુનાગઢના નવાબ સર મહાબતખાને,
સનમાન પૂરવક સાંભળી સંકેતથી. ૧૮૫.

### ગુજરાતી ભાષા વિષે.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

શોધ્યું સંસ્કૃત દિક્ષિતે ભટ્ટજિએ, અંતે તજી ગર્વને,
ભાષા સોરઠની[1] છટાથિ ભણવા, શિક્ષા કહી સર્વને;

१ यथा सौराष्ट्रिका नारी, "अ रँ" इत्यभि भाषते ॥
एवं रंगं विजानीयात् खे "अ राँ" इव खे दया ॥ १ ॥

અરૂં પરૂં એનું અનેક વચન અરાં પરાં થાયછે; તે શબ્દ સોરઠની સ્ત્રીયો સારી લટકથી બોલેછે એવી લટકથી દયા, મયા, આદિક સંસ્કૃત શબ્દો બોલવાની શીખામણ એ શ્લોકમાં દીધી છે; એ શ્લોક પાણિનિય શિક્ષાનો છે.

જે શિક્ષા રાધજે પ્રમાણ ગણિ છે, ગીર્વાણ વાણીશ્વરે;
તે ભાષા ગુજરાતિ મધ્ય સુજને, આપી રૂચી ઈશ્વરે. ૧૮૬.
જે ભાષા નરસિંહ નાગર કવી, શોધી ગયો સૂલભે;
પ્રેમાનંદ ભટે વખાણિ વળતી, ભાખી ભટે વલ્લભે;
દેવીદાસ, મિઠો, અખો, પ્રિતમ તે, સંખ્યા સિમા ના મળે;
કૃષ્ને ને રણછોડ, કાન, રઘુએ, શોભાવિ છે શામળે. ૧૮૭.

મનહર છંદ.

ભારત ને ભાગવત રચેલી છે રામાયણ,
રેવાખંડ શંકરપુરાણ પણ સારાં છે;
વૈદક જ્યોતિષને વેદાંતવાદ વારતાઓ,
નાગરી નારીનાં ગીત ચીત ચોરનારાં છે;
જોડેલા જે જતીઓના રાસમાં કચાશ નથી,
પ્રેમભરી ગર્બિયો ને પદ પણ પ્યારાં છે;
ભારતીનો[1] ભેદ મને ભાવી ગુજરાતી ભાષા,
સારે શણગારે જેનાં અંગ શણગાર્યાં છે. ૧૮૮.

ઈંદ્ર વિજય છંદ.

આવ ગિરા ગુજરાતિ તને,
અતિ શોભિત હું શણગાર સજાવું;
જાણનિ પાસ વખાણ કરાવું,
ગુણી જનમાં તુજ કિર્તિ ગજાવું;
ભારતવર્ષ વિષે બિજિ ભારતિ,
માનવનીતણું માન તજાવું;
દેશ વિષે દલપત્ત કહે,
ભભકો, તુજ જો ભલિ ભાત ભજાવું. ૧૮૯.

મનહર છંદ.

પણ પ્રભુની સહાયતાથી પાર પાડી શકું,
સંપુરણ જોઈએ સ્વદેશીની સહાયતા;
વિદ્વાન મંડળ મળીને મંડે એજ કામે,
ચિત્તમાં ધરીને નિજ ભાષાની ચ્હાયતા;
ગુંથીને અનેક ગ્રંથ સુધારો વધારો કરે,
નિશ્ચળ થઈને નિત્ય આપશે જો ન્યાયતા;
કહે દલપતરામ તોજ થાય પુરૂં કામ,
એ વિના તો અન્ય નથી સુજતી ઉપાયતા. ૧૯૦.
એક હાથથી તો નહીં તાળી પણ પડી શકે,
બની શકે કેમ કારીગરી મોટા કામની;
માટે વારે વારે હું વિદ્વાનને વિનતિ કરૂં,
તત્વ જાણનારા મારા દેશીઓ તમામની;
મમતા ધરીને તન મન ધન તેમાં જોડી,
ગાય ગુજરાતી ગીરા પ્રજા ગામે ગામની;
સ્વદેશી ભાષાનો એમ સુધારો વધારો થાય,
દીલની આશા તો પુરે દલપતરામની. ૧૯૧.

એક રાજાએ પુછેલા પ્રશ્નનો ઉત્તર.

મનહર છંદ.

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું;
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દીલગીર દીલછું;
હિંદીને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું;
કહે દલપતરામ રાજા અધિરાજ સુણો,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું. ૧૯૨.

સ્વાત્મા પ્રતિઉક્તિ.

દોહરો.

વાણી ગુજરાતી રૂડી, રાણી જાણી આજ;
તું વછેર તેનો બની, કર તેનું શુભ કાજ. ૧૯૩.

મનહર છંદ.

અરે જીવ હિંમત ધરીને મોટી મજે કર,
વછેર સમાન જ્ઞાન દોલતના ભરથી[2];
શંકરના સ્વામીતણું જે જન સ્મરણ કરે,
થવાનું હરેક તેની દયાની નજરથી;
રિદ્ધિ સિદ્ધિતણા ધણી ઉપર જો પ્રેમ ધર,
તો તને મળશે પ્રેમ તે ધરણીધરથી;
નીતિમય માપવાળું સ્નેહથી જો કાજ સજ,
સરે તુજ કાજ મતી મળે તેના ઘરથી. ૧૯૪.

દોહરો.

એજ અર્થ ફરિથી કહું, જો સૌને સમજાય;
મંગળીક શુભ સાથીયો, પગરણમાં પૂરાય. ૧૯૫.

[1] સરસ્વતિ.

[2] ભર-જથો.

## ગતાગત સ્વસ્તિક પ્રબંધ. (ઈંદ્રવિજય છંદ.)

રે કર જીવ મજે ધરિ હામ, મહારિધ જેમ વજીર કરે;
રે જન યાદ કરે હરનાથ, થનાર હરેક દયા નજરે;
રેધર પ્યાર ધણી રિધ સીધ, ધશી ધરિણીધર પ્યાર ધરે;
રે સજકાજ નીતિમય માપ, પમાયં મતી નિજકાજ સરે. ૧૯૬.

म हा रि
व म जे ध
जी र क
ज का ज स रे ज न या द
ध र प्या
क रे ह
ध रि णी ध र
र ना थ

### વાણી મહિમા. દોહરો.

સ્વદેશની પૃથ્વી તથા, સ્વદેશની જે વાણ;
માતા તુલ્યે માનિને, પાળે પુત્ર સુજાણ. ૧૯૭.

### મનહર છંદ.

પૃથિવી પ્રાણીની માતા, પ્રાણીનું પોષણ કરે,
અન્ન પાણી વસ્ત્ર વસ્તુઓ અનેક આપેછે;
પણ વચ્ચે વાણીનો વિશેષ ઉપયોગ પડે,
વાણી કોટી પ્રકારની હરકતો કાપે છે;
માગ્યાવિના માતા પણ સમજ્યા વિના શું આપે,
પામીએ જે સુખ તેતો વાણીને પ્રતાપે છે;
વાણીથી હરેક વસ્તુનું વિશેષ જ્ઞાન થાય,
વાણીથી સલીલ[1] મહાસાગરનું માપે છે. ૧૯૮.
વાણીથી વિચાર એક બીજાના કહી શકાય,
જ્ઞાનવારસો તો વાણીમાં મુકી જવાય છે;
સૈકડો વરસ સુધી શોધી શોધી મેળવેલું,
પૂર્વજોનું જ્ઞાન તે તો વાણીથી પમાય છે;
પશુ પક્ષી પ્રાણીઓથી માણસો વિશેષ સુખ,
દુનિયામાં લેછે તે તો વાણીથી દેખાય છે;
ઇશ્વરનું જ્ઞાન પણ વાણીથકી ઉપજે છે,
વાણી વિના પ્રાણી કેવા પામર જણાય છે. ૧૯૯.
જે વાણીથી અન્ન પાન માલ મીલકત પામ્યા,
તે વાણીને સ્નેહ ધરી, સર્વદા સંભાળવી;
ભલાં ભલાં ભૂષણ ભૂષિત કરવી તે ભલી,
પૈસા ખરચીને પ્રીતે રૂડી રીતે પાળવી;
ગરીબ જાણીને અવગણના ન કદી કરો,
બની શકે તેમ તેની ગરીબાઈ ટાળવી;
કહે દલપતરામ દીલમાં મમતા રાખી,
આપણા ગજા પ્રમાણે અધિક ઉજાળવી. ૨૦૦.

### ઈંદ્રવિજય છંદ.

પ્રેરક શ્રી પરમેશ્વર આપ કવીશ્વર ચિત્ત વિષે ચતુરાઈ;
માનવિ વ્યર્થ ગુમાન ધરે, કરતાર કૃપાથિ કરી કવિતાઈ;
બુદ્ધિ પ્રભૂનિ પ્રભૂનિ બધી ચિજ, તેનિ રૂચી સમ જુક્તિ રચાઈ;
ભુત્ત કરે દલપત્ત મફત્તનું, પારકિ લેખણ પારકિ શાહી. ૨૦૧.

[1] પાણી.

ઇતિ ગ્રંથારંભ પ્રકરણ. ૧.

# પ્રકરણ ૨ જું.

## પ્રભાત, સાયંકાળ તથા ઋતુ વર્ણન.

### પ્રભાતનું વર્ણન.

દોહરા.

નિરખ્યાં પ્રથમ નિહાળતાં, રાત દિવસ ઋતુ ભેદ;
તે માટે કહું તે વિશે, અંતર ધરી ઉમેદ. ૧.
સૌને સૂર્યોદય થતાં, સૂઝે સઘળી વાત;
તે માટે કોડે કરૂં, વર્ણન પ્રથમ પ્રભાત. ૨.
અદલ રાજ્ય અંગ્રેજનું, પ્રગટ્યું સૂર્ય સમાન;
વિદ્યાપ્રકાશથી થયું, ગુણ અવગુણનું જ્ઞાન. ૩.

### પરોઢિયું.

ઉપજાતિ વૃત્ત.

ઘંટાતણા ચાર ટકોર વાગ્યા, ઉદ્યોગિ લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતી ચારતણા ઉચારે, મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે. ૪.
પૂર્વે ઉગ્યો શુક્રતણો શિતારો, તેજસ્વિ તે શોભિત શ્રેષ્ટ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો, સંધી કરાવા શુભ વિષ્ટી લાવ્યો. ૫.
પરોઢિયે શીતળ વાયુ વાય, તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે, બીકે બધા લોકની કાય કંપે. ૬.
પરોઢિયે ઝાકળ તો પડેછે, ભીનાં થયેલાં તરૂ તે વડે છે;
જાણે નિશા સુંદરી છાંડિ ધીર, રોઈ ધરાવે નિજનેણ નીર. ૭.
કૂકૂ સ્વરો કુર્કટ તો કરેછે, સર્વત્ર જેના સ્વર સંચરે છે;
જાણે રવીરાય પધારનારો, તેના છડીદારતણા ઉચારો. ૮.
વાજે રૂડાં ચોઘડિયાં નગારાં, જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યનિ ફોજ આવે, તેની બરો નોબત આ બજાવે. ૯.
ઘંટીતણા ઘોષ ઘણાક થાય, દાણા પડ્યા બે પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો, જીવો પડ્યા તેમ દળાય જાણો. ૧૦
મહી વલોવે મહિયારિ નારી, તજી બિન્દું માંખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો શુણિ શાસ્ત્ર બોધ, તજે બિન્દું સંગ્રહિ સાર શોધ. ૧૧.
સીમા ભણી શબ્દ કરે શિયાળ, કાને પડે ઘોષ ઘણા કરાળ;
જાણે નિશાની ચમુને[1] જણાવે, નાસો હવે સૂર્યનું સૈન્ય આવે. ૧૨.
વિદ્યારથી પાઠ ઉઠી કરેછે, જાણે રવીના જશ ઉચરે છે;
પ્રભાતિયાં ગાય સુભક્તપ્રીતે, જાણે રવીના ગુણ ગાય ગીતે. ૧૩.

[1] ચમુ ફોજ.

### આથમતા તારા તથા ચંદ્ર.

તારા શશી પશ્ચિમમાં સિધાવે, તે દેખિને એમ વિચાર આવે:
ધનાઢ્ય દેશો બહુ ત્યાં વસેછે, જોવા બધા દેવ ધિમે ધસેછે. ૧૪.
જ્યાં મેષને જ્યાં શશ[2] બેલ[3] સંગ, તે રાયને જોર રહે ન અંગ;
શશાંકની એવિ દશા બનીછે, સ્વતંત્ર રાજ્યાસન વ્યર્થ ઇચ્છે. ૧૫.
આ મેષને[4] આ વૃશને વિલોકી, રહ્યો દિસે મારગ સિંહ રોકી;
સ્વદેશિયો સંપ ચહે ન ચિત્તે, તે રાયનું રાજ્ય રહે શી રીતે. ૧૬.
નિશાપતી પશ્ચિમમાં નમ્યો છે, માથે હતો ત્યાં થકિ તો ભમ્યો છે;
જાણે શશીની ચઢતી કળા ગૈ, હવેથિ તેની પડતી સ્થિતી થૈ. ૧૭.
સાતે રૂષી ઉત્તરમાં ઝવે છે, જે સિંહની સાથ સદા ઉગે છે;
જાણે અનુષ્ટાન મળ્યાની આશે, જવાઈ છેછે નિશિનાથ પાસે. ૧૮
અગસ્ત તો દક્ષિણમાં દિસે છે, મિથુનની સાથ સદા વસેછે;
વહેંચતાં દાપુ થઈ લડાઈ, જાણે રૂષી સાથ પડી જુદાઈ. ૧૯.
આ કર્ક આકાર જુઓ કર્યોછે, આ સિંહ આકાર તથા ધર્યોછે;
અનેક આકાર જણાય એમ, સંગ્રામમાં વ્યુહ રચાય જેમ. ૨૦.
ભૂમિ ભણી પૂર્ણશશી સિધાવ્યો, વિતર્ક એથી કવિઉર આવ્યો;
વૃદ્ધત્વ આવ્યું તરૂણી નિશાને, નમાવિયું ભૂભણિ મૂખડાને. ૨૧.
આદિત્ય આભાસ વિશેષ થાય, શશાંક ઝાંખો પડતો જણાય:
બળિષ્ટનો આગમ જાણિ જેમ, ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ. ૨૨.
શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, કેવો દિસે પશ્ચિમ દીશ પાસ:
જાણે બજાવા ઘડિ પૂર્ણ થાતે, આકાશ ટાંગી ઘડિઆળ આ તે. ૨૩
અંધેર ટાળી ન શક્યો શશાંક, પડ્યો શશીને શિર એજ વાંક;
તેનો રવીદેવ તપાસ લીધો, જાણે શશીને પદભ્રષ્ટ કીધો. ૨૪.
ભાનુથકી ચંદ્ર પ્રકાશ લે છે, તેથીજ તે શીતળતા ધરેછે:
ભિક્ષાથિ પામે અતિ રિદ્ધિ આપ, પડે ન તેનો જગમાં પ્રતાપ. ૨૫.
જે તિવ્રતા તો તનમાં ન રાખે, સ્ત્રી તુલ્ય તેનું મુખ લોક ભાખે;
રાખીશકે તે નહિ રાજ્ય કોશી, એમાં કહો જોષ જૂઓ શું જોશી. ૨૬
જે રાજ્યમાં ચોરનું જોર ફાવે, જે રાજ્યમાં બીક વિશેષ આવે;
જે રાજ્યમાં હોય ઘણું અંધેર, તે રાયનું રાજ્ય તપે શિ પેર. ૨૭.

[2] શશ–સસલું ચંદ્રમાં જણાયછે તે. [3] બેલ–વૃશભરાશી.
[4] મેષ–બકરો.

રે ચંદ્ર જો આ તુજ રાજ્ય થાતાં, મનુષ્ય સૌ આળસમાં જણાતાં;
શસ્ત્રો તજીદેતિ પ્રજા જણાઈ, તે રાજ્ય તો કેમ ટકેજ ભાઈ. ૨૮.
સવાર થાતાં શશિ અસ્ત પામ્યો, તે કોણ જાણે જઈ ક્યાં વિરામ્યો;
જાણે પડયો કાદવ હેમ થાળ, ખુંચી ગયો અંદર એજ કાળ. ૨૯.
ઝાંખા પડી થાય અદર્શ તારા, આકાશમાં તે અતિ શોભનારા;
તે જેમ રાજા તજિ જાય રાજ, નાશી છુટે સૈન્ય તણો સમાજ. ૩૦.

### ચંદ્રને ઠપકો.

લડયા વિના જે તજિ રાજ્ય નાઠો, દેખાવ દીધો અતિ છેક માઠો;
જરૂર જાતે જગ જાણિયો છે, ક્ષત્રી નહીં તે વિધુ વાણિયો છે. ૩૧.
નીચી કરી મૂછ નમ્યો હરી[1] તે, દીધો તજી દેશ ગયો હરી તે;
ધરે નક્ષત્રી તુજ નામ મંદ[2], વણીકને લાયક નામ "ચંદ." ૩૨.
અરે તને શું કહું સિંહ રાશી, તું સિંહ શેનો મન જો તપાશી;
તીર્થે ગયો સંગ સજી અભંગ શોભે હવે તો તુજ નામ સંગ. ૩૩.

### દોહરો.

સિંહ નામ ક્ષત્રી હતા, લડતા અડર અભંગ;
સિંહ પુરૂષ સ્વર્ગે ગયા, હવે રહ્યા સૌ સંગ. ૩૪.

### પ્રભાત.

ઉપજાતિ વૃત્ત.

ઘણો કરે છે નિધિ ઘુઘવાટ, ગાજી રહ્યોછે બહુ સર્વ ઘાટ;
જાણે ગયું પુત્રનું રાજપાટ, ક્રોધે કરે ગર્જન એજ માટ. ૩૫.
પંખી મધૂરા સ્વર ઉચ્ચરે છે, જાદી જાદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ તેના ગુણ ગાન ગાય. ૩૬.
જનો સ્તુતી ઈશ્વરની કરેછે, માહાત્મ્ય તેનું મનમાં ધરેછે;
જાણે રવીનું શુભ રાજ્ય જાગે, પ્રભૂ સમીપે સુખ એમ માગે. ૩૭.
ઉઠયા જનો અંચળ અલ્પ દીસે, જામો ન અંગે નહિ પાઘ શીશે;
જાણે થતાં બે નૃપની લડાઈ, લોકોતણી લક્ષ્મિ ગૈ લુટાઈ. ૩૮.
રહે કુભાર્યા પતિ સાથ રૂઠી, પ્રભાતમાંથી લડતીજ ઉઠી;
સુરાજ્ય થાતાં પણ બંડખોર, સુખે ન બેસે ઠરીને નઠોર. ૩૯.
પતિવ્રતા કાળ પવિત્ર જાણી, વદે પતી આગળ પ્રેમ વાણી;
સુરાજ્યનો જોગ રૂડો જડેછે, સુજાણસંપી સુખ ભોગવેછે. ૪૦.
શાહેરમાં માર્ગ જળે સિંચાય, જેથી પુરીમાં ગરદી ન થાય;
જાણે રવી [3] દૂતતણી સવારી, પધારશે જાણિ પુરી સુધારી. ૪૧.
રાતે રહેલા જન ચોકીદાર, તેમાં ફરે નાયક ફેરફાર;
જાણે જુના રાય તણા સિપાઈ, વિદાય કીધા નવિ ફોજ ધાઈ. ૪૨.
દેવાલયે ને વળિ રાજ્યદ્વારે, વાજાંતણા ઘોષ થયા અપારે;
જાણે પ્રજાએ શુણિને વડાઈ, સામા જવાનો કરિછે સજાઈ. ૪૩.
મૂક્યાં ઉઘાડાં પુર દુર્ગ[4] દ્વાર, પ્રવાસિયો પંથ પળે અપાર;
છૂટે જિવોનો જઠરાગ્નિવાસ, ફરે હરે જેમ કરે વિલાસ. ૪૪.
પ્રવાસિયો જાય અનેક રસ્તે, પ્રવાહની પેર દિસે સમસ્તે;
જાણે રવીથી હિમ પીગળીને, વહી નદીઓ બહુ નીકળીને. ૪૫.
ઉતાવળો કોઈ વહે અગાડી, અગાડિ જાનાર રહે પછાડિ;
પ્રથ્વીશની આગળ ચાલી જાય, તો જેમ તે વક્ર થયો જણાય. ૪૬.
ઉતાવળો જે જન પંથ ધાય, થાકી રહે ને મનમાં મુંઝાય;
ઉતાવળો થાય હરેક કામે, તે જેમ તેમાં નહિ સિદ્ધિ પામે. ૪૭.

### અરૂણોદય.

પ્રાચી દિશામાં નભ રક્ત દીસે, એ ઠામ શોભા ઉપજી અતીશે;
જાણે પ્રતાપી પરણે ભુપાળ, આનંદનો આજ ઉડે ગુલાલ. ૪૮.
આકાશ રાતાશ વળી નિહાળી, વદે કવીવાણિ વિતર્કવાળી;
આવે રવિ સ્વારિ વિશેષ ધાતી, એથી ઉડી આ અતિ ધૂળ રાતી. ૪૯.
સાંધો ધરા ને નભનો જણાય, તૃષ્ણાતણો અંત તથા ગણાય;
પાસે દિસે પાર નહિ પમાય, જોવા જનારો જન તે ઠગાય. ૫૦.
પડ્યું રવીનું [5]પ્રતિબિંબ તેજ, અજ્ઞાનિ જાણે રવિદેવ એજ;
ખવાસનો જેમ ડમાક દેખી, નમે અજાણ્યા નૃપ એજ લેખી. ૫૧.
આકાશ રાતો ઉદયાચળેછે, તથા હવામાં પ્રતિબિંબ જે છે;
જાણે રૂડી જાજમ છે બિછાવી, ઠરાવ્યું સિંહાસન એક લાવી. ૫૨.
નથી જણાતા પગ હાથ જેને, નામે કહે લોક અરૂણ એને;
તે સૂર્ય કેરો શુભ સારથી છે, પુરાણમાં એવિ કથા કથી છે. ૫૩.
આકાશમાં એમ ગતી કરેછે, ગરૂડનો બાંધવ તે ઠરે છે;
વિદ્વાનને થાય રમૂજ જાણી, જુના કવીએ કહિછે કહાણી. ૫૪.

### સૂર્યોદય.

આવ્યો કુદી ત્યાં રવિ દેવ એમ, કુદી ઉઠે કેસરિ સિંહ જેમ;
તે બિંબમાં બિંબ સમાઈ જાય, આદર્શ[6] જાતાં છબિ એક થાય. ૫૫.
જ્યાં બિંબમાં સૂરજ આવિ પેઠો, તે જેમ સિંહાસન ભૂપ બેઠો;
દશે દિશામાં કીર્ણો ચલાવ્યાં, સંગ્રામમાં લશ્કર શું સિધાવ્યાં. ૫૬.
રંગે દિસે છે રવિદેવ રાતો, જાણે થયો છે ધરિ ક્રોધ તાતો;
અંધેર આ લોકનું ટાળવાને, આવ્યો પ્રતાપી નૃપ પાળવાને. ૫૭.
જનો ઉચારે જયકાર વાણી, કરે પ્રણામો ઉર પ્રેમઆણી;
ગણે ગુરૂને પ્રભુ તુલ્ય જેમ, ગણે રવીને નિજ ઈષ્ટ એમ. ૫૮.
મહી રૂપી મૃન્મય[7] કોડીયું છે, દિવેલ જાણે જળ આ ભર્યું છે;
દિવા સળી લગ્ન[8] સરૂપિ લાગી, જાણે રવી દિપક જોત જાગી. ૫૯.

---

[1] હરી–ચંદ્ર. [2] મંદ–મૂર્ખ. [3] કિરણોની

[4] દુર્ગ–કીલ્લો. [5] પ્રથમ સૂર્ય ઉગેલો દેખાયછે પણ તે ખરો સૂર્ય નથી; હવામાં સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે.
[6] દર્પણ. [7] મૃન્મય–માટીનું. [8] મેષ, વૃષભ વગેરે બાર લગ્ન છે તે રૂપી દીવાસળી.

જો દુર્બિને સૂર્યનું બિંબ દીઠું, જાણે દીઠું તે બળતું અંગીઠું;
કે તોપ ગોળા ઉપરે ઘણેરા, પાટા[૫] વિંટેલા કિનખાબ કેરા. ૬૦.
મહીથકી દ્વાદશ લક્ષ મોટો, તથાપિ દિસે રવિ છેક છોટો;
એ જાણિને એમ વિચાર આવે, મોટાઈ મોટા કદિના જણાવે. ૬૧
છે મૈલ ભાનું નવ[૬] કોટિ દૂર, તથાપિ તેનું પસરાય નૂર;
જેને પ્રભૂ પૂર્ણ પ્રતાપ આપે, તે રાયનું રાજ્ય વિશેષ વ્યાપે. ૬૨.
પૃથ્વીથકી છે ત્રણ લાખ તોલ, તથાપિ દીસે લઘુ એક ગોળ:
વિદ્વેશિ રાજાતણું જેમ માન, સુજાણ જાણે જડને ન ભાન. ૬૩.
રવીથિ આડું પડછે હવાનું, અદર્શ થોડા ક્ષણમાં થવાનું;
દેખાવ દેખી દિલમાં ગમેછે, જાણે ભવાયો પડદે રમેછે. ૬૪.
પ્રકાશ વેગે અતિ દોડી આવે, સેનાપતી જેમ ચમુ[૭] ચલાવે;
મીન્યુટમાં મૈલ ઘણા કપાય, જે લાખને છાશિ હજાર જાય. ૬૫.

કીર્ણોદય.

આવ્યો સવા આઠ મીનીટમાં તો,
પ્રકાશ પૃથ્વિ પડમાંહિ ધાતો;
પીળો રૂડો રંગ દિધો ચઢાવી,
સુવર્ણથી જેમ અહો મઢાવી. ૬૬.
જો છાપરે તો તડકો પડ્યો છે,
સુવર્ણ રંગે ચિતમાં ચડ્યો છે;
જાણે સુરાજ્યે બહુ દ્રવ્ય એવાં,
દિસે ઘરોઘેર સુવર્ણ જેવાં. ૬૭.
હાંડીતણાં લોલક કીર્ણ સંગે,
ભીંતે પડ્યાં ચિત્ર વિચિત્ર રંગે;
જાણે વિના વૃષ્ટિ કદી ન જાણ્યા,
એવા અહિં મચ્છ અનેક તાણ્યા. ૬૮.
વિલોકિ ચિત્રો બહુ રંગવાળાં,
બિજા કહે ચિત્ર બહુ રૂપાળાં;
મર્મિ જનો માર્મિક ભેદ લેછે.
શાથી બન્યા તે સમજી શકેછે. ૬૯.
કીર્ણો પડ્યાં રંગિત કાચ જેવે,
ઘરો છવાયાં બહુ રંગ તેવે:
જાણે ઘરોમાં રવિદૂત આવી,
લીંપ્યા ઘરોમાં બહુ રંગ લાવી. ૭૦.
જે ઓસના બિંદુ અનેક પત્રે.
પડ્યા હતા તે ન જણાય અત્રે;
પ્રખ્યાત છે ભાસ્કર હંસ પોતે,
મોતી ગણી ભક્ષ કરી ગયો તે. ૭૧.
કીર્ણોવડે કોઈ છબી ઉતારે,
તે કીર્ણના સન્મુખ જંત્ર ધારે;
એકાગ્ર ચિત્તે સુણવાથી જેમ,
ઠરે રૂદેમાં ગુરૂજ્ઞાન તેમ. ૭૨.
સોના સમી સૂર્યની કાંતી ઝીલી,
વનસ્પતી જાત વિશેષ ખીલી:
જે દેશમાં જેમ કમાઈ જાગે,
પ્રજાજનો સર્વ પ્રસંન લાગે. ૭૩.
પ્રતાપ જે ભાનુતણો પડેછે,
વનસ્પતીને પણ પુષ્ટિ દેછે;
બેરાં લુલાંને વળી આંધળાંને,
પાળે ભલા જેમ જનો બધાંને. ૭૪.
દેવાળયે શીખર હેમકેરૂં,
તેમાં રૂડું બિંબ દિસે ઘણેરૂં:
જાણે હિરો હેમ વિષે જડાયો,
પ્રકાશ શોભે શશિથી સવાયો. ૭૫.
ઉદ્યોત જ્યાં જ્યાં પ્રસર્યો અતીશે.
ભુંડી ભલી વસ્તુ સમસ્ત દીસે;
અબૂધમાં ભેદ છુપ્યો રખાય.
બુદ્ધિ વધ્યે ભેદ બધા જણાય. ૭૬.
રાતે બધું ભાસતું એક રંગે.
જુદૂં દિઠું ભાનું પ્રભા પ્રસંગે;
દૂરાજ્યમાં પંડિત મૂર્ખ એક,
સુરાજ્યમાં જેમ પડે વિવેક. ૭૭.
રાતે ન જાતી જન દૂર દૃષ્ટી,
રવીપ્રભાથી બહુ સૂજી સૃષ્ટી;
કુરાજ્યમાં જ્ઞાનતણો ઘટારો.
સુરાજ્યમાં જેમ દિસે વધારો. ૭૮.
ટાંકાં તથા ભૂતળ ભોંયરામાં.
રહ્યું વિશેષે તમ[૧] તે સમામાં;
જાણે ચુપા ચૂપ છુપાઈ ચોર.
સંતાઈ પેઠા બહુ ખંટખોર. ૭૯.
પડ્યો રવીથી પ્રતિકૂળ છાંયો.
હરેક વસ્તુનિ પુંઠે છુપાયો;
બળિષ્ટથી નિર્બળ વેર રાખે,
પુંઠે બકે સન્મુખ તો ન ભાખે. ૮૦.

[૫] દુર્બિનવતી જોતાં સુરજનું અંદરનું બિંબ કાળું જણાય છે. તેને ફરતાં સળગતાં વાદળાં ફરેછે. તે કિનખાબ જેવાં દેખાય છે.
[૬] નવ કોડ પંદર લાખ મઈલ. [૭] ચમુ—ફોજ.

[૧] તમ—અંધારૂં.

ગરીબ શ્રીમંતતણે નિવાસ,
પડ્યો રવીનો સરખો પ્રકાશ;
તે જેમ રૂડો ઈનસાફિ રાય,
સૌનો કરે છે સરખોજ ન્યાય. ૮૧.
જાળીથિ કીર્ણો ઘરમાં પડે છે,
અણું ઉડે તે નજરે ચડે છે;
શો માલ વાતાવરણે વસાવ્યો,
તે ભેદનો શિક્ષક જેમ આવ્યો. ૮૨.
દિસે પ્રભાની નળિ એક તંત્ર,
જાણે ધર્યો સુક્ષમદર્શ જંત્ર;
પ્રકાશ કેવો પથરાય નીચો,
જાણે બિછાવ્યો જરિનો ગલીચો. ૮૩.
પ્રભા પ્રભાનાથનિ પૂર્ણ જોઈ,
દિવાતણો પાડ પુછે ન કોઈ;
હજારનો દાયક જો મળે છે,
લગારનો[1] દાયક વીસરે છે. ૮૪.
વાંકાં વળીને રવિ કીર્ણ આવે,
કદી નહીં માર્ગ સિધે સિધાવે;
જે રાજ્યના દૂત રહે છકેલા,
તે જેમ દીસે ન સિધા વળેળા. ૮૫.
જળાશયે ભાસ્કર બિંબ જોઈ,
કરે કવી તર્ક વિતર્ક કોઈ;
સુબા મુક્યા છે નૃપ મારતંડે,[1]
પોતા સમો વેશ ધરાવિ પંડે. ૮૬.
સમુદ્રમાં સૂર્યનું બિંબ દીસે,
એતો વળી દીવ્ય દીસે અતીશે;
જાણે રૂડો ત્યાં રસિડેન્ટ રાખ્યો,
પ્રકાશરૂપી પણ કાંપ નાંખ્યો. ૮૭.
ગંગા વિષે સૂર્યનું બિંબ જોઈ,
કહે વળી એમ કવીશ કોઈ;
જાણે બીજો ભાસ્કર દેહ ધાર્યો,
ગંગાની જાત્રા કરવા પધાર્યો. ૮૮.
જે દેવળો આ નજરે ન થાતાં,
થયાં રવી તેજથકી જણાતાં;
જાણે નઠારા અમલે પડાવ્યાં,
સુરાજ્ય આવે ફરિથી ચણાવ્યાં. ૮૯
રવીતણાં કીર્ણ નિહાળિ કોડે,
ખુશી થયાં સારસડાં સજોડે;
વેદી[1] વિષે જેમ વિલોકિ જોત,
પ્રમોદ પામે વરલાડિ સોત. ૯૦.
કુમૂદનીયો કરમાઈ દીસે,
વિકાશ પામ્યાં કમળો અતીશે;
દ્વેષી મુખો જેમ મલીન થાય,
મિત્રો ગુણી કીર્તિ ખુશી જણાય. ૯૧.
ઉલૂકનાં[2] નેત્ર ગયાં મિચાઈ,
ભાળે નહીં ભાનુંતણી ભલાઈ;
તે જેમ રૂડા ગુણ સજ્જનોના,
દેખે ન ડોળા કદિ દુર્જનોના. ૯૨.
રવી કવી જાહ્નવિ જે ગણાય,
રીઝાવનારાં ત્રણ તે જણાય;
જે મીચિ રાખે નિજ નેત્ર કાન,
તેને રિઝાવા નહિ શક્તિમાન. ૯૩.

### જન ક્રિયા.

ખાવા હવા જાય જનો ઉમંગે,
આરોગ્ય પામે અતિ આપ અંગે;
વધે ન તેને નિજ અંગ વ્યાધી,
ખરેખરી ઔશધિ જેમ ખાધી. ૯૪.
શિકારિયો જાય શિકાર માટે,
ધોબી ધુએછે જઈ વસ્ત્ર ઘાટે;
સ્વતંત્રતા પૂર્ણ મળી પ્રજાને,
જેને ગમે તેમ કરે ક્રિયાને. ૯૫.
સ્ત્રીઓ નવાણે જઈ ઘેર આવે,
પાત્ર પ્રમાણે ભરિ નીર લાવે;
તે જેમ શાસ્ત્રો સુણવા જઈને,
આવે યથા બુદ્ધિ ગુણો લઈને. ૯૬.
અફીણિયા સૂર્ય ઉગે ઊંઘેછે,
તેમાંજ મોટું સુખ તે ગણે છે;
ઉજાણિમાં ભોજનકાળ જેમ,
રમે જઈ બાળક દૂર તેમ. ૯૭.
વિચિત્ર વાજાં બહુપેર વાગે,
અફીણિયા ઊંઘ તજી ન જાગે;
જાણે સુતાછે ઘટકર્ણ જેવા,
તેને જગાડે કરી શબ્દ એવા. ૯૮.
શૂરા જનો શસ્ત્ર ધરી ફરેછે,
ધનુઃકળાની કૃતિયો કરેછે;

[1] સુરજે.

[1] વેદી—ચોરી. [2] ઘુવડ.

જાણે સ્ત્રી રાય કરે નિરીક્ષા,
આપે શુરા શૌર્યકળા પરીક્ષા. ૯૯.
પોશાક સૌએ તન સ્વચ્છ ધારી,
રાત્રીતણા વેશ મુક્યા ઉતારી;
જાણે નવા રાયનું રાજ્ય જામ્યું,
સૌ વિશ્વ આરે શિરપાવ પામ્યું. ૧૦૦.
જુદા જુદા વેશ જુદીજ વાણી,
જુદી ક્રિયા સૌજનની જણાણી;
જાણે નિશાનો પડદો ઉઘાડ્યો,
આ વિશ્વમાં નાટક ખેલ માંડ્યો. ૧૦૧.
નિશા પડે લોક સુવાનું બુઝે,
સવાર થે ત્યાં શુભ કામ સૂઝે;
કુરાજ્યમાં આળસ કાળ યોગ,
સુરાજ્યમાં લોક સજે ઉદ્યોગ. ૧૦૨.
લે બાગમાંથી ફૂળ વીણિ માળી,
તે છોડનાં સંકટ દૂર ટાળી;
પ્રજાથિ રાજા કર જેમ લે છે,
પ્રજાતણું રક્ષણ તે કરે છે. ૧૦૩.
નિશાળિયા જાય જુઓ નિશાળે,
પોથી તથા પાટિ લઈ વિશાળે;
જાણે જનોઈ ધરીને ઉદેલા,
કાશી જવાને બટવા બનેલા. ૧૦૪.
આરોગ્યશાળા ઉઘડી નિશાળો,
દેરે જતા ભાવિક સાથ ભાળ્યો;
તે જેમ ધરમો ધરણીશ થાતાં,
દીસે સ્થપાતાં બહુ ધર્મખાતાં. ૧૦૫.
વાસીદુ વાળી ઘર સ્વચ્છ કીધાં,
તથા વળી વાસણ માંજી લીધાં;
જાણે ભલા ભૂપનું રાજ્ય ભાળી,
દીસે ઘરો ઘેર કરી દિવાળી. ૧૦૬.
ઉદ્યોગનાં શસ્ત્ર જનો સજે છે,
ને ઊંઘને આળસ તે તજે છે;
ઉદ્યોગિ દીસે જન ઠામ ઠામે,
તે રાજ્યતો પૂર્ણ પ્રતાપ પામે. ૧૦૭.
ઘોડાં અને ગાડિ ઘણી ફરે છે,
શોભા નિહાળી નજરો ઠરે છે;
જાણે રૂડું રાજ્ય થયું હવે છે,
સુખે પ્રજા વૈભવ ભોગવે છે. ૧૦૮.

### નદીનો દેખાવ.

નદીતણાં નીર ધિમે વહે છે,
ગતી વિષે ગંભિરતા રહે છે;
તે જેમ મોટા જનને નિહાળી,
લજાતિ ચાલે સતિ લાજવાળી. ૧૦૯.
નદી કિનારે બગ જે રહે છે,
ધ્યાની બનીને મછને ગ્રહે છે;
જાણે મળી ધર્મ ધર્યાની છૂટી,
ફાવ્યું ઠગોને ઠગિ ખાય કુટી. ૧૧૦.
નદી વિષે લોક અનેક જૈને,
ભણી સ્તુતી ન્હાય નિમગ્ન થૈને;
જાણે સમાચાર સમુદ્રજીને,
કહાવવા કાંઈ કહે નદીને. ૧૧૧.
પેખી પ્રભાનાથ પ્રભાત કાળે,
નાઈ સ્ત્રિઓ ચંદ કરે કપાળે;
જાણે શશી ભીત ભયે થયો છે,
નાશી સ્ત્રિયોને શરણે ગયો છે. ૧૧૨.
પૂજા કરે કોઈ નદીનિ કોડે,
લલાટમાં અક્ષત વિપ્ર ચોડે;
જાણે શશીને તન પીડ આવી,
માટે દયા લાવી દવા લગાવી. ૧૧૩.
કામીનીઓને શિર કેશ કાળા,
ઢાંકી ધર્યા તોય દિસે રૂપાળા;
સુણો નિશાનો દૃઢ અંધકાર,
જાણે છુપાવ્યો કરવા ઉગાર. ૧૧૪.
શૃંગાર શ્રીમંત સ્ત્રિયો ધરે છે,
જેમાં હિરા કાંતિ અતી કરે છે;
જાણે હતા જે શશિ સૈન્ય તારા,
રહ્યા સ્ત્રિયોને શરણે બિચારા. ૧૧૫.

### ધર્મ ક્રિયા.

કરે જનો સૌ નિજ ધર્મ ધ્યાન,
કોઈ શુણે છે નિજ શાસ્ત્રજ્ઞાન;
જાણે દિધી છૂટ નૃપે દયાળે,
નિર્ભેપણે સૌ નિજ ધર્મ પાળે. ૧૧૬.
સંધ્યાતણા બ્રાહ્મણ શબ્દ ભાખે,
ભાનું ભણી અક્ષત પુષ્પ નાંખે;
જાણે સુરાજા પર પ્રેમ આવે,
આશીષ આપી વિધિએ વધાવે. ૧૧૭.

દ્વિજો કરે પાવકકુંડ હોમ,
ચઢ્યો વધીને બહુ ધૂમ્ર વ્યોમ;
રિઝાવવા ભૂપતિ ભાનુ જેવો,
જાણે રચ્યો આતસખેલ એવો. ૧૧૮.

પામી રૂડો ભાસ્કરનો પ્રતાપ,
ધર્મી કરે ધર્મ અધર્મી પાપ;
સુકાર્ય આટે પ્રભુ બુદ્ધિ દેછે,
સ્વેચ્છા પ્રમાણે જન વાવરેછે. ૧૧૯.

### તડકા વિષે.

પડે દિને તો વધી જાય છાંયો,
ચડે દિને તે ઘટતો જણાયો;
વધે કુબુદ્ધિ પડતી દશામાં,
ઘટે કુબુદ્ધિ ચડતી કળામાં. ૧૨૦.

જો સૂર્યની સ્થીતિ તપાસવાને,
જોશી ભરેછે નિજ છાંયડાને;
સામાનિ શક્તિતણું માપ લેવા,
પોતાનિ માપે જન સુજ્ઞ જેવા. ૧૨૧.

જે હીમથી બર્ફ વિશેષ જામ્યો,
તે પીંગળીને જળરૂપ પામ્યો;
કુસંગથી થાય રૂદે કઠોર,
તે પીંગળે જેમ સુબોધ જોર. ૧૨૨.

ભાનું પ્રભા જેમ વિશેષ જામે,
પારો ઘણી ઉન્નતિ તેમ પામે;
સુરાજ્યની જેમ કળા વધે છે,
ઊંચે દરજ્જે સુજનો ચઢે છે. ૧૨૩.

પ્રતાપ જ્યાં ભાનુંતણો પડે છે,
જે નીર છે શીતળ તે તપે છે;
તે જેમ કોઈ જુલમી જણાય,
શીળો સ્વભાવી પણ તપ્ત થાય. ૧૨૪.

ચુસે રવી નીર નિજ પ્રતાપે,
વર્ષાસમે પુશ્કળ એજ આપે;
તે જેમ રાજા કર રોજ લે છે,
પ્રસંગ આવે ધન યોગ્ય દે છે. ૧૨૫.

જો આગચશ્મે રવિ કીર્ણ જાય,
તો આગ તેથી પ્રગટી જણાય;
પેખી ઘણો સજ્જનનો પ્રતાપ,
દ્વેષી તપે છે દીલ જેમ આપ. ૧૨૬.

રવીતણું તેજ પડે અલેખે,
ચશ્માં વિના વૃદ્ધ જનો ન દેખે;
તે જેમ લોદો નજરે નિહાળે,
ભૂપાળતો મંત્રિવડેજ ભાળે. ૧૨૭.

જો સૂર્ય આડો નિશિનાથ થાય,
કેવો રવી તે તકમાં જણાય;
જાણે રૂપાત્રાંસળિ સોનિ લાવ્યો,
ગલેફ કાળો કરીને ચડાવ્યો. ૧૨૮.

જો સૂર્ય મધ્યે ગ્રહ શુક્ર આવે,
તો દૂબિને રીત જુદી જણાવે;
નરેડિ ચાંદીતણિ એક એ છે,
તેમાં વળી આ ભમરો ભમે છે. ૧૨૯.

ઢંકાય જ્યારે રવિ વાદળાંથી,
ત્યારે દિસે રીત જુદીજ ત્યાંથી;
ખેલાડિ શું રંગ ભમિ અડ્યો છે,
પછીથિ જાણે પડદો પડ્યો છે. ૧૩૦.

ફૂલ્યાં બહુ ફૂલ બપોરિયાનાં,
રાતાં રૂડાં સૂર્યતણા સમાનાં;
પ્રવાળનાં પુષ્પ નવાં બનાવી,
કારીગરે કોઈ કળા બનાવી. ૧૩૧.

નાણાવટી નાણું ઘણું વટાવે,
જ્યાં જોઈએ ત્યાં ધન દૃષ્ટિ આવે;
કુરાજ્યમાં ગુપ્ત અવેજ કીધો,
તેનો સુરાજ્યે વધુ લાવ લીધો. ૧૩૨.

### સમાપ્તિ વિષે.

દિનેશનું લાયક રાજ્ય લાગે, માટે પ્રભૂ આગળ લોક માગે;
અહો પ્રભૂ હર્શ પુરો પમાડો, રહો બધાનો ચડતો દહાડો. ૧૩૩.
દાડો ચઢો આશિષ એમ દેછે, રાત્રી થવાનું ન કદી કહેછે;
સુરાજ્યને સર્વ જનો ચહાય, કુરાજ્યનું નામ લીધે દુખાય. ૧૩૪.
જે રાજ્યમાં જ્ઞાન વિશેષ વાધ્યું, જે રાજ્યમાં ઉત્તમ કાજ સાધ્યું;
ઓ વિશ્વ કર્ત્તા વરદાન દેજો, આવું રૂડું રાજ્ય સદા રહેજો. ૧૩૫.
રાજા પ્રજા સર્વ સુખી રહેજો, લાખો તણો લાભ અલભ્ય લેજો;
કરે પ્રભૂ વાંછિત પૂર્ણ કામ, આશીષ દેછે દલપત્તરામ. ૧૩૬.

ઊંચે સ્વરે ગોપ દુહા ઉચારે,
પરસ્પરે વાદ કરી પ્રચારે;
તે જેમ મલ્લો લડતા અખાડે,
પ્રચારતા બે બહુ બૂમ પાડે. ૧૮.
અજાતણાં વૃંદ દિઠાં પછી બે,
બધાં ઉચારે મુખ શબ્દ બેબે;
જાણે થશે ભાવિક તે ભણેછે,
અંતે જિવોની ગતિ ઠામ બેછે. ૧૯.
ગોવાળિએ ડાંગ ખભે ધરિ છે,
એ ઉપમા તો કવિ કોઈ પ્રીછે;
જાણે કપીએ પુછ ઊંચુ કીધું,
કુદી જવાને દિલ કાંઈ દીધું. ૨૦.
ગાયો કરેછે પૂરમાં પ્રવેશ,
છુટી પડી વેગ કરી વિશેષ;
સહસ્ર ધારે થૈ જેમ ગંગ,
કરે જઈ સાગરનો પ્રસંગ. ૨૧.
ખેડૂ જનો ખેતરથી વળેછે,
ત્યાં આખલા આગળ ઉચ્છળેછે;
તે જેમ સૌનાં સુખ દુઃખ ટાંણે,
ઉન્મત્તતો ચિત્ત કશું ન આંણે. ૨૨.
ખરા ચઢાવી પગ ચાલતારા,
ભલા ધર્યા છે શિર ઘાસ ભારા;
કેવા દિસે સંચરતા સઉ તે,
જાણે ધર્યા પર્વત રામદૂતે. ૨૩.
દંતાળિ ખાંધે ધરિ ખેડુ કોઈ,
કવી કરે તર્ક વિતર્ક જોઈ;
ધરા રૂપી સ્ત્રીતણિ કાંશકીછે,
જાણે કૃષીકારકને જડીછે. ૨૪.
કોઈ કને દાતરડું દિસે છે,
વાંકું વળેલું વળિ શ્યામ તે છે;
જાણે ગરૂડે લઈ વ્યાળબાળ,
ગ્રહીજ રાખ્યું ગણિ પુણ્ય કાળ. ૨૫.

### આથમતો સુર્ય.

જુઓ જુઓ આ રવિ દિવ્ય કાય,
ભૂમી ભણી તે નમતો જણાય;
જાણે ચઢેલો અમરાપુરીમાં,
પતંગ દીસે પડતો મહીમાં. ૨૬.
અરે જુઓ વિશ્વ અનૂભવીને,
પૂજે જનો સૌ ઉગતા રવીને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે,
કોઈ ન છાંટે લઈ કંકુ ત્યારે. ૨૭.
દિનેશ ડુબ્યો પ્રતિ બિંબ દીસે,
આશ્ચર્ય જોતાં ઉપજે અતીશે;
જાણે રિપૂને છળવા વિચાર્યું,
ભાનૂ ભુપે કર્ત્રિમ રૂપ ધાર્યું. ૨૮.
પછી થયું તે પ્રતિબિંબ અસ્ત,
જાણે રવી સૈન્ય ગયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાસે,
પ્રતાપિનો જેમ પ્રતાપ ભાસે. ૨૯.
ઉદે થઈને રવિ અસ્ત થાય,
આયુશ આ વિશ્વતણું હરાય;
એ જેમ ભૂપાળનું રાજ્ય ભાગે,
પ્રજાજનોને નુકશાન લાગે. ૩૦.
આદિત્યને આભ જણાય રાતો,
જોતાં દિસે જ્યાં રવિ અસ્ત થાતો;
સંગ્રામ ભૂમી રૂધિરેથિ રાતી,
તે હોય શું રાજ્ય જતાં જણાતી. ૩૧.
અસ્તાચળે રંગ જણાય રાતો,
એનું હશે કારણ એક કાંતો;
સાંધો નિશાવાસરનો કરાવા,
તાપે ધરેલી થિગડી તપાવા. ૩૨.
રવીકને વૃશ્ચિક રાશિ આવી,[૧]
તથાપિ તે મસ્તક લૈ ઠરાવી;
જનોકિતને કોણ જુદી ઠરાવે,
અનેક દુઃખો દુખ મધ્ય આવે. ૩૩.
ઉદ્યોગિએ ઉદ્યમ છોડિ દીધા,
પ્રવાસિયોયે પણ વાસ કીધા;
જો જંત્રનું ઈંજન શાંત થાય,
તો જેમ ચક્રો સ્થિર થંભિ જાય. ૩૪.
ન્યાયાધિશો ન્યાય સભા ઉઠાવી,
કરે ન કોઈ ફરિયાદ આવી;
તે જેમ લોકો લઢિને મરાય,
કુરાજ્યમાં કોઈ કરે ન ન્યાય. ૩૫.
આવી ઉડીને મળિ પંખિ ટોળે,
ઝાડે બિરાજી બહુ શબ્દ બોલે;

[૧] કાર્તિક મહિનામાં.

જનો ઘરે ઘેર દિવા ઉજાળે,
અંધારૂં તેના ઘરનુંજ ટાળે;
રાજા જતાં જેમ પુરીનિવાસી,
સૌ પોત પોતાનું રહે તપાસી. ૫૮.
હિંચે જુઓ આ શુભ કાચ હાંડી,
તેમાં દિસે દીપક જ્યોત માંડી;
જાણે વસ્યો ગર્ભ પુરો પ્રતાપી,
રહ્યું જનેતા તન તેજ વ્યાપી. ૫૯.
જ્યાં આયના ગોઠવિયા અનીશે,
ત્યાં એકના દીપ અનેક દીસે;
ત્રિલોકનો નાયક એક રામ,
ઠરી રહ્યો જેમ અનેક ઠામ. ૬૦.

વસંતતિલકાવૃત્ત.

આ કાચની અચળ દીપક યુક્ત હાંડી,
છે ભાગ્યશાળિ જન મંદિર મધ્ય માંડી;
કે હિંચકે અધર કૌશલનાથનારી,
તેજસ્વિ ગર્ભ તનમાં શિર છત્ર ધારી. ૬૧.

ઉપજાતિ વૃત્ત.

સાંજે ઘરે ઘેર ધરાય ધૂપ, સુગંધ એથી ઉપજે અનૂપ;
જાણે જતાં ન્યાયિક ધર્મિ ભૂપ, સુવાસના તો રહિ કીર્ત્તિરૂપ. ૬૨.
વાડા વિષે જો બકરાં પુરાયાં, બાંધ્યા વિનાં બંધનમાં રખાયાં;
ગરીબને જેમ ગુના વિનાનું, કુરાજ્યમાં કેદ વિશે જવાનું ૬૩.
આકાશ દીવો જન જે ધરે છે, જોવા જનો મારગમાં ઠરે છે;
તારા નિહાળી હરખે ન લેશ, નવાઈથી લોક ખુશી વિશેષ. ૬૪.
ગાયો ગળે બંધન બાંધિ દીધાં, દોહીવળી દૂધ વિશેષ લીધાં;
જાણે રવીની બહુ કિકરીને, લૂટી લિધી બંધનમાં ધરીને. ૬૫.
ગોવાળણી ગાય જુઓ દુએછે. દોણી ભરી ઉજવળ દૂધ લેછે;
તે જેમ જ્ઞાનીજન ગ્રંથમાંથી, સારાંશ લે જોગ્ય જણાય ત્યાંથી. ૬૬.
નદી તળાવે પણ નીર માટે, જતા ન દીસે જન કોઈ ઘાટે;
જાણે ઉઠ્યો સંશય ઉરમાંથી, કુરાજ્યમાં કોઈ ઉદાર ક્યાંથી. ૬૭.
ધૂએ નહીં કોઈ કરે ન સ્નાન, ખેતી કરીને પકવે ન ધાન;
ઉદ્યોગથી સૌ અળગા રહ્યાછે, શું ઢૂંઢિયા લોક સઉ થયાછે. ૬૮.
બેઠા તજી સૌજન લેણ દેણ, કોને કહે કોઈ સૂણે ન વેણ;
જોયું નહીં હોય કુરાજ્ય જેણે, તો જોઈ લેવો નિશિકાળ તેણે. ૬૯.
દેવાલયે દીપકમાળ દીપે, શોભા બની દેવ છબી સમીપે;
જાણે બીજા દેહ નવા ધરાવ્યા, તારા ઘણા દર્શન કાજ આવ્યા. ૭૦
રાહૂ શશાની કરનાર હાની, ડર્યા દિલે સૌ સુર એમ માની;
આવી મહીમાં સુર લોક શાળા, કે આ રચીછે રૂડિ દીપ માળા. ૭૧.

ધર્મ ક્રિયા.

જ્યાં દેવનાં દેવળ ઘંટ વાજે, તથા નગારાં ઘડિયાળ ગાજે;
ચેતાવવા લોક સમે પ્રસંગી. જાણે બજાવ્યાં બહુ વાદ્ય જંગી. ૭૨.
જનો પ્રભુપ્રાર્થન જે કરેછે, ઊંચે સ્વરે આરતિ ઉચ્ચરે છે;
જાણે મહા સંકટકાળ જાણી, વદે મુખે ઈશ્વર ભક્તિ વાણી. ૭૩.
સૌ આપનાં શાસ્ત્ર કહ્યા પ્રમાણે, કરે ક્રિયા ધર્મનિ એજ ટાણે;
જાણે ઉઠેલો બળવો સમાવા, પ્રજા મચીછે પ્રભુને રિઝાવા. ૭૪.
હોમે જુઓ આહુતિ અગ્નિ હોત્રી, ગણાયછે જે રૂષિ આઠ ગોત્રિ;
જાણે રવીનું ફરિ રાજ્ય વાધે, એવા વિચારે અભિચાર સાધે. ૭૫.
જેની મળ્યા શેઠ સમાગ સારૂં, અપાશરામાં કરિને અંધારૂં;
જાણે લુટારાતણું જાણિ જોર, સંતાઈ પેઠા કરિ અંધ ઘોર. ૭૬.
ગંગાતણું પુજન ભક્તિ થાય. ગુલાલને ફૂલ ઘણાં ધરાય;
સેંથો પૂરીને શિર ફૂલ ઘાલી, જાણે સતી સાગર સામિ ચાલી. ૭૭.
વહે પ્રવાહે શુભ દીપમાળા, દીવા દિસે છે અતિશે રૂપાળા;
જાણે થઈ સજ્જ સમુદ્ર નારી, ઉરે મણી માણક માળ ધારી. ૭૮.
પ્રદોશ પૂજા કરિ પૂન્ય ધારે, પુષ્પાંજળી પાઠ દ્વિજો ઉચારે;
જાણે પ્રજાની કરિને અપીલો, લડે વડી કોરટમાં વકીલો. ૭૯.

તારા મંડળ.

આકાશ ઉગ્યા અગણીત તારા.
થોડા ઘણા કોઈ પ્રકાશનારા;
ભૂપાળ મોટાતણું રાજ્ય ભાગે,
અનેક ન્હાના નૃપ જેમ જાગે. ૮૦.
જો દૂર દૃષ્ટી કરીને નિહાળું,
ગ્રહો વિષે ભાનુપ્રકાશ ભાળું;
તે જેમ રાજા બધું ખોઈ નાંખે,
થોડાં ઘણાં ગામ સ્વહસ્ત રાખે. ૮૧.
જુઓ વળી મંગળ રંગ રાતે,
જણાય અંગાર સમાન જાતે;
જાણે શશી સૈન્ય વિશે ખપ્યોછે,
તેથી ઘણો ક્રોધ કરી તપ્યોછે. ૮૨.
શની બિચારો ગતિ મંદ ચાલે,
ડરી ડરી મારગ દૂર ઝાલે;
દુર્બિનથી તેનિ છબી જણાય,
કિલ્લો રચી જેમ રહેલ રાય. ૮૩.

જાણે નિરાધાર જતું નિહાળ્યું,
આકાશમાં એક બલૂન ચાલ્યું. ૯૬.
શશાંકનું તેજ બધે છવાયું,
જાણે હવે રાજ્ય નવું સ્થપાયું;
તારા નિહાળે ન જણાય ઝીણા,
જાણે દબાયા નૃપજોરહીણા. ૯૭.
આકાશ સંપૂર્ણ સુધાંશુ[1] શોભે,
જોતાં જનોનાં બહુ ચિત્ત લોભે;
જાણે નિશા સુંદરિ એક એછે,
તેજસ્વિ તેનું મુખ સ્વચ્છ તેછે. ૯૮.
લગાર જે તિવ્રપણું ન રાખે,
તો વિશ્વમાં તે નર કોણ ભાખે;
જો ચંદ્રમા તિવ્ર નથી લગારે,
તો પંડિતો સ્ત્રીમુખ તુલ્ય ધારે. ૯૯.
સુધાંશુ ને છે કૃતિકા સમીપે,[2]
દેખાતિ તેની ભલિ દીપ્તિ દીપે;
જાણે હિરાનું શુભ ઝૂમખું છે,
કાને નિશા સુંદરિએ ધર્યું છે. ૧૦૦.
સુધાંશુ જો આ વ્રશરાશિમાં છે,
તેથી બની અદ્‌ભુત જુક્તિ ત્યાંછે;
જાણે શરીરે શણગાર સાજી,
માહેશ્વરી આ વૃષભેં બિરાજી. ૧૦૧.
રહી સમીપે વળી રોહિણી છે,
ગાડા સરીખી દિસતી ગણીછે;
જાણે ભરી જોખમવાળિ ગાડી,
ચંદ્રે ચલાવી કરિને અગાડી. ૧૦૨.
શીતાંશુની શીતળતા છવાઈ,
જ્યાં જોઈએ ત્યાં જગમાં જણાઈ;
જાણે પ્રજાના ગભરાટ કાળે,
જણાવિયું શાંતપણું નૃપાળે. ૧૦૩.
તારા શશીથી અતિ છેક દૂર,
તથાપિ દીસે શશિની હજૂર;
જાણે રવીને જીતવા લડીને,
આવ્યું શશી સૈન્ય બધું ચઢીને. ૧૦૪.
ક્યાં સૂર્ય ને ક્યાં શશિ તે બિચારો,
તથાપિ જોજો જન સૃષ્ટિ ધારો;
ગરીબનો કાળ બળીષ્ટ આવે,
ગરીબને રાજ્ય પદે ચઢાવે. ૧૦૫.

અરે શશી તું તજ ગર્વ એવા,
ઘણા દિઠા છે શશિ તુંજ જેવા;
ગુરૂકને ચાર શશી વિખ્યાત,
શનીકને તું શશિ દેખ સાત. ૧૦૬.
બે લાખને આઠત્રિશે હજારે,
મૈલે રહે ચંદ્ર મહીથિ પારે;
રવી રહેછે નવકોટી દૂર,
પ્રતાપિને હોય બધું હજૂર. ૧૦૭.
વળી વિધૂથી વસુધા ઘણી છે,
એકોનપંચાસ ગુણી ગણિ છે;
સ્વામી થવાને શશિ આશ લાવે,
અજા મુખે કેમ કલિંગ[1] આવે. ૧૦૮.
ઘોડી[2] દિસે છે રથ રોહિણી છે,
બળિષ્ઠ જો આ બળદે[3] તહીં છે;
તારા ઘણા પેદળ રૂપ ધારી,
જાણે નિશાનાથ સજી સવારી. ૧૦૯.
આકાશ કે મોટું તળાવ એ છે,
તારા હશે કે જળજાત તે છે;
અને જુઓ જે શશી આ ઉગ્યો છે,
તેજસ્વિ તે કોઈક કાચબો છે. ૧૧૦.
શશાંકમાં શામળ દાઘ જોઈ,
કહે વિચારી કવિરાજ કોઈ;
આદર્શ[4] જેવો શશી સ્વચ્છ એછે,
તેમાં ભુમીનું પ્રતિબિંબ તેછે. ૧૧૧.
બીજો કહેછે નભપત્ર આ છે,
તારા નહીં અક્ષર તે લખ્યા છે;
મહોર ઈંદૂ પ્રભુની પવિત્ર,
તેમાં મૃગાકાર વિચિત્ર ચિત્ર. ૧૧૨.
ત્રિજો કહે મંથિત સિંધુ જ્યારે,
હતો શશી સાગર મધ્ય ત્યારે;
જે ઘાવ મંથા ચળથી થયેલા,
આ દાઘ તેના શશિમાં રહેલા. ૧૧૩.
ચોથો કહેછે ક્ષયરોગ એને,
વધે ઘટેછે તન રોગ તેને;
તે ટાળવા કાજ ઉપાય કીધા,
આ કોઈ વૈદે ઉર ડામ દીધા. ૧૧૪.
ગ્રહો શશી તો ફરતા દિસેછે,
તારા બિજા તો સ્થિર થૈ ઠસેછે;

---

1 સુધાંશુ–ચંદ્ર  2 કાર્તિક શુદ ૧૫ મે.

1 કલિંગ એટલે કાળિંગડું.  2 ઘોડી–અશ્વની.
3 બળદ–વૃશભ રાશી.  4 આદર્શ એટલે દર્પણ.

આકાર એથી ફરતા ધરેછે,
વિચિત્ર દર્શી નળિકા કરેછે. ૧૧૫.
જે એક આદિત્યથી કામ થાતું;
શશાંક તારાથિ નથી કરાતું;
કરે વડું કામ પ્રતાપિ એક,
ન થાય નિર્માલ્ય જને અનેક. ૧૧૬.

વૈતાળિયછંદ.

શશિ મંગળકે ગુરૂ શની, કદિ પૂજાય ભલે બડા બની;
પણ તે કદિ પામશે નહીં, તૃણ તુલ્યે રવિ તુલ્યતા કહીં. ૧૧૭.
તગતા નભ ક્રોડ તારકા, પૃથવી પીઠ પ્રકાશકારકા;
શશીઓ શત પૂર્ણ માસિના, નટળે રાત્રિ કદી રવી વિના. ૧૧૮.

શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

રેરે ચંદ્ર કદાપિ તું કમળને, કોટી પુકારે કરી;
પ્રીતીવંત પુરાં પ્રસંન કરવાની, ધારણાને ધરી;
જો તું નિત્ય વિશેષ તેજ અરપે, થૈ શાંત સ્નેહીપણે;
જેને તોય અભાવ હોય ઉરમાં, તે તો ગુણો ના ગણે. ૧૧૯.

સૃષ્ટી દેખાવ.

ઉપજાતિ વૃત્ત.

ચકોર ને ચિત્ત ઉમંગ વાધ્યો, કુમુદનીએ પણ સ્વાર્થ સાધ્યો;
નવો થતાં જેમ પતિ પ્રજાનો, પામે પૂરો હર્ષ નવા પ્રધાનો. ૧૨૦.
શોભા ઘટી કંજ[2] સમૂહ કેરી, કુમુદની શોભિ રહી ઘણેરી;
શ્રીમંતના જેમ ગરીબ થાય, ગરીબ શ્રીમંત બન્યા જણાય. ૧૨૧.
ઝાડો તણાં પત્ર દિસે ઉદાસી, જાણે રવી તેજ વિના નિરાશી;
શોણી નરો નાચણિયો નચાવે, કોઈ રમૂજી રમતો રચાવે. ૧૨૨.
કોઈ પિયે મદ્ય ભરાઈ ભેળા, એવું સુજેછે અવિવેક વેળા;
કોઈ કથા કિર્ત્તન તો કરેછે, પ્રભૂતણું ધ્યાન રૂદે ધરેછે. ૧૨૩.
વેળા કવેળા સુખ દુઃખ કાળે, ધર્મીજનો ધર્મ કદી ન ટાળે;
પડ્યું રૂદેમાં પ્રતિબિંબ જેવું, સમે કર્યું વર્ણન શુદ્ધ તેવું. ૧૨૪.
દયાળુ વિશ્વેશ્વર વિશ્વપાળ, સુરાજ રાખો અહિ સર્વકાળ;
સુખી રહો સૌજન ઠામ ઠામે, આશીશ દીધી દલપત્તરામે. ૧૨૫.

---

[1] લોઢાની એક નળીમાં ઘણારંગના કાચના કકડા ગોઠવેલા હોયછે તે નળીને જેમ જેમ ફેરવીને જોઇએ તેમ તેમ તરેહ તરેહ ચિત્ર દેખાયછે તે.

[2] કંજ—કમળ.

## ગ્રીષ્મ રૂતુ વર્ણન.*

તોટક વૃત્ત.

કવિતા કરવા મન કોડ કરૂં, ધરણી ધરતું ઉર ધ્યાન ધરૂં;
કરૂણાકર કોટિ કૃપા કરશે, ભરપૂર મનોર્થ ભલા ભરશે. ૧.

રૌદ્ર રસ.—પાત્ર પ્રવેશ.

દોહરો.

વિશ્વ રંગભૂમી વિષે, લાવ્યો નાટક વેષ;
કહો અરે આ કોણછે, તાપે તપ્યો વિશેષ. ૨.

મનહર છંદ.

ક્રોધમય કાયા ધરી અરે આ આવેછે કોણ,
જેના અંગો અંગમાંથી ઉપજતી ઝાળ છે;
ભુત જેવો ભયંકર કિંકર છે શંકરનો,
કિંવા ભયંકારી લંકા ભુમિનો ભુપાલ છે;
પયોધિના પાણીને ઉછાળતો પગની ઠેશે,
વેષે જોતાં વપુ જેનું મહા વિકરાળ છે;
સરોવર સરિતાના સલિલને શોષી લેછે,
ક્રોધી મામો કંસ છેકે કિંવા ગ્રીષ્મ કાળછે? ૩.

વસંતતિલકા વૃત્ત.

કેવો જુઓ કઠણ આ અતિ ગ્રીષ્મ કાળ,
જ્યાંત્યાં પડે જગતમાં અતિ તાપ ઝાળ;
આંબા દરાખ ફળના રસ પીગળાવા,
જાણે ધરા કરિ ધરી શગડી તપાવા. ૪.
અંગીઠિ કીધિ ધરણી રવિ કીર્ણ ઝાળ,
પાણીનિ કુંડિ સમ સાગર આ નિહાળ;
વાયૂ દિશા રૂપિ રૂડી ધમણે ધમેછે,
સૌની પ્રભૂ અખિલનો અછતો રમેછે. ૫.
પૃથ્વી બની જગન પાવક કુંડ જેવી,
પાસે સમુદ્ર પ્રણિતા[1] જળ પૂર્ણ એવી;
આદિત્ય રીત જજમાન સમાન આણી,
હોમીય દ્રવ્ય સચરાચર સર્વ પ્રાણી; ૬.

---

* સંસ્કૃતમાં વૈશાખ ને જેઠ ગ્રીષ્મ રૂતુના કહ્યા છે પણ તે પુનમીઆ મહિના જાણવા એટલે જેઠ સુદ ૧૫ મે ગ્રીષ્મનો અંત આવે. અથવા તા૦ ૧૦ મી એપ્રીલથી ૯ મી જુન સુધી.

[1] યજ્ઞના કુંડ પાસે ઉત્તરમાં એક જળપાત્ર મુકેછે તે પ્રણિતા પાત્ર.

પ્રાણી વિનાશન કરે રવિ કેમ આમ,
જાણે પુરાણિ જન રૂદ્રતણુંજ કામ;
તે વાતનો મરમ જોતિષજાણ જાણે,
ભાનું બન્યો વૃષભ[1] વાહન આજ ટાંણે. ૭.
જો રોહિણી સમિપ આ રવિ દેવ આવ્યો;
તેણે ચઢાવિ રવિને અતિશે તપાવ્યો,
જાણે પ્રભાકર ઘણી રિસથી ભર્યો છે;
ક્રોધી શશાંકતણિ સુંદરિયે કર્યો છે. ૮.

શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

તાતા તાપથકી તમામ તરૂથી પક્ષી, બિચારાં પડે;
વૃંદો વાંદરનાં વિશેષ વિખરી, જ્યાંત્યાં પછી જૈ ચડે;
અંબૂ ઉષ્ણ નદી તળાવ તટમાં, મચ્છો તપ્યાં તરફડે;
ભારે ભીષમ[2] ગ્રીષ્મ કાળ કહિએ, નાનાપ્રકારે નડે. ૯.

વસંતતિલકાવૃત્ત.

ઊંચે ઝિણો પવન શીતળ તે રહે છે,
જાડો વિશેષ અવનીપર તે તપે છે;
તે જેમ ભૂપ નહિ નિર્બળને તપાવે,
જોરે કરી સબળને વધતો દબાવે. ૧૦.
પૃથ્વી પરે પગ ધરચે પગતો દઝાય,
જોડા વિના ન જનથી પગલું મુકાય;
રાખી ક્ષમાધર ક્ષમા અતિશે રહેછે,
તે જેમ કોઈ સમયે બહુધા તપેછે. ૧૧.
જો પૃથ્વિને અતિ પ્રહાર કરો કદાપી,
રાખે ક્ષમા અધિક તે ન તપે તથાપી;
તે પૃથ્વિનું સ્વરૂપ ખૂબ તપ્યું જણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૨.
જે સૂર્ય સર્વ સુખદાયકમાં ખપ્યો છે,
તે વિશ્વ શીશ હમણાં અતિશે તપ્યો છે;
ક્રોધીપણું સુરજના મનમાં ન માયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૩.
જે વાયુ સર્વ સ્થળ શીતળતા કરેછે,
પ્રાણીતણા તનતણા તપને હરેછે;
સંતપ્ત છેક અતિ એજ જણાય વાયુ,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૪.
સંતપ્ત પ્રાણિ નદિના જળ મધ્ય જાય,
તેને સલીલ તન શાંત કરે સદાય;
એ નીર આજ નિજ અંગ તપ્યું ગણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૫.
જે છાપરાં સરસ દાયક ઠંડિ છાયા,
જેની મનુષ્ય સૌને મન મધ્ય માયા;
તે છાપરૂં પણ અતી તપતું જણાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૬.
પોતાતણો નિરખિયે જઇને પલંગ,
જેને અપાય વિશવાસથી આપ અંગ;
શું કીજિએ અધિક તે પણ જો તપ્યો છે,
જ્યાં જ્યાં વિલોકુ રસ રૌદ્ર બધે ભર્યો છે. ૧૭
જે પર્વતો અચળ થૈ સઘળું સહેતા,
કોઈ પ્રકારથકિ ક્રોધ કદી ન લેતા;
તેઓનું આજ અતિશે તન છે તપાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૧૮.
ફૂલ્યા ઘણા સરસ પર્વતના પલાશ,[3]
એની જણાય રચના વળિ આશ પાશ;
કેવા દિસે અધિક ખાખર તે રૂપાળા,
જાણે ઉઠી અધિક પર્વત ક્રોધ જ્વાળા. ૧૯.
જે જોગિશય તપિ જાય કદી ન પોતે,
સાંખે સદૈવ અપમાન પમાય તોતે;
તેઓતણું રૂધિર તે પણ ઉકળાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્ર રસે છવાયું. ૨૦.
પંચાગ્નિ તાપ વળિ જોગિ જનો તપેછે,
જે નામ વિશ્વપતિનું મનમાં જપેછે;
લેવા નરેશતણું દ્રવ્ય હઠે વિશેષ,
મોટો ઝમોર[4] રચિ જેમ કરે પ્રવેશ. ૨૧.
ક્રોધી બની ઉદધિ તો બહુ બૂમ પાડે,
ઘોંઘાટ સાથ તટ હાથ જુઓ પછાડે;
ક્રોધીપણું ઉદધિનું અતિ ઓળખાયું,
જો વિશ્વ આજ અતિ રૌદ્રરસે છવાયું. ૨૨.
રસ્તો સમુદ્ર પરનો નિધિએજ લોપ્યો,
જાણે મનુષ્યશિર રાવણ રાય કોપ્યો;

[1] સૂર્ય વૃષભ રાશિએ આવે છે અને રૂદ્ર પણ વૃષભ વાહન છે અને તે ક્રોધી છે. પંચાંગમાં વૃષભ રાશિ બેસતી હોય તેમાંથી ૨૨ દિવસ અયનાંશના બાદ કરવા પડેછે. જેમકે ખરી મકરસંક્રાંતિ ૨૧ મી ડિસંબરે બેસેછે. અને સૂર્ય ગૃહણ વર્તતાં પણ એજ રીતે ૨૨ દિવસ બાદ કરવા પડેછે. હરેક ૠતુવિષે એમ જાણવું.

[2] ભયંકર.

[3] ખાખરા.

[4] ભાટ લોકો ઝુંપ ખડકીને રાજા ઉપર ત્રાગું કરવાસારૂ બળી મરતા હતા. બાઈડીઓ કુટતી વખતે કેહેછેકે હાય ઝમોરી આ.

રાખી દિસે હિમત કોઈથિ ના જવાયું,
જો વિશ્વ આજ અતિ શૈત્ય રસે છવાયું. ૨૩.
જે સિંધુ નાવ નિજ ઉપર તારનારો,
તે ક્રોધિ થૈ અધિક આજ થયો અકારો;
વિશ્વાસ આજ નિધિનો નહિ નાવ આણે,
ક્રોધી કદાપિ નિજનું પરનું ન જાણે. ૨૪.
જો આ તરંગ નિધિ ઉપર ઉછળે છે,
રેલાઈ નીર વધતું રણમાં વળે છે;
રોમાંચ[1] અંગ નિધિનું અતિશું થયું છે,
પ્રસ્વેદ[2] નીર વહિને અળગું ગયું છે. ૨૫.
જે લોક સૂર્યતડકે પણ પંથ જાય,
તાપે તપી વદન રક્ત થયા જણાય;
ક્રોધી નિદાઘિ રવિ ક્રોધિત સૌ થયા શું,
ક્રોધે તપી વદન રક્ત બની ગયા શું. ૨૬.
પ્રસ્વેદ શરીર પરથી મુખ ઉતરે છે,
રેલા થયા કરવડે વળિ તે લુહેછે;
તે જેમ ક્રોધ ચઢતાં દૃગ[3] આંસુ આવે,
પ્રસ્વેદ અંગ વળિ ક્રોધ વિષે જણાવે. ૨૭.
કોઈ જનો શરસ શર્બતતો પિયેછે,
કોઈ જનો બરફ કે ગુલકંદ લેછે;
કોઈ લિલાગર છણી જળ સાથ લીધી,
જાણે કરોધ શમવા જળિબુટ્ટિ પીધી. ૨૮.
કોઈ કરે જળ વિષે જળકેલિ જેને,
મિત્રોતણી સરસ મંડળિ સાથ લેને;
સંસાર માંહિ અકળાઈ ઉપાય શોધી,
ગંગાપ્રવેશન કરે જન જેમ ક્રોધી. ૨૯.
પાણી તપે નદિતણું અદકું ઉનાળે,
કૂવાનું નીર અતિ શીતળ એજ કાળે:
તે જેમ દંપતિ પરસ્પર વેણ સાંખે,
જો એક જાગ તપિ તો બિજુ શાંતિ રાખે. ૩૦.
પૃથ્વીથકી જળ જુઓ રવિકીર્ણ શોષે,
વર્ષા સમે વળિ ધરા-તળ એજ પોષે;
રાજા પ્રજાથકિ કદી કર એહ લેછે,
તે જેમ [illegible] સમયે જન કાજ દેછે. ૩૧.
જુઓ જમીન જળને નજ આનુરાપ,
પાણી કૂવાતણું જુઓ જળ ઊંડું જાય:
તે જેમ જેહ નૃપ કંજુસ થાય જ્યારે,
તેની પ્રજા સકળ કંજુસ થાય ત્યારે. ૩૨.

[1] [illegible] [2] [illegible]
[3] દૃગ—આંખ.

જો આ તળાવ નદિ નીર નદી સુકાતું,
તે આજ છેક ઘટિને તુરતે જણાતું:
તે જેમ કોઈ સમયે અતિ રિદ્ધિ જાય,
કોઈ સમે ચપળ થૈ સઘળી સિધાવે. ૩૩.
દીસે તળાવ નદિમાં જળનો મહેલ,
ખારા વિશેષ રણમાં જળકે વહેલું:
કોઈ સમે ધન નહોય સુપાત્ર કેર.
દીસે કુપાત્ર જન ઘેર વિશેષ લ્હેર. ૩૪
સૂકાં તળાવ જળ મધ્ય જણાય કેવાં,
ખોખાં પડેલ નિધિને તટ નાવ જેવાં:
કે રાજભ્રષ્ટ નૃપની નિરખો હવેલી.
કે નાથ હીન જગમાં જુવતી રહેલી. ૩૫.
ધર્મીજનો વન વિષે પરબો કરેછે.
પુણ્યાર્થ દ્રવ્ય ખરચી જળ મોકલેછે:
જાણે ખરીદ કરીને પરલોક માટે.
તે મોકલી ભરિ વહોરત સ્વર્ગ વાટે. ૩૬.
ઊંડે કુવેથિ બળદો જળ કોશ તાણે,
આવ્યાનું કોશ ભરિ ટોલ વ્હીલાદિ જાણે:
તે જેમ ભૂપ જિતવા પરદેશ જાતાં.
આવ્યો જણાય ફરિ નોબતનાદ થાતાં. ૩૭.
કૂવે મળે ન જળ તો જન જાય ખીજે.
ખીજે મળે ન જળ તો જન જાય ત્રીજે:
ભિક્ષાર્થ જેમ અતિ મંદિર સંચરે છે.
આપુરશી અરણુ જોગણિયો કરેછે. ૩૮.

જાણે કુભાંડિ રિપુએ બળવો ઉઠાવ્યો,
એકાંતવાસ તન રક્ષણથી તકાવ્યો. ૪૩.

મનહર છંદ.

ગવર્નર જનરલ સીમલે સિધાવે,—અને
ઉત્તરના સાહેબોએ આબુ સ્થાન ધાર્યુંછે;
મુંબઈનો ગવર્નર જાય મહાબળેશ્વર,
શિવને શરણે જવા ચિત્તમાં વિચાર્યું છે;
મુંબઈના ગૃહસ્થો ખંડાળે માથેરાન જાય,
ઘરબાર ઉપરથી અંતર ઉતાર્યું છે;
તજી અભિમાન ધનવાન વાનપ્રસ્થ[1] થયા,
હરહર ગ્રીશમથી આ જગત હાર્યું છે. ૪૪.

વસંતતિલકા વૃત્ત.

કાંતો સરોવર વિષે વળિ કાં નિધિમાં,
જ્યાં બંગલા સરસ ઠંડકની ક્ષિતીમાં;[2]
ત્યાંના નિવાસિ જન કૈક જુઓ થયાછે,
જાણે હરી વરૂણને શરણે ગયા છે. ૪૫.
નૌકા વિષે સુજન કોઇક સંચરે છે,
સિંધૂતણી સરસ સેલ સુખે કરેછે;
જાણે વિશેષ ભુમિમાં ભય પામિ લીધો,
ભૂમી તજી શિતળ સાગર વાસ કીધો. ૪૬.
તટ્ટી કરી વિરણની ધરિ દ્વાર માત્રે,
છાંટે જળે જળ લઈ શતછિદ્ર પાત્રે;
જાણે નિવારણ થવા ભય સર્વ ભારી,
શંભૂશિરે જન કરે અભિષેક વારી. ૪૭.
પીવા વળી બરફને જળ મધ્ય ઘોળે,
ચૂવા તથા શિતળ ચંદન અંગ ચોળે;
જાણે રવી કિરણ બાણથકી ડરેછે,
માટે જનો વિવિધ બખ્તર તે ધરેછે. ૪૮.
કોઈ ધરે વિરણના જળ છાંટિ પંખા,
કોઈ ધરે કુસુમના[3] નહિ પુષ્પ સંખ્યા;
જાણે ઉતાપ રૂપિ અસ્ત્રથકી ડરેછે,
તે આડિ ઢાલ કરમાં લઇને ધરેછે. ૪૯.

**ઉંચે લટકતા મોટા પંખા વિશે.**

મનહર છંદ.

સિતા માટે સંગરામ રામનારિપુથી કર્યો,
જટાયુની જ્યાં અવધ આવી રહી આયુની;[4]
પાંખો તોડી પાપીએ આકાશમાં ઉડાડી દીધી,
તે ફરેછે પ્રકૃતિ સુધારવા પરાયુની;[1]
ભાગ્યશાળી ભોગીના ભવનમાં ભરાઈ ભાઈ,
તાપ ટાળે વારેવારે કરે વૃષ્ટિ વાયુની;
એજ દિસેછે આ ઠામ કહે દલપતરામ,
પંખવો નથી આ પાંખ જુઓરે જટાયુની. ૫૦.

દોહરો.

ધૂપછત્રિ ને પંખવો, બાગ ફુવારા હોજ;
ખાટ અગાશી બંગલો, ચહે ઉનાળે રોજ. ૫૧.

વસંતતિલકા વૃત્ત.

ઉત્પત્તિ આજ અતિ માકણની જણાય,
જેનાથિ કૈક જન તો અતિશે મુંઝાય;
ભાનુ શશાંક ગ્રહ જે નભમાં વસ્યા છે,
જાણે જમીનપર માકણથી ડર્યા છે. ૫૨.
જૈ નીર મધ્ય રણછોડજી બેટ બેઠા,
જો જૈન દેવ જઈ પર્વત માંહિ પેઠા;
શંભુ વસ્યા કઈકતો જઈ ભોંયરામાં,
ધારેલિ ધાસ્તિ અતિ માકણની ઘરામાં. ૫૩.
જો છોડવા લઘુ ઘણા વનમાં ઉગેલા,
તેતો સુકાઈ પડતા વળિ ઘાસ વેલા;
જાણે વિશેષ ભય અંતર ઉપજ્યાથી,
પ્રાણાંત પામિ પડિયા નબળી દશાથી. ૫૪.
વૃક્ષોતણો વિવિધ આશ્રય પ્રાણિ લેછે,
છાયા વિશે વિચરીને પશુઓ વસેછે;
તે જેમ કોઈ અતિશે ભયભીત થૈને,
વાસો વસે અભય આશ્રય એક લૈને. ૫૫.
એકેકના ઉર નિચે શિર રાખનારાં,
ઘેટાં ઘણાંક બહુ તાપ સહે બિચારાં;
તે જેમ મૂર્ખ જન છાંડિ ઉપાય ત્રાસે,
સંતોષ સૌનિ[2] ગતિ ઉપર ઉર ભાસે. ૫૬.
જોયા મદોન્મત મહા વળિ સિંહ જેવા,
તાપે તપી અજ બરાબર થાય એવા;

[1] વાનપ્રસ્થ—વનવાસી. [2] ક્ષીતિ—પૃથ્વી.
[3] કુસુમ—ફૂલ. [4] આયુ—આયુષ.

[1] પરાયુ—પારકી આયુશની.

[2] જેમ મૂર્ખ લોકો કષ્ટની વખતે ઉપાય ન સાધતાં સૌનું થશે તે આપણું થશે એમ ધારીને બેશી રહેછે તેમજ ઉષ્ણ કાળમાં ઘેટાં એક બીજાના પેટ હેઠે માંથાં સંતાડીને આંખો મીચીને તાપ સહેછે.

ઉન્મત્ત હોય જન કોઈ જુવાન જેમ,
ચિંતા પડ્યાથિ તન નિર્બળ થાય તેમ. ૫૭.
આદ્રાશીશીથિ અતિશે અકળાય વાઘ,
હાંફે પર્યો પરમ જ્યાં પ્રતપે નિદાઘ;[1]
પામ્યો ગતી અબળની વનરાજ એવી,
બીજા વનેચર તણી ગતિ શી કહેવી. ૫૮.
ફેંકે દિનેશ નિજ કીરણ તિવ્રબાણ,
પ્રાણી અનેક વનમાં ગત થાય પ્રાણ;
દીસે પડેલ મૃગખાઈ ઘણો પ્રહાર,
જાણે જુવાન રવિરાય કરે શિકાર. ૫૯.
દૂરેથિ દેખિ વનમાં મૃગ ઝાંઝવાને,
પાણી ગણી ઝડપથી વિચરે પિવાને;
તે જેમ કોઈ કરિ કંજુસકેરિ આશ,
સેવે ધનાઢ્ય ગણિને વળતી નિરાશ. ૬૦.
સંતાઈ જાય મૃગ કોઈક તો ગુફામાં,
પેસે છુપાઈ વળિ સિંહણ આ સમામાં,
જાણે શિકારિ જબરા રવિરાય ત્રાસે,
પેઠા છુપાઈ નભ ભૂચર જીવ ભાસે. ૬૧.
વંટોળિયા વન વિષે અતિશે ચડેછે,
ચક્રી સમાન ફરતા નજરે પડેછે;
જાણે પ્રસન્ન કરવા રવિને વિચારી,
નાચે નવીન કુદકી ફરિ રાસધારી. ૬૨.
ખેડૂજનો ખચિત ખેતરમાં ફરેછે,
ખોદી મહી નરમ ખેતરની કરેછે;
જાણે પિતામહતણું ધન ખોદિ લેવા,
મંડ્યા ઉપાય કરવા ચિત ચાહી એવા. ૬૩.

ઉપજાતિ વૃત્ત.

પરસ્પરે વાંસ ઘણા ઘસાય, અગ્ની ઝરે ને વન નાશ થાય;
કુટુંબમાં જેમ કુસંપ જામે, પરસ્પરે તે લઢી નાશ પામે. ૬૪.
ન્હાવા ન પામે મરૂ દેશ વાસી, પીવા ન પામે જળ ત્યાં પ્રવાસી;
તે વાતનું વર્ણન જો લખાય, તો વાંચનાર ભયભીત થાય. ૬૫.

બાપાની પીંપર વિષે.

કથાંતર અથવા ફારસ.

કુંડળિયા છંદ.

"વિચરીને વઢવાણથી, લિધો લિંબડી પંથ;"
"ગીતક વરણવતાં વધે, ગ્રીષ્મ વરણન ગ્રંથ;"
"ગ્રીષ્મ વર્ણન ગ્રંથ, પંથમાં ન મળ્યું પાણી;"
"તપ્યો પ્રલય સમતાપ, રહી શિર રામે કહાણી;"
"દાખે દલપતરામ, રામનું રક્ષણ કરીને;"
"અતિશય કર્યો ઉચાટ, વાટ મધ્યે વિચરીને. ૬૬.
"લગભગ આવી લીંબડી, દોઢ ગાઉ પર દૂર;"
"ત્યાંતો ઘોમ ધખ્યો ઘણો, ન રહ્યું તનમાં નૂર;"
"ન રહ્યું તનમાં નૂર, સૂરજે શરિર તપાવ્યું;"
"છાંયો ન મળે છેક, એક પણ ઝાડ ન આવ્યું;"
"દાખે દલપતરામ, ભલી જોતાં મન ભાવી;"
"પીંપર બાપાતણી, લિંબડી લગભગ આવી." ૬૭.
"બાપાની પીંપર બડી, પૃથવી પર પ્રખ્યાત;"
"પ્રસિદ્ધ જેવો પ્રાગવડ, વિશ્વ વખાણે વાતઃ"
"વિશ્વ વખાણે વાત, પીંપળો પ્રભાસ પાસે;"
"કદંબ જમુના કૂલ,[1] કલ્પ તરૂઓ કૈલાશે;"
"દાખે દલપતરામ, ઉપમા એ આપ્યાનીઃ"
"ભલે થઈ ભૂ માંહી, બડી પીંપર બાપાની." ૬૮.
"ત્યાં બેશીને ત્રણ ઘડી, કવિએ કર્યો વિશ્રામ;"
"અતિ સુખ ઉપજ્યું એ થકી, આશિષ દીધી આમ;"
"આશિષ દીધી આમ, નામ તુજ નવ જુગ રહેજો;"
"તુજને વાવી તેહ, લાખ સુખ સ્વર્ગે લેજો;"
"દાખે દલપતરામ, પરમ પદમાં પેશીને;"
"લેજો ઉત્તમ લ્હાણ, બહુ જુગ ત્યાં બેશીને. ૬૯.
"આંબા કરતાં અતિ, ભલું દીસે તારૂં રોળ;"
"શેલડિ શા હીસાબમાં, આપે સાકર ગોળ;"
"આપે સાકર ગોળ, તાપ તનનો ન મટાડે;"
"સુરતરૂ સ્વર્ગે વસે, ન દેખે નર કોઈ દહાડે;"
"દાખે દલપતરામ, સરવ તરૂના ગુણ સ્મરતાં;"
"તુજમાં અમૃત તત્વ, અધિક તું આંબા કરતાં. ૭૦.

દોહરો.

જાન્હવી તીરે જગતણું, દેવું મુગલ દાનઃ
દે જો નિર્જળ દેશમાં, કહું જગ હિમતવાન. ૭૧.

કુંડળિયો.

"પ્યારી પીંપર પદમણી, શાંતિ દાન દેનારિ;"
"ભૂપતિ વિક્રમ ભોજસમ, તું અતિશે ઉપકારિ;"
"તું અતિશે ઉપકારિ, તારિ કીર્તિ શું કહીએ;"
"જે ઉચરૂં તે અલ્પ, એમ અંતર ધરિ રહિએ;"

[1] તડકો.

[1] કાંઠે.

દાખે દલપતરામ, કોટિ ઘા તું ગુણકારી;
"શખિશ તારૂં નામ, પૃથ્વિપર પીંપર પ્યારી." ૭૨.
"આપે ગામ ગરાસ કે, દ્રવ્ય વસ્ત્ર દે દાન;"
"એમાંનું એકે નહીં, શાંતી દાન સમાન;"
"શાંતી દાન સમાન, જગતમાં કશું ન જાણું;"
"તે માટે હું તને, વિશેષે કરી વખાણું;"
"દાખે દલપતરામ, કષ્ટ કાયાનાં કાપે;"
"દુનિયા મધ્યે દાન, કહો એવું કો આપે." ૭૩.
"જ્યાંસૂધી આ જગતમાં, મુજ કવિતા કહેવાય;"
"બાપાની પીંપરતણા, ગુણ જગમાંહિ ગવાય;"
"ગુણ જગમાંહિ ગવાય, પામજે બહુ પ્રખ્યાતી;"
"કીર્તિ દેશ વિદેશ, મુલકમાં થાજે માતી;"
"દાખે દલપતરામ, અરે સુખના અંબુધી[1];"
"જીવે તું જગમાંહિ, જીવે કવિતા જ્યાંસૂધી." ૭૪.
"ઓગણીસેં ઉપર થએ, વિક્રમ વર્ષે એક;"
"વદિ દશમી વૈશાખની, વાસર શની વશેક;"
"વાસર શની વશેક, પીંપરે તાપ ઉતાર્યો;"
"નિશ્ચળ રહેવા નામ, આમ આ વિષય ઉચાર્યો;"
"દાખે દલપતરામ, ભલે જનમી આ ભૂપર;"
"વિક્રમ વર્ષ ગણાય, એક ઓગણીસેં ઉપર. ૭૫.

સવૈયો.

"કદળી તરૂ તુચ્છ ગણી કહિએ, કદિ આંચ હરે ન ઉતાપાની;"
"તરૂ ફૂલતણાં વિરહી જનને, બહુ વૃદ્ધિ કરેજ બળાપાની;"
"ધિક જન્મ ધરી જશ જો ન જપાય, છપાય ન અંદર છાપાની;"
"નિર ભાગણી નાગર વેલ અને, બડ ભાગણિ પીંપર બાપાની." ૭૬

વસંતતિલકા વૃત્ત.

જો બાગ આદિથકી શીતળ વાયુ આવે,
રસ્તે જતા જન દિલે અતિ હર્ષ લાવે;
લાગે નવાઈ સરખો શિત વાયુ કેવો,
જાણે મળ્યો સરસ તે પરદેશિ મેવો. ૭૭.

ઉપજાતિ વૃત્ત.

જે બાગમાં કોઈક લોક બેસે, ઝાડી વિષે જેમ છુપાઈ પેસે;
જાણે થયોછે રવિ વાઘ જેવો, છૂપાય પામી જન ત્રાસ તેવો. ૭૮.
આંબા વડો પીંપળ લીંબડાને, પુષ્ટી કરે વૃક્ષ વડા વડાને;
કરે વડાને લલચાવિ તાજા, સ્વરાજ લોભે પ્રતિપક્ષી રાજા. ૭૯.

ચંબેલિ ચંપા વળિ જાઈ જાઈ, ગુલાબ સેવંતિ રહી ફુલાઈ;
જો મોગરો આ ફૂલભાર ઝૂલ્યો, જાણે જીતી ગ્રીશમકાળ ફૂલ્યો ૮૦
જુવાનિ ગ્રીષ્મે ગુણ શુદ્ધ જેના, જનો વખાણે જશ જોગ્ય તેના;
દશે દિશાએ જન સર્વ દેખે, અષાડમાં અંકુર તો અલેખે. ૮૧.
ચાંપાં પપૈયા ફળ ફાલસાં છે, શેતૂર સારાં જગમાં થયાંછે;
શ્રીમંતને દે બહુ સ્વાદ એવા, જાણે વિચારે લલચાવિ લેવા. ૮૨.
કેરાં તથા જો તડબૂચ ટેટી, ગ્રીષ્મે ધરીછે વળિ ભેટ ભેટી;
તથાપિ ઝાઝો પરિતાપ દાખે, રાજા હસાવે વળિ દાબ રાખે. ૮૩.

વસંતતિલકા વૃત્ત.

દીસે સમાન પણ રાયણ ને લિંબોળી,
બેના સમાન ગુણ કેમ શકાય તોળી;
બે નારીઓ સ્વરૂપમાં સરખી જણાય,
જૂદા જુદા જગતમાં ગુણ તો ગણાય. ૮૪.
છત્રી ધરી જન જુઓ શિર ઢાંકિ ચાલે,
આંખો ઉઘાડિ અતિશે કરિને ન ભાળે;
જાણે જરૂર દુનિયાં વહુ જેઠ આવ્યો,
તેણે લજાવિ પટ ઘુંઘટ શું તણાવ્યો. ૮૫.

દોહરો.

જરૂર છત્રી જેઠમાં, ઓઢ્યાનો છે ચાલ;
લાજ કાઢવી જેઠની, ખરો હશે એ ખ્યાલ. ૮૬.

વસંતતિલકા વૃત્ત.

જેના સમીપ નિજ જોર કશું ન ચાલે,
તેનો જુલૂમ સહિને મન લોક વાળે;
જો રોહીણી અધિક તાપ કરે અતોલે,
તો વૃષ્ટિ ખૂબ પડશે જન એમ બોલે. ૮૭.
લાંબૂ વિશેષ વધતું દિનમાન દીસે,
ઉદ્યોગ હીન અકળામણ દે અતિશે;
શાંતીતણા હરખના દિન હોય ટૂંકા,
લાંબા જણાય દિવસો, જગ મધ્ય સૂકા. ૮૮.
આદિત્ય આજ નભમાં, મૃગ પાસ આવ્યો,
વાયૂ વિશેષ બળથી જગમાં ચલાવ્યો;
જાણે શિકાર કરવા રવિ રાય ધાયો,
દોડયાથિ શ્વાસ ચઢતાં તનમાં ન માયો. ૮૯.
વાયો હવે અધિક આ મૃગશીર વાયુ,
જો આજ જોર અતિ પશ્ચિમનું જણાયું;
જાણે સમુદ્ર તરિ આરબ ફોજ આવી,
જો પીંપળા વડ વિશેષ દિધા પહાવી. ૯૦.

[1] સમુદ્ર.

આંબાથકી ફળ ઘણાંક પડ્યાં ખરીને,
વાયૂતણા અતિ પ્રહારથકી કરીને;
જાણે વિદેશિ નૃપનું બહુ સૈન્ય આવ્યું,
પાકયા વિનાનું પણ ખેતર તે લુંટાવ્યું. ૯૧.
આંબે મુફાલ પરિપકવ થયો રસાળો,
કોડે કરે સ્વજન સૌ મળિ કેરિગાળો;
શું કલ્પવૃક્ષ ફળ ઇંદ્રપુરીથિ આવ્યાં,
તે ભાગ્યશાળિ જનને ભલી ભાત ભાવ્યાં. ૯૨.
ઊડી વિશેષ રજ લાગતિ વાયુ ચોટ,
જોઇ કહે જન થયો અતિ ધૂળ કોટ;
જાણે વિદેશિ નૃપનો નિરખી હટીલો,
રક્ષાર્થ શ્રેષ્ટ રચિયો મજબૂત કિલ્લો. ૯૩.
કોઇ સ્થળે ઘરતણાં નળિયાં ઉડાવ્યાં,
સિંધુ તટસ્થ વળિ નાવ ઘણાં ભમાવ્યાં;
જાણે વિદેશિ નૃપ સાથ થઇ લડાઇ,
દેશી જનો ઉપર યેં અટકી ચડાઇ. ૯૪.
નાવોતણા વળિ જુઓ શઢ તોડિ નાંખ્યા,
કોઇકના નવ રહ્યા કુપથંભ આખા;
ભાનું તપ્યો પવનને નિધિ ઉછળેછે,
જાણે ત્રણે નૃપતિ સંપ કરી મળેછે. ૯૫.
એથી વિશેષ જનમાં ગભરાટ ઉઠ્યો,
જાણે જરૂર રૂદયે અતિ દૈવ્ય રૂઠ્યો;
નિશ્વાસ નાખિ નમિ ઇશ્વર પાય લાગે,
શાંતી સ્વદેશ કરવા વરસાદ માગે. ૯૬.
જો ભાનું ઉત્તર ભણી ખટ માસ આવ્યો,
તેણે ભલો ભરતખંડ ઘણો તપાવ્યો;
પાછો વળ્યો તરત આજ[1] થકી વિચારી,
ઝાંઝો ખમે ન પરિતાપ પ્રજા બિચારી. ૯૭.
જ્યારે રવી અધિક પશ્ચિમમાં ઢળેછે,
સિંધૂ સમીપ ફરવા જન નીકળે છે;
જાણે બધા દિવસમાં રવિએ તપાવ્યા,
તે સિંધુ પાસ કરવા ફરિયાદ આવ્યા. ૯૮.
ધીમે ધિમે સુરજ પશ્ચિમ આથમેછે,
ઉન્હાં તથાપિ કિરણો જગમાં ભમેછે;
એથી ઉતાપ ઉપજે રવિ દેવ પાખી,
જાણે ગયો નૃપતિ તે નિજ થાણું રાખી. ૯૯.
પક્ષી જુઓ ઉદધિ ઉપર આ ભમેછે,
જોતાં સમીપ ફરતાં જનને ગમેછે;
જાણે સમુદ્રતણિ રીસ સમ્યાનું ધારી,
ઓવારણાં ખગ કરે ચિત્તમાં વિચારી. ૧૦૦.
ભોગીજનો શયન પુષ્પતણાં બિછાવે,
તે ખેરખા કુસુમ હાર તથા ધરાવે;
ગુંથે સતી સુમન[1] કોઇકિ ચોટલામાં,
બેસે પ્રિયા પ્રિય મળી શશીની પ્રભામાં. ૧૦૧.
જેષ્ટા સમીપ શશી પૂર્ણ રૂડો સુહાવે,
તે દેખતાં કવિતણે ઉર તર્ક આવે;
ચૂડો નવીન રજની વહુએ મગાવ્યો,
જાણે નિશાપતિ જઇ ગજદંત[2] લાવ્યો. ૧૦૨.
મેનાં શુકો મધુર શબ્દ કરે પ્રભાતે,
મધ્યાન્હ પીક[3] વળિ બુલ બુલ શબ્દ રાતે;
સાંજે ગમે ચકલિયો સ્વર શુદ્ધ એમ,
શોભે વિશેષ સમયોચિત શબ્દ જેમ. ૧૦૩.

દોહરા.

રહે ન સરખા દિન સદા, ચતુર વિચારો ચંત;
દિન આવ્યા વરસાદના, આવ્યો ગ્રીષમ અંત. ૧૦૪.
ધીરા જન ધીરજ ધરો, ઉરમાં સમજી આમ;
રાજી રાજી નીત રહો, દીલમાં દલપતરામ. ૧૦૫.

## વર્ષા રૂતુનું વર્ણન.

મનહર છંદ.

સુણો સભાસદો વિશ્વરૂપી રંગ ભૂમી વિષે,
સાહસીક એક શુરવીર વડો આવશે;
જગતના ઉપકાર માટે નિજ જીવનને,
કરી કૂરબાન દાન શૌર્ય દેખડાવશે;
પ્રસરશે પૃથ્વિમાં તે પામીને પ્રવાસ શૌર્ય,
ગામ ગામ ઠામ ઠામ જમાવ જમાવશે;
યુદ્ધ શૌર્ય ધરી યુદ્ધ કરશે તે માહા યોદ્ધો,
હિમતથી ગ્રીશમને હરાવી હઠાવશે. ૧.

[1] જુનની તા૦ ૨૧ મીથી.

[1] સુમન-ફૂલ.
[2] જેષ્ટા નક્ષત્રનો આકાર હાથીદાંતને આકારેછે. જેઠની પુનમે ગ્રીષ્મઋતુ પુરી થાયછે અને તે ઋતુમાં વડના ઝાડ સારો આશ્રય આપેલો માટે તે દહાડે વડસાવિત્રીનું પૂજન કરેછે. તે પુનમનું નામ વડસાંતરી કેહેવાય છે.
[3] બપૈયો.

ઈંદ્રવજા વૃત્ત.

પેખી પિડાતા મહિ મધ્ય પ્રાણી, તે ગ્રીષ્મનો જૂલમ એમ જાણી;
રૂઠ્યો ઘણો અંતર મેઘ રાય, તે રાજ લેવા ચિત્તમાં ચહાય. ૨.
ચિત્તે જનો સૌ ધનને ચહાય, તે પૂછવા જોતિષિ ઘેર જાય;
જોષી દિલાસા બહુ જૂઠ દેછે, વિશ્વાસ ભોળા જનતો ધરેછે. ૩.

ઉપજાતિ વૃત્ત.

છે ગ્રીષ્મનો શુષ્કપ્રધાન નામ, ઠરી રહ્યો ભૂતળ ઠામ ઠામ;
તેણે કર્યો હાથ હરેક કિલ્લો, લડયા વિના તે ન હઠે હઠીલો. ૪.

ભુજંગી છંદ.

સુકું ગ્રીષ્મના મંત્રિનું નામ જાણું,
દિસે ઠામ ઠામે સુકાનૂજ થાણું;
જુઓ ગામમાં સીમમાં ઠામ ઠામ,
સુકાનેજ તાબે દિસેછે તમામ. ૫.
ગિરી શીખરે વ્યાપિયું ખૂબ સૂકું,
સુકે કોઈએ ઠામ ખાલી ન મૂક્યું;
નદી કે તળાવો જુઓ ખેતરોમાં,
જુઓ ચોક વસ્તીતણા કે ઘરોમાં. ૬.
જુઓ સ્થીર જ્યાં ત્યાં સુકાનો જમાવ,
કરે ભક્ષ પ્રાણીતણો એજ ભાવ;
જુઓ ઘાસ પાણી જમી મધ્ય ખૂટયાં,
ચડી ગ્રીષ્મની સ્વારિએ જેમ લૂટયાં. ૭.

પંચાલ અથવા વિષ્ટી.
વસંતતિલકાવૃત્ત.

એવે સમે પવન શીતળ કાંઈ આવ્યો,
વિષ્ટીતણી જરૂર એજ વધાઈ લાવ્યો;
દાતા નહિ તદપિ શીતળતા જણાવે,
તે લોકના મન વિષે ભલિ રીત ભાવે. ૮.

ઉપજાતિ વૃત્ત.

વાયુ જુઓ નૈરૂતનો વહેછે, વર્સાદનું આગમ તે કહેછે;
હર્ષે ભર્યો જેમ વિદેશિ આવે, વધામણી કાંઈ ભલીજ લાવે. ૯.
વાયો શિળો નૈરૂતમાંથિ વાયુ, જોતાં ભલું કારણ તો જણાયું;
સંધી કરાવા રિપુ ગ્રીષ્મ સાથે, શું મોકલ્યો સાંધિક મેઘ નાથે. ૧૦.
ત્યાં સામ ને દાન ઉપાય કીધા, ભલે પ્રકારે વળિ ભેદ[1] દીધા;
થાણાં ઉઠાવ્યાં નહિ શુષ્ક કેરાં, વાતાં વિવેકે કરતાં ઘણેરાં. ૧૧.
નકી થયું દંડ ઉપાય પાખે, તે આપણું તો નહિ માન રાખે;
માથા ફરેલો કદિએ ન માને, કોઈતણી વાત ધરે ન કાને. ૧૨.

દોહરો.

સામ દાન કે ભેદથી, સમાધાન જો થાય;
ધરાધણી કે ઘરધણી, કરે ન ક્લેશ ઉપાય. ૧૩.

ભુજંગી છંદ.

કહે ગ્રીષ્મ રાજા શુણો શુષ્ક વીર,
વડો ફોજમાં એક તું છે અમીર;
પુછું તુજને આજ હું એજ માટે,
હવે આપણે ચાલવું કેમ વાટે. ૧૪.
મળું શત્રુથી કે મચાવું લડાઈ,
જીતી શત્રુને પામવી છે વડાઈ;
કહે શુષ્ક મંત્રી શુણી વેણ એવું,
વિના જુદ્ધ કીધે નથી રાજ દેવું. ૧૫.
દુતો મેઘના બિંદુ રૂપે જણાશે,
જુઓ તેહને આપણા દૂત ખાશે;
અજા જાતિ છે સિંહનો જેમ ચારો,
દુતો મેઘના તેમ ચારો અમારો. ૧૬.
ધખેલી તવીમાં પડે બિંદુ જેમ,
થશે મેઘની ફોજનો નાશ તેમ;
દિસે મેઘને શીર છે રામ રૂઠ્યો,
લડી જીતવા આપણી સાથ ઉઠ્યો. ૧૭.
નથી જાણતો ગ્રીષ્મનું જોર કેવું,
નથી બાળનો ખેલ છે રાજ લેવું;
જુઓ સ્વર્ગમાં સૂર્ય ભૂપાળ જેછે,
ખરો આપણો માનિતો મિત્ર તેછે. ૧૮.
રવી મેઘના બિંદુને ચૂશિ જાશે,
રહે બાકિ તે આપણા દૂત ખાશે;
કદાપી વળી જો રહી જાય બાકી,
બધાને ગ્રહીને કરે સિંધુ ફાકી. ૧૯.
જુઓ આપણા મિત્ર છે સિંધુ જેવા,
કુદેછે મહા જોરથી આજ કેવા;
હરીને હઠયાથી અકીર્તી પમાય,
જુઓ આપણો ક્ષત્રિનો ધર્મ જાય. ૨૦.
રણે મોત જો થાય તો સ્વર્ગ જૈએ,
સદાકાળનું સ્વર્ગમાં સૂખ લૈએ;
હરીને હઠી જુદ્ધથી જે જિવેછે,
જિવે તોય લોકો મુઓ તે કહેછે. ૨૧.

[1] ભેદ—બીક.

જુઓ વિશ્વમાં સૌ શુરાને વખાણે,
જનેતા તથા તાતને ધન્ય જાણે;
લડે એકલો જે શુરો લાખ સામો,
પડે દેહતો તે ન જાણે નકામો. ૨૨.
પતી સંગ જેને સતી દેહ બાળે,
શુરા તેમ સંગ્રામમાં દેહ ગાળે;
લડાઈ લડ્યાનો રૂદે હર્ષ રાખે,
ભયે ભીત થૈ દીન ભાષા ન ભાખે. ૨૩.

દોહરો.

ગ્રીષ્મ ભરાયો ગર્વથી, શુણી મંત્રિની વાત;
મેઘે ચડાઈ આદરી, સંગ્રામે સાક્ષાત. ૨૪.

વર્ષાદ આવવાના ચિન્હો.

શાલિની વૃત્ત

ઈંડા લૈને કીડિયો નીકળી છે, ટોળે ટોળે એકઠી થૈ મળીછે;
જાણે એતો લોકને ધૈર્ય દેછે, વૃષ્ટિ થાશે એમ તે સૂચવેછે. ૨૫.
પક્ષી મંડ્યાં ગુંથવા ધામમાળા, લોકો જાણે વૃષ્ટિના એજ ચાળા;
કાચિંડાને રંગ રાતો ચડ્યોછે, કંકુ પત્રી વૃષ્ટિની લાવિયોછે. ૨૬.
કોઈ ઠામે દેડકાં બૂમ પાડે, લોકોને શું ધૈર્ય એતો પમાડે;
મોટા કેરા પાત્રમાં થાય પાણી, લોકે લીધું વૃષ્ટિ થાવાનું જાણી. ૨૭.

વસંતતિલકા વૃત્ત.

પાંખેકરી ચકલિયો રજ અંગ નાંખે,
જાણે નિમજ્જન કરે નિજ અંગ આખે;
એવે મિષે મનુષને મન ધૈર્ય દે છે,
વૃષ્ટી થવાનું શુભકારણ સૂચવે છે. ૨૮.
જાણ્યું થયું મિલન ભાસ્કર કર્કરાશી,
છે કર્ક જાત જગમાં જળના નિવાસી;
જેવો સુસંગ કરશે શુભ તેવું કામ,
એવું વિચારી જન લે મનમાં વિરામ. ૨૯.

ઈંદ્રવજ્રા વૃત્ત.

જો આ વળી આભ જણાય રાતો,
વર્શાદ આવ્યાનિ નિશાનિ આતો;
ઈંદ્રે કર્યો ઓચ્છવ હોય રૂડો,
આકાશમાં જેમ ગુલાલ ઉડ્યો. ૩૦.
આકાશમાં સુંદર મચ્છ તાણ્યો,
જોતાં હવે મેઘ સમીપ જાણ્યો;
શું ગ્રીષ્મના સામું ધનૂષ તાણ્યું,
નસાડવાને ઉર વૈર આણ્યું. ૩૧.
ઊંચી જગોએ વનમાં ટિટોડી,
ઈંડાં મુકે તો નહિ વૃષ્ટિ થોડી;
શું એટલે સુધિ થવાનું પાણી,
ઈંડાં મુક્યાં હોય ભવિષ્ય જાણી. ૩૨.
જો વીજળી આ ઝબકે ઈશાની,
તે સદ્ય વર્ષાદતણી નિશાની;
જાણે થઈ ઈશ્વરકેરિ દ્રષ્ટી,
તેથી થશે વિશ્વ વિષે સુવૃષ્ટી. ૩૩.
જો ચંદ્રને આ જળનું કુંડાળું,
આકાશમાં આજ દિસે રૂપાળું;
આડી રૂડી સૂર્ય સુખી ધરીછે,
ચડાઈ શું મેઘ નૃપે કરીછે. ૩૪.
વેપારિ વીદેશ થકી વળેછે,
કુટુંબને આવિ સુખે મળેછે;
જાણે સુણી બે લડનાર રાજ,
સંભાળ લીધો ઘર કેરિ આજ. ૩૫.

વસંતતિલકા વૃત્ત.

આકાશ સ્વચ્છ નથિ કાંઈક શામતા છે,
તારા શશાંક પણ સ્વચ્છપણું તજ્યા છે;
જાણે વડા નરપતીતણિ વ્યાપિ છાયા,
ઝાંખા પડી અવર ભૂપતિઓ દબાયા. ૩૬.
જો ઘંટનાદ બહુ દૂર સુધી સુણાય,
ઉંડાણથી નિકળતો સ્વર સૂક્ષ્મ થાય;
જાણે કર્યું અશન તાંબુલનું ગવૈએ,
તેથી ઝિણો સ્વર ઉઠ્યો મન ધારિ લૈએ. ૩૭.
સંચારતા જન જુઓ વળિ છાપરાંને,
મંડયા નવીન ઘરને ઝટ ઢાંકવાને;
જાણે વડો નર પતી પુરમાં પધારે,
શોભાવવા પુર વિશેષ ઘરો સુધારે. ૩૮.

મેઘરાયની ચડાઈ.

ભુજંગી છંદ.

જુઓ શીખરો વાદળાંના બિરાજે,
ઉડ્યા જાણિએ પર્વતો હોય આજે;
મહા દુઃખ પોકારવા કેરિ આશે,
ગયા પર્વતો જાણિએ ઈંદ્ર પાસે. ૩૯.

જુઓ વાદળાં આમથી તેમ દોડે,
મળે કોઇતો એક બીજાની જોડે;
દિસે જાણિએ ફોજનાં જૂથ જાય,
રૂઠ્યો ગ્રીષ્મની ઉપરે મેહ રાય. ૪૦.

વળી વાદળાંની છટા કેવિ છાજે,
રૂડા ઇંદ્રના જેમ હાથી બિરાજે;
નમેલાં દિસે ભૂમિની પાસ કેવાં,
સુશોભીત તે હાથિની સુંઢ જેવાં. ૪૧.

જતીઓ જુઓ એક ઠામે ઠરેછે,
કથા કિર્તનો લોક સૌ સાંભળેછે;
હરે ગ્રીષ્મના કષ્ટને એમ જાણે,
પ્રભુનો પુરો પાઠ પ્રેમે વખાણે. ૪૨.

કરે આભમાં વીજળી ચમ્મકારા,
ઝબૂકે ઘણી જાણિએ શસ્ત્ર ધારા;
થયા આભમાં કાટકાના કડાકા,
દિસે જાણિએ તોપના તે ધડાકા. ૪૩.

ઉઠી ગર્જના મેઘની ત્યાં નિશંકા,
દિધા જાણિએ નોબતે ઘાવ ડંકા;
ધ્વનીનો વળી અર્થ એવો ઠરેછે,
મહા મેઘરાજા મુખે ઉચરેછે. ૪૪.

જઈ ગ્રીષ્મ સાથે કરૂં યુદ્ધ-મોટું,
નહીં તો ન રાજા ધરૂં નામ ખોટું;
લડી ગ્રીષ્મના કાળને હું હઠાવું,
ચઢેલા મદે સિંધુને ઠામ લાવું. ૪૫.

બધા દેશમાં ફોજ ફેલાવિ મૂકું,
ચહું ચાહિને ઠામ એકે ન ચૂકું;
કરીને પ્રતિજ્ઞા ચઢી મેઘ આવ્યો,
અસંખ્યાત સાથે સજી સૈન્ય લાવ્યો. ૪૬.

સુણી મેઘ વાણી થયા સજ્જ સર્વે,
લડે ફોજ બે શસ્ત્રિને ખૂબ ગર્વે;
પડયા મેઘના બિંદુ ત્યાં ખૂબ તૂટી,
લિધા તેહના પ્રાંણ તો સદ્ય લૂંટી. ૪૭.

લડે ખૂબ વર્ષાદને ગ્રીષ્મ કાળ,
ભલા શૂરવીરો દિસે બે ભુપાળ;
ગઇ મેઘની ફોજ ઝાઝી મરાઈ,
શુરા શુભ્ક વીરો ગયા ખૂબખાઈ. ૪૮.

કરા રૂપ થૈને પડ્યા કૈ સિપાઈ,
તથાપી ગયા ગ્રીષ્મના દૂત ખાઈ;
જુઓ નીરના ચાલિયા ખૂબ રેલા,
દિસે જાણિએ લોહિના તે બનેલા. ૪૯.

ચઢયો ક્રોધ વર્શાદને ચિત્ત એથી,
કરી ગર્જના ખૂબ તે કાળ તેથી;
અસંખ્યાત ત્યાં સૈન્ય થૈ સજ્જ આવ્યું,
ભુમી ઉપરે યુદ્ધ ભારે મચાવ્યું. ૫૦.

જુઓ મોર કેવા ટહુકા કરેછે,
દિસે ચોપદારો નકી ઉચરેછે;
થઈ નીરનાં બુંદની વૃષ્ટિ એવી,
દિસે યુદ્ધમાં બાણની વૃષ્ટિ જેવી. ૫૧.

જુઓ દાદુરો શબ્દ કેવા કરેછે,
દિસે આરબી બેરખો ઉચ્ચરેછે;
મહી ઉપરે નીર રેલા ચલાવ્યા,
દિસે જાણિએ મેઘના દૂત આવ્યા. ૫૨.

દોહરો.

ગમત કરીને ગાયછે, ગુણિજન રાગ મલાર;
જાણે સિંધુ રાગ તે, ગાય યુદ્ધ મોઝાર. ૫૩.

ઉપજાતિ વૃત્ત.

ખેડુ જનો વાવણિયો કરેછે, વિશેષ આશા ઉરમાં ધરેછે;
જે સ્વર્ગ મદ્ધે સુખને ચહેછે, તે જેમ અન્નાદિક દાન દેછે. ૫૪.

ભુજંગી છંદ.

તળાવો તથા કૈક ખાડ્યો ભરીછે,
દિસે જાણિએ છાવણી તે કરીછે;
જુઓ નીરનાં પૂર આવ્યાં નદીમાં,
દિસે જાણિએ સૈન્ય ચાલ્યું મહીમાં[1]. ૫૫.

મળી ઝર્ણ ઝાઝાં નદી મોટિ થાય,
ગિરી ભેદિને[2] ઝાડને ખેંચિ જાય;
મળી જેમ ઝાઝા જનો સંપ જોડે,
મહા જોર વાળાતણું જોર તોડે. ૫૬.

કહું આ નદીઓતણું પૂર કેવું,
જણાએ જુવાનીતણું જોર જેવું;
તટે ઝાડને તોડતી કેવિ હિડે,
છક્યો મંત્રિ પાડોશિને જેમ પીડે. ૫૭.

[1] મહી–પૃથ્વી. [2] ભેદિને–તોડીને.

દોહરો.

છાઈ ધરા નીલે તૃણે, ઘન છાયો આકાશ;
સુખકારી સહુ લોકને, સુંદર શ્રાવણ માસ. ૫૮.

ભુજંગી છંદ.

જુઓ માનવીઓ કરે ખૂબ મેળા,
ભલા લોક ભાગોળમાં થાય ભેળા;
મળી મિત્ર સાથે જનો ખૂબ માલ્યા,
સજી સૈન્યને યુદ્ધમાં જેમ ચાલ્યા. ૫૯.
જુઓ દીસતી ગાડિઓ દોડતીછે,
ઘણા ઘુઘરાના સ્વરે ગાજતીછે;
ઘણી જુગ્તિવાળો બનેલો જયોછે,
રૂડા જાણિયે ઈંદ્રદેશ રચ્યોછે. ૬૦.
જુઓ સિંહ સંક્રાંતિએ ભાનું આવ્યો,
ઘણું સાથ વૃષ્ટી તણું સૈન્ય લાવ્યો;
હરે રેલથી સર્વ સૃષ્ટી બિચારી,
દિઠી સૂર્ય દેવે સજી સિંહસ્વારી. ૬૧.
ચઢ્યો જે સમે ખૂબ વર્ષાદ ખાસો,
થયો તેથિ ચૌટા વિષે તો તમાસો;
અહિંથી તહીં દોડતા લોક ભાસે,
થતા યુદ્ધમાં કાયરો જેમ નાસે. ૬૨.
કઈકે શિરે ખેસતો ઢાંકિ દીધો,
ધરી જાણીએ નારિનો વેષ લીધો;
કઈકે શિરે છત્રિઓ ઓઢિ સારી,
જુઓ મેઘરાએ કર્યા છત્રધારી. ૬૩.

દોહરો.

નદી તળાવો નીરથી, ભરાઈને ઉભરાય;
રણસંગ્રામ પ્રવાહ સમ, જોતાં છબી જણાય. ૬૪.

ભુજંગી છંદ.

સુકાં ઘાસને ધૂળ ખેંચાઈ ચાલી,
લિધા જાણિયે ગ્રીષ્મના દૂત ઝાલી;
ગિરીને શિરેથી શિલા આખડે છે,
દિસે જાણિએ મસ્તકો તે પડેછે. ૬૫.
તણાયાં સુકાં કાષ્ટ ત્યાં મોલ જેવાં,
દિસે હાથને પાવ કે અંગ એવાં;
વડાં ઝાડ ત્યાં કોઈ ખેંચાઈ જાય,
દિસે ફોજના જેમ હાથી તણાય. ૬૬.

દોહરો.

ભૂત પ્રેત વૈતાળ ત્યાં, આવ્યાં મળી અથાક;
દે બળિદાન ધુણે ભુવા, વાજે ડમરૂ ડાક. ૬૭.

મનહર છંદ.

વાદળાંના ગોટે ગોટા જતા આવતા ન જાણ,
મોટી જટાવાળાં તે ભુવાનાં ડોકાં ડોલેછે;
હેડા દિન જાણીને ઉજાણી આ ન જાણીશ તું,
ખીર વડાં બાકળાનો તે ઉતાર તોલેછે;
ચમકીશ નહીં નથી વીજળીનો ચમકાર,
મહીપને મારવાને ખડગ તે ખોલેછે;
ગાજતો નથી ગગન ઘન દલપતરામ,
બોંબે બોંબે બોંબે બોંબે, હાકલું તે બોલેછે. ૬૮.

ભુજંગી છંદ.

બધો દેશ પાણીથિ ભીંજાવિ દીધો,
દિસે ગ્રીષ્મના હાથથી દેશ લીધો;
રહ્યા છોડ લીલા બધે ઠામ જામી,
વધી જાણીએ તે પ્રજા સુખપામી. ૬૯.
બધું વિશ્વ તો નીરથી ધોઈ દીધું,
દિસે જાણિએ સૂતકી સાફ કીધું;
પડ્યાં ગ્રીષ્મમાં પ્રાણિનાં હાડ ચામ,
ગયાં સર્વ ધોવાઈને સિંધુ ઠામ. ૭૦.
ઘણાં ઘાસને છોડ દીધા ઉગાડી,
ધરી જાણિએ ભૂમિએ લીલિ સાડી;
લિલા રંગના આ થયા પર્વતો છે,
લિલી કાંચળી જેમ ઢાંક્યાં સ્તનોછે. ૭૧.
જુઓ આ દિસે કેવું મોટું તળાવ,
બન્યો જાણિયે ભૂમિનાભી બનાવ;
રૂડી કેવિ ઝાડી ખિલી નીકળીછે,
રૂડી જાણિએ અંગ રોમાવળીછે. ૭૨.
બહુ જાતિના ઉપજ્યા ખૂબ પ્રાણી,
દિસે પ્રાણિયોથીજ ભૂમી ભરાણી;
થયો જાણિયે ભૂમિમાં ભૂપ સારો,
થયો તે થકી વસ્તિકેરો વધારો. ૭૩.

દોહરો.

ઉપજ્યાં ઝાઝાં અળશિયાં, બીજાં જંતુ આજ;
નિર્બળ પણ સુખિ થાયછે, જેમ થએ શુભ રાજ. ૭૪.

ભુજંગી છંદ.

ભુમીમાં દિસે ઈંદ્રગોપો અપાર,
તુટયા જેમ ગુંજ્જાતણા હોય હાર;
થઈ આજ કાંતો પ્રવાળાનિ વૃષ્ટી,
સજી હાર શોભી રહી સર્વ સૃષ્ટી. ૭૫.
જુઓ નિર્જળાં સ્થાનમાં નીર જામ્યાં,
જનો પામરો જાણિએ દ્રવ્ય પામ્યાં;
તળાવે બહુ દેડકાં બૂમ પાડે,
ભલી ભેંશનાં જેમ પાડાં બરાંડે. ૭૬.
ગયાં સારસાં તો ઉડી સિંધુ તીર,
નિહાળી તળાવોતણું ડોળું નીર;
કુબુદ્ધિતણા જેમ દેખે તરંગ,
તજે સજ્જનો સદ્ય તેનો પ્રસંગ. ૭૭.
જુઓ પક્ષિ કલ્લોલ કેવાં કરે છે,
અહિંથી તહીં ઉડતાં તે ફરેછે;
દિસે જેમ આકાશના કાશદો છે,
સમાચાર દેવા સુરસ્તો ગ્રહ્યોછે. ૭૮.
બપૈઆ તથા કોકિલા શબ્દ બોલે,
સુણીને તપસ્વીતણાં દીલ ડોલે;
કહું ઉપમા શબ્દ કેવા ગણાય,
મધુરે સ્વરે નાયકા જેમ ગાય. ૭૯.
કળા પૂરિને શોભિતા મોર કેવા,
દિસે દેવને શીર મૂકૂટ જેવા;
ઘણા ઉજળા આ બગો જોઈ લીધા,
દિસે જેમ સાબુવડે સાફ કીધા. ૮૦.
જુઓ આ બગો આ જઈ પાર્સ[1] બેઠા,
નહીં ઉતરે ઝાડથી આપ હેઠા;
દિસે જાણિયે આળસુ દ્રવ્યવાન,
પિયે ખાય બેશી રહે એક સ્થાન. ૮૧.
બકી લાવિ ચારો ધરે મૂખ આગે,
વળી ચાંચથી મારવા કાંઈ લાગે;
રળ્યું નારિનું ખાઈને દુઃખ બોલે,
અરે બાળ આ સૂખને એમ ખોલે. ૮૨.
વિંટાયા તરૂ ઉપરે ખૂબ વેલા,
દિસે બખ્તરો ટોપ જાણે ધરેલા;

[1] બગલો ઊંચા ઝાડ ઉપર જઈને બેસેછે તે નીચે ઉતરતો નથી અને બગળી તેને ખોરાક લાવીને ખવડાવેછે અને ચાંચો મારતી જાયછે. નરસિંહ મેહેતાના પદમાં છેકે "જે રતે બગલો પારસ ચઢે".

લિલાં ઘાસ ગાયો મૃગો તે ચરેછે,
સુરાજ્યે પ્રજા જેમ સૂખે ફરેછે.
સુરાજ્યે પ્રજા વંશ વિસ્તાર જેવા,
ઉગ્યા ખેતરે અન્નના છોડ એવા;
દિસે શ્વેત ડોડા જુઓ કેવડાના,
ભલા હોય તે જેમ ભાલા શુરાના.
ઉગ્યા અત્ર માંજરિના ટોપ કેવા,
રચ્યા હોય રૂપાતણા ટોપ જેવા;
હશે વંતિયા માણસોનો મુકામ,
રચ્યાં હોય તંબુતણાં જેમ ધામ.

ઉપજાતિ વૃત્ત.

કહું ભલાં સૂરજ ફૂલ કેવાં, જોતાં દિસે વર્તુળ ઢાલ જેવાં;
જો રંગ પીળે જગમાં જણાયાં, જાણે રૂડા વીર રસે રસાયાં. ૮૬.

દોહરા.

ફૂલ્યાં ફૂલ અનેકધા, કહું શોભા તે કાળ;
આવી અનેક અપ્સરા, વરવા લૈ ફુલમાળ.
ગુલાબને બટમોગરો, રજિત ધંતૂર;
વળી ફુલ્યો વનકેસરી, પુષ્પ દિસે ભરપૂર.
અગસ્તિયો જાસુદ વળી, કદંબ ફૂલ્યાં ફૂલ;
બકૂલ ચંબેલીતણાં, ઓપે પુષ્પ અમુલ્ય.

ભુજંગી છંદ.

જુઓ હારશિંગાતણાં ફૂલ સારાં,
પિળી પાઘડી ઓઢણી રંગનારાં;
ધર્યો જેમ સંગ્રામનો રંગ અંગે,
દિસે અપ્સરાઓ અતીશે ઉમંગે.
લિલા આમલીએ થયા કાતરાછે,
દિસે દેવિનાં કાંકણો જેમ આછે;
જુઓ છોડ કેવા દિસે પુષ્પ કેરા,
દિસે પૃથ્વીએ પુષ્પના હાર પેર્યા.
કહું શોભિના કેળના થંભ કેવા,
જુઓ જાણિએ શોભિતા જાંઘ જેવા;
વળી એક ઊંચું જુઓ ઝાડ લાંબું,
ફળો લાગિયાં જેહને ખૂબ જાંબુ.
દિસે જાણિ બંદૂકની ગોળિયો છે,
મહા મેઘની ફોજથી આવિયો છે;
મહા જોરથી ખૂબ મારો ચલાવ્યો,
ઋતુ ગ્રીષ્મને તે થકી શું હઠાવ્યો.

ઉપજાતિ વૃત્ત.

રવી શશી વાદળીએ છવાય, ખુલ્લા વળી તે ઘડિમાં જણાય;
સંગ્રામ મધ્યે શુરવીર જેમ, અદૃશ્ય થૈ દર્શિત થાય તેમ. ૯૪.
અંધારિયું ને વળિ વૃષ્ટિ થાય, બિહામણી રાત ઘણી જણાય;
તે જેમ સંગ્રામસમે અતીશે, સંગ્રામ ભૂમી ભય ભીત દીશે. ૯૫.

દોહરો.

તમરાં બોલે રાતમાં, જેમ નુપુર ઝમકાર;
જાણે રણભૂમી વિશે, ભૂતતણા ભણકાર. ૯૬.

ઈંદ્રવજ્રા વૃત્ત.

જે આગિયાના ચળકાટ થાય,
ધૂમે મહીમાં નભમાં ઘણાય;
જ્યારે છુપ્યા સૂર્ય શશાંક જેવા,
તેજસ્વિ ત્યાં જીવ જણાય તેવા. ૯૭.

દોહરા.

આવી શ્રાવણી પૂર્ણિમા[1], વીત્યો વર્ષાકાળ;
નામ ફેરવી ધારશે, હવે શર્દ રૂતુ હાલ. ૯૮.
જેમ જુવાની જનતણી, જતાં વૃદ્ધ કેહેવાય;
તે રીતે દલપત કહે, જૂદુ નામ જણાય. ૯૯.
થાય શરદમાં દર્દ ભય, મરદ મેરીને શીપ;
રક્ષા બંધન લઈ ધરે, ગુરૂજનની આશીષ. ૧૦૦.

## શરદરૂતુનું વર્ણન.

દોહરો.

શ્રાવણ વદથી શરદ રૂતુ, કાં કન્યા સંક્રાંત;
જે રૂતુમાં જોતાં પડે, સાગર સરિતા શાંત. ૧.

ઉપજાતિ વૃત્ત.

થયો અગસ્તોદય પૂર્વ ભાગે, જેણે પિધોતો નિધિ સર્વ આગે;
જાણે નિધોને ડર દીલ જાગ્યો, તેથી હવે શાંત થવાજ લાગ્યો. ૨.

માલિની વૃત્ત.

ગગન સુરજ કન્યા રાશિમાં વાસ કીધો.
નિજ પતિ તરૂણીએ હસ્તમાં જેમ લીધો;
રવિથિ ઘનતણું તો થાય તોફાન થોડું,
જન મદ ઉતરે છે જેમ થાતાં સૈજોડું. ૩.
પવન પણ હતો જે પ્રૌઢ તોફાનકારી,
ધરણિ ગગન ધીમી છે ગતી આજ ધારી;
સમજુ જન વિચારી જુક્તિથી જાણિ લેશે,
અતિશય મદ નિત્યે કોઈનો ના રહેશે. ૪.
વરૂણ દિશ તજીને પૂર્વનો વાયુ[2] આવે,
કદિ કદિ જલવૃષ્ટી પૂર્વમાંથીજ લાવે;
મનુશ મન તરંગો જેમ જૂદા જણાય,
કદિ કદિ ફરિ જતાં વેગ જૂદોજ જાય. ૫.

મનહર છંદ.

મીન સંકરાંતી પછી પવન પશ્ચિમતણો,
કન્યા સંકરાંતથી ઇશાનતણો આવશે;
કહો એવા પવનનો ભરૂસો કરશે કોણ,
નક્કી એક રીત નિત્ય નહીં તે નિભાવશે;
જે જનના મગજમાં પવન ભરાતો હોય,
એવાનો ભરૂસો કોણ અંતરમાં લાવશે;
કહે દલપત તેની પ્રીતની પ્રતીત નહીં,
મનતણો મર્મ કહે પછી તે પસ્તાવશે. ૬.

માલિની વૃત્ત.

જલધિ પણ જુઓ આ શાંતતા સારી પામ્યો,
મદ અધિક ચડેલો જેહનો તે વિરામ્યો;
સ્વલપ ભણિત વિદ્યા જેમ ગર્વિષ્ટ થાય,
ભણતર ભણી ઝાઝુ ગંભિરાઈ જણાય. ૭.
જલપથ ગતિકારી નાવ ચાલ્યાં વિદેશે,
સુનૃપ અમલ થાતાં ન્યાય ચાલે વિશેષે;
નહિ જલધિ ડુબાવે એમ વિશ્વાસ આવે,
સુજનપણું નિહાળી જેમ શંકા ન લાવે. ૮.

ઉપજાતિ વૃત્ત.

હવે જુઓ આ વળિ હાથિયાએ[3], શું ફેરવી સુંઢ પ્રમત્ત તાએ;
વૃષ્ટી વિષેશે કરવા મચેલો, તેણે કર્યો શું અતિ યુદ્ધ છેલ્લો. ૯.

માલિની વૃત્ત.

કદિક નભ ચડેછે વાદળાં શ્વેત રંગે,
શરદ જલદ છાઈ વૃદ્ધના જેમ અંગે;

[1] અથવા સિંહ સંક્રાંતિ પુરી થતાં વર્ષારૂતુ પૂર્ણ થાય એમ પણ કહેછે.

[2] એને વેપારી પવન કહેછે.

[3] સપ્ટેમ્બર બેસતાં જે ૧૩ દહાડામાં વરસાદ થાય તે. તે પછી ચિત્રાનો તાપ પડે તે પછી છેલો વરસાદ સ્વાતીનો આશોભરના પેહેલા અઠવાડીઆ સુધીમાં થાયછે.

કદિક જલદ વૃષ્ટી સરવડાંની કરે છે,
મિત ધન પણ દાતા દાન તો જેમ દેછે. ૧૦.
નભ પર વિલસે છે વાદળાં શ્વેત કેવાં,
હિમગિરિ શિખરે તે શોભતાં હોય જેવાં;
કદિ કદિ રવિ તેમાં ગુપ્ત થૈને જણાય,
મિત ધન અતિ દાતા જેમ દેતાં લજાય. ૧૧.

દોહરો.

શારદતણો સૂરજ સજે, અંગે વેષ અપાર;
કોઈ સમે શોષે સલિલ, આપે બની ઉદાર. ૧૨.

મનહર છંદ.

કોઈ સમે કાળાં વાદળાં સમાન વસ્ત્ર ધરે,
કોઈ સમે શ્વેત વસ્ત્ર વાદળાંનાં સાજેછે;
કોઈ સમે રાતાં ધરે કસુંબાના રંગ જેવાં,
કોઈ સમે પીળાં પણ છતે જોતાં છાજેછે;
કોઈ સમે ઢાંકે મુખ કોઈ સમે ખુલ્લે મુખ,
કોઈ સમે ચૂપ રહે કોઈ સમે ગાજેછે;
શાંતપણું તિવ્રપણું સજે આતે શરદનો,
રવિ રાય છે કે બહુ રૂપી આ બિરાજે છે. ૧૩.

માલિની વૃત્ત.

શરદરતુ સમામાં સ્વચ્છ આકાશ દીસે,
દરપણ શુભ માંજ્યું જેમ ઓપે અતીશે;
ચળક ચળક થાતું ચંદ્રનું બિંબ ચારૂ,
અમળ કમળ ઓપે નીરમાં જેમ સારૂં. ૧૪.
ચળક ચળક થાતું ચંદ્રનું બિંબ કેવું,
સરસ વદન શોભે રાત્રિ રાણીનું જેવું;
વળિ ગગન વિષે આ સ્વચ્છ તારા ઘણાછે,
રજનિ તરૂણિના શું હાર હીરાતણા છે. ૧૫.
શશી સનમુખ ભાળે ચાહિ ચાહી ચકોરી,
જનમ થકિજ બાંધી પ્રેમની જેમ દોરી;
પ્રભુ પદ પર પ્રેમી એ રિતે પ્રેમ આણે,
અવર સકળ મિથ્યા જીવમાં એમ જાણે. ૧૬.
કુમુદનિ રજનીમાં ચંદ્ર દેખી ખિલે છે,
દિવસ પતિ નિહાળી દુખ પામી લળેછે;
મુરખ મનુશ્ય ઢોંગી ને સદા સ્નેહિ જાણે,
પરમ પુનિતને તો દેખિને દુઃખ આણે. ૧૭.
કુમુદ કમળ સાથે જન્મીને ઉચ્છરે છે,
પણ શશિ રવિ સાથે સ્નેહ જૂદા કરેછે;
જનમ જનની એકે તોય જૂદા સ્વભાવ,
વિબુધ જન વિલોકો ઈશ્વરી એ બનાવ. ૧૮.
અધિક વિમળ ઓપે આજ આકાશ ગંગા,
નભ મકરશશી[1] મધ્ય ભાગ પ્રસંગા;
લઘુ લઘુ બહુ તારા કેરિ તે છે પ્રભાય,
વિગતિ સરવ જોતાં દુબિને તે જણાય. ૧૯.

ભૂભામિની વિષે.

ભુજંગી છંદ.

લિલાં ચીર ચોખ્ખાં ધર્યાં આપ અંગે,
જુઓ જાણિયે જે ભરાણી ઉમંગે;
રસીલી રચ્યો વેશ રૂડો રૂપાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૦.
છવાઈ રહ્યા અન્નના છોડ છાજે,
રૂડી રીત રોમાવળી જેમ રાજે;
નિધી નીરનો નાભિ જેવો નિહાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપભાળો. ૨૧.
ભલો ઠામ ઠામે દિસે ભેજ કેવો,
વળ્યો જાણિએ પંડમાંહી પ્રસેવો;
નદી નીર રેલાતણો છે ઉછાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપભાળો. ૨૨.
ફુલ્યા ફૂલના ઝાડના ક્યારડા છે,
ધર્યા જાણિયે હોંશથી હારડા છે;
મણી શ્વેત માળા સમાને મરાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૩.
રૂડા મોરના સોર શા હું વખાણું,
સતી જાણિએ ગાયછે શુદ્ધ ગાણું;
ટળ્યો કુંથ દેખી દિલેથી ઉકાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૪.
ગિરી શીખરે વાદળાંની ઘટા છે,
છુટેલા ભલા ચોટલાની છટાછે;
લઘૂ પર્વતો તે ધરે કૂચ ઢાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૫.
ધજા દેવળો ઉપરે ખેલ ખેલે,
છબીલી છુટા છેડલા જેમ મેલે;
જુઓ હેમનો કુંભ ત્યાં જુક્તિવાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૬.

[1] પુર્વાર્ધ ખગોળ ને ઉત્તરાર્ધ ખગોળની હદમાં; તે બંનેને જુદા પાડનારી આકાશ ગંગાછે; તે મકરરાશીમાં થઇને મીથુનને કર્ક રાશીની વચ્ચે નીકળેછે.

થઈ ધૂળ ધોવાઈને સ્વચ્છ સારી,
કરી સ્નાન જાણે બની શુદ્ધ નારી;
ઝગે છીપ જાણે કરે ચક્ષુ ચાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૭.
ચહુ પાસ પંખી ઉડે આશપાસે,
ભલો ગંધ લેવા ભમ્યા ભૃંગ ભાસે;
વિશેષે દિસે વેષ રૂપે રસાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૮.
રવી અસ્તટાણે મળી જુક્તિ મોટી,
કરી જાણિએ કાનમાં બે અકોટી;
ધર્યો સાડલો રંગ રાતે પનાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૨૯.
પતી મેઘ આકાશ ચોપાસ આવ્યો,
મણી મોતિ તે કેટલાંએક લાવ્યો;
સતીનો થયો દેહ દેખી સુખાળો,
ભલી ભૂમિકા ભામિની રૂપ ભાળો. ૩૦.
પની મેઘરાજાતણો પામિ પ્યાર,
સજ્યા પતીદેવ શ્રૃંગાર સાર;
પુરો હર્ષ પામી પ્રીયા પૃથ્વિ નામે,
દિઠી દેવિ જેનીજ દલપત્ત શમે. ૩૧.

દોહરો.

અંધારૂં અરધાંગના, અરધે અંગ ઉજેશ;
જાણે પર્વત લાવિયો, અર્ધ નારિનો વેશ. ૩૨.

માલિની વૃત્ત.

નદિ જળ મળ છાંડી વેગ ધીમો જણાય,
મનુશ ગત જુવાની શાંત તે જેમ થાય;
તટ સમિપ તરૂઓ નિર્ભએ છે નિહાળો,
સુજન સમિપવાસી તે સુખી જેમ ભાળો. ૩૩.
સરિત સર સુ શોભે નિર્મળાં નીરવાળાં,
કમળ સરસ રંગી ત્યાં દિસે છે રૂપાળાં;
નિરમળ મન મધ્યે ધર્મનો ભાવ જેમ,
પ્રગટ સરસ શોભે સ્વચ્છતા યુક્ત તેમ. ૩૪.
ભ્રમર બહુ ભમેછે કંજનો ગંધ લેવા,
ગુણ ગ્રહણ કરેછે ગ્રાહકો સુજ્ઞ જેવા;
ભ્રમર રવ કરેછે પામિ આનંદ અંગે,
કવિજન શુભ કીર્તી જેમ બોલે પ્રસંગે. ૩૫.
પવનતણિ લહેરે પદ્મનાં વૃંદ હાલે,
કરતિ સુર સહેલી અપસરા જેમ ચાલે;
સરિત સર તરંગો ચાલતા મંદ મંદ,
સ્થિર મન જન ચાલે જેમ છૂટેં સ્વચ્છંદ. ૩૬.
સર સરિતથકી જેવાણિયા ઉઠિ જાય,
બહુ રવ કરનારાં દેડકાં ના જણાય;
નિરમળ મનવાળા ભૂપને જેમ છોડી,
કપટિ જન ખસેછે સ્વારથી સ્નેહ તોડી. ૩૭.
જલદ રૂતુથિ જૂદો વેશ ધાર્યો નદીએ,
શિશુ વય શણગારે ફેરવ્યા જેમ સ્ત્રીએ;
હરિત તૃણ હતાં ત્યાં શેરડા થૈ ગયા છે,
ધરણિ શરિર સાડી ધારી જૂદી શું આ છે. ૩૮.
અવનિ ઉપર રૂડા સાફ રસ્તા પડ્યા છે,
કવિજન મનમાં તે દેખિ કેવા ચડ્યા છે;
હતિ તનપર સાડી જે લિલા રંગ ભીની,
બદલિ નવિન ધારી આજ પટ્ટા પટીની. ૩૯.
સરિત સર તટેછે હંસને ચક્ર વાક,
મધુર સ્વર ઉચારી હર્ષ પામે અથાક;
વિમળ જળ વિલોકી આવિયા પક્ષિ એવા,
સુજન અમલ સારે જેમ આવે રહેવા. ૪૦.

ઉપજાતિ વૃત્ત.

પ્રસન્ન થૈ પોયણિ ચંદ્ર પેખી, પ્રસંન્નતાનો શુભ કાળ લેખી;
આપે જનોને ફળ તે ઘિ તેલાં, શિશુ દિસે તેથિ ખુશી થએલાં. ૪૧.
તુળા સમીપે રવિ આજ આવ્યો, ભલી વિધે શું ઈનસાફ લાવ્યો;
તોળી કર્યાંછે દિન રાત્રિ તુલ્ય, ભાસે ન તેમાં પળ માત્ર ભૂલ્ય. ૪૨.

માલિની વૃત્ત.

પ્રતિ વનવન દીસે અન્નનો પાક સારો,
પલટણ સમ ઉભી છોડની સીધિ હારો;
સરસ સરસ ખેત્રો જારનાં જે જણાય,
હય સહિત ન દીસે સ્વાર જો માંહિ જાય. ૪૩.
સુકણ કણસલામાં રૂડિ રીતે રચાણા,
ધવલ નવલ દીસે જાણિયે મોતિદાણા;
વળિ અધિક વિલોક્યાં ખેતરો બાજરીનાં,
ફળિત ફળ દિસેછે તે કૃપી ઈશ્વરીનાં. ૪૪.
મગ મઠ અડદોની શિંગ ચોળાનિ સારી,
પ્રથક પ્રથક રંગે બીજ તે મધ્ય ધારી;
પ્રથક પ્રથક ગુણો ઈશ્વરે ઉપજાવ્યા,
જન મન નવ જાણે વસ્તુ શીના બનાવ્યા. ૪૫.
કૃશિક પુરૂશ નારી ક્ષેત્રમાં ગીત ગાય,
અધિક કણ થએલાં અન્ન તે ત્યાં જણાય;

જગતપતિ પ્રભુએ અન્ન ભંડાર આપ્યો,
અધિક હરખ એથી વિશ્વમાં જેમ વ્યાપ્યો. ૪૬.
તિતિર ચકલિ સૂડા આવતાં અન્ન ખાવા,
કૃષિક પથર નાંખે ગોફણે તે ઉડાવા;
ધરરર ગરજંતી જેમ બંદૂક ગોળી,
નિરખિ વિહગનાસે શત્રુની જેમ ટોળી. ૪૭.
કૃષિ જન ચઢિ માળે, જોરથી બૂમ પાડે,
વિચરતિ વિહગોની ટોળિને તે ઉડાડે;
સકળ વન રહ્યુંછે તે સ્વરે ખૂબ ગાજી,
નિરખિ જન પ્રવાસી ચાલતાં થાય રાજી. ૪૮.

મનહર છંદ.

એક ભોળો ભાભો મોટા ખેતરમાં માળે ચઢી,
હરણને હાંકે અને પક્ષીને ઉડાવે છે;
જંગલી જનાવરોને બહુ બીવરાવવાને,
થીર રહી પોતે એક થાળી લૈ બજાવેછે;
એવે સમે ઊંટ આવી ખેતરમાં ખાવા લાગ્યો,
ભોળો ભાભો થાળી ઠોકી તેને બીવરાવે છે;
ત્યારે બોલ્યો ઊંટ મારે માથે તો ત્રંબાળુ ગાજે,
હાલો થાળી ઠોકે તે લેખામાં કોણ લાવેછે. ૪૯.

માલિની વૃત્ત.

ખરડ કરિ ખડીના ઠીકરાના ઘડાને,
લકુટિ ઉપર રાખે માનવીના સમાને;
નિરખિ હરણનાસે માનવી એમ જાણી,
અબળ જન[૧] નકામું તો કહે કોણ વાણી. ૫૦.
તરૂ પર ખગ વૃંદો શબ્દ સારા કરે છે,
જગતપતિતણી શું કિર્તિ તે ઉચ્ચરેછે;
જમણ જમિ જુવંતી જાનમાં જેમ ગાય,
કણ ચરિ ખગ ટોળી એમ ગાતી જણાય. ૫૧.

ઈંદ્રવજ્રા વૃત્ત.

ચિત્રાતણો તાપ અમાપ આવ્યો, શું યુદ્ધ ગ્રીશમે કૃષિથી મચાવ્યો;
તેથી તપ્યા ખેડુતનો અથાગ,તે કૈક નાઠા તજિ ભાગ લાગ.૫૨.
તપસ્વિયો જે તપસાધનારા, પંચાગ્નિનું તાપન તાપનારા;
ચિત્રાતણા તાપથિ તાપ પામી, જઈ રહ્યા તે તરૂહેઠ જામી. ૫૩.

માલિની વૃત્ત.

પ્રભુકૃત નિયમો છે તે ઘણા ઉપયોગી,
મરમ મન વિચારે ભોગિ કે કોઈ જોગી;
તપવિણ નવ પાકે અન્ન ખેત્રો વિશેતો,
તપવિણ ગુણ કોઇ જેમ દીઠો ન લેતો. ૫૪.
નવિન નવિન અન્ને પૂર્વજોને પુજેછે,
જન મન મુદ પામી શ્રાદ્ધ કૃત્યો સુજેછે;
નિજ બળથિ કમાઈ પામિને ખાન પાને,
સપુત જનમ દાતા પિતૃનો પાડ માને. ૫૫.
કદળિ ફળ વિશેષે આ રૂતૂમાં મળેછે,
અશન સરસ લાગે ખાંડ ઘી જો ભળેછે;
કુળ ધન વળિ વિદ્યા તે ત્રણે યુક્ત થાય,
જન જગત વિશે તે જેમ રૂડો જણાય. ૫૬.

ઉપજાતિ વૃત્ત.

ભીંડા મચ્યા છે બહુ ભાદ્રવાના, છકેલ જેવા ધનવંત નાના;
નહિ ભુમીમાં મજબૂત મૂળ, પછી વધી કેમ થશે પ્રથૂલ. ૫૭.

કુંડળિયો.

ભીંડો ભાદરવાતણો, વડને કહે શુણ વીર;
સમાઉ નહિ હું સર્વથા, તું જા સરવર તીર;
તું જા સરવર તીર, શુણી વડ ઉચર્યો વાણી;
વીતે વર્શા કાળ, જઈશ હું બીજે જાણી;
દાખે દલપતરામ, વિત્યો અવસર વર્શાનો;
ગયો સુકાઈ સમૂળ, ભિંડો તે ભાદરવાનો. ૫૮.

માલિની વૃત્ત.

નવલ ધવલ રંગે કાશ્ય[૧] પુષ્પો દિસેછે,
ચમર ધરણિ શીરે વારૂ શું વીલસે છે;
સરિત તટ બકોની પંક્તિ દેખાય કેવી,
ધવલ નવલ રંગે હાથિના દાંત જેવી. ૫૯.
ફુલ શુભ પચરંગી થાય ગુલ્બાસ કેરાં,
નિશિ મુખ સમએ તે શોભિ ઉઠે ઘણેરાં;
ભિનભિન પ્રતિશાખા રંગનાં ફૂલ ફૂલે,
જગત પતિનિ માયા દેખિને દીલ ભૂલે. ૬૦.
બહુ બહુ વળિ રાતાં ફૂલ બાપોરિયાનાં,
જળધિ સુત પ્રવાળાં તુલ્ય દીસે મજાનાં;

[૧] માણસના આહારના ચાડીઆ પણ પશુ પક્ષીથી ખેતરનું રક્ષણ કરેછે તો નિર્બળ માણસ નકામું કેમ કેહેવાય.

[૧] કાસનાં માંજર.

વિબુધ કવિ વખાણે હોદનો રંગ જેવો,
અતિ અચરજકારી ઇશ્વરી ખેલ એવો. ૬૧.

ઈંદ્રવજ્રા વૃત્ત.

લીધાં જુઓ ધંતુર પુષ્પ ધારી, જાણે રૂપાની શરણાઈ સારી;
બોરી ફળો કંટક યુક્ત દેખો, જાણે લગાવી મજબૂત મેખો. ૬૨.

દોહરા.

સમજે તે સ્રષ્ટાતણો, કાઢે વાંક ન કોય;
બોરીને કાંટા નહીં, ધંતુર ફળને હોય. ૬૩.
ખેતર પાકે ખેડુને, તેમ કમાણી થાય;
વધે કમાણી વૈદને, શરદે તેમ સદાય. ૬૪.

ઉપજાતિ વૃત્ત.

ઠંડે સમે જો જન પંથ જાય,
નિરોગિ કાયા જનની જણાય;
એવું વિચારી તન સારૂ થાવા,
ગર્બા ઠરાવ્યા નવરાત્રિ ગાવા. ૬૫.
અખંડ દીવો ઘરમાં રખાય,
વાવે જવારા વળિ હોમ થાય;
તો ત્યાં જુઓ સ્વચ્છ હવા થવાની,
ભલા કહે પૂજન તે ભવાની. ૬૬.

માલિની વૃત્ત.

રસભર નવરાત્રી ગર્બિયો ગાય બાળા,
મધુર મધુર શબ્દો ઉચ્ચરે તે રસાળા;
મધુર સ્વરથિ ગાતી એ રૂડી દેવિયો છે,
સુરભવનથકી શું સંચરી દેવિયો છે. ૬૭.
દિન શુભ દસરાનો ભૂમિ મદ્ધે ભજેછે,
સમડિ પુજન સારૂ રાય સ્વારી સજેછે;
પરમુલક લઈને જીતવા ફોજ જાય,
અધિક સરસ શોભા એવિ એની જણાય. ૬૮.

ભ્રાંત્તાપ ન્હુતિ અલંકાર.

ઈંદ્ર વિજય છંદ.

જો સખિ આ ચપળા ચમકે, ચપળા નહિ શસ્ત્રતણી ચમકારી;
વાદળ વૃંદ ધર્યાં ધરણીપર, ના સખિછે ગજ જો નિરધારી;
સોર કરે શુણ દાદુર મોર, નહિ સખિ સોર કરે નરનારી;
જો પરજન્ય ચડ્યો દલપત્ત, નહીં પરજન્ય નરેશનિ સ્વારી. ૬૯.

માલિની વૃત્ત.

શરદ પુનમ સાંજે ચંદની ખૂબ ખીલી,
પતિ સહ વન જોવા જાય રામા રસીલી;
સજન હળિ મળીને આજ બેસે અગાશી,
ઉડગન સમ શોભે સ્વચ્છતા સુપ્રકાશી. ૭૦.
શરદ પુનમ રાત્રી નામ માણિક્ય ઠારી,
સકળ જન કહેછે સીપસે મોતિ ધારી;
સુ વચન ઉપદેશી નીત્ય જે સાંભળે છે,
કદિક વચન તેનું જેમ ચિત્તે ઠરે છે. ૭૧.
શશિ સમિપ નિહાળો અશ્વની છે અનૂપ,
ચપળ થઈ ચડ્યો શું ઘોડિએ રાત્રિભૂપ;
હરણતણિ નિશાની ચંદ્રમાં ચિત્ર જેવી,
શશિ નરપ શિકારી પામિયો પ્રાપ્તિ એવી. ૭૨.

દોહરા.

શરદ પુનમ સોહામણી, શરદ રૂતુનો અંત;
પૌંઆ દૂધ અશન કરે, પ્રીતે કાંતા કંત. ૭૩.

---

## હેમંત રૂતુનું વર્ણન.

તા૦ ૧૦ મી અક્ટોબરથી ૯ મી ડીસંબર સધી.

દોહરા.

શરદતણી શરદી ગઈ, હવે થયો હેમંત;
પરોઢિયે ઠંડક પડે, ઘટે સૂક્ષ્મ જિવજંત. ૧.
કચરા ને કાદવ મટે, દિસે સ્વચ્છ આકાશ;
હીમાળુ વાયુ વહે, આપે ચંદ્ર ઉજાસ. ૨.

દીવાળી.

માલિની વૃત્ત.

અધિક હરખ આપે આજ આવી દિવાળી,
જન ઘર શણગારે વરિત દીપે રૂપાળી;
મધુર સ્વર સુવાજાં મંડળીમાં બજાવે.
જગપતિ ગુણ ગાઈ ભાવ રૂડો ભજાવે. ૩.

ઉપજાતિ વૃત્ત.

સ્રીયો પુરૂષો શણગાર સાજી, ફરે હરે અંતર થાય રાજી;
જાણે પ્રભૂની બહુ પ્રીત જામી, પ્રજા નવો શું શિરપાવ પામી. ૪.
રામા રૂડા આંગણ ચોક પૂરે, ખડી ગુલાલે હળદી સિંદૂરે;
લક્ષ્મી નહીં શું ઘરમાં સમાઈ, આવી દિસે આંગણ ઉભરાઈ. ૫.

કંદોઈ પાડે ફુળ ચાસણીનાં, ભલી ભલી ભાત જુદો ઘણીનાં;
જોતાં દિસે ઘાટ ઘણા રૂપાળા, જાણે કરે ઈશ્વર કૃત્ય ચાળા. ૬.

માલિની વૃત્ત.

નગર સરસ નિરખ્યાં જેમ ઓપે નવીન,
સરવ ઉપરિ ઓપે આજનો શ્રેષ્ઠ દીન;
ઘર ઘર પ્રતિ દીસે દીપતો દીપ માળા,
અવનિ કરતિ હોયે વ્યોમના જેમ ચાળા. ૭.

ઉપજાતિ વૃત્ત.

જુઓ બની આતસે કેરિ બાજી,
જોઈ રૂદેમાં જન થાય રાજી;
જોતાં દિસે પા ઘડિ ખેલ ખાસો,
એવોજ છે આ જગનો તમાસો. ૮.
કોઠીથિ દારૂ સળગી ઉઠે છે,
જાણે ઉગ્યું કાંચન ઝાડ એ છે;
શાખા દિસે પત્ર ફુલો ખરેછે,
જોવાથકી માત્ર ખુશી કરે છે. ૯.
તે ફુલ ને જે ફુલ બાગ કેરાં,
છે એક નામે ગુણ તો જુદેરાં;
એવીજ રીતે જગમાં પ્રમાણો,
જનો જનોમાં પણ ફેર જાણો. ૧૦
આકાશમાં ઊંચિ ચઢે હવાઈ,
તારા ખરે તે નિરખો નવાઈ;
જાણે ભલું બાણ તહાં ચડાવ્યું,
તારા નભેથી જઈ પાડિ લાવ્યું. ૧૧.
પ્રભા જુઓ પૂર્ણ બપોરિયાની,
ભાસે ભલી તે પણ છે કહ્યાની;
જો એવિ રીતેજ બપોર થાત,
તો સૂર્યની પૂછત કોણ વાત. ૧૨.
ફૂટાકિયા તો બહુ ઠામ છૂટે,
જાણે કઢેલા પર ધાણિ ફૂટે;
અનેક આકાર બિજા કર્યાછે,
ખજૂરિને ચાદર ફાળકા છે. ૧૩.
વહી પુજી સાકર પાન વેંચે,
નામાં નવાં ખૂબ ખુશીથિ ખેંચે;
દેવાળયોમાં અનકૂટ થાય,
શૈ [illegible] જણાય. ૧૪.

નવાવર્શ વિશે પ્રભૂ સ્તુતિ.

દોહરો.

નૃપ વિક્રમના શકતણું, વંચાયું નવું વર્શ;
આપો પ્રભુ આ વર્શમાં, હર્શ અધિક ઉત્કર્શ. ૧૫.

ભુજંગી છંદ.

અહો નાથ હેતે હવે હાથ ઝાલો,
પ્રભુ પાઈદો પ્રેમનો પૂર્ણ પ્યાલો;
કૃપા દૃષ્ટિથી પુષ્ટિ દૈ કષ્ટ કાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૧૬.
જજો રોગ ને દોષ સર્વે જનોનાં,
તથા તાપ ને ત્રાસ નાસો તનોના;
બધી બીક ટાળી મટાડો બળાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૧૭.
પ્રજા સર્વ સંપી વસે થૈ સુખાળી,
દશે દીશમાં નિત્ય દેખે દિવાળી;
જપે તાહરા નામના સર્વ જાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૧૮.
સદા વસ્તુ સર્વે મળો મૂલ શસ્તે,
રહો શૂભ શોભા બની સર્વ રસ્તે;
છજે માળિયે છત્યની છાપ છાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૧૯.
મહીમાં ભલા વર્સજો મેહ માગ્યા,
રહે લાભ ને લક્ષમાં લોક લાગ્યા;
જજો અંગમાંથી મટીને ઉતાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૦.
વિવાનાં અહર્નીશ વાજીંત્ર વાગો,
ભલા લોકની ભ્રાંતિને ભીતિ ભાગો;
સ્થિતી સારીમાં સર્વને સ્થીર થાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૧.
દિનાનાથજી દ્રવ્યની છૂટ દેજો,
બધા લોક લાખોતણો લાભ લેજો;
પ્રજાનાં પ્રલે થૈ જજો સર્વ પાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૨.
સુખે સંપડાવે સુલોકો સમૃદ્ધી,
વળી વંશની આપજો આપ વૃદ્ધી;
લડાવે ભલાં પુત્રને લાડ બાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૩.

દહીં, દૂધ ઘી ગોળ ને માલ મેવા,
મળે અલ્પ મૂલ્યે ઉદે થાય એવા;
અને અન્ન શસ્તાં મળે માંડિ માપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૪.
સુખી રાય રાણા પ્રજા સૂખ પામો,
જનો મધ્ય આનંદ આનંદ જામો;
વળી સર્વ સંસારમાં સૂખ વ્યાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૫.
રહો ક્ષેમ માનુષ્ય ને ઢોર જાતે,
ક્ષિતી મધ્ય ખૂટે નહીં અન્ન ખાતે;
તમો પાર ઉતારજો તારિ ત્રાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૬.
કીધી પાર્થના તે પ્રજા લોક કામે,
રૂડી રીતથી આજ દલપત્તરામે;
સુણીને પ્રભૂજી કરો માફ શાપો,
નવા વર્ષમાં હર્ષ ઉત્કર્ષ આપો. ૨૭.

દોહરો.

હર્ષ અધિક ઉતકર્ષ દો, સુખ સુર લોક સદર્ષ;
વસ્તિતણા આ વર્ષમાં, અવગુણ થજો અદર્ષ. ૨૮.

કાર્તિક માસ.

ઉપજાતિ વૃત્ત.

અહો જુઓ આ વછિયાત એક,
લાવ્યો દિસે અન્ન ભરી અનેક;
છએ રૂતુનું પય હોય ધાવ્યો,
એવો જુઓ કાર્તિક માસ આવ્યો. ૨૯.
ભલે રહ્યા સૌ મળિ બાર ભાઈ,
કીર્તિ દિસે કાર્તિકની સવાઈ;
સુપુત્ર વિશ્વેશ્વરનો[1] દશાવ્યો,
એવો જુઓ કાર્તિક માસ આવ્યો. ૩૦.
સેના સજે ભૂપતિ ઠામ ઠામ,
ગ્રામાંતરે જઈ કરવા મુકામ;
સેનાપતીનું પદ હોય લાવ્યો,
એવો જુઓ કાર્તિક માસ આવ્યો. ૩૧.
તંબૂ વિષે રાજ જનો વસાયા,
જાણે નહિ તે પુરમાં સમાયા;
કે વસ્તિનો સાગર ઉભરાયો,
જમાવ તેનો વનમાં જમાયો. ૩૨.
વેપારિ લોકો વિચરે વિદેશે,
વેપારથી લાભ વિશેષ લેશે;
પ્રભાત થાતાં બહુ પંખિ જેમ,
આહાર લેવા ઉડિ જાય તેમ. ૩૩.
જતી તજી સ્થાન વિદેશ જાય,
વર્ષા રૂતુમાં સ્થિર જે જણાય;
સંસારિ લોકો વળિ સર્વ જોગી,
પ્રવાસમાં થાય ઘણા ઉદ્યોગી. ૩૪.
જાત્રા નિમિત્તે જન જૂથ જાય,
મેળા ઘણા તીર્થ થળે ભરાય;
હળી મળી હેત વધારવાને,
જાણે મળ્યા છે જન તીર્થ બાને. ૩૫.
કહું ભલો આ દિન કાર્તકીનો,
ખરેખરો તે પણ છે ખુશીનો;
વિજોગિયા મિત્ર વિદેશ વાસી,
તીર્થે મળે છે થૈને પ્રવાસી. ૩૬.
વિશ્રામના માસ વિતી ગયાછે,
ઉદ્યોગના માસ હવે થયાછે;
શિશૂપણાના દિન જેમ જાય,
ઉદ્યોગને યોગ્ય જુવાન થાય. ૩૭.
પરોઢિએ ઠંઠ વિશેષ પાડે,
હેમંત સૂતા જનને જગાડે;
જાણે કહેછે જન સર્વ જાગો,
પ્રભાત થાતાં પ્રભુ ભક્તિ માગો. ૩૮.
પૂર્વે ઉગેછે શુભ શુક્ર તારો,
પ્રભાતનું ચિન્હ જણાવનારો;
વધામણીઓ જન જેમ આવ્યો,
વધામણી સૂરજ કેરિ લાવ્યો. ૩૯.

દોહરા.

ઓપે બિંદુ ઓસનાં. ચળકે મોતિ સમાન;
સૂર્ય ઉગે સૂકાયછે, જોઈ જ્ઞાનિ લે જ્ઞાન. ૪૦.
ધન જોબન ને જીવતર, જેવા માત્ર જણાય;
ઓસ બરાબર ઉપમા, જ્ઞાની કવિયો ગાય. ૪૧.
અનાજ લણતાં ખેડુઓ, ગીતો ગાતા જાય;
લણી ખળામાં લાવતાં, હઈડામાં હરખાય. ૪૨.

[1] કાર્તિક સ્વામિ શિવનો પુત્ર કેહેવાય છે. તે છ મુખે કરીને છ માતાઓને ધાવેલો છે. તે છ ઋતુઓને ધાવેલો કાર્તિક એજ હશે.

ઉપજાતિ વૃત્ત.

ખેડૂ જનો ખેતરથી ઉઠાવી,
ભરે ખળામાં સઉ અન્ન લાવી;
જાણે બહુ બંદર નાવ આવ્યાં,
ખોરાકનો માલ અથાક લાવ્યાં. ૪૩.
ડુંડાં કણોનાં બળદો પિલેછે,
તેને મુખે શીકલિ બાંધિ લેછે;
જાણે ક્રિયા જૈનમતી સ્વિકારી,
તેથી મુખે મૂમતિ હોય ધારી. ૪૪.
ખેડૂ જનો જો કણ ઉપણેછે,
છોડાં અને અન્ન જુદાં પડેછે;
સંગ્રામનો સંચર જેમ થાય,
શુરા રહે કાયર દૂર જાય. ૪૫.
ભૂપાળનો ભાગ પ્રધાન માગે,
ત્યાં લેણદારો વળિ આવિ લાગે;
ખેડૂ બિચારા બનિજાય કેવા,
જેવા હતા ગ્રીષ્મ કાળ તેવા. ૪૬.
એવી રીતે કાર્તિકતો સિધાવ્યો,
હવે જુઓ આ મૃગશીર્ષ આવ્યો;
જો ધામ સૂર્યે ધનુ રાશિ ધાર્યું,
જાણે ધર્યું ચાપ શિકાર સારૂ. ૪૭.
રાત્રી વધી લાંબિ ઘણી જણાય,
જો છેક ટુંકું દિનમાન થાય;
કોઈ સમે જેમ ઘટે સુધર્મ,
વળી વધી જાય અધર્મ કર્મ. ૪૮.
વાડી વિશે થાય હજારિ ગોટા,
માણે ફુલોનું સુખ લોક મોટા;
ધરે ગળે માળ રચી વિશાળ,
જાણે ધરેછે હર રૂંઢ માળ. ૪૯.
શીતાફળીનાં ફળ ખૂબ પાકયાં,
લેતાં વીણીને જન જૂથ થાકયાં;
જાણે શિયાળો પરદેશિ આવ્યો,
મનુષ્ય માટે ફળ મિષ્ટ લાવ્યો. ૫૦.

દોહરો.

નટ હેમંતે એ રીતે, કીધો ખેલ અનૂપ;
ધરશે સ્વાંગ શિશિરતણો, બદલીને નિજ રૂપ. ૫૧.

## શિશિર રૂતુનું વર્ણન.

તા૦ ૧૦ મી ડીસંબરથી ૯ મી ફેબ્રુઆરી સુધી.

વસંતતિલકા વૃત્ત.

આવ્યો રવી મકર[1] રાશિ સમીપ આજ,
જાણો થયું શિશિર નામ રૂતુનું રાજ;
ટાઢે વિશેષ સઉના તનને ધ્રુજાવ્યાં,
જાણે શરિરધરને શિશિરે હરાવ્યાં. ૧.
ઓઢે જનો શરિર ઉપર તો દુશાલ,
લીલી પિળી ધવલ કે વળિ રંગ લાલ;
જાણે શીશીર ભુપથી ભય પામિ ભારી,
ધાર્યો સુવેશ પુરૂશે પણ અર્ધ નારી. ૨.
અંગીઠિ[2] તાપ નિજ આગળ આ ધર્યો છે,
જાણે પ્રભૂ રિઝવવા તપ આદર્યો છે;
શિતકાર શબ્દ સઉને મુખ નીકળે છે,
જાણે સુમંત્ર પ્રભુનો મુખથી જપેછે. ૩.
ઝીણાં તજી શરિરમાં ડગલી ધરેછે,
જાણે ધર્યાં જરૂર બખ્તર અંગ એ છે;
ફાટે ગરીબ જનના પગ હોઠ હાથ,
જાણે થયા જખમિ તે લડિ શીત સાથ. ૪.
ખાંતે અનેક વિધિના કરિ પાક ખાય,
ઝાઝું વધારિ બળ ને તન પુષ્ટ થાય;
જાણે શિશીર રૂતુને જિતવા વિચારે,
માટે ઉપાય કરિને બળને વધારે. ૫.
ઉની પીએ અધિક ચાહ ઉનું ગમેછે,
અંઘોળ ઉષ્ણ જળ અન્ન ઉનું જમેછે;
ઠંડે સમસ્ત જગ ઉપર દુઃખ નાખ્યું,
શું તેથિ વૈર અતિ ઠંડક સાથ રાખ્યું. ૬.
રાતે પડે અવનિમાં અતિ હીમ આજે,
ખેત્રો વિશે વણતણા[3] બહુ છોડ દાઝે;
લોકોતણા તનતણી વણ ટાઢ ટાળે,
તેથીજ એમ વણને પણ હીમ બાળે. ૭.

દોહરો.

જો અટકાવે જુલમ તો, જુલમી દેશે ત્રાસ;
કપાસ ટાળે ટાઢ ને, બાળે ટાઢ કપાસ. ૮.

---

[1] ખરી મકરસંક્રાંતિ તા૦ ૨૨ મી ડિસેમ્બરે બેસછે પણ તે પેહેલાં ૧૨ દિવસ ઋતુનો ફેરફાર જોવામાં આવેછે.
[2] રાગડી. [3] કપાસ.

### વસંતતિલકા વૃત્ત.

ઘૌંમાં પડે હિમ ઘણો નુકશાનકારી,
વંતાકડો પ્રથમથી પ્રજળે બિચારી;
ખોરાક એમ જન જાતિતણો બગાડ્યો,
જ્યાં ત્યાં હિમે જગતમાં ઝગડો જગાડ્યો. ૯.

પ્રાણી અનેક બહુ ટાઢથિ દુઃખ પામે,
પૃથ્વિ વિશે કહિં કહિં વળિ બર્ફ જામે;
કોપ્યો જણાય જગ ઉપર શીતકાળ,
પીડે વિશેષ જળને ગણિ વિશ્વપાળ. ૧૦.

જ્યાં ત્યાં જણાય પસર્યું બળ શીતકેરૂં,
નીરે રથળે ગગનમાં પણ તે ઘણેરૂં;
અત્યંત જોર શિતનું ટળિ જાય ક્યારે,
મુંઝાઈ એમ મનમાં જન સૌ વિચારે. ૧૧.

ખેડૂતનિ વાળિ વળિ ગાતડિ ભીડિ લૈને,
વેચે અનાજ કૃષિકો પુર મધ્ય જૈને;
શું શીત સાથ જબરૂં કરિ જુદ્ધ આવ્યા,
ગાડાં ભરી સરસ સંપતિ લૂંટિ લાવ્યા. ૧૨.

ઝાડોતણાં જિરણ પત્ર ખરી પડેછે,
કાષ્ટ પ્રમાણ નિરખો નજરે ચડેછે;
જાણે શિતે તરૂવરો બહુ લૂંટિ લીધાં,
વસ્ત્રો રહીત તરૂઓ કરિ ક્રોધ કીધાં. ૧૩.

શીયાળિયાં વન વિશે બહુ બૂમ પાડે,
રાત્રી વિશે વળિ જુઓ ઉગતે દહાડે;
જાણે પડી પ્રબળ ત્યાં હિમ કેરિ ધાડ,
તેણે વિશેષ વન મધ્ય પહાવિ રાડ. ૧૪.

ઓઢે શ્રિમંત જન તો સુજની રજાઈ,
પોઢે બિછાવિ ઉનની ઉમદા તળાઈ;
પોઢ્યા હતા ધન સમે જગદીશ જેમ,
પોઢ્યા દિસે શિશિરમાં નર લોક તેમ. ૧૫.

### દોહરો.

તેલ તાપ તાંબુલ તથા, તરૂણી ઢગલિ તળાઈ;
તેજાનો તાતાં જમણ, શીત રતે સુખદાઈ. ૧૬.

### ઉપજાતી વૃત્ત.

રૂડાં જુઓ આ ચણિબોર રાતાં, તે ઝાડને શીશ નથી સમાતાં;
રૂડી દિસે જંગલ બોરડીઓ, ઓઢી ઉભી ચુંદડિ લીલડીઓ. ૧૭.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વીતે છે પરિપૂર્ણ તે, શિશિર તો માધી તીથી પૂનમે;
આવેછે દિવસો વસંતઋતુના, એમાં નહીં ઉનમે;
એનો હર્ષ અગાઉથી અતિઘણો, માને ઘણા માનવ;
માઘી પંચમીને દીને જન કરે, તેથી વસંતોચ્છવ. ૧૮.

## આખા શિયાળા વિશે.

### દોહરો.

શિયાળિયો સરદાર છે, જળદ તણો રિપુ જેહ;
દીઠો તારિખ દશમિએ, અકટોબરથી એહ. ૧૯.

### ભુજંગી છંદ.

સખી એક બીજી સખીને કહેછે,
અરે આવિયો શીતનો કાળ એછે;
અનંતા જિવોને ભરાવ્યો ઉચાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૦.

શિળા વાયુના સૈનને સાથ લાવ્યો,
હણી બાણ વર્ષાદને તો હઠાવ્યો;
અરે નાસતો નીર દાતા નિહાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૧.

દિસે જેમ વસ્ત્રો લુટાઈ ગયાથી,
થયો એમ આકાશ અભ્રો[1] જવાથી;
ગયું ઈંદ્રનું ચાપ એતો સંભાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૨.

તળાવો નદીઓતણાં પૂર ટૂટે,
ખજાનાંતણાં દ્રવ્ય તે જેમ ખૂટે;
હઠાવે કિનારા બધાને હઠાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૩.

લીલી સાડિયો જે ધરાએ ધરેલી,
દિસે સર્વ તે કાપિ ચૂરા કરેલી;
મટ્યો રાજની વેશ રૂડો રૂપાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૪.

સહુ ઠામથી નીર સુકાવિ દેછે,
રિપૂ જેમ લોહી ઘણું ચૂશિ લેછે;
શિલાઓ ઉઘાડિ દિસે હાડમાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૫.

કંઈ જીવ જંતુ ગુફા મધ્ય પેસે,
ડરી શત્રુથી જેમ સંતાઈ બેસે;

[1] વાદળા.

કરે લોકના મુખનો રંગ કાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૬.
કઈ તો તપસ્વી થઈ તાપ તાપે,
કઈ લોક અગ્નિ વિષે હોમ આપે;
કરે જજ્ઞનો ચાહિને એમ ચાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૭.
ધર્યાં બખ્તરો તુલ્યનાં વસ્ત્ર જાડાં,
થશે શત્રુના શસ્ત્ર ને જાણિ આડાં;
છબ્બે તોય હોઠે કરીને ઉછાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૮.
થઈ શેલડી તો વડી સૂરસાળા,
રિપૂ ભૂપના ભાળિયે જેમ ભાલા;
સુખે ભોગ્ય શ્રીસંતને તો રસાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૨૯.
વધી રાત્રિકા ને થયો દીન છોટો,
બુરા રાજમાં જેમ અન્યાય મોટો;
વધે કૈકના કાળજામાં કંટાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૩૦.
વિના પાનવાળાં કર્યાં ઝાડવાંને,
રિપૂ ભૂપતી જેમ લૂંટે પ્રજાને;
દિસે પ્રાણિયોનો જથો દૂખવાળો,
સખી સજ્જ થૈ આજ આવ્યો શિયાળો. ૩૧.

દોહરો.

કૈક કહે ક્યારે ટળે, શિયાળિયો સરદાર;
આવે વળી વસંત તો, વરતે જેજેકાર. ૩૨.

## વસંત રૂતુનું વર્ણન.

તા૦ ૧૦ મી ફેબ્રુઆરીથી તા૦ ૯ મી એપ્રિલ સુધી.

ઉપજાતિ વૃત્ત.

રૂડો જુઓ આ રૂતુ રાજ આવ્યો,
મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરૂવરોએ શણગાર કીધો,
જાણે વસંતે શિરપાવ દીધો. ૧.
જુનાં જુનાં પત્ર ગયાં ખરીને,
શોભે તરૂ પત્ર નવાં ધરીને;
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાળી,
સમીપમાં લગ્નસરા નિહાળી. ૨.
આંબે જુઓ મોર અપાર આવ્યો,
જાણે ખજાનો ભરિ મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરેછે,
વસંતના શું જશ ઉચ્ચરે છે. ૩.
બોલે મિઠું કોકિલ એક જ્યારે,
વાદે બિજા એથિ મિઠું ઉચારે;
વિવાદ જાણે કવિયો કરેછે,
વખાણ લેવા સ્પરધા ધરેછે. ૪.
ચોપાનિયાં પુસ્તક જો પ્રકાસે,
ભલૂંજ તેથી નૃપરાજ્ય ભાસે;
[1]તથા તરૂ શોભિત પૂષ્પ ભારે,
તો કેમ આંબા નહિ પુષ્પ તારે. ૫.
સુશોભિતો થા હરિને પ્રતાપે,
પ્રભૂ તને ઉત્તમ પુષ્પ આપે;
સ્તુતી કરી માગ્ય પ્રભૂ સમીપે,
સુપુષ્પથી સુંદર દેહ દીપે. ૬.

વિધાતાને ઠબકો.

અરે ન કીધાં ફુલ કેમ આંબે, કર્યાં વળી કંટક શા ગુલાબે;
સુલોચનાને શિર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી. ૭.

વનનો દેખાવ.

શાર્દુલવિક્રિડિત વૃત્ત.

આંબા આમલિ લીંબડા વડ વડા, ઝુંડે ઝુક્યાં ઝાડ છે;
છત્રોની છબિ છાઈ હોય છતમાં, તેવા ઉંચા તાડછે;
ગાયો વૃંદ હરે ફરે તૃણ ચરે, ગોવાળિયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં, આનંદ સંધાયછે. ૮.

ઉપજાતિ વૃત્ત.

વાએ નવાં પલ્લવ ઝાડ ડોલે, તે જેમ નાચે નટ તેનિ તોલે;
વસંત દેખાવ દિલે રિઝાવે, આશ્ચર્ય પામી શિર શું ધુણાવે. ૯.
ટોચે નવાં પલ્લવ લૂમખાં છે, દિસે વળી સુંદર ડોલતાં છે;
કહે રૂડાં ચામર તે કવીશ, જાણે ફરેછે વનરાય શીશ. ૧૦.

દોહરા.

પલાશનાં પલ્લવ નવાં, શોભે તથા તમાલ;
વસંતમાં વનની છબી, વિલોકિ ઉપજે વહાલ. ૧૧.
શેલડિ પણ પાકે સરસ, લવિંગ લુમખાં થાય;
સાગ તથા સામેરની, શોભા કહી ન જાય. ૧૨.

[1] જે રાજાના રાજ્યમાં ચોપાનીઆં કે પુસ્તક પ્રગટ થતાં નથી તેને ઉદ્દેશીને આંબા પ્રતિ અન્યોક્તિ કહીછે.

ઉપજાતિ વૃત્ત.

અનેક જાતી તરૂ ફૂલ ફૂલ્યાં, તે ફૂલ ભારે નમિ ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઈ, અન્યોન્ય ચેષ્ટાઇ કરે કુલાઈ. ૧૩.
અનેક જાતી બહુ ફૂલ ફૂલ્યાં, ઝાઝાં સુગંધીમય ખૂબ ઝૂલ્યાં;
પામી સમૃદ્ધી સુખ તો અતુલ્યે, કહો ખુશીથી નહિ કોણ ફૂલે. ૧૪.
કેવાં જુઓ આ ફુલ કણિકાનાં, રાતાં તથા શ્વેત દિસે મજાનાં;
પ્રીતી તણા રંગથિ હોય રાતાં, સુ કીર્તિથી શ્વેત હશે જણાતાં. ૧૫.
કહું ભલાં ચંપક પુષ્પ કેવાં, જોતાં દિસે કાંચનપુષ્પ જેવાં;
કારીગરીનો કરનાર ધન્ય, કોઈથિ એવું ન કરાય અન્ય. ૧૬.
ગુલાબના ગુચ્છ સુગંધિમાન, વસંતમાં તે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઉપજે અનેક, વસંતની વાતજ ન્યારિ છેક. ૧૭.

દોહરા.

પારિજાત ને કેવડો, જાઈ ને વળિ જાય;
બકુલ મોગર થળકમળ, કુસુમ કેડાનાં થાય. ૧૮.
કેસૂડાં ને કરમદી, બપોરિયો મુચકંદ;
અનેક એવા પુષ્પનાં, ઉપજે વૃંદે વૃંદ. ૧૯.

ઉપજાતિ વૃત્ત.

ન કીચ કે કાદવ ટાઢ તાપ, ન ધૂળ ઉડે નહિ અભ્ર વ્યાપ;
વસંત વેળા સુખકારિ જેવી, એકે રૂતૂની ન ગણાય એવી. ૨૦.

ઘનાક્ષરી છંદ.

નવાણનાં નીર પ્રતિદિન ન્યૂન થતાં જાય,
પરદેશી રાજ્યે જેમ દ્રવ્ય પરદેશ જાય;
પણ તાપ ટાઢ કીચ કાદવનાં કષ્ટ નહિ,
સ્વતંત્રપણાથી સર્વ સંચરે ને સુખી થાય;
અન્ય રૂતુઓ તમામ સાથે તોળી જોતાં સુખ,
વસંત રૂતુનું સુખ જરૂર ઘણું જણાય;
જેમ અન્ય રાજ્યસાથે મેળવીને જોતાં સુખ,
અંગરેજી રાજ્યનું જરૂર અધિકું મનાય. ૨૧.

દોહરો.

જળરૂપી જરતો ઘટે, ફૂલ અધિક ફેલાય;
વૈભવ તો આ વખતનો, વિશ્વવિષે વખણાય. ૨૨.

ઉપજાતિ વૃત્ત.

નવાણમાં નિર્મળ નીર દીસે, આકાશમાં નિર્મળતા અતીશે;
સર્વે પ્રકારે સુખકારિ આમ, માટે કહેછે રૂતુરાજ નામ. ૨૩.
વાયુ દિશાથી શુભ વાયુ ધાય, તેની વળી રીત નવી જણાય;
નહીં હિમાળુ નહિતે ઉનાળુ, દુભાશિયાની ભલિયુક્તિ ભાળું. ૨૪.
હેતે કરેછે જન હોરિ ગાન, વાજાં બજાવે વળિ તોડિ તાન;
આનંદના શું ઉદગાર થાય, ડોકાં હલાવી જન એમ ગાય. ૨૫.
ભકતો પ્રભૂના ગુણ ગાય પ્રીતે, નઠોર તો ગાય નઠારિ રીતે;
સારા નઠારા જનની જુદાઈ, વસંત ટાણે સમજાય ભાઈ. ૨૬.
અસંતને સંત વસંત ટાણે, ઉમંગતો અંગ અભંગ આણે;
તે જેમ પાંડિત્વ કવિત્વ પામી, ખિલે ભલા લોક તથા હરામી. ૨૭.

ઈંદ્ર વિજય છંદ.

ચિત્ર ઘણાં અપવિત્ર રચે, અપવિત્રજ મિત્રતણા કરિ મેળા;
ધાણિ જમે રંગ પાણિ ગમે, વદિ વાણિ વિભત્સ ભમે થઈ ભેળા;
કૈકતણાં તન કાદવ ચર્ચિત, રાખવડે ઘરૌં જેમ રખેળ્યા;
એમ અસંત કરે પણ સંત, ભજે ભગવંત વસંતનિ વેળા. ૨૮.

ઉપજાતિ વૃત્ત.

વસંતિ વસ્ત્રો તન ધારિ બાળા, સજે જુઓ વેષ રૂડા રૂપાળા;
ટાણું ભલું લગ્નતણું વિચાર્યું, જાણે સુપાનેતર અંગ ધાર્યું. ૨૯.
બજાવિ રૂડાં ડફ ખંજરીઓ, હોરી કરે ગાયન લાલજીઓ;
આનંદનો શું ઉભરો ન માય, જુઓ મુખેથી ઉભરાઈ જાય. ૩૦.
વાજે વળી આજ મૃદંગ તાળ, હોરીતણા રાગ સુણો રસાળ;
ભૂંડા ભલા આગળ ઉચ્ચરેછે, મૃદંગને તો મુખ એમ બેછે. ૩૧.

ગાયક ઉક્તિ.

દોહરો.

કાવ્ય કળા કવિજન કરે, શ્રમ લઈ સર્વ પ્રકાર;
પણ ગાયકના ગુણ વડે, કવિતા શોભે સાર. ૩૨.

સ્રગ્ધરા વૃત્ત.

બ્રહ્માએ ભાત ભાતે, ભલિજ રચિ રૂચા નારદે ગાન ગાયું;
વાલ્મીકે કાવ્ય કીધું, લવકુશ લઈને ગાયું તેથી સુહાયું;
કષ્ટે કાવ્યો કવીઓ, સરસ રચિ મરે ગાયકો જોગવેછે[1];
ખોદેછે ઊંદરોને દર, તજિ દર તે ભોરિંગો ભોગવેછે. ૩૩.

કવિ ઉક્તિ.

વસંતતિલકા વૃત્ત.

વિદ્યારથી ગુરૂથકી ગુણ શીખિ લેને,
રાખે ન આપ અભિમાન કૃતઘ્ની થૈને;

[1] જોગવેછે-ખાવાનો જોગ મેળવેછે.

જે ગાયકો જગત મધ્ય ગુણજ્ઞ સારા,
તેતો કદી ન કવિના ગુણ ભૂલનાર. ૩૪.

ઉપજાતિ વૃત્ત.

જેને અનીતી ઉરમધ્ય આવે, તે નિર્લજ્જે નિર્લજ સ્ત્રી નચાવે;
ગમે.રૂદેમાં સુણિ તેનું ગાન, કરે કુછંદે અપવિત્ર કાન. ૩૫.

ચોપાયા છંદ.

નરક પતિત નર નરક પતિત નર, નરખે જ્યાં સ્વર પૂર્યો;
કુણ કુણ કુણ કુણ એમ કહેછે, સતાર ને તંબુરો:
વેશ્યા વળતી કર લાંબો કરિ, સુંદર સ્વર આલાપે;
આ આ આ કહિ શ્રોતાઓને, એજ બતાવી આપે. ૩૬.

ચંદ્રાવળા છંદ.

ફૂલ્યો માસ સરસ જ્યાં ફાગણ, ફૂલી ગાજે ફાગ;
પણ ડહાપણ આપણમાં આવે, રસિક શુણીને રાગ;
રસિક શુણીને રાગ રૂપાળો, કોમળ થાય સ્વભાવ કૃપાળો;
એજ અરથ ગાજે ઘર આંગણ, ફૂલ્યો માસ સરસ જ્યાં ફાગણ.૩૭
ભોળી દુનિયાં હોળી ટાણે, ઝોળીમાં ધરિ ધૂળ;
ટોળિ મળી તોફાન કરેછે, મુર્ખાઈનું એ મૂળ;
મૂર્ખાઈનું એ મૂળજ મોટું, ખાનદાન થઈ ઉચરે ખોટું;
ઘાયલ થઈ ઘેર ડોળી આણે, ભોળી દુનિયાં હોળી ટાણે. ૩૮.
મગરમસ્ત થઈ વગર વિચારી, બોલિશ હલકા બોલ;
ગણશે ગુણિ નર નારિ નહારો, તારો ઘટશે તોલ;
તારો ઘટશે તોલ તતક્ષણ, વળિ તું નહિ કહેવાય વિચક્ષણ;
લાજ તજી નહિ કરિશ લવારી, મગર મસ્ત થઈ વગર વિચારી.૩૯.
કોકિલ કાકતણા વસિ કુળમાં. કથન કથે નહિ કૂર;
હંસ વસી બકવંશવિષે નહિ, જળચર ભ્રખે જરૂર;
જળચર ભ્રખે જરૂર ન જાણી, પંડિત તે દૃષ્ટાંત પ્રમાણી;
નિર્લજ વચન ન લે મુખ મુળમાં.કોકિલ કાકતણા વસિ કુળમાં.૪૦

સમાપ્તિ.

દોહરા.

ખટ રૂતુનું વર્ણન કર્યું, અલ્પ બુદ્ધિ અનુસાર;
સાર શોધવા સજ્જનો, વાંચી કરો વિચાર. ૪૧.
જુઓ જુઓ સ્થિતિ જગતની, ફરતી આવે જેમ;
મનુષ્યની સ્થિતિ પણ ફરે, ઊમર મધ્યે એમ. ૪૨.
હરખ શોક ને દુઃખ સુખ, હાનિ વૃદ્ધિ પણ હોય;
ધીર જનો ધીરજ ધરો, ક્લેશ ન કરશો કોય. ૪૩.
રાખે પ્રભુ તેમજ રહો, તજો દિલગિરી ગર્વ;
પ્રેમ ધરીને પરસપર. સંપી ચાલો સર્વ. ૪૪.
ઇશ્વરને અરજી કરો, અનાથનો છે નાથ;
અવશ્ય છે સૌ આપણું, સુખ દુઃખ તેને હાથ. ૪૫.

ફેરફાર થવા વિષે

ઉપજાતિ વૃત્ત.

કુંભારનું ચક્ર જુઓ ફરેછે, દૃષ્ટીભણી ભાગ જુદો ધરેછે;
ક્ષણે ક્ષણે આ જગમાં લગાર, થતો દિસે તેમજ ફેરફાર. ૧.
પૃથ્વીતણી નિત્ય ગતી વિચારો, જેથી નિશા વાસર છે થનારો;
ક્ષણે ક્ષણે થાય નવો પ્રકાર, થતો દિસે તેમજ ફેરફાર. ૨.
રવી ઉગીને ચઢતો જણાય, સાંજે જુઓ તે વળિ અસ્ત થાય;
સ્થિતી જણાતી બદલે અપાર, થતો દિસે તેમજ ફેરફાર. ૩.
જે જે ચિજો આ નજરે જણાય, ક્ષણે ક્ષણે કાંઇક તે ઘસાય;
અંતે પછી નાશ નકી થનાર, થતો દિસે તેમજ ફેરફાર. ૪.
જે ચાલતા કે સ્થિર જીવ જામે, વધી વધીને પરિણામ પામે;
પછી થવાનો ક્ષિણના વિકાર, થતો દિસે તેમજ ફેરફાર. ૫.
પૃથ્વી વિષે જે બહુ પર્વતો છે, થતા દિસે તે પણ માપ ઓછે;
વિદ્વાન જાણે મનમાં વિચાર, થતો દિસે તેમજ ફેરફાર. ૬.
વડી વડી જે નદિયો વહેછે, તે સર્વદા ઓછિ થતી રહેછે;
સદૈવ ચાલે નહિ એકહાર, થતો દિસે તેમજ ફેરફાર. ૭.
સમુદ્ર પાછો હઠતો જણાય. કોઈ સ્થળે તે વધતોજ જાય;
જ્યાં પૃથ્વિ છે ત્યાં જળ કોઈવાર, થતો દિસે તેમજ ફેરફાર. ૮.
જ્યાં વસ્તિ છે ત્યાં વન છે થવાનું, અરણ્યમાં પૂર થશે પ્રજાનું:
બની રહે ઉત્તમ ત્યાં બજાર, થતો દિસે તેમજ ફેરફાર. ૯.
જે કાળથી આ જગ નીપજ્યું છે, નવું નવું રૂપ સદા સજ્યું છે;
રહે ન એક સ્થિતિ માસ બાર, થતો દિસે તેમજ ફેરફાર. ૧૦.
જે જાતિનાં ઝાડ અગાઉ થાતાં, તે જાતનાં આજ નથી જણાતાં;
થયાં દિસે પથ્થરને પ્રકાર, થતો દિસે તેમજ ફેરફાર. ૧૧.
હતા પશૂ હાથિથકી ઉતંગ, પેરંભમાં[૧] પથ્થર રૂપ અંગ;
જોતાં જડેછે કદિ કોઈ હાર. થતો દિસે તેમજ ફેરફાર. ૧૨.
પૂર્વે હતી વસ્તિજ મચ્છ કેરી, વનસ્પતીની પછિ થૈ ઘણેરી;
પક્ષી પશૂ તે પછિ બે સુમાર, થતો દિસે તેમજ ફેરફાર. ૧૩.

દોહરા.

મનુષ્યની વસ્તી થઈ. પ્રથમ જંગલી જાત;
સુધરી જાતો સુધરતાં. ભાસે ઉત્તમ ભાત. ૧૪.
સુધારવાને નિજ પ્રજા. કરો પ્રયત્ન પ્રકાર;
તો સુધરી ઉત્તમ થશે, નહિ તો નીચ થનાર. ૧૫.
પોષણ રક્ષણ કીજીએ, વધે બુદ્ધિ તન હાડ;
બેદરકારે નવ બને. જેમ બાગનાં ઝાડ. ૧૬.

૧ પેરંભના ખેટમાં.

ભાગ લેવા ભોગ લેવા નિરોગીને રોગ દેવા,
લાલચુ થઈને જોરે લોકો કેડે લાગતા;
આવ્યું નેક રાજ્ય તેથી આજ સર્વે ઊંઘી ગયા,
કાં તો ભારે ભયથી ફરેછે દૂર ભાગતા. ૧૧.

**માગ્યા વગર મળે નહીં તે વિશે.**

દોહરા.

આ શાણી સરકારનો, નિર્મળ છે શુભ ન્યાય;
પણ બોલ્યા વિણ કોઈનાં, બોર નહીં વેચાય. ૧.
માગે તેને તો મળે, અદલ રૂડો ઈનસાફ;
એ અંતરજામી નથી, કેમ કરે દરિયાફ. ૨.
માતા પણ માગ્યા વિના, આપે નહીં અનાજ;
ઘટમાં ઘૂંટાઈ રહે, કશું સરે નહિ કાજ. ૩.

ચોપાઈ.

બોર વેચવા નિસરી બહાર, ચાલી સ્ત્રિયો મળિને ચાર;
અણબોલી અમથી અથડાય, બોલે તેનાં બોર વેચાય. ૪.
પડતો જુલમ ખમે જે પ્રજા, વાંક વિના વેઠે તે સજા;
અરજ કરે દુખ અળગું થાય, બોલે તેનાં બોર વેચાય. ૫.
જમતાં માગે તે જન જમે, નવ માગે તે ભૂખ્યો ભમે;
માગ્યા વિના ન પિરસે માય, બોલે તેનાં બોર વેચાય. ૬.
ભણતર ગણતર ભારે ભણ્યો, ઘર બેસી રહે થઈ ઘરજણ્યો;
ગુણ તેના ક્યાંઈ ન ગણાય, બોલે તેનાં બોર વેચાય. ૭.
ઉરમાં અતીશે ઉમેદવાર, બોલિ શકે નહિ બોલ લગાર;
બેઠો સદા બગાસાં ખાય, બોલે તેનાં બોર વેચાય. ૮.
કોઈ પડયો અંધારે કુવે, રહે ત્યાંજ જો છાનો રૂવે;
સોર કરે તો મળે સહાય, બોલે તેનાં બોર વેચાય. ૯.
અંતરમાં આશા ધરિ રહે, જો કોઈ આગળ નવ કહે;
શી રીતે તે જાણિ શકાય, બોલે તેનાં બોર વેચાય. ૧૦.
લૂટાયો વસ્તીમાં વસી, કોઈને વાત કહે નહિ કશી;
તેનું તો વળતર ન વળાય, બોલે તેનાં બોર વેચાય. ૧૧.
એક શેરિયે કરિને સોર, બોલે કે બાઈયો લો બોર;
ફરી[૧] ન બોલે ફોગટ જાય, બોલે તેનાં બોર વેચાય. ૧૨.
કઈ ફરી ફરિ કોઈને કહો, રે માણસ શિદ મૂંગાં રહો;
એમ કીધે જડશે ઉપાય; બોલે તેનાં બોર વેચાય. ૧૩.
આહારને ઉદ્યમનાં કર્મ, સમે માગતાં શાની શર્મ;
પડે શરમ નહિ પેટ ભરાય, બોલે તેનાં બોર વેચાય. ૧૪.
કહ્યા વિના તો ન સરે કામ, દિલથી કહેછે દલપતરામ;
ગાંઠો હૈયામાં ગોટાય, બોલે તેનાં બોર વેચાય. ૧૫.

[૧] એકજ વાર બોલીને બેશી રેહેવું નહિ પણ એકથી વધારે વાર પણ બોલવું.

**વેઠે કામ ન કરાવા વિષે—નગર ચરચા.**

## ગવરનર એલફીન્સ્ટન સાહેબ આગમ વર્ણન.

ભાગ ૧ લો.

સંવત ૧૯૧૨ ના માગશર સુદ ૧૩ સને ૧૮૫૫ ના ડીસંબર માસની તા૰ ૨૫ મી સોમવારઃ—તે માસમાં સુદ પુનમને રોજ અમદાવાદમાં હાઈસ્કુલમાં સભા ભરી હતી, તેમાં ગવરનર સાહેબના કારભારી આજમ વિનાયકરાવ વાસુદેવજી, મહિકાંઠાના દફતરદાર, હીરાલાલ બાળકૃષ્ણ, તથા હીમતરામ મૂળજી વગેરે તથા શહેરના ગૃહસ્થો, મળીને આશરે ૧૫૦ સભાસદો હતા, તે વખતે આ કવિતા વાંચી સંભળાવી હતી; પછી અમદાવાદના વર્તમાન પત્રમાં છપાઈ હતી.

દોહરા.

શ્રી જગપતિને સ્નેહથી, વંદૂ વારં વાર;
વાત નગરચરચાતણી, પ્રગટ કરૂં આ ઠાર. ૧.
વિક્રમ સરખા ભૂપતી, પલટી પોતે વેશ;
ચરચા શુણવા નગરની, હરખે જતા હમેશ. ૨.
ચૌટે ચોરે ચોવટે, પનઘટ દરજી ઘેર;
તહાં નગર ચરચા જઈ, શુણતા રૂડી પેર. ૩.

ચોપાઈ.

છે સુખિયા કે દુખિયા લોક, સદા હરખ કે ઝાઝો શોક;
જશ અપજશ પોતાનો થાય, કેવો લોક વખાણે ન્યાય. ૪.
કોણ જુલમ કો ઊપર કરે, એ શુણવા આપે વીચરે;
એવી રીત અસલ જે હતી, આજ અહિયાં થઈછે છતી. ૫.

દોહરા.

ઈચ્છા કરી ગવરનરે, જોવા સઘળો દેશ;
સાથે લીધા સજ્જનો, જેની બુદ્ધિ વિશેષ. ૬.
બેશી અગ્નીબોટમાં, પરવરિયા જળપંથ;
આવ્યા સુરત શહેરમાં, લખતાં વાધે ગ્રંથ. ૭.
જોયું અમદાવાદ ભણિ, આવ્યાની કરિ આશ;
તુરતજ તેની દૃષ્ટિયે, રવિસમ થયો પ્રકાશ. ૮.
કચરા કાદવ ઉડિ ગયાં, ગયા ટેકરા ખાડ;
ગઇ રસ્તાની ગંદગી, ગયાં હરકતી ઝાડ. ૯.

ભુજંગી છંદ.

ઘરો ઘેર ચોંપે થયાં ચિત્ર સારાં,
ગયાં ઊડિ ટટ્ટાં દરિદ્રી નઠારાં;

થયાં ઉજળાં બારણાં ગોખ જાળી,
બની વર્ષમાં જેમ બીજી દિવાળી. ૧૦.

દોહરા.

ગઈ દિવાળીને[1] દિને, વહેમીએ કોઈ ઠાર;
પ્રગટિ હુતાશનિ તેથિ થઈ, દીવાળી આ વાર. ૧૧.
કાં અથવા પૂરી થઈ, જાણી ઈસ્વી સાલ;
તેથી દીવાળી કરી, લઈ અંગ્રેજી ચાલ. ૧૨.

ભુજંગી છંદ.

જહાં ત્યાં મળી લોક વાતો બનાવે,
કહે સર્વથી શ્રેષ્ઠ સાહેબ આવે;
ઈહાં આવિને કાંઈ કર્શે નવાઈ,
લુચ્ચા ચોરટાની થશે ચોકશાઈ. ૧૩.
નિશાળે કરે છોકરા વાત એવી,
ભણીને પરીક્ષા ભલી રીત દેવી;
ભણે બાળકો ચોંપથી ચિત્ત લાવી,
ઈનામો ભલાં આપશે ભૂપ આવી. ૧૪.
થઈ છાપખાનાતણી આતુરાઈ,
સુધારો વધારો થશે એવું ચાઈ;
ઘણી રીત શોભા કરી શેઠ લોકે,
તહાં લોક જોવા મળે થોક થોકે. ૧૫.

દોહરા.

મૃગશિર શુદિ તેરશ તિથી, ઓગણિસેં ને બાર;
આવ્યા અમદાવાદમાં, મુંબઈના સરકાર. ૧૬.

ભુજંગી છંદ.

મળીને ગયા લોક સાહેબ સામા,
છુટે તોપ બંદૂક વાજે દદામા;
કહે વાત ન્હાના વડા સર્વ હર્ખી,
વધે સ્નેહ નેણાં ભરી ભૂપ નર્ખી. ૧૭.

દોહરા.

પંડિત એક ઉદાર મતિ, પરોપકારી નામ;
કરવા તેણે મન કર્યું, નામ બરાબર કામ. ૧૮.
ફરિ અવસર આવો વળી, ક્યાં મળશે કઈ વાર;
દુઃખ પ્રજા પોતાતણું, ક્યાં કરશે પોકાર. ૧૯.

[1] કોઈ વહેમીએ એવી ગપ ચલાવી હતી કે આ વરસમાં "રોગ" આવવાનોછે માટે આ દિવાળીને રોજ હોળી પ્રગટે તોરોગ ન આવે તેથી કેટલાંએક ગામડાંઓમાં હોળી પ્રગટી હતી.

આપ દુઃખ સૌકો કહે, પરદુખ કહે ન કોય;
એ કારજ હું આદરૂં, જેથિ પુન્ય બહુ હોય. ૨૦.
પરમેશ્વરની પ્રીતથી, જો કરૂં એવું કામ;
મળે મને સઉ લોકથી, પરોપકારી નામ. ૨૧.

ચોપાઈ.

એમ વિચારી ઉભો થયો, પુર ચરચા જોવાને ગયો;
જઈ બેઠ ચૌટા મોઝાર, તહાં કરે લોકો વેપાર. ૨૨.
ગાંધી તંબોળી મણિયાર, નાણાવટિ નેસ્ની સોનાર;
જડિયા કૂડિયા નેં કંસાર, કાપડિયા મુખડિયા સાર. ૨૩.
માળી મોચી ઘાંચી ઘેર, એ સરવેની પૂછી પેર;
આજ રાજ ઈંગ્રેજી થયું, દુખ સુખ તેથી તમને રહ્યું. ૨૪.
મિત્રપણાથી મુજને કહો, હું સહેજે સાંભળવા રહ્યો;
તે લોકોએ એવું કહ્યું, આગળ દુઃખ અમે બહુ સહ્યું. ૨૫.
રાજાની હરકત બહુ હતી, તેતો કાંઈ કહી નવ જતી;
મૂલ વિના લઈ જાતા માલ, હાથ ધરે કરતા બેહાલ. ૨૬.
જે કારીગર બહુ હુંશિયાર, તે તો દહાડી ખાતા માર;
એવા દહાડા આગળ ગયા, હવે અમે સૌ સુખિયાં થયાં. ૨૭.
કહું પ્રભૂને બેઉ કરજોડ, રહો રાજ આ વરસ કરોડ;
ગયું સર્વ દુનિયાનું દુઃખ, પ્રભુએ આપ્યું પૂરણ સૂખ. ૨૮.
જો નહિ કરિયે કાંઈ કુચાલ, તો આપણ પડે ભૂપાળ;
જુવો આજનો એવો ન્યાય, ગુનેગારને હુકમજ થાય. ૨૯.

દોહરા.

મ્હો આગળ થઈ મારગે, જાય સ્વયં સરકાર;
મરજી હોય જો આપણી, કરિયે ઉઠી જુહાર. ૩૦.
બાંધી ઢીંચણ બેશિયે, જો નહિ મરજી હોય;
આપણને આ રાજમાં, કહે ન ઊઠો કોય. ૩૧.
સાહેબનો સાહેબ વડો, હોય રાજનો રાજ;
વણ વાંકે નહિ આંગળી, શકે અડાડી આજ. ૩૨.
એકારે પાણી પિયે, જહાં બકરીને વાઘ;
સીધે રસ્તે ચાલતાં, લેશ ન લાગે દાઘ. ૩૩.
થયું નથી થાશે નહીં, આવું રાજ કોઈ કાળ;
રામ રાજ કરતાં ભલો, આ પ્રગટ્યો ભૂપાળ. ૩૪.
સાંભળિ પરોપકારિયે, એવિ વાત સહુ હાટ;
હરખ વધ્યો હૈયે ઘણો, ચાલ્યો બીજી વાટ. ૩૫.
આવ્યો ચોરે એક ત્યાં, તુરત ગયો તે ઠોર;
જહાં મુસાફર માનવી, ઉતરે આઠે પહોર. ૩૬.
જુલમ સિંહ નામે જહાં, બેઠો રાજા એક;
ધરી હેઠિ તરવાર છે, વદન ઉદાશી છેક. ૩૭.

ચોપાઈ.

પરોપકારી કરી જુહાર, બોલ્યો તે સાથે તે વાર;
આજ રાજ સુંદર આ થયું, દુઃખ સરવ દુનિયાનું ગયું. ૩૮.
તમે ઉદાસી બેઠા કેમ, કહિયે હોય જથારથ જેમ;
ભલું રાજ સૌને ભાવિયું, તમશિર શું સંકટ આવિયું. ૩૯.

**જુના અમલદારોની દીલગીરીનું વર્ણન.**

દોહરા.

જુલમ સિંહ રાજા કહે, સાંભળ પંડિત રાજ;
અમને આ રાજ્યે કર્યા, નિરબળ જેવા આજ. ૪૦.
કશો હુકમ ચાલે નહીં, રઈયત થઈ બે કેદ;
અમે વણિક જેવા થયા, એથી ઉપજે ખેદ. ૪૧.
અમલદારનો દાસ પણ, રૂડું કરતો રાજ;
કોટીધજ પણ તુચ્છ હતા, એ વાતો ગઈ આજ. ૪૨.
એક તેહનો દાખલો, કહું તે ધરજો કાન;
મોટો મહિમા અમલનો, સુણો ધરીને ધ્યાન. ૪૩.

ચોપાઈ.

જગત[1] શેઠ જાત્રાયે ગયા, કરિ તીરથ ઘરસામા થયા;
વનમાં રથની ભાગી ધરી, દીઠી દુરથી વસ્તી ખરી. ૪૪.

દોહરા.

મુનીમને ત્યાં મોકલ્યો, બોલાવા લૂહાર;
લુહાર પરણી આવિયો, એજ ઘડી એ વાર. ૪૫.
મુનીમ કહેતાં લાજિયો, લુહારને એ કામ;
વાત કહી જઈ શેઠને, શું કરવું આ ઠામ. ૪૬.
શેઠ કહે સોનાતણી, મ્હો માગી દ્યો મ્હોર;
એક હજાર હજાર બે, આપો આણે ઠોર. ૪૭.
ધનથી શું નહિ બનિશકે, જે ધાર્યું તે કામ;
મુનિવરનાં પણ મન ચળે, દેખે જ્યારે દામ. ૪૮.
મુનીમ જઈ લુહારને, કહે કરો આ કામ;
મુખથી માગે એટલા, આપું તુજને દામ. ૪૯.
જગતશેઠ વળિ જાણશે, એ હમેશ ઉપકાર;
તે માટે રથની ધરી, સ્નેહે કરી સુધાર. ૫૦.

ચોપાઈ.

કહે લુહાર સુણો આ વાર, એશું બોલ્યા વગર વિચાર;
ચાર દિવસ વીવાના જોય, ઢેઢતણા પગ રાતા હોય. ૫૧.
મનુષમાત્ર આખા ભવમાંય, એક વારતો રાજા થાય;
એવી રીત અસલથી રહે, સૌ લોકો વરરાજા કહે. ૫૨.
મળે ચક્ર વર્તી જો રાય, રસ્તો છોડી અળગો થાય;
વરરાજા છોડે નહિ વાટય, રાજાથી મોટો તે માટય. ૫૩.
મળે વરેવર સામા સામ, રસ્તો અર્ધ તજે તે ઠામ;
રાજાથી પણ અદકી લાજ, એવો હું વરરાજા આજ. ૫૪.
શેઠ શરમ નહિ આવી તને, કામ કર્યાનું કહેછે મને;
આપે શેઠતણાં ઘરબાર, પણ નહિ કામ કરૂં આ વાર. ૫૫.
આખો ભવ રળિ ભેળું કરે, વીવાની વખતે વાવરે;
મરી ફરી માણસ અવતરી, વખત જુવે વીવાની ફરી. ૫૬.
શું કરવું તારૂં ધન ઘણું, હું છોડું વરરાજાપણું;
મુન્યમ સાંભળિ દુખિયો થયો, જગતશેઠ પાસે તે ગયો. ૫૭.

દોહરા.

વાત સર્વ કહિ શેઠને, શો કરવો ઉપાય;
કેમ લુહાર કહ્યું કરે, કેમ ધરી સજ થાય. ૫૮.
રાજાનો મહેતો રહે, એહ ગામમોઝાર;
તે પાસે મુનીમ તહાં, તૂર્ત ગયો તે વાર. ૫૯.
વાત કહી સહુ વિગતથી, સુણિ મેંતો કહે સોય;
આવી શેઠ કહે મને, તુર્ત ધરી સજ હોય. ૬૦.
મુનીમ જઈ કહે શેઠને, શેઠે સુણિને કાન;
ઉતારે મહેતા તણે, તુર્ત ગયા તજિમાન. ૬૧.
મહેતાને મહિને મળે, મહોર[1] પગારે ચાર;
જુઓ અમલની આબરૂ, એવિ હતી એ વાર. ૬૨.
સુણી વાત એ શેઠની, કરી હુકમ તતકાળ;
મહેતો કહે લુહારને, કરો ધરી સજ હાલ. ૬૩.

ચોપાઈ.

કહે લુહાર આજ નહિ કરૂં, મારો તો આ ઘડિયે મરૂં;
કહો તો તજૂં તુરત આ ગામ, કહો તો તજું લુહારનું કામ. ૬૪.
કહો તો છૂટૂં ડંડજ દઈ, કહો તો બેસું કેદમાં જઈ;
જો ઉતરે આકાશથિ દેવ, પણ નહિ કામ કરૂં આખેવ. ૬૫.

દોહરા.

મહેતો કહે શિપાઈને, બાંધો એહ લુહાર;
લટકાવો ઊંધે શિરે, મારો છડિના માર. ૬૬.
તુર્ત શિપાઈએ તે કર્યું, માર્યા ફટકા બાર;
ત્રાહ્ય ત્રાહ્ય મુખ ઓચરે, જોનારાં નર નાર. ૬૭.
મારે આંકડ લોહની, તે પણ પાંશરિ થાય;
મારે હાથી વશ કરે, મારે સિંહ પળાય. ૬૮.

[1] નસીરાબાદમાં હતા.

[1] રૂપામહોર અથવા રૂપૈયા.

શાહ ન આરે કોઈ દિન, કશી જણશ હરગીસ;
માર મહોડે તેહ પણ, ઓઠિ આરિ લે શીશ. ૬૯.
કરે મારથી કામ નર, નહિ કરવાનું છેક;
જતી સતીને શૂર પણ, તજે મારથી ટેક. ૭૦.
ધરિ સજ કરવા હા કહી, છૂટયો તેહ લુહાર;
એ વર કન્યાએ મળી, કરિ ધરિ સજ તૈયાર. ૭૧.
એક દામ આપ્યો નહીં, કશો ન માન્યો પાડ;
મહેતાને મજરો કરી, વણિક ગયા તે વાર. ૭૨.
જગત શેઠ સમજ્યા તહાં, કરવાથી એ કાજ;
કોટી ધ્વજ કરતાં ઘણી, અમલદારની લાજ. ૭૩.
શેઠાઈ તજિ શેઠ તે, મહેતાગરિ ચહે મંન;
એવિ અમલની આબરૂ, સુણો હતી એ દંન. ૭૪.
જુલમ સિંહ મુખ ઓચરે, જુઓ તમે મહારાજ;
ગઈ અમલની આબરૂ, થયે વિલાયતિ રાજ. ૭૫.
માગેછે મુજ આગળે, એક વાણિયો દામ;
અહિં અરજી એણે કરી, હું આવ્યો એ કામ. ૭૬.
શશલે દોર્યો સિંહને, દાદુર[1] અહિને[2] સાય[3];
બકરે હાથી બાંધિયો, જુઓ આજનો ન્યાય. ૭૭.
પરોપકારી ઓચરે, સાંભળ રાય સુજાણ;
એતો આજના રાજનાં, કીધાં તમે વખાણ. ૭૮.
સિંહ બકરિ ભેળાં રમે, એતો રામનું રાજ;
સઘળી પ્રજા સુખી થઈ, દૈવ કૃપા થઈ આજ. ૭૯.
હવે મને નિશ્ચય થયો, સુખી પ્રજા છે સર્વ;
સાચો સત યુગ વરતિયો, ગળ્યા દુષ્ટના ગર્વ. ૮૦.

ચોપાઈ.

પરોપકારી એવું કહ્યું, એવામાં એક કૌતક થયું;
રસ્તામાં જતી હતિ નાર, કરવા લાગી તે પોકાર. ૮૧.

---

## પ્રજાનું દુઃખ વર્ણન.

### ભાગ ૨ જો.

ચોપાઈ.

જુલમ જુલમરે જુલમ અપાર, કરે જુલમ કંપનિ સરકાર;
ગરિબતણા દુખનો પોકાર, પરમેશ્વર ન સુણે આ વાર. ૮૨.
પરોપકારી વિસ્મિત થયો, ઉઠીને એ આગળ ગયો;
અરે બેન શું બોલી તુંય, વિગત સમજવા ઇચ્છું હુંય. ૮૩.

[1] દાદુર–દેડકો. [2] અહિ–સાપ. [3] પકડ.

કામનિ કહે કાળૂપર માંહિ, ગામડિયો ગાડું લઈ ત્યાંહિ;
જતાં સિપાઈએ પકડયો ઠાર, મારેછે સોટાના માર. ૮૪.
જુવો તમે જઈ પંડિતરાય, એ નજરે જોયું નહિ જાય;
પરોપકારી જોવા ગયો, તે દેખીને વિસ્મિત થયો. ૮૫.

વચનીકા.

પટાવાળો—"ગામડીયા ગાડાવાળાને કહેછે" ચલતાહે કે નહિ તેરી ભેણકુ (એમ કહીને બેહેન સામી કે મા સામી બે અદબી ગાળ દઈને કેડમાં કૂદ દઈને સોટા માર્યા)

ગાડાવાળો—વોયરે, વોયરે, મરી ગયોરે, બાપલીયા મરી ગયોરે, આવુંસ્યું શાબ્ય, આવુંસ્યું શાબ્ય, પણ મારા સાત વરસના છોકરાને દરવાજા બાહાર બેસારી આવ્યોસ્યું, તે રોઈ મરશે.

પરોપકારી—પુંછે, શા વાસ્તે એને મારોછો? મીઆં સાહેબ એને કયાં લેઈ જવોછો?

પટાવાળો—ચલ, ચલ, તું તેરે રસ્તે ચલ્યા જા, તેરે કયા કામ હે?

ત્યાં ભેળા થયલા લોકો બોલ્યા—નહીં નહીં ભાઈ તમે એને બોલાવશો નહિ, એને સારા નરસા માણસની વિગત નથી, ભટ લેઈને ગાળ દેશે.

કાળુપરનો ચકલેદાર બોલ્યો—એતા લોક કાયકું જમા હુવા હે? મારો સાલેકું; (એમ કહી લોકોના પગ ભણી ધોકો ફેંક્યો) એટલે ભરરરર લોકો નાઠા ને કોઈના પગમાં ધોકો વાગ્યાથી પડી ગયા, કોઈ એક બીજાની આંટીમાં આવ્યાથી પડી ગયા, તેમાં કોઈની પાઘડિયો ગઈ, કોઈનાં ખાસડાં પડ્યાં રહ્યાં, એક પાણી વાળીને માથેથી બેડું પડી ગયું, એક સાત આઠ વરસનો છોકરો ભીંત સાથે અથડાયાથી તેનું માથું ફુટયું, અને લોહી નીકળ્યું. પેલા ચકલેદાર અને બીજો પટાવાળો ગાડાવાળાને ગાડા સુધાં પકડી ગયા.

પરોપકારી લોકોને પુછેછે—એ ગાડાવાળે કંઈ ગુનો કર્યો છે કે શું?

લોકો—ભાઈ પરમેશ્વરનો ગુનો કરીને એ લોકો અવતર્યાછે; તે પટાવાળાનો માર હમેશાં ખાયછે, કોઈ સાહેબને ત્યાં કે કારકુનને ત્યાં ભાર ભરવા ગાડું જોઈતું હશે, તે સારૂ પકડી ગયા.

પરોપકારી—આ શહેરમાં ૫૦૦૦ ગાડાં હશે, અને પરગામના ગાડાંને શા વાસ્તે પકડી ગયા હશે?

લોકો—શહેરનાતો કેટલાક બેકુ પણ કાયદામાં ભેળા થયાછે, તે પાંચ દહાડા ફેરા ખાઈને પણ ભાડાના પૈસા

મુકે નહિ; અને ગામડિયો બિચારો જાણશે કે ક્યારે છુટકો થાય અને નાશી જાઉં, તેથી ભાડું લેવા ઉભો રહે નહિ, એટલાજ સારૂ ગામડાનાં ગાડાંને પકડેછે અને શહેરના એકુને આટલો માર્યો હોયતો તેનાં પાડોશી, સગાં વહાલાં ભેળાં થાય, અને ઠેઠ સુધી બુમ પોહોચાડે. પછી પરોપકારીએ વિચાર્યું કે દરવાજે જઇને એના છોકરાની હકીકત જોઉં; પછી ત્યાં ગયો.

દરવાજા બહાર એક ઓટલા ઉપર છોકરો બેઠો બેઠો દરવાજા સામું જોઈ રહ્યો હતો; તેને

**પરોપકારી**—છોકરા તું કોણછું, અને અહીં કેમ બેઠો છું?

**છોકરો**—કણબી સું. મારો ભા ગાડું લઈને ગામમાં જ્યાસે; તે મને આંહી બેહારી જ્યાસે, તે હમણે આવશે.

**પરોપકારી**—તું કીયા ગામનો છું? અને તારા ગામનું બીજુ કોઈ આંહી છે?

**છોકરો**—હરસોલનો સું. મારો કકો ગાડુ લઇને આવ્યા હતા, તે સીપાઈની બીકથી જતા રહ્યા, તે એ ગાડું જાય.

પરોપકારીએ દોડીને તે ગાડાવાળાને ઉભો રાખીને કહ્યું કે પટેલ તમારા ભત્રીજાને ઘેર લઈ જાઓ. અને એના બાપને તો પટાવાળો પકડી ગયો, માટે આજ કે કાલે ઘેર આવશે.

**પટેલ બોલ્યો**—અરે પ્રભુ, અરે પ્રભુ, એ છોકરાની મા ઘેર માંદીછે; ને એક દાહાડાનું ખાવાનું એના ઘરમાં નથી; માટે એક વાણીએ બે મણ બાજરી ભાડાને પેટે આપીને કહ્યું કે શહેરમાં આટલો મારો ભાર નાંખી આવ, તેથી બિચારો આવ્યો હતો, જ્યારે અમે શહેરમાં આવીએ છીયે, ત્યારે એ રીતે પકડાઇએ છીએ, એક બે વારતો પટાવાળાને બે આના આપીને છુટ્યા, એકવાર એક મહેતાને ઘેર અમને પકડી ગયા, તે ગાડામાં બોજો ભરીને એક પોળમાંથી બીજી પોળમાં ગાઉ સુધી લઈ ગ્યા, ત્યારે મેહેતે પૈસાચાર આપ્યા તેમાંથી વળી પટાવાળે પૈસો એક પડાવી લીધો.

એકવારતો એક સાબ્યને બંગલે સવારમાંથી લઈ જઇને, બેસારી રાખ્યા અને રાત પડી એટલે કેહેકે જાઓ, તમારૂં કઈ કામ નથી, પછી દાણા પીઠમાં રાત રહ્યા, ભુખે હેરાન થયા, અને વળી રાત્રે ફડકમાં ને ફડકમાં ઊંઘ આવી નહીં, કે જો વળી પકડાશું તો શા હાલ થશે. પછી દરવાજો ઉઘડતાં શેહેર બાહાર સારા નશીબથી નીસરી ગયા.

એકવાર બે વરસ ઉપર અમારા ગામનાં ગાડાં આ શહેરમાંથી નીમજના સાબે પકડાવ્યાં, અને રસ્તામાં ગારદીઓ અમારા બળદને મારે, અમને મારે, મા બેન સામી ગાળો દે, અને ખરચી ખાવા આપે નહીં. પછી ૪૦ ગાઉ સુધી ગ્યા, પણ છૂટકો ન કર્યો, તેથી અમે ગાડાં, બળદ મેલીને નાશીને ઘેર આવ્યા, અને અમારાં ગાડાં બળદ એ ગારદીએ નીમજમાં વેચી ખાધાં. પછી અમે તો જીવતા છુટ્યા, એટલે એ ગાડાં બળદને ચહાતા નહોતા, પણ અમારા ગામના ઈજારદારે એ વાત જાણી તેથી તેણે સાદરાના સાબ્યને લછ્યું, અને સાદરાના સાબે નીમજથી ગાડાં બળદની કીંમતના થોડા ઘણા રૂપિયા મંગાવી આપ્યા.[1] અને વળી અમને હુકમ લછ્યો જે હવેથી એ રીતે નાશી આવશો તો તમને શિક્ષા કરશું.

મહેતાજી આ વખતમાં અમારી ગરીબ લોકની બુમ સાંભળનાર કોઈ નથી. અમે દીકરાના સમ ખાઈએ પણ બળદના સમ ખાઈએ નહીં, એવા અમને બળદ વહાલાછે, તેને મુકીને નાશી આવવું અમને સારૂ લાગ્યું હશે. પણ પુરી હરકત હશે ત્યારે અમે એમ કરતા હૈશું, અને જેને ભાડું આપવું હોય, તો હજાર ગાડાંવાળા તેને ઘેર પુછવા જાય કે તમે મારૂં ગાડું ભાડે રાખશો? પણ શરકારનું ભાડું આપવાનો અમને ભરૂસો નથી, પછી પટાવાળાના ડરથી ગાડુ તો ત્યાંજ ઉભું રાખ્યું, અને પોતે ચાલીને પેલા છોકરા પાસે આવીને કહ્યું કે છોકરા સાલ્ય, તને ઘેર તેડી જાઉં, છોકરાની આંખમાં આંસુ આવ્યાં અને રોતો રોતો બોલ્યો.

**છોકરો**—મારો ભા ચાણે આવશે?

(હે સભાસદો આ વાત જ્યારે મને સાંભરેછે, ત્યારે મને ઘણી દીલગીરી ઉપજેછે.)

**પરોપકારી**—છોકરા તું જા, અને હમણાં તારી પછવાડે તારો ભા આવશે.

પટેલ તમે સાચવીને એ છોકરાને લઈ જજો; અને જ્યાં એનો ભા હશે, ત્યાં જઇને હું તેને કહીસ. પછી છોકરાને લઇને તે ગયો, અને પરોપકારી શહેરમાં જોતો જોતો, કલેકટર સાહેબના બંગલા પાસે ત્રીજે પહોર આવ્યો; ત્યાં ત્રણ ગાડાં છુટ્યાં હતાં, તે એકુ લોકોનાં મ્હો અતીશે ઉદાસી હતાં, જેમ હરણ પાસલામાં પકડાયાં હોય તેમ, એક બીજાના સામું જોતા હતા. એકતો નિસાસા મુકીને પરમેશ્વરને સંભારતો હતો, એકતો સાહેબના બંગલા સામું જોઇને વારે વારે

[1] આ હકીકત સને ૧૮૫૨ માં બની હતી.



કહેતો હતો કે હવે ક્યારે છુટકો કરશે, અને પેલો તો પોતાના છોકરાને સંભારીને દીલગીર થઇને, કહેતો હતો કે માહારો છોકરો રોઈ મરતો હશે.

**પરોપકારી**—પટેલ તમારા દીકરાને તમારો ભાઈ ગાડામાં બેસારીને તમારે ગામ લેઈ ગયો, અને તમારી વાત મેં તેને કહીછે, માટે છોકરાની તમે ફિકર રાખશો નહીં.

**પટેલ**—સારૂં ભાઈસાબ, એતો તમે ઠીક કર્યું, પણ મારી બાયડી માંદીછે, આજ તો આંહીથી સાંજપોરો છૂટકો થશે, તો કાલે ઘેર જવાશે.

**પરોપકારી** આગળતો આ અમલની તારીફ કરીને કહેતો હતો, કે તમારાં દુઃખ હોય તે જઇને અમલદારને જાહેર કરો, તે તમારી વાત સાંભળશે, તેથી પોતાની મરજી એવી થઈ કે આ વાત સાહેબને હું જાહેર કરૂં, પછી કોઇને પુછયું કે કલેક્ટર સાહેબ ક્યાં બેસેછે?

જવાબ દીધો કે આ બંગલાના મેડા ઉપર બેસેછે.

**પરોપકારી**—ત્યારે કોઇને ફરિયાદ કરવી હોય, તે શી રીતે કરેછે?

જવાબ—અરજી લખીને પેલી પેટીમાં નાંખો, એટલે કાલે અથવા પરસ દહાડે સાહેબ પાસે વંચાશે, પછી સાહેબના શીરસ્તેદારને અથવા કારકુનને ઘેર જઈ મુલાકાત કરો, અને પુછો કે મારા કામનું શું થયું? એટલે ત્યાંથી ખુલાસો મળશે.

**પરોપકારી**—કોઈ વાત તુરત જાહેર કરવા જેવી હોય, તો સાહેબ પાસે કોઈ જઈ શકે છે?

જવાબ—પૈસાવાળા લોકોને જતા દેખીએ છીએ ખરા પણ ગરીબને તો કોઈ પેસવા દેતું નથી.

**પરોપકારી**—સાહેબ બંગલાથી કોઈ વખતે હેઠે ઉતરેછે?

જવાબ—ચારવાગી ગયા પછી ફરવા સારૂ અહીં થઇને જાયછે ખરા. પરોપકારી ચાર વાગી ગયા સુધી બેઠો, એવામાં કલેક્ટર સાહેબ ધમ ધમ ધમ ધમ પગ માંડીને હેઠા ઉતરીને ચાલ્યા, એટલે પછવાડે પટાવાળા બે ત્રણ ચાલ્યા, તે વખત પરોપકારીએ જઇને સાહેબને સલામ કરી, એટલે સાહેબે આડું જોયું, પણ સામું જોયું નહીં, અને દારૂનો અથવા અમલનો કેફ ચડયો હોય એવું દીઠું, તેથી તે વખત પરોપકારીની બોલવાની હિંમત ચાલી નહિ. સાહેબ તો વાઘ જેવો લાગ્યો, અને તેની પાસેના માણસ તો શિયાળ, દીપડાં, નાહર, રીંછ, જેવાં લાગ્યાં, પણ તેમાં કોઈ માણસ દીઠું નહીં, અને જાણ્યું કે હમણાં હું કાંઇક બોલીશ તો તે આવીને મને બચકું ભરશે એવું લાગ્યું, એટલે પટેલને બોલાવીને કહ્યું, કે તું બુંમ પાડ, નહિ તો જઇને આડો ઉભો રહે, અને તારૂં દુઃખ જાહેર કર. એટલે તે પટેલ ડરતો ઘણો ખાવો પણ દુઃખને માટે હિંમત ચલાવીને પોકાર કરતો સાહેબની પાસે ગયો; એટલે પટાવાળા બોલ્યા દુર, દુર, દુર દુર. સાહેબ તો ચાલ્યો ગયો એટલે બીજા લોકો કહેવા લાગ્યા કે એમ તે ફરિયાદ સાંભળે કે? સાહેબ ક્યારે આપણી બોલીમાં સમજેછે; અને મહેતા કરે તે થાયછે, સાહેબતો એવું છે.

**પરોપકારી**—આહા! હો! આ રાજ્યમાં જુલમ નથી એમ. હું જાણતો હતો, પણ જુલમ છે ખરો.

**ગાડાવાળા**—અરે હજી તો ક્યાં તમે જુલમ દીઠોછે! સરકારનો જુલમ જોવો હોય, તો સવારમાં કાળુપરા દરવાજા બાહાર જોવા જજો.

પછી પરોપકારી પોતાને ઘેર ગયો.

---

## મધ્યમ જુલમ.

### ભાગ ૩ જો.

દોહરા.

ઉઠી પ્રભાતે ચાલીયો, પરોપકારી એહ;
દરવાજા બાહર ગયો, ચરચાં જોવા તેહ. ૧.
શહેર થકી કાંઈ વેગળે, દાદા હરિની વાવ;
તે જોવા સહેજે ગયો, ધરી ભલેરો ભાવ. ૨.
બળતણનાં ગાડાં ભરી, દશ ગામડિયા લોક;
છાના બેઠા છે તહાં, આણી અતિશે શોક. ૩.
પુછયું પરોપકારિયે, ઇહાં રહ્યા છો કેમ;
શુણિને ગામડિયે કહી, વાત જથારથ જેમ. ૪.
સદા વેચવા આવવું, વણ આવ્યે અણ ચાલ;
ત્રાસ ઘણો સરકારનો, લહે પડાવી માલ. ૫.
મારિ કુટિ લઈ જાયછે, ન કરે મૂલ જરૂર;
એ ડરથી ઉભા છિયે, ઇહાં સેહેરથી દૂર. ૬.

ચોપાઈ.

પર ઉપકારી બોલ્યો તહાં, એવી વાત કેમ માનું ઇહાં;
વનમાં લૂટી લેતા ચોર, તેનું પણ ભાગ્યું છે જોર. ૭.
વસ્તીમાં લૂટે સરકાર, તેતો સાચું નહીં લગાર;
એવી વાત કરેછે જહાં, પટ્ટાવાળા આવ્યાં તહાં. ૮.

બે જણ ધોકા લઈને ફર્યા, ચલો ચલો એવું ઉચ્ચર્યા;
એક જણે પંચાયત કરી, બે બે પૈસા લીધા ફરી. ૯.
લઈ પૈસા ને પાછા ગયા, બીજાં ગાડાં કેડે થયા;
પરોપકારી પૂછે વાત, ગાડાં એહ કહાં લઈ જાત. ૧૦.
ખેડુ કહે સાહેબને તહાં, કાંતો કોઈ મહેતાને ઈહાં;
કોઈ વખત દે અરધા દામ, કોઈ વખત નહિ ફુટી બદામ. ૧૧.
દામ દેઈને લેવું હોય, તો સોધે કઠિયારો કોય;
મફત પડાવી ન લહે લેશ, અમે જઈ પૂછિયે હમેશ. ૧૨.

દોહરા.

લાવેછે સૌ મહાજનો, મુંબઈના બહુ માલ;
પકડિ ગયા વણ મૂલવ્યે, તે ન સુણ્યું કોઈ કાળ. ૧૩.
સુખદાયક ધનવંતને, છે સદાય આ રાજ;
જુલમ ઘણો છે ગરિબ શિર, એવું જાણો આજ. ૧૪.
આથી હજાર ગણિ વળી, હરકત જોવી હોય;
લશ્કર આવે તે સમે, જુઓ ગામડે જોય. ૧૫.
પરોપકારી ઘેર ગયો, અંતર થઈ ઉદાશ;
વાત સુણી જે કાલથી, સાહિબ જશે પ્રવાસ. ૧૬.
સાહિબનું જે ગામડે, સાંભળ્યુ થશે મુકામ;
પરોપકારી ત્યાં જઈ, પ્રથમજ કર્યો વિરામ. ૧૭.
લશ્કરના સાંમો તહાં, પરોપકારી જાય;
ખેડુ જહાં ખેતી કરે, ગોપ ચરાવે ગાય. ૧૮.
દીઠું લશ્કર આવતું, ત્યાં બોલ્યો ગોવાળ;
આજ આપણા ગામના, લોક થશે સહુ ન્યાલ. ૧૯.
સંઘ દિસે ક્યાંઈકનો, રહેશે આંહી રાત;
વેચાશે બહુ વસ્તુઓ, ઘણી હરખની વાત. ૨૦.

ચોપાઈ.

પૈશા મળશે દૂધજતણા, એમ કહીને કૂદે ઘણા;
વેચાશે બળતણ ને ઘાસ, વેચાશે ગોરસ ઘી છાશ. ૨૧.
ખેડુ હરખ ધરીને કહે, મારૂં ગાડું ભાડે લહે;
બાજરિ બે મણ મુજને મળે, મહિનો એક સુખે નીકળે. ૨૨.

દોહરા.

એવી વાત થતે સમે, મોદી કચરો નામ;
લશ્કર ભણિથી આવતો, દીઠો એણે ઠામ. ૨૩.
પૂછે ખેડૂ મોદિને, સંઘ જાય છે ક્યાંય;
શેઠ તમારી વગતણો, છે કોઈ તે માંય. ૨૪.
ભાડે ગાડુ માહરૂં, રખાવશો આ વાર;
દવા દઈશ તમને ઘણી, અતિ માનિશ આભાર. ૨૫.
સંઘ નથી મોદી કહે, સાંભળ મારી વાત;
છે સરકારી માણસો, રહેશે આંહી રાત. ૨૬.
આજ રોજ મ્હારે ઘણો, ખપશે આટો દાળ;
મહેર કરી પરમેશ્વરે, દિધી કમાણી હાલ. ૨૭.
ખેડૂ કહે મોદી સુણો, થયાં અસલ જે રાજ;
તમને પણ તે લૂટતા, તમે સુખી છો આજ. ૨૮.
હરકત નથિ આ રાજમાં, ધનવાળાને શીશ;
પૂરણ પીડા ગરિબની, જુવે ન શ્રી જગદીશ. ૨૯.

ચોપાઈ.

મોદી ગામ ભણી તે ગયો, ખેડુ નાસવા તતપર થયો;
ગાયો લઈ નાઠો ગોવાળ, જાણે આવી પહોચ્યો કાળ. ૩૦.
તહાં ગામમાં વાગી હાક, રહ્યા ગરિબના રાંધ્યા પાક;
ખેડુ કરે બહુ નાસા નાશ, તહાં ઢેડને પડિયો ત્રાસ. ૩૧.
કુંભાર જાણે આવી ધાડ, સ્ત્રીને કહે વાસણ સંતાડ;
પટ્ટાવાળા જે આવશે, તેતો સઘળાં લૂટી જશે. ૩૨.

પટાવાળા—અએ હવાલદાર અરે તેરી મા (એમ કહીને ગાળ દેછે).
હવાલદાર—સાલા કહાં સંતાઈ ગયા હે; હાજર હું શાબ, હાજર હું, જે ફરમાવો સો તૈયાર.
પટાવાળા—અરે ગામકા પટેલ સુખી કહાં મર ગયા, હેકે નહી? લશ્કર આતાહે ને સાલા ઘરમેં છુપ રહા હે.
પટેલ—આરીયો શ્યાબ આરીયો, જે જોઈએ તે તૈયાર છે.
પટાવાળો—દોસેં મેખાં લાઓ.
પટેલ—આ સુતારને ઘેર બસેં મેખો તૈયાર કરાવીને રાખીછે.
પટાવાળા—અરે ઢેડ કહાં ગયા? મારો શાલેકું પકડી લાઓ.
પટેલ—શ્યાબ અહીંતો ઢેડાંનું ઘર નથી, એક ભંગીયોજ છે.
ભંગીયો—આવ્યો શ્યાબ આવ્યો, શુ કોસો? શુ કોસો.?
પટાવાળા—ઉઠાઓ મેખાં, (મેખો ઉપાડીને ભંગીયો લશ્કરના મકાનમાં નાંખવા ગયો.)

પટાવાળો—(મુખીને કહેછે) ઘાસ કહાં હે? લકડાં કહાં હે? લાઓ, લાઓ જલદી લાઓ, નહિતો મારતા હું.
મુખી—મારશો શા વાસ્તે, શ્યાબ જે જોઈએ તે તૈયાર છે, આ ઘાસના ભારા અને લાકડાં, ઘરો ઘેરથી ઉઘરાવીને અમે ભેલાં કરી રાખ્યાંછે, જોઈએ તેટલાં લઈ જાઓ.
પટાવાળો—દુસરા ભંગીઆ લાવ.
મુખી—શાબ આંહીતો ભંગીયાનું એકજ ઘરછે; બીજુ નથી, માટે પેલો મેખો નાંખીને હમણાં આવશે, એટલે ઘાસના ભારા અને લાકડાં પહોચાડશે.

પટાવાળો—ઇસકી ઓરત બોરત હે કે નહિ, સાલેકી.
મુખી—બાયડી છે, પણ બિચારી માંદીછે.
પટાવાળો—માંદી હેતો ક્યા હુઆ? આ કોણ ઇસકા બાવા ઉઠાવેગા? અબે ભંગડી ચલ ચલ તેરી બેણ—એમ કહીને ગાળ દેછે.
ભંગડી—શાબ હુતો માંદી મરૂંછું.
પટાવાળો—અરે નિકલતી હે કે નહી? સાલી ચલ, લકડા ઉઠાઓ (ભંગડી થોડાં ઘણાં લાકડાં ઉપાડીને નાંખવાં ગઈ.)
પટાવાળો—અબે સુતાર કહાં મર ગયા? ચલો લકડા ફાડનેકું; સુતાર કહોવાડો લઈને આગળ થયો.
પટવાળો—અબે મુખી.
મુખી—હં સાહેબ.
પટાવાળો—અબે રાતકી બખત સાહેબકું અધમણ દૂધ ઓર ચારશેર મશકા ચેયેગા.
મુખી—કેટલા સાહેબ છે?
પટાવાળો—એક સાહેબ હે.
મુખી—એક સાહેબ એટલું બધું શું કરશે?
પટાવાળો—જા સાહેબકું પુછનેકું, તકરાર કરતા હે સાલા? એમ કહીને ફડ લાત મારી.
મુખી—અરે સાબ મારોછો શા સારૂ? જે જોઇએ તે લ્યો, આપતાં કરતાં શા વાસ્તે મારોછો? ચાલો ભરવાડને ઘેર દૂધ અપાવું.
મુખી—એલા ગોકલીયા, અધમણ દુધ ને ચાર શેર માખણ અતારે શ્યાબને વાસ્તે જોઇશે.
ભરવાડ—અતારે તે માખણ ક્યાંથી લાવું? સવારે તો મળશે અને અધમણ દૂધતો નથી, આ દહશેર દૂધ મારે ઘેરતો થાયછે.
મુખી—લશ્કરમાં સો માણસ છે, ને દસ શેર દૂધે શું થાશે.
ભરવાડ—તારે આ મારૂં ઘર રહ્યું, તમો જોઈ લ્યો, અને નો હોય તે ક્યાંથી લાવું? ક્યાંઈ ચોરવા જાઉં?
મુખી—હશે, શ્યાબ આટલે દૂધે અતારે તો ચલાવો, અને સવારે વધારે અપાવશું, વળી પટેલ પાઘડી ઉતારીને મિયાંને પગે લાગેછે; મીયાંશ્યાબ અમારી આબરૂ તો તમારા હાથમાંછે; તમારૂં ગણ્યું મોહો કરાવશું તમે કાંઈ ફિકર રાખશો નહિ.
પટાવાળા—અબે કુંભાર, વીસ મટકા, ને ૪૦ ઘડા લાઓ, ઓર પચીસ હંડીયાં, ને પચાસ સકોરાં, સાહેબ કે વાસ્તે લાઓ.
કુંભાર—શ્યાબ હુતો એકલવાયોછું; મારાથી ઝાઝું ઘડાતું નથી; મોટે આ હોય તેટલાં લઈ જાઓ, પણ શ્યાબ થોડાંક વાસણ રહેવાદેજો; નહિતો તમારાને તમારા બીજા પટાવાળા આવશે, તે મને મારશે.
પટાવાળા—અબે મુખી, ૫૦ ખાટલા ઓર સો ગોદડાં લાઓ.
મુખી—ઓ શ્યાબ, પચીસ ખાટલા અને ૫૦ ગોદડાં ઉઘરાવીને ભેળાં કર્યાંછે, તે લેઈ જાઓ.
પટાવાળો—અબે હેડા; ચલો, ચલો, તંબુ ખડા કરનાહે; ઓર સબ જગોં સફા કરની હે.
પટાવાળો—અબે મોદી, સીધા લાઓ, ચલો પોચાનેકું.
મોદી—પહોચાડવા કોઈ આવતું નથી, ગરજ હોયતો લઈ જાઓ; અને નહિ તો ચાલો તમારા સાહેબ પાસે જવાપ દેવા આવું. અને મોહોડે વિચારીને બોલજો. મિયાં અમે ગાળ નહિ સાંખીયે.
પટાવાળો—અછા અમારા દુસરા ભાઈ સીધા લેનેકું આયગા, સીધા અચ્છા દેઇઓ, ઓર પૈસેકી ફિકર મત રખો.
મોદી—પૈસાની કોણ ફિકર રાખેછે; મુંબઈ જાઓ તો ત્યાંથી પણ અરજી મોકલીને પૈસા મગાવી લેવાની અમારી ત્રેવડ છે.
પટાવાળો—તમારા સામાન અચ્છા નહિ હે વાસ્તે લશ્કરમેં હમારા મોદી હે, વાંસે અચ્છા સીધા મિલતા હે, અમ વાંસે લેગા.
મોદી—તમારી મરજી.
પટાવાળો—અબે મુખી-ભારખાનેકા ગાડા ૨૫ ફજરમેં ચેયેગા.
મુખી—અરે શ્યાબ પચીસ ગાડાં આ ગામમાં ક્યાંથી મળે?
પટાવાળો—ગાડાં બિનાતો નહિ ચાલેગા.
મુખી—એતો બધું તમારા હાથમાં છે; અમે સમજીએતો. તમારે સાહેબને કહેવું, કે આંહી નથી મળતાં માટે આવતે મુકામેથી બદલાવજો. અમે તમારો ગણ નહી ભૂલીએ.
પટાવાળો—અછા એતો હમ કહેગા, લેકીન ૧૦ ગાડાતો જરૂર ચેયેગા.
મુખી—સારૂ શ્યાબ સાત આઠ ગાડાં જે થશે તે કરશું પણ તમારે અમારા ઉપર મહેરબાની રાખવી, પટેલે રાતની વખતે સઘળા ખેડુતને પોતાને ઘેર ભેગા કર્યા.
પટેલ—કહો ભાઈ આ ફેરે કોહેનો વારો છે.
મૂળો પટેલ—મારો વારો છે, પણ કાલતો કોઈ બીજાને મોકલો; હું વળી બીજી વાર જઈશ.
બેચો પટેલ—બીજો તે કુણ જાય વારૂ, જેનો વારો હોય તે જાય, પારકી બેમાં બીજો કુણ બળે? સૌને ગારદીની

બંદુકના કંદા, અને શીપાઇની ગાળો વહમી લાગેછે. અમદાવાદનો શંઘ આવ્યો હતો, ત્યારે મારૂં ગાડું, ભાડે કરી ચુકું હતું, તેમાં વચમાં આડા પડીને બે આના ઓછા લેઇને પોતે ગ્યા, એ એમ સટ લઈને સારૂં લાજ્યું હતું.

મુખી—હવે બીજી તકરાર જવાદ્યો, અને આ કરતા હૈયે તે વાત કરોને. મોત આવ્યું તે હવે મુવાવિના સુટકો સે? પેલા જોત્રાંવાળા[1] આવ્યા હતા, તે જોયા કે નહિ, વળી માર ખાઈને જશો તેથી સામે મહોડે જાઓ ને.

મૂળોપટેલ—અમારા બે બળદતો માંદા થયાસે; અને બે બળદ ને ગાડુ સે તે લઈ જાઓ.

મુખી—ધણીવિના સુના બળદ તે રહે વારૂ? એવું ગાંડુ ગાંડુ બોલીએ તે શા કામનું?

મૂળો—ત્યારે શું મરીએ? બેડાને અમદાવાદનો મારગ ઠર્યો તે લશ્કર તો રોજને રોજ લાગુંછે; એક દહાડો જંપ કરીને બેઠા નહીં; હવે તો પરમેશ્વર મોત આપેતો સારૂં, એટલે સુટકો થાય, માર ખાઈ ખાઈને હાડકાંતો ભાજી ગ્યાંસે.

મુખી—આપણા બાપદાદા મારખાતા આવ્યાછે અને આપણે ખાઈએ છીએ, એમાં કાંઈ નવાઈ સે?

પછી અડધી રાત ગઈ ત્યારે પાંચ ગાડાં તૈયાર કર્યાં; તેમાં ચાર ઘરના ચાર બળદ અને પાંચમા ઘરનું ગાડું, તે ગાડા સાથે ગાડી વાન જાય. એ રીતે પાંચે ગાડાં આવ્યાં, કારણ કે માર તથા ગાળો, વહેંચાતી ભાગ્ય આવે. ભંગીયાનો પહોર રાતે છુટકો થયો, તે ઘેર આવીને ખાવા બેઠો, ખાતો ખાતો કહેછે, કંપની સરકારનું નબોદ જજો. જે એકે દાહાડો હાસ કરીને બેસવા દેતા નથી, લશકર ઉપર લશકર, લશ્કર ઉપર લશકર આવેછે, ખાઈને સુતો ત્યાં રાતના બાર વાગે સ્વાર બોલાવા આવ્યો; અબે ભંગીયા ભંગીયા ચલ, આધા લશકર આગેકા મુકામે જાનેવાલા હે, રસ્તા બતાઓ. ભંગીયો ઉઠીને બે ગાઉ સુધી મુકવા ગયો. ત્યાં બીજા સિપાઈ, અબે ભંગીયા, ભંગીયા, બોલતા નહીં હે? સાલેકી ખીડકી તોડ ડાલો; એમ કહીને કમાડ ભાગવા માંડ્યાં, એટલે ભંગડી બોલી—શ્યાબ એતો રસ્તો બતાવા ગ્યાસે, અને હું એકલી ઘેર સું; મારૂં છોકરૂં રૂવેછે; હું માંદી છું; અબે નીકલ તેરી બેણકું; એમ કહીને ગાળ દીધી; ચલ આ બોજા હે સો કોંન ઉઠાવેગા? તેરા બાવા? નીકલ નહીંતો મારતા હું, ભંગડી છોકરૂં તેડીને બહાર નીકલી એટલે દેખો સાલી નીકલતી નહીં હે; એમ કહીને ખાસડું માર્યું; ત્યાં પેલો ભંગીયો પાછો આવી પહોંચ્યો.

ભંગીયો—મારોછો શા વાસ્તે? મારોછો શા વાસ્તે? મરીએ કે સૂ? હમણાં એક ગાંસડો તો હું બે ગઉસુધી મુકીને આવ્યો; વળી ચટલાકને મુકવા જાઉં? એ રીતે બે ત્રણ ફેરા થયા, ભંગીયો ઘેર આવીને પોકે પોક રોવા લાગ્યો, બાપલીયારે હું ક્યાં જાઉં? મને મારી નાંછોરે! મારા બાપ; પરોપકારી સવારના પહોરમાં ઉઠીને લશ્કર સામો ચાલ્યો, તહાં ભંગીયો સામો મળ્યો તેને પુછેછે.

પરોપકારી—અલ્યા ભંગીયા તારે કાંઈ કમાણી થઈ કે?

ભંગીયો—હા સાબ તમે આ ધરમશાળામાં રાતે સુતા હતા, તે બધું સાંભળ્યુંજ હશો તો.

પરોપકારી—તને કાંઈ પૈશા મળ્યા કે નહીં?

ભંગીયો—આ શ્યાબ ચાલશે ત્યારે હું સાબની નજરે થઈશ; તો બે ગાઉના એકજ ફેરાના બે પૈશા મળશે; મારો મોટો ભાઈ હતો તે આ સરકારના જલમથી સંસાર મુચીને ભગત થઈ ગ્યો.

પરોપકારી—તમને કેટલું મળેતો એ ધંધો કરવાને તમે ખુશી છો?

ભંગીયો—અમને ગાઉએ રૂ૧) આપે તોપણ અમે એ ધંધામાં રાજી નથી, એ વૈતરૂ કરવાનો અમારો ધંધો[1] કોઈ દહાડો નથી; અમે તમારો ભાર ઉપાડીએ તો તમે અભડાઓ છો; માટે વૈતરા લોકો તો બીજાછે; તથા કોઈ રઈઅત રસ્તામાં અમને સાથે રાખતી નથી. સીપાઈ, રજપુત, અથવા કોળીને રાખેછે; પણ સરકાર જુલમથી અમારી પાસે તે કામ કરાવેછે; અમારા ગામનો એક વાણીઓ નેસ્તીનો વેપાર કરતો હતો, તે પડયો મુચીને કાપડનો વેહેપાર કરવા લાગ્યો, પણ સરકાર તેની પાસે જબરદસ્તીથી નેસ્તીનો વેપાર કરાવતા નથી, અને અમે વેઠ બેગાર તથા રસ્તો દેખાડવાનો ધંધો છોડીયે છીયે, તો સરકાર અમને મારી મારીને એ ધંધો કરાવેછે, પૈશાવાળાનો શરકારછે, ગરીબનો નથી, અને તમે દાનસ્તાછો માટે પરમેશ્વર માથે રાખીને સાચું બોલો કે એ ધંધો અમારો છે?

પરોપકારી—હું પરમેશ્વર માથે રાખીને કહુંછું કે કોઈ રઈઅત ભંગીયા પાસે ભાર ઉપડાવતી નથી, અને રસ્તો તો પુછતાં પુછતાં શોધી કાઢવાનો દસ્તુરછે; કદાપી કાંઈ બીક જેવું હોયતો સીપાઈ રજપુત અથવા કોળીને વળાવો લેછે; તેને ગાઉએ એક આનો આશરે આપવાનો દસ્તુર છે.

---

[1] પટાવાળા.

૧ માજી રાજયની વખતથી ભગીયા વગેરેને માથે વેઠ કરવાનું કામ ચાલ્યું આવેછે.

ભંગીયો—આગળનાં લશ્કર આવતાં તે હરકોઈ માણસને વેઠે પકડતાં હતાં; અને આ રાજમાં બીજા લોકને મા- થેથી હરકત ગૈ; એટલે બધી એ હરકત અમારે ગરી- બને માથે પડીછે, માટે અમારે તો આગલાં રાજ સારાં હતાં; પછી પરોપકારી લશ્કરમાં જઈને, મોટો કારભારી દેશી માણસ હતો તેને કહેછે.

ભાઈ સાહેબ આ ગરીબ લોકો ઉપર મહા જુલમછે; માટે તમને કાંઈ દયા આવતી નથી?

કારભારી—એ લોકો ઉપર પરમેશ્વરનો કોપછે ત્યારે આ- પણે એના ઉપર દયા લાવીએ તો પરમેશ્વરના શત્રુ થ- ઈએ કે નહીં?

પરોપકારી—વાહવાહ, બહુ સારૂં સમજ્યા છો; હવે તમને અમારે કાંઈ કહેવાનું રહ્યું નથી.

દોહરા.

પરોપકારી ઘર ગયો, બીજે દિવસ પ્રમાન;
નથી જુલમ આ રાજમાં, ભલ્યો એવી વાત. ૧.
આવ્યા અમદાવાદમાં, એલફીનસ્ટન આપ;
એ અવસર ભાષણ કરી, સકળ કહ્યો સંતાપ. ૨.
બજારમાં સરકારની, જેવી વધિછે લાજ;
એવી સઘળી જાતમાં, વધશે તો ઠિક આજ. ૩.
ગયે વરસ સરકારને, ધન સાટી ત્રણ ક્રોડ;
જો કરજે, જોઈતું હતું, કોઈને ન કહું છોડ. ૪.
જાહેર નામા મોકલ્યાં, દેશ દેશ નોંઝાર;
વગુમાગ્યે તીજોરીમાં, આવ્યા દામ અપાર. ૫.
તેમજ સઘળી વસ્તુઓ, માંગણ દૂધ મજૂર;
વણ માગે નર આપતા, હરખે જાય હજૂર. ૬.
એવિ વધે સરકારની, લોક સરવમાં લાજ;
જુલમ મટે હરકત ઘટે, એમ ચાહુંછું આજ. ૭.
દુઃખ ગરિબનાં આ સમે, મેં કીધાં પોકાર;
કોઈ વખત વળિ ન્યાયની, અડચણ કરિશ ઉચાર. ૮.
બાર વરસ સૂધી બને, મૂકદમાનાં કામ;
જોઈએ આટો આવશું, જોઈએ તજવું ગામ. ૯.

## અંગ્રેજી કાયદાવિષે.

મનહર છંદ.

કાયદાની કલમો ને આકટ અનેક થયા,
નિર્ણય ન તેથી સમજી શકાય ન્યાયનો;
જેમ સ્માર્ત ધર્મતણી સ્મૃતિયો અનેક થઈ,
નિર્ણય ન સમજાય સ્માર્ત સંપ્રદાયનો;
કાયદામાં શબ્દ પણ એવાનો કૂડણછે કે,
મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો;
વેદનાં વચન વિષે ઉપજે અનેક અર્થ,
એવો કાયદો છે આજ અંગરેજ રાયનો. ૧૦.

દોહરા.

આ અવસર એટલું કહી, પુરિ કરૂછું વાત;
જે બોલો જગદીશની, ભાવ સહિત સહુ ભ્રાત. ૧૧.
દેશીનાં દુઃખ ટાળવા, કહુંછું કરી પ્રણામ;
તે ધરજો સૌ ધ્યાનમાં, દાખે દલપતરામ. ૧૨.
આગી રાજ્યોથી ઘણું, છે રૂડું આ રાજ;
પણ તેમાં જે ખામિછે, તે ઉચરી મેં આજ. ૧૩.
ઈશ્વર આગળ માગિયે, કરજોડીને એમ;
આવું રાજ રહેજો સદા, જન સુખ પામે જેમ. ૧૪.

શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

હે હાથી[1] શુણ તું ગવર્નરતણા, સાહેબનો હું કવી;
હું તું બે સમ ભાગ્યશાળિ ભુવિમાં, જે જીવિકા જ્યાં હતી;
રાજા ગાયકવાડ પાસ પણ જો, ત્યાં હોત સેવા મળી;
તો આરોહણ હેમનું મળત ને, સો સ્વાર સાથે વળી. ૧૫.

એ ભાષણ સાંભળીને આજમ વિનાયકરાવ વાસુદેવજી બોલ્યા કે તમે જે આ હકીકત વાંચી, તેનો સાર હું મહેર- બાન ગવરનર સાહેબને જાહેર કરીશ, અને તે વિષે કાંઈ બંદોબસ્ત થશે એવી હું આશા રાખુંછું.

---

## પીડા[2] હરણ સ્તોત્ર.

દોહરો.

આજ કરી મહારાજ તેં, અમ પર કૃપા અમુલ્ય;
ટાળ્યો હિંદુસ્તાનથી, ટંટો ભારત તુલ્ય. ૧.

વૈતાળિયછંદ.

ફરિ ભારત તુલ્ય ભૂતળે, ઝગડો ઝેર ભર્યો કર્યો ખળે;
પણ હે પ્રભુજી કૃપા કરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૨.

---

[1] ગવરનર સાહેબના હાથી ઉપર બેશીને આ ભાષણ સાંભ- ળવા સારૂ આજમ વિનાયકરાવ વાસુદેવજી તથા તેના ત્રણ મિત્રો આવ્યા હતા, તે હાથીની સાદાઈ જોઈને લોકો કહેતા હતા કે ગાયકવાડનો હાથી હોય તો તેની સાથે કેટલો ડમાક હોય! તે વખતે આ શ્લોક કહ્યો હતો.

[2] ઈંગ્રેજી સન ૧૮૫૭નો બળવો શમ્યા બાબદ ૧૮૫૯ માં મુંબઈમાં ડાક્ટર ભાઉના ઘર પાસે પ્રભુ પ્રાર્થના કરવાસારૂ રામ મંદિરમાં મોટી સભા ભરી હતી, તેમાં બોલવા સારૂ ડાક્ટર ભાઉની ફરમાસથી આ સ્તોત્ર રચ્યું હતું.

જુગમાં ન ભુલાય જેવડો, અતિ કીધો ઉપકાર એવડો;
ખરચી કરૂણા ખરેખરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૩.
ભય ભંજન તૂં પ્રભૂ ભલો, ઉપકારી પણ તૂંજ એકલો;
સ્મરતાં ક્ષણ સદ્ય સંચરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૪.
જગમાં વધિ બંડ જાત તો, વણ કલ્પાંત વિનાશ થાત તો;
દુનિયાં દિલમાં હતી ડરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૫.
સુખદાયક દેવ આ સમે, અતિશે શૂં કહિયે હવે અમે;
વિતિ તે નહિ જાય વીસરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૬.
પગલે પગલે કૃપાનિધી, અમને એજ રિતે કૃપા કિધી;
દઈ ભોજન ભાજનો ભરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૭.
પ્રભુ તું જગમાત તાતછે, ધણિ શક્તી તુંજમાં અઘાતછે;
તુજથી નથિ અન્ય ઉપરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૮.
ભુલિ ભૂધર ભક્તિ ભાનને, ધન ધંધે ધરિ નિત્ય ધ્યાનને;
પણ આપનિ આ પ્રજા સ્મરી, હરિ તેં હેત ધરી પિડા હરી. ૯.

દોહરા.

હે હરિ તેં પીડા હરી, કરી કૃપા આ કાળ;
તેમ તમે ત્રિભુવન ધણી, સદા કરો સંભાળ. ૧૦.
દેજો સુખ સઉ દેશને, ગુણમય દેજો જ્ઞાન;
વિદ્યાની વૃદ્ધી થજો, શુભ ઈંગ્લાંડ સમાન. ૧૧.
રાજ કરો વિક્ટોરિયા, નિર્મળ જેનૂં નામ;
આશિષ માગે એટલી, દિન દિન દલપતરામ. ૧૨.
સંવત[1] શ્રુતિ શશિ નવ વિધૂ, સજિ ઈશ્વર સ્તુતિ સાર;
અવર પક્ષ આષાઢમાં, તિથિ તેરશ ગુરૂવાર. ૧૩.

## વિક્ટોરિયા રાણીવિષે.

હરિગીત[2] છંદ.

હે દેવના પણ દેવ તું તતખેવ દિલમાં ધર દયા,
જે રાણિજીના રાજથી થિર થૈ અમે સુખિયા થયા;
તું આપ નિત્યે નવિન વધતું તેજ તેના તાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૧
વડિ પ્રેમ વાળી દિલ દયાળી બુદ્ધિશાળી બાઈ છે,
ભરપૂર ખૂબ ભરાઈ જેના ચિતવિષે ચતુરાઈ છે;
નહિ દેશમાં લવલેશ દીસે કસુર જેના કાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૨.

[1] ૧૯૧૪.
[2] સંવત ૧૯૧૫ ના કારતક શુદ ૧ ને દિવસે ઈસ્ટ ઈંડિયા કંપનીના હસ્તકથી મહારાણીએ હિંદુસ્થાનનો અમલ લીધો તેના ઓચ્છવની સભા અમદાવાદના કલેક્ટર સાહેબના બંગલામાં ભરાઈ હતી તે સમે આ કવિતા કહી હતી.

જે દુષ્ટતામાં પુષ્ટ તેના શત્રુછે સંસારમાં,
જે કષ્ટ જનને કરે ક્રૂરતાક્રૂરે ભ્રષ્ટ વિચારમાં;
સંહાર તેનો સદ્ય તું કરનાર ઈશ્વર આજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૩.
તું ઉઠ ઈશ્વર આવિ વખતે અરજ ઉરમાં ધારજે,
છળ કપટ ખળનાં ઝપટ[1] છે તે ચપટ કરિ બેસારજે;
એ વેરિયોના વાસને વીખેરિ નાખો વાજમાં[2],
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૪.
દિન દિન વિશેષ પ્રતાપ વધતો ચંદ્રનો શુદિમાં ચઢે,
તેમજ રહે મહારાણિનું અતિ તેજ ચઢતું તુજવડે;
રિપુ કૂળને નિર્મૂળ કરજે છોડ જેવા છાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૫.
અતિ રિદ્ધિ સિદ્ધિ અખૂટ તુજ ભંડારમાંથી આપજે,
મનના મનોરથ પૂરિને વળિ કષ્ટ સઘળાં કાપજે;
કરતાર આપો કુશળ એના સકળ રાજ સમાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૬.
બહુ વર્ષ સૂધી અચળ એનું રાજ અમ ઉપર હજો,
વળિ વંશનો વિસ્તાર જન સુખકાર જગમધ્યે થજો;
ઈશ્વર પ્રતાપે અમલ જામો દેશ બેટ ઘણાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૭.
નિર્દોશ તેનો ન્યાય નિશ્ચળ થૈ જગતમાં જામજો,
પ્રતિ દિવશ વાર હજાર જયજયકાર વાણી પામજો;
કરિયે અમે ઊંચે સ્વરે ગુણગાન એના ગાજમાં[3],
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં. ૮.
ધરિ પ્રેમ પ્રભુની પ્રાર્થના કરિ મુખથિ એવું માગજો,
જય થજો જગમાં રાણિજીની શત્રુનું બળ ભાગજો;
શુભ સ્નેહથી ગાજો તમે સૌ સજન ગામો ગામના,
છે છંદ સુંદર નવ નવીન રચેલ દલપતરામના. ૯.

## ગુજરાતમાં વિક્ટોરિયા રાણીનું રાજ્ય સ્થપાયાવિષે.

ભુજંગી છંદ.

શુભે સંવતે ઓગણી પંદરામાં,
વળી બેસતે વર્ષ સારા સમામાં;
જહાં ગુર્જરી રાજધાની બિરાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૦.
ઉગ્યો સર્વને ઉર આનંદ એવો,
જડે રિદ્ધિ કે સિદ્ધિથી થાય જેવો;
વિવાથી વડો વાર છે એમ છાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૧.

[1] બધાં. [2] ઝડપમાં. [3] ગર્જનામાં.

ફરે લોકના થોક મોટે ઉમંગે,
અનીશે દિસે ઉજળાં વસ્ત્ર અંગે;
ગયા શાહિબાગે સઉ એજ કાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૨.
મળ્યો સર્વ સાહેબનો સાથ સારો,
મળ્યા હોંશથી શેઠ લોકો હજારો;
મળ્યા સ્વાર પાળા મહાશબ્દ ગાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૩.
વંચ્યો હર્ષ વાંચી સુણાવી વધાઈ,
રહ્યાં વાગિ વાજાં રૂડા રાગમાંહી;
ઉઠી ગર્જના તોપને ત્યાં અવાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૪.
જમ્યા મેર જે ભોજનો ભાત ભાતે,
રચી દીપમાળા રૂડી એજ રાતે;
રહ્યા અક્ષરો ઓપિ એમાં રચ્યા જે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૫.
મળ્યા રાજ[1] મેહેલમાં લોક મોટા,
સુણી ભાષણો પામિયા પુષ્પ ગોટા;
કવીને[2] નવી પાઘશાલો નિવાજે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૬.
રચ્યો દારૂખાનાતણો ખેલ ખાસો,
તકે તે જુએ લોક જે ત્યાં તમાસો;
દિસે જાણિયે દૈત્યનો દેશ દાઝે,
રૂડું રાણિજીનું થયું રાજ આજે. ૧૭.

દોહરો.

એમ ભલો ઉત્સવ થયો, હરખ્યો સકળ સમાજ;
કર જોડી પ્રભુને કહે, રહો અચળ આ રાજ. ૧૮.

ઈંદ્રવિજય છંદ.

લંકપુરી સળગી અળગી,
ભભકારથી રાવણની છબિ ભાજી;
કાં પ્રગટ્યો વ્રજ દેશ દવાનળ,
જ્વાળમુખી ગગને ચઢિ ગાજી;
લોચન ત્રિજું ત્રિલોચનનું,
ઉઘડ્યું દલપત્ત પઢે ઉપમાજી;
રાજ સમાજનિ આગળ,
આજનિ રાત સમે બનિ આતસબાજી. ૧૯.

[1] કલેક્ટરને બંગળે. [2] મને શાલ પાઘડીનો શીરપાવ આપ્યો હતો.

સંદેહાલંકાર.

મનહર છંદ.

મેલો ઘેલો પેલો જુઓ આગખેલમાં ઉભેલો,
ગોદડે ગુંથેલો એવું આવે અનુમાનજી;
કાળા હાથ દારૂવાળા દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પુંઠે પુછડા સમાનજી;
લોક નાસાનાશ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી;
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આવી બેસે,
હશે હનુમાનજી કે મુલ્લાં શુલેમાનજી. ૨૦.

બુ૦ પ્ર૦

ઈસ્ટ ઈંડિયા કંપનીના હસ્તકમાંથી મહારાણીએ હિંદુસ્તાનનું રાજ્ય લીધા પછી જાર્જ કલાર્ક ગવરનર સાહેબ અહિં આવ્યા ત્યારે તેમને હોપ સાહેબની મારફતે સને ૧૮૬૧ ના અકટોબરમાં લખી મોકલેલું.

કવિત.

સુણો સર જારજ કલારક ગવરનરજી,
આગે ઈસ્ટ ઈંડિયા ઈજારદાર થૈ ગયા;
સવાસો વરસ સુધી હિંદુસ્તાનમાં હુકમ,
ચલાવી ચોખ્ખું રાણીજીને રાજ્ય દૈ ગયા;
ગામ ધામ દામ સેના સહીત તમામ સોંપી,
ચાહત ચોરી કરી અમુલ્ય ચીજ લૈ ગયા;
કહે દલપતરામ દેખાડી આપું આ ઠામ,
સઘળી સાબાશી તો લૂટીને તેઓ લૈ ગયા. ૧.

સોરઠા.

શ્રી સરકાર ઉચાર, લખવા લાયક જાણિયે;
કદી હવે શ્રી કાર, ઉપમામાં નહિ આણિયે. ૨.
વિક્રમ સમ જે વાર, પ્રજા પ્રેમ પામો તમે;
સુખથી શ્રી સરકાર, લાયક ગણિ લખશું અમે. ૩.

આ કવિતા મુંબઈમાં શેઠ પ્રેમાભાઈ હીમાભાઈના ફરમાવ્યાથી સભામાં બોલવા સારૂ જ્યાં રચી હતી.

પીન્સ આફ વેલ્સના લગનવિશે.

દોહરો.

લાયક લંદનનો પતી, પરણ્યો રૂડી પેર;
તે કારણથી ત્યાં થયો, ઘણો ઉચ્છવ સૌ ઘેર. ૧.

મનહર છંદ.

જે અલેકઝાંદરિઆ રાણી વખાણાણી તેને,
પ્રીન્સ આફ વેલ્સ રાય પરણીઆ પ્રીતથી;
સર્વ સૂખદાયક તે લાયક વિલાયતમાં,
મચ્યો મહોચ્છવ જ્યાં રચ્યો વિવા સુરીતથી;
જોવાને અનેક જન મળ્યાં મીજલસ માંહી,
ખૂબ થયાં ખુશી તે ખરેખરાં ખચીતથી;
પામીને પ્રીતી અપાર આશીષ કરે ઉચ્ચાર,
હેતે નરનાર ત્યાં હજાર વાર હીતથી. ૨.

ઝૂલણા છંદ.

સ્નેહનાં ચિન્હ સમ અંક સન્મુખતણી,
સાલ ત્રેસઠતણી સરસ જાણી;
જોડ અક્ષર તિથે[1] પ્રેમથી પરણીયાં,
દસમી મારચ દિને રાય રાણી;
એજ શુભકામનો સરસ ઉતસવ થયો,
પ્રથમિ મે માસ તારિખ પ્રમાણી;
નિરખિ મુંબઈનિ શોભા ભલી નવનવી,
કવિત રચિ શું કવિ કહે વખાણી. ૩.

દોહરા.

સજ્જન સન્મુખ જો વસે. કિમત અધિક કહીશ:
વિમુખ થએ કિમત જુઓ, ત્રેસઠના છત્રીશ. ૪.
સરસ રિતે શણગારિયું, સઘળું મુંબઈ શહેર;
મહાજનની મિજલસ મળી, પ્રીતે રૂડી પેર. ૫.
આતસ બાજીનો અધિક, ખાસો કીધો ખેલ;
અંતર અચરજ ઉપજે, રચના એવિ રચેલ. ૬.

ઈંદ્ર વિજય છંદ.

આતસ બાજી ન જાણવિએ, ધરિ રાખિ મહાજને ધર્મનિ માજા;
હિંદુનિ રીત[2] કરી હરખી, પરણ્યો ગણિને હિંદુસ્તાનનો રાજા;
દંપતિને સઘળો સુખદાયક, લાયક હોમ કીધો શુભ લાજા;
દેવરિઝી દલપત્ત કહે કરૂણાથિ કરે, તન દ્રવ્યથિ તાજા. ૭.

દોહરા.

ધજા પતાકાનાં ધર્યાં. ઘર ઘર સરસ નિશાન;
જાણે પ્રજા સ્વતંત્ર થૈ, સૌ થઈ ભૂપ સમાન. ૮.

[1] તિથે–તીથીમાં.
[2] મતલબકે એ આતસબાજી નહિ પણ હિંદુઓની રીત પ્રમાણે લાજાહોમ કર્યો હોય એવો ભાવ છે.

દીપક માળાની દીસે, રચના ઠામો ઠામ;
સ્વર્ગનિ શોભાએ કર્યો, વસુધામાં વિશ્રામ. ૯.
એ વર કન્યાની અધિક, જીવે જગમાં જોડ;
એવી આશિષ ઉરથકી. કવિજન આપે ક્રોડ. ૧૦.
ભલિ ભાતે સુખ ભોગવો. કરો પ્રજાનાં કામ:
આશિષ આપે એટલી, દિલથી દલપતરામ. ૧૧.
રાજ તેજ રિદ્ધિ વધે, વધે પુત્ર પરિવાર;
કીર્તિ ને કાંતી વધે. વધે સૂખ સંસાર. ૧૨.
ઈશ્વર આશા પૂરશે, કરશે પૂરણ કામ;
એવી આશિષ અહરનિશ, દે છે દલપતરામ. ૧૩.

ગવરનર જનરલ લાર્ડ મેયોનું મૃત્યુ.

તા૦ ૮ મીં ફેબ્રુઆરી સને ૧૮૭૨. તેની દીલગીરી જણાવા તા૦ ૧૫ મી ફેબ્રુવારીએ હીમાભાઈ ઇનસ્ટીટ્યુટમાં સભા ભરાઈ હતી, તે વખતે કહેલી કવિતા.

દોહરો.

અરે પ્રભુ શું આ થયું, કહેતાં કહિ ન શકાય:
દુઃખ ભર આવો દીલગીરી, મનમાં કેમ સમાય? ૧.

હરિગીત છંદ.

મનમાંહિ કેમ સમાય, દુખની દિલગીરી દિલડા વિશે;
લાયક ગવરનર લાર્ડ મેયો, મારિયો દુષ્ટે રિસે;
નિર્મળ મતીનો ન્યાયવાળો, નમ્ર નિર્દોશી ભલો;
દિલનો દયાળૂ દેખિયો, અંતઃકરણનો ઉજળો. ૨.
અત્યંત પર ઉપકારિ તે, હિતકારી હિંદુસ્તાનનો;
ઔદાર્ય ઉરમાં આણતો, ગુણ જાણતો ગુણવાનનો;
અધિનાથ ક્રોડ અઢાર જનનો, પદવિ પામ્યો પુન્યથી;
જેનો અધિક જશ જામિયો, નહિ ખામી કશિયે ન્યુનથી. ૩.
વિક્ટોરિયા મહારાણિનો, સરદાર શૂર શિરોમણી;
તેનાથિ લાભ મળ્યાતણી, આશાય મારિ હતી ઘણી;
વૃગ ખૂબ તાણત વિધ વિધે, ઈંગ્લાંડ જઈ આ દેશની;
તે દુર થયો દુર મરણથી, કહું શી કથા તે કલેશની. ૪.
સર્વદા રહેશે સ્મરણમાં, નહિ નામ એનું વીસરે:
અતિ ગુણ અમારા ઉરથકી, નિશ્ચે કદી નહિ નીસરે;
શુણિ દિલ વિશે દીલગિર થયા, ગુણવાન જન ગુજરાતના;
ભરિ સભા શોક જણાવિયો, કહિ બોલ બહુ એ વાતના. ૫.
શુભ કામ કરિ આ ઠામમાં એ, કીર્તિ પામ્યો છે અતી;
ઉપકારિ એવા પુરૂષની, ઓ ઈશ કરજે સદ ગતી;
સાક્ષી સકળ સંસાર છે. સાહેબના શુભ કામના;
માટે ભલું તું તેનું કરજે, દેવ દલપતરામના. ૬.

## પ્રીન્સ ઑફ વેલ્સ વિશે પ્રભુ પ્રાર્થના.

તા૦ ૨૭ મી ફેબ્રુવારી સને ૧૮૭૨ ને રોજ આખા ભરતખંડમાં પ્રીન્સ ઑફ વેલ્સને સુખાકારી થઈ તે માટે પ્રાર્થના કરી હતી; ત્યારે સર મંગળદાસ નથુભાઈ વગેરે મુંબઈના નામાંકિત ગૃહસ્થોએ મંગાવ્યાથી અહીંથી જે કવિતા રચીને મોકલી હતી તે નિચે મુજબ.

દોહરો.

જય જય જીવન જીવના, નોધારાં આધાર;
જય જય ઝગમગ જ્યોતિમય, જય જય જગકર્ત્તાર. ૧.

હરિગીત છંદ.

જય જય જગત કર્ત્તાર, ભવભરતાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમંતને, ઐશ્વર્યવંત અનંત છે;
તું તારનાર ઉગારનાર, નિવારનાર અનિષ્ટનો;
તું થાપતાર ઉથાપતાર, તું આપનાર અભીષ્ટનો. ૨.
તું સકળ સ્વામી અમળનામી, ધામિ અવિચળ ધામનો;
શશિ સૂર્ય શૈલ સમુદ્ર સૌ, સ્રજનાર તુંજ તમામનો;
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્રિત, ચિત્ર જગત પવિત્ર છે;
ધ્વનિ વાયુ વારિ પ્રવાહની, દશદીશ તુજ વાજિત્ર છે. ૩.
તું તૃણતણો પર્વત કરે, પર્વતતણું તૃણ તું કરે;
સ્મરતાંજ સદ્ય સહાય થઈ, તું હદ વિના હરકત હરે;
તુજ અકળ માયા સકળ થળ પ્રભુ, પ્રબળ બળછે તુજતણું;
ઘટ ઘટતણી ઘડિ સુઘડ, ઘટના ઘટિત કાર્ય કર્યું ઘણું. ૪.
ભય ભીતનો ભય ભાગિને, ભવ સુખ ભરે ભગવાન તું;
ગુણગાન સુણીને કાનથી, દેછે અમર પદ દાન તું;
પ્રભુ ગરિબના પોકાર તું, શુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ, વાદ વિવાદ સઘળા વ્યર્થ છે. ૫.
તું એક ઈશ હરેક જનનો, નામ ભિન્ન અનેક છે;
તું સર્વની અરજી શુણે છે, નિયમ તારો નેક છે;
તેં આ સમે મહારાજ અરજી, ધારિ ઉરમાં અમતણી;
વિકટોરિયા મહારાણિના સુત, પ્રિન્સની પીડા હણી. ૬.

દોહરો.

પીડા ટાળી પ્રીન્સની, હરખ્યો સકળ સમાજ;
કાજ અધિક ઉત્તમ કર્યું, ઓ પ્રભુજી તેં આજ. ૭.

ઝૂલણા છંદ.

ઓ પ્રભૂ આજ તેં કાજ ઉત્તમ કર્યું,
રાજની રાખિ શોભાજ સારી;
કોટિ લોકોતણી અરજ ધરિ કાનમાં,
ધ્યાનમાં વાત સાક્ષાત ધારી;
ખૂદ તેં આ સમે ખાંતથી ખુલ્લફશિર,
ખડગધરિ આવ તો ખેદ ખાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણિને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૮.

કાળ જેવીજ વિકરાળ જ્વર ઝાળથી,
લાલને હાલ ઉગારિ લીધો;
એહ આભાર તલભાર નહિ ભૂલિયે,
પાર નહિ એટલો પાડ કીધો;
ભયતણો ભંગ કરિ આજ અણ ભંગ,
અમ અંગ ઉમંગનો રંગ ઢાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણીને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૯.

રાજ્ય માલેક પ્રિય લોક પ્રત્યેકનો,
ટેક ધર એક વીવેકવાળો;
શોભિતો સર્વદા શ્રેષ્ઠ જન સાથમાં,
જે રતી નાથ જેવો રૂપાળો;
પાળનારો ઘણા પ્રાણિનો પેખિને,
પ્રેમથી આ સમે તેંજ પાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણિને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૧૦.

સૂક્ષ્મથી સૂક્ષ્મ જે જંતુ આ જગતમાં,
શ્રેષ્ઠથી શ્રેષ્ઠ વળિ જે વસેછે;
સર્વનો સ્વામિ તું છે અને સર્વની,
સર્વદા તૂંજ સંભાળ લેછે;
ભૂપના ભૂપ તેં ભૂપ સુત ભયથકી,
ભરતનોખંડ ભયભીત ભાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણિને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૧૧.

તારિ કરૂણાથિ ઉર આશ સઘળી ફળે,
તારિ કરૂણાથિ ભય નાશ ભાસે;
તારિ કરૂણાથિ સંસારિને થાય સુખ,
તારિ કરૂણાથિ સૌ કષ્ટ નાસે;
દાખિ દિલમાં દયા કુંવરના દેહને,
નેહની નજરથી તેં નિહાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણિને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૧૨.

પ્રેમથી તુજ પગે લાગિને માગીએ,
કુંવરનાં કોટિધા કષ્ટ જાજો;
તેજ વરદાન દે તું મહા તેજધર,
અધિપતી એજ અંગ્રેજ થાજો;
હે હરી હેતથી સર્વને હર્ષનો,
ખાંમુખાં આજ તેં ખંગવાળ્યો;
જોગ્ય નૃપ જાણિને ઉર દયા આણિને,
રાણિના પુત્રનો રોગ ટાળ્યો. ૧૩.

છપ્પો.

રાણિ તનુજનો રોગ, તરત અરજી શુણિ ટાળ્યો;
જનનો જીવન પ્રાણ, સ્નેહથી તેં સંભાળ્યો;
તેમજ તુજ જનતણી, હરી હરકત તું હરજે;
વરસાવી અમિ વૃષ્ટિ, દ્રષ્ટિ કરુણામય કરજે;
આશા પરિપૂરણ પૂરજે, તું પ્રભુ પ્રજા તમામની;
આ અરજી ઉરમાં ધારજે, દિન દિન દલપતરામની. ૧૪.

દોહરો.

સત્યાવિશમી તારિખે, ફેબ્રુવારિ મોઝાર;
પ્રારથના પ્રભુની કરે, સ્નેહે મુંબઈ શહેર. ૧૫.

એજ તારિખે અમદાવાદ ટ્રેનિંગ કાલેજમાં સભા ભરાઈ હતી, તેમાં મેં કવિતા સંભળાવી તે નીચે પ્રમાણેઃ—

દોહરો.

ભક્તોનાં દુઃખ ભાગવાં, તેછે તારી ટેવ;
સહાયતા કરિ આ સમે, દુખ હરનારા દેવ. ૧૬.

હરિગીત છંદ.

હે દેવ દુઃખ હરનાર તું, તુજ પરમ શક્તિ અપાર છે;
તું જગતનો કર્ત્તાર અગણિત, સૃષ્ટિનો આધાર છે;
તેં આજ અમ ઉપર પ્રભૂ, બહુ કોટિધા કરૂણા કરી;
વિક્ટોરિયા મહા રાણિના, સુત પ્રીન્સની પીડા હરી. ૧૭.
હક સકળ હિંદુસ્તાનના, મળવાની આશા એથકી;
પરિપૂર્ણ પ્યારો પ્રજાસૌને, તે કુંવર છે તેથકી;
તેં રોગ તેનો ટાળિયો, ઉપકાર એ બહુ માનિયે;
તેં જરૂર જીવન દાન દીધું, વાત નહિ તે ન્હાનિએ. ૧૮.
તેમજ અમે વળિ તુજકને, નમિ સુખથી એવું માગિયે;
તે થાય રાજા અમતણો, તુજને પગે લળિ લાગિયે;
રૂડી રિતે રૈયતતણું, રક્ષણ કરે દિન રાત તે;
અતિ સ્નેહથી સંભાળ રાખે, સર્વદા સાક્ષાત તે. ૧૯.
સંકટ સરવ એ કુંવરનાં, પ્રભુ તું તતક્ષણ ટાળજે;
આવીજ રીતે ઉરધરી વળી, સર્વદા સંભાળજે;
કરૂણા ઘણી થઈ સકળ ઉપર, અખિલ જગના ઇશની;
જુગ[1] હાથ જોડી સર્વ જન, જય જય કહો જગદીશની. ૨૦.

---

ગવરનર સાહેબ રાજકોટ પધાર્યા તે વિશે.

"રાજકુમાર કાલેજના રાજકુમારોએ રચાવી મગાવેલી કવિતા. તારીખ ૩૦.મી નવંબર સને ૧૮૭૪."

દોહરો.

વિજયવંત વુડહાઉસ છે, મુંબઈના મહારાજ;
સોરઠ મધ્યે સંચર્યા, અધિક હેતથી આજ. ૧.

હરિગીત છંદ.

સદભાગ્ય આ સોરઠતણાં, સાહેબ વિચર્યા સ્નેહથી;
કરૂણા નજરથી નિરખશે, તાજો જણાશે તેહથી;
જેણે સુધારો સરસ કરિને, રાજ્ય ધર્મ રખાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૨.
ચોપાસ પૂર્ણ પ્રકાશ પસરે, ઉદિત રવિ આકાશમાં;
જનવૃંદ ત્યમ આનંદ પામ્યા, વિચરિ વિવિધ વિલાસમાં;
નિર્મળ વધારી ન્યાયને, અન્યાયને અટકાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૩.
કાલેજ રાજ કુમાર કેરી, અધિક શોભી આ સમે;
મણિ જેમ કુંદનમાં મળે, જન જાતિને જોતાં ગમે;
પ્રીતે ભલી પરિક્ષા કરી, વળિ પાઠ પણ વંચાવિયા;
ગુણીયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૪.
સોરઠતણી સોભા દિસે, ઇંદ્રા પુરી સમ આજની;
અસ્વારિ આવી ઓપતી, મુંબઈતણા મહારાજની;
પરમાર્થ મારગ પૂષ્ટ કરિને, દુષ્ટ માર્ગ દબાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૫.
ધન ધાન્યની વૃદ્ધિ થશે, વૃદ્ધિ થશે વિદ્યાતણી;
આપત્તિ ટળશે ને થશે, સંપતી સંપતણી ઘણી;
વિદ્યા વધારી વિધ વિધે, બહુ બુદ્ધિવંત બનાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઇ નરવર, સરસ અવસર આવિયા. ૬.
જયમ ચંદ્ર દેખિ ચકોર હરખે, મોર હરખે મેહથી;
ત્યમ હર મનુષ મન હરખિયાં, સાહેબના શુભ સ્નેહથી;
દર્શનતણો દૈ લાભ લોક, હરેકને હરખાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૭.
દીપોત્છવીથી દશગણો, દસરા થકી દસ સોગણો;
ઉત્સાહ ઉપજ્યો સર્વને ઉર, ઘરમુહૂર્ત[2] થકી ઘણો;

---

[1] બે. [2] વાસ્તુ મુહૂર્ત કરતાં પણ.

સંચરી સોરઠ દેશમાં, નિજ ગુણ વિશેષ ગજાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૮.
લાયક લખાશે લેખથી, દિન આજનો ઇતિહાસમાં;
ઉગ્યો ભલે આદિત્ય આજ, અખંડ હર્ખ ઉજાસમાં;
ભગવાન તેનુ ભલું કરે, ભૂપાળ કુંવર ભણાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૯.
આવા દિવસ પ્રભુ નિત્ય આપે, એવિ ઇચ્છા આણિયે;
અંતરતણો ઉભરો બધો, વર્ણવિ ન શકિયે વાણિયે;
નિજ પ્રેમ રૂપી પૂષ્પથી, વિધવિધ પ્રકાર વધાવિયા;
ગુણિયલ ગવરનર ન્યાઈ નરવર, સરસ અવસર આવિયા. ૧૦.

દોહરો.

વળિ જ્યાં જ્યાં વિચરો તમે, સુખ પામો સૌ ઠામ;
ઉરથી આશિષ એટલી, દે છે દલપતરામ. ૧૧.

---

## પ્રીન્સ આફ વેલ્સ મુંબઈમાં આવ્યા તે વિશે.[1]

દોહરા.

મહારાણીના મુગટના, જવાહીરમાં જેમ;
કોહિનૂર ચળકે ઘણો, દિવસ આજનો એમ. ૧.
સન અઢાર પંચોતરે, વિમળ નવંબર માસ;
અષ્ટમદિન ઓપાવશે, અત્રેનો ઇતિહાસ. ૨.
પ્રિન્સ વેલ્સ પગલું ભર્યું, પુર મુંબઈ મોઝાર;
અતિ ઉત્સવ એથી થયો, હરખ્યાં સૌ નરનાર. ૩.

---

## કૈસરે હિંદવિશે.

"તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૭૭ ને રોજ અમદાવાદમાં બાહારલી વાડીએ દરબાર ભરાયો હતો; તે વખત કહેલી કવિતા."

કવિત.

જજ્ઞતણો અશ્વ જેમ આજ અંગરેજતણો,
વિજળીનો તાર આખા ખંડમાં ફરી વળ્યો;
વસ્તીમાં કે વનવિશે રાજા કે મેવાસી કોઈ,
અટકાવનાર નહિ ત્રાસ તે વિશે ટળ્યો:
એમ આખો ખંડ જીતી રાજસુય યજ્ઞ રચ્યો,
એથી ઘણા રાજનો સમાજ આજ છે મળ્યો;
કહે દલપતરામ અસલ કદી આ ઠામ,
આવો એક છત્રધારી સૃષ્ટિમાં ન સાંભળ્યો. ૧.

જંગલનાં જળાશય આદને જંગલી લોક,
કરતાં ખરાબ ભય ભૂપનો ન રાખતા;
તે માટે સિંદુરનાં ત્રિશુળ મૂળથી કરતા,
ભાળી ભય પામી આછે દેવ એમ ભાખતા;
આજુઓ અચંભ આજ તારતણા થંભને તો,
નથી જો ત્રિશૂળ તોય નથી તોડી નાંખતા;
એજ અંગરેજતણા તેજનો પ્રતાપ જાણો,
જેનું નામ સાંભળીને સાંમુ નથી ઝાંખતા. ૨.

દોહરા.

રાવણ સિતા લૈ ગયો, રામઆણ હતી તોય;
આ અવસર અંગ્રેજની, આણ ન લોપે કોય. ૩.
નભથી[1] કે પાતાળથી, નીકળશે નૃપ દૂત;
એવું જાણી અંતરે, ભડકી ભાગે ભૂત. ૪.
જેમ હાથિ લે સુંઢમાં, અનાયાસ અરવિંદ[2];
તેમ રાણી આ દેશ લઈ, બની "કૈસરે હીંદ". ૫.

ઝૂલણા છંદ.

રાજ અધિરાજ વિક્ટોરિયા રાણિયે,
કૈસરે હિંદ ઇલિકાબ લીધો;
પ્રીત પરિપૂર્ણથી આજથી પાળવા,
કથનથી[3] જાણિએ કોલ દીધો:
પરમ પ્રેમે હવે અધિક ગણિ પાળશે,
ટાળશે સર્વ સંતાપ પોતે;
એમ જાણી થઈ ભરત ભૂમી ભલી,
જેમ શોભે શશી પૂર્ણ જ્યોતે. ૬.
આજ આદિત્ય આભાસ ભાસે ભલો,
છે ભલી ભૂમિ સોનાથિ છાઈ;
જ્યાં જુઓ ત્યાં સુ આનંદ આનંદ છે,
વાયુની લહરિ એવીજ વાઈ;
શી કહું સરસ શોભા અતી આજની,
રાજસૂ યજ્ઞની રીત કીધી;
ઇંદ્રિ દરબાર અનુસાર અતિ ઓપતી,
દિલ્લિને આજ શોભાવિ દીધી. ૭.
લેખતાં દ્રવ્ય અધલાખનો ત્યાં વળી,
સરસ હુતદ્રવ્યનો[4] હોમ થાશે;
નાચશે અપસરા નારિ ગાંધર્વ જન,
પ્રીતથી ગીત ગુણ ગાન ગાશે;

---

[1] આ બાબદના ૧૫૦ છંદ રચીને અહિંની પ્રાક્ટિસિંગ સ્કૂલના માસ્તર મોહનલાલ કલ્યાણજીની મારફતે અંગ્રેજીમાં તરજુમો કરાવીને વિલાયતમાં મોકલ્યા હતા તેની નકલ પણ ગેર વલે ગઈ.

[1] આકાશ. [2] કમળ. [3] વચનથી. [4] દારૂની.

સિંહ ને વાઘ ને નાગ જાલમ[1] વળી,
શેરખાં પાડખાં સર્વ મળશે;
જે કદી સંપથી નહિજ જોડે વસે,
તેતણાં વૈર તતકાળ ટળશે. ૮.
સ્વર્ગ સમ ભરતની સર્વ ભૂમી બની,
ઠાઠ કીધો ભલો ઠામ ઠામે;
શેહેર પ્રત્યેકમાં સરસ શોભા બની,
દીપ માળા ધરી ધામ ધામે;
અહમદાવાદમાં આજ રચના બની,
જીવિત જોનારનું ધન્ય જાણું;
છાવણીમાં થઈ છોળ આનંદની,
વિવિધ રચના ઘણી શી વખાણું. ૯.
પાયદળ શસ્ત્રધરિ આવિ ઉભું રહ્યું,
જીત કરી જાણિયે સૈન્ય આવ્યું;
શોભિતે વેશ સરદાર સર્વે મળ્યા,
સર્વને સૈન્ય તે ભાળિ ભાવ્યું;
તોપ બંદૂકના ત્યાં ભડાકા થયા,
વિવિધ વાજીત્ર ત્યાં ખૂબ વાગ્યાં;
જાણીએ પૃથ્વિને પર્વતો વન તરૂ,
લાભ ગણિ ગર્જવા ખૂબ લાગ્યાં. ૧૦.
જે સમે સૂર્ય પશ્ચિમ ભણી સંચર્યો,
કૈસરે હિંદની ભેટ કરવા;
તે સમે શેઠ હઠીસંગની વાડિમાં,
માંડિ મિજલસ ભલી ભાત ભરવા;
સાહુકારો તથા સાહેબો સૌ મળ્યા,
લાયકી નિરખવા જોગ્ય લાગે;
રાજસુયજ્ઞના જેમ મંડપ વિશે,
પ્રિય જનો જોઇને પ્રેમ જાગે. ૧૧.
બંગલામાં તથા બંગલા બાહાર પણ,
દિપ્તિ દીવાની ઓપે અતીશે;
જેમ આકાશ પ્રતિબિંબ જળમાં દિસે,
તેમ તખતા વિશે સર્વ દિસે;
હોજ વિશાળ ત્યાં વર્તુળાકાર છે,
શોભિતા દીપ શુભ કીધશીશે;
ચંદ્ર ફરતું દિસે જેવું ચોમાસમાં,
વર્તુળાકાર આકાશ વીશે. ૧૨.
વાંચિયો[2] પત્ર પછિ શુભ સમાચારનો,
સાંભળી હર્ષ ઉભરાય હૈયે;
ચંદ્રના કિરણથી જેમ ઉભરાય નિધિ,
ઉપમા અન્ય શી એવિ દૈયે;
સરસ સરદારને માન પત્રો દઈ,
કવિતણાં યોગ્ય સન્માન[1] કીધાં;
સભ્ય લોકોતણાં તેમ સન્માન કરિ,
પુષ્પ ગૂલાબજળ પાન દીધાં. ૧૩.

દોહરો.

સભાસદોને માન દઈ, આપ્યાં બીડાં એમ;
માન પત્રના માન દઈ, આપે ખલિતા જેમ. ૧૪.

ઝૂલણા છંદ.

આજ આકાશ મંડળ દિસે ઓપતું,
ભૂમિ મંડળ વળી સરસ ભાળ્યું;
રાજ મંડળ વળી રાજ દરબારમાં,
ભભકતું આજ અતિશે નિહાળ્યું;
લહરિ આનંદની આજ ત્રણ લોકમાં,
જાણિયે રાજનું તેજ ખૂલ્યું;
સરસ શોભા ઘણી કેનિ હું વર્ણવું,
એકની નિરખતાં એક ભૂલું. ૧૫.
આજ આ શેહેરમાં સરસ રચના રચી,
અવનીમાં જેમ વૈકુંઠ આવ્યું;
ધન્ય સાભરમતી નીર નિરમળ વહે,
ધન્ય શ્રી નગર ભૂપે ભજાવ્યું;
દીપ માળા ભલી ઠામ ઠામે દિસે,
લક્ષમાં લાવતાં ચિત્ત લોભે;
વાવટાની છબી શી કહું વર્ણવી,
મેઘના ધનુપ સમ સરસ શોભે. ૧૬.
ઇહરિયે દ્વારને ઇહરિયે ચોક વળિ,
દીપ માળા બની લાલદ્વારે;
ભદ્રના દ્વારને ભદ્રના ચોકની,
દીઠિ શોભા સઉથી વધારે;
દીઠિ ત્રણ દ્વારની પંક્તિ સોહામણી,
એની કહું ઉપમા એક એવી;
શોભીતા જેમ સણગાર સજિને ઉભી,
લક્ષ્મિને સારદા શક્તિ[2] દેવી. ૧૭.

[1] જાલમ સિંહ નામ રજપુતોમાં પાડેછે, એટલે જુલમગાર સિંહ. [2] કલેક્ટર બારોડલ સાહેબે.

[1] નગર શેઠની તરફથી કવિને શાલનો સિરપાવ આપતાં કલેક્ટર સાહેબે કહ્યું કે કવિરાજ આજ સારા અવસર ઉપર હું તમને આ સિરપાવ આપુંછું.

[2] જોરની દેવી જેને સિંહવાહિની અથવા વાઘેશ્વરી કહેછે તે.

હાર હિરા મણી રચિત હઇયે ધરચા,
ઝુંપ હીરાતણા શીશ શોભે;
લટકતાં લુમખાં હોય હીરાતણાં,
નિરખવા સ્થિર થઈ લોક થોભે;
હાર કેરી કમાનો દિવાથી ભરી,
દેવિયે દામણી જેમ બાંધી;
દીપકો કમળ આકાર બે બાજુએ,
શ્રવણમાં[1] ઝાલ બે જેમ સાંધી. ૧૮.
કૈસરેહિંદ જીવો ઘણું એ રિતે,
અક્ષરો ઠામ ઠામે જણાતા;
જાણિયે અચળ એ છઠ્ઠીના,
અક્ષરો ધારિયા આવિ આપે વિધાતા;
ભદ્રનો ચોક છે જગ્ન મંડપ ભલો,
વેદિકા સમ નવો બાગ તેમાં;
સર્વ શોભા શિરે જાણિયે મુગટ છે,
જુક્તિ છે સર્વથી સરસ જેમાં. ૧૯.
ત્યાં પતાકા ધજા તોરણો બાંધિયાં,
બે દ્વારા દિસે કલશ થાપ્યા;
દીવડાં શીવડાં રત્ન દીપક રંગી,
દીપ દીકપાળને જેમ આપ્યા;
જાણિયે એજ જળ પ્રલયના સમયનું,
મનુતણું[2] નાવ ઘસડાઈ આવ્યું;
પક્ષિ પશુ ઝાડ વળિ સપ્ત[3] રૂષિ સહિતને,
પ્રલયથકિ હોય ઉગારિ લાવ્યું. ૨૦.
સ્થીર છે ઝાડ કે તે કુવાથંભછે,
વાવટા શઢ બન્યા સરસ તેમાં;
છે રૂડાં શિખરો સરસ સુકાન સમ,
દીપ મણિ માળ છે માલ જેમાં;
રક્તને પીત લીલા રૂડા રંગની,
ત્યાં પડેછે પ્રભા દીપકેરી;
જેમ ભાનુંતણા કિર્ણના ભાસથી,
ઈંદ્રિધનુ કાંતિ ઉપજે ઘણેરી. ૨૧.
નિર્મિયો પૂલ દીસે નદી ઉપરે,
એવિ પણ યુક્તિ દેખાય એમાં;
કાચણા આદિ જળ જંતુ કત્રિમ તથા,
નાવ તરતું મુક્યું સરસ તેમાં;

[1] કાન. [2] જાણે કે સાભ્રમતિની રેલરૂપી જળ પ્રલયમાં નોહાનું નાવ ઘસડાઈ આવ્યું હોય એવે આકારે છે.
[3] તેમાં દિવા સપ્તઋષિના તારા જેવા દેખાતા હતા.

ભદ્ર[1] અવસર ભલો આજ આ આવિયો,
સરસ ભભકો કર્યો ભદ્રકાળી;
જાણવી તે કૃપા જગત કર્તારની,
ભરતની ભૂમિ થઈ ભાગ્યશાળી. ૨૨.
ઝળકતી સરસ ચૌટા અને ચોકમાં,
દેખિયે દીપતી દીપ માળા;[2]
જાણિયે ધરણિયે અંગપર ધારિયા,
હાર હીરામણીના રૂપાળા;
રાશિ નક્ષત્રનાં ચિત્ર રળિયામણાં,
ઈશ્વરે આભમાં જેમ કીધાં;
તેમ દીપાવળી દીપ માળાતણાં,
ચિત્ર વિચિત્ર શોભાવિ દીધાં. ૨૩.
સૈકડો વર્ષમાં આજના દિવસ સમ,
દિવસ આનંદનો આજ આવ્યો;
હરખથી લૈ ઘણું હેમ હીરામણી,
વરિનયે જાણિયે છે વધાવ્યો;
આવિયા દેવ આકાશથી ઉતરી,
જાણિયે આજ ઉછરંગ જોવા;
પૂર્વજો આજ શું અવનિમાં આવિયા,
પૂર્વ દીઠેલ તે ખેદ ખોવા. ૨૪.
કે ભલિ ભૂમિયે નેત્ર લાખો કર્યાં,
નિરખવા આજ આનંદ આવો;
કે રૂડો રત્ન ભંડાર આ ઉઘડ્યો,
આપવા લોકને સરસ લાવો;
કે પશ પુન્યથી આજ પૃથ્વી વિશે,
મણિતણો અધિક વર્સાદ વર્શ્યો;
દીપ માળાતણો સરસ દેખાવ તે,
કવિતણે દીલ એવોજ દર્શ્યો. ૨૫.
ઉજળાં વદન છે આજ સૌ લોકનાં,
ઉજળાં વસ્ત્ર પણ આ પ્રસંગે;
ઉજળાં ચોક ચૌટાં વળી આજ છે,
રંગિયાં રાણિના સુજશ રંગે;

[1] કલ્યાણકારી.

[2] તે દિવસ નગર શેઠને બંગલે તથા શેઠ માણેકજી મનચેરજી, શેઠ નવરોજજી પેસ્તનજી, ખાનસાહેબ નવરોજજી કેકોબાદજી, શેઠ ખરશેદજી નગરવાનજી વાડીયા, શેઠ શાહાપુરજી સોરાબજી મગોલ, શેઠ ભગુભાઈ પ્રેમચંદ અને સ્વામિ નારાયણના આચારજ એઓએ પોતાનાં મકાન દિવાથી તથા વાવટાથી શણગાર્યાં હતાં. કારંજવાળા શેઠ કાવશજી મંચેરજીએ સરસ રોશની બે દીવસ સુધી કરી હતી.

કેદખાનાતણી[1] આજ કાળપ ગઈ,
વાત બીજાંનિ ત્યાં શી કહેવી;
અવનિ આકાશ આભાસ છે ઉજળો,
જુક્તિ બનિ સરસ જોવાનિ જેવી. ૨૬.
જીવજો અતિ ઘણાં વર્ષ વિક્ટોરિયા,
પાળજો દેશને પ્રેમ આણી;
જગત કર્તાનિ કરૂણા થકી તે થજો,
સર્વ સૃષ્ટી શિરે એક રાણી;
પૂત્ર પરિવાર સૌ પરમ સુખ પામજો,
જામજો જગતમાં સુજશ તેનો;
ઈશિ કરૂણાથકી અધિક સુખ પ્રદ થજો,
એ પ્રભુ વિશ્વમાં અમલ એનો. ૨૭.
જેહના અમલથી અધિક વિદ્યા વધી,
જેહને અમલ ભય સર્વ ભાગ્યો;
ભાગ્યશાળી પ્રજા આજ સુખ ભોગવે,
જાણિયે આજ સતજુગ જાગ્યો;
વસ્તીને ઓપતા વિવિધ વૈભવ મળ્યા,
વાહનો આજ વીમાન જેવાં;
જુલમ સરવે ગયો જેથિ જુલમીતણો,
કારમાં ઉપજ્યાં સૂખ કેવાં. ૨૮.
પુત્રનું પ્રેમથી માત પાળન કરે,
આપણું હિત સદા એમ કરશે;
વિવિધ વિદ્યાતણી ખૂબ વૃદ્ધિ કરી,
હેતથી હરકતો સર્વ હરશે;
દેશિને શ્રેષ્ઠ અધિકાર તે આપશે,
પૂરશે આશ સૌ રૂડી રાણી;
ખૂબ દિલ ખુશિ થઈ બહુ સ્વરે બોલજો,
સજ્જનો સર્વ જયકાર વાણી. ૨૯.

દોહરા.

ઈસ્વી વર્ષ અઢારસેં, ઉપર સત્યોતેર;
વર્શ બેશતે દિનબની, લાયક લીલા લેહેર. ૩૦.
ચળકે નભમાં ચંદ્રમા, અધિક તેજ આવાર;
નિજ દિનની[2] છબિ નિરખિને, પામ્યો હર્ષ અપાર. ૩૧.
અવર દિવસ કહિયે કિયો, ઉત્તમ આજ સમાન;
બંધિખાને બંધથી, છુટ્યા બંધિવાન.[1] ૩૨.
દેજો હક આ દેશિના, લેજો સુખે સલામ;
ઉરથી આશિષ એટલી, દેછે દલપતરામ. ૩૩.

મહારાણીની પ્રશંસા.

મનહર છંદ.

પ્રથમ રઘુની પછી કહીએ કુરૂની જુની,
રહી હતી સુની રૂડી ગાદી ધર્મ રાજની;
શુણી આજ વાણી વિક્ટોરિયા જે રાણી મહા,
રાણી કહેવાણી તેના તખત ને તાજની;
દેશમાં દોલત થાશે જનોનાં દરિદ્ર જાશે,
કથાઓ લખાશે તેના રૂડા રાજ કાજની;
જોઈ જેમ શશી નૂર સાગરમાં ચઢે પૂર,
ઉપજ્યો આનંદ ઉર ધન્ય ઘડી આજની. ૩૪.
વિશ્વમાં તો ક્યાંથી જોડ જડે વિક્ટોરિયાની,
દેવી જેવી હોય એવી સુંદર શોભીતી છે;
સતીપણું જેનું સર્વ કહેછે સીતા સમાન,
રૂપ જોઈ જાણીએ જે એજ દેવી રતીછે;
લાયક નશીબદાર જાણિયે લક્ષમી એજ,
વાણીવિષે શાણી તે સાક્ષાત સરસ્વતિ છે;
કહે દલપતરામ જે જે ઉપમા તમામ,
કવિયો કહેછે તેતો તેનેજ લાગતી છે. ૩૫.
મેઘના સમાન જેનું મનછે ઉદાર મોટું,
સાગર સમાન ગુણ ગંભીર ગણાઈ છે;
રાજનીતિ જાણવામાં જુઓ જે છે રામ જેવી,
પાંડવ સમાન શત્રુ જીતવા પંકાઈ છે;
ભૂગોળ ખગોળ વિદ્યા ભેદની ભણેલી ભલી,
સૃષ્ટિની રચના જેના મનમાં સમાઈ છે;
કહે દલપતરામ આ જગત કરનારે,
બસેં નર તત્વની બનાવી એક બાઈ છે. ૩૬.

દોહરો.

મહારાણીના મુગટનું, તપો જગત પર તેજ;
સ્વતંત્રતા ને ન્યાય શુભ, આપે અમને એજ. ૩૭.

[1] અમદાવાદના કેદખાનાને ઘણાં વરશથી કાળો રંગ લગાવતા હતા પણ આ વરશથી ધોળો રંગ લગાવ્યો.

[2] સોમવાર.

[1] આખા હિંદુસ્થાનમાંથી સઘળા મળીને ૧૫૯૮૮ કેદીઓ છોડવામાં આવ્યા હતા.

# प्रकरण ४ थुं.

## સ્વદેશ વાત્સલ્ય તથા કળા કૌશલ્ય.

દોહરો.

રાજ થયું શુભ આજ તો, સરવે સુજન સમાજ;
સ્વદેશ વત્સળ થઈ હવે, કરો સુધારા કાજ. ૧.

મનહર છંદ.

સુધારો કરો સ્વદેશી સ્વદેશાભિમાન ધરો,
ચીન ને વિલાયતી હુનર લાવો ચાહીને;
આગગાડી જેવા જંત્રો અનેક તૈયાર કરો,
ઉદ્યમ આદરો કર્મનો દિલાસો દાહિને;[1]
ધીમે કામ કરો દેખા દેખી દ્રવ્ય ન વાવરો,
વિદ્યાને વધારો અન્ય દેશ અવગાહીને;[2]
સંપ સજો કેફ તજો વર્તમાન પત્ર વાંચો,
સ્ત્રી કેળવણી કરો ભણાવો કરી ડાહીને. ૨.

દોહરા.

બાળલગ્ન બહુધા તજો, શુભ ચાલે ઘર સુત્ર;
ઉત્તમ લક્ષણથી ગણો, ઉત્તમ કુળના પુત્ર. ૩.
ઉગ્ર બુદ્ધિ વર્ધક બનો, ધરો દેશની દાઝ;
સ્વદેશ વત્સળ થૈ સહૂ, કરો એમ શુભ કાજ. ૪.

---

### સુધારો કરવા વિશે.

હળી મળી હળવે રહી, પુરો જણાવી પ્યાર;
સંભળાવજો સજજનો, વિરે સુધારો સાર. ૧.

ભુજંગી છંદ.

લખું વીનતી વાંચિને દેશિ લોકો,
જતી રિદ્ધિને દૂર રસ્તેથિ રોકો;
અરે બોલનો તોલ માની અમારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૨.
ચડી ચારપાસે બધી રિદ્ધિ ચાલી,
બજાના બુટીને થયા ખૂબ ખાલી;
વિમાસી હવે વાત વેગે વિચારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૩.
છુટા છેક થૈને તમે વ્હેમ છાંડો,
મહા હીમતી થૈ હવે પાવ માંડો;
અરે આપણી સંતતીને ઉગારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૪.
થશો કષ્ટ જો વ્હેમ મદ્ધે કુટાશો,
ભર્યા લોકના થોક મદ્ધે લુટાશો;
નહિ આવશે દુઃખનો એક આરો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૫.
પ્રજા જો તમારી સુધારો ન પામી,
ગરીબિથિ જીવે કરીને ગુલાંમી;
અમેરીકનોની દશા ઉર ધારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૬.
જવું ચીન વીલાયતે લાભ જાણી,
નહિ તો થશે ધારણા ધૂળ ધાણી;
✗ ન રાખો હવે હઠ જૂઠો નઠારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૭.
સજો મિત્રતા સજજનો સર્વ સાથે,
મટે આપદા આવની આપ માથે;
અરે અંતરે વાત આ તો ઉતારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૮.
ખશી જાય જો મચ્છ પાણી અખૂટે,
નહિ તર્ફડે ત્યાંતણી સેર[3] તૂટે;
નહિ તો પછી કષ્ટનો ક્યાં કિનારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯.
દશા દૂર દેશોતણી તો તપાસો,
તહાં વીચરીને વશી રાત વાસો;
સુરીતે શિખો જે રૂડા રોજગારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦.

---

[1] દાહિને—બાળીને. [2] અવગાહીને—જઈને.

[3] સેર—પ્રવાહ.

વશી સૂખમાં લોક લે ખૂબ લાવો,
તમે ચોંપથી ચાલ તેવા ચલાવો;
વડા દુઃખના ચાલ વેગે વિદારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૧.
છુટે દુઃખ છે જો ઉપાયો છતા તો,
સુખી સૌ વસો, શીદ દુઃખી થતા તો;
નચિંતે નડે તે પ્રબંધો[1] નિવારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૨.
અરે સાંભળો સજ્જનો શુદ્ધ આ મેં,
રચ્યાછે રૂડા છંદ દલપત્તરામે;
શુણી રાખજો ચિત્ત વીચાર સારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૩.

દોહરા.

લેશ ન આળસ રાખશો, જન વિદ્વાન વિશેષ;
મહેનત કરો હમેશતો, સુધરે સદ્ય સ્વદેશ. ૧૪.
ઘાસ માંહિથી ધઊં થયા, પશુથી મનુશ સમાજ;
એમ સુધરતું આવિયું, છે નમુના હજી આજ. ૧૫.
આગબોટ આતો જુઓ, જૂનાં જુઓ જહાજ;
ફેરફાર કરતાં થયો, એમ સુધારો આજ. ૧૬.
સુધરેલા સરખો ન થા, સુધરેલો થા વીર;
મીઠા[2] જેવું નહિ ભલું, સીઠું ભલુંજ નીર. ૧૭.
સઘળા જન આ જગતમાં, કદી ન સૂધરનાર;
ખાડા ટેંબા વગરની, પૃથિવ નથી થનાર. ૧૮.

કેતકી પ્રબંધ.

મનહર છંદ.

વેદના જપાવે મંત્ર વેદનાજ પામે રોગી,
વૈદ કને જોજો મટે વૈદકને જોરથી;
ભોજન ધરાવ્યા વિના ભોજ ન ધરાય રાય,
ગાયક દિશો દિશાથી ગાય કદી સોરથી;
વરસે ન વાદળી તે વરસેં નવા ઉચ્ચારે,
ન દીઠા સેં મોટા ધરા નદીઠામેં મોરથી;[3]
ધારો દલપક્ષાથી સુધારો દલપત કહે,
થાય દૂધ ઢોંગથી ન, થાય દૂધ ઢોરથી. ૧૯.

કેતકી.



[1] પ્રબંધ–બંધી. [2] મીઠા જેવું–લવણ જેવું.
[3] મોરના નવા ઉચ્ચારથી.

### સ્વદેશાભિમાન[1] વિષે.

ઉપેંદ્ર વજ્રાવૃત્ત.

મળી રહેછે ખગ એક માળે,
કરે સહુ સંપજ કષ્ટ કાળે;
તમે બધા તેમજ પક્ષ તાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧.
કહું કથા શી મધમાખિ કેરી,
ઘરો બનાવે મળિને ઘણેરી;
વિચારિને વાત તમે વખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૨.
વનેચરો જે વનમાં વસેછે,
હળી મળી શત્રુ સમા ધસેછે;
સ્વજાતિમાં સંપ રહે રચાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૩.
કુસંપથી કષ્ટ કરોડ માથે,
જુઓ દિસે જંપ સુસંપ સાથે;
ખરે ખરેછે ખપનો ઉખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૪.
કુસંપથી પાંડવ કૌરવોએ,
લડી પડી લાભ લિધો ન કોયે;
ઘણોજ તોટો ઘરમાં ઘલાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૫.
સુસંપથી સર્વ સમૃદ્ધિ પામે,
કુસંપથી વૈભવ વિત્ત વામે;
કરી પરીક્ષા પળમાં પિછાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૬.
સ્વદેશનું સર્વ પ્રકાર સારૂં,
તમે કરો તે ગણિને તમારૂં;
જરૂર એમાં જનધર્મ જાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૭.
મચે કદી સંકટ એક માથે,
સજો તમે હિંમત તેહ સાથે;
વટાઇ જાવું કદિ તે વટાણો[2],
અરે સ્વદેશી અભિમાન આણો. ૮.
મળી રહ્યા હોત સ્વદેશિ રાજા,
કહો કદી કેમ મુકાત માજા;
પછી કરે શું મુગલો પઠાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૯.
જુઓ લિધી દીલ્લિ ભલી સજોરી,
સુખે રહ્યો સાહેબદીન[3] ગોરી;
કુસંપથી શત્રુ નહીં કઢાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૦.
પિપીલિકા[4] સંપ કદી કરેછે,
મહા અહીનો પણ પ્રાણ લેછે;
ભલે અહી હોય બળે ભરાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૧.
કરો બને તેમ ઉપાય કોટી,
તજો અરિશ્યા ઉરમાંથિ ખોટી;
કુસંપથી અર્થ નથી સધાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૨.
કહી કથા આ નિજદેશ કામે,
દિલે વિચારી દલપતરામે;
પ્રિયેચ્છુ પૂરાં વચનો પ્રમાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૩.

દોહરો.

સ્વદેહ તેમ સ્વદેશની, લે નહિ જે સંભાળ;
ચોટે તેને ચાંદલે, ગાંડા કેરી ગાળ. ૧૪.

[1] આ ઠેકાણે અભિમાનનો અર્થ મગરૂરી કરવો નહિ પણ ટેક જાણવો.

[2] જો કોઈ સ્વદેશી દુઃખથી પીલાયો હોય તો તેની મદદે આપણે પીલાઈ જવું તેની ફિકર નહિ.

[3] શાહાબુદીન.

[4] પિપીલીકા—કીડી.

---

આ નીચે લખેલી કવિતા સુરતની એંડ્રુસ લાઈબ્રેરીમાં પ્રથમ સંભળાવી હતી. શ્રોતા ૧૫૦ હતા. સભાપતિની ખુરશીએ સ્કુલના આસીસ્ટંટ માસ્તર મેહેરબાન ટી. બી. કરટીસ સાહેબ બિરાજ્યા હતા. સન ૧૮૫૧.

## હુનરખાનની ચઢાઈ.

### હિંદુસ્તાન ઉપર.

સોરઠો.

વંદન કરિ બહુ વાર, ગણિ વળિ પ્રભુ અગણિત ગુણો;
સઉ સજ્જન આ ઠાર, મળિ સુંદર ભાષણ સુણો. ૧.

દોહરો.

સુણજો સજ્જન સૌ તમે, એક વિવેકની વાત;
અંતર આંખો ઉઘડે, જે સુણતાં સાક્ષાત. ૨.

આજ આપણા દેશમાં, અફિણ મજીઠ કપાસ;
એ ત્રણ અતિશય ઉપજે, એમાં ઉદ્યમ વાસ. ૩.
એથકિ દ્રવ્ય વિદેશનું, આવેછે આ દેશ;
એજથકી આ દેશની, વધિ વિખ્યાતિ વિશેષ. ૪.
પણ હુંનર નરમાં નથી, નથિ વળિ સઘળો શોધ;
કુળ ઉદ્યમ સઉકો કરે, બીજો ન ધરે બોધ. ૫.
કુળ ઉદ્યમ તૂટે કદી, તો તૂટે નર તેહ;
અવર ન બુદ્ધિ ઉપજે, અચરજ જેવું એહ. ૬.
ચીન વિલાયતમાં વધ્યા, હુંનર પ્રગટ હજાર;
એઓએ આ દેશની, નિર્ધન કરી બજાર. ૭.
ગિજનીવાળો લઈ ગયો, સોમેશ્વર શોભાય;
એમ હુંનરખાં હરિ ગયો, મોટી લક્ષ્મી-માય. ૮.
હુંનરખાં વણરાજનો, ઉચરૂં ઝગડો આજ;
કાન ધરી પ્રીતે કરી, સુણજો સકળ સમાજ. ૯.
સુંદર દેશ સુહામણો, તાજો હિંદુસ્તાન;
ઉદ્યમપુર એમાં વસે, સુખ સંપત્તિ નિધાન. ૧૦.
સઉ રાજાનો રાજિયો, રાજ કરે વણરાજ;
અફિણ અજિઠ બે[1] અનુજછે, જેની જગમાં લાજ. ૧૧.
જમે ભરે પરદેશના, ભૂપતિ જેને ઘેર;
દશે દિશાઓ વશ કરી, ગઢપતિ કીધા જેર. ૧૨.
સેવે ચાર વરણ સદા, કસુર કરે નહિ કોય;
અગણિત જેને આંગણે, હય હાથી રથ હોય. ૧૩.
કહું તેની કુળ દેવિકા, લક્ષ્મી નામ લખાય;
જે આસો વદિ તેરશે, પ્રેમ સહિત પૂજાય. ૧૪.
જેને નિજપગ પર્સતાં, હિંદૂ દિલ દૂભાય;
સભા વિષે સાચો થવા, લક્ષ્મીના સમ ખાય. ૧૫.
કઈ દિન પ્રતિ દર્શન કરે, પોઢી ઉઠી પ્રભાત;
નિરખી બિજના ચંદ્રને, નિરખે લક્ષ્મી માત. ૧૬.
પ્રભુની પટરાણી ગણે, જેથી જગત અશોક;
પ્રતિ દિન કઈ પૂજા કરે, હેતે હિંદૂ લોક. ૧૭.
દરિયાની તે દીકરી, મોટી જગની માત;
દમડી પૈસા રૂપિયા, પ્રગટ રૂપ પ્રખ્યાત. ૧૮.
અધિકો એથી સ્વર્ગમાં, દેવ ન દીસે કોય;
ઇંદ્ર સદા સેવક થઈ, લક્ષ્મીને વશ હોય. ૧૯.

ચોપાઈ.

એ કુળ દેવિ પ્રતાપે આજ, રાજ્ય ચલાવે શ્રીવણરાજ[2];
કીર્તી તેની શુણિને કાન, ખટ્ટ[3] પડ્યો નૃપ હુંનરખાન. ૨૦.
જેનું ચીન વિલાયત રાજ, ધણી ધણી ફ્રોજોનો આજ;
જંત્રખાન જેનો પરધાન, ભારે બળિયો ભૂત સમાન. ૨૧.
તે પ્રતિ બોલ્યો હુંનરખાન, અંતરમાં આણી અભિમાન;
રોકડ આપણી લે વણરાજ, તો શા લેખે આપણિ લાજ. ૨૨.
સાચું બોલ તજીને સોર, શાથિ કરે વણરાજા જોર;
વદે પ્રધાન સુણો નૃપ વાત, મહાલક્ષ્મી એની કુળમાત. ૨૩.
સદા પ્રસન્ન છે તેને શીશ, તેથી વશ કીધી દશ દીશ;
ખુંખારી કહે હુંનરખાન, હાથ કરૂં હું હિંદુસ્તાન. ૨૪.
તોડું દેવળલક્ષ્મીતણું, પરમ પરાક્રમ છે આપણું;
લક્ષ્મી લાવું પકડી કેશ, નહિતો દેહ તજું પરદેશ. ૨૫.
સ્વારિ જેમ સુલતાને કરી, સોમેશ્વરની શોભા હરી;
એજ રિતે વરતાવું આણ, તો બીબીજાયો મુજ જાણ. ૨૬.
પછિ કર જોડી કહે પ્રધાન, સમર્થ નહિ વણરાજ સમાન;
અખિલ જગત જેને વશ આજ, મોટો તે મહિપતિ મહારાજ. ૨૭.
લક્ષ્મી શી રીતે લાવિયે, કેમ કુશળ પાછા આવિયે;
અફિણ સિંહછે એનો ભ્રાત, વિશ્વ વિષે તે પણ વિખ્યાત. ૨૮.
બળિયો એ બંનેથી કોય, હું જાણું જગમાં નહિ હોય;
મોટો જુદ્ધો ચોળ[1] મજીઠ, પાછો હઠી ન આપે પીઠ. ૨૯.
સઉના શિરપર ધારે પાય, જુદ્ધો તે કયમ જીત્યો જાય;
એ છે ખરાખરીનો ખેલ, તે તલમાં નહિ પામો તેલ. ૩૦.

પધરી છંદ.

અતિ અગમ દેશ હિંદૂસતાન, વળિ વિકટ પંથ ભૂમી ભયાન;
સજિ સૈન્ય સંગ જવું દેશ દૂર, અનહદ્દ શોહેર ઉદ્યમીપૂર. ૩૧.
તે મધ્ય ધિંગુછે લક્ષ્મિધામ, હરિશકે કોણ જન રાખિ હામ;
વિદ્યા વિચિત્રનો કઠણ કોટ, રખવાળ કારિગર એનિ ઓટ. ૩૨.
ગજદંત દેવિ દ્વારે કમાડ, વેપાર થંભ પોઢા પહાડ;
સોનાનિ ખાણ શીખર સુરંગ, નિર્મળ હિરા મણિ મોતિ નંગ. ૩૩.
ઉચરાય રાગ રૂડા રસાળ, વાજિંત્ર નિત્ય વાજે વિશાળ;
ઝણણાટ શબ્દ ઝાલર કરંત, ઘણણાટ ઘંટ કેરા અનંત. ૩૪.
મહાલક્ષ્મિ મધ્ય વીરાજમાન, કહું રૂપ તેતાણું શુણો કાન;
સઉ વસ્તુ મેળવી શકે સાથ, હું જાણું જે હશે ચાર હાથ. ૩૫.
દરશી અદર્શ બહુ ઠામ થાય, તે માટ લક્ષ્મિ ચપળા લખાય;
જેને પ્રસન્ન જગદંબ આપ, પરિપૂર્ણ તેજ પામે પ્રતાપ. ૩૬.
જગદીશ કેરિ પટરાણિ જાણિ, વડિ રૂપવાળિ કવિયે વખાણિ;
સેના અસંખ્ય રાખે સદાય, જન કોઈ તેથિ જીતી ન જાય. ૩૭.
હથિયાર જાત હાથે હજાર, તરવાર ઢાલ બરછી કટાર;
ત્રીશૂળ ને છરા ધનુષ તીર, ધારી શકે ન અરિ ઉર ધીર. ૩૮.
દીઠા અનેક તે પાસ દાસ, એથી ન જીતવા થાય આશ;
મહારાજ આજ રાખિયે ઉર, કો સમે કાજ કરશું જરૂર. ૩૯.

[1] નાના ભાઈઓ. [2] કપાસ. [3] ખટ્ટ—ઝાંખો.

[1] સતો.

સહસા ન સૂઝરે કોઈ કામ, ધીરજે સાધિયે શત્રુ ધામ;
ધીરજે સાધિયે શ્રેષ્ઠ ગ્રંથ, ધીરજે કાપિયે પ્રૌઢ પંથ. ૪૦.

પ્લવંગમછંદ.

ક્રોધ પામિને પુનર, હુનર નર ઉચર્યો;
રે ગુણવાન દિવાન, દિલે ક્યમ તું ડર્યો;
શુણ મારૂં સામર્થ, વ્યર્થ તજ શોક તું;
જુઠી જવાદે જિકર, ફિકર કર ફોકતું. ૪૧.
હુનરતણો નર હોય, ફિટાડે ફોજને;
આપે ઉચકે એક, બહૂમણ બોજને;
વાહન હય રથ હાથિ, લક્ષ્મિ ના લેખ તું;
બહુ અગ્નીરથ બોટ, અમારાં દેખ તું. ૪૨.
પવન પ્રમાણે ગમન, જગતમાં જેહતું;
વળતી હવે વિચાર, બહૂ બળ કેહતું;
લક્ષ્મીના લખનાર, હુન્નર લખે મળી;
એક અમારે છાપખાન, લખિદે વળી. ૪૩.
લક્ષ્મિના જન લાખ, નજર ઊંચી કરે;
પર્વત શિરપર્યંત, વળી કદિ વીચરે;
ગ્રહ ઉપગ્રહનાં ભુવન, નહીં દેખે નકી;
તે સઉ દેખે તુરત, હુકમ મારાથકી. ૪૪.
મારા જનની ગાડિ, જાય જળ અંતરે[1],
વસ્ત્રતણે વીમાન, ચડી નભ સંચરે;
કાષ્ટ પૂતળી પાસ, સુકામ કરાવિયે,
કાંઈ પડે નહિ કષ્ટ, વસ્તુ ઉપજાવિયે. ૪૫.
લક્ષ્મીને ભુજ ચાર, અમારે વીશછે;
ઉત્તમ કુળ અવતાર, ગતી દશ દીશછે;
બુદ્ધી મારી માત, [2]ગણાધિપ તાતછે;
લાભ લક્ષ બે ભ્રાત, વિશ્વ વિખ્યાતછે. ૪૬.
વય છોટીમાં વસ્યો છું, હિંદુસ્તાનમાં;
કીધી કાંઈ સહાય, મનુષ્યના જ્ઞાનમાં;
શિખવ્યાં પટ હથિયાર, સુરીત સુધારવા;
ખેતી કરિ ખોરાક, અધિક ઉદ્ધારવા. ૪૭.
ધાતુ ઔષધી શોધ, રાજની નીતિયો;
ગ્રહમંડળ અનુમાન, ખગોળની રીતિયો;
એ આદિક અતિ, જુક્તિ વધારી વેગથી;
સર્વે શિખવ્યો શોધ, ભલા રસ ભોગથી. ૪૮.
જ્યાં મહમદિયન જોર, જણાયું આકરૂં;
ઘણો ઉઠયો ગભરાટ, સુજ્ઞાન ઘટયું ખરૂં;

[1] ટેમ્સ નદીનો પૂલ પાણીની નીચે બાંધેલો છે.
[2] ગણેશ ઉપરથી.

હું મારૂં લેઈ કુટંબ, વસ્યો આ દેશમાં;
વધતે વર્ષે થયોછું, જોબન વેષમાં. ૪૯.
હિંદુ મટી હું હાલ, થયોછુ યુરોપિયન;
કોઈ ન જાણે મને, હતો આ હિંદુજન;
ચીન વિલાયત આજ, રાજ મારૂં હયું;
હિંદૂની હરૂં દેવિ, અધિક તો આબરૂ. ૫૦.

દોહરા.

મંત્રિ કહે મહિપતિ શુણો, તે ન તુરતનું કામ;
એતો પુર નથિ આપનું, નથી બાપનું ધામ. ૫૧.
હુન્નરખાં બોલ્યો હવે, કરો કહું તે પેર;
જેને આશા જીવતી, બસ જઈ બેસો ઘેર. ૫૨.
અફિણસિંહ જે આપણું, જર જોરે લઈ જાય;
જેની બુદ્ધી જાગતી, ખુશિથી કેમ ખમાય. ૫૩.
[1]ગભરૂને કર ગોળ દઈ, ઠગજન ઠગે રતંન;
તેમજ જ્યાં જન તુચ્છમતિ, ધરણિ રહે નિર્ધન. ૫૪.
જાય હરી જર આપણું, અફિણ મજીઠ કપાસ;
મન જાણો જીવતા મુઆ, અન્ન ન ખાધું ઘાસ. ૫૫.
માનવિ મારા મુલકનાં, અક્કલમંદ અતુલ્ય;
પકડી અફિણ કપાસને, દામ ન દેવે મુલ્ય. ૫૬.
વણ રાજાની વસ્તિના, સૂતા પુરૂષ સદાય;
જડે નહીં નર જાગતો. જે મુજને લઈ જાય. ૫૭.
કોઈ પ્રબંધ ન બાંધશે, જ્યાં લગિ પીતળ પાત્ર;
આંખો મીચી ઊંઘશે, માણસ તે શા માત્ર. ૫૮.
તે માટે ત્યાં મોકલો, વડો પ્રરાક્રમિ વીર;
તોડે હિંદુસ્તાનને, એવો કોઈ અમીર. ૫૯.
શુણિ બોલ્યો સરદાર નર, પંડે માદરપાટ;
લાવું લક્ષ્મી લૂટિને, એતો તજો ઉચાટ. ૬૦.
શૂર તને સાબાશછે, બોલ્યો હુનરખાન;
ચોંપ કરીને ચાલજો, છો છળ ભેદ નિધાન. ૬૧.

ભુજંગી છંદ.

રૂડી ફોજ ત્યાંથી ચડી શ્વેત રંગે,
ભરાયાં ઘણાં નાવ ભારે ઉમંગે;
સજયાં બાણ ચાંને ફૂટાકા સહાઈ,
લઈ ફોજ ચાલ્યો મચાવા લડાઈ. ૬૨.
તુટે જેથિ લક્ષ્મીતણો તુર્ત કિલ્લો,
હઠે શસ્ત્ર લે વીર ચાલ્યો હઠિલ્લો;

[1] છોકરૂં.

આજ આપણા દેશમાં, અફિણ મજીઠ કપાસ;
એ ત્રણ અતિશય ઉપજે, એમાં ઉદ્યમ વાસ. ૩.
એથકિ દ્રવ્ય વિદેશનું, આવેછે આ દેશ;
એજથકી આ દેશનો, વધિ વિખ્યાતિ વિશેષ. ૪.
પણ હુંનર નરમાં નથી, નથિ વળિ સઘળો શોધ;
કુળ ઉદ્યમ સઉકો કરે, બીજો ન ધરે બોધ. ૫.
કુળ ઉદ્યમ તૂટે કદી, તો તૂટે નર તેહ;
અવર ન બુદ્ધિ ઉપજે, અચરજ જેવું એહ. ૬.
ચીન વિલાયતમાં વધ્યા, હુંનર પ્રગટ હજાર;
એઓએ આ દેશની, નિર્ધન કરી બજાર. ૭.
ગિજનીવાળો લઈ ગયો, સોમેશ્વર શોભાય;
એમ હુંનરખાં હરિ ગયો, મોટી લક્ષ્મી-માય. ૮.
હુંનરખાં વણરાજનો, ઉચરૂં ઝગડો આજ;
કાન ધરી પ્રીતે કરી, સુણજો સકળ સમાજ. ૯.
સુંદર દેશ સુહામણો, તાજો હિંદુસ્તાન;
ઉદ્યમપુર એમાં વસે, સુખ સંપત્તિ નિધાન. ૧૦.
સઉ રાજાનો રાજિયો, રાજ કરે વણરાજ;
અફિણ મજિઠ બે[1] અનુજછે, જેની જગમાં લાજ. ૧૧.
જમે ભરે પરદેશના, ભૂપતિ જેને ઘેર;
દશે દિશાઓ વશ કરી, ગઢપતિ કીધા જેર. ૧૨.
સેવે ચાર વરણ સદા, કસુર કરે નહિ કોય;
અગણિત જેને આંગણે, હય હાથી રથ હોય. ૧૩.
કહું તેની કુળ દેવિકા, લક્ષ્મી નામ લખાય;
જે આસો વદિ તેરશે, પ્રેમ સહિત પૂજાય. ૧૪.
જેને નિજપગ પર્સતાં, હિંદૂ દિલ દૂભાય;
સભા વિષે સાચો થવા, લક્ષ્મીના સમ ખાય. ૧૫.
કંઈ દિન પ્રતિ દર્શન કરે, પોઢી ઉઠી પ્રભાત;
નિરખી બિજના ચંદ્રને, નિરખે લક્ષ્મી માત. ૧૬.
પ્રભુની પટરાણી ગણે, જેથી જગત અશોક;
પ્રતિ દિન કંઈ પૂજા કરે, હેતે હિંદૂ લોક. ૧૭.
દરિયાની તે દીકરી, મોટી જગની માત;
દમડી પૈસા રૂપિયા, પ્રગટ રૂપ પ્રખ્યાત. ૧૮.
અધિકો એથી સ્વર્ગમાં, દેવ ન દીસે કોય;
ઈંદ્રિ સદા સેવક થઈ, લક્ષ્મીને વશ હોય. ૧૯.

ચોપાઈ.

એ કુળ દેવિ પ્રતાપે આજ, રાજ્ય ચલાવે શ્રીવણરાજ[2];
કીર્તી તેની શુણિને કાન, ખટ્ટ[3] પડ્યો નૃપ હુંનરખાન. ૨૦.

[1] નાના ભાઈઓ. [2] કપાસ. [3] ખટ્ટ–ઝાંખો.

જેનું ચીન વિલાયત રાજ, ધણી ધણી ફ્રાન્જેનો આજ;
જંત્રખાન જેનો પરધાન, ભારે બળિયો ભૂત સમાન. ૨૧.
તે પ્રતિ બોલ્યો હુંનરખાન, અંતરમાં આણી અભિમાન:
શેકડ આપણી લે વણરાજ, તો શા લેખે આપણિ લાજ. ૨૨.
સાચું બોલ તજીને સોર, શાથિ કરે વણરાજ જોર;
વદે પ્રધાન સુણો નૃપ વાત, મહાલક્ષ્મી એની કુળમાત. ૨૩.
સદા પ્રસન્ન છે તેને શીશ, તેથી વશ કીધી દશ દીશ;
ખુંખારી કહે હુંનરખાન, હાથ કરૂં હું હિંદુસ્તાન. ૨૪.
તોડું દેવળલક્ષ્મીતણું, પરમ પરાક્રમ છે આપણું;
લક્ષ્મી લાવું પકડી કેશ, નહિતો દેહ તજું પરદેશ. ૨૫.
સ્વારિ જેમ સુલતાને કરી, સોમેશ્વરની શોભા હરી;
એજ રિતે વરતાવું આણ, તો બીબોજાયો મુજ જાણ. ૨૬.
પછિ કર જોડી કહે પ્રધાન, સમર્થ નહિ વણરાજ સમાન;
અખિલ જગત જેને વશ આજ, મોટો તે મહિપતિ મહારાજ. ૨૭.
લક્ષ્મી શી રીતે લાવિયે, કેમ કુશળ પાછા આવિયે;
અફિણ સિંહછે એનો ભ્રાત, વિશ્વ વિષે તે પણ વિખ્યાત. ૨૮.
બળિયો એ બંનેથી કોય, હું જાણું જગમાં નહિ હોય;
મોટો જુદ્ધો ચોળ[1] મજીઠ, પાછો હઠી ન આપે પીઠ. ૨૯.
સઉના શિરપર ધારે પાય, જુદ્ધો તે કયમ જીત્યો જાય;
એ છે ખરાખરીનો ખેલ, તે તલમાં નહિ પામો તેલ. ૩૦.

પધ્ધરી છંદ.

અતિ અગમ દેશ હિંદૂસતાન, વળિ વિકટ પંથ ભૂમી ભયાન;
સજિ સૈન્ય સંગ જવું દેશ દૂર, અનહદ્દ શેહેર ઉદ્યમીપૂર. ૩૧.
તે મધ્ય ધિંગુછે લક્ષ્મિધામ, હરિશકે કોણ જન રાખિ હામ;
વિદ્યા વિચિત્રનો કઠણ કોટ, રખવાળ કારિગર એનિ ઓટ. ૩૨.
ગજદંત દેવિ દ્વારે કમાડ, વેપાર થંભ પોઢા પહાડ;
સોનાનિ ખાણ શીખર સુરંગ, નિર્મળ હિરા મણિ મોતિ નંગ. ૩૩.
ઉચરાય રાગ રૂડા રસાળ, વાજિત્ર નિત્ય વાજે વિશાળ;
ઝણણાટ શબ્દ ઝાલર કરંત, ઘણણાટ ઘંટ કેરા અનંત. ૩૪.
મહાલક્ષ્મિ મધ્ય વીરાજમાન, કહું રૂપ તેતણું સુણો કાન;
સઉ વસ્તુ મેળવી શકે સાથ, હું જાણું જે હશે ચાર હાથ. ૩૫.
દરશી અદર્શ બહુ હામ થાય, તે માટ લક્ષ્મિ ચપળા લખાય;
જેને પ્રસન્ન જગદંબ આપ, પરિપૂર્ણ તેજ પામે પ્રતાપ. ૩૬.
જગદીશ કેરિ પટરાણિ જાણિ, વડિ રૂપવાળિ કવિયે વખાણિ;
સેના અસંખ્ય રાખે સદાય, જન કોઈ તેથિ જીતી ન જાય. ૩૭.
હથિયાર જાત હાથે હજાર, તરવાર ઢાલ બરછી કટાર;
ત્રીશૂળ ને છરા ધનુષ તીર, ધારી શકે ન અરિ ઉર ધીર. ૩૮.
દીઠ અનેક તે પાસ દાસ, એથી ન જીતવા થાય આશ;
મહારાજ આજ રાખિયે ઉર, કો સમે કાજ કરશું જરૂર. ૩૯.

[1] સતો.

સહસા ન સુધરે કોઈ કામ, ધીરજે સાધિયે શત્રુ ધામ;
ધીરજે સાધિયે શ્રેષ્ઠ ગ્રંથ, ધીરજે કાપિયે પ્રૌઢ પંથ. ૪૦.

પ્લવંગમછંદ.

ક્રોધ પામિને પુનર. હુનર નર ઉચર્યો;
રે ગુણવાન દિવાન, દિલે ક્યમ તું ડર્યો;
શુણ મારૂં સામર્થ, વ્યર્થ તજ શોક તું;
જુઠી જવાદે જિકર, ફિકર કર ફોકતું. ૪૧.
હુનરતણો નર હોય, ફિટાડે ફોજને;
આપે ઉચકે એક, બહુમણ બોજને;
વાહન હય રથ હાથિ, લક્ષ્મિ ના લેખ તું;
બહુ અગ્નીરથ બોટ, અમારાં દેખ તું. ૪૨.
પવન પ્રમાણે ગમન, જગતમાં જેહનું;
વળતી હવે વિચાર, બાહુ બળ કેહનું;
લક્ષ્મીના લખનાર, હુજાર લખે મળી;
એક અમારો છાપખાન, લખિદે વળી. ૪૩.
લક્ષ્મિના જન લાખ. નજર ઊંચી કરે;
પર્વત શિરપર્યંત, વળી કદિ વીચરે;
ગ્રહ ઉપગ્રહનાં ભુવન, નહીં દેખે નકી;
તે સઉ દેખે તુરત, હુકમ મારાથકી. ૪૪.
મારા જનની ગાડિ, જાય જળ અંતરે[1],
વસ્ત્રતણે વીમાન, ચરી નભ સંચરે;
કાષ્ટ પૂતળી પાસ, મુકામ કરાવિયે,
કાંઈ પડે નહિ કષ્ટ, વસ્તુ ઉપજાવિયે. ૪૫.
લક્ષ્મીને ભુજ ચાર, અમારે વીશછે;
ઉત્તમ કુળ અવતાર, ગતી દશ દીશછે;
બુદ્ધી મારી માત, [2]ગણાધિપ તાતછે;
લાભ લક્ષ બે ભ્રાત, વિશ્વ વિખ્યાતછે. ૪૬.
વય છોટીમાં વસ્યો છું, હિંદુસ્તાનમાં;
કીધી કાંઈ સહાય, મનુષ્યના જ્ઞાનમાં;
શિખવ્યાં પટ હથિયાર, સુરીન સુધારવા;
ખેતી કરિ ખોરાક, અધિક ઉદ્ધારવા. ૪૭.
ધાતુ ઔષધી શોધ, રાજની નીતિયો;
ગ્રહમંડળ અનુમાન, ખગોળની રીતિયો;
એ આદિક અતિ, જુક્તિ વધારી વેગથી;
સર્વે શિખવ્યો શોધ, ભલા રસ ભોગથી. ૪૮.
જ્યાં મહમદિયન જોર, જણાયું આકરૂં;
ઘણો ઉઠ્યો ગભરાટ, સુજ્ઞાન ઘટ્યું ખરૂં;
હું મારૂં લેઈ કુટુંબ, વસ્યો આ દેશમાં;
વધતે વર્ષે થયોછું, જોબન વેષમાં. ૪૯.
હિંદુ મટી હું હાલ, થયોછુ યુરોપિયન;
કોઈ ન જાણે મને, હતો આ હિંદુજન;
ચીન વિલાયત આજ, રાજ મારૂં હયું;
હિંદૂની હરૂં દેવિ, અધિક તો આબરૂ. ૫૦.

દોહરા.

મંત્રિ કહે મહિપતિ શુણો, તે ન તુરતનું કામ;
એતો પુર નથિ આપનું, નથી બાપનું ધામ. ૫૧.
હુનરખાં બોલ્યો હવે, કરો કહું તે પેર;
જેને આશા જીવતી, બસ જઈ બેસો ઘેર. ૫૨.
અફિણસિંહ જે આપણું, જર જોરે લઈ જાય;
જેની બુદ્ધી જાગતી, ખુશિથી કેમ ખમાય. ૫૩.
[1]ગભરૂને કર ગોળ દઈ, ઠગજન ઠગે રતંન;
તેમજ જ્યાં જન તુચ્છમનિ, ધરણિ રહે નિર્ધન. ૫૪.
જાય હરી જર આપણું, અફિણ મજીઠ કપાસ;
મન જાણે જીવતા મુઆ, અન્ન ન ખાધું ઘાસ. ૫૫.
માનવિ મારા મુલકનાં, અક્કલમંદ અતુલ્ય;
પકડી અફિણ કપાસને, દામ ન દેવે મુલ્ય. ૫૬.
વણ રાજાની વસ્તિના, સૂતા પુરૂષ સદાય;
જડે નહીં નર જાગતો, જે સુજનને લઈ જાય. ૫૭.
કોઈ પ્રબંધ ન બાંધશો, જ્યાં લગિ પીતળ પાત્ર;
આંખો મીચી ઊંઘશો, માણસ તે શા માત્ર. ૫૮.
તે માટે ત્યાં મોકલો, વડો પ્રરાક્રમિ વીર;
તોડે હિંદુસ્તાનને, એવો કોઈ અમીર. ૫૯.
શુણિ બોલ્યો સરદાર નર, પંડે માદરપાટ;
લાવું લક્ષ્મી લૂટિને, એતો તજો ઉચાટ. ૬૦.
શૂર તને સાબાશછે, બોલ્યો હુનરખાન;
ચોંપ કરીને ચાલજો, છો છળ ભેદ નિધાન. ૬૧.

ભુજંગી છંદ.

રૂડી ફોજ ત્યાંથી ચડી શ્વેત રંગે,
ભરાયાં ઘણાં નાવ ભારે ઉમંગે;
સજ્યાં બાણ ચીની ફટાકા સહાઈ,
લઈ ફોજ ચાલ્યો મચાવા લડાઈ. ૬૨.
તુટે જેથિ લક્ષ્મીતણો તુર્ત કિલ્લો,
હઠે શસ્ત્ર લૈ વીર ચાલ્યો હઠિલ્લો;

[1] ટેમ્સ નદીનો પૂલ પાણીની નીચે બાંધેલો છે.
[2] ટોળાનો ઉપરી.

[1] છોકરૂં.

ઘણે જોર હિંદતણે દેશ આવ્યા,
હણી હદથી હિંદુઓને હઠાવ્યા. ૬૩.
કહે ત્રાહિ ત્રાહી મુખે હિંદુ ત્રાઠા,
ન ઉભા રહે હામ મેલીજ નાઠા;
દિશે દીશમાં બાણ ફૂંકે ફડાકા,
જનો જાગતા શીર લાગે સડાકા. ૬૪.
ઘણો દેશ હિંદુતણો ઘેરી લીધો,
ખરો કોટ લક્ષ્મીતણો ખંડ કીધો;
દિઠાં દેવળે શીખરો તોડિ દીધાં,
કમાડો વળી દ્વારનાં ખંડ કીધાં. ૬૫.
રૂઠયો ફોજ લેને ઉઠ્યો હિંદુ રાજા,
રચ્યો જુદ્ધ રાખી મહાદેવી માજા;
લડે લક્ષ રાખી હઠે કોણ હારી,
કરી ચોંપ ચાલે ભરી નાવ ભારી. ૬૬.
મચી એક બીજાતણા દેશ માંહી,
કરે કીર્તિ વિસ્તાર પોતાનિ ત્યાંહી;
ન હારે ડરે કે ધરે પાવ પાછા,
કરે જુદ્ધ મારે મરે શૂર સાચા. ૬૭.
લહે એક બીજાતણું દ્રવ્ય લૂટી,
ખજાનો ન એકેતણો જાય ખૂટી;
નકો કોયને જુદ્ધમાં જાય જીતી,
નકો કોયથી તે ફરે ફોજ બીતી. ૬૮.
ગડૂડે વડી તોપ જંજાળ ગોળા,
હડૂડે મહા મેઘના જેમ ટોળા;
ધણેણે ધ્રુજે ધમ્મકારાથિ ધર્તી,
ભણેણે ભલી જેમ સિંધૂનિ ભર્તી. ૬૯.
ઘણાં ધુધવે આગનાં કોકબાણાં,
ખપ્યા કૈક તેનાં ન લાધે ઠેકાણાં;
તહાં કાયરો લોક ખૂણા તપાશી,
તજી હામ તે હામથી જાય નાશી. ૭૦.
ચડાવે મુછે તાર જે રાણિજાયા,
રહે શત્રુ સામા ભલા ક્ષત્રિરાયા;
તહાં ગાયકા નાયકા સિંધુ[1] ગાવે,
ઝુઆઉસ્વરે જુદ્ધ વાજાં બજાવે. ૭૧.
શુરા શત્રુને સામસામા પ્રચારે,
તજી આશ જીવ્યાતણી શસ્ત્ર ધારે;
કહે માર મારો ફરે આંખ ફાટી,
ખરા આગળે જાય તે કોણ ખાટી. ૭૨.

[1] સીંધુ રાગ.

દોહરા.

જાણ થયું અસુરાણને, બોલ્યો તે બળવાન;
લક્ષ્મીને નહિ લઈ શકયા, તુટયો ન હિંદુસ્તાન. ૭૩.
સાંભળ તું સેનાપતિ, શત્રુ મુલક મોઝાર;
આ અવસર છે? આપણી, કોઈ મદદ કરનાર. ૭૪.
શુણિ સેનાપતિ ઉચર્યો, શુણો શાહ સુલતાન;
ઈચ્છેછે શુભ આપણું, વેહેમખાન ગુણવાન. ૭૫.
જેને આપણો જમિનથી, કીધો દેશનિકાળ;
ભૂત જાદુ ને ભોળપણ, જેનો વંશ વિશાળ. ૭૬.
હાલ વસેછે હિંદુમાં, કષ્ટ અધિક કરનાર;
અવળો નિત્ય ઉપદેશ દઈ, આપે કુમતિ અપાર. ૭૭.
કામનિઓને તે કહે, વરજો[1] વિદ્યાભ્યાસ;
કરવો નહિ નર કોઈને, કદિ પરદેશ પ્રવાસ. ૭૮.
ભણતર જે ઝાઝું ભણે, નિર્ધન નિશ્ચે થાય;
વળિ બહુ પુસ્તક વાંચતાં, વ્યર્થ વખત વહિજાય. ૭૯.
એ રીતે ઉપદેશ બહુ, વધતો આપે વેહેમ;
આળસને અજ્ઞાન પણ, આપણું ઈચ્છે ક્ષેમ. ૮૦.

હરિગીત છંદ.

પણ એક શત્રૂ આપણા, થાવા ન દે મન ભાવતું;
એથીજ ઝાઝું જોર આપણિ, ફોજનું નથિ ફાવતું;
સરદાર સાહિબ લોક તે, એ લોકનું અતિ પ્રિય કરે;
સમભાવ રાખે સર્વશિર, દિલમાં દયા ધરથી ધરે. ૮૧.
અજ્ઞાન આળસ વેહેમના, થઈ શત્રુસમ લાગ્યા રહે;
હિત ચહે હિંદુસ્તાનનું, તજિ કપટ નિત સાચું કહે;
પુસ્તકોશાળા પાઠશાળા, વિરચિ વિદ્યા વિસ્તરે;
કદિ ગરથ ખરચે ગાંઠનું, સઉ લોક જેથી સૂધરે. ૮૨.
અતિ ગુપ્ત વાતો આપણી, ભેદૂ બની રહે ભાખતા;
સંચા ખજાના સર્વસ્થળ, રતિએ ગુપત નથિ રાખતા;
પેસાર ને નીકાળ તમ, દરબાર ચિત્રે ચિત્રમાં;
દેખાડિ દુનિયાને કરેછે, ચતુર હુનર ચરિત્રમાં. ૮૩.
કોહાડી સાથે કાઠનો, હાથો મળે તરૂ નાશછે;
અરિ તેમ દેશી આપણા, જેનો તહાં સહવાસછે;
સાહિબ સલામત ગરિબપરવર, શુણો હુનરખાનજી;
કોઈ વખત તમને બાંધિને, સોંપશે હિંદુસ્તાનજી. ૮૪.
ભય ભારિ અમને એહનું, બીજાથકી બિહિતા નથી;
મન સાચિ કરિને માનજો, જે કથા તમ આગળ કથી;

[1] તજો.

દોહરા.

જંત્રખાન મંત્રી કહે, હવે ન હારો હામ;
સાહિબશ્રીના શુકનથી, કરિશ સિદ્ધ સઉ કામ. ૧૦૯.
રચિ પર્વત જેવી પછી, અગણિત ખોટો આગ્ય;
હિંદુસ્તાન તરફ જવા, બાંધિ સિંધુપર પાગ્ય. ૧૧૦.

નારાચછંદ.

વિચારી મંત્ર મંત્રિ જંત્રખાન ફોજ મેળવી,
તપાસિકેક શૂર વીર ધીર જોઈ કેળવી;
અનેક રંગ અંગ નંગ છીંટનાં ચલાવિયાં,
અપાર તાર તેજવાર ધાતુના બનાવિયાં. ૧૧૧.
વિચિત્ર ચિત્રવંત વસ્ત્ર અસ્ત્ર શસ્ત્રધારિયાં,
અનેક રાચ કાચનાં, અસાચનાં ઉતારિયાં;
ઘણાંક કાઠનાં ઘડી દડી બનાવિ સૂત્રની,
કરી ઘણી કરામતો પ્રસિદ્ધ [1]પૃથ્વિપુત્રની. ૧૧૨.
સપાટ પાટિયાં ખોલા કરેલ સંચ કુંચિયો,
સિવ્યાનિ સોય ચાકુ ભાત ભાત જાત ઊંચિયો;
ગણ્યાં નહીં ગણાય કે ન થાય લેખુ લેખતાં,
મનુષ્ય મોહબંધ થાય અંધ તુર્ત દેખતાં. ૧૧૩.
ફરી ઘણીક ફોજ આવિ હિંદુ દેશ ફોડવા,
ઉજાડિ ઉદ્યમીપુરી તમામ ધામ તોડવા;
લુટી અનેક ઉદ્યમીતણી બજાર આવતે,
તુટી ઘણીક પેઢિયો હથ્યારથી હઠાવતે. ૧૧૪.
ઉચારિ હાય હાય લોક પંથ જાય પાંશરે,
કહેજ ત્રાય ત્રાય ત્યાં સહાય કોણ જેકરે;
મલેછ લૂટનાર લક્ષ્મિમંદિરે મળી ચઢ્યા,
અફીણ રૂ મજીઠ તે બિતા ફરેજ બાપડા. ૧૧૫.
સમૂળ કોટ પાડિને ઉપાડિ લક્ષ્મી મૂરતી,
ઝલાય કેમ હાથ ઉભિ હિંદુ ફોજ ઝૂરતી;
સજેલ શસ્ત્ર તોય તે પડ્યા અપાર શોકમાં,
નહીં ઉગારનાર ચારખુંટ મૃત્યુ લોકમાં. ૧૧૬.
સુશસ્ત્ર સાળવીતણાં વિશાળ શુદ્ધ સાળ તે,
કિધાં નકામ છીંટ પાટ પેખિ તુર્તકાળ તે;
લલીત શસ્ત્ર સાણશી ને એરણી લુહારનાં,
પડ્યાં નિહાળિ લોહ પાટિયાં બહુ પ્રકારનાં. ૧૧૭.
સુતાર શસ્ત્ર સારડી ને વાંસલા ને વીંઝણી,
થયાં ખરાબ પેખિ મેજ પેટિ ખૂરશી ઘણી;
વિચિત્ર ચિત્ર દેખિ શસ્ત્ર વ્યર્થ ચિત્રકારનાં,
અનેક કાચ ઠામથી નકામનાં કુંભારનાં. ૧૧૮.
છુટ્યાં હથ્યાર લેખનાંજ જોઈ છાપ જંત્રને,
થયા ખરાબ ખેપિયા તપાસિ હાગ તંત્રને;
કુબુદ્ધિરૂપિ કેદ છેક કૂળ કામ છોડતાં,
થયા ખરાબ નાતના વરાનું ખર્ચ જોડતાં. ૧૧૯.
સુજે ન દીશ એક કે વિવેક આંખ ઉઘડે,
ઉફાન ધૂળ આંખ પૂરિ કર્જ ખાડમાં પડે;
થયા અનંત લોક શોકવંત આ વિરૂદ્ધમાં,
મુઆ સમાન માનવી ઘણા જણાય જુદ્ધમાં. ૧૨૦.

ચોપાઈ.

લૂટિ મુલક હિંદુનો લીધો, દશે દિશામાં ડંકો દીધો;
વશ કરિજન ઉદ્યમપુરવાળાં, તે ઘરજડ્યાં વિલાયતિ તાળાં. ૧૨૧.

ઝૂલણા છંદ.

જુદ્ધ વણરાજ પરદેશિ નૃપસાજનો,
આજની વખતમાં અધિક એવો;
દિલ્લિ પ્રથિરાજને મ્લેછના મુલકથી,
ઘોમ જાગ્યો હતો ધુંધ જેવો;
ધીર શુરવીર તે નીર માગે નહીં,
સ્થિર હરિ નવ શકે એક ઠામે;
મોહેલમાં બેશિ જે મૂછિયો મરડતા,
કરડતા દંત આવ્યા ન કામે. ૧૨૨.
નાશિયા લોક વેપારિ ને ગ્રાસિયા,
દાસિયા નાસતાં ફરિ ન દેખે;
ઢાલ તરવાર તજિ ભડનરો ભાગિયા,
લશકરી લોક ત્યાં કોણ લેખે;
ધમધમે ધરણિ ત્યાં કાયરો કમકમે,
ખમખમે ખડગ નર થાય ખેદી;
કૈકના હાથ પગ કૈકના ભાગિયા,
વાગિયાં બાણ તનત્રાણ[1] ભેદી. ૧૨૩.
થાય ધડુડાટ રથ બાણ સડુડાટ વળિ,
તોપ ધડુડાટ ગડુડાટ ગોળા;
કટક કડુડાટ પડિ શીશ દડુડાટ દડિ,
વ્યોમ ફડુડાટ ધ્વજ રંગ ધોળા;
પુષ્પની સેજમાં જે નરો પોઢતા,
ઓઢતા સાલ દૂસાલ અંગે;

[1] પથરની.

[1] બખ્તર.

તે નરો તરફડે ખૂબ રણક્ષેત્રમાં,
ચડભડે કૈક ટકિ એક ઠંગે. ૧૨૪.
ભાગિયાં હાડ પણ લાજમાં લાગિયા,
લાગિયા કૈક નર જુદ્ધ લડવા;
જાગિયા કૈક નર મોહ મુર્છાથકી,
પાગિયા ક્યાં કહી બેસે રડવા;
લૂટિયા કૈકને કૈકને કૂટિયા,
ચુંટિયા છોડ જ્યમ છાજ કેશ;
કોઈ નથિ વાર કરનાર આ વારમાં,
જેને દરણાર જન ખાય ક્લેશ. ૧૨૫.
કોઈની જનનિયે શુંઠ ખાધી નથી,
હામ હૈએ ધરે આજ ટાણે;
જે હુનરખાનને પકડિ કર જકડિને,
આપણા દેશમાં તુરત આણે;
ક્યાં ગયા હિંદુમહારાજ પાટણપતી,
જે લડ્યા ખૂબ પરભાસ લૂટે;
આ સમે કેમ એ તુરત નથિ આવતા,
કામમાં લક્ષ્મિનું ધામ તૂટે. ૧૨૬.
હિંદુ વટલાવતાં જવન બળ ફાવતાં,
આવતા સદ્ય શીવાજિ વહારે;
ક્યાં ગયા જે હવે હિંદુને જાળવે,
દરિદ્રિ નિજ જાત જોરે વધારે;
કોણ હિંદુ ધણી રાખી ચિંતા ઘણી,
જાતું પરદેશ ધન બંધ કરશે;
હડહડી ચાલિયું કેમ રહેશે હવે,
તૂટિયું ટાંકું જળ કેમ ધરશે. ૧૨૭.

દોહરો.

વિકળ સકળ હિંદુ હવે, સુજે ન એકે દીશ;
ભાષણકાર સુભાખોને, કહે નમાવી શીશ. ૧૨૮.

પધરીછંદ.

મંડળી સિંહનર એક નામ, ઊંઘેછે એજ આલશ્ય ધામ;
લઈ કુંભકર્ણની નીદ્ર જાણિ, સૂતોછે સોડ તે શ્રેષ્ટ તાણિ. ૧૨૯.
નહિતો લિધેલ મુચકુંદ નીદ્ર, પોઢ્યો પલંગ શુરવીર ઈંદ્ર;
દીસે હજૂરમાં ચોકિદાર, સઉ ભૂપ શેઠ ને સાહુકાર. ૧૩૦.
તે સર્વનેજ નિજ ધામમાંહિ, આળશ્યખાન રોકેછે ત્યાંહિ;
આડાછે વીર અજ્ઞાન વેહેમ, કરે મંડળીક જાગે ન જેમ. ૧૩૧.
તે મંડળીક છે શૂરવીર, બહુ બુદ્ધિવંત વજ્જર શરીર;
જાગતો થાય એકે ઉપાય, તો જરૂર હુનરખાં જિતાય. ૧૩૨.
લે જંત્રખાને ઉપાડિ ત્યાંથિ, કપિ જેમ વૈદ્યધર લંકમાંથિ;
લડનાર લોકને દે ઈનામ, એ ફરિ વસાય ઉદ્યમગ્રામ. ૧૩૩.
થાણાં થપાય વળિ ચિન વિલાત, જાણવા શત્રુ છળ ભેદઘાત;
હુંનરનાં લાવિ હથિયાર ખેંચિ, વળિ દેશિ લોકને દેજ વેંચિ. ૧૩૪.
પણ મંડળીક બ્રહ્માંડ મધ્ય, નથિ હુનર જોડ કરનાર જુદ્ધ;
જાગતાં વીર જો જશે કાળ, કરશે દરીદ્ર હિંદૂ વટાળ. ૧૩૫.

દોહરો.

ભાષકનાં ભાષણ શુણી, કર્યા ઉપાયો ક્રોડ;
નર મંડળિ જાગ્યો નહીં, સુતો તાણી સોડ. ૧૩૬.

હરિગીત છંદ.

વડિ સોડ તાણી સુતો જાણી, નીદ્ર આણી નેણમાં;
તેને જગાવા ગલમચાવા, વિવિધ આવા વેણમાં;
ભુંગળ સમાને વર્તમાને, પત્ર કાને ધૂધવે;
ચોપાન જ્યમકે ઢોલ ધમકે, વિર ન ચમકે ઊંઘવે. ૧૩૭.
ભાષક ઉચારે વારે વારે, જન પોકારે બહુ મળી;
ફિટકાર લાગે અંગ ભાગે, પણ ન જાગે મંડળી;
ચિહકારવાણી વદે તાણી, ઉઠે જાણી એ થકી;
તોપો વછોડે કાન જોડે, નીદ્ર તોડે તે થકી. ૧૩૮.
ઉપાય ભારે કર્યા જ્યારે, પાસું ત્યારે ફેરવ્યું;
બોલ્યો ન વાણી જ્ઞાન આણી, મન ન જાણી મેળવ્યું;
ઉડિ ગઈજ આશા જોઈ તમાસા, ભણે ભાષા ભાષકો;
તે તપી તનમાં દેશિ જનમાં, ધારિ મનમાં ધાશકો. ૧૩૯.

દોહરો.

જાગ જાગ ને જો હવે, મંડળીક મતિમાન;
લાવ લાવ તું લાગ લઈ, પકરી જંત્ર પ્રધાન. ૧૪૦.

કવિત.

હુનર હજાર ફોજ પ્રેરી પરદેશી લોકે,
લીધો હિંદુ દેશ લુટી ખ્યાત થૈ ખરેખરી;
થાય ન ઉપાય કશો, લોક હાય હાય ગાય,
મનમાં મુઝાય વાત જાય નહીં ઉચરી;
પૈસાનો જ્યાંથી પેસાર બહુ થયાં બંધ દ્વાર,
આળસ અપાર અનુદ્યોગ હાથીએ કરી;
એજ ગજરાજ કુંભ કાપવાને કાજ,
જોઈયે જરૂર આજ હરીસિંહ સિંહકેશરી. ૧૪૧.

## પરિકરાલંકાર.

દોહરા.

જંત્રખાનના દ્વારમાં, આળસ હસ્તી આજ;
કેસરિસિંહના સુત વિના, કોણ હણે ગજરાજ. ૧૪૨.
સુતો જગાડે મંડળીક, કરિ પૂરો પોકાર;
કર જોડી તેને કરૂં, વંદન હું બહુ વાર. ૧૪૩.

## સમાચાર પત્રને વિનતિનું,

કવિત.

વાર વાર નમસ્કાર તને સમાચાર પત્ર,
કરૂંછું ઉચ્ચાર તે વિચાર ચિત્ત ધારજે;
સર્વ લોક હિતકાર કહેજે આ સમાચાર,
અર્થ તારા નામનો સમર્થ થૈ સુધારજે;
જાણિશું અપાર ઉપકાર તારોતો આવાર,
આપશું આશીષ આવા સમામાં ઉગારજે;
જાગશે જો મંડળીક વીર દુઃખ ભાગશેતો,
લાગશે અધિક પુણ્ય તુજને અપાર જે. ૧૪૪.

દોહરા.

વર્ત્તમાન કાળે બની, વર્ત્તમાન જે વાત;
વર્ત્તમાન પ્રિયપત્ર તું, વેગે કર વિખ્યાત. ૧૪૫.
એ ચાબુકના અધિપતી, ચિતથિ ન કરજે ચૂક;
ઉઠાડ મંડળિ ઊંઘથી, ચમકાવી ચાબૂક. ૧૪૬.
જઈ જામે જમશેદ તું, શુભ ભાષણનો સાર;
કહે તારા નામેરિને,[1] ચિતમાં કરે વિચાર. ૧૪૭.
દરપણ નામે દોસ્ત તું, જન મંડળિ જગાડ;
હાલ અવસ્થા હિંદુની, ડહાપણથી દેખાડ. ૧૪૮.

## પ્રભાકર પત્રને વિનતિનો,

સવૈયો.

જ્ઞાનપ્રકાશ અવાસ અવાસ કરી, કરનાશ અજ્ઞાન અંધારૂં;
ઊંઘ ઉડાડ ઉઠાડ મહાબળિ, મંડળિસિંહ મહાજુદ્ધ સારૂં;
ઉદ્યમસ્થાન નિરૂદ્યમિને, દરશાવ શુંણી પરણીપત મારૂં;
સાર્થક નામ સદા કરિ લે તું, પ્રભાકરપત્ર પ્રભાકર તારૂં. ૧૪૯.

## શ્લેષાલંકાર.

સવૈયો.

દેશ પ્રજા દિલને દહનાર, ઉઠયો ઉતપાત સમુદ્રથિ ગાજી;
લક્ષ્મિ હરી પરલોક ગયા લઈ, કોણ હળાહળ લે થઈ રાજી;
આજ ધુરંધરતા ધરિ લે કોણ, આ જગનો બનિ માત પિતાજી;
રક્ષણ વિશ્વવિચક્ષણ તે, કહાં આજ ગયા મહારાજ શિવાજી. ૧૫૦

નારાચછંદ.

શુણી સ્વદેશિ સર્વ આ વિચાર ચિત્ત રાખજો,
સભા વિષે સદાય ભાવ આજ રીત ભાખજો;
કરી ઉપાય ક્રોડ મંડળીકને જગાડવો,
પછી સ્વદેશમધ્ય જંત્રખાન લાવિ પાડવો. ૧૫૧.
કપાસને કરોડ જોર આપવું સુધારિને,
વિશેષતો સ્વદેશ જોર એ થકી વિચારીને;
ઘણી દુકાન ચીનમાં વિલાતમાં ચલાવવી,
તથાપિ ત્યાંનિ રીત રોજગાર મધ્ય લાવવી. ૧૫૨.

દોહરા.

કદી કહેશો તે કશું, નથી અમારૂં કામ;
સાચું તોપણ આ સભા, દિલ ખોલ્યાનું ઠામ. ૧૫૩.
મંડળિ આ મળવા થકી, કોટિ થશે ઉપકાર;
જ્ઞાન પ્રભાકર પ્રગટશે, હિંદુ દેશ મોઝાર. ૧૫૪.
રૂડા દેશ ગુજરાતમાં, જોડ વર્ષમાં જેમ;
બે[1] પુસ્તકશાળા બની, બનશે અદકી એમ. ૧૫૫.

છપ્પો.

પુસ્તકશાળા થકી, નકી અજ્ઞાનજ ટળશે;
સમય સમયપર શુદ્ધ, સભા સજ્જનની મળશે;
માસ માસમાં નવિન, પ્રવિન જન ભાષણ કરશે;
શ્રોતા વધશે સદા, સકળજન એમ સુધરશે;
પછિ જાણશેજ રાજા પ્રજા, વર્ત્તમાન લેઈ વાંચશે;
વળિ વિગતે વાત વિચારશે, પાંચ મળ્યા તો પાંચશે. ૧૫૬.

કવિત.

જન સુધારાનું મૂળ જાણવી વિદ્યા જરૂર,
વિદ્યાનુંછે મૂળ શાળા પુસ્તકોની પાઠની;
પાઠની પુસ્તકોની શાળાઓને સહાય કરો,
કરો પરમારથ મળાવી મુઠી ગાંઠની;
તારશે અજ્ઞાન નદી તમારી પ્રજાને તેહ,
પ્રૌઢ નદીપાર હોડી કરે જેમ કાઠની;
આજથી ઉદ્યોગ જ્યારે આરંભશો અહોનિશ,
સુધરશો સર્વ પ્રજા વર્ષ મધ્ય સાઠની.[2] ૧૫૭.

---

[1] જામેજમશેદનો નામેરી સર જમશેદજી જીજીભાઈ.

[1] અમદાવાદમાં તથા સુરતમાં. [2] આ કવિતા રચ્યાને ૨૭ વરસ થઈ ગયાં ને લખવાને ખુશી ઉપજે છે કે તે દિવસ કરતાં હાલ ઘણો સુધારો થયોછે.

જે પાપથી હિંદુસ્તાનની લક્ષ્મી સમુદ્રમાં પડી તેનો,

છપ્પો.

સંપરૂપી એક સમે, પધાર્યા પૂનામાંહી;
રાજા બાજીરાજ, કિધું સન્માન ન કાંહીં;
ઝળક્યો ક્રોધ રૂપિ ચિત્ત, ભૂપનો ધનમદ ભાળી;
શાપ દિધો રૂપિ આપ, બજાવી હાથે તાળી;
સાગરમાં હિંદુસ્તાનની, પડો લક્ષ્મિ આ પાપથી;
પછી તુરત લક્ષ્મિ ત્યાં પડી, સંપ રૂપિના શાપથી. ૧૫૮.

લક્ષ્મિ મળવાનો ઉપાય.

મુસલમાનને હિંદુ, શુણો મુજ દેશિ સમસ્તો;
કહિયે કાળો નાગ, ચીન વીલાયત રસ્તો;
તેનું કરો નેતરૂં, સ્ટેંયો બોટ બનાવો;
સાગર મંથન કરી, ફરી લક્ષ્મી ઉપજાવો;
નર હિંમતવાન મુખે રહો, પુછડે જે ડરપાયછે;
લક્ષ્મિ મળવાનો અશલથી, એકજ એ ઉપાયછે. ૧૫૯.

દોહરો.

જે દિન જાગે મંડળિક, દેશતણું દુખ જાય;
ભાષણ પરિપૂરણ થયું, જય બોલો જગરાય. ૧૬૦.

પુષ્પિતાગ્રા.

मुनि नभ नव भू मिताब्द पौषे,
सुकृतशकस्यहि विक्रमाजितस्य;
भवतु शुभदमत्र भाषणंमे,
मदनतिथौ ज्ञदिनेद्य शुक्लपक्षे. १.

ગરબી.

દેશીમિત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું;
કાંઈ કાજ કરો રાજ નવલ આવ્યુંછે હુનર નરેશનું. ટેક.
દોલત ગઈ પરદેશી હાથે,
તે મોટી ભુલ તમો માથે,
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે. દેશીમિત્રો. ૧.
આ વખત જુવો તમે વિચારી,
નિરધન થઈ બેઠાં નરનારી,
કઈ ધળ મળ્યા ધંધાધારી. દેશીમિત્રો. ૨.
તમે દિવસે સૂવુ દૂર ધરો,
ભલી વિદ્યાના ભંડાર ભરો,
હવે જાગૃત થઈ કાંઈ જુક્તિ કરો. દેશીમિત્રો. ૩.
તમે સગા કુટંબમાં સંપિ ફરો,
વળિ દેવાદાર થતાજ ડરો,
તમે નિત્ય ઘટાડો નાત વરો. દેશીમિત્રો. ૪.
ધન મળતાં તુરત ગરવછાંડો,
તમે મોટાં કારજ નવ માંડો,
ગુણ સમજો મદ મેલો ગાંડો. દેશીમિત્રો. ૫.
સુધરાઈનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યમમાં અહોનીશ રાખો,
શિદ ભાગ્ય લખ્યું થાશે ભાખો. દેશીમિત્રો. ૬.
પડતર પથિવી તે ખેડાવો,
ઉગશે જે ત્રણ વખત વાવો,
નિર ઉદ્યમિ ઉદ્યમમાં લાવો. દેશીમિત્રો. ૭.
અદાલત અરજી અળસાવો,
લૂચાઓને લાંચ ન સોંપાવો,
દો ચુકવી ઘરમેળે દાવો. દેશીમિત્રો. ૮.
તમે ચીન વિલાત ભણિ ચાલો,
ઉસકેરીને હિંમત આલો,
ઠિક સમજો વેહેમ તજો ઠાલો. દેશીમિત્રો. ૯.
લક્ષ રાખીને ધંધે લાગો,
શિદ ભટકીને પાછા ભાગો,
મહાપ્રભૂની પૂરી મદદ માગો. દેશીમિત્રો. ૧૦.
વળિ હૈયામાં હિંમત આણો,
જન સઘળાને સરખા જાણો,
શિદ તુચ્છમતીથી મત તાણો. દેશીમિત્રો. ૧૧.
પરદેશી હુંનર પ્રગટ કરો,
સંચાને જંત્રો સિદ્ધ કરો,
દલપતની વિનતી દીલધરો. દેશીમિત્રો. ૧૨.

દોહરા.

કઈક ભણી નોકર થયા, કમાયછે કઈ વ્યાજ;
દશા સુધારે દેશની, એતો વિરલા આજ. ૧.
કઈ જનને જાગીરછે, કઈક કરેછે રાજ;
દશા સુધારે દેશની, એતો વિરલા આજ. ૨.
એકલપેટા અતી ઘણા, કરે સ્વારથે કાજ;
દાઝ ધરે ઉર દેશની, એતો વીરલા આજ. ૩.
શું થયું ને શું થાયછે, શો થાશે પરિણામ;
ભવિષ્ય ભાવ વિચારતાં, દાઝે દલપતરામ.[1] ૪.

[1] સંવત ૧૯૦૭ના પોષ શુદ ૧૩ બુધવાર.

[1] કોટમાં શેઠ બેરામજી જીજીભાઈના મકાનમાં મુંબઈની જ્ઞાન પ્રસારક સભા ભરાઈ હતી તેમાં શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ વગેરે ઘણા પારસી ગૃહસ્થો તથા ઠકર ગોકળદાસ તેજપાળ વગેરે ઘણા હિંદુ ગૃહસ્થો બીરાજતા હતા. તેમાં ખમ્મા હુન્નરખાન વિષેની કવિતા સંભળાવી હતી. ઈ.સ. ૧૮૫૯માં.

## કપાસ વિશે.

"સને ૧૮૬૩ માં અમેરિકામાં લડાઈ ઉઠ્યાથી હિંદુસ્તાનના કપાસનું ઘણું મુલ આવ્યું તે વિષે."

દોહરા.

લડિ લડિને ઈંગ્લાંદની, આણી દોલત આજ;
હુનરખાન હરાવિયો, રંગ તને વણરાજ. ૧.
હિંમત ધરી તે હાલમાં, કીધું અદ્ભૂત કાજ;
લાવ્યો લક્ષ્મી લૂટીને, રંગ તને વણરાજ. ૨.
બનિયાં મેડી માળિયાં, છેક હતાં જ્યાં છાજ;
તેં નિજ જન તાજા કર્યા, રંગ તને વણરાજ. ૩.
જુદ્ધ કરીને જીતનો, તેં શિર ધરિયો તાજ;
હારિ હુનર હેઠો પડ્યો, રંગ તને વણરાજ. ૪.
વૈર ધરી બહુ વર્ષનું, દિલની કાઢી દાઝ;
વળતર સઘળું વાળિયું, રંગ તને વણરાજ. ૫.
હુનરતણાં હથિયાર પણ, લાવ્યો કરી ઈલાજ;
સાંચાનો સંગ્રહ કર્યો, રંગ તને વણરાજ. ૬.
તેં પોતાના દેશની, સરસ કરી શોભાજ;
સુવરણથી શોભાવિયો, રંગ તને વણરાજ. ૭.
આ અવસર તારી અધિક, લાખ ગણી વધી લાજ;
મરદ થઈ જશ મેળવ્યો, રંગ તને વણરાજ. ૮.
વણરાજા જગમાં વડો, ઉઠ્યો એમ અવાજ;
અનમ્ર કઈંકિ નમાવિયા, રંગ તને વણરાજ. ૯.
બાગ બગીને બંગલા, સોભીતો ઘર સાજ;
તે મેળવિયાં તેં બહૂ, રંગ તને વણરાજ. ૧૦.
તું લાવ્યો બહુ આ તકે, જરનાં ભરી જહાજ;
મજુર કર્યા શ્રીમંત તેં, રંગ તને વણરાજ. ૧૧.
ભિક્ષુક પણ વૈભવપતી, કર્યા ગ્રહસ્થ ઘણાજ;
દિલ સાચે દલપત કહે, રંગ તને વણરાજ. ૧૨.

## દેશ સુધારા વિષે.

છપ્પા.

વીરવડો વણરાજ, આજ પંકાયો પૂરો;
લાખ ગણી થઈ લાજ, કાજ કીધું થઈ શૂરો;
જગમાં કીધી જીત, રીત રૂડી વળિ રાખી;
ભલાં ગવાયાં ગીત, પ્રીત પામ્યો ભયપાખી;
પરવરિયો તે પરદેશમાં, ફોજવિના પણ ફાવિયો;
તે દેશતણી દલપત કહે, લક્ષ્મી લૂટી લાવિયો. ૧૩.
સઘળે ઉઠ્યો સોર, જોર એવુંજ જણાવ્યું;
વળતરવ્યાજ સહીત, વિત્ત આ દેશ અણાવ્યું;
કરી પરાક્રમ પુનર, હુનરને ખૂબ હરાવ્યો;
વણ અડચણ આ વખ્ત, તખ્ત ચડિ તાજ ધરાવ્યો;
બહુ નિજજનને બખશીશ દઈ, કઈ સાજાતાજા કર્યા;
દેખીતા દીન દરીદ્રિને, ધનવંતા કરીને ધર્યા. ૧૪.

## હુનરનાં સાધનો વિષે.

દોહરો.

ઓ ઈશ્વર આ દેશપર, નજર કરો દિનનીશ;
હુનર કલાનો હય હવે, દોહવો જગદીશ. ૧.

સ્વદેશિયો પ્રતિઉક્તિ.

કળથી કટક કપાયછે, ચિતમાં જુઓ વિચારિ;
જોરથિ જુદ્ધ જિતાતતો, સિંહ કરત સરદારિ. ૨.

મનહર છંદ.

સાધવા હરેક કામ સાધનનો શોધ કરો,
સાધનથી ગરીબ જીતે મોટા મહીશને;
સાધન વિનાનો શૂરો કહો તે શું કરીશકે,
સાધનથી એકલો પૂરો પડે પચીસને;
એક ઘોડો એકજ પુરૂષને ઉપાડી શકે,
વીશ ઘોડા હોયતો વાહન થાય વીશને;
દાખે દલપત શ્રેષ્ઠ ગાડીનું[1] સાધન હોય,
બે ઘોડા ઉપાડી જાય પુરૂષ પાંત્રીશને. ૩.

## છાપખાનાવિષે.

દોહરો.

લહિયા સો લખતાં છતાં, વર્ષ એકવહિ જાય;
એક દિવશમાં એટલું, છાપથિ જુઓ છપાય. ૪.

મનહર છંદ.

કાળાં કાળાં પ્રેત પણ પંડિતો કહેછે પ્રેસ,
આવેલાં યુરોપમાંથી ભાસે પડે ભારે છે;
દીઠું તેનું ડાચું નથી દીસતા ઉપલા દાંત,
હેઠલા હરેક દાંત દાઢને આકારે છે;
ખવરાવે કોઈ તાજ ખાયછે નખાય હાથે,
ધરમ પરમ હુંસ જેવો પોતે ધારેછે;
ચાવી ચાવી ચાળવીને કુચા જે તે કાઢીનાંખે,
આંખે ચાવી લોકો રસ ઉરમાં ઉતારે છે. ૫.

દોહરો.

વસ્ત્ર નીપજ્યાં રૂવિના, તલવિણ નિપજ્યું તેલ;
ખલક જુઓ ભૂખંડમાં, એ ખોદાનો ખેલ. ૬.

[1] ગાડી—આગનીખસ.

ચોપાઈ.

ખલક જુઓ ખોદાનો ખેલ, પાવક પાણી બનિયા બેલ;
થિર ગાડાં તે જંગમ થયાં, નીર નેવનાં મોભે ગયાં. ૭.
જે વિજળીનું ચપળા નામ, કરવા લાગી જનનું કામ;
સંદેશાનાં કથનો કહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૮.
મોચી ઘાંચી ઢેઢ ચમાર, દીઠા પૂરા પૈસાદાર;
રાજ તનુજ રઝવડતાં રહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૯.
દેવ વિમાન પડે પીછાન, માનવિયો પામ્યા વૈમાન;
જન ઉડી આકાશે વહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૦.
દિનમાં શ્લોક લખાણા લાખ, સહસ્ર લોકો પૂરે સાખ;
જડે[1] કામ લહિયાનાં લહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૧.
વણકર જંત્રે વસ્ત્ર વણાય, જુક્તી તે અદભૂત જણાય;
મનુષ્ય શ્રમ દુખ સાંચે સહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૨.
જે ચિથરાં ઉકરડા જોગ, એનો પણ કીધો ઉપયોગ;
કાગળ કરિ પુસ્તક પ્રગટિયાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૩.
હય, પાડા, બળદોનાં હાડ, જેથી ખૂબ ભરાતી ખાડ;
એપણ ઉપયોગે આવિયાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૪.
જાતે નીચ હતા નાદાન, તેતો વડા થયા વિદવાન;
ઉત્તમ કુળ બગડી બુડિયાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૫.
જે કુળને કરતા ધિક્કાર, એ ઉત્તમ પામ્યાં અધિકાર;
ચાહન તેને સૌએ ચહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૬.
જળ ઠેકાણે થળથૈ રહ્યું, થળને ઠેકાણે જળ થયું;
એ કહેવતનાં ફળ પેખિયાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૭.
પડતર ક્ષેત્ર થયાં ખેડાણ, વળિ રેતીમાં ચાલ્યાં વહાણ;
જંગલમાં મંગલ થૈ રહ્યાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૮.
સઘળો સમય ફરિગિયો આમ, દેખો કહેછે દલપતરામ;
અતિશય અચરજ ઉપજાવિયાં, નીર નેવનાં મોભે ગયાં. ૧૯.

બંબાષ્ટક.

ઉપજાતિ વૃત્ત.

શરીરમાં શોણિત સંચરેછે,
વાયૂ દબાણે સઘળે ફરેછે;
એવાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૧.
પૃથ્વી વિષે આ જળ જે રહેછે,
વાયૂ દબાણે નદિયો વહેછે;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૨.
જુઓ ફુવારે જળ નીકળે છે,
વાયૂ દબાણે અતિ ઉછળે છે;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૩.
આકાશ મધ્યે જળ જે જમાય,
વાયૂ દબાણે વરસાદ થાય;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૪.
વરાળ જે આ જળની બનેછે,
વાયૂ દબાણે નભમાં ચઢેછે;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૫.
કરે તળાવે જળપાન હાથી,
ઘણું ઉછાળે જળ સુંઢમાંથી;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૬.
પેખો વળી સુંદર પીચકારી,
વાયૂ દબાણે જળ ફેંકનારી;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૭.
સુવાક્ય જે સજ્જનનાં શુણાય,
ત્રિધા તપેલુ તન શાંત થાય;
એ વાતથી જો ઉપજે અચંબો,
જુઓ જુઓ આ જળજંત્ર બંબો. ૮.

શાર્દુલવિક્રીડિત વૃત્ત.

ટુંકામાં કહિ વાત ભ્રાત તમને, છે મર્મ ઊંડો ઘણો;
વ્યાખ્યા વર્ણવતાં વિશેષ, વધશે વિસ્તાર તો તેતણો;
આ બંબાષ્ટકનો વિચાર વિગતે, જો કોઈ જાણી કરે;
દાખેછે દલપત્તરામ દિલમાં, અત્યંત અર્થો ઠરે. ૯.

દોહરો.

અગ્નિ ઓલવવા કરો, બંબાનો ઉપયોગ;
અંતરગત અગ્નિ હરે, ધીરજનો સંજોગ. ૧૦.

આગગાડી વિષે.



ભુજંગી છંદ.

સજ્જેરે સુધારો તજ્જે વાત આડી,
સુધારાથિ થૈ આ જુઓ આગ ગાડી;

[1] જડે—નિર્જિવ જંત્રે લહિયાનાં કામ લીધાં.

જુનો રાહ મુંબઈ જતાં જે ન છોડે,
કહો તે કદી જૈ શકે? કદ્દ થોડે. ૧.

ગીતિવૃત્ત.

નિર ઉપયોગિ ન ધારો, દાવા નળ સમ ધુણી ભલે દેખો;
છેજ સુધારો સારો, પાવક રથને સમીપ જઈ પેખો. ૨.

ઉપજાતિ વૃત્ત.

સુધારતાં થાય સદા સુધારો,
ચઢે કળા ચાળવતાં વિચારો;
અરે જુઓ આ હતિ ક્યાં અગાડી,
સુધારકો એ સજિ આગ ગાડી. ૩.

દોહરો.

રસ્તો પ્રથમ રચાવિયે, તોતે કારજ થાય;
ઉત્તમ રસ્તે અગ્નિ રથ, જુઓ ઝડપથી જાય. ૪.

ગીતિવૃત્ત.

રે રે નિર્બળ બળદો, ગર્વ ન ધરશો અસત્ય આ ટાણે;
પેખો પાવક પાણી, તાણી ગાડી અહીં તુરત આણે. ૫.

ગંગા અથવા આગગાડી વિષે.

દ્વિઅર્થી. મનહર છંદ.

જેમાં જુઓ ભરેલું છે ભલું નીરમળ જળ,
તે પાસે તપાસો હોમ ધુણીની ધુમાડીછે;
એની ઉપર થૈ બહુ બંદરોનો આવે માલ,
જેને વેગે જુઓ ઝાઝી ઝડપ દેખાડીછે;
જ્યાંની પ્રાપતી ચાહી જનો તેમાં પ્રવેશ કરે,
ત્યાંની પ્રાપતી તો તેણે તેઓને પમાડી છે;
ચક્રવાક[1] જ્યાં બહુ બિરાજે દલપતરામ,
શુન્ય[2] વિના સદા જેનું નામ આ ગંગાડીછે. ૬.

દોહરો.

અનેક જંત્રોનો કરો, એ રીતે ઉપયોગ;
સજનો દેશ સુધારવા, આપ કરો ઉદ્યોગ. ૭.

---

ઉદ્યમ તથા કર્મ વિશે.

દોહરા.

કલ્પ વૃક્ષ કાને સુણ્યુ, આપે ઇચ્છિત ભોગ;
મેં મનમાં નિશ્ચય કર્યો, કલ્પ વૃક્ષ ઉદ્યોગ. ૧.

[1] ચક્રવાક—પૈડાનો ઉચ્ચાર અથવા સારસ પક્ષી.
[2] ઉજડ વગર અથવા અનુસ્વાર વગર વાંચીએ તો આ ગંગાડીનું આગગાડી વંચાય.

ઉપજે સુખ ઉદ્યોગથી, સુધરે વળી સ્વદેશ;
એ માટે ઉદ્યોગની, હીમત ધરો હમેશ. ૨.
ઈશ્વર પણ ઉદ્યોગિને, દેછે બક્ષિશ દાન;
આ અવસર યૂરોપના, લોકજ ચડે વિમાન.[1] ૩.
મળવાની પણ નવ મળે, વણ ઉદ્યોગે વસ્ત;
તરી તીર પામે નહીં, જો ન હલાવે હસ્ત. ૪.
જેને આપ્યા હાથ પગ, છે તેને ઉદ્યોગ;
તરૂને જન્મે ત્યાંજ છે, ખાન પાન સુખ ભોગ. ૫.
જો જન રાખત એકલો, ઈશ્વિર કૃત આધાર;
તો વાસણને વસ્ત્ર વળિ, બનત નહિ ઘર બાર. ૬.
શુસ્ત થઈ નહિ બેશિયે, મગજ ન ધરિયે ક્રોધ;
ચરણ ગરમ શીતળ મગજ, લે વૈદકનો બોધ. ૭.

કર્મવાદ.

ઉપજાતિ વૃત્ત.

રે સિંધુ રત્નાકર નામ તારૂં, કહે સઉ તે કુડ કેમ ધારૂં;
ફળ્યો નહીં જે મુજનેજ ફેરો, નકી હશે વાંક નશીબકેરો. ૮.

દોહરા.

વાંક કરમના આંકનો, લાંકતણો[2] નહિ વાંક;
મળે ન રાજા રાંકને, ટાંક લખે નવ ટાંક. ૯.
કોણ કળિ શકે દૈવ ગતિ, બનશે કેમ બનાવ;
કોણ કહેતું જે જશે, મહિપતિ મલ્હારરાવ. ૧૦.

છપ્પા.

નર નારી બે હોય, પ્રજા તો ત્યાં પ્રગટાશે;
જીવ દેહ બે હોય, ક્રીયા તેથીજ કરાશે;
બીજ નીર બે હોય, તોજ તરૂવર ત્યાં થાશે;
દહન દાહ્ય બે હોય, જોત થિર ત્યાંજ જણાશે;
એમજ ઉદ્યમ ને કરમનો, કરો વિચાર વિવેકથી;
જોડે જોડું તો જોઇએ, અર્થ સરે નહિ એકથી. ૧૧.
નરનારી બે માંહિ, મરદનો મહિમા મોટો;
જીવ દેહ બે માંહી, દેહનો દાવો છોટો;
બીજ નીર બે માંહિ, બીજ જોરાવર જાણો;
દહન દાહ્ય બે માંહિ, દહનને મુખ્ય પ્રમાણો;

[1] વિમાન—બલુનમાં.
[2] કાઠીયાવાડનો પોલીટિકાલ એજંટ લાંગ સાહેબ તેને લોકો લાંક સાહેબ કહેતા હતા તે સાહેબની તરફથી આશા ભંગથવાથી આ દોહરો કહ્યો હતો; તેમાંથી સાર સમજવાનો એછે કે કોઈ માણસની તરફથી આશા ભંગ થઇએ તો તેનો વાંક નકાઢતાં પોતાના નશીબનો વાંક જાણવો; અને આ દોહરો યાદ લાવવો.

એમજ ઉદ્યમને કર્મમાં, ઉદ્યમ ઉત્તમ જાણવો;
દિલમાં સમજે દલપત કહે, ઉર સંશય નહિ આણવો. ૧૨.

સોરઠો.

કોઈ કહે છે કર્મ, કો ઈશ્વર ઇચ્છા કહે;
મર્મી જાણે મર્મ, કાંઇક પણ તે છે ખરૂં. ૧૩.

કર્મવાદ ખંડન.

દોહરા.

નશિબ નશિબ સૌકો કહે, પણ નક્કી નહિ આશ;
ચૂલા શા માટે કરે, જો નશીબ વિશ્વાસ. ૧૪.
શોધ કિધાથી સાંપડે, નહિ નશિબ આધાર;
શોધ કર્યાથી સાંપડયાં, આગ ગાડિ ને તાર. ૧૫.

કુંડળિયો.

આદરવો ઉદ્યોગ પણ, ઈશ્વર પર આધાર;
રાખીને રહેવું ખુશી, લલચાવું ન લગાર;
લલચાવું ન લગાર, ધારવી ધીરજ ધરથી;
સજિ સંતોષ સદૈવ, ન ડરવું જોખમ ડરથી;
દાખે દલપતરામ, કલેશ લવલેશ ન કરવો;
ઈશ્વર પર આધાર, ધરી ઉદ્યમ આદરવો. ૧૬.

દોહરા.

જન શ્રમને ઈશ્વર કૃપા, સદૈવ જોઈએ સાથ;
ખેતર વાવે શ્રમ કરી, ઉગાડવું હરિ હાથ. ૧૭.
દીઠી તેજ દિશા સુજે, ઓછી અકલે આમ;
વિદ્યા ભણિ વેપારની, હામ ન ધરે હજામ. ૧૮.
નિજ ઉદ્યમ સૌ આદરે, ડરે ન દિલમાં કોય;
હાથી માવતને હણે, બીજો તુરતજ હોય. ૧૯.
સૌ સૌના ઉદ્યમ વિશે, ફાવે સૌનો દાવ;
થળમાં ચાલે ગાડલી, જળમાં ચાલે નાવ. ૨૦.
જે કામે જેને સરજ્યો, તેણે કરવું તેજ;
જગ નાટકમાં નાટકી, ઉત્તમ ગણાય એજ. ૨૧.
નિજ નિજ કારજમાં કુશળ, વિશેષ તે વખણાય;
નાચે બહુ તે નટ ભલો, ન્યાય કરે તે રાય. ૨૨.
દુખ દિન હલકા કામની, લાજ ન ધરિયે લેશ;
જીવ્યો શર્પણ વેચિને, નર હરિચંદ્ર નરેશ. ૨૩.
ભલો ભણેલો ભૂપતી, રૂડો હતો નળ રાજ;
તોય અધમ ધંધો અતી, કર્યો પેટને કાજ. ૨૪.
ભણતરથી ભાગે નહીં, ભૂખ તરશના ભોગ;
દિલગિરિ ઉપજે દસગણિ, જો ન જડે ઉદ્યોગ. ૨૫.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વાયુ ને વળિ અગ્નિ મિત્ર, મળિને ધંધો ધર્યો ઢોરનો;
દીઠો મેં જળદેવ ઘંટિ દળતાં, જે સ્વામિ છે જોરનો;
દોડી દોડિ કરેજ દેવિ વિજળી, કાશીદનાં કર્મ ત્યાં;
શાસ્ત્રી પુત્ર સુતારકામ શિખનાં, શાની ધરે શર્મ ત્યાં. ૨૬.

દોહરા.

ગણે જાજવી આબરૂ, આપ આપને ઉર;
ભિક્ષુક લાજે મજુરિયે, ભિખતાં મરે મજૂર. ૨૭.
હોય પ્રમાણિકપણું ઘણું, વળિ ઉદ્યોગી અંગ;
દરિદ્રતાને દુર કરી, સુખનો પામે સંગ. ૨૮.

ચોપાઈ.

વેપારે લક્ષ્મીનો વાસ, કાં તો પૃથવી પતિની પાસ;
કદિ ખેતીમાં પામે કોય, નિશ્ચે ભીખવિષે નવ હોય. ૨૯.

દોહરા.

વાટે જતાં વિદેશમાં, ગરવો ભણતાં ગ્રંથ;
આપદમાં ઉદ્યોગનો, જડે પૂછતાં પંથ. ૩૦.
આશ્રય કરિયે કોઈનો, એછે રૂડી રીત;
વેલા પણ વાડે ચઢે, નિર્ભય થવા નિચિંત. ૩૧.
બેસે ઊંચે આસને, વાયસ પક્ષ પ્રતાપ;
પક્ષ વિના ગજરાજ પણ, ભોંય ઉભો રહે આપ. ૩૨.
વિદ્યા બીજ વિગત વડે, વાડી વિનય વવાય;
આવિ મળે ઉદ્યોગ જળ, તો ધનનાં તરુ થાય. ૩૩.
શહેર વસતા કુળ વિષે, થાય ધનપતી કોય;
સાગર વગર તળાવમાં, મોટો મગર ન હોય. ૩૪.
ધંધો નમળે ધનવિના, ધનવિણ મળે ન ધાન;
ધાન વિના ધીરજ તજે, વિણ મતિને વિદ્વાન. ૩૫.
સૂમતણી સેવા થકી, કે ભિક્ષાથી ભ્રાત;
વળિ વસતાં કુગ્રામમાં, જાય ન દરિદ્ર જાત. ૩૬.
સુધરાઈ ઉદ્યોગનો, વિશ્વ વિષેછે વાસ;
મૂળ તેહનાં બેજછે, કાં આશા કે ત્રાસ. ૩૭.
સહાયતાથી સર્વદા, કરાય ઝાઝું કામ;
ચશ્માંથી દેખે ઘણું, દષ્ટી દલપતરામ. ૩૮.

મનહર છંદ.

હોડી તુટી હોય તોય તેમાં લે ઉતારૂઓને,
એતે ખાડીમાં ઊંડા ઉતારવા કે તારવા;
વૈદક ભણ્યા વિનાનો વૈદ બની વૈદું કરે,
એ તે એનું શરીર સમારવા કે મારવા;
કામ મય કથા કહી કહે જીતો કામ ક્રોધ,
એ તો અગ્નિ ભારેલો ઉભારવા કે ભારવા;

દાખે દલપત શસ્ત્રવિના જૈ સંગ્રામ સજે,
એ તે શત્રુ સૈનને સંહારવા કે હારવા. ૩૯.

દોહરો.

આળસ તજિ ઉદ્યમ કરો, ચિતમાં કરી વિચાર;
સુખ પામે જન સર્વદા, વળિ સુધરે સંસાર. ૪૦.

## વૃક્ષ પ્રબંધ.

મનહર છંદ.

દોડતું દરિદ્રજવા આમ કરો આમ કરો,
દેખો જ્યાં ઉદ્યોગ ત્યાં મુકામ કરો કામ કરો;
રળીને બે રૂપૈઆનો ઠામ કરો ઠામ કરો,
નવા ગ્રંથો રચાવા ઈનામ કરો નામ કરો;
નબળાને દાન બે બદામ કરો દામ કરો,
રહો નહિ શુસ્ત હૈયે હામ કરો હામ કરો;
દેશ પ્રીતી દેશિયો તમામ કરો મામ[1] કરો,
દોસ્ત ખરો દલપત રામ કરો રામ કરો. ૪૧.



[1] મામ–મમતા.

દોહરો.

જો નર તું આ જગતમાં, ધનની ઇચ્છા ધાર;
તો વસજે વાસો કરી, વિશેષ જ્યાં વેપાર. ૪૨.

---

### ધીમે ધીમે કામ કરવા વિશે.

ઇંદ્ર વિજય છંદ.

ન ખણાય કુવો ક્ષણમાં ખણતાંજ,
ખણાય કુવો ખણતાં ખણતાં;
ન ચણાય હવેલિ પુરી પળમાંજ,
ચણાય પુરી ચણતાં ચણતાં;
ન વણાય પુરૂ પટતો પળમાંજ,
વણાય પુરૂ વણતાં વણતાં;
ન ભણાય ઘણું દિનમાં દલપત્ત,
ભણાય ઘણું ભણતાં ભણતાં. ૧.

દોહરા.

ઝટ ફેરવી શકાય નહીં, સદા ચાલતો રાહ;
ઢાળે ફેરવતાં ફરે, પાણીતણો પ્રવાહ. ૨.
કેટ કામ વખતે બને, ઉતાવળે નવ થાય;
રતવિણ ફળ લાગે નહિ, કરતાં કોટિ ઉપાય. ૩.
જે કારજ રસ્તે પડે, પછિ એમાં શ્રમ અલ્પ;
જો પૈડાં ફરે, ચડે, ઘોડાને શ્રમ સ્વલ્પ. ૪.
ઝટપ થાય ઘડિ અધ ઘડી, કામ તેમ ન ગણાય;
ઘડિ અધ ઘડિ દોડાય પણ, દિનભર નહિ દોડાય. ૫.
કામ અજાણ્યું કારમું, કરવા ન ધરો ચંત;
આવ્યો કોઠે સાતમે, અભિમન્યૂનો અંત. ૬.
પ્રથમજ છેલ્લે પગથિયે, પગ કદિ નહિ પરઠાય;
એક એક ઉલંઘતાં, ચઢિયે તેમ ચઢાય. ૭.
સાહસ કારજ જે કરે, તેની નિંદા થાય;
પણ જો આવે ફાવતું, તો વિશેષ વખણાય. ૮.
સિદ્ધિ ન પામે સમય વિણ, કેટ કામ કરનાર;
રસાળ[1] નફળે રત વિના, રોતાં રાજ કુમાર. ૯.
કેટ કામ કરનારનો, પછિ જશ વધે અપાર;
દેખે નહિ ફળ દૃષ્ટિયે, રાયણ રોપણહાર. ૧૦.
અપક્વ ફળનાં બીજને, વાવે ફળ નહિ થાય;
બીજ બિચારૂં બગડશે, મિથ્યા મહેનત જાય. ૧૧.
ઉત્તમ રચના એકદમ, સૃષ્ટિ વિરૂદ્ધની વાત;
જળચર પછિ નર પછી પશુ, પછી રચી જન જાત. ૧૨.
સુધર થડે નહિ એકદમ, જુઓ જગતનો તાત;
હબસણને વિક્ટોરિયા, જુઓ બેય જન જાત. ૧૩.
અણઘડ થઈ પછિ સુધરે, પછી બગડતું જાય;
જનમે બાળ જુવાન થઈ, પછી શિથિલતા થાય. ૧૪.
વણ રસ્તે જન વિચરતાં, પાછો પડે સદાય;
દડો જેટલા જોરથી, અથડાયો હઠિ જાય. ૧૫.
કેટ કામ અભ્યાસનાં, પણ નહિ બુદ્ધિ પ્રકાશ;
નટડી નાચે દોરપર, અકલ નહિ અભ્યાસ. ૧૬.
જુગતે કરાવો જાણિયે, જડપણ કરશે કામ;
વરાળ જંત્રો વિશ્વમાં, દેખો દલપતરામ. ૧૭.
કળથી કારજ નીપજે, બળથી તે ન કરાય;
આગ ગાડિ દિન એકમાં, જુઓ દૂર બહુ જાય. ૧૮.
અપજશ[1] પણ શુભ કામનો, અપજશ નહીં ઉજાસ;
અક્ષરમાં સૌ શુભ ગણે, કાજળની કાળાશ. ૧૯.
પ્રતિપક્ષીને પણ ગમે, ભલો શિરસ્તો ભાળિ;
પરધર્મી પ્રીતે કરે, હિંદૂતણી દિવાળિ. ૨૦.
નિજકૃત સૌ નરનારને, વહાલું હોય વિશેષ;
ચાંદનિ આડો ચંદ્રવો, બાંધે જાણી બેશ. ૨૧.
નિરખે ફરિ ફરિ નિજ કૃતી, આપે ગણી અનૂપ;
સુત નિજ જાણ્યો સિંધિયે,[2] રાજ કુંવર અનુરૂપ. ૨૨.
તેને કામ ન સોંપિયે, જે દિલગીર જણાય;
આંખે પાટો બાંધિયે, જો તે દુખણી થાય. ૨૩.
વગર વિચાર્યું કામ કરિ, ધન મેળવવા ધાય;
તે ગમારની ગાંઠનું, ગોપીચંદન જાય. ૨૪.

ચોપાઈ.

જોગી પાસે ઠગ જન જઈ, સ્થીર રહે ત્યાં ચેલા થઈ;
દુઃખ પડે તો થાય વિદાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૨૫.
મનલબિયા થઈ આવે મિત્ર, પ્રથમ જણાવે પ્રેમ પવિત્ર;
મતલબ સાધી માર્ગે થાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૨૬.
લલચાવી દેખાડે લાભ, અટપે ઠગ લેવા આભ;
ખુશી કરીને ફોસી ખાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૨૭.

---

[1] આંબો.

[1] સારૂં કામ કરવામાં અપજશ મળે તોપણ પરિણામે વખણાય.

[2] સિંધી—સીંદી, એક રાજાના કુંવરને [illegible] ત્યારે રાજાએ સીંદીને કહ્યું કે [illegible] માથા [illegible] નથી.

જગમાં જોયા ઠગજન જેહ, સ્વારથ સુધી રાખે સ્નેહ;
અંતે અતિશય અવગુણ ગાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૨૮.
કરજ કરી પરણાવે પુત્ર, તે જૂઠું માંડે ઘર સૂત્ર;
પીડા પામે માત પિતાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૨૯.
છેતરિ લેછે છાના છેક, અવર મનુષ્ય ન જાણે એક;
કોઈ આગળ નહિ વાત કરાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૦.
કિમિયાગરનાં એવાં કામ, દેખાડે નજરે બહુ દામ;
લોભી ધન લેવાને ધાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૧.
જે ચોરોનો રાખે માલ, તેમાં નફાતણો ગણિ તાલ;
લાભ, લાજ, ને માલ લુટાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૨.
કૃપણ મનુષ્યની નોકરિ કરે, અતિ આશા અંતરમાં ધરે;
ભુખે મરે, નહિ પેટ ભરાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૩.
દે પૈસાવાળાને દાન, ભલિ વિધ રાજિ થવા ભગવાન;
પુણ્ય કશું તેથી ન પમાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૪.
ખાર જમિનમાં વાવે ક્ષેત્ર, નિરખે નહિ ઉઘાડી નેત્ર;
લાભ કશો ત્યાંથી ન લણાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૫.
અરે સરવ સમજી લ્યો આમ, દિલથી કહેછે દલપતરામ;
વગર વિચાર્યું ધન વવરાય, ગાંઠનું ગોપીચંદન જાય. ૩૬.

દોહરો.

એવું કામ ન કીજીએ, મળે ન જેમાં માલ;
ઉલટું પેસે અંગમાં, ફાંસ કાઢતાં સાલ. ૩૭.

## ફાંસ કાઢતાં પેસે સાલ.

ચોપાઈ.

ગરીબ જનની હરકત ગણી, જો જઈએ જોરાવર ભણી;
તેનો દાબ વધે વિકરાળ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૧.
રદ કરવાને નાનો રોગ, કરે રસાયણનો ઉપભોગ;
બગડે શરિર કરે બેહાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૨.
એક વખત ઉગરવા આંચ, લુચ્ચાને જો દઈએ લાંચ;
ખચિત પછી નહિ છોડે ખ્યાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૩.
જે રાજા જાણે નહિ ન્યાય, ત્યાં જઈ જો ફરિયાદી થાય;
કદિયે ત્યાંથિ ન થાય નિકાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૪.
વરને વશ કરવા ઉર ધરે, કામનિ ભોળી કામણ કરે;
ઉલટું વેર વધેજ વિશાળ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૫.
ધનની મનમાં ઇચ્છા ધરે, જુગટા જેવો ધંધો કરે;
ઉલટી તનની ઉતરે ખાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૬.
લોભી વૈદ કને જે જાય, ઓસડનો કરવા ઉપાય;
ઉલટો રોગ વધારે વાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૭.
દિલમાં શિયાળિયાથી ડરી, સિંહ શરણ ઇચ્છે ઉરધરી;
હાણ કરે તનની તે હાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૮.
સાચવવા સોનાની મહોર, ચોકી કરવા રાખે ચોર;
મૂરખ ખોઈ બેસે માલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૯.
દુષ્ટ ગુરૂને દઈને માન, સુધારવા સોંપે સંતાન;
ચોગણિ ઉલટી વધે કુચાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૧૦.
કૃતઘ્નિ જનની સેવા કરે, ઉરમાં અતિશય આશા ધરે;
તે ધીંગી મન જાણે ઢાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૧૧.
કરે વિચારવિના જે કામ, દિલથી કહેછે દલપતરામ;
તુરતજ તેનો બગડે તાલ, ફાંસ કાઢતાં પેસે સાલ. ૧૨.

## દેખા દેખી કરવા વિશે.

દોહરા.

દેખા દેખી જે કરે, વણ સમજ્યો તે વ્યર્થ;
વગર ભણ્યો લીટાં લખે, એમાં ન મળે અર્થ. ૧.
ઈશ્વર દત્તક ગુણ વિના, દેખા દેખિ ન થાય;
સોનું તરે ન જળ પરે, કાષ્ટ થકીજ તરાય. ૨.
જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ. ૩.

ચોપાઈ.

લાંબા જોડે ટુંકો જાય, મરે નહીં પણ માંદો થાય;
તે માટે તક જોઈ તમામ, શક્તિ વિચારી કરિયે કામ. ૪.
દેખા દેખી સાધે જોગ, પડે પંડ કાં વાધે રોગ;
ગણે મૂર્ખમાં સઘળું ગામ, શક્તિ વિચારી કરિયે કામ. ૫.
સીંચાણો[1] જળ મધે ધાય, મચ્છી પકડી પાછો જાય;
કાગ મરાય કરે જોઆમ, શક્તિ વિચારી કરિયે કામ. ૬.
શૂર મળી સંગ્રામે જાય, બાળકનું મન ઉશ્કેરાય;
ઠોકર ખાઈ મરે તે ઠામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭.
શ્રીમંતો બહુ લાણાં લાહ્ય, ફૂલણજી દેખી ફૂલાય;
દુખે મરે ખરચીને દામ, શક્તિ વિચારી કરિયે કામ. ૮.
જ્યાં વાગે તરઘાયા ઢોલ, બોલે સૌ હિંમતના બોલ;
માંદો મરે ધરે જો હામ, શક્તિ વિચારી કરિયે કામ. ૯.
સહસા કામ ન કરવું કહીં, અનુભવવું એકાંતે રહી;
પછી થશે કેવો પરિણામ, શક્તિ વિચારી કરિયે કામ. ૧૦.
આગળ ચાલી પાછોફરે, માણસ તેની મશ્કરિ કરે;
વળતી નપડે પળ વિશ્રામ, શક્તિ વિચારીકરિયે કામ. ૧૧.

[1] સીંચાણો—શકરો.

નાગા બાવાથી જે થાય, સંસારીથી કેદિ ન કરાય;
બાવાને શેનું બદનામ, શક્તિ વિચારી કરિયે કામ. ૧૨.
જાગો[1] કે નાગો જન જેહ, તમા વગરના હોયજ તેહ;
શીદ કોઈને કરે સલામ, શક્તિ વિચારી કરિયે કામ. ૧૩.
નટ દોરે નાચે ને ફરે, જો બીજો જન એવું કરે;
જાય જરૂર તે જમને ધામ, શક્તિ વિચારી કરિયે કામ. ૧૪.
સમજી લ્યો શીખામણ સાર, કહુંછું સાચું કોટીકવાર;
દાખે મુખથી દલપતરામ, શક્તિ વિચારી કરિયે કામ. ૧૫.

## અપૂર્ણ ઉપાય વિષે.

### દોહરા.

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
થૂંકે કાગળ સાંધિયે, જોતાં ઉખડિ જાય. ૧.
તળાવ નદિયો તૂંબડે, આરપાર ઉતરાય;
સાગર સંપૂરણ ભર્યો, તેતો નહિ તરાય. ૨.

### રોલ છંદ.

નદી નાળું તો તુંબડાથી તરાય, કહો સિંધુ તેથી તર્યો કેમ જાય;
શિશુ રોગને સોયનો ડામ થાય, નહિ ઉંટના રોગનો એ ઉપાય. ૩.
કુવો એક ઘાએ કદી ના ખણાય, ભમંતાં નહિ વેદ આખો ભણાય;
ચડે પેગડે કેમ કિલ્લો ચણાય, ઘડીમાં નહિ અન્ન વાવી લણાય. ૪.

### દોહરા.

બે જણ સેમ્યા હોય ત્યાં, એકે સરે ન અર્થ;
બે કમાડ ને બારણે, વાસ્યું એક તે વ્યર્થ. ૫.
કશું ન નિપજે એકથી, ફોગટ મન ફૂલાય;
કમાડ તાળું બે મળી, ઘરનું રક્ષણ થાય. ૬.
જોઇએ તેમાં એક પણ, ઓછે નહિ નિભાય;
પાયા, ઈસો, ઉપળાં, મળી ખાટલો થાય. ૭.
એક રૂપૈઓ સાંપડે, નાણાવટુ ન થાય;
મળે સુંઠનો ગાંગડો, ગાંધી નહિ થવાય. ૮.
કારજ સહાયતા વિના, કરી શકે નહિ કોય;
કહો હથોડો શું કરે, જો નહિ હાથો હોય. ૯.
નિશ્ચે નિયમ પ્રમાણમાં, કસર કરી ન શકાય;
રંગ જેટલો નાંખિયે, તેવું પટ રંગાય. ૧૦.
ચાકર અલ્પ પગારનો, હોય ન ચોખી ચાલ;
જરૂર જાણો જગતમાં, મૂલ પ્રમાણે માલ. ૧૧.
પોતે કરવા યોગ્ય તે, પરને સોંપે કામ;
તે પણ પછિ પસ્તાયછે, દિલમાં દલપતરામ. ૧૨.

[1] જાગો—મોટા જગન કરી શકે તેવા શ્રીમંત.

## આળસ વિશે.

### દોહરા.

આળસ ભૂંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ;
પેસે જેના પંડમાં, બહુધા કરે બગાડ. ૧.
જન આળસના ઝખમથી, જે કોઈ ઝખમી થાય;
પડે પથારી પાથરી, જીવન રહિત જણાય. ૨.
ભ્રષ્ટ કરે ભણનારને, ઉપજી આળસ અંગ;
ભક્તી કરતાં ભક્તને, કરે ભજનમાં ભંગ. ૩.
અધ ઘડિ પછી જઈશ હું, દેતિ દિલાસા એમ;
વગર ખસેડી નવ ખસે, જળોઈ વળગે જેમ. ૪.
આળસમાં દુઃખ અતિ ઘણાં, ભર્યાં રહે ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૫.
કદી આપણા કામનો, કોઈ કરે અટકાવ;
તે જુલમીપર કીજિયે, જઈ રાવળે રાવ. ૬.
જુલમી આળસ ઉપરે, ક્યાં કરિયે ફરિયાદ;
વ્યર્થ અમુલ્ય વખત કરે, ફોગટ કરી ફિસાદ. ૭.

## વિદ્યા મહિમા.

### દોહરો.

વિદ્યા બીજ વિગત વડે, વાડી વિનય વવાય;
આવિ ઠરે ઉદ્યોગ જળ, તો ધનનાં તરુ થાય. ૧.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વિદ્યા વેલડિને વિચાર જળથી, સીંચી સદા કાળમાં;
શાખા પાન સમાન જ્ઞાન પસર્યું, આકાશ પાતાળમાં;
ફૂલ્યાં ફૂલ કળા કુશલ્ય ફળતો, ફાલ્યાં ભલી ભાતનાં;
અગ્નીના રથ આગબોટ બલુનો, જંત્રો જુદી જાતનાં. ૨.

### મનહર છંદ.

વિલાયતી વાજાં તાજાં સરસ રચેલાં સાજાં,
આવીને બિરાજ્યાં જેણે શોભા અતિ આણીછે;
બીજા પદારથો મુગે મુગે મોઢે બેશી રહે,
એથી શું આ ભૂમિકા વિશેષ વખાણાણીછે;
શું થયું જો અંગ અંગ રૂપના તરંગ પણ,
વાણી શુણી જાણિયે જે શાણી ઠકરાણીછે;
જેમ રૂડો રાજમાં સુધારો કર્યો હોય તોય,
વાણીખાતા વિનાં તો સુધારો ધૂળ ધાણીછે. ૩.

દોહરો.

જેમ વધે વિદ્યા ઘણી, તેમ કરો તતકાળ;
તો કરૂણા તમ ઉપરે, કરશે દીન દયાળ. ૪.

મનહર છંદ.

આહાર મેળવવા ઉપાય કામ કરવાને,
શત્રુ સામે પોતાના શરીરને ઉગારવા;
કોઈ પ્રાણિને તો પરમેશ્વરે આપ્યાંછે શિંગ,
કોઇને તો દાંત દીધા જોરથી વિદારવા;
કોઇને પ્રભુએ આપ્યું પુંછડે પરમ બળ,
કોઇને તો નખ આપ્યા મહા બળે મારવા;
કહે દલપતરામ જગ કરતારે આપી,
માણસને વિદ્યા સર્વ કારજ સુધારવા. ૫.

દોહરો.

સાંભળ માત સરસ્વતી, તુજને લક્ષ્મી તુલ્ય;
ભણનારા ઉપમા ભણે, ભણનારાંની ભૂલ. ૬.

મનહર છંદ.

કોથળી કથન કહે કાગળને હિમતથી,
કિમત વિચારી તારી દીસે બે બદામની;
હુંતો સુખે વસું કદી ખમું ન હવેલી મેલી,
તું કરે ગુલામ જૈ ગુલામી બધાં ગામની;
કાગળ કહેછે મારી પ્યારી તું વિચારી બોલ,
કંથની કમાઈથી કલોલ કરે કામની;
કાગળ જો આગળ નજર રાખતો નહોય,
હોય તું તો એવી જેવી કોથળી હજામની. ૭.

દોહરા.

ધન, વિદ્યા, અધિકારની, જોતાં હદ ન જણાય;
અંત નહિ આકાશનો, ગરૂડો ગોથાં ખાય. ૮.
સર્વ કળાનું કોઈથી, ધરાય નહિ અભિમાન;
જુઓ કળા કુંભારની, શું જાણે વિદ્વાન. ૯.
જે વિદ્યામાં જે કુશળ, તે જાણે તે મર્મ;
પંડિત જન જાણે નહિ, કુંભકારનું કર્મ. ૧૦.
આવે જે ઉપયોગમાં, ઉત્તમ વિદ્યા એહ;
ભણ્યો ગણ્યો ભૂખે મરે, તો નર ન ભણ્યો તેહ. ૧૧.
વિદ્યા, વનિતા, વેલિ, ધન, જુએ ન ગુણ કે જાત;
જેને સહવાસે વસે, રહે તેથિ રળીયાત. ૧૨.
ગુણ દુર્ગુણ દિલ નવ ગણે, રૂપે નહિ રીઝાય;
વિદ્યા, વનિતા, વેલ, વસુ, જ્યાં વળગે ત્યાં જાય. ૧૩.
બુદ્ધિ ને તરવાર તે, વાવર ત્યાં વવરાય;
સ્નેહીનાં કે શત્રુનાં, છેદે શિર છેદાય. ૧૪.

ઈંદ્ર વિજય છંદ.

બાળક તું પ્રતિપાળકને, દુઃખ ટાળક દેખિ ભલે ભજિ લેજે;
જાણિ શકીશ અજાણપણું, તજિ જાણિશ જો જુગતી અતિ જેજે;
લોક અને પરલોકતણી ગતિ, તેમ ત્રિલોકતણી ગતિ તેજે;
દીન બની દલપત્ત કહે નિત્ત, દેવિ સરસ્વતિમાં દિલ દેજે. ૧૫.

દોહરા.

દશે ન વિદ્યા આદરે, સોળે ગુણ ન પ્રકાશ;
વીશે સુત સુધર્યો નહિ, તો સુધર્યાનિ ન આશ. ૧૬.
ભણિને સુધરે બાળપણ, તો જીવતર ઉતકર્ષ;
ચોમાસું સુધર્યા થકી, સુધરે આખું વર્ષ. ૧૭.
નહિ લૂખી છે ચોપડી, રસ જો રૂદય ધરીશ;
પોષણ થાશે પંડનું, અક્ષર પદ પામીશ. ૧૮.
વિદ્યા ભણાવનાર કે, જો ઓસડ પાનાર;
પ્રથમ શત્રુ સમ લાગશે, પણ અંતે ઉપકાર. ૧૯.
તૂટે દરિદ્ર તેહનું, ભલિ વિધ હોય ભણેલ;
કીકી છે તો કોઈ દિન, મટે આંખનો મેલ. ૨૦.

મનહર છંદ.

કાચલીમાં ખાતો તેણે કાચ લીધો જોવા મુખ,
નાચતો પંડે તે ઘેર નાચ તો પડાવે છે;
કાવાદાવા કરતો તે કેવી રાખે કાવાદાની,
કોઠીયો[1] વેડતો તેતો કોઠિયો ઘડાવે છે;
કોશ હાંકતો તે જવા કોશ હામ ઘાલે નહિ,
કોટ વાળતો તે કોટવાળને અડાવેછે;
કેળ વાવતો તે કેળવાઇને થયોછે કેવો,
કેવડો પાતો તે ઘોડો કેવડો દોડાવેછે. ૨૧.

દોહરા.

તે નર સુધર્યો તે ભણ્યો, બુદ્ધિમાન પણ તેહ;
ભુલે નહિ ભગવાનને, ડરે દોશથી જેહ. ૨૨.
વિદ્યા સઘળી વાંચિને, અંતર સમજો આમ;
પ્રીતે નીતી પાળવી, દાખે દલપતરામ. ૨૩.

મનહર છંદ.

અરે મનસુખા થાણું થાપવા ઠેકાણું શોધી,
કુઠેકાણું તજી સુ ઠેકાણું જોઈ ઠરીએ;

[1] કોઠીનાં ઝાડ.

હર ઘડી આલતી રમૂજ રૂપી હવા હોય,
જ્યાં સુબોધની ઉજાસ વારૂ ત્યાં વિલસીએ;
કુટિલ કપટી ન કપટકરી શકે કોઈ,
નીતિ ખુશબોઈ જોઈ ખોઈ કેમ ખશીએ;
ઠરવાનું ગણી ઠામ કહે દલપતરામ,
તજી અન્ય આળય વિદ્યાળયમાં વશીએ. ૨૪.

દોહરો.

સોનું ને શ્રીમંત જન, મોંઘાં હજો હમેશ;
પણ પંડિત પાણી પવન, સોંઘાં હજો સુરેશ. ૨૫.

નિબંધ લખવાની રીત.

શેનું બનેછે ને તેથી બનાવાનું કારણ શું,
કારણ બતાવો અંગો અંગના આકારનું;
આવે શાશા ઉપયોગે એ વિના શી અડચણો,
હોય તે બતાવો બીજું જેજે એની હારનું;
જંગલીથી સુધરેલા જનોમાં જેવું જણાય,
વદો એનું વર્ણન એવા અનુસારનું;
કહે દલપતરામ ક્યાં ક્યાં છે લખેલું નામ,
જો લખો લખાણ લખો એટલા વિચારનું. ૨૬.

દોહરો.

દઈએ જો દ્રષ્ટાંત તો, શોભે સઘળી વાત;
જેમ ભલાં ભૂષણ થકી, શોભે જુવતી જાત. ૨૭.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જે વિદ્યા ધન ધાન્ય માન્ય ફળદા, જે દેશ કાળે જુઓ;
તે વિદ્યા સુતને સદૈવ શિખવો, ખાલી ન વેળા ખુઓ;
જે વિદ્યા ભણવાથિ ભિક્ષુક રહે, તેતો કશા કામની;
જૂની જેહ નદી થઈ જળ વિના, તેતો નદી નામની. ૨૮.

## નિશાળ.

આર્યાવૃત્ત.

સુપાત્ર કરિ શોભાવે, સુઘડ ઘડી ઘાટ સૌ થકી સારા;
કુપાત્રતા દૂર કાઢે, શિક્ષક કે શ્રેષ્ટ કંસારા. ૨૯.

મનહર છંદ દ્વિઅર્થી.

ઘડાતાં ઘડાતાં અણઘડ જ્યાં સુઘડ થાય,
કઠણનાં કાળજાં અભેદ જ્યાં ભેદાયછે;
વાંકાં મટી શીધાં થાય મલિનતા મટી જાય,
ચોપડીને રસે તે ચળકતાં કરાય છે;
જુદી જુદી જાત એક સ્થાનમાં જોડાઈ જાય,
અને પછી જુઓ એના અંગમાં ખીલાયછે;
રથ ઘડા બીજે ઠામ કહે દલપતરામ,
આતો શાળા અરથ ઘડાની ઓળખાયછે. ૩૦.

ઉપજાતિ વૃત્ત.

ખગોળ ભૂગોળતણાજ ગોળા, દિસે રૂડા નારિ નિશાળ ડોળા;
જુઓ નકાશા પટચિત્ર વાળાં, વિચિત્ર વસ્ત્રો રચિયાં રૂપાળાં. ૩૧.

દોહરો.

શીક્ષક કહેછે શીશ્યને, ભણ વિદ્યા ભૂગોળ;
ખૂબ એશિયા ખંડની, ખરી કરીલે ખોળ. ૩૨.

હરિગીત છંદ.

રૂશિયાન તુર્કસ્તાન ચીન ઇરાન એતો ચારછે,
જાપાન ને અફ્ગાન વળિ તીબેટ ને તાતાર છે;
સીયામ હિંદુસ્તાન અર્બસ્તાન એ અગ્યારછે,
બ્રહ્મદેશ સુદ્ધાં એશિયામાં પેશિયા એ બારછે. ૩૩.

દોહરા.

બારે દેશ બધા ફરે, ઉદ્યમ કરે અપાર;
પણ પ્રભુની કરૂણાવિના, લાભ ન થાય લગાર. ૩૪.
માટે સૌ ઉદ્યોગમાં, પુરો ધરીને પ્રેમ;
પ્રભુની કરૂણા માગવી, મળે તે થકી ક્ષેમ. ૩૫.

---

## દેશાટન વિષે.

દોહરા.

વિદેશમાં વિચર્યાવિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય. ૧.
ઘેર રહે લક્ષ્મી ઘણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ. ૨.
વિદ્યા સદ્ગુણ વિનયતા, હોય ચપળતા હામ;
ઠરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ. ૩.
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપતણાં સંતાન. ૪.
સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ;
પ્રેમ ધરી વિધિ પાળતાં, નિર્મળ કરવું નામ. ૫.
જો ધનની ઈચ્છા ધરો, તો ખરૂં માનિ ખચીત;
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદી રીત. ૬.
પ્રયાણ કરિ પરદેશમાં, પરવરિ લાંબે પંથ;
કોટિકળા કૌશલ્યનો, ગુણિજન લાવો ગ્રંથ. ૭.

મનહર છંદ.

શૌર્ય ધરી શૂરવીર સંચરી સંગ્રામ સજે,
ઢાલ આડી ના ધરે તો કેમ રહે કોટમાં;
ઝાલી સમશેર પછી ઝાલતાં ન ઝાલ્યા રહે,
શત્રુતણું છેદે શીર ચાહો ચડિ ચોટમાં;
હાર જીતનો વિચાર હોય ન લગાર હૈયે;
ખુશી ખુશી રહે ખૂબ ખૂબ લાભ ખોટમાં,
તેમ જો વિશેષ દાઝ દીલ લે સ્વદેશતણી;
વેષ લે વિદેશિનો ને ખેશ આગબોટમાં. ૮.

દોહરા.

સો જોજન સમ ચોરસે, દૂર તજ્યો જ્યાં દેશ;
સમજ પુરૂષ શા માત્ર છે, વેંત સાતનો વેષ. ૯.
દુઃખમાં મોટમ મેલિયે, દૂખમાં તજિયે દેશ;
અળગો કરિયે અતિ દુખે, વરણ જાતિનો વેષ. ૧૦.

ઈંદ્રવિજય છંદ.

વાંચિ પ્રવાસની વાત વિશાળ, અહો ધનવંત વિચાર ધરોરે;
ઊંદર જેમ રહે દરમાં, ઘરમાંજ ઘલાઈ તમે ન ઠરોરે;
દેશ વિદેશ વિશેષ જુઓ, દલપત્ત કહે દિલમાં ન ડરોરે;
બુદ્ધિ પ્રકાશ પ્રકાશિત તેમ, તજી ઘરવાસ પ્રવાસ કરોરે. ૧૧.

દોહરા.

મુકામ કે વિશ્રામથી, છેટે જતાં ખચીત;
સર્વ ચીજ સંભાળવી, આ બે બોલિ કવીત. ૧૨.

મનહર છંદ.

પાણી પાત્ર, ગળણું, ને દોરી, પાણિયારૂં મારૂં,
ભોજન માટે રસોડું ભાજન ભાતાનું છે;
નાવણીયું એજ મારે નિત્યનો નાવાનો ચોક,
અખોટિયું એજ શણગાર સજવાનું છે;
દેવ પુજા, દીવાસળી, તેતો દેવ સ્થાનક છે,
પલંગ, સમાન સંગે સુંદર બિછાનું છે;
દેખી લે મુસાફર તું કહે દલપતરામ,
કોથળો મુસાફરીનું મંદિર મજાનું છે. ૧૩.
ખરચીનું નાણુંછે તે જાણુંછું ખજાનો ખાસો,
દફ્તરને દવાત તે દિવાન ખાનું છે;
નકી પાન સોપારીનો વાટવો નજર બાગ,
દવાખાનું ખાસું પ્રૌઢ પોટકું દેવાનું છે;
સોટી, સોય, દોરા, છરી, તે તો અસ્ત્ર શસ્ત્ર સારાં,
છત્રિ છત્રપતિતણું, ચિન્હ તે કયાં છાનું છે;
દેખી લે મુસાફર તું કહે દલપતરામ;
કોથળો મુસાફરીનું મંદિર મજાનું છે. ૧૪.

દોહરા.

પુરૂષ જાય પરદેશમાં, રળતાં પામે રિદ્ધિ;
જન્મ ભુમીમાં જઈ પછી, શોભાશે સમૃદ્ધિ. ૧[illegible]

...તજે;
...દેજે. ૧૫.

સંપવિષે.

દોહરા.

સંપ સજો સજજન સઉ, સંપે [illegible] ન પ્રકાશ;
સંપ વિના ઉદ્યોગ સૌ, [illegible] સુધર્યાનિ ન આશ. ૧
જથા બંધ સંપી વસે [illegible], તો જીવતર ઉતકર્ષ;
કદી દળાય ન [illegible], સુધરે આખું વર્ષ.
શ્રેષ્ઠ કાજે પણ [illegible]ચોપડી, રસ જો રૂદય ધરીશ;
લાખ જણા[illegible] પડતું, અક્ષર પદ પામીશ.
વિચરે અ[illegible]નાર કે, જો ઓસડ પાનાર;
મરે [illegible]તુ સમ લાગશે, પણ અંતે ઉપકાર.
[illegible] દરિદ્ર તેહનું, ભલિ વિધ હોય ભણેલ;
ચોસરમાં છે તો કોઈ દિને, મટે આંખનો મેલ.
એ[illegible] તા[illegible]

મનહર છંદ.

જો જુગતે જુગ જો[illegible] તેણે કાચ લીધો જોવા મુખ[illegible]
દોસ્ત શુણો દલપત્ત કહે[illegible] નરા ખાર જો જુગ[illegible]
ત્રાહિત વીર વચે ન પડે, વચમાંહિ પડેલ મટે નહિ વાંધો;
દાળ મળી રસરૂપ દિસે ન, વિના જળ જો રૂડી રીતથી રાંધો;
કાપડ સાંજુ કદી ન બનેજ, ગમે ત્યમ ગાંઠ બરાબર બાંધો;
ત્રાહિત તંતુ મળે દલપત્ત, મળે સુખ દાયક સુંદર સાંધો. ૬.

દોહરા.

અણબનાવવાળાં મળે, મરે એકકે બેય;
પાણીને પાવક મળ્યાં, કહોજી કેમ રહેય. ૭.
બેની લડાઈમાં પડે, જન તે માર્યો જાય;
ઘંટીના બે પડવિષે, દાણા પડયા દળાય. ૮.
સજ્જન આ સંસારમાં, સગાં ભલાં કે સંપ;
પડી ફાટ પાષાણમાં, લાગ્યું વચમાં લંપ[1]. ૯.
સંપ કરે કિંમત વધે, ઘટે કરે મન રીસ;
થાય અંક સુખ ફેરવે, ત્રેસઠના છત્રીસ. ૧૦.

---

[1] પથરામાં ફાટ પડતો ત્યાં લાંપડુ ઘાસ ઉગીને પોતાનું વતન કરેછે.

છપ્પા.

ગિરિજા ગંગા સોકય, હશે હરરોજે લડતી;
ઈંદુ અગ્નિની જ્યોત, પરસ્પર નિશ્ચય નહતી;
વાઘ વૃષભને વેર, મોર મણીધરને મારે;
સિંહ હાથિનું શીર, તોડવા તુરત વિચારે;
શિવ સેવક દાનવ દેવ બહુ, મારા મારી કરિ મરે;
ઘરમાં એવો કજિયો ઘણો, સહન થયો નહિ શંકરે. ૫૯.
સપ્ત ધાતુમય સરસ, શૈલ કૈલાશ વસે હર;
ધનપતિ ધાર્યો મિત્ર, કરે આશા કિંનર નર;
લંકા સરખાં લાખ, દાસને બખશિશ દેછે;
ગરૂઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લેછે;
પણ બે બૈયર ચડબડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે;
શિવશયન કરે સમશાનમાં, ભીખ માગિ ભોજન કરે. ૬૦.

દોહરો.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટંબમાં, શીતળ રહે સદાય. ૬૧.

છપ્પો.

જુઓ ઈંદુને અંગ, રોગ ક્ષય લાગિ રહેછે;
રાહુ સમો શિર શત્રૂ, વાર ઘણિ ઘેરી લેછે;
કાળું લાગ્યું કલંક, વિર્હણી ગાળો આલે;
ચોથ તિથીમાં લોક, ચક્ષૂ આડી કરિ ચાલે;
વળિ તેજ પ્રતાપ વધે ઘટે, ક્લેશ કદી નવ મન કરે;
જોઈ સંપ કુટંબ નક્ષત્રપતિ, સદા શિતળ થૈને ફરે. ૬૨.

દોહરા.

સંપ વિના સુખિ હોય જન, સૌ પૂરે જો સાખ;
તો પરિ પૂરણ પેટ ભરિ, રમા ગરવ તું રાખ. ૬૩.
જગમાં બહુ જન ધન વિના, સંપ થકી સુખવંત;
સાખ પુરે સંસારમાં, એની લોક અનંત. ૬૪.
તો તારૂં અભિમાન તજી, રહેજે શરમ સમેત;
વગર વિચાર્યું બોલતાં, ફોગટ થઈશ ફજેત. ૬૫.
સાખ ન પૂરે સર્વતો, બહુ બકવે શું થાય;
આપ બડાઈ આપમુખ, ગંડક લોકો ગાય. ૬૬.

ચોપાઈ.

કર બકવા તું સંપ કુપાત્ર, મુજ આગળ તુંછે કુણમાત્ર;
વસું વિષ્ણુને અરધે અંગ, નહિ લવવા લાયક તુજ સંગ. ૬૭.
અતિ જનમાં પામ્યો અપમાન, સમજ્યો નહીં ન આવી સાન;
ત્રઢયો રાવણે પકડી કેશ, દુરજોધને તજાવ્યો દેશ. ૬૮.
જાદવના કુળમાં પણ જઈ, નાઠો અંતે નિર્લજ થઈ;
રહિ ન શક્યો જ્યાં મારૂં રાજ, નિર્લજ તને નઆવે લાજ. ૬૯.
જે જગમાં જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય;
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછિ અદકો કર ઉચ્ચાર. ૭૦.
જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઉભા થાય;
આપે વળી ઉત્તમ આસંન, નહિ સન્માન લહે નિર્ધન. ૭૧.
ધનિનાં બાળક નહાનાં વરે, નિર્ધનનાં કુંવારાં ફરે;
સૌકો સગા સધનના હોય, નિર્ધનિયાનું ન થશે કોય. ૭૨.
વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી;
સરે સિપારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર. ૭૩.
નિવડે ધનવંતાનો ન્યાય, જન નિરધનિયો માર્યો જાય;
લક્ષ્મી વિના શ્રી વિષ્ણુ જેહ, સમર્થ રહિ શકે નહિ તેહ. ૭૪.

દોહરો.

સંપ કહે તે સર્વ તુજ, ફંદનિ વાતો ફોક;
સંપ વિના શ્રી વિષ્ણુ પણ, સદાય પામે શોક. ૭૫.

છપ્પા.

સંપ વિના ગોલોક, શોક રાધા વિરજાનો;
સંપ વિના સંતાપ, રૂકમણી સત્યભામાનો;
સંપ વિના શ્રીરામ, વસ્યા સીતા લઈ વનમાં;
સંપવિના મૃગ મારિ, ખોઈ સીતા ખળજનમાં;
મહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષમીપતી;
એવાને આસું આવિયાં, કહો મનુષની કુણ ગતી. ૭૬.
કૌશળદેશ નરેશ, જગત દશરથને જાણે;
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલક્ષ, ભલાજન કિરતી ભાખે;
કેકૈ ને કૌશલા, રાણિયો સંપ ન રાખે;
નૃપ મોત વિના મૃત્યુક થયું, સંપ વિના સુત વન ગયા;
વળિ જગમાં જુઓ વિચારિને, સંપ તજી સુખિ કો થયા. ૭૭.

દોહરો.

સંપ શુણો કમળા કહે, તજ અભિમાન અભંગ;
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તુરત તુજ સંગ. ૭૮.

છપ્પા.

કિસકંદાપુરિ ભૂપ, વાળિ સુગ્રિવ બે વાનર;
સેવ્યો જ્યાં લગિ સંપ, સૂખ પામ્યા ન સ્વતંતર:
કાપિ સંપનું નાક, તજ્યો સુગ્રિવને જ્યારે;
રાખ્યું સ્વતંત્ર રાજ; વાળિ સુખિ વસિયો ત્યારે;

ચોપાઈ.

આવિશ તુજ ઘરભણિ હું આજ, સારિશ ધનનાં સઘળાં કાજ;
શુણિ હરખ્યો સા નિર્ધન નામ, ત્યાં પૂરૂષ દીઠો તે ઠામ. ૩૨.
નેણ શિતળ સ્નેહે ભરપૂર, દેખી આનંદ ઉપજે ઉર;
મુખમાં વાણી મધુરી ઘણી, તોડે અડચણ[1] રસ્તાતણી. ૩૩.

સવૈયા.

પોપટ કોકિલ મોરનિ વાણિ, કહે સગલા કવિરાજ વખાણી;
કામની કંઠ વર્ખણ કરે કઈ, બાળક બોલિ સુ તોતળિ જાણી;
મોરલી નાદ ધિમે ઘનગાજ, કહે કઈ મીઠિ કવીનિ કહાણી;
એ સહુ વાદ વૃથા જગ મધ્ય, મિઠી સઘળા થકી સંપની વાણી. ૩૪

દોહરો.

મોરલિ નાદે નાગ જયમ, ડોલે દ્વેષ વિસારિ;
સંપનિ વાણી સાંભળી, સૈ રીઝે સંસારિ. ૩૫.

સવૈયા.

કુત્સિત કાગ કપોતનિ વાણિ, કહે સઘળા કવિયો અવખાણી;
શ્વાન મહીષ મની અજશબ્દ, કહે વળી નષ્ટ કવીની કહાણી;
ગર્ધવ ગીધ ઉલૂક ગીરા, જગમાં અપશુકન કરી જન જાણી;
એ સહુવાદ વૃથા દલપત્ત, કહે બડિ ક્રૂર કુસંપનિ વાણી. ૩૬.

ચોપાઈ.

નર રૂડો નિરખી નિરધાર, એ પ્રતિ વણિકે કર્યો ઉચ્ચાર;
શાથિ પધાર્યા શું તમનામ, કહો અહીં આવ્યા શે કામ. ૩૭.
હું છું સંપ હરીનો દાસ, પુરારિયે[2] પ્રેર્યો તુજ પાસ;
જો હુંને લક્ષ્મીમાં નેહ, તત્વ સમજ તુંતો લે તેહ. ૩૮.
સાહ કહે તુજમાં શો માલ, લક્ષ્મી લઈને થાઉ નિહાલ;
બોલ અધિક તારૂં બળ હોય, વળી વિચારી સમજુ સોય. ૩૯.

દોહરા.

સંપ કહેછે શેઠ તું, વિચાર મારી વાત;
સંપતણો મહિમા સદા, વિશ્વ વિષે વિખ્યાત. ૪૦.
સૃષ્ટિ સમે સૌ માનવી, વસતાં વન મોઝાર;
બિહિતાં એક બિજા થકી, નોતો સંપ લગાર. ૪૧.
પહેરણ છાલો પાનડાં, ખાવા વનફળ ફૂલ;
વનમાં વશિને વેઠતાં, દેહે દુઃખ અતુલ્ય. ૪૨.
પછિ આપી પરમેશ્વરે, સંપતણી મતિ સાર;
એક બિજાનિ સહાયથી, બન્યાં ભલાં ઘરબાર. ૪૩.
જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુખિ થાય ન જેમ. ૪૪.
અબળ સબળ સૌ સુખિ થયાં, દુઃખ થયું સૌ દૂર;
તે કારણ સૌ સંપનું, જાણો તમે જરૂર. ૪૫.
સંપથકી સુખ સંપજે, સંપથી જાય કલેશ;
જે નરને ઘર સંપ નહિ, લેશે સુખ નહિ લેશ. ૪૬.
તે માટે તુજને કહું, અંતર રાખ્ય ઉમંગ;
લાલચ મેલી લક્ષ્મીની, સંપતણો સજ સંગ. ૪૭.
સાંભળી ભાષણ સંપનું, ચડી રમાને રીસ;
બોલિ ઉઠી બેબાકુળી, કોપ્યો જાણે ફણીશ. ૪૮.
સાંભળ મુરખા સંપ તું, આણે કેમ અભિમાન;
નિર્ધનિયો નર લોકમાં, ક્યાં પામ્યો સન્માન. ૪૯.
ધનથી મન ગમતું મળે, સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે સેવક થઈ, હોય દ્રવ્ય જો હાથ. ૫૦.
થળ થાનક જળ ધન કરે, જળ થાનક થળ થાય;
ઉજડ વડા અરણ્યમાં, ધનથી શેહેર વસાય. ૫૧.
વણકર ધનને વાસતે, આપે વસ્ત્ર અપાર;
ધનકારણ સોનાર પણ, સરસ ઘડે શણગાર. ૫૨.
પામર ઉચકે પાલખી, બેસે ધનિનાં બાળ;
હુકમ ચલાવે હામ ધરિ, પૈસાથી મહિપાળ. ૫૩.
સંપ કરીને શૂદ્રજન, ઉપજાવે તરૂ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે, લક્ષ્મી વાળા લોક. ૫૪.
આજ પછી અભિમાનનો, બોલીશ માં મુખ બોલ;
નહિતો નિર્લજ તું થશે, તરણા સરખે તોલ. ૫૫.

છપ્પા.

સંપ કહે શુણ રમા, જનમ તારો હું જાણું;
વળિ જાણે સૌ વિશ્વ, કેમ વિસ્તારી વખાણું;
પય ખારાની પુત્રી, ભયંકર વિષની ભગની;
ક્રિ કરતાં વિશેષ, ઉઠે સંભારે અગની;
વિષપ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે;
તેં જીવી રહીને જગતમાં, દિધા ઉજાડી દેશ છે. ૫૬.
કૌરવ પાંડવ કૂળ, મૂળથી નાંખ્યાં મરડી;
રાવણનું પણ રાજ, ઝડપ તેં નાંખ્યું ઝરડી;
બહુ રાજાનાં રાજ, સંપ તજવાથી તુટયાં;
સરસ હતા સુલતાન, સંપ ફીટે ઘર ફૂટયાં;
પરિપૂરણ લક્ષ્મી સામિને, સંપ વિના નહિ સુખિ રહે;
નિજ ઘરમાં ઘણા કુસંપથી, મોટા પણ મરવા ચહે. ૫૭.

[1] સંપ હરેક શીરસ્તાની અડચણો તોડી નાંખેછે. [2] શિવ.

છપ્પા.

ગિરિજા ગંગા સોકય, હશે હરશેજે લડતી;
ઈંદુ અગ્નિની જ્યોત, પરસ્પર નિશ્ચય નડતી;
વાઘ વૃષભને વેર, મોર મણીધરને મારે;
સિંહ હાથિનું શીર, તોડવા તુરત વિચારે;
શિવ સેવક દાનવ દેવ બહુ, મારા મારી કરિ મરે;
ઘરમાં એવો કજિયો ઘણો, સહન થયો નહિ શંકરે. ૫૯.
સપ્ત ધાતુમય સરસ, શૈલ કૈલાશ વસે હર;
ધનપતિ ધાર્યો મિત્ર, કરે આશા કિંનર નર;
લંકા સરખાં લાખ, દાસને બખશિશ દેછે;
ગરૂઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લેછે;
પણ બે બૈયર ચડબડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે;
શિવશયન કરે સમશાનમાં, ભીખ માગિ ભોજન કરે. ૬૦.

દોહરો.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટંબમાં, શીતળ રહે સદાય. ૬૧.

છપ્પો.

જુઓ ઈંદુને અંગ, રોગ ક્ષય લાગિ રહેછે;
રાહુ સમો શિર શત્રૂ, વાર ઘણિ ઘેરી લેછે;
કાળું લાગ્યું કલંક, વિરહિણી ગાળો આલે;
ચોથ તિથીમાં લોક, ચક્ષૂ આડી કરિ ચાલે;
વળિ તેજ પ્રતાપ વધે ઘટે, ક્લેશ કદી નવ મન કરે;
જોઈ સંપ કુટંબ નક્ષત્રપતિ, સદા શિતળ થૈને ફરે. ૬૨.

દોહરા.

સંપ વિના સુખિ હોય જન, સૌ પૂરે જો સાખ;
તો પરિ પૂરણ પેટ ભરિ, રમા ગરવ તું રાખ. ૬૩.
જગમાં બહુ જન ધન વિના, સંપ થકી સુખવંત;
સાખ પુરે સંસારમાં, એવી લોક અનંત. ૬૪.
તો તારૂં અભિમાન તજી, રહેજે શરમ સમેત;
વગર વિચાર્યું બોલતાં, ફોગટ થઈશ ફજેત. ૬૫.
સાખ ન પૂરે સર્વતો, બહુ બકવે શું થાય;
આપ બડાઈ આપમુખ, ગંડક લોકો ગાય. ૬૬.

ચોપાઈ.

કર બકવા તું સંપ કુપાત્ર, મુજ આગળ તુંછે કુણમાત્ર;
વસું વિષ્ણુને અરધે અંગ, નહિ લવવા લાયક તુજ સંગ. ૬૭.
અતિ જગતમાં પામ્યો અપમાન, સમજ્યો નહીં ન આવી સાન;
ત્રઢ્યો રાવણે પકડી કેશ, દુરજોધને તજાવ્યો દેશ. ૬૮.
જાદવના કુળમાં પણ જઈ, નાઠો અંતે નિર્લજ થઈ;
રહિ ન શક્યો જ્યાં મારૂં રાજ, નિર્લજ તને નં આવે લાજ. ૬૯.
જે જગમાં જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય;
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછિ અદકો કર ઉચ્ચાર. ૭૦.
જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઉભા થાય;
આપે વળી ઉત્તમ આસન, નહિ સન્માન લહે નિર્ધન. ૭૧.
ધનિનાં બાળક નહાનાં વરે, નિર્ધનનાં કુંવારાં ફરે;
સૌકો સગા સંવનના હોય, નિર્ધનિયાનું ન થશે કોય. ૭૨.
વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી;
સરે સિપારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર. ૭૩.
નિવડે ધનવંતાનો ન્યાય, જન નિરધનિયો માર્યો જાય;
લક્ષ્મી વિના શ્રી વિષ્ણુ જેહ, સમર્થ રહિ શકે નહિ તેહ. ૭૪.

દોહરો.

સંપ કહે તે સર્વ તુજ, ફંદનિ વાતો ફોક;
સંપ વિના શ્રી વિષ્ણુ પણ, સદાય પામે શોક. ૭૫.

છપ્પા.

સંપ વિના ગોલોક, શોક રાધા વિરજાનો;
સંપ વિના સંતાપ, રૂકમણી સત્યભામાનો;
સંપ વિના શ્રીરામ, વસ્યા સીતા લઈ વનમાં;
સંપવિના મૃગ મારિ, ખોઈ સીતા ખળજનમાં;
મહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષ્મીપતી;
એવાને આસું આવિયાં, કહો મનુષની કુણ ગતી. ૭૬.
કૌશળદેશ નરેશ, જગત દશરથને જાણે;
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલક્ષ, ભલાજન કિરતી ભાખે;
કૈકૈ ને કૌશલા, રાણિયો સંપ ન રાખે;
નૃપ મોત વિના મૃત્યુક થયું, સંપ વિના સુત વન ગયા;
વળિ જગમાં જુઓ વિચારિને, સંપ તજી સુખિ કો થયા. ૭૭.

દોહરો.

સંપ શુણો કમળા કહે, તજ અભિમાન અભંગ;
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તુરત તુજ સંગ. ૭૮.

છપ્પા.

કિસકંદાપુરિ ભૂપ, વાળિ સુગ્રિવ બે વાનર;
સેવ્યો જ્યાં લગિ સંપ, સૂણ પામ્યા ન સ્વતંતર;
કાપિ સંપનું નાક, તજ્યો સુગ્રિવને જ્યારે;
રાખ્યું સ્વતંત્ર રાજ, વાળિ સુખિ વસિયો ત્યારે;

સુગ્રીવ વાળિને મારિ વળિ, નિષકંટક સુખ અનુસરે;
નર ચહે પદવિ પૃથિનાથની, સંપ રાખિને શું કરે. ૭૯.
જો લંકાપુરિનાથ, રાય રાવણ જગ જાણે;
કુંભકરણ ભડ ભ્રાત, વિભીષણ બિજો વખાણે;
સેવ્યો એકે સંપ, મુઓ તે રાવણ સાથે;
તજ્યો વિભીષણ સંપ, છત્ર માંડ્યું નિજ માથે;
જે તજે સંપ તે નૃપ બને, ન તજે નોકર થઈ ફરે;
નર ચહે પદવિ પૃથિનાથની, સંપ રાખિને શું કરે. ૮૦.

દોહરા.

સ્વાદ હશેજો સંપમાં, હરડે જેવી હોય;
કરશે ગુણ કોઈ અવસરે, કહે તુરત નહિ કોય. ૮૧.
ધનનો સ્વાદ સરસ ઘણો, સાકરને અનુસાર;
મીઠી લાગે મૂખમાં, લઈ ચાખતાં લગાર. ૮૨.
સંપ કહે સાકર વિષે, કુસંપ ગંધક તેલ;
મળતાં કાળો કોયલો, નિરખ્યો નકી બનેલ. ૮૩.

છપ્પા.

સંવત તેર ત્રેપન, સાલ વિક્રમની જ્યારે;
દિલ્લિ અલાઉદ્દીન, તખ્તપર બેઠો ત્યારે;
મંત્રી મલેકજેબ, રાજ્ય લેવા રૂચિ જોડી;
વિખદઈ માર્યોશાહ, શાહજાદા ચખફોડી;
પણ એક માસ દિન પંચ સુખ, ભોગવિ ભુંડિ રિતે મુઓ;
તજિ સંપ નહીં સુખ સંપજે, જરૂર વિચારીને જુઓ. ૮૪.
દિલ્લી આદિક દેશ, થયા જગમાં નૃપ જે જે;
સેવ્યો નહિ જો સંપ, મુઆ વણમોતે તેતે;
કોઈને કુંવરે હણ્યો, હણ્યો કોઈને નિજ ભ્રાતે;
કોઈ પ્રધાને હણ્યો, હણ્યો કોઈને પિતુમાતે;
શુભ રીતે સંપ ન સેવતાં, રાજા રાંક પિડાયછે;
ધનથી સુખ કો નથિ ધારતું, સંપ થકી સુખ થાયછે. ૮૫.

દોહરા.

નારદને પર્વત રૂષી, મતિવંતા બે મિત્ર;
કન્યાકાજ કુસંપથી, આપ થયા અપવિત્ર. ૮૬.
થતો સ્વયંવર સાંભળી, ઉર ધરિને અભિલાષ;
એક બિજાથી અણછતા, પહોચ્યા વિષ્ણુ પાસ. ૮૭.
જૈ નારદ જગદીશને, ભણે શુણો જગભૂપ;
સમે સ્વયંવરને વધે, રૂડું મારૂં રૂપ. ૮૮.
પર્વત રૂષિનું ત્યાં પ્રગટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય. ૮૯.
તથાસ્તુ બોલ્યા ત્યાં હરી, નારદ ગયા નૃલોક;
પર્વતરૂષિ આવ્યા પછી, કૃતેજ થાવા ફોક. ૯૦.
કરજોડી હરિને કહે, દો મુજને વરદાન;
કાયાની કાંતી વધે, સૂરજ કોટિ સમાન. ૯૧.
નારદનું તો ત્યાં નકી, મર્કટ સમ મુખ થાય;
તથાસ્તુ બોલ્યા તે શુણી, રાજિ થયા મુનિરાય. ૯૨.
મંડપમાં મુની બે ગયા, સંપ તજી ચહિ સૂખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મૂખ. ૯૩.
ભયપામી બહુ ભાળતાં, કન્યા તો તે કાળ;
પાછી નાઠી પદમણી, વદન દેખિ વિકરાળ. ૯૪.
તેતો ત્રીજાને વરી, રૂષિ બે ગયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ. ૯૫.
એમજ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યો અન્ય કહિ, બે મર્કટ મુખ થાય. ૯૬.

ચોપાઈ.

નિર્ધન એક હતો નર નિત્ય, વન વિચર્યો સુત નારિ સહીત;
ધરિ તપ બેઠાં રાખી ધ્યાન, દેવે પછિ દીધાં વરદાન. ૯૭.
ઉમર માંહિ એકેકિજવાર, ઇચ્છા ધરિ કરજો ઉચ્ચાર;
ઇચ્છા પૂરણ કરીશ એજ, અધિક ન આપું કશો અવેજ. ૯૮.
પ્રસન્ન થઈ પાછાં જ્યાં જાય, રસ્તામાં દીઠો કોઈ રાય;
તેની રાણી થવા તતખેવ, દીલમાં સ્ત્રીયે સમર્યા દેવ. ૯૯.
રમા બરોબર પ્રગટ્યું રૂપ, ભાળીને લોભાણો ભૂપ;
ધણીયે મનમાં ક્રોધજ ધર્યો, ઇચ્છા કરિ એવું ઉચર્યો. ૧૦૦.
રંડા શીંછડિ રૂપે થાય, તતક્ષણ તેમ થયું પળમાંય;
પછિ રહિ પુત્ર પતીની પાસ, અંતરમાં ત્રણ થયાં ઉદાસ. ૧૦૧.
પછિ કીધી પુત્રે ઇચ્છાય, પ્રથમ હતી તેવી તે થાય;
સંપૂરણ કદિ દેવ પ્રસન્ન, સંપવિના નહિ સુખ સંપન્ન. ૧૦૨.
વળિ કહું વાત અલૌકિક એક, સાંભળી કરજો શેઠ વિવેક;
વાડવ એક ગયો શિવપાસ, પ્રીતે પૂજ્યા શ્રાવણ માસ. ૧૦૩.
દેવ કહે માગો વરદાન, બ્રાહ્મણ બોલ્યો ધરિને ધ્યાન;
જે ટાણે હું ચિંતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ. ૧૦૪.
ત્રિનયન કહે જા તેમજ થાય, ઘણો હરખિ દ્વિજ ઘરભણિ જાય;
સ્મરતાં વસ્તુ જડે સાક્ષાત, ભેદજ જાણ્યો તેને ભ્રાત. ૧૦૫.
તે પણ ગયો ત્રિલોચન સ્થાન, પૂજી શિવ પામ્યો વરદાન;
મારો વિર માગે જે પેર, બમણું તેથિ મળે મુજ ઘેર. ૧૦૬.
દીધું એજ વચન મહાદેવ, તે પછિ ઘેર ગયો તતખેવ;
મોટે માગ્યા સાતજ માળ, આને ચૌદ થયા તે કાળ. ૧૦૭.
મોટે માગી પંદર ગાય, આને એથી બમણી થાય;
હય હાથી પાલખી પલંગ, સાંપડિયાં બે જણને સંગ. ૧૦૮.

સંપવિના ઇરષા થઈ ઉર, દેખી દાઝ્યું દીલ જરૂર;
મોટો કહે મારૂં ઘર આજ, અરધો અરધ બળો મહારાજ. ૧૦૯.
તેનું અર્ધ બળ્યું તતકાળ, આના બળ્યા સમૂળા માળ;
મોટો કહે મુજ ઘરનાં જન, સૌનું ફૂટે એક લોચન. ૧૧૦.
તેની આંખ ફૂટી જાય, આનાં સઘળાં અંધાં થાય;
હવે વિચારો એના હાલ, લક્ષ્મીમાં શો મોટો માલ. ૧૧૧.

દોહરા.

સાંભળિ મનમાં શેઠને, સંપથિ થયો સનેહ;
લક્ષ્મી જોઈ લાજી ઘણી, ઉચરી અવસર એહ. ૧૧૨.
સાંભળ નિર્ધન સાહતું, સો વાતે એક વાત;
ભાસે તુજને જે ભલું, તે તું લે સાક્ષાત. ૧૧૩.
શામામાટે તું શેઠિયા, વસ્યો આવિ વનવાસ;
કીધું તપ શા કારણે, શું માગ્યું શિવપાસ. ૧૧૪.

છપ્પો.

પાણીની જો પ્યાસ, દૂધથી ક્યમ દુખ ભાગે;
હોય અન્નની ભૂખ, મૂખ મોતી ક્યમ માગે;
સુધરે લુણથી શાક, માંહિ સાકર શું કરવી;
આગથિ પાકે અન્ન, ફૂલમાળા ક્યમ ધરવી;
કહે કમળા નિર્ધનસાહ શુણ, જેનું કામ તે જે કરે;
તેં કીધું તપ ધન કારણે, સંપથિં ઇચ્છા શું સરે. ૧૧૫.

સવૈયો.

મોર ચહે ઘનઘોર ઘટા, શશિ તેજ છટાથકિ શું શુખ પામે;
દર્શન ચંદ્ર ચકોર ચહે, ઘનઘોર ઘટાથકિ કેમ વિરામે;
દીપક સંગ પતંગ ચહે, નહિ ગંગ તરંગથકી દુખ વામે;
નીરજ નીરથિ દૂર થઈ, નહિ ધીર ધરે કદિ ક્ષીરને ઠામે. ૧૧૬.

દોહરા.

વેઠ્યું દુખ તેં ધનવિના, એ ન વિસારિશ આપ;
જો ચૂકિશ આ અવસરે, પછી થશે પરિતાપ. ૧૧૭.
સાંભળિ નિર્ધન સાહની, કાયા ઉપજ્યો કંપ;
લક્ષ્મી લેવા લાગિયો, સજ થૈ બોલ્યો સંપ. ૧૧૮.
વાત છેલિ તું વાણિયા, ઉર ધર ધરી ઉમંગ;
પછિ હું રસ્તે પરવરૂં, તું જા તેને સંગ. ૧૧૯.
એક નગરિ ઉજ્જણપુરી, રાજા વિક્રમ રાજ;
નગરશેઠ નિમચંદજી, લાયક જેની લાજ. ૧૨૦.
સુખ સંપત્તિ સુમાર નહિ, મહિમા બહુ જગમાંહિ;
હવેલિ ઘોડા હાથિયો, કસુર ન દીસે કાંહિ. ૧૨૧.
વખત એક રજની વિષે, સુખસજ્યા મોઝાર;
પોઢ્યાં પિયુ ને પ્રેમદા, ઇંદ્રિ શચી અનુસાર. ૧૨૨.
પલંગ રૂડા રંગનો, કરેલ મેનાકાર;
શોભે ઘર સુવાતણું, ભાગ્યતણો ભંડાર. ૧૨૩.
કાચ જડ્યા કંચન વિષે, ઝગમગ ઝાકઝમાળ;
તારા સારા તુલ્ય ત્યાં, દીપે દીપકમાળ. ૧૨૪.
શેઠ કહે શુણ સુંદરી, પગ મારા પોલાય;
જો તું ચાંપે જોરથી, તો સુખ શાંતી થાય. ૧૨૫.
કામનિ ક્રોધ કરી કહે, નહિ એ કામ કરાય;
શું સુખ તમથી સાંપડ્યું, પ્રીતે ચાંપું પાય. ૧૨૬.
નથમાં મેં મણિ નિરખિયો, પટરાણીની પાસ;
ઉપજે જેથી અતિઘણો, પાવક વિના પ્રકાશ. ૧૨૭.
તે લેવા તમને કહ્યું, હઠ કરિ વાર હજાર;
કહિ કહી થાકી કાનપર, લિધી ન વાત લગાર. ૧૨૮.
માગી ચીજ મળે નહીં, નિષ્ફળ મોટું નામ;
શું કરૂં તારી સાહિબી, કાંઈ મારે નથિ કામ. ૧૨૯.

ચોપાઈ.

શેઠ કહે સાંભળ ધરિ સૂખ, મણિ જે દિન તેં માગ્યો મૂખ;
જગમાં શોધ્યુંછું જતનથી, મણિ એવો તો મળતો નથી. ૧૩૦.
પૃથવીપતિની પત્ની પાશ, એ મણિની ક્યમ કરિયે આશ;
જો જાણું કાંઈ એની જોડ, કરૂં ખરિદ દઈ લાખ કરોડ. ૧૩૧.
ન મળે તેનો નહિ ઉપાય, હાલો હઠ લીધે શું થાય;
હઠ કરિયે નિજ કંથ હજુર, જેવી તેની શક્તિ જરૂર. ૧૩૨.
કામનિ કહે ન મળે મણિ કેમ, જૂઠું કહિ સમજાવો જેમ;
જાણો હું ભોળી નહિ જાત, વરતું બધી કપટની વાત. ૧૩૩.
જે નરનું પરસ્ત્રીમાં ચીત, પરણ્યા સંગ ન બાંધે પ્રીત;
એમાં આવી અનેક વાત, જનમ દુઃખણી મારી જાત. ૧૩૪.
પૂર્વ જન્મનું પાપજ નડ્યું, પાનું તમ સાથે જે પડ્યું;
આપે જન્મ જનેતા જેહ, કર્મ ન આપે કોઈ પણ તેહ. ૧૩૫.
ભવ પૂરો સુખ દુખથી ભરૂં, કશી ન આશા તમથી કરૂં;
સ્વપને હું નહિ પામી સૂખ, દૈવે મુજને દીધું દુઃખ. ૧૩૬.

દોહરા.



મળિને મામા મામિયો, મળિ સારાં મા બાપ;
ભાઈ અને ભોજાઈએ, પરણાવ્યું આ પાપ. ૧૩૭.
મામા[1] મામી ભુમિમાં, પામ્યાં પાપે પાપ;
બાળી પાપે પામિ લે, લે પામ્યાં મા બાપ. ૧૩૮.
જેર[2] ખાશે તે જાણશે, શેર ગટકશે અન્ન;
કદિ કન્યાનાં નહિ કરે, લખેશરીથિ લગંન. ૧૩૯.

---

[1] આ દોહરામાં એવો એકે અક્ષર નથી કે બે હોઠ એકઠા કર્યાવગર બોલી શકાય.

[2] એમાં એકે એવો અક્ષર નથી કે જેનો ઉચ્ચાર કરતાં બે હોઠ અડકે; એને નિરોષ્ઠ કેહેછે.

શેઠ કહે શેઠાણી તું, શા માટે ધર શોક;
મુખે જેટલા માગતું, રૂપૈયા દઊં રોક. ૧૪૦.
સદાય મારૂં શિયળ વ્રત, પડે ન પડતાં પ્રાણ;
મેણું પરસ્ત્રીનું મને. બહુ સાલે જેમ બાણ. ૧૪૧.
એવાં કેમ તું ઉચરે, વાલી વાંકાં વેણ;
રાતાં આવાં રીસથી, ન ઘટે કરવાં નેણ. ૧૪૨.
સુખમાં વશિયે સંપથી, ભામનિ ને ભરતાર;
મધુરે વચને માગિયે, સંપતિને અનુસાર. ૧૪૩.
નારી તું પ્યારી ઘણી, અરધું જેવું અંગ;
મિલકત સઘળી માહરી, આપું તને અભંગ. ૧૪૪.
તોપણ નિત્યે તું કરે, કારણ વિના ક્લેશ:
ચંદ્ર ન આવે ચપટિમાં, હઠ લે બાળ હમેશ. ૧૪૫.
આપણ થકી અભાગિયાં, દેખો તેનાં દુઃખ;
સંગ્રહિયે સંતોષ તો, સદાય ઉપજે સૂખ. ૧૪૬.
પામ્યો નહિ જે પગરખાં, દુખ પોકારે મૂખ;
પણ બીજાને પગ વિના, દેખી વિસારે દુઃખ. ૧૪૭.
તૃષ્ણા ઝાઝી તેજ જન, હઇડે બળે હમેશ;
તૃષ્ણાથી ત્રિભુવન ધણી, લઈ ન શકે સુખ લેશ. ૧૪૮.
ગુણિયલ વિક્રમ નૃપ ગયો, પંડે પાંડવ દેશ;
ઇંદ્રિપ્રસ્થ અવલોકિને, કરવા લાગ્યો ક્લેશ. ૧૪૯.
પસ્તાવો બહુ પામિને, બોલ્યો મેલી લાજ;
આ દોલતની આગળે, રંક તુલ્ય મુજરાજ. ૧૫૦.
દોષ કશો નહી દૈવનો, નહીં મુજ ભલાં નશીબ;
ધરાવિ નામ ધરાપતિ, ગતિમાં રહ્યો ગરીબ. ૧૫૧.
ગરિબી પોતાની ગણી, અતી અંતર ધરી આશ;
સેવે વિર વૈતાળને, દીનપણે થઈ દાસ. ૧૫૨.

ચોપાઈ.

તે માટે રમા તજ રોષ. સુખ નહિ લેશ વિના સંતોષ;
સુખ પીયરનું તું સંભાર, શરિરે વસ્ત્ર ન મળતું સા'ર. ૧૫૩.
કરતી મજુરી જેવાં કામ, વળિ ઘડિયે ન મળે વિશ્રામ;
એથીતો સુખ અદકું આજ, કિંકર કરે હુકમથી કાજ. ૧૫૪.
ભામનિ શુણિ થઈ ક્રોધ ભરેલ, જયમ જળ રેડ્યું તાતે તેલ;
મારાં દુર્બળ મા ને બાપ, એ મેણું મુજને ક્યમ આપ. ૧૫૫.
કુવે પડું જીવ દઉં તતકાળ. વિખડાં વાટિ પિયું વિકરાળ;
કૂટે શીશ કરે પાખંડ, પાપણિ બોલે વચન પ્રચંડ. ૧૫૬.
વળતી શેઠ વિચારે વાત, જુવતી મૂર્ખ જનાવર જાત;
સમજાવ્યો સમજે નહિ ન્યાય.માર વિના મારગ નહિ થાય.૧૫૭.
ડર દેખી પશુ કરે વિચાર. પણ ન વિચારે નિરલજ નાર;
શિક્ષા કરી વળિ થાશે શોક, ક્રોધી મુજને કેહેશે લોક. ૧૫૮.
ધીરજ તે માટે મન ધરૂં. ચાર ઉપાય ચતુર થઈ કરૂં;
સામ દાન ને ભેદ ભણાય, પછિથી ચોથો દંડ ઉપાય. ૧૫૯.

દોહરા.

સમજણ દેવી સામ તે, દેવી લાલચ દામ;
ભેદે ભય ઉપજાવવો, દંડ સજે સંગ્રામ. ૧૬૦.
નારી મારી વાત શુણ, સારી ધારી સ્નેહ:
મળવો ફરિ આ મુલકમાં, દુર્લભ મનુષા દેહ. ૧૬૧.
આયુષ તો વળિ અલ્પછે. ઘડિ ઘડિ ઘટતું થાય:
પછિ તે પળ નહિ પામિયે, જે પળ વીતી જાય. ૧૬૨.
માટે મોટું મન કરી, સદાય રહિયે શાંત:
કોઈ વખત કરિયે નહીં, ક્લેશ બુદ્ધિ કલપાંત. ૧૬૩.
એ રીતે અતિશય કર્યો, શેઠે સામ ઉપાય;
કાન ધરે નહિ કામની, શી રીતે સમજાય. ૧૬૪.
મન માન્યાં આગળ મુક્યાં, ચરણા ચોળી ચીર;
સામું ન જુવે સુંદરી, જયમ વિતરાગી વીર. ૧૬૫.
તારૂણિ છેક ન તાણ તું, તાણે તૂટી જાય:
સ્નેહ તુટે તો સાંધતાં, વચમાં ગાંઠ વળાય. ૧૬૬.
તજશું જો તમને અમે, કરશો શું પછિ કાજ;
પસ્તાશો બહુ પ્રેમદા, માટે માનો આજ. ૧૬૭.
એમ કહી અવળે મુખે, સૂતો રાખી રીસ:
અંક ફર્યા જયમ એ ઘડી. ત્રેસઠના છત્રીશ. ૧૬૮.
તોપણ રહિ નહિ તે વળી, બકવા કરતી બાળ;
શુણતાં દિલમાં શેઠને, ઝાઝી પ્રગટી ઝાળ. ૧૬૯.
બહુ કહ્યું જે બોલ નહિ, ધરિ શકતો નથિ ધીર;
તોપણ મારે તારૂણી. તિક્ષણ વાયક તીર. ૧૭૦.
શેઠ ઉઠી સોટી લઈ, માર્યો પૂરણ માર:
બાળા તોપણ બોલતી, લે નહિ થાક લગાર. ૧૭૧.
પછિ ઘરના પાડોશના, આવ્યા લોક અધિક;
સૌ ઠપકો દે શેઠને, કામ ન કીધું ઠીક. ૧૭૨.
દિલ સંભારી દૈવને, નર નાંખે નિશ્વાસ;
બેઠો આવી બારણે, અંતર થઈ ઉદાસ. ૧૭૩.
મૃત્યુક માગે મુખથકી. પરમેશ્વરની પાસ;
સંપ વિના સંપત્તિપતિ, તજિ જિવતરની આશ. ૧૭૪.

ચોપાઈ.

વળિ ત્યાંતો કૌતકની વાત, નજરે ત્યાં નિરખી સાક્ષાત:
પરદેશી નરને વળિ નાર. સુતાં ઓટલે શેઠ દુવાર. ૧૭૫.
પિયુના પ્યારી ચાંપે પાય, હેતે વાત કરી હરખાય;
ઘરૂણી પ્રીત જણાવે ઘણી, ધન્ય જન્મ મન ધારે ધણી. ૧૭૬.

સ્વામિ કહે સુંદરી શુણુ આપ, બાહુ ધનવંતો છે તુજ બાપ;
ત્યાંજઇને સુખથી વસ તુંય,દુખ સુખથીદિન કાઢિશ હુંય.૧૭૭.
શામાટે દુખમાં મુજ સંગ, વશિ વણસાડે તનનો રંગ;
હું પામિશ સુખના દિન નવા, તો તુજને આવિશ તેડવા. ૧૭૮.
નારિ કહે શુણિયે હો નાથ, હું નહિ તજું તમારો સાથ;
ભોગવું સુખમાં આવી ભાગ, દુખમાં કરૂં તમારો ત્યાગ. ૧૭૯.
પૂરી ઠરૂં પ્રભૂનો ચોર, ક્યાં તે છૂટું કર્મ કઠોર;
વસું વિજોગે દિન એટલા, જીવવું જગમાં દિન કેટલા. ૧૮૦.
સગપણસત્ય ધણામાં ધણું, તેતો ધણિ ધણિયાણીતણું;
પિયરતણી પાલખી દુખકાર, સસરાની શૂળી સુખકાર. ૧૮૧.
એમ કરે વાતો અતિઘણી, જાણે એજ ઉજાણનાં ધણી;
શુણિશુણિ શેઠનું અંતર બળ્યું,સુખ આવું સ્વપને નહિ મળ્યું૧૮૨
અતિ ધિક ધિક મારો અવતાર, સુખથો નહિ માંટ્યો સંસાર;
આ ધનમાં અંગારો પડો, હે પ્રભુ સંપ મને સાંપડો. ૧૮૩.
જે સુખમાં આ બે જણ વસે, એ સુખ વિક્રમને નહિ હશે;
જીવતર ધન્ય એનું જગમાંહી,એથી સુખ નથી અધિકું કાંહિ૧૮૪

દુખી જીવતર વિષે.

છપ્પો.

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઇ વાળગું;
થયો ન વિદ્યાભ્યાસ, કરજ છુટે નહિ અળગું:
વસે કુટંબ કુસંપ, કલેશ કામનિ નહિ છાંડે;
પાપી પુત્ર કુપાત્ર, પુત્રી બાળાપણ રાંડે:
અહોનિશ વસત્રું ઉદ્યમવિના, તૃષ્ણા અધિક અપારછે;
આ જગમાં એવા પુરષનું, જિવતર તે દુખકારછે. ૧૮૫.

સુખી જીવતર વિષે.

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી;
પાળે આજ્ઞા પુત્ર, સદા પરઆશ નિરાશી;
મધુર વાચ્ય સાનની, કરજ શિરપર નહિ કોડી;
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જન સંગ જોડી;
વળિ દિવસ દિવસ વધતો દિસે, સંપ કુટંબી વર્ગમાં;
પછિ તે થકિ હું નથિ પ્રીછતો, સરસકાંઈ સુખ સ્વર્ગમાં. ૧૮૬.

દોહરો.

સઘળાં સંકટ સાંખિયે. કાઢિ કર્મનો વાંક;
ભૂંડી જેની ભારજા, એ દુખ આરો આંક. ૧૮૭.

રાગવેગડી.

ભાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડ અંતર ઉંડી; ટેક.
લાજતજીને લડાઈ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા. ૧.
જેમ બિલાડી ઉંદરને જુએ એમ, નાથ સામાં કરિ નેણ;
પગથકી પ્રગટે માથા લગી એવાં, વાંકાં કાઢે વેણ, ભા. ૨.
ચાર ઘડી પીયુ ચોટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘરિયે આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા. ૩.
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોઢાના, તેજ ટુંકારા ખાય. ભા. ૪.
પીયુ થકીતો ઘણીજ પોતાની, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શીખામણે શું થાય. ભા. ૫.
પહોર ચઢે દિન પોઢીને ઉઠે, ચોંપે લડાઈનો ચાલ:
જો લડનાર બીજું ન જડેતો, પછતાળે પોતાનાં બાળ. ભા. ૬.
સ્નેહકરી કદી સ્વામીની સાથે, બેશી ન બોલે વાત:
ધુમાડાની પેઠે ધુંધવતી રહે, રોષભરી દિનરાત. ભા. ૭.
જેને વીતી હોય તે નર જાણે, આણે બિજા આહંકાર;
ડહાપણ કેરો કોઈ દુનીઆમાં, ગર્વ ન કરશો લગાર. ભા. ૮.

દોહરા.

પછી પરદેશી બોલીયો. ભાવ સહિત શુણ ભ્રાત;
દોષ ઘણા નર દુષ્ટના, તે તું જાણછ વાત. ૧૮૮.
શેઠ કહે સાંભળ કહું, દુષ્ટ પુરૂષના દોષ;
તે મુજમાં તલ માત્ર નથી, રખે ધરે તું રોષ. ૧૮૯.

રાગવેગડી.

કહું નર દુષ્ટની કહાણીરે, શુણો સૌ સ્નેહજ આણી; ટેક.
મોડું વેહેલુ કામ સુધરે કે બગડે, માણસ માત્રની રીત;
પોતે કર્યું તેતો પાંશરૂં સમજે, નારીને મારે નિત્ય. કહુંનર. ૧.
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા શુણી બોલ;
વાંક વિના વનિતાને તજેતો, તે નરખરને તોલ. કહુંનર. ૨.
કાગડે ઘેર્યું ઘુડ ફરે તેમ, ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સૌ દ્વેષ ઘણેરો, તેથી જુદો નવ થાય. કહુંનર. ૩.
માનનીનું અપમાન કરે નિત્ય, ગાય નઠારો ગાળ;
તુચ્છ ગણી તિરસ્કાર કરે તો, તે નરનું મહો બાળ. કહુંનર. ૪.
સાસરિયાની સાથે લડી, કાઢે રાંડ ઉપર તે રીશ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, જેને રૂઠ્યા જગદીશ. કહુંનર. ૫.
સમજુનો ઠંઠો તુરત ઠળે. કોઈ ઘરડું આવો કહે ધેર:
ઉંહું કહે, કે આહું જુએ તેનો, પાર આવે શો પેર. કહુંનર. ૬.
સ્વામી સાંભળનાં વાંક વિના આવી. કામનીને લડે ક્રોધ;
સમજાવિને સમાધાન કરે નહીં. બીજરા જેવો હોય. કહુંનર. ૭.
પોતેતો ખાય પિયે ઘણું સારૂં. તે વજ્ર ધરે શુભ રીત:
નારીને આપે નિત્ય નઠારૂં તો. કહો કેમ પ્રગટે પ્રીત. કહુંનર. ૮.
પીયરિયાં પરકૃળ ન પૂરેતો, સ્વામી કરે સંતાપ:
સાચું કહુંછું એ કંથ સ્વરૂપે, પૂર્વ જનમનું પાપ. કહુંનર. ૯.

દોહરા.

વળિ પરદેશી નર વદે, જીવમાં રાખી જંપ;
બહુ મીઠું જો બોલીયે, શાથી વણસે સંપ. ૧૯૦.
વિનય થકી વશ થાયછે, રાજાને વળિ રાંક;
કદી ન સૂઝે કોઈને, પણ પોતાનો વાંક. ૧૯૧.
એમ કહ્યું એ અવસરે, ત્યાં નર એક નઠોર;
મિયાં નીસર્યો મારગે, બરોજ ઠઠાખોર. ૧૯૨
પરદેશી પ્રત્યે પછી, ભણે શેઠ ધરિ ભાવ;
વાલપણાથી વિનયથી, લે આ ને બોલાવ. ૧૯૩.
પછિ તેણે ત્યાં પૂછિયું, સ્નેહે કરી સલામ;
સાહિબ ખુદનું નામ શું? ક્યા તેરે હે કાંમ? ૧૯૪.

રૂચિરાછંદ.

સુત તેનો સાથે દેખીને, પૂછયું પુત્ર તુમેરાહે?
બહૂજ રીસ કરીને બોલ્યો, નહિ મેરા તો તેરાહે?
પુત્ર તમારા ને પરમેશ્વર, અધિક અધિક આયુષ આલો;
મિયાં કહેજો મરજિ તુમારી, અબી ઈધર મારી હાલો. ૧૯૫.
સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરા;
સુકા સુકા હમ લકડી હોગા, સાલે ક્યા લેતા તેરા?
માણસ સાથે માણસ બોલે, દોસ્તિ કરે ન રહે મુંગા;
દોસ્તિ તેરિ જહાનમમે ગઈ, અબ બોલેતો મારૂંગા. ૧૯૬.

દોહરા.

પરદેશી સમજ્યો પછી, કાજ કઠણછે એહ;
જેનો જન્મ સ્વભાવજે, ટળવો દુષ્કર તેહ. ૧૯૭.
પછિ તે પોતે શેઠ પણ, પ્રભુને કરી પ્રણામ;
લક્ષ્મી સાટે સંપને, જાચે આઠે જામ. ૧૯૮.
સાંભળ નિર્ધનસાહ તું, અંતર ધરી ઉમંગ;
સંપતજી સંપત્તિનો, સ્વપને ન કરીશ સંગ. ૧૯૯.
પૂર્ણ તારૂં તપ પેખિને, ત્રુઠયા ત્રિલોચન રાજ;
તેં માગ્યું ધન તુચ્છ પણ, મને મોકલ્યો આજ. ૨૦૦.
શુણિને નિર્ધનસાહ મન, નિશ્ચય થયો નિશંક;
સમજ્યો મહિમા સંપનો, ગણી રમાને રંક. ૨૦૧.

ભુજંગી છંદ.

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો,
લઈ સંપ સંગે ઉમંગેથિ ચાલ્યો;
જઈ દૂરથી જોયું પાછે નિહાળી,
ધિમે ચાલતી આવતી લક્ષ્મી ભાળી. ૨૦૨.
પુછયું સંપને એજ ક્યાં ચાલિ જાશે,
કહે સંપ તે આવશે તજ પાસે;
જઈ હું વસું જ્યાં ભલુંસ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી જુઓ સર્વ કોઈ. ૨૦૩.
પછી વૈર તે સૂજ સાથે વધારે,
તજાવી મને સ્થાન પોતે પધારે;
કહું તુજને આજથી એજ માટે,
કદી સંપ મેલીશ માં લક્ષ્મિસાટે. ૨૦૪.
સદા બોલજે સ્નેહથી સારિ વાણી,
વધે સંપ સંસારમાં જેથિ જાણી;
ક્ષમા રાખવી સાંખવી ભૂલ છોટી,
દયાથિ વળી રાખવી દૃષ્ટિ મોટી. ૨૦૫.
કદી ભ્રાત પુત્રો જુદા ભાગ માગે,
ભલે ભાગ લેતો નહીં સંપ ભાગે;
વસે એકઠા ને જુદાં દીલ જાણો,
નહી સંપનૂં રૂપ એવું વખાણો. ૨૦૬.
દિલે એકતા દૂરદેશે રહેછે,
ખરી સંપનૂ રૂપ તેને કહેછે;
કહું મૂલ કુસંપનૂ શૂણ કાને,
જુદા વાદ તાણી જુદા ધર્મ માને. ૨૦૭.
રહે દેશમાં એ થકી સંપ રૂઠયો,
તજો તેજ માટે વૃથા વાદ જુઠો;
રૂદેમાં રૂચે તે તમે ધર્મ પાળો,
તજી દ્વેષ ઠઠા બધા તુર્ત ટાળો. ૨૦૮.
થશે એક ધર્મી હરી જો કરેતો,
ન થાશે મનુષ્યે મથીને મરેતો;
વડો કોઈ કુટુંબીમાં મુખ્ય થાપો,
વળી નાતમાં મુખ્યતા એમ આપો. ૨૦૯.
પછી તેતણી નિત્ય મર્યાદ પાળો,
નહી રાખશો તો દહાડો દુખાળો;
સામાધાનિ તે રાખશે સર્વ વાતે.
સદાકાળ તો પામશો સૂખ સાતે. ૨૧૦.

દોહરા.

એ શીખામણ ઉર ધરી, શુણીને નિર્ધનસાહ;
સંપ સહિત ઘર સંચર્યો, અલખન મળી અથાહ. ૨૧૧.
સંપે સ્ત્રિના શરિરમાં, પૂરણ કર્યો પ્રવેશ;
અમૃત દૃષ્ટી ઉપજી, વ્યાપ્યો સ્નેહ વિશેષ. ૨૧૨.
સુખ બહુ પામ્યાં સંપથી, વિસ્તરિ કીર્તિ વિશાળ;
પ્રસન્ન પરમેશ્વર થયા, દુખહર દીનદયાળ. ૨૧૩.

સંપલક્ષ્મી સંવાદ આ, જે સુણશે નરનાર;
સંપ પ્રસન્ન થયા થકી, સુખ લેશે સંસાર. ૨૧૪.
ઓગણિસેંને સાતને, ભાદરવે ભરપૂર;
પૂર્ણ કથા કહિ પૂનમે, અધિક હરખ ધરિ ઉર. ૨૧૫.
વાસી શ્રી વઢવાણનો, પ્રભુને કરી પ્રણામ;
શ્રીમાળી બ્રાહ્મણ સદા, દાખે દલપતરામ. ૨૧૬.

ગરબી.

દેશમાં સંપ કરો સંપ કરો,
દીલે દગો કુસંપથી હરો રે; દેશમાં૦ ટેક.
હાંરે જે કોઈ સંપ તજીને સુખ માગે,
તેના સૂતેલા શત્રુ જાગેરે; દેશમાં સંપ૦ ૧.
હાંરે તજિ સંપ લડાલડો આવે,
તેમાં તુર્ત ત્રીજાને ફાવેરે; દેશમાં સંપ૦ ૨.
હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા,
રાજ ખોઈને રહ્યા હવે રડતારે; દેશમાં સંપ૦ ૩.
હાંરે હજી હઈડે વિચારો નહીં જોશો,
ખરેખાતે છે હાથમાં તે ખોશોરે; દેશમાં સંપ૦ ૪.
હાંરે તમે ટટા ધરમના ટાળો,
જેને પ્યારો લાગે તે ધર્મ પાળોરે; દેશમાં સંપ૦ ૫.
હાંરે છળ દગા કપટ દો છોડી,
આપણા દેશની થઈ આબરૂ થોડીરે; દેશમાં સંપ૦ ૬.
હાંરે કરી સંપ કાંઈ હુંનર હલાવો,
ફરી દેશની વખત ફેરવાવોરે; દેશમાં સંપ૦ ૭.
હાંરે કોઈનું સારૂં દેખીને શીદ દાઝો,
તેને બુરાઈ મારવા ન બાઝોરે; દેશમાં સંપ૦ ૮.
હાંરે વાંચો દલપતરામની વાણી,
પક્ષપાતવિના સત્ય પ્રમાણીરે; દેશમાં સંપ૦ ૯.

સુરતની એંડ્રુસ લાઈબ્રેરીની સભામાં ઘણીવાર કવિતા સંભળાવવાથી ત્યાંના વિદ્વાનો તથા અમલદારોએ તા૦ ૧૯ મી આગષ્ટ સને ૧૮૫૧ ને રોજ મોટી સભા ભરીને માનપત્ર આપ્યું અને ફરમાશ કરી કે છેલીવારનું હવે એક સારા વિષય ઉપર કવિતાનું ભાષણ અમને સંભળાવવું જોઈએ. તે ઉપરથી સંપલક્ષ્મી સંવાદ રચીને સંભળાવ્યો હતો. અને તે માનપત્ર સુરત સમાચારમાં છપાયું હતું.

કેફવિશે.

દોહરો.

કેફ કિરીટ[1] ધરો કરે, કે ફકિરીધર ફોક;
નરકે ફીકે મુખ પડે, નર કેફી કહે લોક. ૧.

મનહર છંદ.

ગાંજો તજ ગાંજો તારાં ગાતરને ગાંજનાર,
ભાંગ તજ ભાંગ તારૂં ભવન ભમાવશે;
માજમ નહિ રે એતો દુતી છે મહાજમની,
માજમતો કદી તને મોતને મેળાવશે;
તાડીને લગાડી આગ, પાસેથી નસાડી મૂક,
તાડી તને કદી ઊંચા તાડથી પડાવશે;
મદિરાનો મેલ સંગ મદિરા તો મહાભૂંડી,
મદિરા માણસપણું સઘળું મુકાવશે. ૨.

દોહરો.

જે હોકાનો કાન છે, તે આગળ ધરિ મૂખ;
પૂછેછે પીનાર જન, સુખ આપીશ કે દૂખ. ૩.

મનહર છંદ.

ઉલખામાં પાણી જુઓ ઉકળેછે જેમ જેમ,
તેમ તેમ પીનારના લોહીને ઉકાળે છે;
પાવકમાં ગાંજો કે ગડાકુ જેમ પ્રજળે છે,
તેમ તેમ પિનારનું કાળજું પ્રજાળે છે;
અધિક અધિક જેમ જેમ ધુમ્ર ઉછળેછે,
પિનારનો અક્કલના કાંકરા ઉછાળેછે;
સુખ મળવાની વાતતણો ગુડ લઈ ખાજો,
ગુડ્ ગુડ ઉચારી હોકો ઉત્તર એ વાળેછે. ૪.

ગીતિવૃત્ત.

માજમ મહાજમ જેવી, કરે અચેતન, હરે શરિર શુદ્ધી;
માજમના જમનારા, બનશે મૂરખ ગુમાવિને બુદ્ધિ. ૫.

ઈંદ્રવિજય છંદ.

પ્રશ્ન પુછ્યો નિજપ્રીતમને, એક જામનિમાં એક કામનીએ;
અક્કલહીણ બને કે બને નહિ, જે મુખ માંહિ અફીણ લીએ;
કંથ કહે ઘટતી નથિ અક્કલ, કારણ હું કહું ધાર્ય હીએ;
કોઈ પ્રવીણ અફીણ પિયે નહિ, અક્કલ[1] હીણ અફીણ પીએ. ૬.

દોહરો.

અફીણીઆના અંગના, નજરે નિરખો હાલ;
એ ઉપરથી જાણજો, અફીણમાં શો માલ. ૭.

ઈંદ્રવિજય છંદ.

રામ ચડયા રણ રંગ વિષે, ખળ રાવણને રણમાં રગદોળ્યો;
કંસતણો નિરવંશ કર્યો હરિ, ચાચણની સમ ચાણુર[2] ચોળ્યો;

[1] કીરીટ ધર-મુગટ ધરનાર.

[1] જેનામાં અક્કલ નહોય તેવાજ અફીણ પીએછે માટે તેવાની અક્કલ ઘટેજ ક્યાંથી જેમકે નાગો લુટાય નહીં; તેમ.
[2] ચાણુર-કંસનો મલ.

ભારથમાં પણ પારથ[1] ભૂપ, જુઓ દૂરજોધનને રણ રોળ્યો;
કો રજપૂત જવા રણ કારણ, ક્યાંઈ કદાપિ કસુંબો ન ઘોળ્યો.૮.

દોહરા.

ચાહે જે ચંડૂલને, બુદ્ધિ નહિ બિલકૂલ;
જો જરિયે મતિ હોય તો, હૂલ કરે ચંડૂલ. ૯.
દેશતણી પડતી દશા, સુજે ન સવળી સાન;
તજશે ભાંગ અફીણ તો, પીશે બહુ મદ્યપાન. ૧૦.
નિર્ભાગીને નાસતાં, વિપરિત સુજે વિચાર;
ચૂલામાંથી ચાલિને, ઓલામાં પડનાર. ૧૧.

## જાદવાસ્થળીનું વર્ણન.

दोहरो.

केफ न करशो कोइ कदि, केफ क्लेगनू मूळ;
जुओ केफ करि-जादवे, कर्यूं निकंदन कूळ. १.

ચોપાઈ.

પ્રથમ પ્રભૂને કરૂં પ્રણામ, સુધરે જે થકી સઘળાં કામ;
કેફતણા અવગુણ તે કહું, સ્નેહ ધરી સાંભળજો સહૂ. ૧.

દોહરા.

પુરાણ શ્રીમદ ભાગવત, એકાદશમો સ્કંધ;
તેનો અધ્યા ત્રીશમો, સુણો સહિત આનંદ. ૨.
જાદવ જાત્રાએ ગયા, પવિત્રસ્થાન પ્રભાસ;
કેફ કરીને પરસ્પર, નિરમુલ કીધો નાશ. ૩.
તે સાંભળી સઉ સજ્જનો, વલી વિચારો વાત;
સુપને સોબત કેફની, કદી ન કરશો ભ્રાત. ૪.
કેફથકી ઘર કૈકનાં, ઉડી ગયાં અપાર;
દેવ સરીખા દુખિ થયા, શી ગણતો સંસાર. ૫.
ભાંગ અફિણ ગાંજો તજો, તજો મદીરા તાડિ;
પ્રગટ વસ્તુ પેશાબ જેમ, દેખો નજરે દાડી. ૬.

ચોપાઈ.

નથી જગમાં કેફીની લાજ, કરિ વિશ્વાસ ન સોંપે કાજ;
ભંગી અફીણી કેફી હોય, કન્યા તેને નવ-દે કોય. ૭.
સોબત કરતાં સઉ જન ડરે, રખે લોક નિંદા ઉચ્ચરે;
કદી વસ્તુ ચોરી લે કોય, કેફીને શિર ભ્રાંતિ હોય. ૮.
ભલું મનુશ હોય કીરતીવંત, તુરંત ન કોઈ વિશ્વાસ કરંત;
જો કોઈ કેફી વ્યસની થાય, પછી ઘણો મનમાં પસ્તાય. ૯.
કેના ઉપર કાઢે રોષ, રોગતણે શિર દે છે દોષ;
હોય એકલો ત્યાં લજવાય, વધવા નાત્ય કરે ઉપાય. ૧૦.

[1] પારથ—અરજુન.

તે માટે સઉ ચેતો ચીત, ન કરો એવા નરથી પ્રીત;
જે પરણી કેફીને નાર, તેના જીવતરને ધિક્કાર. ૧૧.
કેફી વસ્તુનો ન કરો સંગ, ઉડી વળગશે આવો અંગ;
સાપ કેફ ને જળની રેલ, તેની સાથે ન કરો ખેલ. ૧૨.

દોહરો.

ધનનો મનમાં મદ ધરી, કેફ ન કરશો કોય;
જાદવ કુલ થઈ જે ગતી, સદા વિચારો સોય. ૧૩.
કૃષ્ણ સરીખા કુલપતી, જે રાજા અધિરાજ;
દેવપુરી સમ દ્વારિકાં, સુર વૈભવ સમ સાજ. ૧૪.
છપન કોટિ વિસ્તાર નર, જગમાં કીધી જીત;
નરપતિ સઘળા આવીને, શીશ નમાવે નીત. ૧૫.

ચોપાઈ.

સકળ હિંદુનાં રાજ્યસ્થાન, નહિ કોઈ દ્વારામતી સમાન;
શાક કરનાર યુધિષ્ઠિર કહ્યા, તેતો જેના સેવક થયા. ૧૬.
શોભાપુરની શી કહુ ભણી, કવિજન કોઈ શકયા નહિ ગણી;
મંદિર મેડી જરૂખાં માળ, સુવરણમય શોભીત વિશાળ. ૧૭.
બન્યા ઘરોઘર આગળ બાગ, પક્ષી કરે કલોલ અથાગ;
નિત્ય પ્રતિ થાએ નાટારંભ, દેખી દેવદિલ થાય અચંભ. ૧૮.
કાઢે દિન આનંદે રહી, દૈવતણો દિલમાં ડર નહીં;
ખાય પિયે ને કરે વિનોદ, મનમાં પૂરણ ધરે પ્રમોદ. ૧૯.
એક સમે સઉને થઈ આશ, તીરથ નાવા જવું પ્રભાસ;
સ્ત્રી બાળક વૃધજન કહેવાય, શંખોદ્ધાર તિરથ તે જાય. ૨૦.
એવો ઠીક કીધો ઠેરાવ, અંતરમાં ઉપજ્યો ઉછાવ;
કૃષ્ણતણી આજ્ઞા તે લહી, શણગાર્યા ગજ ઘોડા તહીં. ૨૧.
ઘૂઘરિયાળા રથ છે ઘણા, બળદ ભલા ચીત્રેલા બણ્યા;
શોભિત મેનાને સુખપાલ, તેનો બન્યો અલૌકિક તાલ. ૨૨.

હરિગીત છંદ.

બહુ ગડગડે નીશાન નોબત, ઘોર શબ્દ કરે ઘણો;
વળિ ઢોલ ભેરી ભૂંગળો, સ્વર થાય શરણાઈતણો. ૨૩.
મરદંગ તાલ ઉપંગ ચંગ, ઉમંગથી વાગે જ્યાંહાં;
સારંગી વેણા વાંસળી, મંજીરા ખંજરીઓ ત્યાંહાં. ૨૪.
નાચે સુરંભા નાયકા વળિ, ગાયકા ગાવે ઘણા;
અગણિત દીસે અસવાર, ધરિ હથિયાર કુળ જાદવતણા. ૨૫.
તરવાર ઢાલ કટાર બરછી, વજ્ર ગુપતી ને ગદા;
ત્રીશૂળને તીર કામઠાં, હળ મુશળ ફરશિ લહિ તદા. ૨૬.

છંદ ભુજંગ પ્રયાત.

લિધા સાથ સીસા ભર્યા મદ્ય ભારી,
નથી જાણતા વંશ નિર્વંશ કારી;

લીધા ધાતુ પ્યાલા પીવા કાજ પાસે,
જેહેમાં સહુ જાદવો હૂબિ જાશે. ૨૭.
તહાં હોત જો કોઈ પરહેજગારી,
તજાવત તે વસ્તુઓ કેફકારી;
ન બોલ્યાજ શ્રીકૃષ્ણ ચિત્તે વિચારી,
નહીં માનશે મૂર્ખ શિક્ષા અમારી. ૨૮.
કઈતો હતા બાળ જોબન વેશે,
કઈતો હતા ઉગતે મુછ કેશે;
કઈ વર્ષ મધ્યેજ વિવા કરેલા,
હતા સૂખ સંસાર આશા ભરેલા. ૨૯.
કઈ બેનના છે એકાએક ભાઈ,
કઈ એકલા માતુને સુખદાઈ;
કોઈતો હતા પરણીના ખૂબ પ્યારા,
ન જાતા કદી દૂર નેત્રોથી ન્યારા. ૩૦.
જતા દૂર જાણી ભર્યાં નેણ પાણી,
અતી આગ્રહેથી દિલે ધિર્જ આણી;
જાણ્યું તિર્થ જઈ આવશે કાલ્ય પાસે,
નથી જાણતાં કેફથી જીવ જાશે. ૩૧.
મહામત્ત ઘોડે ચડ્યા જોધવંકા,
બડી નોબતે ત્યાં દિધા ધાવંડંકા;
ધરા ધમધમે શબ્દ સૃષ્ટી ન માચો,
ઉડી ધૂળ આકાશમાં સૂર્ય છાયો. ૩૨.
ઘણા નાવમાં બેશિને પાર પોત્યા,
લઈ સૈન્યનો સર્વ સામાન સોતા;
ગઈ ફોજ જ્યાંથી સરીતાને તીર,
અતીરે[1] કિધું નીર, નીરે અનીર. ૩૩.
ફરૂકે ધ્વજાને પતાકા જરીના,
હિયે દેખી હર્ષે કુટંબી હરીના;
પ્રભાસે જઈને દિધા શ્રેષ્ઠ દેરા,
ઉઠ્યા મનમાં મેઘ આનંદ કેરા. ૩૪.
મહા વંશ વિસ્તારના ગર્વ વાળા,
વળી રાજ્ય વૃદ્ધી સમૃદ્ધી સુખાળા;
ઘણી પ્રીતની રીતનો શોખ જાણી,
ત્યહાં મદ્ય પીવા મનોવૃત્તિ આણી. ૩૫.

દોહરો.

સ્નેહનું લક્ષણ સમજીને, ધરિ અંતર અજ્ઞાન;
પ્રેમ કરીને પરસપર, પિવા ચહ્યા મદ્યુપાન. ૩૬.

[1] એટલી બધી ફોજ હતી કે તેના ચાલવાથી નદી કોરી પડી ગઈ અને સુકી જમીનમાં કાદવ થયો.

પંડિતની મિત્રાચારીનો છપ્પો.

પંડિત મિત્રો મળે, વદે મુખ મધુરી વાણી;
પ્રથમ કરી પરણામ, પાય ગંગા જળ પાણી;
પછિ સોપારી પાન, આપિ કૂશળતા પૂછે;
કહે પછી કરજોડી, આગમન કારણ શું છે;
કરિ જ્ઞાન વાત ચિત શાંત થૈ, સ્નેહ સહિત જૂદા પડે;
મન મગ્ન રહે મિત્રાઈમાં, પંડિતની પ્રીતી વડે. ૩૭.

મૂર્ખની મિત્રાચારીનો છપ્પો.

મૂરખ મિત્રો મળી, ગાળ દઈ ગમત કરશે;
મારો પરસપર લાત, વાતમાં મશકરી ધરશે;
મિત્રાચારી મૂળ, કેફ પીશે ને પાશે;
ખેલી બાજી ખેલ, લથડથડી કરી ઘેર જાશે;
મુખ મીઠાને મનમાં કપટ, સ્વારથ લગી સગાઈ છે;
કદિ જોખમકારી જીવને, મૂરખની મિત્રાઈ છે. ૩૮.

ચોપાઈ.

જાદવનાં દુરભાગ્યો જાગ્યાં, કેફ પરસપર પીવા લાગ્યા;
કોઈને સારી ન આવી શુદ્ધી, વિનાશ કાળે વિપરિત બુદ્ધી. ૩૯.
શપથ પરસ્પર દેવા લાગી, પાય પિયે મદ્યુપાન અભાગી;
નહિ જાણ્યા પરમેશ્વર સાખી, પીવામાં કાંઈ કસર નરાખી. ૪૦.
સઉના દિવસ થયા છે ખોટા, રહ્યા ન બાકી નાના મોટા;
પાન કરી ગુલતાન થઈને, ગાન કીધુ બહું તાન લઈને. ૪૧.
પછી પરસ્પર વળગ્યા વાતે, આપ વખાણી ચડ્યા ઉદમાતે;
એક બીજાની મશકરી માંડી, છેવટ આવ્યું તોય ન છાંડી. ૪૨.
મૂળ હતું દ્વારામતિ માંહી, તે તતક્ષણ પાલોયું ત્યાંહી;
હાસ્યથી મૂળ હતું ઉપજેલું, અંતર માંહિ અદર્શ રહેલું. ૪૩.

લડાઈના મૂળનો છપ્પો.

હાસ્ય રૂપી જ્યાં હતા, એક અવસર એ દીશે;
જાદવ બાળક જઈ, કીધું અપમાન અતિશે;
નહીં છંટી છંછેડ, ક્રોધ રૂપિયે બહુ કીધો;
જશે તમારો વંશ, શાપ સરવેને દીધો;
જે જાદવનું જડમુળ જશે, હાસ્યથિ નિશ્ચે લેખજો;
તે માટે શ્રોતા સઉ તમો, હાસ્ય દિશે નહિ દેખજો. ૪૪.

ચોપાઈ.

હાંસી કરતાં હઠપર આવ્યા. લડવાની ઈચ્છા ઉર લાવ્યા;
એક કહે મુજમાં બળ ઝાઝું, બિજો કહે તુજ સાથે બાઝું. ૪૫.
ત્રિજો કહે તું ગધા તોલે, ચોથો મમ્મો ચચ્ચો બોલે;
પકડ્યા એક બીજાના કાનો, મંડ્યા ઉઠી મરદ જુવાનો. ૪૬.
કેનાં કપડાં નાખ્યાં ફાડી, કેને કુટ્યા આરા પાડી;
લઈ શસ્ત્રને લડવા લાગ્યા, નહી શરમ લાવે થૈ નાગા. ૪૭.

સુણજો શ્રોતા કેફની કાણી, કેવી સખાવન એ વખણાણી;
લીધાં ધનુષને તીક્ષણ તીરો, ભાલા લઈ મંડયા ભડ વીરો. ૪૮.
ગુરજ ગદાને ફેરવી ફરશી, પથરાનો વૃષ્ટી રહી વરશી;
હળ મૂશળને ભોગળ ભારી, પાડયા કને વજ્ર પ્રહારી. ૪૯.
જે શસ્ત્રે જગ વશ કરિ લીધું, તેથી કુલ નિકંદન કીધું;
શત્રુ રૂધિર મદીરા થૈ આપે, વાળ્યું વેર એજ શર ચાપે. ૫૦.

હરિગીત છંદ.

પ્રદ્યુમ્ન સાંબ શ્રી કૃષ્ણના, સુત સામ સામા તે લડે;
અક્રૂર સામા ભોજ છે, અનિરૂદ્ધ ને સાત્યકિ અડે. ૫૧.
સુભદ્ર નેં સંગ્રામજીત, વળિ સુરથ ને સુમિત્ર છે;
નર નિશઠ ઉલમુક સહસ્ત્રજીત. શતજીત નામ પવિત્રછે. ૫૨.
દાશાર્હ વૃષ્ણી ભોજ અધક, સાત્વતા મધુ અર્બુદા;
માથૂર કુકુરા શૂરસેના. વર્ગ એ જાણો જુદા. ૫૩.
ભાઈ સગાને ભાઈ મારે, પુત્ર મારે બાપને;
ભાણેજને મામા વિદારે, પણ ન જાણે પાપને. ૫૪.
સસરો હણે જમાતનેં, જમાત સસરાને હણે;
સાળો બનેવીનેં હણે, દુખ બેહેનનું દિલ નહિ ગણે. ૫૫.
નહિ પક્ષપાત વિચાર, કરવા ઘાત ઇચ્છે છે ઘણા;
મદ અંધ થૈ નિરબંધન લાગ્યા, ધંધમાં ન રહી મણા. ૫૬.
જે પ્રાણથી પ્યારા હતા, તેને હણ્યા બે ભાનમાં;
નિજ પુત્રના પણ પ્રાણ, હણતાં ધારિ વાત ન ધ્યાનમાં. ૫૭.
રથ હાથિ ઘોડા ભાગિ તોડયા, સારથી નહિ સટકિયા;
નાસતા નાના બાળને, પગ ઝાલિ ભૂતળ પટકિયા. ૫૮.
જેમ વાંસ વનમાં આગ્ય ઉઠે, એમ રૂઠે અંતરે;
મદ્યુપાનથી તન ભાન ભૂલ્યા, ચિત થયાં પરતંતરે. ૫૯.
કામઠાં તૂટે તીર ખૂટે, દાંત ચુંટે હાથિના;
રથ કાષ્ટ ધારે નેં પ્રહારે, પ્રાણ લે નિજ સાથિના. ૬૦.
શ્રી કૃષ્ણ વારે બહુ પુકારે, કોણ ધારે કાન ત્યાં;
નહિ બચ્યા નોકર ચાકરો, એવું ઉઠ્યું તોફાન ત્યાં. ૬૧.
બળભદ્ર સામા બળ કરી, મદમત્ત ચાલ્યા મારવા;
આવતા દેખી એહને, હલધર ઉઠયા સંહારવા. ૬૨.
જે બીજ મદિરા રોપિયું, તે વેલ્ય ઉગી લોહિની;
ધડ શીશ જુદાં ફળ થયાં, ચાલી નહીં મતિ કોઈની. ૬૩.

ભુજંગી.

પડયા તરફડે ભૂતલે કેક શૂરા,
થયા કેક પૂરા રહ્યા કે અધુરા;
સુતા નિત્ય જે પુષ્પ સજ્જા બિછાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૪.
જેઓ નેત્રથી નારિનાં રૂપ જોતા,
બહુ પ્રીત દેખાડીને ચિત્ત પ્રોતા;
તેઓ નેત્રને તો ગયા કાગ ખાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૫.
જેઓ હાથમાં હેમ પોંચી બિરાજે,
ભલા બાજુ બાંધી છબીવંત છાજે;
ઉડયા બાજ આકાશ તે હાથ સાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૬.
જેઓ મૂખમાં નિત્ય તંબોલ ખાતા,
ભલાં તાન લે ગાનમાં ખ્યાલ ગાતા;
તેઓ મૂખમાં ધૂળ્ય ઉડી ભરાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૭.
ખમાજી ખમાજી છડીદાર કેતા,
સદા પાસ સેવા વિષે દાસ રેતા;
કિધાં રાજ્ય નિષ્કંટ શત્રૂ નસાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૮.
જેઓ વંશ વિસ્તારનો ગર્વ ધર્તા,
નહી દૈવથી દીલમાં લેશ ડર્તા;
નહી અગ્નિ દેવા રહ્યું કોઈ ત્યાંઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૯.
આખા દેશ મધ્યે હાહાકાર વાગ્યો,
સુણી સર્વને અંતરે શોક જાગ્યો;
કેવી જાદવોની થઈ મુરખાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૭૦.
કેવા સંપીને સર્વ તીર્થે ગયાતા,
કેવા ઘેરથી હર્ખવંતા થયાતા;
રહી હામ હઇયાની હઇયે સમાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૭૧.

દોહરો.

માંહો માંહિ લડી મુવા, કરમ હિણા થઈ ક્રોધિ;
બળદેવે બાકી હણ્યા, શૂર સરવને શોધિ. ૭૨.

હરિગીત.

સર્વને શોધી મારિને, બળદેવ દેહ તજ્યો જ્યાંહાં;
શ્રીકૃષ્ણ થૈ ઉદાસ, પીંપલ.પાસ જે સુતા ત્યાંહાં. ૭૩.
એવે સમે એક પારધી, આવ્યો અચાનક જેટલે;
મૃગ જાણી માર્યો તીર, ત્યાગી કૃષ્ણ કાયા તેટલે. ૭૪.
છાનો બચ્યો એક સારથી, તે આવી પાસ ઉભો રહ્યો;
તે સાથ કૃષ્ણે અંતકાળે, ઘેર સંદેશો કહ્યો. ૭૫.

મધુપાનથી જે હાણ્ય થૈં, અરજૂનને દ્યે કહી;
પરિવાર લઈ આગરે જાજો, દ્વારિકા રહેશે નહીં. ૭૬.

દોહરા.

કૃષ્ણ કહે સુત સાંભળો, મધુમાં મોટું પાપ;
જેથી જાદવકુળ મુઆં, માટે દોષ અમાપ. ૭૭.
જે મદિરા મુખમાં લહે, તે નહિ હિંદુ હોય;
મહા નેષ્ટ ગોમાંસથી[1], સમજો મનમાં સોય. ૭૮.
જુઠી પુરે સાહેદી, કરે ચોરિ વ્યભિચાર;
ખુની પ્રાયશ્ચિત કરી, વસે હિંદુ મોઝાર. ૭૯.
પણ મદિરા પીનાર નર, શુદ્ધ કદી નહીં થાય;
શીસું[2] ઉકાળી પિયે, તો તેનું અઘ જાય. ૮૦.
ઓષડ મદિરા જુક્ત જે, જેથી જીવ બચાવ;
તો પણ સ્પર્શો તેહનો, ન કરો ધારી ભાવ. ૮૧.
સુકા ચર્મ ઉપર પડે, તિલભર છાંટો તેહ;
એ પશુ નિશ્ચે નરકમાં, પોહોચે અવસર એહ. ૮૨.
જપ તપ વ્રત બહુ દિન કરે, કરે તિરથ બહુ દાન;
પુન્ય બળે તે પલકમાં, પિયે મદિરા પાન. ૮૩.
દેવ નહિ પૂજા લહે, ગ્રહ ન લહે બળિદાન;
પૂર્વજ શ્રાદ્ધ ન સંગ્રહે, જો પીયે મધુપાન. ૮૪.
મધુ પીનારો પતિત છે, માનુશ મૃતક સમાન;
બાપની મિલકતમાં થકી, ભાગ ન યોગ્ય નિદાન. ૮૫.
બ્રાહ્મણ જો મદિરા પિયે, ઉઠે વેદ અધિકાર;
રાક્ષસ રૂપે જાણિને, તુરત કરો તિરસ્કાર. ૮૬.
પાણિ પિયે ચાંડાળનું, શુદ્ધ કદાપિ થાય;
પણ મદિરા પીનારનું, પાપ કદી નહીં જાય. ૮૭.
જો ચાંડાળ ન મધુ પિયે, પિયે વિપ્ર મધુપાન;
ઉત્તમ એ ચાંડાળ છે, ભાખે શ્રી ભગવાન. ૮૮.

ચોપાઈ.

કૃતતણા અવગુણ બહુ કીધા, સારથિયે સઘળા સુણી લીધા;
કૃષ્ણ ગયા વૈકુંઠે જાણી, સારથિ શકયો ન ધીરજ આણી. ૮૯.
પડયો પૃથિવમાં મુરછા પામી, ખેદ થવામાં નહીં રહી ખામી;
કરી પોકારને રડવા લાગ્યો, કોઈ આંસુ લોનાર ન જાગ્યો. ૯૦.
સુધિ આવ્યે ઉઠીને ચાલ્યો, દ્વારામતિનો મારગ ઝાલ્યો;
નાવે બેશી ઉતર્યો પારે, કરવા લાગ્યો વિચાર ત્યારે. ૯૧.
જાવું પુરમાં શું મુખ લૈને, સઉને સમજાવીશ શું કહીને;
સઘળી વાતો કહેવી પડશે, એ કહેતાં કેમ જીભ ઉપડશે. ૯૨.
એમ કરતો પુર દ્વારે આવ્યો, દરવાને દેખી બોલાવ્યો;
બોલિ શકયો નહિ મુખથી વાણી, આંસુ પ્રવાહે આંખ્ય ભરાણી ૯૩
દોરિ ગયા જન મળિ દરબારે, પરિજન મળ્યાં પૂછવા ત્યારે;
વસુદેવ ને દેવકિ આવ્યાં, ઉગ્રસેનને સાથે લાવ્યાં. ૯૪.
અરજુન આવી ઉભા સામા, રૂકમણી આદિક સઘળી રામા;
કહે ભાઈ સાજું માંદું કોએ, છપન કોટિ જાદવમાં હોયે. ૯૫.
બહુ નૌકામાંથી હુંખિ કોઈ, કેમ આવ્યો તું ધીરજ ખોઈ;
સુણી સારથી ઉચરવા લાગે, અક્ષર શુધ બોલાય ન આગે. ૯૬.
રૂદન કરે લાંબો સ્વર તાણી, સુણી આવી સઉ જાદવ રાણી;
એક જણીતો એમ વિચારે, કાંતો ચક્ર ફર્યું શિર મારે. ૯૭.
નિજપતિ સંકટ સમજે બીજી, તનુજ વિનાશ વિચારે ત્રીજી;
રામ કૃષ્ણ દુઃખ દેવકી જાણે, એ અનુમાન કરી દુઃખ આણે ૯૮.
ફરિફરિ પુછે ધીરજ આપી, તે નહિ બોલી શકયો તથાપિ;
હાય રામ હા કૃષ્ણ પુકારી, રૂદન કીધેથી સમજી નારી. ૯૯.
મરણ થયું એમ પુછ્યું જ્યારે, મુખ નીચું કરિ હા કહિ ત્યારે;
રામ કૃષ્ણનું મૃત્યુ જાણી, હાહાકાર થઈ પુરવાણી. ૧૦૦.
ઘર ઘર શોક થયો અતિભારી, રૂવે ઘણાં બાળક નરનારી;
શુણતાં તુરત પડ્યા કૈ ધરણી, વાત લખાઈ શકે નહિ વરણી. ૧૦૧.

દોહરા.

વરણવી વાત બને નહીં, જાણે સઉ જોનાર;
રાંધી રહી રસોઈઓ, ઉપજ્યો શોક અપાર. ૧૦૨.
રૂકમણી આદિક રાણીનો, વચન વિલાપ પ્રકાર;
કોણ સુણીને નહિ કરે, મદીરાને ધિક્કાર. ૧૦૩.
રૂદન કરે બહુ રેવતી, હાય હાય કહિ મૂખ;
કંપે નહિ દિલ કેહનું, દેખી તેહનું દુઃખ. ૧૦૪.
સારથિએ તે સરવની, ભેદન કરવા ભ્રાંત;
જે રીતે જાદવ મુવા, વરણવિયું વૃત્તાંત. ૧૦૫.
શોકાતુર સરવે થયાં, દુઃખનો વાર ન પાર;
કેફી વસ્તુને કરયો, શિર ધુણિ ધુણિ ધિક્કાર. ૧૦૬.
મદિરા ભાંગ્ય અફીણ પિયે, ગાંજાખોર ગમાર;
તે નરને ધિક્કાર છે, ધિક તેની જણનાર. ૧૦૭.
પછી સૌના મનમાં વશ્યું, કરો પ્રભાસ પ્રયાણ;
પ્રીતમનાં મુખ પેખીને, ત્યાં જઈ તજીએ પ્રાણ. ૧૦૮.

---

૧. યઃ શતકૃત્વો ગાવો વધં કરોતિ સ મહાપાતકી સ્યાત્ મુરાપાને મુક્તકૃત્ કૃતેતિ મિતાક્ષરાયાં.

[1] અર્થ, ૧૦૦ ગૌહત્યા કરે અથવા એકવાર દારૂ પીએ તે પાપ બરાબર છે. એવું મિતાક્ષરામાં લખ્યું છે.

૨. મનુઃ ॥ સુરાં પીત્વા દ્વિજો મોહાદગ્નિવર્ણાં સુરાં પિબેત્.

સુણજો શ્રોતા કેફનો કાણી, કેવી સબાવન એ વખણાણી;
લીધાં ધનુષને તીક્ષણ તીરો, ભાલા લઈ મંડયા ભડ વીરો. ૪૮.
ગુરજ ગદાને ફેરવી ફરશી, પથરાનો વૃષ્ટી રહી વરશી;
હળ મૂશળને ભોગળ ભારી, પાડયા કને વજ્ર પ્રહારી. ૪૯.
જે શસ્ત્રે જગ વશ કરિ લીધું, તેથી કુલ નિકંદન કીધું;
શત્રુ રૂધિર મદીરા થૈ આપે, વાળ્યું વેર એજ શર ચાપે. ૫૦.

હરિગીત છંદ.

પ્રદ્યૂમ્ન સાંબ શ્રી કૃષ્ણના, સુત સામ સામા તે લડે;
અક્રૂર સામા ભોજ છે, અનિરૂદ્ધ ને સાત્યકિ અડે. ૫૧.
સુભદ્ર ને સંગ્રામજીત, વળિ સુરથ ને સુમિત્ર છે;
નર નિશઠ ઉલમુક સહસ્ત્રજીત. શતજીત નામ પવિત્રછે. ૫૨.
દાશાર્હ વૃષ્ણી ભોજ અધક, સાત્વતા મધુ અર્બુદા;
માથૂર કુકુરા શૂરસેના. વર્ગ એ જાણો જુદા. ૫૩.
ભાઈ સગાને ભાઈ મારે, પુત્ર મારે બાપને;
ભાણેજને મામા વિદારે, પણ ન જાણે પાપને. ૫૪.
સસરો હણે જમાતને, જમાત સસરાને હણે;
સાળો બનેવીને હણે, દુખ એહેનનું દિલ નહિ ગણે. ૫૫.
નહિ પક્ષપાત વિચાર, કરવા ઘાત ઇચ્છે છે ઘણા;
મદ અંધ થૈ નિરબંધન લાગ્યા, ધંધમાં ન રહી મણા. ૫૬.
જે પ્રાણથી પ્યારા હતા, તેને હણ્યા એ ભાનમાં;
નિજ પુત્રના પણ પ્રાણ, હણતાં ધારિ વાત ન ધ્યાનમાં. ૫૭.
રથ હાથિ ઘોડા ભાગિ તોડયા, સારથી નહિ સટકિયા;
નાસતા નાના બાળને, પગ ઝાલિ ભૂતળ પટકિયા. ૫૮.
જેમ વાંસ વનમાં આગ્ય ઉઠે, એમ રૂઠે અંતરે;
મધુપાનથી તન ભાન ભૂલ્યા, ચિત થયાં પરતંતરે. ૫૯.
કામઠાં તૂટે તીર ખૂટે, દાંત ચુંટે હાથિના;
રથ કાષ્ટ ધારે ને પ્રહારે, પ્રાણ લે નિજ સાથિના. ૬૦.
શ્રી કૃષ્ણ વારે બહુ પુકારે, કોણ ધારે કાન ત્યાં;
નહિ બચ્યા નોકર ચાકરો, એવું ઉઠ્યું તોફાન ત્યાં. ૬૧.
બળભદ્ર સામા બળ કરી, મદમત્ત ચાલ્યા મારવા;
આવતા દેખી એહને, હલધર ઉઠયા સંહારવા. ૬૨.
જે બીજ મદિરા રોપિયું, તે વેલ્ય ઉગી લોહિની;
ધડ શીશ જુદાં ફળ થયાં, ચાલી નહીં મતિ કોઈની. ૬૩.

ભુજંગી.

પડયા તરફડે ભૂતલે કેક શૂરા,
થયા કેક પૂરા રહ્યા કે અધુરા;
સુતા નિત્ય જે પુષ્પ સજ્જા બિછાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૪.
જેઓ નેત્રથી નારિનાં રૂપ જોતા,
બહુ પ્રીત દેખાડીને ચિત્ત પ્રોતા;
તેઓ નેત્રને તો ગયા કાગ ખાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૫.
જેઓ હાથમાં હેમ પોંચી બિરાજે,
ભલા બાજુ બાંધી છબીવંત છાજે;
ઉડયા બાજ આકાશ તે હાથ સાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૬.
જેઓ મૂખમાં નિત્ય તંબોલ ખાતા,
ભલાં તાન લે ગાનમાં ખ્યાલ ગાતા;
તેઓ મૂખમાં ધૂળ્ય ઉડી ભરાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૭.
ખમાજી ખમાજી છડીદાર કેતા,
સદા પાસ સેવા વિષે દાસ રેતા;
કિધાં રાજ્ય નિષ્કંટ શત્રૂ નસાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૮.
જેઓ વંશ વિસ્તારનો ગર્વ ધર્તા,
નહી દૈવથી દીલમાં લેશ ડર્તા;
નહી અગ્નિ દેવા રહ્યું કોઈ ત્યાંઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૬૯.
આખા દેશ મધ્યે હાહાકાર વાગ્યો,
સુણી સર્વને અંતરે શોક જાગ્યો;
કેવી જાદવોની થઈ મુરખાઇ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૭૦.
કેવા સંપીને સર્વ તીર્થે ગયાતા,
કેવા ઘેરથી હર્ખવંતા થયાતા;
રહી હામ હઇયાની હઇયે સમાઈ,
સુણો કેફ કીધાતણાં સુખ ભાઈ. ૭૧.

દોહરો.

માંહો માંહિ લડી મુવા, કરમ હિણા થઈ ક્રોધિ;
બળદેવે બાકી હણ્યા, શૂર સરવને શોધિ. ૭૨.

હરિગીત.

સર્વને શોધી મારિને, બળદેવ દેહ તજ્યો જ્યાંહાં;
શ્રીકૃષ્ણ થૈ ઉદાસ, પીંપલ.પાસ જે સુતા ત્યાંહાં. ૭૩.
એવે સમે એક પારધી, આવ્યો અચાનક જેટલે;
મૃગ જાણી માર્યો તીર, ત્યાગી કૃષ્ણ કાયા તેટલે. ૭૪.
છાનો બચ્યો એક સારથી, તે આવી પાસ ઉભો ?
તે સાથ કૃષ્ણે અંતકાળે. ઘેર સંદેશો કહ્યો

## વર્તમાન પત્રો વિષે.

દોહરા.

વર્તમાન પત્રોથકી, સ્વદેશહિત થાનાર;
પણ જો તેના હોયશુભ, લાયક જન લખનાર. ૧.
ન લખે નિંદા કોઇની, ન લખે જૂઠ વખાણ;
પક્ષપાતથી નવ કરે, કશિયે ખેંચાતાણ. ૨.
કડવાં કથન લખે નહિ, દિલ નવ રાખે દ્વેષ;
સગા ગણી સૌ લોકને, દે મધુરો ઉપદેશ. ૩.
પ્રાંત પ્રાંતમાં પરવરી, વિચરો વાટે ઘાટ;
સારી નરસી ઉચરતા, ચરચા ચારણ ભાટ. ૪.
એ પણ કામ અગત્યનું, ગણાય ગામો ગામ;
વર્તમાનપત્રોતણું, એછે ઉત્તમ કામ. ૫.
ભલિ વિધિ ચારણ ભાટને, દેતા છૂટ નરેશ;
આડું અવળું ઉચરતાં, રીસ ન ધરતા રેશ. ૬.
રાજા તથા પ્રજાવિષે, સંપ થવા સરવત્ર;
કરે સદા ઉશ્કેરણી, વર્તમાનનું પત્ર. ૭.
જેમ ભર્યા ઘરમાં નહિ, દિવાવિના દેખાય;
વર્ત્તમાનપત્રો વિના, જગ ચરચા ન જણાય. ૮.
સો પુસ્તક ઈતિહાસનાં, સમાચારનું એક;
તે સમજો સમતુલ્યતા, વાંચો ધરી વિવેક. ૯.
ચકચકતી ચઢની કળા, દેશતણી દેખાય;
વળિ વિદ્યા ને હુનરનાં, સ્થાનક ઘણાં સ્થપાય. ૧૦.
મળે વળી મુંજ દેશિને, અતિ ઉત્તમ અધિકાર;
વાતો એવી વાંચીએ, કરે જગત કર્તાર. ૧૧.
વહેમ ઘટે વિદ્યા વધે, બધે સુધારો થાય;
દેશાટન કરવા વળી, જન હિમતથી જાય. ૧૨.
સમાચાર એવા સરસ, વાર વાર વંચાય;
એવો અવસર આણજે, રૂડા જગતના રાય. ૧૩.
પ્રતિ દિન પ્રગટે પત્રમાં, વધામણીની વાત;
ઓ ઈશ્વર તું એટલું, દેજે દિન ને રાત. ૧૪.
અતિ એ પત્ર અગત્યનું, ગણાય ગામો ગામ;
આશિષ એવી ઉરથકી, દેછે દલપત રામ. ૧૫.

---

'ગુજરાત ગેજેટને વાસ્તે કલેક્ટર સાહેબની ફરમાસથી આ કવિતા રચી હતી. તા૦ ૨૯ મી નવેમ્બર સને ૧૮૭૦.

## સ્ત્રી વિષે.

### સ્ત્રી કેળવણી.

દોહરો.

ભલું ભણાવો પુત્રિને, તો શાણી થાનાર;
સદૈવ-સુખ પામી કરે, આશિર્વાદ ઉચાર. ૧.

ભુજંગી છંદ.

ભલી તો થશે જો હશે તે ભણેલી,
બહૂ સદ્‌ગુણો શીખિ સારી બનેલી;
વિચારો વિવેકે વસૂ વાવરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૨.
ઘણું આપીએ જો ઘરાણું ઘડાવી,
પછી તેનિ પાસેથિ લેશે પડાવી;
નહિ ઉતરે પાર તેથી તરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૩.
સદા સદ્‌ગુણી જ્યાં હશે ત્યાં સમાશે,
ખરા બોલિ તે બોલશે તે ખમાશે;
સ્વભાવેથિ શોભાવશે સાસરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૪.
ઠગાઈ થકી તે કદીના ઠગાશે,
દગાથી ન વૃત્તી કદાપી દગાશે;
છળે કોણ તેને જશે છેતરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૫.
મળે મોટિ વિદ્યાથકી માણસાઈ.
ટળે તેથિ અજ્ઞાન ને આળસાઈ;
નહિ ફેલ મદ્ધે ફસે તે ફરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૬.
ન પહોંચે હમેશાં પુરૂ હોય પહેલું,
કદી કાળ કાંઇ થકી જાય કહેલું;
નિભે તોય ભંડાર વિદ્યા ભરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૭.
સુ વિદ્યાથિ સંતોષને સૂખ પામે,
સુ વિદ્યાથિ સારી સદાકીર્તિ જામે;
સુ વિદ્યા થકી ધૈર્ય રાખે ધરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૮.
સુ વિદ્યા સખીની પઠે સૂખ આપે,
સુ વિદ્યા કુમારીતણાં કષ્ટ કાપે;
સુ વિદ્યાથિ સંભાળી દેખે ડરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૯.
ભણેલી ભલો ભાત ચાલે સંભાળી,
ભણેલી ગણાશે સદા સદ્‌ગુણાળી;
સુખે સંપને રાખશે સંઘરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૦.

પ્રભાસ જે પોહોચ્યાં સઉ. રણથલ જોઈ વિકરાળ;
દેવકી ને વસુદેવજી, તજ્યા પ્રાણ તતકાળ. ૧૦૯.
ગીધ બાજ ને કાગડા, બગલાં મુડદાં ખાય;
જોઈ જોઈ જાદવ રાણિયો, બહુ મુર્છાગત થાય. ૧૧૦.
કુટે નામ લૈ કેફનું, શાપે કેફી સંગ;
જેણે ભોગ વિલાસનો, કિધો અચાનક ભંગ. ૧૧૧.
નિજ પ્રીતમનાં નારીઓ, નિરખિ મનોહર મુખ;
ખૂબ રૂવે ખોળે લઈ, અનહદ ઉપજ્યું દુઃખ. ૧૧૨.
સ્વામી હું સમજી નહીં. પીને ખોશો પ્રાણ;
ઘોડે ચડીઆ જે ઘડી, બાંધિ ધનુષ ને બાણ. ૧૧૩.
નિરભે હતી હું નાથજી, શત્રુ ન જાણતી શીશ;
મદિરા વેરણ માહરી, રહી હતી કેઈ દીશ. ૧૧૪.
રૂકમણી આદિક[1] રાણીયો, તજી જીવન ઉછરંગ;
પાવક મધ્યે પરજળી, નિજ નિજ સ્વામી સંગ. ૧૧૫.

ચોપાઈ.

કિંચિત કરતાં કોઈ દિન ભૂલ્યા, સેવિ કેફ નહીં ફરશો ફૂલ્યા;
જે નર સાપ જતનથી ઝાલે, પણ મૂત્યુ પામે કોઇ કાળે.૧૨૬.

દોહરા.

જો જાદવાસ્થળી સુણી, સમજો સાચે મંન;
કરશે બાધા કેફની, તો પ્રભુ થશે પ્રસંન. ૧૨૭.
જાદવનું દુઃખ સાંભળી, કેફ ન તજશે જેહ;
થઇ શત્રુ શ્રીકૃષ્ણનો, જશે નરકમાં તેહ. ૧૨૮.
જો જાદવાસ્થળી શુણી, કરશે ચીત વિચાર;
પ્રભાસની જાત્રા થશે, એઠાં ઘરને બાર. ૧૨૯.
જો જાદવાસ્થળી સુણી, તજે કેફનો સ્વાદ;
પૂર્વજ થાય પ્રસંન બહુ, આપે આશિરવાદ. ૧૩૦.
ઓગણીસેં ને સાતની, ત્રીજ તિથી ગુરૂવાર;
સુરતમાં[1] શ્રાવણ વદે, કરિ કવિતા સુખકાર. ૧૩૧.
મૂળ વાસ વઢવાણ છે, ગુણવંતુ જે ગામ;
શ્રીમાળી બ્રાહ્મણ કહે, નામે દલપતરામ. ૧૩૨.
ઓછું અધિકું જો કહ્યું, ક્ષમા કરો તજી રીશ;
શ્રોતા જન સઉકો કહો, જય જય શ્રી જગદીશ. ૧૩૩.

## વર્તમાન પત્રો વિષે.

દોહરા.

વર્તમાન પત્રોથકી, સ્વદેશહિત થાનાર;
પણ જો તેના હોયશુભ, લાયક જન લખનાર. ૧.
ન લખે નિંદા કોઇની, ન લખે જૂઠ વખાણ;
પક્ષપાતથી નવ કરે, કશિયે ખેંચાતાણ. ૨.
કડવાં કથન લખે નહિ, દિલ નવ રાખે દ્વેષ;
સગા ગણી સૌ લોકને, દે મધુરો ઉપદેશ. ૩.
પ્રાંત પ્રાંતમાં પરવરી, વિચરી વાટે ઘાટ;
સારી નરસી ઉચરતા, ચરચા ચારણ ભાટ. ૪.
એ પણ કામ અગત્યનું, ગણાય ગામો ગામ;
વર્તમાનપત્રોતણું, એછે ઉત્તમ કામ. ૫.
ભલિ વિધિ ચારણ ભાટને, દેતા છૂટ નરેશ;
આડું અવળું ઉચરતાં, રીસ ન ધરતા રેશ. ૬.
રાજા તથા પ્રજાવિષે, સંપ થવા સરવત્ર;
કરે સદા ઉસ્કેરણી, વર્તમાનનું પત્ર. ૭.
જેમ ભર્યા ઘરમાં નહિ, દિવાવિના દેખાય;
વર્ત્તમાનપત્રો વિના, જગ ચરચા ન જણાય. ૮.
સો પુસ્તક ઈતિહાસનાં, સમાચારનું એક;
તે સમજો સમતુલ્યતા, વાંચો ધરી વિવેક. ૯.
ચકચકતી ચઢતી કળા, દેશતણી દેખાય;
વળિ વિદ્યા ને હુનરનાં, સ્થાનક ઘણાં સ્થપાય. ૧૦.
મળે વળી મુંજ દેશિને, અતિ ઉત્તમ અધિકાર;
વાતો એવી વાંચીએ, કરે જગત કર્ત્તાર. ૧૧.
વહેમ ઘટે વિદ્યા વધે, બધે સુધારો થાય;
દેશાટન કરવા વળી, જન હિમતથી જાય. ૧૨.
સમાચાર એવા સરસ, વાર વાર વંચાય;
એવો અવસર આણજે, રૂડા જગતના રાય. ૧૩.
પ્રતિ દિન પ્રગટે પત્રમાં, વધામણીની વાત;
ઓ ઈશ્વર તું એટલું, દેજે દિન ને રાત. ૧૪.
અતિ એ પત્ર અગત્યનું, ગણાય ગામો ગામ;
આશિષ એવી ઉરથકી, દેછે દલપત રામ. ૧૫.

ગુજરાત ગેજેટને વાસ્તે કલેકટર સાહેબની ફરમાસથી આ કવિતા રચી હતી. તા૦ ૨૯ મી નવેમ્બર સને ૧૮૭૦.

## સ્ત્રી વિષે.

### સ્ત્રી કેળવણી.

દોહરો.

[illegible] ભલું ભણાવો પુત્રિને, તો શાણી થાનાર;
[illegible] સુખ પામી કરે, આશિર્વાદ ઉચાર. ૧.

ભુજંગી છંદ.

ભલી તો થશે જો હશે તે ભણેલી,
બહૂ સદ્ગુણો શીખિ સારી બનેલી;
વિચારી વિવેકે વસૂ વાવરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૨.

ઘણું આપીએ જો ધરાણું ધરાવી,
પછી તેનિ પાસેથિ લેશે પરાવી;
નહિ ઉતરે પાર તેથી તરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૩.

સદા સદ્ગુણી જ્યાં હશે ત્યાં સમાશે,
ખરા બોલિ તે બોલશે તે ખમાશે;
સ્વભાવેથિ શોભાવશે સાસરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૪.

ઠગાઈ થકી તે કદીના ઠગાશે,
દગાથી ન વૃત્તી કદાપી ડગાશે;
છળે કોણ તેને જશે છેતરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૫.

મળે મોટિ વિદ્યાથકી માણસાઈ.
ટળે તેથિ અજ્ઞાન ને આળસાઈ;
નહિ ફેલ મદ્યે ફસે તે ફરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૬.

ન પ્હોચે હમેશાં પુરૂ હોય પલ્લું,
કદી કાળ કાંઇ થકી જાય કલ્લું;
નિભે તોય ભંડાર વિદ્યા ભરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૭.

સુ વિદ્યાથિ સંતોષને સૂખ પામે,
સુ વિદ્યાથિ સારી સદાકીર્તિ જામે;
સુ વિદ્યા થકી ધૈર્ય રાખે ધરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૮.

સુ વિદ્યા સખીની પઠે સૂખ આપે.
સુ વિદ્યા કુમારીતણાં કષ્ટ કાપે;
સુ વિદ્યાથિ સંભાળી દેખે હરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૯.

ભણેલી ભલી ભાત ચાલે સંભાળી,
ભણેલી ગણાશે સદા સદ્ગુણાળી;
સુખે સંપને રાખશે સંઘરીને,
દયાથી વિદ્યાદાને દ્યો દીકરીને. ૧૦.

ભલીભાત જેણે ન વિદ્યા ભણાવી,
પિતા માતને પાપથી પેટ આવી;
અતી શ્રાપ આપે પિડા ઉચરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૧.
નહિ જે ભણો તે નકી નેણ હીણી,
સતી સદ્ગુણો તે શકે કેમ વીણી;
અરે એજ માટે અતી આદરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૨.
અહો આપ દેશી જનો આજ આમે,
રચ્યાછે રૂડા છંદ દલપત્તરામે;
હવે હોંશથી રાખિ હૈડે હરીને,
દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૩.

દોહરા.

સ્ત્રિયો સુધરશે તોજ ફળ, ઉત્તમ થશે અથાક;
પૃથ્વિ સુધરશે તોજ ત્યાં, પાકે સારો પાક. ૧૪.
મણીતણી શોભા ઘણી, બણી ઠણી રહિ તોય;
નારી સારી નહિ દિસે, ભણી ગણી નહિ હોય. ૧૫.

સોરઠો.

ભણતરથી ભ્રમ જાય, તો ભણતર સાચું ભણી;
ભણેલિ ભોળી થાય, તો ભણતર ભડકો ઉઠ્યો. ૧૬.

## ખુરશી પ્રતિ પ્રશ્ન.

દોહરા.

તું તનુજા ધનવંતની, કે તુજ પિતુ કુળવાન;
શાકારણ સરવે તને, મહિપતિ આપે માન. ૧૭.

ઉત્તર.

બે શાળામાં બાઈ હું, પામિ સરસ સુધરાઈ;
જાત અશલ છું જંગલી, ગૃહસ્થ જોગ ગણાઈ. ૧૮.

મનહર છંદ.

જંગલની ઝાડીઓમાં ઉપજી ઓલાદ મારી,
ભીલપાસે ભાળીને સોદાગરે સોદો કર્યો;
સોદાગર પાસેથી સુતારે પછી સોદો કરી,
શાળામાં સુધારી તોય સ્વારથ નહિ સર્યો;
પામવાને નેતર બે સારો બીજી શાળાવિષે,
પામી ત્યાર પછી વર શ્રીમંત મને વર્યો;
કોણ પુછે કુળતણું મુલ દલપત કહે,
પામી માન તે પ્રતાપ કેળવણીનો ઠર્યો. ૧૯.

ઈંદ્રવિજય છંદ.

તાત તમે દિન રાત દયા કરિ, નીતિનિ નીત્ય કહી કવિતાજી;
જેમ જુઓ જદુ નંદન જુક્તિથી, અર્જુન આગળ ગાઈ ગિતાજી;
તેમ તમારિ શિખામણ હું, શુણી શીખિ શિખામણ જેમ સિતાજી;
તે ભવમાં નહિ ભૂલિશ હું, પઢિ શીખિશ પાઠ પવિત્ર પિતાજી. ૨૦.

## પરિસંખ્યા લંકાર.

મનહર છંદ.

ત્રણ ત્રણોઠિયો તુલ્ય વદે લોક વાલ થાય,
તેતો વાલ તોળવાનો નહિ જાત દાળની;
ગજથી ભરાય લાંબી થાય બેશ બસે ગજ,
પાટી તેતો પલંગની નહિ તે નિશાળની;
ઘડીઓ તો પાણીથી ભરાય અને ખાલી થાય,
તેતો ઘટમાળતણી કહો નહિ કાળની;
સુયાણી[1] સકળ કળાવાળી દલપત કહે,
તેતો વિદ્યાવાળી ન જણાવ નારી બાળની. ૨૧.

દોહરા.

ચતુરા બીજી ચોપડી, જો નીતી ગુણ ગાય;
સુધરે તેનો સોબતી, નહિ તો તે વહિ જાય. ૨૨.
ભામનિયોમાં ભોળપણ, ખરે ખરો એ ખેદ;
મટાડવામાં મન ધરો, એ સિરપાવ ઉમેદ. ૨૩.

બાળલગ્ન નિશેધ વિષે.

બાળ લગ્નના ચાલથી, થાય ઘણાં નુકશાન;
પ્રજા બધી નિર્બળ બને, થઈ ન શકે વિદ્વાન. ૨૪.

## પ્રતિષેધ અલંકાર.

મનહર છંદ.

સમજુ સમજુ મળી સમજુને સમજાવો,
કરો સારાં કામ તે અન્યાય નથી કરવો;
રૂડે દાડે ઘેર ઘેર રોવા કુટવાની રીત,
તોડી નાંખવી તેતો સમુદ્ર નથી તરવો;
કરજ કરીને વરા કરવાનું કાઢી નાંખો,
તેતો ખોદી ડુંગરને દૂર નથી ધરવો;
બાળ લગ્ન બંધ કરો કહે દલપતરામ,
તેતો કોઈ પ્રાણીતણો પ્રાણ નથી હરવો. ૨૫.

[1] સુજાણી અથવા પ્રસવ કરાવનારી તે પણ સુયાણી.

વૃક્ષ પ્રબંધ કવિત.

બાળ પણ પરણાવે પણ ન વિચારે વાત,
નવીનજ ફેર ફળ નજરે નિહાળિયે;
રે નિલાજ લોક તમો લાજ લેશ કાં ન રાખો,
લેશ બુદ્ધિ હોયતો કુબુદ્ધિ એવિ ટાળિયે;
એ વિચાર આગળથી ચાર ઘડી બેશી કરો,
ઘડીએ મરણ હઠે એમછે? સંભાળિયે;
છે સંભાળી ચાલવાનો ભાળીએ સમોજ આજ,
એ સજન બાળકોના જનમ ન બાળિયે. ૨૯.

| | | |
|---|---|---|
| યે ળિ બા | મન | |
| | જન | બા ળ કો ના |
| જ આ જ મો | એસ | |
| | ભાળી | ચા લ વા નો |
| એ ળિ ભા | છે સં | |
| | એમ | ર ણ હ ઠે |
| શે ક શી બે | ઘડી | |
| | ચાર | આ ગ ળ થી |
| એ ળિ ટા | એ વી | |
| | બુદ્ધિ | હો ય તો કુ |
| ખો શ ન કાં | લેશ | |
| | લાજ | લો ક ત મો |
| યે ળિ હા | રે ની | |
| | નજ | ફે ર ફ ળ |
| ત વા રે ચા | નવી | |
| | પણ | પ ર ણા વે |
| | બાળ | |

ઈંદ્રવિજય છંદ.

બાળપણે પરણાવિયે બાળક, આવક શી તેહમાંહિ બતાવો;
મોટપણે કરતાં પરણેતર, જાવકશી તેહમાં સમજાવો;
જો ઉલટું સુલટું કશુંએ થયું, પૂરણ પાછળથી પસતાવો;
આવક જાવક ભાવિક[1] ભાળિ, પ્રજા પછિ પાવકમાં[2] પધરાવો. ૨૭.

---

## ઘરસૂત્ર વિશે.

મનહર છંદ.

પ્રમદા રૂપી પ્રધાન સાથે મળી પ્રજા પાળ,
સંભાળે જે ઉપજને ખરચ શું થાયછે;
કદી બાળકો લડે કે કુટુંબમાં કલેશ થાય,
ફોજદારી દિવાનીના ફેંસલા ચુકાયછે;
જેને જેમ ઘટે તેને તેવી રીતે રાખવાને,
સામ દાન ભેદ દંડ એ ચારે ઉપાયછે;
રાજ ચલાવે કે ઘર ચલાવે તે બરાબર,
ઘરધણી પણ નીજ ઘરતણો રાય છે. ૧.

દોહરા.

આંટી કાઢે અકલથી, ધુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘરસુત્ર ચલાય. ૨.
ઘર સૂતરને ફાળકે, ઘણી ધુંચવણ વીર;
તાણી તોડે આકળો, ધિમે ઉકેલે ધીર. ૩.
તંત અત્યંત ન તાણિયે, તાણે તૂટી જાય;
જો તૂટ્યાં મન સાંધિયે, વચ્ચે ગાંઠ પડિ જાય. ૪.
પરણીને ઘર માંડતાં, સદા સહનતા તાક;
પરણ્યા પહેલું પોંખતાં, સાસૂ તાણે નાક. ૫.
ચાખે કે ચાખે નહિ, તે બંને પસ્તાય;
એવું છે સંસાર સુખ, લક્કડ લાડુ પ્રાય[3]. ૬.

## પતિવૃતા.

ઉપજાતિ વૃત્ત.

પતિવૃત્તા સુંદર વસ્ત્ર દારા, પતિ પ્રિયા તે શણગાર સારા;
સજ્યા થકી જો મહદુંજ શોભે, તોતે વિનાનું નરચિત્ત લોભે. ૭.

મનહર છંદ.

સ્વામી વશ થતો નથી શોળ શણગાર સજે,
સ્વામી વશ થતો નથી અંગતણા રંગથી;
સ્વામી વશ થતો નથી પિયરના પૈશા થકી,
સ્વામી વશ થતો નથી સદા રહે સંગથી;
સ્વામી વશ થતો નથી પુત્રનો પ્રસવ થયે,
સ્વામી વશ થતો નથી ધૂર્ત જેવા ઢંગથી;
કામનીને વશ કંથ થાય દલપત કહે,
પ્રેમ ઉર આણી પાળે આગના ઉમંગથી. ૮.
જ્ઞાનીને તો કરે વશ જ્ઞાનની ગાથાઓ ગાઈ,
માનીને તો કરે વશ નિત્ય નમ્રતાઈથી;
કૃપણને કરે વશ કરીને કસર ઘણી,
ક્રોધીને તો કરે વશ ખામુખા ક્ષમાઈથી;
મુરખને કરે વશ મીઠી મીઠી વાતો કહી,
ફૂલણને કરે વશ ફુલાવી ફુલાઈથી;
કહે દલપતરામ કામની ચતુરા કંથ,
ચતુરને કરે વશ ચિત્ત ચતુરાઈથી. ૯.

છત્રી ઉક્તિ ઈંદ્રવિજય છંદ.

જો શિર છત્ર કરી મુજને, પકડે પતિ પ્રેમથિ હાથથી હાથે;
તો મુજ પંડ પ્રફૂલ્લિત થાય, સમાઈ શકાય ન બે ભુજ બાથે;
હું પતિનો પરિતાપ હરૂં, વળિ જોડ જણાય સુ શોભિત સાથે;
કાય કરો ચલિયો વળિ જાયજ, જો પદ નીચ દિધું નિજનાથે. ૧૦.

દોહરા.

નિશ્ચળ મન જે જનતણું, ટળે ન તેની રીત;
ધુસ્સો કર્યે ઘટે નહિ, પતિવૃતાની પ્રીત. ૧૧.
પતિ મુખ[1] રવિ શશિ પત્નિ મુખ, પરસ્ત્રિ પૃથિવ પ્રમાણ;
ચંદ્ર ગ્રહણ નહિ ચાહિયે, સૂર્ય ગ્રહણ શુભ જાણ. ૧૨.

સોરઠા.

જેનું મન જે સાથ, લલચાઈ લાગી રહ્યું;
ગમે ન બીજી ગાથ, રહે લીન તદરૂપ થૈ. ૧૩.
દૃઢ જ્યાં લાગ્યું ધ્યાન, વળતી બીજાનું વીસરે;
ભૂખ તરશાનું ભાન, રૂદયામાંહિ રહે નહીં. ૧૪.

---

[1] ભાવિક–ભવિષ્ય. [2] પાવક–બાળલગ્ન રૂપી દેવતામાં. [3] પ્રાય–ઘણું કરીને.

[1] પતિમુખ સૂર્ય જેવું અને પત્નિ મુખ ચંદ્ર જેવું છે, તે ચંદ્ર સૂર્યના તેજથી પ્રકાશિત થાયછે, એ બેની વચમાં પરસ્ત્રી રૂપી પૃથ્વી આવી પડે તો ચંદ્ર ગ્રહણની પેઠે, પત્નિનું મુખ નિસ્તેજ થઈ જાય; અને તે ચંદ્ર ગ્રહણ થયું કહેવાય, પણ જો પરસ્ત્રી રૂપી પૃથ્વી ઉપર પતિ રૂપી સૂરજનો પ્રકાશ પડતો હોય તે બેની વચમાં પત્નિ રૂપી ચંદ્ર આવે તો સૂર્ય ગ્રહણના જેવો દાખલો બને, મતલબ કે પૃથ્વી નિસ્તેજ થાય; માટે તેમ થાય તો સારૂં.

મનહર છંદ.

સંસાર તરૂનાં મૂળ પતિ અને પતની છે,
ગણી જોતાં ગણતીમાં પ્રત્યક્ષ ગણાય છે;
સંપને સલાહ હોય એકેમાં સળો ન હોય,
તોજ તાજું તરૂવર જોતાં તે જણાય છે;
ફાલીને ફેલાય સુખી સદૈવ દેખાય વળી,
વિશ્વ વિષે વિવિધ પ્રકારે વખણાય છે;
બંનેમાંથી એકેનું જો અંતર સડેલું હોય,
તો તે દુખી દીસે કાંતો હયાતી હણાયછે. ૧૫.

સોરઠો. પતિ ઉક્તિ.

પ્રથમ સરસ પંકાય, જલે કસુંબાની જુઓ;
જલદી ઉડી જાય, કહો રંગ શા કામનો. ૧૬.

"મતલબકે તમારી પ્રીતિ પહેલાં હતી તેવી હમણાં નથી."

ઉત્તર—મનહર છંદ.

આપણા કસુંબગર કસુંબો ચડાવે છે તે,
થોડાજ દિવશ સુધી શોભા સારી ધારેછે;
વિલોકો વિલાયતી કારીગરોની કારીગરી,
પાકા રંગે કેવાં સારાં વસ્ત્ર શણગારેછે;
ટુક ટુક થાય તો શું થાય રંગ જાય નહિ,
એવું કોણ છે કે એના રંગને ઉતારેછે;
આપતણી પાઘડીમાં કસુંબાનો કાચો રંગ,
પાકા રંગ વાળી અંગ ઓઢણી અમારે છે. ૧૭.

ઈંદ્રવિજય છંદ.

રંગતણી ચટકી ચઢિ જે દિન, જ્યાં અટકાવ કરી અટકી;
પાણિ ઉકાળિ પખાળિ જુઓ, વળિ પથ્થર સાથ જુઓ પટકી;
તોહી વછોડી મરોડિ જુઓ, કદિ કાતરે કાપિ કરો કટકી;
કોટિ ઉપાય કિધે દલપત્ત, ન ટાળિ ટળે ચઢિ તે ચટકી. ૧૮.

મનહર છંદ.

આ ગતી હું અહોનીશ માગતી, માતાને પગે
લાગતી લગાર ભેદ ભાગતી ભરમમાં;
ધારતી રૂદેમાં દેવી ભારતીનું ભલું રૂપ,
આરતી ઉતારતી ઉચારતી ભરમમાં;
કાનમાં ધરતી કથા ગાનમાં હું ગાતી ગુણ,
દાનમાં માગતી પતિ ધ્યાનમાં ધરમમાં;
રાતમાં પોઢી ઉઠી પ્રભાતમાં પ્રભુને ભજી,
આતમામાં ઇચ્છતી મહાતમા કરમમાં. ૧૯.

દોહરો.

મુજ પતિ મળ્યો મહાતમા, જ્ઞાની ગુણ ભંડાર;
પામી પ્રભુ પ્રતાપથી, ઇચ્છિત સુખ સંસાર. ૨૦.

નઠારી સ્ત્રી. મનહર છંદ.

કામનીના કામની કહેલી જે પકા મનીશે,
કામની છે શિક્ષા તેતો કામની તમામની;
કામની જે કરે નહિ ચિંતા ઘર કામની તે,
નિર્લજ નકામની કિમત બે બદામની:
કામની કામની જેવી કંથમાં ન કરે પ્રીત,
કુંભારના કામની તે ગદ્ધિ જેવી ગામની:
સારાં કામ કાજ નિત્યે કરવા કામની કીધી,
કામની જે આળસુ તે કામની શા કામની. ૨૧.
સારી સુઘરાઇથી ઘરાઈ સુઘરાઈ બાઈ,
સંસારમાં તેતો સદ ભાગણ ગણાય છે;
ભણી ગણી નહિ ભરથારથી ભુંડાપો પામી,
વિશ્વમાં તે વનિતા વેરાગણ ગણાય છે;
ખારીલી જે નારી વાણી નઠારી ઉચારી જાણે,
નારી નહિ એતો કાળી નાગણ ગણાયછે;
કુલટાના કંથને તો કહે દલપતરામ,
ફકત સદૈવ માસ ફાગણ ગણાયછે. ૨૨.

વ્યાઘાત લંકાર.

કુંભારજા કંથને મનાવા માટે કહે કેણ,
હું તો તુંથી હારી હવે માટે માફી માગુંછું;
માણસો મળી મને કહેછે કંથને મનાવ્ય,
માટે હું મનાવા આવી ભ્રાંત તારી ભાગુંછું;
તેંતો વાળ્યો આડો આંક ટાંક મારો વાંક નથી,
રાંક બની બધી રીસ રૂદયાની ત્યાગુંછું;
રોયા તારી રીસ મૂક્ય કરચ તારૂં કાળું મોંહું,
પીટયા તને હું પચાસવાર પગે લાગુંછું. ૨૩.

ઈંદ્રવજા છંદ.

જે સુંદરી ગોરિ ગુલાબ જેવી, આખી પ્રજામાં વખણાય એવી;
કાંટાપનીનું દિલ ભેદિ નાંખે, તે કોણ જાણે પતિ દુઃખ સાંખે ૨૪.

ઈંદ્રવિજય છંદ.

શંખણિ નારિ નકી સુધરે ન, સહસ્ર ઉપાય સજો મન સાચે;
અંતર કેદ ટરે ન શિખામણ, દંભથિ[1] ભેદ ભાગે ભણિ રાચે;

[1] દંભ—પનશ્રી.

કોટિ પ્રયત્ન કરે કદિ કોઈ, કહો જળ કેમ રહે ઘટ કાચે;
કાળું કળેવર જન્મ થકી થયું, તો સુખ શું રહે ન તમાચે. ૨૫.

દોહરા.

પગમાં તો નેવળ[1] ધર્યાં, નાકે ઘાલી નાથ;
હાથે નાખ્યાં હસકલાં, ત્યારે રહિ સ્ત્રી હાથ. ૨૬.
લાજ શરમતો આંખને, તેતો કાળી કીધ;
મુખ ઉપર પણ મૂછ નહિ, પછી શરમ શી વીધ. ૨૭.
કાળું સ્ત્રીનું કાળજું, હોઠે ટપકું શ્યામ;
હૈયે તે હોઠે વસે, એ કહેવત છે આમ. ૨૮.

ઈંદ્રવિજય છંદ.

ચંડ પ્રયત્ન વિના પટનો ન ટળે, મળ જો જળપૂર જતાથી;
પાણિ વિના પરિપૂર્ણ ઉપાયથિ, છોડ ઉગે નહિ બીજ છતાથી;
દ્રષ્ટિ ધરે નહિ તો દલપત્ત, લવિંગ મળે ન લવિંગ લતાથી;
બુદ્ધિ ખરી પણ બોધવિના, દિલમાં અતિ ખેદ ઉઠે ન ખતાથી. ૨૯

દોહરો.

પતિ કરતાં પૂરો ધરે, પલ્લા ઉપર પ્યાર;
એક સખીએ એવિને, દિધી શિખામણ સાર. ૩૦.

સખી વચન.

છત્ર પ્રબંધ સવૈયો.

થીર ઘરાણુ રહે ન તમારૂં, લડાઈ ન રોજ લડો વરથી;
રાખવું થીર શરીર ઘરે, ખિણવાર ન બાર ખસો ઠરથી;
સર્પ વિંછી પણ જો સુખ, તે નગણે છકિ રાનતણું દરથી;
ઉતર. થીરઘણું તન રાખિ સકી ન, નકી સખિ રાનતણું ઘરથી[2]. ૩૧

[1] કલ્લાં રૂપી બેડી.

[2] આ ઘરના કરતાં નક્કી જંગલનું સુખ ગણ્યું.




દોહરો.

પુરૂષ અને સઉ પ્રેમદા, જો સુખ ચાહો ચિત્ત;
રામ સિતાની રીતની, કરો પરસ્પર પ્રીત. ૩૨.

## શુક સંદેશો.

ઉપજાતિ વૃત્ત.

સિતા સતી શોચતિ જે સમામાં, અશોક નામે વન પિંજરામાં;
ન નાસવાનો અવકાશ આવે, દશાસ્ય માંજાર દિલે ડરાવે. ૧.
ફરે હરે ત્યાં ફળ ફૂલ ખાઈ, મુખે ન લે અંન અને મિઠાઈ;
તપો વને જેમ તપસ્વિ તાપે, જિભે જગત્પાલક નામ જાપે. ૨.
દિઠો સિતાએ સુડલો સ્વદેશી, સુબોલ બોલ્યો તરુ શીશ બેશી;
સમે વિચારી શબદો સુહાતા, જરૂર બોલી જનકાત્મજાતા. ૩.
અરે સુડા હું અરજી ઉચારૂં, મટાડ મોટું દુઃખ દેખિ મારૂં;
પિયુ વિનાની પરિપૂર્ણ પીડા, કરે દિલે દંશન જેમ કીડા. ૪.
વિહંગ સર્વે વર્ષાદ કાળે, વસે કુટુંબી મળિ એક માળે;
વસે વિદેશે તજિ નારિ ન્હાની, કહો શુડા તે કહુ રીત ક્યાંની. ૫.
અરે સુડા ઉત્તમ અંગ તારૂં, કહું તને તે કર કામ મારૂં;
વિદેશમાં વલ્લભ જે વસ્યાછે, ઠગી મને ત્યાં થિરથૈ ઠર્યાછે. ૬.
છમાસમાં આ વન આશ આપી, તકે ગઈ તે ન મળ્યા તથાપી;
વિજોગની પીડ વિશેષ વ્યાપી, જતો નથી પ્રાણ તથાપિ પાપી. ૭.
હવે જઈ તું પ્રિય નાથ પાસ, પિડાતણી વાત પુરી પ્રકાશ;
તમો વિજોગે તરુણી તપેછે, પિયુ પિયુ જાપ જિભે જપેછે. ૮.
કદી કળાપો મનમાં કરેછે, કદી અતીશે દુઃખ ઉચ્ચરે છે;
કદી વધી જાય વિજોગ જ્વાળા, બળી બળી બોલ બકે બુણાળા. ૯.
અરે કરે શું અબળા બિચારી, અગાધ લજ્જા જળમાં ઉતારી;
વદી શકે કેમ મુખેથી વાણી, મરે બિચારી મનમાં મુઝાણી. ૧૦.
અપંખ અંગે અકળાય એવી, શુકી[1] પડી પિંજર બંધ જેવી;
ઉપાય એકે ઉરમાં ન આવે, મનોરથો થૈ મનમાં સમાવે. ૧૧.
વિજોગના વાસર કેમ વીતે; રહે સદા ચિંતવનીજ ચિત્તે;
ભુખી મરે ભોજન કેમ ભાવે, અધીરતા તો ઉભરાઈ આવે. ૧૨.
ઋતુએ વળી જ્યાં જળ[2] દાભ્ર જાતે, રહે નહિ કષ્ટ કશું બકાતે;
કહે વળી વાદળિને કહું કે, મને ઉપાડી પિઉ પાસ મૂકે. ૧૩.
પિયુ વિજોગે વધિ પ્રૌઢ પીડા, કહી શકે શું નહિ બાળ ક્રીડા;
વળી વિશેષ વિજળી ઝબૂકી, મનોજ તે કાળ મણા ન મૂકી. ૧૪.
વિલાસ તે જ્યાં વિજળી કરેછે, સમીપ સ્વામી સુખ શું સરેછે;
વિજોગણી કેમ સહે વિલોકી, રૂચી રૂદેની ન રહેજ રોકી. ૧૫.
તથા વળી મેઘ ધનુષ તાણ્યું, જરૂર તે કામ ધનુષ જાણ્યું;
દયા તજી મન્મથ માર દેશે, વિજોગણીનો ઝટ જીવ લેશે. ૧૬.
મયૂર તણો તક માંહિ બોલે, ફરી ફરી કાળજડું જ ફોલે;
ઉરે શુણી અંતર માંહિ ઝાળ, કટારના ઘાવ થકી કરાળ. ૧૭.
સમુદ્ર સામી સરિતા વહેછે, સ્વનાથનો સંઘ ચિત્તે ચહેછે;
વિજોગણી સ્નો વરસાદ વારે, વિલોકિને ધીરજ કેમ ધારે. ૧૮.
દિલે દિવાનાથ[3] દયાળુ દીસે, અયોગ્ય દેખી નરકે અતીશે;
ઉપાય એનાથિ બની ન આવે, સ્વવક્ત્ર[4] તે વાદળમાં છુપાવે. ૧૯.
વિજોગણીયો વરસાદ લાગે, કરી સ્તુતી કંથ મિલાપ માગે;
યથા અદાતા શુણિને કવીના, તથા છુપે વાદળમાં સવીતા. ૨૦.
પ્રવાહ ને નાસ્તિક બોધ ગ્રંથો, સુપંથના જેમ કરે કુપંથો;
પ્રવાહ આંસૂ દૃગથી પડેછે, સુ ધૈર્યના મારગને નડેછે. ૨૧.
વળિ વિલોકી વનવાળિ વેલી, તરૂતણે કંઠ તટે મળેલી;
વિજોગણી ઉર વિચાર આવે, મને પિયૂ આમ લઈ લગાવે. ૨૨.
દયા હવે તો દિલમધ્ય લાવો, હવે ધણી થઈ ઘર તર્ફ આવો;
સુ વાક્ય એવાં પિયુને સુણાવી, સ્વધામમાં લાવ સુડા મનાવી. ૨૩.
વિજોગણીના દુઃખ કેરિ વાણી, વિશેષ સંક્ષેપ કરી વખાણી;
સુ દંપતી કારણ છંદ આ મેં, રૂડા રચ્યાછે દલપત્તરામે. ૨૪.

સોરઠો.

વરસે બહુ વરસાદ, વળી ઝબૂકે વીજળી;
આવે સજ્જન યાદ, વધે વિરહની વેદના. ૨૫.
નદી સ્વરૂપી નાર, સાગર સામી ઉલટી;
પિયુ મળવાનો પ્યાર, કર્તારે કેવો કર્યો. ૨૬.

દોહરો.

ઈચ્છિત એક અરથ વિના, સઘળું અશુભ જણાય;
પુષ્પ ચંદ ઘન પતિવિના, વિરહણિયે ન સહાય. ૨૭.

ઈંદ્રવિજય છંદ.

લંકપુરી સરખું નિરખું પુર, બાગ બન્યો તરૂ થોકજ તેવો;
તે ફરતું વરસાદતણું જળ, કોઈ કહે રતનાગર કેવો;
સ્વામી વિના દુઃખ પામિ પુરૂં, ઘનઘોર ચઢ્યો ઉપજે ભય એવો;
જાણું ચઢ્યો સજિ સેન દશાનન, રાક્ષસ શ્રાવણ રાવણ જેવો. ૨૮.

મનહર છંદ.

ધરૂંછું હું ધ્યાનને વિચરૂંછું વિદેહી જેમ,
ફરૂંછું ફિકરમાં સમરૂંછું શ્રી કંતને;
ભરૂંછું હું શ્વાસ ને ઉચરૂંછું અરે મુરારી,
ડરૂંછું હું દેવથી આદરૂંછું જો અંતને;
કરૂંછું કંકાસ તો હું હરૂંછું હવેલી હવે,
મરૂંછું મુંઝાઈને આવરૂંછું અત્યંતને;
હરૂંછું હિંમતતો ઉગરૂંછું આ અવસરે,
ગરૂંછું ગાંડાઈમાં જો વરૂંછું[5] વસંતને. ૨૯.

---

[1] શુકી—પોપટની માદા. [2] વર્ષાદનાં વાદળી.

[3] સૂર્ય. [4] સ્વવદન—મુખ.
[5] વસંતનું સુખ ભોગવું તો ધેલી ઠરું.

દોહરો.

એ રીતે સીતા સતી, ઉચરે નિજ દુઃખ આપ;
પ્રિયા વિજોગે રામ પણ, વનમાં કરે વિલાપ. ૩૦.

ઉપજાતિ વૃત્ત.

પ્રિયા પ્રિયા શબ્દજ પૂર્ણ પ્રેમે, કહ્યો મુખે અન્ય કહ્યું ન કેમે;
પ્રલેતણી પાવક જ્વાળ જાગી,અપૂર્વ એવી ઉર આગ લાગી.૩૧.

ઉપેંદ્રવજ્રા વૃત્ત.

વસે વસૂધા વિરહાગ્નિ કુંડ, પ્રલે પ્રમાણે પ્રજળે પ્રચંડ;
સદા સમે ત્યાં સળગે સમીદ્ધ, પ્રિયા વિજોગી પુરૂષો પ્રસિદ્ધ.૩૨.
રટચો મુખે એક અતી રતીયે[1], સિત્તા સિતા શબ્દ સિતા પતીયે;
ગમે ન બીજી કરવાનિ ક્રીડા, પ્રિયા વિજોગે વધિ પ્રૌઢ પીડા. ૩૩.

ઈંદ્રવિજય છંદ.

ચિંતન ચિત્ત ચડ્યુંજ રહે, પકડ્યુંજ રહે કર પત્ર પ્રિયાનું;
સંકટ નિત્ય નડ્યુંજ રહે, અતડુંજ રહે સુખ સર્વ સમાનું;
અંતર ધ્યાન અડ્યુંજ રહે, રખડ્યુંજ રહે મન થૈ મસતાનું;
પ્રેમનું જોર જડ્યુંજ રહે,ઉખડ્યુંજ રહેબિજ આવરદાનું. ૩૪.
શોકથિ નાઠિ સ્વતંતરતા, પરતંતરતા પરિ પૂર્ણ પમાઈ;
વૈદ વિવેક અનેક કરે પણ, એક છટા રહે છેક છવાઈ;
જંતર મંતર તંતરથી, પરતંતરતા ન પડે પલટાઈ;
જોતિષ જાણ ન જાણિ શકે, દલપત્ત દશા દરસે દુઃખદાઈ. ૩૫.

દોહરા.

જે જ્ઞાની ને સદ્ગુણી, વર્ત્તે દંપતિ એમ;
રૂદયે સીતા રામ સમ, ધરે પરસ્પર પ્રેમ. ૩૬.
તમે વિચારીને તજો, મિથ્યા કુળ અભિમાન;
રામ સિતા સમ નિરખિ ગુણ, દ્યો કન્યાનું દાન. ૩૭.
સુખ પામે જે સ્થળ સુતા, ઉત્તમ કુળ તો એહ;
દુહિતાને બહુ દુઃખ પડે, ગણો તુચ્છ કુળ તેહ. ૩૮.

---

## ઉત્તમ કુળ વિશે.

દોહરો.

જે અબળા ઉત્તમ કુળે, પ્રીતે પરણી હોય;
પૂરણ સુખતે પામશે, કષ્ટ ન પામે કોય. ૧.

ચોપાઈ.

જે કુળમાં સંપૂરણ સંપ, જે કુળમાં જનને બહુ જંપ;
કરે સદા કીર્તીનાં કામ, ઉત્તમ કુળતો એનું નામ. ૧.

[1] પ્રીતિથી.

અહો નિશા જેને આવાસ, વિદ્યા ને લક્ષ્મીનો વાસ;
જ્યાં સુખ દીસે આઠે જામ, ઉત્તમ કુળતો એનું નામ. ૨.
ચોખાં ધારે અંગે ચીર, ભલુંજ જેનું મન ગંભીર;
તેવા જન ઘર માંહિ તમામ, ઉત્તમ કુળતો એનું નામ. ૩.
ઉત્તમ ધંધો જે આદરે, ક્લેશ કલેશ થકી દીલહરે;
દેણું નહિ શિર એકે દામ, ઉત્તમ કુળતો એનું નામ. ૪.
અંતરમાં નધરે અભિમાન, કદી ધરે નહિ નીંદા કાન;
ઠરે નહીં દૂષણનું ઠામ, ઉત્તમ કુળતો એનું નામ. ૫.
કદીએ ચડ્યું નહોય કલંક, સત્ય પણું પાળે નિઃશંક;
ધર્મતણું તે નિર્મળ ધામ, ઉત્તમ કુળતો એનું નામ. ૬.
અભ્યાગતને આદર કરે, સઉ જન સદા ચરણ આચરે;
વહાલાં સગાંતણો વિશ્રામ, ઉત્તમ કુળતો એનું નામ. ૭.
લોકોમાં લાખેણી લાજ, કરે સદા પરમાર્થ કાજ;
ભિક્ષુકકે ન ગણાય ગુલામ, ઉત્તમ કુળતો એનું નામ. ૮.
મહિપતિનું પામે સન્માન, ગણે બધા લોકો ગુણવાન;
હોય ઘણી હૈયામાં હામ, ઉત્તમ કુળતો એનું નામ. ૯.
જેની સ્ત્રી માબાપો પાસ; અશન વસનની નકરે આશ;
અતિ સુખ અબળા પામે આમ, ઉત્તમ કુળતો એનું નામ.૧૦.
સુંદરિયોને સઘળું સૂખ, દેખે નહિ સ્વપનામાં દુઃખ;
ગુણીને બધું વખાણે ગામ, ઉત્તમ કુળતો એનું નામ. ૧૧.
નામે ઉત્તમ કુળતો ઘણાં, આલક્ષણ ઉત્તમ કુળતણાં;
દિલથી કહેછે દલપતરામ, ઉત્તમ કુળતો એનું નામ. ૧૨.

દોહરા.

સદ્ વિદ્યા સદ્ગુણ સધન, સદાચરણ સુવિચાર;
ઉત્તમ કુળતો એજછે, જે ઘર સુખિ નર નાર. ૧૩.
કુસંપને કંજુસ પણું, માનનિને નહિ માન;
એજ અધમથી અધમ કુળ, નિર્ધન નિર્વિદ્વાન. ૧૪.

શાર્દુલ વિક્રિડિત વૃત્ત.

કન્યા વિક્રય જે કરે ધન લઈ, ધિક્કાર તેને ઘરો;
કીર્તિના કદિ લોભથી કુળ જુએ, તે પાપિ પૂરો ખરો;
કીર્તિ દ્રવ્યતણો કશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહિ;
કન્યાના સુખનો વિચાર કરશે, તે પુણ્ય શાળી સહી. ૧૫.

દોહરા.

હવે કહું આ દેશમાં, અવગુણ છે જે એક;
મરનારાની પાછળે, રૂવે કુટે બહુ છેક. ૧૬.
તેથી તન દુઃખ ઉપજે, લાભ ન દીસે લેશ;
વિરૂદ્ધ તે છે શાસ્ત્રથી, વ્યર્થ કલેશ વિશેષ. ૧૭.

---

## ગરૂડ પુરાણનું અંગ.

"મરનારની પછવાડે રોવા કુટવાના નિશેધ વિશે."

દોહરા.

મોક્ષ પતી મોક્ષે વસે, મોક્ષતણો દાતાર;
નરનારીનો નરકથી, એજ કરે ઉદ્ધાર. ૧.
મુઆ પછી સૌ માનવી, બે સ્થાનક સ્થિર થાય;
સારાં ઉર્દ્ધ ગતી સજે, અધમ અધોગતિ જાય. ૨.
મુસલમાન અલ્લા કહે, ગોરા લોકો ગાડ;
હિંદુ માને હેતથી, પરમેશ્વરનો પાડ. ૩.
એમ નરક ને મોક્ષનાં, નામો ભિન્ન અનેક;
પણ સૌ મનમાં પ્રીછજો, વસ્તુતા એ એક. ૪.
મોક્ષ નરક માને નહીં, નાસ્તિક તેનું નામ;
એથી દુષ્ટ ન દેખિયે, દુનિયામાં કોઈ ઠામ. ૫.
જૂઠું બોલે જગતમાં, કરે ચોરિ વ્યભિ ચાર;
પ્રભુ આજ્ઞા પાળે નહીં, એજ નરક જાનાર. ૬.
સત્ય દયા પાળે સદા, ગુણ કરતાના ગાય;
પસ્તાએ દિલ પાપથી, માનવિ મોક્ષે જાય. ૭.
જનમે ત્યાંથી જાણવું, એક દિવશ મરનાર;
રહ્યા ન રાજા રંકકો, શોધિ જુઓ સંસાર. ૮.
ઉપાય ચાલે આપણો, તે કરિયે તતકાળ;
પાછળ રોવું પીટવું, તેમાં શો છે માલ. ૯.
વહાલાના તનમાં વધે, વાત પીત કફ રોગ;
તેને તુરતજ ટાળિયે, કરિ ઓસડ સંજોગ. ૧૦.
દોરા, ચીઠી, આખડી, ભૈરવ, ભુતના જાપ;
વળગી એવા વ્હેમને, ઓસડ ન તજો આપ. ૧૧.

ચોપાઈ.

કરતાં જતન કદી મરિ જાય, એકે નવ ચાલે ઉપાય;
જો તેનું હિત હૈડે ધરો, કામ સદા પરમારથ કરો. ૧૨.
ભિક્ષુકને આપો ભોજન, અનાથ જનને આપો અંન;
તે પણ કરજ કરી નવ કરો, જો પરમેશ્વરથી દિલ ડરો. ૧૩.

દોહરા.

દુનિયાને દેખાડવા, કુટે રૂએ જે કોય;
નિશ્ચે એ મરનારનો, હેતુ શત્રૂ હોય. ૧૪.
પ્રગટ ગરૂડ પુરાણમાં, વર્ણવિ છે તે વાત;
સાંભળ જો સજ્જન સહિ, સ્નેહ ધરી સાક્ષાત. ૧૫.
પુછે ગરૂડ પરિબ્રહ્મને, કહો પ્રભુ કરિ પ્રીત;
પાપિ નરકના પંથમાં, દુઃખ પામે શી રીત. ૧૬.
ખાય પિયે શું વાટમાં, શોધે કેનો સાથ;
વાત સર્વ વિસ્તારિને, કહો કૃપાળૂ નાથ. ૧૭.
મુનિને બોલ્યા શ્રીહરી, સુણ વિનતાના સૂત;
પાપી જનને તેડવા, આવે જમના[1] દૂત. ૧૮.
ભ્રકુટિ ભયંકર જેહની, મુશળ સરીખા દંત;
કાળા જેવા કોયલા, એવા દૂત અનંત. ૧૯.
જેને જોતાં જીવને, તુરતજ ઉપજે ત્રાસ;
પકડી ચાલે પ્રાણિને, યમ રાજાની પાસ. ૨૦.
વિઘન કરે બહુ વાટમાં, જમ કિંકર વિકરાળ;
સાંકળ[2] મારે શરિરમાં, જળ હળતી દવ ઝાળ. ૨૧.
મુદગળ માથામાં હણે, ભાલે પાડે ભંગ;
ખાય કુવાડે કાપિને, એ પાપીનું અંગ. ૨૨.

ચોપાઈ.

પુણ્ય કરે પાછળ જે અહીં, તે ભાતું પામેછે તહીં;
પણ ખુંચી જમ કિંકર ખાય, તેને તેથિ વિસામો થાય. ૨૩.
સગાં મળી સૌ રૂદનજ કરે, લીંટ, લાળ, આંસુ, જે ઝરે;
તે આડું આવેછે તહીં, એ માટે નવ રોવું અહીં. ૨૪.
કહે ગરૂડ સુણજો શ્રીહરી, માનવ જે કોઈ જાયે મરી;
પાછળ જેવો જેને સ્નેહ, જો શિર છાતી કૂટે તેહ. ૨૫.
તેથિ મ્રતકને સુખ દુઃખ હોય, સાંભળવા ઈચ્છુછું સોય;
કહે કૃષ્ણ સાંભળ ખગરાજ, એહ કહું તુજ આગળ આજ. ૨૬.
મરનારાને મનમાં ધરી, શિર છાતી કૂટે બળ કરી;
વાગે મરનારાને માર, તેથી પ્રાણિ કરે પોકાર. ૨૭.
હાય હાય માતાઓ બાપ, પ્રગટ્યાં મારાં પૂરણ પાપ;
જમ કિંકર મારે હથિયાર, દેખી ચોરૂં અંગ લગાર. ૨૮.
અદર્શ મુજને વાગે માર, એથી ઉપજે દુઃખ અપાર;
શું કરૂં ને ક્યાં જાઊં હવે, એમ પુકાર કરે ને લવે. ૨૯.
શુણિ જમ દૂત કહે તેહને, સગાં મળી સૌ કૂટે તને;
તેના તુજને સાલે માર, એ અમતણાં નહીં હથિયાર. ૩૦.
બહુ બળમાં જે વાગે ઘાય, તેતો કૂટે તારી માય;
છાતી માંહિ રૂધિર નીસર્યું, તેતો તારી સ્ત્રીયે કર્યું. ૩૧.
જેને તું વાલાં જાણતો, અંતર ઉમળકો આણતો;
દેખ હવે આ તેનાં કામ, શત્રૂ થૈ દુઃખ દેછે આમ. ૩૨.

---

[1] જમ તે મોત અને તેના દૂત તે ભયંકર રોગ.

[2] સાંકળ-પાપીને નરકમાં અનેક પ્રકારનું દુઃખ હોયછે, પણ આ જગતમાં જેટલાં દુઃખ કહેવાયછે, અને કવિની કલ્પનામાં જેટલાં દુઃખ આવી શક્યાં, તેટલાં કવિયે નરકનાં દુઃખ વર્ણવ્યાં છે.

દોહરા.

મુંઝાઈ એ મારથી, પાપિ કરે પોકાર;
ધર મુજ ઉપર માવડી, દિલમાં દયા લગાર. ૩૩.
ખમા ખમા મુખ બોલતી, ઠપકો લાગે ઠેશ;
આજ મને તું મારતાં, દયા ન લાવે લેશ. ૩૪.
દિન પલટે જે પુરૂષનો, વહાલાં વેરી થાય;
રક્ષા કોણ કરે જહાં, વાડ વેલાને ખાય. ૩૫.
મારૂં સારૂં વાંચતાં, કરતાં સદા સહાય;
મારે મુજને આજ તે, દિલથી તજી દયાય. ૩૬.
જો કોઈ જન મુજને લડે, કહેતો જેની પાસ;
તે સર્વે શત્રુ થયાં, કયાં જઈ કરૂં પ્રકાશ. ૩૭.
એમ કહે એ અવસરે, જમ કિંકર વિકરાળ;
પાય પરાણે પાપિને, આંસુ લિંટને[1] લાળ. ૩૮.

ચોપાઈ.

સુગ ચડે બહુ મન સંખાય, જમ કિંકર મોં ફાડી પાય;
એ તારી માયે મોકલ્યું, તે તો તુજને લાગે ગળ્યું. ૩૯.
સગાં મળી બહુ હેતજ કરે, તે પીધા વીના કેમ સરે;
અરે ગરૂડ એથી દુઃખ થાય, તે તો કંઈ કહ્યું નવ જાય.૪૦.
ભોળો જન વિશ્વાસી હતો, આવી વાત નહીં જાણતો;
સગાં મળી કરશે આ કામ, દુઃખમાં દુઃખ દેશે આ ઠામ.૪૧.
લીંટ લાળ મોકલશે દઈ, વળી કૂટશે ભેગાં થઈ;
અધિક સગાં આગળ ઈચ્છતો, પૂરણ સુખ તેમાં પ્રીછતો૪૨.
આ અવસર પોકારે મૂખ, ઓછાં સગાં તો ઓછું દુઃખ;
પૂછે જમ કિંકરને વળી, શા માટે કૂટે સૌ મળી. ૪૩.
મુજને દુઃખ દેવાને રડે, તેથિ લાભ તેને શો જડે;
મેં કોઈનું બગાડયું નહીં, દુઃખમાં દુઃખ દેછે કેમ અહીં. ૪૪.
કહે જમ ચર સુણ મૂઢ ગમાર, સ્વારથિયો સઘળો સંસાર;
જ્યારે તુજમાં સ્વારથ હતા, ત્યારે સૌ હેતે બોલતા. ૪૫.
હવે ન સ્વારથ તુજમાં રહ્યા, તેથિ સગા સૌ શત્રૂ થયા;
તારૂં દુઃખ ન વિચારી જુએ, મનમાને તેમ કૂટે રૂએ. ૪૬.
પછડાએ પાખંડ આચરે, લોકોમાં દેખાડો કરે;
જેમ જેમ લોકો જોવા મળે, કોઈ ઝાલે તેમ કૂટે બળે. ૪૭.
લોકો સૌ સૌને ઘર જાય, ત્યારે તે વીસામો ખાય;
રોજ સવારે સાંજે રડે, લોકોમાં શોભા તે વડે. ૪૮.

॥ श्लोक. ॥ श्लेष्माश्रुबांधवैर्मुक्तं, प्रेतोभुंक्तेयतो वशः ॥
तस्मान्नरोदितव्यंहि, क्रियाकार्यायथाविधि ॥ १ ॥

દોહરા.

દિલમાં હેત અહેતપણ, રોજ રડયાનો ચાલ;
તેથી ઉપજે તૂજને, દુઃખ મોટું વિકરાળ. ૪૯.
સાંભળિ શોકાતૂર થૈ, પાપિ કરે પોકાર;
કોઈ મારી માને કહે, દુઃખ મારૂં આ વાર. ૫૦.
કુટયા રડયાનું દુર કરી, લે પ્રભુ કેરૂં નામ;
ઉપજે જેથી અંગમાં, સુખ મુજને આ ઠામ. ૫૧.
હેત હૈયામાં રાખતી, તે નવ ભૂલે આજ;
મારા સુખ માટે તજે, એવી લોકનિ લાજ. ૫૨.
ક્રોધે જેમ કિંકર કહે, ચુપ રહિ ચાલ ગમાર;
હવે ન ઉપજે એહને, તુજપર દયા લગાર. ૫૩.
રહેવું નિશ દિન લોકમાં, હવે ન તુજથી કાજ;
ઘણું રૂએ કૂટે ઘણું, વધે લોકમાં લાજ. ૫૪.
પોઢો ઉઠી પ્રભાતમાં, રોજ રડે નહિ એમ;
તો નિંદા લોકો કરે, માટે ચાલે કેમ. ૫૫.
ગરૂડ પુરાણ સુણે ઘણાં, જે ભટ વાંચે મૂખ;
જાણેછે મરનારને, રડયા કુટયાથી દુઃખ. ૫૬.
તોપણ દયા ન દિલ ધરે, સગાં સંબંધી કોય;
કુટે રડે સૌકો મળી, જેમ વખાણજ હોય. ૫૭.
રડયા કુટયાની રાંડને, પૂરણ હોયે પ્રીત;
ન્હાન પણાથી નિરખિયે, રામા કેરી રીત. ૫૮.
મૃતના દિનમાં પણ કરે, કુટયા રડયાનું મન;
મરનારાનો મીશ[1] લઈ, કેમ ન કૂટે તન. ૫૯.
વિવાહ દિન બોલાવતાં, નાવે ગાવા ગીત;
વણ બોલાવી આવીને, કુટે રડે કરિ પ્રીત. ૬૦.
રાંડો જેવા રંડવા, નિર્લજ છે કોઈ ઠામ;
કુટે કરે પાખંડ બહુ, લઈ મ્રતકનું નામ. ૬૧.
દક્ષિણ[2] દિશમાં જમપુરી, જોજન નેઉ હજાર;
પ્રતિદિન જાય હજાર ગાઉ, પહોચે માસે બાર. ૬૨.

ચોપાઈ.

કહેશ્રી હરિ સાંભળ ખગ રાય, જિવને જમપુરિમાં લઈ જાય;
જેવું કર્યું હોય જેણે પાપ, તેવો ત્યાં પામે સંતાપ. ૬૩.
રૌરવ મહા રૌરવ આદીક, કુંડ નરકના તહાં અધીક;
જેણે જુઠિ સાક્ષી પૂરિયો, ચોર્યાં પરધન પરનારિયો. ૬૪.

[1] મીસ–બાનું.

[2] દક્ષીણમાં રાક્ષસો રહેતા હતા. તે માટે દક્ષિણમાં જમ પુરી કહી હશે; અને મરનારને જેમ જેમ વધારે દહાડા થાય, તેમ તેમ દરરોજ હજાર ગાઉ દુર ગયા જેટલો વિસારે પડતો જાયછે, અને ૩૬૦ દહાડા પછી લોકોની દીલગીરી છેક મટી જાયછે, તે ઉપરથી ૩૬૦ દહાડાનો જમ પુરીનો રસ્તો કલ્પ્યો હશે.

પ્રભુ આજ્ઞાઓ પાળી નહીં, તેવા દુઃખ પામેછે તહીં;
જેવું દુઃખ એ નરકજતણું, રડ્યા કુટ્યાનું તેથી ઘણું. ૬૫.
લાળ લીંટ જે પીવાં પડે, દુઃખ મોટું ઉપજે એવડે;
જેમ બાળકને ઓસડ પાય, મોંમાં વેલણ ઘાલી માય. ૬૬.
નાક પકડિને રૂંધેશ્વાસ, પાય પછાડે થાય ઉદાસ;
એમ જમ કિંકર અંકુશ હણી, તોડેછે દાઢો તેતણી. ૬૭.
નાક દબાવી લીંટજ પાય, એતો દુઃખ જોયું નવ જાય;
તે માટે નિજ હેતૂ હોય, તો તેને નવ રોશો કોય. ૬૮.

દોહરા.

કુટે રડે કાંઈ દેખિયે, તો કરિયે તે કામ;
મનુષ્ય બહુ બોલાવિયે, દૈને ઝાઝા દામ. ૬૯.
લાભ ન દીસે લેશતો, રડે કુટે શું થાય;
દમની પીડા પામિયે, કાંતો આંખો જાય. ૭૦.
મહા દુઃખ મરનારને, આપણને પણ એમ;
શોભા લેવા લોકમાં, કુટિયે રડિયે કેમ. ૭૧.
ધીરજ મનમાં ધારિને, કરિયે કાંઈ ઉપાય;
જેથી તેના જીવને, સુખ ને શાંતી થાય. ૭૨.
અંગ ગરૂડ પુરાણનું, કથા કહી જે આજ;
સૌ જન સમજે સ્નેહથી, કરે વિચારી કાજ. ૭૩.
સાંભળશે જે સ્નેહથી, દિલમાં દયા સહીત;
સંપૂરણ સુખ પામશે, તે નરનારી નીત્ય. ૭૪.
કથા સુણીને નહિ કરે, દિલમાં દયા લગાર;
પૂરણ પીડા પામશે, નિશ્ચે તે નર નાર. ૭૫.
ઓગણિસે ને આઠમાં, શુદિ ચૌદશ શનિવાર;
માસ અધિકમાં મેં કહી, કથા અધિક સુખ કાર. ૭૬.
ઘણાં વરસનાં કોઠડાં, દેખો આ દેખાય;
વાવળ કે વરસાદથી, તેહ પડી નવ જાય. ૭૭.
રહે ટકી રક્ષણ વિના, નિરૂપયોગિ નવ જાય;
રહે કોઠડાં કોકરાં, ખપ તેનો ક્ષય થાય. ૭૮.
જો રડતાં બાળકતણા, ચાળા પાડે બાળ;
તો તે બાળકને ઘણી, રીસ ચડે તે કાળ. ૭૯.
વગર સગી મળિ નારિયો, રૂએ કુટેછે જેહ;
તે પણ ચાળા તુલ્ય છે, તેમાં નહિં સંદેહ. ૮૦.

## મરનારની પછવાડે ન રોવા વિષે.—૫૬.

જંજાળી જિવડા મુક્તીની જુક્તિ ન જાણી, એ રાગ.

વાલાની વાંસે, રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવુંરે; વાલાની. ટેક.
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈરે; વાલાની. ૧.
લીંટ લાળ ને આંસુ ઝરેતે, જમચર પાય પરાણે;
રૌરવમહારૌરવનાદુઃખથી, એદુઃખઅદકું જાણેરે; વાલાની. ૨.
કોઈ છાતી કુટે શિર કૂટે, ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારને માથેરે; વાલાની. ૩.
લોક વખાણે કે ન વખાણે, તે સૌ સાંખી રહિયે;
જો હૈયામાં હેત વધે તો, દુઃખ તેને શિદ દૈયેરે; વાલાની. ૪.
શત્રુતા સંપૂરણ હોય તો, રડો કુટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાને વળિ મારોરે; વાલાની. ૫.
કુટ્યા થકી જો કાંઈ દેખો તો, કુટો લઈને પાણો;
શામાટે તમે કુટી શરિરમાં, રોગ ઉપાધી આણોરે; વાલાની. ૬.
એવી શોભા મેલો અળગી, વળગી રહો ન વહેમે;
જેથી સુખઉપજે એ જીવને, પુન્ય કરો કાંઈ પ્રેમેરે; વાલાની. ૭.
શોભો પણ તેને નહિ જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દિલ શોધી, માનો શિક્ષા મારીરે; વાલાની. ૮.

---

## બુદ્ધિવર્ધક વિશે.

(આ કવિતા સને ૧૮૫૯ માં બુદ્ધિવર્ધક સભામાં કહી હતી તેના સેક્રેટરી ભાઈ ગંગાદાસ કીશોરદાસ હતા.

નારાચ છંદ.

શુણો સહુ સ્વદેશિ જ્ઞાન ગર્થના સમર્થકો,
બનો બહુ હમેશ બેશ દેશ બુદ્ધિ વર્ધકો;
સ્વદેશ સૂધર્યાનિ સારિવાત તે વિચારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧.
નવી નવી નિશાળતો વિશાળ જે કરાવવી,
ગણાવિ ગામ ગામ ઠામ ઠામમાં ઠરાવવી;
નૃપાળ ચિત્ત કેવિ પ્રીતી રીત તે સ્વિકારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૨.
નિબંધને પ્રબંધ છંદ ચોપડી છપાવવી,
ખરે ખરી ધરીજ ખૂબ ખાંતથી ખપાવવી;
નિખાર દૈ અનેક જ્ઞાન નીરથી નિખારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૩.
કવીત પોથિયો કવીની પાસતો કરાવવી,
રસીકતા અધીક ઠીક ઠાકથિ ઠરાવવો;
વિભૂષણો વિચિત્ર ચિત્ર પ્રાસથી શંગારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૪.
રમોજદાર સાર શોભિતી સભા રચાવવી,
મહા મહા મનોરથોનિ ધૂમ ત્યાં મચાવવી;
સુ વારતા વિવેકની અનેકધા ઉચારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૫.

ખરાબ ચાલ ખંદી સારિ ચાલતે ચલાવવી,
લડે કદાપિ લોક લેશ લાજતો નલાવવી;
સ્વદેશની અનેક જાત આખરે ઉગારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૬.
વિવાતણા લગ્નમણા પ્રથા[1] ઘણા ઘટાડવા,
અપાર ઉદ્યમો રચી નિરૂદ્યમી મટાડવા;
થવા સહાય શ્રી પ્રભુની પાર્થના ગુજારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૭.
અભાગિયા ભિખારિયોતું ભૂખ દૂખ ભાગવું,
હમેશ એ ઉપાયમાંજ લક્ષ રાખિ લાગવું;
દયા કરી દરીદ્રિની દરીદ્રતા વિદારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૮.
પ્રવીણ રાખિ પંડિતો સ્વધર્મ શુદ્ધ થાપવા,
વિરોધ ક્રોધ કાઢવા સદા સુબોધ આપવા;
પછી પુરાણિ પોથિયો સમગ્ર તે સુધારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૯.
વિલાયતી વરાળ જંત્ર મૂલ દૈ મંગાવવાં,
વિવેકથી અનેક કામ કાજમાં મુકાવવાં;
સ્વમિત્રને પવિત્ર વાત ઉરમાં ઉતારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૦.
કુટંબિમાં કલેશ લેશ ઉપજેજ કોઇને,
મનાવિને મટાડવો જરૂર જાણિ જોઇને;
લગાર આગ લાગતાંજ દંડકેથિ ઠારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૧.

[1] પ્રથા—ચાલ.

સભા સમે શકે ન આવિ નામદાર નારિયો,
બુણે પછી બુવેજ કાળ બંધોમાં બિચારિયો;
ભણાવિ ભાત ભાત તેનિ વેદના નિવારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૨.
સદાય લ્યો સહાયતા ભલા ભલા ભુપાળની,
કુબૂદ્ધિ કષ્ટ કાપવા કરો સ્તુતિ કૃપાળની;
પ્રજા હિતેચ્છુ વાત પૂરિ પૃથિવમાં પ્રસારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૩.

દોહરો.

બુદ્ધિ વિશેષ વધારવી, કરવાં મોટાં કામ;
હૈયામાં હિંમત ઘણી, રાખી દલપતરામ. ૧૪.

છપ્પો.

કરૂણાનિધિ કરતાર, ધાર ઉર અરજ અમારી;
પ્રણમીને તુજ પાસ, પ્રગટ કહિયે પોકારી;
હિંદુ સભાની હામ, પરમ પ્રભુ કરજે પૂરી;
છેજે ઇચ્છા છેક, એક નવ રહે અધૂરી;
સ્થિતિ સુધરે સૌ ગુજરાતની, કરે અધિક શુભકામને;
રૂદયામાં તે રજની દિવશ, રૂચિછે દલપતરામને. ૧૫.

દોહરા.

એક બિજાના ધર્મની, તજશે ખોદા ખોદ;
ત્યારે દેશ સુખી થશે, વધશે સંપ વિનોદ. ૧૬.
તે માટે ઇશ્વર વિષે, તથા ધર્મ સિદ્ધાંત;
હવે પછી હું તે કહિશ, ભાગે જેથી ભ્રાંત. ૧૭.

इति स्वदेश वात्सल्य प्रकरण.

---

# प्रकरण ५ मुं.

## ઇશ્વર તથા ધર્મ સંબંધી.

### ઇશ્વર છે તે વિશે.

દોહરો.

પ્રભુ નજરે તો નવ પડે, ઉચરે નહિ ઉચ્ચાર;
જગ રચનાથી જાણિયે, જે છે જગ કરતાર. ૧.

મનહર છંદ.

પવન પ્રગટ નહીં પેખવામાં આવે પણ,
ઝાડોને હલાવે તેથી પવન જણાય છે;
નદિ મધે નિરતણું નિરખી નવિન પૂર,
દૂર વરસાદ થયો દિલમાં મનાય છે;
દૂર દિસે દેવતા તે દૃષ્ટિએ દેખાય નહિ,
ધૂમાડો દેખીને દૂર દેવતા ધરાય છે;
તેમ કરતારતણાં કામ દલપતરામ,
દેખી કરતાર છે એવું કહી શકાય છે. ૨.

ભુજંગી છંદ.

અહો પંડિતો પૃથ્વિ આકાશ પેખો, લખેલા રૂડા અક્ષરો સર્વ લેખો;
વિદ્યાર્થિ વંચાય તે તો તમોથી, પ્રજાનાથના હાથની શુદ્ધ પોથી. ૩.

દોહરો.

ઉપરી વિના નિશાળનો, રહે ન બંદોબસ્ત;
કેમ નિભે તો પ્રભુવિના, આ બ્રહ્માંડ સમસ્ત. ૪.

મનહર છંદ.

કોઈ પણ કારખાનું કદાપી ન નભી શકે,
જો તેને સંભાળનાર કદીએ ન હોઇએ;
આ અનંત કોટી અંડનણા કારખાનાતણો,
જરૂર સંભાળનાર કોઈપણ જોઇએ;
એથકી જણાય છે જે એવો એક ઈશ્વર છે,
તે પ્રભુના ચરણમાં પ્રેમે ચિત્ત પ્રોઇએ;
કહે દલપતરામ તેનાં કામ ઠામ ઠામ,
જોઈને જરૂર ખોટો સંશય તે ખોઇએ. ૫.

દોહરો.

અચરજ મોટું ઉપજે, કરતાં ચિત્ત વિચાર;
દૃષ્ટિ થકી દેખાય છે, ઈશ્વર શક્તિ અપાર. ૬.

છપ્પો.

એક તરણું આજ, હાથમાં લીધું હરખી;
જગકર્તાની જુક્તિ, નજરથી તેમાં નરખી;
નસો નળી નવરંગ, ગાંઠ તેમાં ગંઠાઈ;
મરણું વચ્ચે સળંગ, સરસ તેમાં સાફાઈ;
નરથી એવું નવ બનિ શકે, કરે ક્રોડ કારીગરી;
અદ્ભુત એમાં દલપત કહે, હિકમત તે હરિએ કરી. ૭.

મનહર છંદ.

હાથી રચતાં વિચાર હૈયામાં કર્યો હશે જે,
સુંઢવિના પાણી હાથી શીરીતે પિનાર છે;
પળે પળે પીવા છોટાં છોકરાંને માટે માતા,
તનમાંહી તાજું તાજું દૂધતો તૈયાર છે;
ક્યાંથી આવ્યું કેમ થયું કેમ તે મુકાઈ ગયું,
ચિત્તમાં વિચારો તે કેવો ચમતકાર છે;
વિચારીને કરનાર કહે દલપતરામ,
જાણીએ જરૂર જે જગત કરતાર છે. ૮.

દોહરો.

જેણે પ્રાણી જનમતાં, પહેલું પ્રગટ્યું દૂધ;
એ પ્રભુને નહિ ઓળખે, એથી કોણ અબુદ્ધ. ૯.

મનહર છંદ.

કોળાં તથા કાળિગાં ને કાકડીના વેલા કીધા,
જેનાં ફળો વાગે તો જનોને દુખ દાઈ છે;
પીંપળા, પીંપરો, વડ, લીંબડાને વડા કીધા,
જેની છાયા છે તે સૌને શીતળ જણાઈ છે;
બાવળને બોરડીની ઘટાની છટા નથી તો,
કહે દલપત ત્યાં કાંટાની છટા છાઈ છે;
ચતુર દિશામાં ચાહિ ચિતવો ચતુર, કેવી—
ચતુર ચતુર મુખતણી ચતુરાઈ છે. ૧૦.

દોહરો.

ઈશ્વર કૃતની તુલ્યના, કરી શકે કો અન્ય;
સો કોશે ન ભરાય તે, પળે ભરે પરજન્ય. ૧૧.

---

## નાસ્તિક મત ખંડન વિશે.

દોહરા.

પાટણને પાટે હતો, આસ્તિક રાજા એક;
હતો એક તે આગળે, નોકર નાસ્તિ છેક. ૧.
પણ તે હતો પ્રવીણ બહુ, રાજ કાજ શુભ રીત;
તેથિ હતી તે ઉપરે, પૃથ્વિ પતિની પ્રીત. ૨.
એક સમે એને કર્યો, પૂરનો ઇજારદાર;
બાંધિ અવધ બે વર્ષની, કર્યો કબૂલ કરાર. ૩.
એક સમે રાયે કહ્યું, નાસ્તિકને કરિ પ્રીત;
શક્તિમાન પ્રભુનું સ્મરણ, નિશ્ચે કરવું નિત્ય. ૪.
નમ્ર થઈ નાસ્તિક કહે, રીસ ન કરશો રાય;
પ્રભુ કરતાં મુજ પગરખાં, શક્તિમાન દેખાય. ૫.
કહોતો કરિયે પારખું, ખરા બપોરે આજ;
ચાલો ધિખતી રેતિમાં, પ્રભુ સમરી મહારાજ. ૬.
હું તો પહેરિ પગરખાં, ચાલિશ રેતી માંય;
પ્રભુ સમર્થ કે પગરખાં, તરત જણાશે ત્યાંય. ૭.
રાજા સુણિને ચુપ રહ્યો, ગત નાસ્તિક નિજ ઘેર;
રાજાએ તદબિર કરી, પોઇજથી શુભ પેર. ૮.
નાસ્તિકતણું કબજ કર્યું, ઇજારદારી કામ;
એ અવસર આવી ચડ્યો, તે નાસ્તિક તે ઠામ. ૯.
દિલ દુખાઈ દિલગીર થઈ, બોલ્યો જોડી હાથ;
હાથ ધર્યાં મુજ કામમાં, ન ઘટે તમને નાથ. ૧૦.

સભા સમે શકે ન આવિ નામદાર નારિયો,
ખુણે પછી ખુવેજ કાળ બંધીમાં બિચારિયો;
ભણાવિ ભાત ભાત તેનિ વેદના નિવારવી,
વિષેશ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૨.
સદાય લ્યો સહાયતા ભલા ભલા ભુપાળની,
કુબૂદ્ધિ કષ્ટ કાપવા કરો સ્તુતિ કૃપાળની;
પ્રજા હિતેચ્છુ વાત પૂરિ પૃથ્વિમાં પ્રસારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિ વર્ધકે વધારવી. ૧૩.

દોહરો.

બુદ્ધિ વિશેષ વધારવી, કરવાં મોટાં કામ;
હૈયામાં હિંમત ઘણી, રાખી દલપતરામ. ૧૪.

છપ્પો.

કરૂણાનિધિ કરતાર, ધાર ઉર અરજ અમારી;
પ્રણમીને તુજ પાસ, પ્રગટ કહિયે પોકારી;
હિંદુ સભાની હામ, પરમ પ્રભુ કરજે પૂરી;
છેજે ઇચ્છા છેક, એક નવ રહે અધૂરી;
સ્થિતિ સુધરે સૌ ગુજરાતની, કરે અધિક શુભકામને;
રૂદયામાં તે રજની દિવશ, રૂચિછે દલપતરામને. ૧૫.

દોહરા.

એક બિજાના ધર્મની, તજશે ખોદા ખોદ;
ત્યારે દેશ સુખી થશે, વધશે સંપ વિનોદ. ૧૬.
તે માટે ઇશ્વિર વિષે, તથા ધર્મ સિદ્ધાંત;
હવે પછી હું તે કહિશ, ભાગે જેથી ભ્રાંત. ૧૭.

ન પડ્યો શુભ માર્ગ શોધમાં, ન પડ્યો હું બહુ જ્ઞાન બોધમાં;
અવળી ગતિ નિત્ય આચરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૪.
ન રહ્યો વળિ હું વિવેકમાં, ન રહ્યો હું તલભાર ટેકમાં;
ડગલાં ન ભર્યાં ડરી ડરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૫.
પડિને અતિ પ્રૌઢ પાપમાં, તક ખોઈ ત્રણ ભાત તાપમાં;
ઠિક થૈ ન વર્ત્યો કદી ઠરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૬.
કરજે દુર બંધ કર્મના, ધણિ ધિંગા પ્રભુ ખેલિ ધર્મના;
જઉ સાગર તર્તતો તરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૭.
બહુ સંશય સાથ ખોલિયો, ભ્રમણામાં ભમિ ભૂલિ ડોલિયો;
દૃઢતા નહીં ધ્યાનમાં ધરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૮.
ગણિ સ્વારથ અર્થમાં ફર્યો, અતિશે વ્યર્થ અનર્થ આદર્યો;
તજિ પુણ્યનિ વાતતો પરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૯.
શુભ કારજ જાણિ સાધિયાં, ઉલટાં કષ્ટ અનંત વાધિયાં;
ફિટકાર મળ્યો ફરી ફરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૧૦.
સુખકારિ કથા ન સાંભળી, સુણિ મેં ગ્રામ્ય કથા ગણી ગળી;
ભગતી નહિ ભીતરે ભરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૧૧.
પ્રભુ તું ભવ તારનાર છે, અધમોદ્ધાર અને ઉદાર છે;
અતિ તે ગુણને અનુસરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૧૨.
હૃદયે દલપત્તરામને, ઠરજે ઠીક ઠસાવિ ઠામને;
જનપાળ પણું ધરી જરી, હરજે ક્લેશ હમેશ હે હરી. ૧૩.

દોહરો.

હે હરિ ક્લેશ હમેશ હર, કર સુખ પૂરણ કામ;
એ માગે તુજ આગળે, દિન દિન દલપતરામ. ૧૪.

---

## સેવા સ્તોત્ર.

વસંત તિલકા વૃત્ત.

દીન બંધુ જગદીશ્વર વિશ્વપાળ,
...તમે પ્રભુ સદા દિલના દયાળ;
...પાથિ પકડો પ્રભુ હાથ મારો,
...મિનાથ હરિ સેવક હું તમારો. ૧.
...તે સ્તવન કીર્તન થાય તારૂં,
...તિ વિનયનાં વચનો ઉચારૂં;
...ને જુક્તિ નહિ ઉત્તમ જાણનારો,
...વામિનાથ હરિ સેવક હું તમારો. ૨.
...ષ્ટ માન થઈ સંતત કષ્ટ કાપો,
...તી તથા અભય ઉત્તમ ભાવ આપો;
...શેશ ક્લેશ પરમેશ તમે નિવારો,
...સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૩.
હું ભક્તિ ભૂલિ ભટક્યો ખરિ ભૂલ ખાધી,
લેવા ભવિષ્ય ભવ મુક્તિ નહિ જુક્તિ લાધી;
આપી અખંડ પદ આપદથી ઉગારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૪.
કષ્ટો જવા સરસ સાધન મેં ન કીધાં,
દેખી ગરીબ જનને નહિ દાન દીધાં;
પ્યારા પ્રભૂ પ્રણત પાળપણું વિચારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૫.
પ્રીતે કદાપિ પરમાર્થ કરી ન જાણ્યો,
ચિત્તે સદા સમય કેવળ સ્વાર્થ આણ્યો;
તેવો તથાપિ નિજદાસ કરી સ્વિકારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૬.
હું જ્ઞાનવાન નથિ ને અભિમાનવાન,
છું ખાન પાન રસ લોભ ભર્યો નિદાન;
તૃષ્ણા સમુદ્ર જળ પાર તમે ઉતારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૭.
જો તારનાર ન જડ્યા જગદીશ જેને,
તૈયાર ત્રાસ જમનો નજરેજ તેને;
એ વાતમાં નથિ અરે પળનો ઉધારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૮.
કાપી કચાશ પદ પાસ નિવાસ આપો,
માથે મહા પ્રભુ કૃપા કરિ હાથ થાપો;
નાના પ્રકાર નબળાં કરમો નિવારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૯.
સર્વાર્થ કાર્ય સુધરે તુજ પાદ સેવી,
દેખૂ ન અન્ય સુખદાયક દેવ દેવી;
પ્રેમે પ્રભૂજી પદ પંકજ પૂજનારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૧૦.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

સ્વામી સેવક હું થયો તમતણો, ખામી ખરી ખોઈ મેં;
પામી નિશ્ચળતા તમારિ ભગતી, જામી દિલે જોઈ મેં;
ધામી અક્ષર ધામના હરિ બહુનામી, મળ્યા આ ભવે;
વામીછે ભવ વેદના હરખથી, હામી ભરૂંછું હવે. ૧૧.

---

## બ્રહ્મદેવની સ્તુતિ.

દોહરો.

અહો દેવના દેવ પ્રભુ, અખિલ જગત આધાર;
તત્વ પ્રગટ કરિને તમે, રચ્યો સર્વ સંસાર. ૧.

વણ તકસિરે છિનાવિયો, આપેલો અધિકાર;
તમે પ્રમાણિકપણું તજ્યું, સૌ કહેશે સંસાર. ૧૧.
કેમ બિજા જન રાખશે, આપતણો વિશ્વાસ;
આપેલો અધિકાર જો, ખેંચી લેશો પાસ. ૧૨.
રૂડા જનની રીત નહિ, હલકાની તે હોય;
ન્યાયી તો નિશ્ચે કદી, કરે ન એવું કોય. ૧૩.
ભૂપ કહે તુજ પગરખાં, પામ્યાં જે અધિકાર;
તેનું કામ પ્રભુ નવ કરે, તો તું કેવું ધાર. ૧૪.
તેમજ તારા કામમાં, હું નવ ઘાલું હાથ;
તો અશક્ત મુજને કહે, નાસ્તિક જનનો સાથ. ૧૫.
મસાલચીનું ભીસ્તિનું, હરેક જનનું કામ;
જો નર નાથ નહીં કરે, કહે તુજ સરખા આમ. ૧૬.
પ્રથિવ, પાવક, પવન, જળ, આદિક વસ્તુ અનેક;
હાથ કોઈના કામમાં, પ્રભુ નવ ઘાલે છેક. ૧૭.
સઘળું કરવા શક્તછે, ત્રિભુવન કેરો રાય;
પણ અધિકાર છિનાવતાં, જાણેછે અન્યાય. ૧૮.
ઘાસતણા ટુકડાતણું, કરે ન ઈશ્વર કામ;
જે જેનો અધિકાર છે, તે તે કરે તમામ. ૧૯.
કરે પ્રભુની પ્રાર્થના, તો કરતાં ઉદ્યોગ;
ઈશ્વર એને મેળવે, એવાનો સંજોગ. ૨૦.
તરશો માગે નીર તો, પ્રભૂ ન પાણી પાય;
પાણી મેળવવાતણો, સૂજાડે ઉપાય. ૨૧.
ટાઢે મરતો વસ્ત્ર જો, માગે ઈશ્વર પાસ;
નાંખે નહિ આકાશથી, પણ પૂરે મન આશ. ૨૨.
કોઈ કહે પ્રભુએ કર્યાં, રૂપ ધરીને કામ;
તેતો સઘળી કાહાણિયો, કવિયે કરી તમામ. ૨૩.
સુણિને નાસ્તિક સમજિયો, મનમાં રૂડો મર્મ;
નાસ્તિક મટિ આસ્તિક થયો, ધાર્યો રૂડો ધર્મ. ૨૪.
નાસ્તિક કે આસ્તિક થવું, શોધો શુદ્ધ ઉપાય;
આસ્તિકને નુકસાન શું, નાસ્તિક માર્યો જાય. ૨૫.
આસ્તિક ધારે ધર્મ શુભ, મળવા મુક્તિ દાન;
જો કદી સ્વર્ગ ન હોયતો, તેને શું નુકશાન. ૨૬.
નાસ્તિક સ્વર્ગ નથી કહી, પ્રૌઢાં કરશે પાપ;
જો પછિ નરક નકી ઠર્યું, માર્યો જાશે આપ. ૨૭.
કોઈ મુસાફરને કહે, નથી ચોરની બીક;
તો પણ ચેતી ચાલવું, તે ઠરાવ છે ઠીક. ૨૮.
તેમજ સંશય હોય પણ, ધરવો રૂડો ધર્મ;
આ લોકે પરલોકમાં, ધર્મ થકી સુખ પર્મ. ૨૯.

નાસ્તિક સાથે વાદજે, ટુંકો કરવા ચહાય;
તો તેને સમજાવવા, આ સહેલો ઉપાય. ૩૦.
પાપ પૂન્ય માને નહીં, સ્વર્ગ નર્ક નહિ ઠામ;
આત્મા અમર ગણે નહીં, નાસ્તિક તેનું નામ. ૩૧.
શરીરને સુખ સાંપડે, એજ કરે ઉપાય;
કહો પછી શું નહિ કરે, અઘટિત કે અન્યાય. ૩૨.
રાખે ડર રાજાતણો, કે બળિયાની બીક;
ઈશ્વરનો ડર દિલ નહીં, ઠરાવ કીધો ઠીક. ૩૩.
એવા પણ આ દેશમાં, પંડિત થયા અપાર;
ચારવાક આદિક નરો, પૂસ્તકના રચનાર. ૩૪.
કોઈ સમે નાસ્તિકતણા, પૂસ્તકનો કરિનાશ;
રાજાએ શિક્ષા કરી, હણ્યો પાપનો પાશ. ૩૫.
ચિત અવળે રસ્તે ચડે, કરતાં તર્ક વિતર્ક;
તો નર નાસ્તિક નીપજે, થાય પાપમાં ગર્ક. ૩૬.
અલ્પ બુદ્ધિ પોતાતણી, સમજે હુંજ સુ જાણ;
દિવાનિ દુનિયાને ગણે, મોટી એ મોંકાણ. ૩૭.
સદ્ગુરૂ કોઈ ન સાંપડયો, સંશયનો હરનાર;
નર તેથી નાસ્તિક થયો, અલ્પ બુદ્ધિ આધાર. ૩૮.
તેની આગળ જો કહે, કોઈ પ્રભુનું નામ;
ક્યાંછે દેખાડો મને, એમ કહે તે ઠામ. ૩૯.
શા સારૂ મોટેસ્વરે, કરે ફૂકિર પોકાર;
કોઈ તને આકાશથી, નથિ ઉત્તર દેનાર. ૪૦.
નાસ્તિકના બે ભેદછે, સેવેશ્વર વાદી એક;
કહે જગતકર્તા હશે, પણ આત્માનથિ છેક. ૪૧.
બિજો જે નિરીશ્વર વાદિછે, એની એવી રીત;
નથિ ઈશ્વર આત્મા નથિ, ચોટચો પથરે ચિત. ૪૨.
સુખ અર્થે નિત્યે માગિયે, પ્રભુને કરી પ્રણામ;
પ્રસંગ નાસ્તિક જનતણો, થશો ન કોઈ ઠામ. ૪૩.

હું ભક્તિ ભૂલિ ભટક્યો ખરિ ભૂલ ખાધી,
લેવા ભવિષ્ય ભવ મુક્તિ નહિ જુક્તિ લાધી;
આપી અખંડ પદ આપદથી ઉગારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૪.
કેહ્યો જવા સરસ સાધન મેં ન કીધાં,
દેખી ગરીબ જનને નહિ દાન દીધાં;
પ્યારા પ્રભૂ પ્રણત પાળપણું વિચારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૫.
પ્રીતે કદાપિ પરમાર્થ કરી ન જાણ્યો,
ચિત્તે સદા સમય કેવળ સ્વાર્થ આણ્યો;
તેવો તથાપિ નિજદાસ કરી સ્વિકારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૬.
હું જ્ઞાનવાન નથિ ને અભિમાનવાન,
છું ખાન પાન રસ લોભ ભર્યો નિદાન;
તૃષ્ણા સમુદ્ર જળ પાર તમે ઉતારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૭.
જો તારનાર ન જડ્યા જગદીશ જેને,
તૈયાર ત્રાસ જમનો નજરેજ તેને;
એ વાતમાં નથિ અરે પળનો ઉધારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૮
કાપી કચારા પદ પાસ નિવાસ આપો,
માથે મહા પ્રભુ કૃપા કરિ હાથ થાપો;
નાના પ્રકાર નબળાં કરમો નિવારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૯
સર્વાર્થ કાર્ય સુધરે તુજ પાદ સેવી,
દેખૂ ન અન્ય સુખદાયક દેવ દેવી;
પ્રેમે પ્રભૂજી પદ પંકજ પૂજનારો,
હે સ્વામિનાથ હરિ સેવક હું તમારો. ૧૦.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

સ્વામી સેવક હું થયો તમતણો, ખામી ખરી ખોઈ મેં;
પામી નિશ્ચળતા તમારિ ભગતી, જામી દિલે જોઈ મેં;
ધામી અક્ષર ધામના હરિ બહુનામી, મળ્યા આ ભવે;
વામીછે ભવ વેદના હરખથી, હામી ભરૂંછું હવે.

---

## બ્રહ્મદેવની સ્તુતિ.

દોહરો.

અહો દેવના દેવ પ્રભુ, અખિલ જગત આધાર;
તત્વ પ્રગટ કરિને તમે રચ્યો સર્વ સંસાર.

ભુજંગી છંદ.

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો, તમે સર્વને સૂખનો સાજ દીધો;
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૧.
તમે પૃથ્વિસાથે સ્રજ્યા સર્વ પ્રાણી, તમે વેદવિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મિષ્ટમેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૨
ભજેજે તમોને તજેતે કુબુદ્ધિ, યજેજે તમોને સજે સર્વ શુદ્ધિ;
ન ભક્તો થસેતે હશે લોક કેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૩.
તમારા ગુણો શેષ માહેશ ગાવે, તમારા પુરા પાડનો પાર નાવે;
તમેછો ત્રિલોકીતણા તાત તેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૪.
તમે વિશ્વમાં વારિ વૃષ્ટી કરોછો, તમે સર્વદા સર્વ સંભાળ લોછો;
તમે દેવ દાતાર ઉદાર એવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૫.
ભુંડા લોકજે આપનો પાડ ભૂલે, નકી દુઃખ દાવા દળે સધહૂલે;
નપામે પછીતે કશો લાભ લેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૬.
ભજે શેષને સારદા ચંદ્ર[1] ઇંદ્રિ, ભજે આપને નિત્ય મોટા મહિદ્ર;
સદાશીવ જેવા સજે નિત્ય સેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૭.
કૃપાળૂ તમે દેવ કલ્યાણકારી, અતિ આપદા દેખિ લોછો ઉગારી;
હમેશા તમારો દિસે એજ હેવા, દયાળૂ તમોને નમો બ્રહ્મદેવા. ૮.

માલિની વૃત્ત.

સ્તુતિ અધિક ઉચારે, એ રિતે છંદ આઠે;
પુનિ તન્મ નથિ પ્રીતે, જો પઢે નિત્ય પાઠે;
ધન તન સુખ શાતા, પૃથ્વિમાં પૂર્ણ પામે;
પ્રભુ પદ પરતાપે, વેદના સર્વ વામે. ૯.

---

## પ્રભુસ્તુતિ કટાવ.

અમૃતધ્વની છંદ.

જય જય જન અંતર જામી,
નિર્મળ ગુણમય બહુ નામી;
ખુદમાં ન મળે કશિ ખામી,
છો સકળ જગતના સ્વામી.
પ્રભુ છો જગ સ્વામી શુભ ગતિ ગામી,
ધીરજ ધામી, નહિ તુજ દામી;
તુજ પદ પામી જન નિષ્કામી,
થઈ થિર ઠામી વિપત્તિ વામી.
જયદિલ દરિયા અમૃત ભરિયા,
તેં ભય હરિયા નિર્ભય કરિયા;
તુજ અનુસરિયા, તે ભવતરિયા,
અંતર ઠરિયા, જશ ઉચ્ચારિયા.
નાથનિરંજન ભવભય ભંજન,
ગર્વા ગંજન, જન મન રંજન;
મળ હર અંજન, સુખદપ્રભંજન,
વાહક વ્યંજન, જેહ સ્વયંજન.
તુજ મત ધરશે, કૃત શુભ કરશે,
તે ભવ તરશે, ફરિ નહિ મરશે;
નહિ અવતરશે, સ્થિર થૈ ઠરશે,
દિલ નહિ ડરશે, સઉ સુખ ભરશે.
ધન્ય ધરમ ધર, અકળ કરમકર,
સકળ સુખ દતર, પ્રબળપરમ પર;
અબળ સબળ નર, જળ થળ નભ ચર,
ઉર અભરણ ભર, હરગિસ ભય હર.
કહું તુજ કરણી, વિધવિધ વરણી,
ધરિ તેં ધરણી, ગિરિજળ ઝરણી;
અશ્વનિ ભરણી, રોહિણિ હરણી,
શશાંક તરણી, સઉ તુજ શરણી.
ગરૂડ ગગન ઘન, સકળ સઘન વન,
ભગત જગત જન, તરૂણ વરધ તન;
ધન પતિ ગૃહ ધન, મનુજ દનુજ મન,
કંકર કાંચન, તુજ સંપાદન.
કેન્દ્રેશ દિગંતર, તુજ કૃત તંતર,
ગતગ્રામય જંતર, તુજ નિરંતર;
તીકે તદનંતર, ભળિય ભ્યંત્તર,
સદા સ્વતંતર, દલપત અંતર ગામી.
જય જય જન અંતર જામી,
નિર્મળ ગુણમય બહુ નામી;
ખુદમાં ન મળે કશિ ખામી,
છો સકળ જગતના સ્વામી.

---

## નવા વર્ષવિશે ઇશ્વર સ્તુતિ.

દોહરા.

આ અરજી ઉરમાં ધરી, નવા વરસ મોઝાર;
સુખ સઘળાં સંસારિને, કરજે જગ કર્તાર. ૧.
ખારે દરિયે ખલકથી, જજે ખેદ ને ખાર;
સંપ અમારા સ્નેહિમાં, કરજે જગ કર્તાર. ૨.
સંકટ કોઈ પ્રકારનું, લાગે નહીં લગાર;
ઉત્તમ દિન આનંદના, કરજે જગ કર્તાર. ૩.

---

[1] જેનાથી ચંદ્રવંશ આવ્યો તે.

વિદ્યાની વૃદ્ધી થજો, હજો વિવેક વિચાર;
અતિ નિર્મળ મન મનુશ્યનાં, કરજે જગ કર્ત્તાર. ૪.
વળિ વધજો નર વિશ્વમાં, હિંમતવાન હજાર;
જશ મેળવનારા જનો, કરજે જગ કર્ત્તાર. ૫.
તનમન તાપ ટળી જજો, ઠંડક ઠારો ઠાર;
આબાદી આ દેશની, કરજે જગ કર્ત્તાર. ૬.
શ્રીમંતોનાં શુભ થજો, અંતઃકરણ ઉદાર;
વળિ વૃદ્ધિ ધન ધાન્યની, કરજે જગ કર્ત્તાર. ૭.
દુખ દરિયે ડૂબ્યાં હશે, એનો થજો ઉધાર;
કોપ તજી કરૂણા ધણી, કરજે જગ કર્ત્તાર. ૮.
પ્રાણી સૌને પરસપર, પૂરણ વધજો પ્યાર;
દોસ્ત સરવનાં એક દિલ, કરજે જગ કર્ત્તાર. ૯.
દુર્ગુણ દૂર થઈ જજો, સદ્ગુણના શણગાર;
સૌ જન ને શોભિત સદા, કરજે જગ કર્ત્તાર. ૧૦.
પ્રલય કરીને પાપનો, ભૂનો હરજે ભાર;
સૃષ્ટીમાં વૃષ્ટી ભલી, કરજે જગ કર્ત્તાર. ૧૧.
દિલમાં દલપતરામને, વધે ઉમંગ અપાર;
એવું શુભ આ વર્ષનું, કરજે જગ કર્ત્તાર. ૧૨.

---

બહુ રૂપી ઈશ્વરની સ્તુતિ.

દોહરો.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યનું, કરે શુદ્રનું કામ;
બહુ રૂપી બહુ નામિને, પ્રેમે કરૂં પ્રણામ. ૧.

બ્રાહ્મણ રૂપ.

મનહર છંદ.

ક્ષમસ્થામાં સૌને ઉપદેશ જે હમેશ દેછે,
ધર્મને અધર્મતણો મર્મ જેથી ધરૂં છું;
ઉજવળ આકાશ ગંગા જેવીછે જનોઈ જેની,
એનાજ આશીરવાદ થકી હું ઉગરૂં છું;
પુસ્તક અનેકતણાં પડ[1] ફેરવતો રહે,
અક્ષર એમાંથી વાંચી વાંચી હું ઉચરૂં છું;
હજારો છે જેને ઘેર કુંડ અગ્ની[2] હોત્રતણા,
એવા એક બ્રાહ્મણનું ભજન હું કરૂંછું. ૨.
વેદ વિદ્યા આદીમાં વિચક્ષણ સુ લક્ષણછે,
રક્ષણ કરેછે સદાચારનું સુ રીતથી;
કરે પાઠ કર્મ મનમાં જાણેછે બધા મર્મ,
પાળેછે પોતાનો ધર્મ પરિપૂર્ણ પ્રીતથી;
કરેછે ત્રિકાળ સંધ્યા તર્પણ કરેછે તથા,
અર્પણ કરેછે ભૂત બળી આહિ ચિત્તથી;
કહે દલપતરામ એવા વિપ્રને પ્રણામ,
કરજોડી કરૂં વળી ગાઊં ગુણ ગીતથી. ૩.

ક્ષત્રિ રૂપ.

જેના તાબામાં અનેક જીલ્લાઓ જણાય જોતાં,
તે જીલ્લામાં રાજધાની[1] નગરોને[2] ગામ[3] છે;
પવન વરૂણ મેઘ પાવક જેવા પ્રતાપી,
સારા સરદારો જેના તાબામાં તમામછે;
ફરે જેનો હુકમ તે કોઈ ફેરવી નશકે,
ઠરેલાં જણાયે તેનાં થાણાં ઠામો ઠામછે;
કરજોડી કર ગરી કહે દલપતરામ,
પરાક્રમી એવા રાજાને મારા પ્રણામછે. ૪.

વાણિયા રૂપ.

શિયાળે ઉનાળે માલ[4] સંઘરે વકરો કરી,
ચોમાસે વિશેષ વસ્તુનું વેચાણ કરેછે;
માગતા નથી તે મૂલ આપેછે ઉધારે માલ,
વેપાર અપાર કલી વિશેષ વાવરે છે;
દેશો દેશમાંછે દેશી ગાંધીની દુકાનો જેની,
વિવિધ વસાણાની વખારો ઘણી ભરેછે;
પ્રેમથી કરી પ્રણામ દ્વીજ દલપતરામ,
એવા એક વાણિયાનું દિલે ધ્યાન ધરેછે. ૫.

કણબી રૂપ.

સર્વથી પ્રથમ જેણે સૃષ્ટિમાં અનાજ વાવ્યાં,
જેના ખેતરનું અન્ન જુક્તિથી હું જમુંછું;
ઉપજાવે શેલડીને સ્વાદીષ્ટ સાકર ખાંડ,
ભોજન કરીને હું સદૈવ સુખે ભમુંછું;
કરેછે કપાસ પેદા કાપડ બનેછે જેનાં,
સારી સજી શણગાર રંગભર રમુંછું;
કરેછે ખેતીનું કામ કહે દલપત રામ,
એવા એક કણબીને નિત્ય નિત્ય નમુંછું. ૬.

---

[1] પડ—અનેક ગોળાનાં પડ ફેરવતો રહેછે તે.
[2] અગ્નીકુંડ—અનેક સૂર્ય છે તે.

[1] રાજધાની—સૂર્ય. [2] નગરો—ગ્રહો.
[3] ગામ—ઉપગ્રહો.
[4] પૃથ્વી ઉપરથી જળ ખેંચીને એકઠું કરેછે તે.

માળી રૂપ.

સૃષ્ટિરૂપી બાગને બનાવ્યો જેણે બહુ સારો,
વિધ વિધ વૃક્ષ વેલ વાવી હદ વાળી છે;
કેવા કેવા મેવા ઉપજાવ્યાછે અમૃત જેવા,
રંગ રંગ ફૂલતણી રચના રૂપાળી છે;
પાણીના પ્રવાહતો ચલાવ્યાછે અથાહ વાહ,
આળસ તજીને સદા વાડીને સંભાળીછે;
કહે દલપતરામ કીધુંછે સરસ કામ,
એતો મારો ઈષ્ટ દેવ એક વનમાળી છે. ૭.

કુંભાર.

કહોરે કુંભાર લોકો તમે તે શા કશળી છો,
કશળી અમારા દેશમાં રૂડો કુંભાર છે;
નાનાં મોટાં રાંધવાના કામનાં તે ઠામ ઘડે,
ચડે એક કણથી અનંતને સુમાર છે;
ચુલે મૂકવું નપડે ફૂંકે ફૂંકવું ન પડે,
તાપ ને ધમણતો તે ઠામમાં તૈયારછે;
એ થકી અનેક કામ સરે દલપતરામ,
એવા એના ઠામમાં કોટી ચમત કારછે. ૮.

દોહરો.

ઘાટ ઘડી માટીતણા, કરે સજીવન સાર;
એતો ઈશ્વર આપણો, કહું ભલો કુંભાર. ૯.

હજામ રૂપ.
મનહર છંદ.

મશાલ ધરીને સર્વ આગળ ઉજાસ કરે,
તદબીર કરીને અંધારૂં ઘોર ટાળેછે;
કોણ જાણે કેવી રીતે તેમાં તે પુરેછે તેલ,
બુઝાઈ ન જાય તેમ મશાલ તે બાળે છે;
કોઈ સમે અનુભવ આરશી દેખાડે વળી,
કોઈ સમે ન્હવરાવા નીરને ઉછાળે છે;
કહે દલપતરામ એવો એક છે હજામ,
તે સદૈવ સૌને ઘણા સ્નેહથી સંભાળે છે. ૧૦.

બાજીગર રૂપ.

અદર્શ રહીને કરે એકલો અનેક ખેલ,
જોનારા જનોની જુઓ નજર ચુકાવે છે;
ધૂળમાંથી ધાતુ કરે પાણીમાંથી પ્રાણી કરે,
દેખાડી દેખાડી આપ કળાથી ઉડાવે છે;
વિવિધ પ્રકાર વસ્તુ નવી નવી નીપજાવે,
કોણ જાણે ક્યાં સંતાડે છે ને ક્યાંથી લાવેછે;
એવા બડા બાજીગર પદે દલપત રામ,
નમ્રતાથી નિત્ય નિત્ય મસ્તક નમાવે છે. ૧૧.

---

ધર્મસિદ્ધાંત વિષે.
દોહરા.

મુજ કવિતા મનમાં ધરી, વાંચે વર્ણ અઢાર;
તે માટે સૌને ગમે, એવા વદું વિચાર. ૧.
પક્ષપાત જેને નહીં, તે શુણિ રાજી થાય;
દુરાગ્રહીને નહિ ગમે, તેનો નથી ઉપાય. ૨.
ધર્મવિના ધરણી વિશે, રહે ન નીતિ લેશ;
જુલમ વધે જગમાં ઘણો, વધે કોટિધા ક્લેશ. ૩.
જો ઈશ્વરનો ડર મટે, થાય સત્યનો નાશ;
કોઈ ન રાખે કોઈનો, વિશ્વ વિશે વિશ્વાસ. ૪.
જેવી જરૂર રાજની, તેવી ધર્મતણીજ;
રાજ વિના ને ધર્મ વિણ, ધાતો થાયે ઘણીજ. ૫.
આખી પૃથવીમાં કદી, થાય ન રાજા એક;
તેમજ એકજ ધર્મ પણ, કદી ન ચાલે છેક. ૬.
દ્વા પંથ જગત વિશે, ઈશ્વર ઈચ્છાથીજ;
ઈશ્વરની ઈચ્છા વિના, રહી શકે ન નકીજ. ૭.
મમત નથી મન માહરે, નથિ મેળવવું માન;
પગાર પણ ખાવો નથી, ધર્મતણું દે દાન. ૮.
માટે મારા મનતણો, કહું સત્ય સિદ્ધાંત;
મનાય તો તે માનજો, મનનો તજી મતાંત. ૯.
ચોરી જારી જૂઠ વળિ, પરને દેવું દુઃખ;
એનું નામ અધર્મ છે, સમજી પામો સૂખ. ૧૦.
અસત્ય ભાષણ અદયતા, ચોરિ વ્યસન વ્યભિચાર;
પ્રબળ પાપ એ પાંચછે, સૌ સમજે સંસાર. ૧૧.
પરોપકાર સુધર્મછે, સુધર્મ બીજું સત્ય;
જગમાં એવા ધર્મની, અતિશે દિસે અગત્ય. ૧૨.
તે આશા કે ત્રાસથી, પ્રીતે ધર્મ પળાય;
પરમેશ્વર પર પ્રેમથી, સુધર્મ પંથ ચલાય. ૧૩.
ધર્મ નિયમ પાળ્યાવિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઓસડ સેવ્યે શું થશે, પળાય નહિ જો પથ્ય. ૧૪.
સાર એટલો સમજવો, જગમાં એહજ ધર્મ;
વિશેષ વદતાં એ થકી, પડયાં જુદાં ખટ કર્મ. ૧૫.

ધર્મ ઇશ્વરી એક છે, જન કૃત જૂદા હોય;
આંખે કોઈ ન સાંભળે, કાને નજૂએ કોય ૧૬.
વેશ ફેરવીને નવા, કર્યા પંથના ગ્રંથ;
પણ કાને ખાવાતણો, કોઈએ ન કર્યો પંથ. ૧૭.
દેવાતણું દેવીતણું, પીરોની પીરાઈ;
માનનારને મતગમી, તેવી તેણે ગાઈ. ૧૮.
સોનાના સૂરજ ઉગે, મોતી ચોક પુરાય;
ભીતર જેવી ભાવના, ગીતો તેવાં ગાય. ૧૯.
જગમાં પંથ અનેક છે, લોકો એમ કહેજ;
હુંતો દેખું દૃષ્ટિયે, આસ્તિક નાસ્તિક બેજ. ૨૦.
જે મધ્યે નીતી દયા, ધર્મ ભલો સૌ કોય;
ચાંદીના સિક્કા બને, છાપ ગમે તે હોય. ૨૧.

ઈંદ્રવિજય છંદ.

ધર્મ ધુરંધર જે ધરણી પર, પાપ પથે પગલું નથિ દેતા;
પારકિ નારિ અને ધન પારકું, તે લલચાઈ કદી નથિ લેતા;
કેક દિઠા કળિકાળ વિશે પણ, કોણ ગણે કૃત દ્વાપર ત્રેતા;
સત્ય સદૈવ ધરી દલપત્ત, પ્રભૂ ભજિ પ્રૌઢ બન્યા બ્રહ્મવેત્તા. ૨૨.

દોહરા.

જન આસ્તિકછે જેટલા, સ્વધર્મિ મારા સર્વ;
કેમ કહું પરધર્મના, જ્ઞાનતણો ધરિ ગર્વ. ૨૩.
નવ નિંદુ પર ધર્મને, નિંદુ દુર્ગુણ દોષ;
સુખ ભાગે પર લોકનું, સુણિ પામું સંતોષ. ૨૪.
વેદાંતી ને જૈન પણ, ઇચ્છે પદ નિર્વાણ;
માટે તે નાસ્તિક નથી, આસ્તિક એછે જાણ. ૨૫.
બ્રહ્મો સમાજ ને વળી, ઉત્તમ આર્ય સમાજ;
પાવન સમાજ પ્રાર્થના, સૌ ભક્તિને કાજ. ૨૬.
ભલે ભજે ભગવાનને, જે જેની રૂચિ જેમ;
ગુણ ઇશ્વરના ગાય સૌ, કહિયે જુદા કેમ. ૨૭.
આખા જગમાં એક મત, કદી નથી થાનાર;
સંપ વિનાશક સર્વથા, ધર્મતણી તકરાર. ૨૮.
મૂર્તી પૂજે નહિ પુજે, ઉભય ધર્મ અંગ્રેજ;
વાદ વદીને નવ લડે[1], અચરજ નિરખો એજ. ૨૯.
દેખી તેનો દાખલો, શિખો સ્વદેશી લોક;
સંપ વધે તેવું સજો, તજો કુજેતી ફોક. ૩૦.
જે જે આચારજ થયા, એણે ધાર્યું ઉર;
આખા જગમાં પ્રસરશે, મારો પંથ જરૂર. ૩૧.
યુરોપમાં નહિ થઈ શક્યો, ધર્મતણો મત એક;
માટે એકજ મત થવા, છાંડો મમતા છેક. ૩૨.
પૂછે તેને પ્રીછવો, આપતણો અભિપ્રાય;
પણ કડવાં કથનો કહી, ન કરો કલેશ ઉપાય. ૩૩.
થઇછે ધર્મ દ્વેશથી, ઘણા જનોની ઘાત;
તે માટે ટૂંકી કરો, તે તકરારી વાત. ૩૪.
માણસની મુઠી વિષે, વસ્તુ નહિ વરતાય;
તો જગદીશ્વરની કળા, અકળિત કેમ કળાય. ૩૫.
મન કલ્પિત કરિ કલ્પના, લડી મરેછે લોક;
હલું વેર વધારિને, કુજેતિ પામે ફોક. ૩૬.
હું તો હરખું જોઇને, સ્વદેશિયોમાં સંપ;
કુસંપનાં કથનો શુણી, અંગે ઉપજે કંપ. ૩૭.
ચોરી જારી જૂઠ કે, વ્યસન ગણે જે ધર્મ;
ખચીત તે પેખંડ મત, મન સમજો એ મર્મ. ૩૮.
અમર ન માને આતમા, નીતી ચાહે ચિત્ત;
તે પણ છે પાખંડ મત, વણ પાયાની ભીંત. ૩૯.
દુર્ગુણની નિંદા કરો, દેશથિ કરવા દૂર;
નામ લઈ જન કોઈનું, નિંદો નહિ જરૂર. ૪૦.
એકજ નદી તળાવ નહિ, દુકાન પણ નહિ એક;
ધરણી ઉપર ધર્મના, એમજ પંથ અનેક. ૪૧.
જે ગુરૂના ઉપદેશથી, મન ઇંદ્રિય વશ થાય;
શુદ્ધ પંથ સર્વોપરી, ગણતાં એજ ગણાય. ૪૨.
સૌ વસ્તૂની સ્વચ્છતા, રાખે રૂડે પ્રકાર;
ઉપજે તન આરોગ્યતા, એ કહિયે આચાર. ૪૩.
મુસલમાન ને પારશી, હિંદૂ ખ્રીસ્તિ હરેક;
જૂદા જૂદા મત તજી, કેમ થાય મત એક. ૪૪.
સૌના મત સાચા કહો, એક સર્વનો દેવ[1];
એમ ગણે સૌ તો ટળે, તે ટંટા તતખેવ. ૪૫.
સરસ જડે નહિ શોધતાં, એથી બિજો ઉપાય;
જેથી કુસંપ જાય ને, સલાહ સંપ સજાય. ૪૬.
મને ગમ્યું તે મેં કહ્યું, સુજનો સૂજ્યું જેમ;
તો પણ જે તમને ગમે, કરો સજ્જનો તેમ. ૪૭.
નથી દુરાગ્રહ મુજ દિલે, નથી રાગ કે દ્વેશ;
મુજમત ખંડ નથી મને, દુઃખ નથી લવલેશ. ૪૮.

---

[1] મુંબઈ, સુરત અમદાવાદ વગેરેમાં મૂર્તી માનનારા અંગ્રેજો અને નહિ માનનારા અંગ્રેજો એ બંને પંથનાં દેવળોછે. પણ તેઓ એક બીજાને જુઠા પાડવા સારૂ માંહો માંહે તકરાર ઉઠાવીને લડે અને આપણા લોકો તે તમાસો જુએ, એવો દહાડો આવનાર નથી, માટે આપણે પણ દેશમાં સંપ થવા વાસ્તે એમ શીખવું જોઈએ.

[1] सर्वे देव नमस्कारः केशवं प्रति गच्छति ॥ गीतामां ॥

હરેક પંથ વિશે હતા, વડા વડા વિદ્વાન;
કેનામાં કહિયે કહો, હતું ન પૂરૂં જ્ઞાન. ૪૯.
ગ્રંથો તેના વાંચતાં, અચરજ ઉપજે આજ;
આપણથી નવ બનિ શકે, કીધાં એવાં કાજ. ૫૦.
વેદ પુરાણ કુરાન ને, જુઓ જૈનનાં સૂત્ર;
કરી શકે આ કાળમાં, કોણ માઈનો પુત્ર. ૫૧.
શાસ્ત્ર વિવિધ વાંચ્યા વિના, જ્ઞાન ન પામે કોય;
જે જન બહેરો જન્મથી, તે મુંગો પણ હોય. ૫૨.

ઈંદ્રવિજય છંદ.

વેદ પુરાણ કુરાન કુડાં ન, કુડાં ન રૂડાં પદ્ય ગદ્ય અપારાં;
લાયક લોકને વાંચન લાયક, બુદ્ધિ પ્રદાયક વાયક સારાં;
તે સમજે સમજુ જન જે, સમજૂજ વિના સમજે ન બિચારાં;
વાદ વિવાદ અનેક દિસે પણ, એકજ ધર્મતણાં કહેનારાં. ૫૩.

દોહરો.

માટે એકે પંથને; વ્યર્થ કેમ કહેવાય;
જૂઠો કહેતાં કોઈને, મુજમતિ તો મૂઝાય. ૫૪.

ઈંદ્રવિજય છંદ.

તિર્થ સમીપ જડે જન કોણ, ચડે ગિરનાર સિધાચળ આબુ;
ભક્તિનિ જુક્તિ જડે ભલિ કોણ, ભભૂત ધરે ભિખ્ખવા ઘર બાબુ;
પામિ સુજ્ઞાન પઢો ન પઢો, પછિ વેદ પુરાન કુરાન કિતાબુ;
ઉજવળ અંચળ જો જળથી થયું, શું કરવા ઘશિયે પછિ સાબુ. ૫૫.

મનહર છંદ.

માનું જ્યારે વેદ મત જૈની જાણે મિથ્યાત્વિ છે,
જૈની બન્યે બીજા જાણે નાસ્તિકનો ભાઈ છે;
પઢું જો પુરાણ તો કુરાની કહે કાફર છે,
કુરાની બનું તો હિંદુ કહે કે મ્લેચ્છાઈ છે;
દ્વૈત માનું તો અદ્વૈત વાદી કહે અજ્ઞાની છે,
અદ્વૈત માનું તો દ્વૈતતણી અદેખાઈ છે;
સર્વને રીઝાવી કેમ શકું દલપત કહે,
સર્વ જન સાથે મારે મનતો મિત્રાઈ છે. ૫૬.

દોહરો.

ચાલે બળદ ઈશારતે, હાંકનારની જેમ;
સૃષ્ટીના નિયમો થકી, સ્વધર્મ સમજો તેમ. ૫૭.

મનહર છંદ.

બળદની બા બોલી કે બળદ તું બચ્ચા શુણ,
ખાવંદ ખેડુની બેશ નોકરી બજાવજે;
રાશનો તપાસ રાખી ચાલજે તે ભણી ચાલ,
પરૂણે પ્રહાર પડે તે ગતી તજાવજે;
વાંકો ચુંકો ચાલ્યાવિના વહી છૂટવી છે વેઠ,
ઠેઠ સુધી એવો ઠીક ઠરાવ ઠરાવજે;
ભણ્યો નથી તેની ભાષા સાનમાં સમજી લેજે,
કહે દલપત અંતે ઘેર ચાલ્યો આવજે. ૫૮.
ખેતરને કાંટાવાળી વાડ દેખી જાણવું જે,
પેસવાની ખેતરમાં તે ધણી ના પાડેછે;
વાડ વિના કુવો કે અવાડો ભર્યો ભાળિયે તો,
જાણવું જે પાણી પીવા રસ્તો તે દેખાડેછે;
સુખ દુખતણો તેમ સંભવ જણાય જેથી,
ઈશ્વરી વિધિ નિષેધ લક્ષમાં લગાડેછે;
કહે દલપતરામ ધર્મને અધર્મ પણ,
સમજી સુજાણ જન સંશય મટાડેછે. ૫૯.
દેવે નિજ બાગ દેખી દાખે દલપતરામ,
ઉત્તમ તરૂને તો દયા કરી ઉદારથી;
બોલવાની ચાલવાની ઝાલવાની કળા આપી,
સ્થિતિ સારી ધારી શકે બુદ્ધિના આધારથી;
તોડી લેશે ફળ ફુલ કાપી લેશે કાઠ એમ,
ઝાડે તો વિચાર્યું ચિત્ત ઉલટા વિચારથી;
પોષણ ન લેવું પંડ શોષણ થવાજ દેવું,
પાય પણ પુરૂં પાણી પીવું નહિ પ્યારથી. ૬૦.

દોહરો.

તેમ સૃષ્ટિના નિયમથી, જે ચાલે વિપરીત;
ઈશ્વરની ઈચ્છા થકી, વિરૂદ્ધ એજ ખચીત. ૬૧.

મનહર છંદ.

મત ભેદ પડવાથી વેદની શાખાઓ પડી,
ખટ દરશન ચાલ જૂજવા ચલાવિયા;
બ્રાહ્મણોમાં એવી રીતે બહુધા કુસંપ થયો,
ફાટ ફૂટ દેખી બૌધ મતવાળા ફાવિયા;
એવામાં શંકર સ્વામી પૃથ્વિમાં પ્રગટ થયા,
સર્વ બ્રાહ્મણોના મતોને સાચા ઠરાવિયા;
વિપ્રોમાં સજાવી સંપ સન્યાસીઓ સાથે લઈ,
હિમતથી પછી બૌધ મતીને હઠાવિયા. ૬૨.

દોહરા.

અતિ ચિંતા ઉરમાં ધરે, મરણ વંશ નિમિત્ત;
બીજ જવાની આગ પતિ, ચિંતા ધરશે ચિત્ત. ૬.
પ્રભુએ પૃથ્વી જે રચી, અચરજ એહ અથાગ;
શીતળતા ઉપર દિસે, અંતર બળતી આગ.[1] ૭.

આ દુનિયામાં આપણું, નથી સગીગત કોઈ;
વેઠ પડી તે વેઠવી, કાં હરખી કાં રોઈ. ૮.
સજનો આ સંસાર છે, સાગર વડાસમાન;
કાંઠા બે તેના કહું, જન્મ સ્થાન સમશાન. ૯.
સ્વપ્ન તુલ્ય સંસાર છે, પાંપ પુન્યછે સત્ય;
ચેતિ શકો તો ચેતજો, દે શિક્ષા દલપત્ત. ૧૦.

[1] આગ—મતલબકે સંસારમાં ઉપર ઉપર સુખ દેખાય પણ અંતરમાં ભડકો હોય.

## સમુદ્ર પ્રબંધઃ—ધનાક્ષરી છંદ.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | ગ | ર | નું | ક | હે | ક | દી | પા | ણી | ગ | ણી | જ્યાં | જુ | એ | ત્યાં | મા | સે | વ | ળી | વિ | વિ | ધ | ના | જે | વિ | ચા | ર | આ | પ | ઉ | ર; | |
| ગ | ણી | ત | ક | રે | તો | પ | ત્ર | મા | પી | આ | પે | વ | ન | નાં | ભુ | વ | ન | માં | વિ | દ્વા | ન | જ્ઞા | ની | ની | શ્ચે | સ | ર | સ | જ | રૂ | ર; | |
| ર | ઘુ | રા | જા | જ | શ | ને | વા | પાં | ચ્યાં | પ્રૌ | ઢ | સે | ના | સ | જી | લે | લે | જ | સ | ને | સા | ગી | સ | જા | વે | સિં | ધુ | પા | જ | પૂ | ર; | |
| સ | જે | વા | ણી | કે | ક | મા | ણી | પી | તા | થ | ઝી | ક | રે | ધ | ણી | મે | ગી | ભ | ક્તિ | વ | ના | સ | ત્ય | ત | ત્વ | તે | થી | સ | દા | દૂ | ર. | ૧. |
| મ | જા | ક | રૂ | ફ | રે | મો | તી | માં | ણુ | ક | મા | ળા | ઓ | ધ | રે | ગ | મ | ત | માં | હિ | જો | ગી | ઝ | તો | રૂ | પૈ | આ | આ | પે | ગ | ણિ; | |
| સં | સા | ર | માં | જે | ક | ધું | તે | પા | પ | પુ | છા | વિ | લ | એ | વો | નો | ખો | ન | થી | જા | ણે | ન | ર | ના | ગી | ર | ક્ષા | કા | ગી | ધ | ણિ; | |
| સા | રે | વા | યુ | પ | યોં | ત | પે | પી | ગ | ળ | તાં | શે | ખી | રા | ખી | મૂ | મી | ભ | ણી | ના | ઠો | પા | ગ્યો | જાં | શ્ર | સ | ન | શ | ક્રો | ધ | ણિ; | |
| ર | ક્ષા | આ | ગ | ણી | ત | તે | નો | મેં | ન | પા | ર | શ | કા | ય | જ | કો | ણ | ગ | ણ | તિ | માં | ગ | તિ | ઇ | શ | આ | ભિ | માં | ન | ત | ણિ. | ૨. |
| છે | લી | લા | રે | ઘ | ર | છો | ડી | પા | પી | પો | તે | જેં | ન | ર | ક | ઘા | ટે | પા | ર | વિ | ના | ધ | કે | કા | ળ | કો | ટિ | અં | ગ | દુઃ | ખ; | |
| નો | કા | ને | મા | ટે | પ | છી | ક્ષ | મા | મે | લી | ને | જ | ખ | મા | રે | લી | ધાં | ન | ત | દ્ર | ત | પુ | રાં | ઢે | ખ | રાં | ને | ત | પી | દૂ | ખ; | |
| કા | ણું | જે | કા | જ | ળ | જે | વું | પા | સે | નૃ | પ | રૂ | પ | પે | ખી | ને | ણ | માં | લ | જ્જ | હો | ણ | તું | વા | રી | ભ | રે | ર | ઠી | ભૂ | ખ; | |
| હ | મે | શાં | આ | વુ | ધ | પા | ગ્યો | પી | ડા | અ | પ | ર | મ | પા | ર | ઘા | ચે | ચ | ઢી | ન | ર | તું | તો | ત | જ્યો | મ | ન | માં | ન્યુ | સુ | ખ. | ૩. |
| રિ | દ્ધિ | ને | સિ | દ્ધિ | માં | મો | હ્યો | મા | ન | ની | તું | જો | ઈ | મૂ | ખ | ટ | શ્રી | પ | ચ્છે | પ | ણુ | ખો | યું | તે | જ | ત | ન | આ | દિ | વ | ણિ; | |
| નું | ત | ન | ગી | તે | તું | ત્યા | ગ્યો | પીં | ઠા | યો | સ | ઉ | પ્યા | ર | થી | જે | વે | પા | પે | રિ | ઝ | મ | ન | ની | શ | દી | ન | મા | વે | ભ | ણિ; | |
| ના | ત | ને | જા | ત | માં | ખ્યા | ત | પા | મ્યો | પૂ | રી | દે | શ | ર | ણી | ઘ | રાં | બા | ગાં | ગ્ર | ઢા | ધ | રી | કો | ટિ | કી | ધાં | સ | ધું | ર | ણિ; | |
| મ | હા | માં | ડ | ણી | ત | ખે | લાં | મા | ન | થી | વિ | શ | દ | ર | ચિ | હે | લા | માં | તે | મં | દ | મ | તી | ઇ | ર | શા | ની | ઘા | લી | સ | ણિ. | ૪. |
| જો | જે | ભા | ઈ | સ | ગ | ણી | ત | પા | પ | માં | છે | એ | વો | સા | ર | તે | તો | ત | ને | ન | ર | ક | માં | દા | ખ | વ | શે | સ | દા | કા | ળ; | |
| ત્રા | સ | વા | નો | સ | જ | શે | ન | મા | ગ | મો | ગ | વિ | શા | દૂ | ખ | ધં | ધ | માં | આં | હિ | શ | તું | ની | રીં | ચી | શ | ખે | ચા | હી | આ | ળ; | |
| વિ | ક | ટ | છે | સ્વ | રે | ખ | ગી | માં | ન | જે | વિ | ચા | રિ | વા | ત | ધો | ખો | રે | હે | વં | ઠ | તાં | લ | નેં | તે | થી | ક | સ | ર | ટી | ળ; | |
| ક | ર્યું | આ | ની | થા | ને | ડા | હ્યો | થા | ને | કે | તે | હ | રિ | જ | ન | થા | જિ | જ્ઞા | સુ | ધ્યા | ની | જ્ઞા | ની | તિ | મ | ર | અ | નો | તિ | બા | ળ. | ૫. |
| ગુ | ણી | જ | ન | ય | થા | ર | ય | પી | છા | ણ | થી | ઉ | ર | ધ | ર | ય | થા | ર | થ | વિ | વે | ક | ત | ને | તો | તે | ત | પા | શે | થા | ય; | |
| રૂ | ડો | થા | રે | ઉ | મ | ર | નાં | ત્રે | પ | ન | વ | ર | સ | વી | ત્યાં | છે | લી | વા | રે | જા | ચા | ખી | લે | તિ | ર્થ | તુ | લ્ય | સ | દ્ધિ | ધા | ય; | |
| જી | વ | જે | થી | ઉ | ક્ષ | વ | સા | સ | મ | જ | ણ | ધા | રે | શુ | દ્ધ | ટૂં | કી | વ | ય | ના | તું | ર | ખે | વે | ગે | બી | જે | પ | ક્ષે | જા | ય; | |
| જ | રૂ | ર | તું | ટું | કે | કા | ળ | ઠા | ઉ | કું | ક | ર | જે | કા | મ | કો | ઈ | ત | ને | તિ | ખાં | અ | ને | દ | હ | ન | વે | ણ | ન | ગા | ય. | ૬. |
| છે | લી | મે | ડી | સુ | ખ | આં | ટીં | થી | ન | સા | થે | જા | ય | આ | ધું | પ | ડ | શે | લા | ગુ | તો | પા | પ | મા | ર | જ્યાં | તુ | વિ | ચ | રી | શ; | |
| મે | લી | જ | વું | જે | ક | ન | ક | અ | ધુ | ત | પ્ર | યુ | ત | નેં | વિ | સ્તા | ર | નાં | અ | વીં | દ | શે | સુ | ખે | ગે | બી | અ | શ્ર | જે | ડી | શ; | |
| છે | જે | વિ | જ્ઞા | ન | શો | ધી | વી | દ્યા | થી | રૂ | ડી | રો | ક | ડ | તે | વા | વ | ર | તાં | પ્ર | ગ | ટ | સં | કો | ચ | ન | હિ | અ | હો | ની | શ; | |
| ઠે | ઠ | સુ | ઠે | કા | ણે | ઠ | રે | પી | ડા | બ | ધી | પ | ડી | સુ | શ્રી | માં | ગ | ળિ | ક | સ | દા | જ્યાં | ભ | ણ | ક | ન | હિ | ખિ | ક | દી | શ. | ૭. |
| ઠ | ગ | સા | ચું | મ | નુ | ષ્ય | ન | થી | જ | જા | ણે | એ | ક | છે | ક | પ | છી | સા | ચું | વ | ચ | ન | પો | તે | ક | હી | ન | શ | કે | સા | ર; | |
| મુ | ઢ | મા | ક | સૂ | ર | ને | અ | સૂ | ર | જે | વો | ક | હે | વા | ય | ક્ષિ | ત | ધ | રા | વે | ને | તે | નો | નો | ખો | મ | ન | નો | ક | ગ | ર; | |
| કા | ન | ધ | રે | લ | બા | ડી | ઉ | ઘા | ડી | ધ | ણી | વા | તો | વિ | ષે | પ | કો | ક | ગી | દ | ગો | ભ | રે | મે | ળો | પા | પ | વા | ળો | આ | ર; | |
| મ | ત | તે | નું | ટૂ | કું | દ | લ | પ | ત | ક | હે | ર | હે | ને | દં | હે | લ | બ | ની | નાં | જે | તે | સ | દ | ન | ની | જ | સ | દા | છા | ર. | ૮. |

આ સમુદ્ર પ્રબંધમાં આવેલા છંદો સહેલાઇથી વાંચવા સારૂ છૂટા શબ્દો પાડીને આ નીચે લખ્યાછે:

(૧) સાગરનું કહે કદી પાણી ગણી જ્યાં જુએ ત્યાં,
માસે વળી વિવિધના જે વિચાર આપ ઉર;

ગણિત કરે તો પત્ર આપી આપે વનનાં, ભુ-
વનમાં વિદ્વાન જ્ઞાની નિશ્ચે સરસ જરૂર;

"રઘુ રાજા" જશ જેવો પામ્યા પ્રૌઢ સેના સજી,
લેલે જશ ને સારી સજાવે સિંધુ પાજપૂર;
સજે વાણી કે કમાણી પીતા થકી કરે ઘણી,
ભેગી ભક્તિ વના સત્ય તત્વ તેથી સદા દૂર. ૧.
મજા કરે ફરે મોતી માણક માળાઓ ધરે,
ગમત માંહી જો રીઝે તો રૂપૈઆ આપે ગણિ;
સંસારમાં જે કર્યું તે પાપ પુછાવી લે એવો,
નોખો નથી જાણે નરનારી રક્ષાકારી ધણિ;
સારો વાયુ ધર્યો તપે પીગળતાં શેખી રાખી,
ભૂમિ ભણી નાઠો, પામ્યો જે શ્વસન[1] શંકાધણી;
રક્ષા અગણિત તેનો મેં ન પાર શકાયજ,
કોણ ગણતિમાં ગતિ ઈશ અભિમાનતણી. ૨.
છેલીવારે ઘર છોડી પાપી પોતે જે નરક,
ઘાટે પારવિના ધરે કાળ કોટી અંગ દુઃખ;
નૌકાને માટે પછી ક્ષમા મેલીને જખ મારે,
લીધાંન તદ્વત્ત[2] પૂરાં ઢેબરાં નેં તપી કુખ;
કાળું જે કાજળ જેવું પાસે નૃપ[3] રૂપ પેખી,
નેણમાં લજ્જાહીણ તું વારી ભરે રટી ભુખ;
હમેશાં અબુધ પામ્યો પીડા અપરમપાર,
ધાયે ચઢી નર તું તો તજ્યો મન માન્યું સુખ. ૩.
રિદ્ધિને સિદ્ધિમાં મોહ્યો માનનીનું જોઈ મુખ,
ટકી પડચે પણ ખોયું તેજ તન આદિ વળિ;
નૂતન[4] રીતે તું ચાલ્યો પીટાયો સઉ પ્યારથિ,
જેવે પાપે રીઝે મન નીશ દીન ભાવે ભળિ;
નાત્યને જાત્યમાં ખ્યાત પામ્યો પૂરિ દેશરહિ,
ઘરાં બારાં શ્રદ્ધા ધરી કોટિ કીધાં સર્વ રળી;
મહા માંડણી તખેલા માનથી વિશદ[5] રચિ,
ડેલામાં તેં મંદમતિ ઈશાની ઘાલી સળિ. ૪.
જો જે ભાઈ અગણીત પાપમાં છે એવો સાર,
તેતો તને નરકમાં દાખવશે સદા કાળ;
નાસવાનો સૂજશેન માગ ભોગવીશ દુખ,
ધંધમાં[6] આંહી શત્રુની ખેંચી રાખે ચાહી ચાળ;
વિકટછે ખરે ખરી માનજે વિચારો વાત,
ધોખો રેહે વંદતાં તને તેથી કસર ટાળ;
કહ્યું માની થાને ડાહ્યો થાને હેતે હરિ જન,
થાજિજ્ઞા સુ, ધ્યાની, જ્ઞાની, તિમર અનીતિ બાળ. ૫.

[1] શ્વસન—પવનની. [2] તદ્વત્ત—તે રસ્તે જોઇએ તેટલાં.
[3] નૃપ—જમરાજાનું. [4] નૂતન—નવી.
[5] વિશદ—ઉજળાં. [6] ધંધ—લડાઈમાં.

ગુણી જન યથારથ પિછાણથી ઉર ધર,
યથારથ વિવેક તને તો તે તપાશે થાય;
રૂડો થારે ઉમરનાં ત્રેપન વરસ વીત્યાં,
છેલી વારેજ ચાખોલે તીર્થ તુલ્ય સદ્ધિ દાય;
જીવ જેથી લક્ષ વસા સમજણ ધારે શુદ્ધ,
ટુંકી વચના તું રખે વેગે બીજે પક્ષે જાય;
જરૂર તું ટુંકે કાળે ઠાઉકું કરજે કામ,
કોઈ તને તીખાં અને દહન વેણનગાય. ૬.
ડેલી મેડી સુખ આંહિથી ન સાથે જાય આખું,
પડશે લાગુ તો પાપ ભાર જ્યાં તું વીચરીશ;
મેલી જવું જે કનક અયુત[1] પ્રયુત[2] ને, વિસ્તા-
રનાં અર્વીદ[3] શે સુખે ગેબી અશ્વ ખેડીશ;
લેજે વિજ્ઞાન શોધી વિદ્યાથી રૂડી રોકડ તે,
વાવરતાં પ્રગટ સંકોચ નહિ અહોનિશ;
ઠેઠ સુ ઠેકાણે ઠરે પીડા બધી પડી મૂકી,
માંગળીક સદા જ્યાં ભણક નહિ ધીકદીશ[4]. ૭.
ઠગ સાચું મનુષ્ય નથીજ જાણે એક છેક,
પછી સાચું વચન પોતે કહી ન શકે સાર;
મૂઢમાં કસૂરને અસૂર જેવો કહેવાય,
છીત ધરાવે ને તેનો નોખો મનનો કરાર;
કાન ધરે લબાડી ઉઘાડી ઘણી વાતો વિષે,
પંકો કરી દગો ભરે ભેળો પાપ વાળો ભાર;
મન તેનું ટુંકું દલપત કહે રહે, ને દંત
ડેલ બની નાંખે તે સદન નિજ સદા છાર. ૮.

દોહરા.

"સમુદ્રની વસ્તુતણો, છેહ ન આવે છેક;"
"એમ સમુદ્ર પ્રબંધથી, ઉપજે અર્થ અનેક."
"પ્રભુ કૃત સમુદ્રથી થયાં, રત્ન રૂડાં દશ ચાર;"
"કવિ કૃત્ય સમુદ્રથી થયાં, એમજ રત્ન અઢાર."

સમુદ્ર પ્રબંધમાં પહેલા પહેલા અક્ષરની ઉભી લીટી વાંચતાં વંચાયછે તેઃ—દોહરો.

સાગર સમ સંસાર છે, નૌકા હરિનું નામ;
જો નાવિક ગુરૂજી જડે, મેલે ઠેઠ મુકામ. ૯.

પાચમા અક્ષરો વાચતાં.—પ્રમાણિકા છંદ.

કરેજ કેરૂ જે ધણી, ઘટેજ બુદ્ધિ તેતણી;
અસૂખ થાય ઉલટું, સુજે ન કામ સૂલટું. ૧૦.

[1] અયુત—દસ હજાર. [2] પ્રયુત—દસલાખ. [3] અર્વિદ—પુત્રપુત્રાદિક વિસ્તારરૂપી કમળ તે પણ મુકીને જવુંછે.
[4] ધીક્કાર તરફ.

નવમા અક્ષરો વાંચતાં.—શીર્ષા છંદ—દ્વિ અર્થી.

પામા[1] પાપોમાં પાપી, મેં પામા પાપી માપી;
પામા પામામાં થાપી, ત્રેસઠાથી અથાપી. ૧૧.

"એમાં મતલબ એવીરે કે સન ૧૮૬૩ થી અંગ્રેજી વર્ષ પોસ મહિનામાં અને માગશર મહિનામાં એ છંદમાં બતાવેલા અક્ષર પ્રમાણે ઓગણીસ વર્ષ સુધી બેસે, અને પછી પણ એજ અનુક્રમે આવે; તેમાં પપે પોસ અને મમે માગશર સમજવો."

તેરમા અક્ષરોથી:—સમાનિકા છંદ.

જ્યાં વસે કળા વિશેષ, જૈ જરૂર જોઉ દેશ;
એવિ ચાહ ઉર ધાર, જા યુરોપ એક વાર. ૧૨.

સતરમા અક્ષરોમાંથી:—અનુષ્ટુપ છંદ.

ભાવ લે ભેગનો ભૂંડો, ધાલીને ધાટ જે ઘડે;
તે ધંધો થાયછે ટૂંકો, પસ્તાવામાં પછી પડે. ૧૩.

એકવીશમા અક્ષરોમાંથી.

શ્લોક:

विद्वाने वहि जानाति ॥ विद्वज्जन परिश्रमं ॥
नहि वंध्या विजानाति ॥ गुर्वी प्रसव वेदनां ॥ १४ ॥

પચીસમા અક્ષરોમાથી.—ઉધોર છંદ.

જેની જાત તો ના જોઈ, કાઢે વાત તેની કોઈ;
દાખે નેતિ નેતિ વેદ, ભાખે કોણ તેનો ભેદ. ૧૫.

ઓગણત્રીસમા અક્ષરોમાંથી.—દોહરો.

આસ પાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વ અધિશનો વાસ. ૧૬.

ડાબી બાજુના ઉપલા ખુણાથી જમણી બાજુના નીચલા ખુણા સુધી વાંચતાં.

દોહરો.

સાણી શાણી ફરતતો, પામે નૃપજો પ્યાર;
ચિંતે ધરે સુ વિચારને, ભાગે નહિ શક ભાર. ૧૭.

ડાબી બાજુના નિચલા ખુણાથી જમણી બાજુના ઉપલા ખુણા સુધી વાંચતાં.

દોહરો.

મનમાં ચુંકાશો નહીં, ઠામ નથી હરિ દૂર;
ડેરાં પાડ્યે[2] નહિ પુરે, ઈશ્વર આશ જરૂર. ૧૮.

[1] પામા—ખસનો રોગ. [2] મુસલમાનો હિંદુઓનાં દેરાં પાડીને ધારતા હતા કે આમ કરવાથી ખુદા અમારી આશા પુરી કરશે તેઓને શિખામણનો આ દોહરો છે.

હરિ ભજવાનો ઉપદેશ.

દોહરો.

અરે જીવ તેં જન્મિને, શોધિ ન લીધો સાર;
ભ્રમણામાં ભૂલ્યો ભમી, ભર્યા પાપના ભાર. ૧.

ભુજંગી છંદ.

ભર્યા પાપના ભાર સંભાર ભાઈ,
કુડા કર્મની ખૂબ કીધી કમાઈ;
મળ્યો માલ મેલી જવુંછે મરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૨.
બહૂ જુક્તિયે જીભથી જાૂઠ બોલ્યો,
ખરો સત્યનો તેં ખજાનો ન ખોલ્યો;
અરે તું ન ચાલ્યો રૂડું આચરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૩.
દયા છોડિને કેકને કષ્ટ દીધાં,
લુચાઈ કરી કેકનાં દ્રવ્ય લીધાં;
દિલે દેવથી દોષ દેખી ડરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૪.
કહે ભાઈ કાયા ધરી શું કમાયો,
ગયો લાભ તો ઉલટો તું લુટાયો;
ઠર્યો કીચમાં ઠેઠ સૂધી ઠરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૫.
જનો કેક જોને ગયા તૂજ જોતાં,
સગાં ને સબંધી રહ્યાં સર્વ રોતાં;
ધિખાવી દિધા ધોમ ઝાળે ધરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૬.
હતી હામ હૈયે થતી છત્ર છાયા,
જમીમાં સમાયા રૂડા શણિ જાયા;
ન કોઈ બચ્યા તે ઉપાયો કરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૭.
અરે તારૂં આયૂષ્યતો ઉડિ જાશે,
સમો આવશે કાલ શા હાલ થાશે;
અભી લાખ ઊંડા રહ્યો આદરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૮.
દિસે પુત્ર ને સ્ત્રી દિસે દાસ દાસી,
તથાપી અરે જીવ જો તું તપાસી;
તને મોતથી તારશે તે તરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૯.

ઘણું ખાધું પીધું ઘણા ખેલ ખેલ્યો,
અખોટ્યો કશો સ્વાદ એકે ન મેલ્યો;
ફસાયો પુરો દેખ પાછું ફરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૦.
કર્યાનું હતું શું અને શું કર્યું તેં,
ધર્મ્યું સોનું લૈ ધૂળ મદ્ધે ધર્યું તેં;
ભમ્યો ભૂલમાં ભાર ભુંડો ભરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૧.
વળી જો વિચારી ગયાં વર્ષ વ્હેતાં,
મટયા કેશ કાળા કહેતાં કહેતાં;
જરા આવિ ઝાંખો થયો તું ઝરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૨.
દિશા ભૂલિ દિગ્મૂઢની પેર ડોલ્યો,
બકે તેમ તુંતો ગમે તેમ બોલ્યો;
સજી શુદ્ધ વાણી તજી વૈખરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૩.
ધખેલી તવીમાં ફુટે જેમ ધાણી,
ફુટે વિશ્વ મદ્ધે ફુટો ફૂટ પ્રાણી;
અરેરે ન કોઈ રહ્યો ઉગરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૪.
હજી ચેત બાજી બધી હાથમાં છે,
દયાળૂપણું તો દિનાનાથમાં છે;
વિચારો વિવેકે મતી વાવરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને. ૧૫.
તજી ગર્વ આ સર્વ મિથ્યા તપાસી,
રહે આપને અંતરે જે ઉદાસી;
કહ્યો મોક્ષનો લક્ષ તે લોક કામે,
દિધો દેશના શુદ્ધ દલપત્તરામે. ૧૬.

---

## હરિ ભજવાનો ઉપદેશ.

### પાઠ બીજો.

ઉપેંદ્રવજ્રા છંદ.

જથા તથા વાદ વૃથા વિસારી, કથા તથા કીર્તન તે ઉચારી;
ઘેરે રહી ધ્યાન ધરી ધરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૧.
કુચ્ચારનો ઉર વિચાર આણી, સુ કર્મનો મારગ સદ્ય જાણી;
કુકર્મને દુર કરી કરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૨.
ઉજાસથી અંતરને ઉજાળી, અનાડિ ઉન્મત્ત પણું પ્રજાળી;
ઠરેલ થૈ ઠીક ઠરી ઠરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૩.
પવિત્રના મિત્ર વિચિત્ર પાળી, હરામની હામ તમામ ટાળી;
દગાથકી દીલ ડરીડરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૪.
ચડીશમાં ચૂકિ કુચાલ ચાળે, કરીશમાં ક્રોધ કદાપિ કાળે;
ભલાઈ ભંડાર ભરી ભરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૫.
સુ ભાષણો સર્વશ સાંભળીને, ભલા ભલા શોધકમાં ભળીને;
ખુશીથિ લે વાત ખરી ખરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૬.
સુ સંગતીની કર નિત્ય સેવા, લજાય શું લાભ અલભ્ય લેવા;
ગુણી સભા મધ્ય ગરી ગરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭.
સુધર્મનો સ્વાદ સદૈવ સારો, ગણાય ચોખો ગુણવાન ધારો;
ચરાયતો નિત્ય ચરી ચરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૮.
ભલાં ભુંડાં ભાષણ મૂખ ભાખે, ગણી ગણી ઈશ્વિર યાદ રાખે;
જરૂર ભૂલે ન જરી જરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૯.
કરેલ કાયા ઘટ જેમ કાણો, ભરેલ આયુષ્ય જળ પ્રમાણો;
જશે બધું નીર ઝરી ઝરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૧૦.
અપાર સંસાર સમુદ્ર આછે, સદાય તે સંકટની સિમાછે;
તકાવ શુ પાર તરી તરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૧૧.
ધુમાડિનો ધૂમ્ર અનિત્ય એછે, સુ બોધ શીક્ષા દલપત્ત દેછે;
મનુષ્ય તો જાય મરી મરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૧૨.

---

## ઈશ્વર ભજવાનો ઉપદેશ.

લક્ષ્મીધર છંદ.

મન તે ... થૈ જે ઠરેલો બધે ઠામછે,
નાથ તે એક તેનાં ઘણાં નામછે;
સર્વદા જો તમે કામ સારાં સજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧.
... જ્ઞાન અજ્ઞાનને જુદ્દછે,
સેવવા જોગ તો શ્રીહરી શુદ્ધછે;
ભૂતને પ્રેતને તૂત જાણી તજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૨.
કોટિ બ્રહ્માંડનો એજ કર્તાર છે,
કામ જેનાં જુઓ સર્વ શ્રીકાર છે;
હે જનો હેતથી હેતુ તેના હજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૩.
ઈંડ જેવાં જુઓ બિંબ આકાશમાં,
ભાળિયે આપણે ઈંદ્રિ આભાસમાં;
સ્થાપનારાતણા આપ મિત્રો થજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૪.
પાણિને પૃથ્વિ પોતેજ પેદા કર્યાં,
ધ્યાન દે માનવીને રચીને ધર્યાં;

સર્જનારો હશે કોણ તે શોધજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૫.
આપણે કાજ જે અન્ન પાણી ધરે,
કષ્ટ કાળે વળી તેજ રક્ષા કરે;
માનવી માત્ર જેથી કરેછે મજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૬.
સિદ્ધિ જેની મહા શક્તિ દીસે સદા,
ક્રોડ કાળે નહીં નાશ જેનો કદા;
વિશ્વના વાસિ સૌ વાલપે વંદજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૭.
આદિ કે અંત જેનો નથી આવતો,
ભૂધરો એજ છે ભક્તને ભાવતો;
ચાતુરી તેતણી ચિત્ત વીચારજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૮.
રોમમાં કોટિ બ્રહ્માંડ છે રાજતાં,
છેક ઝીણાંજ છે છિદ્રમાં છાજતાં;
રે તમે દીલમાં દાખલા રાખજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૯.
લાખ વાતોતણી એક આ લેખજો,
પ્રાણિના નાથને પ્રેમથી પેખજો;
મુક્તિનો માર્ગ તે મુખથી માગજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧૦.
અંતરે ઇચ્છશો એ પ્રભૂ આપશે,
સ્થીરતામાં સદા થોભિને થાપશે;
વિફિનિયે વાત આ વેતથી વાંચજો,
ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧૧.

દોહરો.

ભજ્જો ભક્ત થૈ ભાવથી, કૃપાળુ જન કરતાર;
રૂડી દલપતરામની, સરવ કથાનો સાર. ૧૨.

---

પ્રભુ ભજવાનો ઉપદેશ.

ચંદ્રાવળા છંદ.

પ્રભુ તજિયે તજિયે મન મમતા, સજિયે કારજ શુદ્ધ;
સકળ કળાનો સાર સમજિયે, તજિયે વચન વિરૂદ્ધ;
તજિયે વચન વિરૂદ્ધ વિચારી, અમૃત સમાન વચન ઉચ્ચારી;
દલપતરામ કહે સજિ શમતા, પ્રભુ ભજિએ તજીએ મન મમતા. ૧
કીર્તિ વધે તેવાં કૃત કરિયે, હરિયે હૃદયથી દોષ;
ભલી શિખામણ ભીતર ભરિયે, હૃદય ન ધરિયે રોષ;
હૃદય ન ધરિયે રોષ કદાપી, કહાણુ કથન કો કહે તદાપી;
દલપતરામ કહે દિલ ઠરિયે, કીર્તિ વધે તેવાં કૃત કરિયે. ૨.
શા માટે અપજશ સંઘરિયે, ભરિયે શિદ શિર ભાર;
મિત્રપણું અધિકું આદરિયે, મરિયે વળિ જે વાર;
મરિયે વળિ જે વાર વખાણે, અંતરમાં પ્રીતી સૌ આણે;
સહસ્ર વર્ષ સુધી સાંભરિયે, શા માટે અપ જશ સંઘરિયે. ૩.
પરમ ધરમનાં કરમ કરીને, ભરમ ભાગિ ભય છોડ;
મર્મ સમજ સજ શરમ સર્વદા, પ્રભુમાં પ્રીતી જોડ;
પ્રભુમાં પ્રીતી જોડ જરૂરથી, સદગુણ સજ દુર્ગુણ તજ દુરથી;
હરઘડિયે સંભાર હરીને, પરમ ધરમનાં કર્મ કરીને. ૪.
વાચક શુભ સાંભળ સુખદાયક, લાયક થઈ લેલાણ;
ગણિ ગણિને ગુણ નરનાયકના[1], ગાયક થઈ કરગાન;
ગાયક થઈ કર ગાયન ગરજી, મનમાં તેની સમજી મરજી;
દલપતરામ કહે દુખ ઘાયક, વાચક શુભ સાંભલ સુખદાયક. ૫.
ધર્મ ધુરંધરતા ધીરજ ધર, ધર ધરણી ધર ધ્યાન;
તુચ્છપણાની ટેવ તુરત તજ, ભજ ભાવે ભગવાન;
ભજ ભાવે ભગવાન ભજનથી, સજ અંતરમાં સ્નેહ સજનથી;
દલપત કહે સદા સુકૃત કર, ધર્મ ધુરંધરતા ધીરજ ધર. ૬.
અખિલ બખિલ દાતાનું અંતે, ઠરવાનું એ ઠામ;
તે માટે મહિનાના ત્રિસ દિન, નિશ દિન રટિયે નામ;
નિશ દિન રટિયે નામ ન ભૂલી, ફેલ કરી ફરિયે નહિ ફૂલી;
દલપત કહે કહ્યું સૌ સંતે, અખિલ બખિલ દાતાનું અંતે. ૭.
સુધર સુધર નર તું સુધરીને, સુધાર સૌ સંસાર;
આળસ વિષ તજિ ઉદ્યમ રૂપી, કાં ન જમે કંસાર;
કાં ન જમે કંસાર સરસ તે, તૃષિત મરે શિદ વારિ વરસતે;
કહે દલપત દિલ દીપ્ત કરીને, સુધર સુધર નર તું સુધરીને. ૮.

ઉપદેશી સિંહાવલોકન સવૈયા.

કરવા સુ વિચાર સદા દિલમાં, ભવસાગર ભક્તિ કરી તરવા;
તરવાર બહાદુર તેજ ખરી, દિલને નહિ દે દુખથી ડરવા;
ડરવાનું ગણે દિલ દુર્ગુણથી, હરખાય પરાઈ પિરા હરવા;
હરવા પરદ્રવ્ય કહે દલપત્ત, ચહે નહિ ચિત્ત બુરૂં કરવા. ૧.
કરિયે પરમારથ પ્રિત સહીત, અને કૃતિ ઉત્તમ આદરિયે;
દરિયે દુખને દુખતો જન દેખિ, દયા દિલમાં ધરણી ધરિયે;
ધરિયે રથ ચક્ર ફરે ધરણીપર, તેમ દયા ગુણ વાવરિયે;
વરિયે વર અન્ય નહીં દલપત્ત, પતી જગ કારકને કરિયે. ૨.
મળશે નહિ જન્મ મનુષ્યતણો, અઘટિત કર્યાં કૃત ઉભરશે;
ખળશે નહિ પાપ પછી સઘળાં, તુજ સંકટ કોઈ ન સાંભળશે;

[1] નરનાયક—પુરૂષોત્તમ અથવા પરમેશ્વર.

ભળશે દુખ આવિ અનેક બિજાં, ઉભરાનિ પઠે અતિ ઉછળશે;
છળશે જમ દૂત કહે દલપત્ત, પછી તુજ પાપ પુરાં મળશે. ૩.
ધરથી શુભ ધર્મ વિચાર ધરો, ડરવું ન પડે જમના ડરથી;
ડરથી તજી ધર્મ ન દોષ કરો, નિપજે નહિ કાંઈ કદી નરથી;
નરથી નિપજે સુખ કે દુખ તો, પછિ સર્વ પિડાય પરસ્પરથી;
પરથી ન બને કશુંએ દલપત, બનેજ બધું ધરણી ધરથી. ૪.
ધનમાં મન ધારિ ધમા ધમ કોધ, રહ્યો નહિ નેહ નિરંજનમાં;
જનમાં ધરિ જન્મ જનાવર જેમ, ન કાઢિ ઘડી કદિ કીર્તનમાં;
તનમાં તરૂણાઈ ઘટી દલપત્ત, ઠરી વય વર્ષ અઠ્ઠાવનમાં;
વનમાં પકડે પશુ પારધિ તેમ, બખીલ પડ્યો જમ બંધનમાં. ૫.
મુખમાં મહારાજનું નામ ન લે, સુખિયો થઈ શોખિ ફરે સુખમાં;
સુખમાં તુજ ધાર ધિકાર પડ્યો, ધિક માત તને ધરિયો કુખમાં;
કુખમાં ભરિ ભોજન પાન ભમે, દિનનાથ સહાય કરે દુખમાં;
દુખમાં ન ધર્યો દલપત્ત કહે, પડિ ચૂક અચૂક ચતુર્મુખમાં. ૬.
મજમાં ગુણ કે ગણદોષ ભલે પણ, દાખિશ દેખિશ તે તજમાં;
તજમાં પછી પાન ઈલાઇચિમાં, ખરચ્યા ખુરદા રદ કારજમાં;
રજમાં ગયું તારૂં રળ્યું, શુભમાં ઉચર્યા થકિ ઓછું ભર્યું ગજમાં;
ગજમાં હયમાં દલપત્ત કહે, દિલ રાખ્યું નહીં હરિના ભજમાં. ૭.
પળિયે તુજ શીશ સપેત થયું, જેમ ફુલ સુકાય ફુલી કળિયે;
કળિયે તુજ પંડ પ્રવેશ કર્યો ... ધુર ધર્મનિ ધોરિ તજી ગળિયે;
ગળિ એજ રિતી ગણિ તેં ગણતાં ... ણ આશ જે પત્ર ફળે ફળિયે;
ફળિયે જન દીન દીઠો દલપત્ત. ન પા... ગિજ પાયું કદી પળિયે. ૮.
ઘટમાં ઘણિ ઘાત અઘાત ભરી, છળ ભે... કરે પછિ છેવટમાં;
વટમાં ન રહ્યો જન જાતિતણી, લલચાઈ ... હ્યો જન લંપટમાં;
પટમાંહિ મનોહર પેચ રચી, શણગાર સજે ... અતિ ઉલટમાં;
લટમાંહિ ધુપેલ ધરી દલપત્ત, ધુમે પછિ સુંદરિ સંઘ...માં. ૯.
કરવા વરિએ શુભ કામ વિશે, ધરિ હામ પરાઈ પિડા ...રવા;
હરવાતતણું સમજી મનહારદ, જ્ઞાનિ થવું ગુણ સંઘરવા;
ઘરવાસ વશી ઘણિ પુંજિ કરો, પરલોક વિશે પછિ વાપરવા;
પરવાર મળે પળ પાંચતણો, કરિએ મન જ્ઞાન કથા કરવા. ૧૦.

---

## ઉદારતા વિશે.

### વસંતતિલકા વૃત્ત.

જો ઈશ્વરે અતિ ઘણું ધન ધાન્ય આપ્યું,
કંગાલતા કુભવતાતણું કષ્ટ કાપ્યું;
પૃથ્વી વિશે દશદિશે જશ પાથરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા "કર વાવરોરે." ૧.
પ્રત્યક્ષ ભક્ષ નવટાંકજ નિત્ય પામો,
તો રાંકને તુરત તેથકિ ટાંક વામો;
હે વૃદ્ધ બાળ તરૂણા કરૂણા કરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૨.
રે માનવો સરવ માનવો વાત મારી,
છે અર્થની નથિ અનર્થનિ કે નઠારી;
શાસ્ત્રો વિષે લખત છે મતછે ખરોરે,
ઓૈદાર્ય કાર્ય. કરવા કર વાવરોરે. ૩.
જે વાવર્યું સુકૃતમાં વર્યું તે તમારૂં,
દાટેલ જે ધરજમાં રજમાં જનારૂં;
ધીમંતતા કથનમાં મનમાં ધરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૪.
જો રોધ કીધા જળપૂર જતાં સુ પંથે,
તો પ્રોઢપૂર પછિ તે પ્રસરે કુપંથે;
ઉભો રહે નહિ અહર્નિશ ઉભરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૫.
હાથી હજાર પતિ હાકેમ જે હતાતે,
છે કોઈ છેવટ સુધી છતમાં છતાતે;
ઉચ્ચાર એમ ગણના ગણિ ઉચ્ચરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૬.
થોડે મળી સ્થિર કદી સ્થળમાં થવાના,
પૈસા પછીથિ પળમાં જળમાં જવાના;
એ કારણે અતિ રૂડાં કૃત્ય આદરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૭.
તે ધન્ય ધન્ય ધરણીપર પીંડ ધારી,
જે ખાંત રાખિ ખરચે વિતને વિચારી;
પોતે સુપંથ સમજે પણ પાંશરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૮.
જે દીનને પ્રતિદિને સુખે દાન દાતા,
તે ધન્ય તેમજ મહા ધન્ય તાત માતા;
એવું વિચારિ શુભ સાધન સંઘરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૯.
જો ખાન પાન સનમાનનું દાન દેશો,
તો જ્ઞાન વાન ભગવાનથિ માન લેશો;
અંતે અભિષ્ટ મળિ કષ્ટથિ ઉગરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧૦
જો લાખ લાખ અભિલાખ અખંડ રાખો,
તો ટાળિને અશુભતા શુભ ભાષ ભાખો;
પાપીષ્ટ જે કઠણ બોધ કરો પરોરે,
ઓૈદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧૧

કીધો પ્રસિદ્ધ પરિપૂરણ પાઠ આમે,
રૂડો વિચાર રચિને દલપત્ત રામે;
લોકોપકાર કરતાં દિલના હરેરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વારુરેરે. ૧૨.

દોહરા.

ઉદાર જન તે ઈંદુથી, બહુ નું પોષણ થાય;
જેની જગમાં જગમગે, સોળે કળા સદાય. ૧૩.
ઉદાર પુરૂશ ઉદારતા, તજે ન સહિ પરિતાપ;
આંબા ને પથરે હણે, પણ આપે ફળ આપ. ૧૪.

ઈંદ્રવિજય છંદ.

વાંસ વળી શળિ જાય ભલે પણ, મોભતણો કદિ ક્ષોભ ન થાશો;
ડાળખિ પાન ખવાય ભલે, થડ મૂળ ખચીત કદી ન ખવાશો;
કોઈક અંગ કપાય કદી પણ, મસ્તક એક કદી ન કપાશો;
સોય જનો દલપત્ત કહે, પણ સો જણનો સરદાર ન જાશો. ૧૫.

---

## સારૂં કામ કરવા વિશે.

ઉપજાતિ વૃત્ત.

અરે રૂડો માનવ દેહ આવ્યો, બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧.
ન કાઢશો કાળ કદી નકામો, પરોપકારો શુભ નામ પામો;
ઠગાઈથી નામ ઠરે નઠારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૨.
સુ કીર્તિનો સ્વાદ સદૈવ ચાખો, આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નીર્ભયનું નગારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૩.
જગત્પતિને પ્રિય કામ જે છે, આ લોકમાં ઉત્તમ કામ એ છે;
બીજું બધું માલવિના બિચારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૪.
હેતે કરો પુણ્ય પવિત્ર હાથે, હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજું નહીં એક મળે ભુઝારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૫.
દૃષ્ટો મરીને અતિ દુઃખિ થાય, જે દુઃખ જીભે ઉચર્યું ન જાય;
ચિત્રો વિશે કેમ કરી ચિતારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૬.
જરે કરી ઉન્મતતા ન આણો, જરે કરીને નહીં શ્રેષ્ઠ જાણો;
જરે કરીને ન રમો જુગારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૭.
આયુષ્યમાંથી પળ ઓછિ થાય, મહા મુલિ તે નહિ મેળવાય;
જરૂર આ જીવન છે જનારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૮.
મહીપતીઓ પણ રાજમેલી, ખપી ગયા ભુપર ખેલ ખેલી;
વિશેષ શું વર્ણન હું વધારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૯.
નથી નથી નિશ્ચળ દ્રવ્ય દેહ, નથી નથી નિશ્ચળ નારિનેહ;
અંતે થશે તે સઘળું અકારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧૦.
સંસારનું સુખ સુધા સમાન, નિશ્ચે તમે માનિ રહ્યા નિદાન;
ખચીત થાશે અતિ એજ ખારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧૧.
મનુષ્ય કાયા નથિ મોજ માટે, ઘડી નથી તે પશુપક્ષિ ઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧૨.

શાર્દૂલ વિક્રિડિત વૃત્ત.

કોડે કામ કરો કૃપાળુ બનિને, સઉ શાસ્ત્ર શિક્ષા કહે;
જેથી શ્રી જગદીશ રીસ તજિને, રાજી રૂદેમાં રહે;
આ શિક્ષા શુણિને સુબોધ ગણિને, સૂસ્નેહ સંભારજો;
દાખેછે દલપત્તરામ દિલમાં, ધીરા જનો ધારજો. ૧૩.

દોહરા.

જો સુખ ઇચ્છો જગતમાં, કરો સદા શુભ કામ;
એ શીખામણ અહરનિશ, દે છે દલપતરામ. ૧૪.
સરસું કરતાં વાર બહુ, નરસું તરત કરાય;
સાકર ગંધક તેલથી, તરત કોયલો થાય. ૧૫.
જેવા તેવા નર કહે, તે નવ કરિયે કામ;
જે વાતે વાનર કહે, તે નવ કરિયે કામ. ૧૬.
સારૂં નરસું કામ કરિ, પછી જુઓ પરિણામ;
વિખ અમૃત વાવી જુઓ, દાખે દલપતરામ. ૧૭.

મનહર છંદ.

સારૂં કામ કરે તેની ખામીઓ ન ખોળી જોવી,
સારા સારા ગુણ જોઈ કહેવું જે સારૂંછે;
શાણપણે શાણા જનો સજે કામ તોય તેમાં,
નક્કી જાણો કશું કહેવાનું રહેનારૂં છે;
ઈશ્વરના કામમાં અનેક રીતે ખામી ભાસે,
મણીમાં મિઠાશ નહિ નિધિ જળ ખારૂં છે;
કહે દલપત કોટિ ભાનુનો આ ભાસ છતાં,
આશમાની રંગ આ આકાશમાં અંધારૂં છે. ૧૮.

દોહરો.

સૌ વાતે પરદો ભલો, ખુલ્લે દિસે બિગાડ;
ત્વચા મઢ્યું શોભે શરિર, વસે માંહિ ગંદવાડ. ૧૯.

---

## પોતે પોતાનું કામ કરી લેવા વિશે.

દોહરા.

અંતરમાં ઈશ્વર ધરી, પ્રેમે કરી પ્રણામ;
શુભ ભાસે તે સર્વદા, કર તું તારૂં કામ. ૧.

કોઈ વખાણે વિશ્વમાં, કોઈ કરે બદનામ;
તેની તો ચિંતા તજી, કર તું તારૂં કામ. ૨.
પ્રથમ વિચારિ તપાસિજ્જે, પોતે તું પરિણામ;
શુભ ફળ દાયક સંભવિત, કર તું તારૂં કામ. ૩.
સ્વભાવ જૂદા સર્વના, તે નહિ મળે તમામ;
કોસારૂં નરસું કહે, કર તું તારૂં કામ. ૪.
બહુ ધન ખરચી બાંધિયે, ધરણી ઉપર ધામ;
કોઈ ઊંચું નીચું કહે, કરતું તારૂં કામ. ૫.
ભલા કુવાને પણ ભલો, ગણે ન સઘળું ગામ;
કહે કો પહોળો સાંકડો, કરતું તારૂં કામ. ૬.
સજ્જનતણી સલાહ લૈ,-ઠીક કરી મન ઠામ;
ભાસે જે તુજને ભલું, કરતું તારૂં કામ. ૭.
પ્રારંભ્યું પૂરૂં કરી, વળતી લે વિશ્રામ;
વચમાં વાત ન સાંભળિશ, કરતું તારૂં કામ. ૮.
આળસ તજી અહોનિશા, હઈડે રાખી હામ;
સર્વેનું શુભ ચાહિને, કરતું તારૂં કામ. ૯.
કોઈ મુરબ્બી માનશે, ગણશે કોઈ ગુલામ;
હરખ.શોક તેનો તજી, કરતું તારૂં કામ. ૧૦.
જે મોટાનાં માનવી, તે શું દેશે દામ;
ઈશ્વરની આશા ધરી, કરતું તારૂં કામ. ૧૧.
સલાહ સારી સર્વદા, દેછે દલપતરામ;
નિર્મળ મન નિશ્ચય કરી, કરતું તારૂં કામ. ૧૨.
તેજ તમારૂં જાણજો, કીધું જે શુભ કામ;
પછિ બીજા પૃથ્વી વિશે, દાટ્યા રહેશે દામ. ૧૩.
પ્રભુની ચહાય પ્રસંનતા, કરે તેજ શુભ કામ;
કાં કીર્તિભૂખ્યો કરે, નિશ્ચળ રહેવા નામ. ૧૪.
નિંદા સ્તુતી નવ ગણો, કરો આપ શુભ કાજ;
કર્યા જાયછે કામનિજ, જેમ મેહ રવિ રાજ. ૧૫

ચોકી બંધ સવૈયો.

વાર તમે તલભાર કરો ન, સદાશુભ કામ ધરો કરવા;
વાર કરો ધરિ દીનજનોનિ, કરો જન કષ્ટથકી નરવા;
વાર નકી થઈછે વચમાં, તઈયારિ થઈ ફરતા મરવા;
વારમવાર કહે દલપત્ત, ચઢો ભવતીર તમે તરવા. ૧૬.




ઈંદ્રવિજય છંદ.

પ્રાણિ વિચાર પ્રલંબ કરી કરિ, કામ ઘણાં કરવા ઉરધારે;
આયુષ આમ તમામ જશે વહિ, કામ કર્યાંનું કરીશજ ક્યારે;
જાવું પડે પછિ રાત પ્રભાત, જમાત મળે જમ દૂતનિ જ્યારે;
કામ ભલાં દલપત્ત કહે કર, જે કર તે કર આજ અત્યારે. ૧૭.

નામ કામનાં શું ગણો, કરી બતાવો કામ;
પુત્ર હજી તો પેટમાં, આગળથી શું નામ. ૧૮.

મનહર છંદ.

ઢોંગ ધરી દુનિયામાં દેખાડવું ભલું હોળ,
એવી તો સંસાર વિશે સૌને સમજણ છે;
પોતાની તપાસ્યાવિના ભાખવી બીજાની ભૂલ,
એ વિદ્યાથી ભૂતળમાં ભાગ્યેજ અભણ છે;
ભલાં ભલાં ભાષણોથી ભાખીતો શકાય પણ,
કરી ન શકાય એજ એક અડચણ છે;
કહે દલપતરામ કહેવું સરસ કામ,
કહેવું તેવું કરી દેખાડવું કઠણ છે. ૧૯.

## પરોપકાર કરવા વિશે.

કુંડળીઆ—ભુજંગી છંદ.

રાખી દયા હૃદય વિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજછે, સર્વ ધર્મનો સાર;
બધા ધર્મનો સારમાં સાર એછે,
કથા વારતા ગ્રંથકારો કહેછે;
શિખી સાંભળીને જુઓ શબ્દ સાંખી[1],
બનો ઉપકારી દયા દીલ રાખી. ૧.
સર્વ લોકો છે સગા, પિતા એકનું પેટ;
એ સઉમાંથી એક પણ, નથી પરાયો નેટ;
પરાયો નથી નેટ એ મર્ત્ય એકે,
વડી બુદ્ધિ લાવી વિચારો વિવેકે;
ગયું જ્ઞાનનું ભાન અત્યંત ગર્વે,
સગાઈ જુનીથી ગયા લોક સર્વે. ૨.
પ્રીતી જેવી પૂત્ર પર, ભ્રાત ઉપર જે ભાવ;
સ્નેહ તેહવો સર્વ પર, કરવા કરો ઠરાવ;
ઠરાવો સદા સ્નેહ સૌ લોક સાથે,
મયા રાખજો માનવી માત્ર માથે;
રૂડી જાણજો અંતરે એજ રીતી,
પુરી રાખજો પુત્રની તુલ્ય પ્રીતી. ૩.
પામે પીડ પુત્ર તો, તાત ધરે સંતાપ;
પિતા અધિક પસ્તાયજો, પુત્ર કરે બહુ પાપ;
બહુ પાપ જો આદરે પૂત્ર પાપી,
તજી દે નહીં તાત તેને તથાપી;
રૂડું એહનું ઈચ્છશે સર્વ હાને,
પિતા શોચશે જો પિડા પૂત્ર પામે. ૪.
એજ રિતે જન અખિલનું, ઈચ્છો રૂડું આપ;
તરત કરો જયમ તેહના, સર્વ ટળે સંતાપ;
ટળે સર્વ સંતાપ સર્વે પ્રજાના,
મહા વૈભવો ભોગવે તે મજાના;
સદા કાળ શોભે સમૃદ્ધી સહી તે,
રૂડું અંતરે ઇચ્છજો એજ રીતે. ૫.
દુખ દેખિ દિલ ધરિ દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકળ કુરબાન;
કરો સર્વ કુર્બાનને કષ્ટ કાપો,
નિરાશ્રીતને આશરો નિત્ય આપો;
રૂડા જન્મનો સારમાં સાર લેખી,
દયા રાખજો દીલમાં દુઃખિ દેખી. ૬.
આપ વિચારો આપનું, દેહતણું જે દુઃખ;
સમજો તેવું સર્વને, દેહ દુઃખ કે સુખ;
અરે દુઃખ કે સૂખ સર્વેનું એવું,
લગારે નહીં ન્યૂન ધારીજ લેવું;
તથા ચિત્ત ચાતુરિ ધિક્કાર વ્યાપે,
વિચારી જુઓ આપનું ચિત્ત આપે. ૭.
સદા સર્વને માનદ્યો, કદિ ન કરો અપમાન;
આપે જે અપમાનતર, નરી એજ નાદાન;
નરી એજ નાદાનની જાત નીચી,
મુખે બોલશે બોલ જે આંખ મીચી;
નહીં લાયકી એ થકી લેખિ લેજો,
સદા સર્વને આપ સન્માન દેજો. ૮.
જુઓ સર્વ સૃષ્ટી વિષે, નજર કરીને નિત્ય;
મનુષ્યપર મહારાજની, સૌથી પૂરી પ્રીત;
પૂરી પ્રીત સૌથી મનુષ્યોજ પામ્યાં,
જુઓ જે થકી જુક્તિએ ખુબ જામ્યાં;
દયાવંત તે ઉપરે દેવ દૃષ્ટી,
તપાશી તમે તો જુઓ સર્વ સૃષ્ટી. ૯.
તે માટે સજ્જન તમે, જન પરપૂરણ પ્યાર;
રાખો તો પ્રભુ રીઝશે, કૃપા સિંધુ કર્તાર;
કૃપા સિંધુ કર્તાર ભર્તાર રીઝે,
નહીં તો અરે ખાત તે ખૂબ ખીજે;
કહુંછું કથા તે વૃથા જાય વાટે,
સુણો સજ્જનો સૌ તમો તેજ માટે. ૧૦.

[1] સાંખી—સાખી.

તમે પ્રીત તે ઉપરે, રાખો રૂડી રીત;
તોતે જન તમ ઉપરે, પુરી રાખશે પ્રીત:
પુરી રાખશે પ્રીત તે રીત રૂડી,
કશી એ વિષે વાત એકે ન કૂડી;
ચતુરાઇથી પ્રીતનો સ્વાદ ચાખો,
તમે પ્રીત તે ઉપરે રોજ રાખો. ૧૧.

ઇચ્છે ભુંડું આપણું, કદિ અજ્ઞાની કોઈ;
તોપણ તે જનનું તમે, જરૂર રિઝા સુખ જોઈ;
રિઝા સૂખ જોઈ તથા તોય તેનું,
કદી ઇચ્છશોમાં દિલે કષ્ટ કેનું;
પુરા હોય તે તો નકી એમ પ્રીછે,
ભલે કોઈ જો આપણું ભુંડું ઇચ્છે. ૧૨.

સુખ પામે સઘળી પ્રજા, આ ઇશ્વર એ આપ:
હેતૂ કે શત્રૂ હજો, પણ થાજો નિષ્પાપ;
થજો સર્વ નિષ્પાપ સત્કર્મ પામી,
કશી વાત કેરી રહેશો ન ખામી;
રૂદેની રૂચી ખોલિ દલપત્તરામે,
પ્રજા સર્વ સારી રિતે સૂખ પામે. ૧૩.

સર્વતો ભદ્રચક્ર પ્રબંધ.—સવૈયા ૪૮.

પર કામ કરો મન પ્રેમ ભરી, ભજિ પ્રાણપતી શુર વીર ઠરી;
નર હામ ધરો જન એમ કરી, સજિ જાણ મતી દુર શીર કરી;
થર ઠામ ઠરો ધન જેમ ઝરી, ગજિ બાણ ગતી પુર નીર તરી;
કર આમ ભરો તન નેમ ધરી, તજિ તાણ અતીઉર ધીર ધરી.૧૪.

પર | કામ | કરો | મન | પ્રેમ | ભરી | ભજિ | પ્રાણ | પતી | શુર | વીર | ઠરી | નર | હામ | ધરો | જન | એમ | કરી | સજિ | જાણ | મતી | દુર | શીર | કરી | થર | ઠામ | ઠરો | ધન | જેમ | ઝરી | ગજિ | બાણ | ગતી | પુર | નીર | તરી | કર | આમ | ભરો | તન | નેમ | ધરી | તજિ | તાણ | અતી | ઉર | ધીર | ધરી

આ ચક્રમાંથી જ્યાંથી વાંચો ત્યાંથી સવૈયા
વંચાશે અને જુદા જુદા અડતાળીસ
સવૈયા વંચાશે. તેમાંના થોડાક
દાખલા આ નીચે લખ્યાછે;
અને તેમાંનો પહેલા
પ્રકારનો આ ચક્ર
ઉપર લખ્યો
છે.

સવૈયો ૨ જો.

કામ કરો મન પ્રેમ ભરી, ભજિ પ્રાણ પતી શુરવીર ઠરી નર;
હામ ધરો જન એમ કરી, સજિ જાણ મતી દુર શીર કરી થર;
ઠામ ઠરો ધન જેમ ઝરી, ગજિ બાણ ગતી પુર નીર તરી કર;
આમ ભરો તન નેમ ધરી. તજિ તાણ અતી ઉર ધીર ધરી પર. ૨

૩ જો.

કરો મન પ્રેમ ભરી ભજિ, પ્રાણ પતી શુર વીર ઠરી નર હામ;
ધરો જન એમ કરી સજિ, જાણ મતી દુર શીર કરી થર ઠામ;
ઠરો ધન જેમ ઝરી ગજિ, બાણ ગતી પુર નીર તરી કર આમ;
ભરો તન નેમ ધરી તજિ, તાણ અતી ઉર ધીર ધરી પર કામ. ૩.

૪ થો.

મન પ્રેમ ભરી ભજિ પ્રાણ પતી, શુર વીર ઠરી નર હામ ધરો;
જન એમ કરી સજિ જાણ મતી, દુર શીર કરી થર ઠામ ઠરો;
ધન જેમ ઝરી ગજિ બાણ ગતી, પુર નીર તરો કર આમ ભરો;
તન નેમ ધરી તજિ તાણ અતી, ઉર ધીર ધરો પર કામ કરો. ૪.

અર્થ.

ઉપર લખેલા પહેલા સવૈયાનો અર્થ આ નીચે લખ્યો છે; તેના આધારથી તેમાંના બીજા સવૈયાઓનો અર્થ પણ સમજનારને સમજી શકાશે.

"મનમાં પ્રેમ ભરીને પારકાં-કામ એટલે પરોપકારી કામ કરો;
વળી શુર વીર ઠરીને પ્રાણના પતી જે પરમેશ્વર તેને ભજીને;

હે માણસો જન જાતી પામીને એમ એટલે બતાવ્યા પ્રમાણે કરીને હિમત ધરો; અને સુજાણ બુદ્ધિ સજીને, માથું દૂર મુકીને, એટલે જેમ, શુર વીર માથું દૂર મુકીને હિમતનું કામ કરેછે; મતલબકે માથાની ફીકર રાખ્યાવગર લડેછે, તેમ વળી વરસાદની પેઠે ઉદારતાથી ઝરીને એટલે દાન કરીને થર એટલે સ્થીર અચળ ઠેકાણે સ્વર્ગમાં ઠરો; અને બાણના જેવી ગતીથી ગર્જના કરીને સંસાર'સમુદ્રના નીરનું પુર તરીને, "અચળ થાઓ" શરીરે નિયમ ધરીને, આવી રીતનો ઈશ્વરી કર એટલે વેરો ભરો, બીજી ઘણી તાણ ખેંચ તજીને મનમાં ધીરજ ધરીને એમ કરો."

દોહરા.

એજ વિચાર ઘણો વડો, એજ વડો આચાર;
માણસ માત્રે મન ધરી, કરવો પરોપકાર. ૧૫.
પરમેશ્વરનો પામવા, ઈચ્છો પ્રેમ અપાર;
નેહ ધરી નર નારિયો, કરો ગુપ્ત ઉપકાર. ૧૬.
જપ તપ તીરથ વૃત નિયમ, સૌ સાધારણ ધર્મ;
પરોપકાર કરો સદા, એજ ધર્મનો મર્મ. ૧૭.
લાયક આશિષ લોકની, વિશેષ જાય ન વ્યર્થ;
આશિષ ઓષડ ફારશી, એક શબ્દનો અર્થ. ૧૮.

છપ્પો.

અતિશય બની ઉદાર, કરો પ્રીતે પરમારથ;
બેશ બિજો વ્યવહાર, એજ સાચોછે સ્વારથ;
રીઝે જગતો રાય, થાય નાણું જો થોડે;
નહીં રહે કશું ન્યૂન, પુણ્ય ફળશે પર લોકે;
ટપકે ટપકે સરવર ભરે, પાળ કાંકરે કાંકરે;
હિમત ધરિ હાથો હાથથી, નાંખો કણ નવ ઠાંકરે. ૧૯.

દોહરા.

લાભ લિધો પર લોકનો, ધર્યું અવીચળ ધામ;
પ્રીતે પર ઉપકારનાં, કીધાં જેણે કામ. ૨૦.
માન તરત કદિ નવ મળે, તો તેથી શું થાય;
બેડ ખરી શુભ કામની, તે નિષ્ફળ નવ જાય. ૨૧.

---

## કોઈનું ભલું કરવાથી પ્રભુ રીઝેછે.

દોહરા.

કરિયે સારૂં કોઈનું, એજ ધર્મનું કર્મ;
બીજા કલ્પિત ધર્મછે, મનમાં સમજો મર્મ. ૧.
તે માટે મનમાં તમે, કરજો પ્રથમ વિચાર;
આ કરવાથી કેટલો, થાશે પરોપકાર. ૨.

હરિગીત છંદ.

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો ધર્મ જાણીને ધર્યો,
વૈરાગ્યથી વસ્તી મજીને વન વિષે જૈને વશ્યો;
ભગવાં ધરીને ભટકતો રહિ પેટ ભીખીને ભર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૩.
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું આહિ ગોમય ચોળિને,
તેં પંચ ગવ્ય વિશેષ પાસન કીધ ઘોળી ઘોળિને;
આહાર એકજ વાર કરવો એવું વૃત તેં આચર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૪.
તેં હોમ હવન ઘણા કર્યાં ઘી હુતનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદિને ન્હવાવ્યાં દૂધ દહિ ગાયોતણાં;
બહુ વર્ષ મુખ મુનિ વૃત ધર્યું તે ઠીક તુજ મનમાં ઠર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૫.
તેં નવ નવાં નૈ-વેદ કરિને તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસને એકાસણાં કરિ દેહને બહુ તેં દમ્યો;
ખાટો ખાણીને કરિયું જે અન્ન જમતાં ઉગર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૬.
તેં પ્રાર્થના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચારિને,
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત નિત્ય નિયમો ધારિને;

ગદ ગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસૂ ઝર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૭.
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહીં રજમાત્રતેં,
પણ ભક્તિપર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્રતેં;
તે વગર વાદવિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૮.

દોહરા.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯.
કરો સુધારો દેશનો, જન સુખ લે સૌઠામ;
ધર્મ જાણિ મનમાં ધરો, એવું ઉત્તમ કામ. ૧૦.

इति इश्वर तथा धर्मसंबंधी प्रकरण.

# प्रकरण ६ ठुं.

## સંસ્થાન સુધારા વિષે.

દોહરો.

જે સંસ્થાનો ચિત ચડયાં, હવે કહું આ ઠામ;
સંક્ષેપે વર્ણન કરૂં, સહિત સુધારા કામ. ૧.

હરિગીત છંદ.

વઢવાણ, રણમલસર તથા, મેવાસ મોટું રાન છે;
વળિ કહું અમદાવાદમાં, જેજે સુધારા સ્થાન છે;
વળિ ગુર્જરી વાણી વિલાપન, કોડથી તેમાં કવું;
શુભ ભરૂચ સંગ્રહસ્થાન, મુંબઈ સહિત સાગર વર્ણવું. ૨.

### વઢવાણ વિષે.

ઉપજાતિ વૃત્ત.

॥ श्री वर्धमानाधिप राजसिंहो, यो सौ महाराण पदं बिभर्ति ॥
॥ स चंद्रसिंहेन सुतेन सार्द्धं, बुधेन पूर्णेंदु रिवास्ति राज्ये ॥ १ ॥

ચંદ્રાવળા છંદ.

સોરઠ દેશતણે શીમાડે, વડું શેહેર વઢવાણ;
રાજ સિંહજી રાજ કરેછે, મહિપતિ તે મકવાણ;
મહિપતિ તે મકવાણા વંશી, ચંદ્ર સિંહ સુત સૂરજ અંશી;
વાસ કવીનો નાગર વાડે, સોરઠ દેશતણે શીમાડે. ૨.
ભાગોળે નદિ ભોગવતી છે, તેને દક્ષિણ તીર;
જૈન ધરમના જ્યાં મહા જોગી, વિચર્યા શ્રી મહાવીર;
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતિ થઈ રાણક દેવડિ રાણી;
જ્યાં જાકતી બહુ જોગવતી છે, ભાગોળે નદિ ભોગવતી છે. ૩.
પાટણ પુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરની વાર;
રાખેંગાર જીરણઘઢરાજ, એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિદ્ધરાજે;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૪.
વળતી રાય કરણ વાઘેલે, પાટણને પ્રથિવીશ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બખશીશ;
બહુ ગામો બક્ષીશજ આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી;
ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલે. ૫.
માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ ખાસ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશ પણેછે, ગણતીમાં જન જૂનિ ગણેછે;
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૬.
કુળ દીપક દુર્લ્લભજી કેરો, નારદ જેનું નામ;
કારભાર શ્રીકાર કરેછે, ગુણિયલ કીધું ગામ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી;
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળ દીપક દુર્લ્લભજી કેરો. ૭.

દોહરા.

મહાવીરની વારનું. ભોગાવાનું દુખ[1];
પૂલ રચાવી ટાળિયું, સૌને કીધું સુખ. ૮.
વળી કરાવ્યું સ્કૂલનું, મોટું સરસ મકાન;
બિજી ઈમારત બહુ કરી, શોભાવ્યું સંસ્થાન. ૯.

[1] ભોગાવાની રેતીમાં ભાર ખેંચવાથી બળદો મરી જતા હતા, તેનો દાખલો આજથી ૨,૨૦૦ વર્ષ ઉપર થયેલા મહાવીર સ્વામીના વખતનો જૈન શાસ્ત્રમાં લખેલો છે.

ચંદ્રાવળા.

સામ વેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ;
જન્મથકી વસિયો નિજજાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળિ આઠ વધારે;
એટલિ ઉમર એ સ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી. ૧૦.

મનહર છંદ.

અરે માધાવાવ તારૂં વિશ્વમાં વધાયું માન,
શોભીતી બનાવી તને સારી શણગારી છે;
લાખ ધન ખર્ચી તને લાયક લાખેણી કરી,
તેણે જાણ્યું હશે જે જરૂર તુંતો સારી છે;
કેટલાંક વર્ષ જતાં નીવડી તું એવી કેવી,
ખારીસી જણાઈને ગણાઈ ખૂબ ખારીછે;
કહે દલપતરામ ખર્ચત ન વ્યર્થ દામ,
ખર્ચનારે જાણ્યું હોત ખારી તું થનારીછે. ૧૧.

દોહરા.

બહુ ખ્યાત વઢવાણ છે, સાગર સરખું શહેર;
ઉપજી એમાં એક દિન, આ આનંદ લહેર. ૧૨.
બકરા ને પાડાતણું, દેવીને બળિદાન;
દેવાતું દસરા દિને, બંધ[1] કર્યું તે સ્થાન. ૧૩.
મહિપતિ મકવાણા કુળે, રૂડા દાજી રાજ;
કુમાર વયમાં કોડથી, કીધું ઉત્તમ કાજ: ૧૪.
રૈયત રાજી રાખવા, વહેમ તજ્યો આ વાર;
બહુ રાજી થૈ બોલિયા, જન સૌ જેજેકાર. ૧૫.
કાલભા નામે કહું, ભલા અવર છે ભાઈ;
લાયક લક્ષ્મણ રામ સમ, ગુણિયલ જોડ ગણાઈ. ૧૬.
પાપ કર્મને પરહરે, ધરે ધર્મ ધરિ ધીર;
સદા કરે સત્કર્મને, વહેમ ન રાખે વીર. ૧૭.
કરે પ્રભૂ ચહતી કળા, પામો સુજસ પ્રકાશ;
રૈયત ને રાજાતણી, ઇશ્વિર પૂરે આશ. ૧૮.

નારાચ છંદ.

કરે રવી વિનાશ જેમ ઓસ અંધકારનો,
પડે પ્રકાશ તેમ જો વિદ્યાતણા વિચારનો;
વહેમનો વિનાશ થાય છેક અલ્પ વારમાં,
સુ રીતથી જણાય ભેદ સાર ને અસારમાં. ૧૯.
થયો નરેશ જ્ઞાનવાન વર્ધમાન પૂરનો,
ગુણગ્રાહી તજ્યો વહેમ ધારિ ધર્મ શૂરનો;
પ્રતાપવંત આપ તે પ્રજાનિ પ્રીત પામિયો,
સુકીર્તિનો પ્રકાશ આશપાશ દેશ જામિયો. ૨૦.
નરેશ દાજીરાજ આજ કાજ જે રૂડું કર્યું,
વધી વિશેષ લાજ ચિત્ત સૌ સમાજનું ઠર્યું;
સુણો પ્રજાજનો કૃપાળુ દેવ પાસ સૌ કહો,
સુ પુત્ર ચંદ્રસિંહજીતણા સદા સુખી રહો. ૨૧.

હરિગીત છંદ.

હણિ વ્હેમ રૂપી વાઘ ઉન્મત, ત્રાસ ટાળ્યો અજતણો;
તેમજ ગરિબના ત્રાસ ટાળી, જુલમને જલદી હણો;
જે જે વિચારી તે તમારી, પ્રભુપુરે મન કામના;
સુખ સાજને બહુ રાજ પામો, રાય દલપતરામના. ૨૨.

મનહર છંદ.

વિમળ વાધેલા વંશ કહિયે કૈલાશ જેવો,
એથી ઉપજેલી જે ગંગાજી જેવી આજછે;
મકવાણા વંશ રૂપી મળી મહાસાગરમાં,
લાખ ગણી લોકમાં વધારી વડી લાજછે;
ચોખું નિરમળ ચિત્ત પુન્ય દાનપર પ્રીત,
કોડથી કરેલાં જેણે ધરમનાં કાજછે;
ભૂપ ભાવસીંહતણાં પરમ પવિત્ર પુત્રી,
સતિ શિરતાજ આજ રૂડાં માજીરાજછે. ૨૩.
મોતી મહેરાણતણાં મુલકમાં માન પામે,
મોટી કીર્તિ તો તેથી દિસેછે મેહેરાણની;
હીરા જો હજાર ગાઉ હેમમાં જડાય જઈ,
ખરેખરી કીર્તિ તો તેથી હીરાની ખાણની;
ભાણનાં કિરણ ભુમિ મંડળમાં ભાસે ભલાં,
ભલાઈ તો તેથી ભાસેછે વિશેષ ભાણની;
દેશમાં વિશેષ માન પામે દલપત તેથી,
વઢવાણનાથની વડાઈ વઢવાણની. ૨૪.

દોહરા.

ચિતમાં નિત ચિંતન કરૂં, ધરિ ઉર હરિનું ધ્યાન;
દિનદિન દાજીરાજનું, ભલું કરે ભગવાન. ૨૫.
જસ પામો જીવો ઘણું, કરી સુધારા કાજ;
કરે કૃષ્ણ ચઢતી કળા, દિન દિન દાજીરાજ. ૨૬.

ઉપજાતિ વૃત્ત.

વધી વિશેષે પસરાય વેલો, આધાર રાખે સ્થળ જ્યાં ઉગેલો;
ભૂલૂં નહિ તેમજ જન્મ ભૂમી, ઘણે સ્થળે ઉદ્યમ કાજ ઘૂમી. ૨૭.

[1] સને ૧૮૭૬ માં.

ગદ ગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસૂ ઝર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૭.
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહીં રજમાત્રતે,
પણ ભક્તિપર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્રતે;
તે વગર વાદવિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૮.

દોહરા.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯.
કરો સુધારો દેશનો, જન સુખ સે સોટાસ;
ધર્મ જાણિ મનમાં ધરો, એવું ઉત્તમ કામ. ૧૦.

इति इश्वर तथा धर्मसंबंधी प्रकरण.

# प्रकरण ६ ठुं.

## સંસ્થાન સુધારા વિષે.

દોહરો.

જે સંસ્થાનો ચિત ચડ્યાં, હવે કહું આ ઠામ;
સંક્ષેપે વર્ણન કરૂં, સહિત સુધારા કામ. ૧.

હરિગીત છંદ.

વઢવાણ, રણમલસર તથા, મેવાસ મોટું રાન છે;
વળિ કહું અમદાવાદમાં, જેજે સુધારા સ્થાન છે;
વળિ ગુર્જરી વાણી વિલાપન, કોડથી તેમાં કવું;
શુભ ભરૂચ સંગ્રહસ્થાન, મુંબઈ સહિત સાગર વર્ણવું. ૨.

### વઢવાણ વિષે.

उपजाति वृत्त.

॥श्री वर्धमानाधिप राजसिंहो, यो तौ महागण पदांबि भर्ति॥
॥स चंद्रसिंहेन सुतेन सार्द्ध, नृपेन पूर्णे दु रिवास्ति राज्ये॥१॥

ચંદ્રાવળા છંદ.

સોરઠ દેશતણે શીમાડે, વડું શેહેર વઢવાણ;
રાજ સિંહજી રાજ કરેછે, મહિપતિ તે મકવાણ;
મહિપતિ તે મકવાણા વંશી, ચંદ્ર સિંહ સુત સૂરજ અંશી;
વાસ કવીનો નાગર વાડે, સોરઠ દેશતણે શીમાડે. ૨.
ભાગોળે નદિ ભોગવતી છે, તેને દક્ષિણ તીર;
જૈન ધરમના જ્યાં મહા જોગો, વિચર્યા શ્રી મહાવીર;
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતિ થઈ રાણક દેવડિ રાણી;
જ્યાં જાકતી બહુ જોગવતી છે, ભાગોળે નદિ ભોગવતી છે. ૩.
પાટણ પુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરનો વાર;
રાખેંગાર જીરણઘઢરાજા, એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિદ્ધરાજે;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૪.
વળતી રાય કરણ વાઘેલે, પાટણને પ્રથિવીશ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બખશીશ;
બહુ ગામો બક્ષીશજ આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી;
ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલે. ૫.
માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશ પણેછે, ગણતીનાં જન જાતિ ગણેછે;
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૬.
કુળ દીપક દુર્લભજી કેરો, નારદ જેનું નામ;
કારભાર શ્રીકાર કરેછે, ગુણિયલ કીધું ગામ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી;
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળ દીપક દુર્લભજી કેરો. ૭.

દોહરા.

મહાવીરની વારતું, ભોગાવાનું દુખ[1];
પૂલ રચાવી ટાળિયું, સૌને કીધું સુખ. ૮.
વળી કરાવ્યું સ્કૂલનું, મોટું સરસ મકાન;
બિજી ઈમારત બહુ કરી, શોભાવ્યું સંસ્થાન. ૯.

[1] ભોગાવાની રેતીમાં ભાર ખેંચવાથી બળદો મરી જતા હતા, તેનો દાખલો આજથી ૨૨૦૦ વર્ષ ઉપર થયેલા મહાવીર સ્વામીના વખતનો જૈન શાસ્ત્રમાં લખેલો છે.

ચંદ્રાવળા.

સામ વેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ;
જન્મથકી વસિયો નિજજાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળિ આઠ વધારે;
એટલિ ઉમર એ સ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી. ૧૦.

મનહર છંદ.

અરે માધાવાવ તારૂં વિશ્વમાં વધાર્યું માન,
શોભીતી બનાવી તને સારી શણગારી છે;
લાખ ધન ખર્ચી તને લાયક લાખેણી કરી,
તેણે જાણ્યું હશે જે જરૂર તું તો સારી છે;
કેટલાંક વર્ષ જતાં નીવડી તું એવી કેવી,
ખારીલી જણાઇને ગણાઈ ખૂબ ખારીછે;
કહે દલપતરામ ખર્ચત ન વ્યર્થ દામ,
ખર્ચનારે જાણ્યું હોત ખારી તું થનારીછે. ૧૧.

દોહરા.

વડું ખ્યાત વઢવાણ છે, સાગર સરખું શાહેર;
ઉપજી એમાં એક દિન, આ આનંદ લહેર. ૧૨.
બકરા ને પાડાતણું, દેવીને બળિદાન;
દેવાતું દસરા દિને, બંધ[1] કર્યું તે સ્થાન, ૧૩.
મહિપતિ મકવાણા કુળે, રૂડા દાજી રાજ;
કુમાર વયમાં કોડથી, કીધું ઉત્તમ કાજ: ૧૪.
રૈયત રાજી રાખવા, વ્હેમ તજ્યો આ વાર;
બહુ રાજી થૈ બોલિયા, જન સૌ જેજેકાર. ૧૫.
કાલૂભા નામે કહું, ભલા અવર છે ભાઈ;
લાયક લક્ષ્મણ રામ સમ, ગુણિયલ જોડ ગણાઈ. ૧૬.
પાપ કર્મને પરહરે, ધરે ધર્મ ધરિ ધીર;
સદા કરે સત્કર્મને, વહેમ ન રાખે વીર. ૧૭.
કરે પ્રભૂ ચડતી કળા, પામો સુજસ પ્રકાશ;
રૈયત ને રાજાતણી, ઈશ્વર પૂરે આશ. ૧૮.

નારાચ છંદ.

કરે રવી વિનાશ જેમ ઓસ અંધકારનો,
પડે પ્રકાશ તેમ જો વિદ્યાતણા વિચારનો;
વહેમનો વિનાશ થાય છેક અલ્પ વારમાં,
સુ રીતથી જણાય ભેદ સાર ને અસારમાં. ૧૯.
થયો નરેશ જ્ઞાનવાન વર્ધમાન પૂરનો,
સુબુદ્ધિથી તજ્યો વહેમ ધારિ ધર્મ શૂરનો;
પ્રતાપવંત આપ તે પ્રજાનિ પ્રીત પામિયો,
સુકીર્તિનો પ્રકાશ આશપાશ દેશ જામિયો. ૨૦.
નરેશ દાજીરાજ આજ કાજ જે રૂડું કર્યું,
વધી વિશેષ લાજ ચિત્ત સૌ સમાજનું ઠર્યું;
સુણો પ્રજાજનો કૃપાળુ દેવ પાસ સૌ કહો,
સુ પુત્ર ચંદ્રસિંહજીતણા સદા સુખી રહો. ૨૧.

હરિગીત છંદ.

હણિ વ્હેમ રૂપી વાઘ ઉન્મત, ત્રાસ ટાળ્યો અજતણો;
તેમજ ગરિબના ત્રાસ ટાળી, જુલમને જલદી હણો;
જે જે વિચારી તે તમારી, પ્રભુપુરે મન કામના;
સુખ સાજને બહુ રાજ પામો, રાય દલપતરામના. ૨૨.

મનહર છંદ.

વિમળ વાઘેલા વંશ કહિયે કૈલાશ જેવો,
એથી ઉપજેલી જે ગંગાજી જેવી આજછે;
મકવાણા વંશ રૂપી મળી મહાસાગરમાં,
લાખ ગણી લોકમાં વધારી વડી લાજછે;
ચોખું નિરમળ ચિત્ત પુન્ય દાનપર પ્રીત,
કોડથી કરેલાં જેણે ધરમનાં કાજછે;
ભૂપ ભાવસીંહતણાં પરમ પવિત્ર પુત્રી,
સતિ શિરતાજ આજ રૂડાં માજીરાજછે. ૨૩.
મોતી મહેશાણાતણાં મુલકમાં માન પામે,
મોટી કીર્તિ તો તેથી દિસેછે મેહેશાણની;
હીરા જો હજાર ગાઉ હેમમાં જડાય જઈ,
ખરેખરી કીર્તિ તો તેથી હીરાની ખાણની;
ભાણનાં કિરણ ભુમિ મંડળમાં ભાસે ભલાં,
ભલાઈ તો તેથી ભાસેછે વિશેષ ભાણની;
દેશમાં વિશેષ માન પામે દલપત તેથી,
વઢવાણનાથની વડાઈ વઢવાણની. ૨૪.

દોહરા.

ચિતમાં નિત ચિંતન કરૂં, ધરિ ઉર હરિનું ધ્યાન;
દિનદિન દાજીરાજનું, ભલું કરે ભગવાન. ૨૫.
જસ પામો જીવો ઘણું, કરી સુધારા કાજ;
કરે કૃષ્ણ ચઢતી કળા, દિન દિન દાજીરાજ. ૨૬.

ઉપજાતિ વૃત્ત.

વધી વિશેષે પસરાય વેલો; આધાર રાખે સ્થળ જ્યાં ઉગેલો;
ભૂલું નહિ તેમજ જન્મ ભૂમી, ઘણો સ્થળે ઉદ્યમ કાજ ઘૂમી. ૨૭.

[1] સને ૧૮૭૬ માં.

ગદ ગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસૂ ઝર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૭.
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહીં રજમાત્રતે,
પણ ભક્તિપર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્રતે;
તે વગર વાદવિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂં કોનું શું કર્યું. ૮.

દોહરા.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯.
કરો સુધારો દેશનો, જન સુખ લે સૌઠામ;
ધર્મ જાણિ મનમાં ધરો, એવું ઉત્તમ કામ. ૧૦.

इति इश्वर तथा धर्मसंबंधी प्रकरण.

# प्रकरण ६ ठुं.

## સંસ્થાન સુધારા વિષે.

દોહરો.

જે સંસ્થાનો ચિત ચઢયાં, હવે કહું આ ઠામ;
સંક્ષેપે વર્ણન કરૂં, સહિત સુધારા કામ. ૧.

હરિગીત છંદ.

વઢવાણ, રણમલસર તથા, મેવાસ મોટું રાન છે;
વળિ કહું અમદાવાદમાં, જેજે સુધારા સ્થાન છે;
વળિ ગુર્જરી વાણી વિલાપન, કોડથી તેમાં કવું;
શુભ ભરૂચ સંગ્રહસ્થાન, મુંબઈ સહિત સાગર વર્ણવું. ૨.

### વઢવાણ વિષે.

ઉપજાતિ વૃત્ત.

॥ श्री वर्धमानाधिप राजसिंहो, यो सौ महागाण पदंवि भर्ति ॥
॥ स चंद्रसिंहेन सुतेन सार्द्ध, बुधेन पूर्णे दु रिवास्ति राज्ये ॥१॥

ચંદ્રાવળા છંદ.

સોરઠ દેશતણે શીમાડે, વડું શેહેર વઢવાણ;
રાજ સિંહજી રાજ કરેછે, મહિપતિ તે મકવાણ;
મહિપતિ તે મકવાણા વંશી, ચંદ્ર સિંહ સુત સૂરજ અંશી;
વાસ કવીનો નાગર વાડે, સોરઠ દેશતણે શીમાડે. ૨.
ભાગોળે નદિ ભોગવતી છે, તેને દક્ષિણ તીર;
જૈન ધરમના જ્યાં મહા જોગી, વિચર્યા શ્રી મહાવીર;
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતિ થઈ રાણક દેવડિ રાણી;
જ્યાં જુકતી બહુ જોગવતી છે, ભાગોળે નદિ ભોગવતી છે. ૩.
પાટણ પુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરની વાર;
શાર્ખંગાર જીરણધઢરાજા, એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિદ્ધરાજે;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૪.
વળતી રાય કરણ વાઘેલે, પાટણને પ્રથિવીશ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બખશીશ;
બહુ ગામો બક્ષીશજ આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી;
ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલે. ૫.
માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ ખાસ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશ પણેછે, ગણતીમાં જન જૂનિ ગણેછે;
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૬.
કુળ દીપક દુર્લભજી કેરો, નારદ જેનું નામ;
કારભાર શ્રીકાર કરેછે, ગુણિયલ કીધું ગામ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વરતી વળી વિશેષ વધારી;
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળ દીપક દુર્લભજી કેરો. ૭.

દોહરા.

મહાવીરની વારનું, ભોગાવાનું દુખ[1];
પૂલ રચાવી ટાળિયું, સૌને કીધું સુખ. ૮.
વળી કરાવ્યું સ્કૂલનું, મોટું સરસ મકાન;
બિજી ઈમારત બહુ કરી, શોભાવ્યું સંસ્થાન. ૯.

[1] ભોગાવાની રેતીમાં ભાર ખેંચવાથી બળદો મરી જતા હતા, તેનો દાખલો આજથી ૨૨૦૦ વર્ષ ઉપર થયેલા મહાવીર સ્વામીના વખતનો જૈન શાસ્ત્રમાં લખેલો છે.

ગદ ગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસૂ ઝર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂ કોનું શું કર્યું. ૭.
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહીં રજમાત્રતે,
પણ ભક્તિપર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્રતે;
તે વગર વાદવિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઈશ્વર રીઝશે તેં સારૂ કોનું શું કર્યું. ૮.

દોહરા.

સારૂં કોનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૯
કરો સુધારો દેશનો, જન સુખ લે સૌઠામ;
ધર્મ જાણિ મનમાં ધરો, એવું ઉત્તમ કામ. ૧૦

इति इश्वर तथा धर्मसंबंधी प्रकरण.

# प्रकरण ६ ठुं.

## સંસ્થાન સુધારા વિષે.

કાર વદ.. દોહરો.
ધણી ધરાંગધરાતણો, 'રણમલ્લ' રૂડુ નામ;
રણમલ સર તેણે રચ્યું, પરોપકારી કામ. ૨.
રચે બાગ કે બંગલા, રચે મહેલ નિજમાટ;
નવાઈ એમાં કાંઈ નહિ, એતો વહેતી વાટ. ૩.
સૌ જનના સુખ કારણે, કીધું જે કંઈ કામ;
ધરણી તળમાં ધન્યતો, નિર્મળ તેનું નામ. ૪.
એવા જનનો જગતમાં, કરવો જશ વિસ્તાર;
આપ્યો મુજને ઈશ્વરે, એ માટે અવતાર. ૫.
સમિપ ધરાંગધરાપુરી, ઠાઠ બનાવ્યો ઠીક;
ઉત્તર દિશમાં ઓપતું, રણમલસર રમણીક. ૬.
દુર્ગતણા તે દ્વારથી, દિસે કેટલે દૂર;
પૂર્ણ ફૂટ પાંત્રીશસે, જાણે જનો જરૂર. ૭.
ખરચ્યું નાણું ખાંતથી, લેખે ગણિ અધલાખ;
તે પરમારથ કારણે, સૌ જનપૂરે સાખ. ૮.
કરિ સારી કારીગરી, કીધું એવું કામ;
રચના રણમલસરતણી, રાચે દેખો રામ. ૯.

ભુજંગી છંદ.

જઇ આજ સારી સરે[1] જુકિત જોઈ,
કહું તે હવે જો ધરો કાન કોઈ;
થશો મગ્ન આનંદમાં તૃપ્ત થાશો,
ચિતે નિત્ય તે વાંચવાને ચહાશો. ૧૦.
ભલા પુણ્યના કામમાં રાખિ ભાવ,
રચ્યું રાજસાહેબ રૂડું તળાવ;

[1] સરે–તળાવે.

પાટણ પુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરની વાર;
રાખેંગાર જીરણઘઢરાજા, એનો ત્યાં અધિકાર;
કવિત. અધિકાર બિરાજે, રાઠ કરી લીધું સિદ્ધરાજે.
વર્ણન કરવા મનવધ્યું, તાજું કોઈ તળાવ;
રણમલસર નજરે પડ્યું, ભાળી ઉપજ્યો ભાવ. ૧૬.
વીરમગામે મોણસર, છે ધોળકે મલાવ;
કાંકરિયા નામે કહું, અમદાવાદ તળાવ. ૧૭.
જોયાં તે જીરણ ઘણાં, ફાટયાં તૂટયાં તેમ;
વર્ણન એવાં વૃદ્ધનું, કરવું રૂચે કેમ. ૧૮.
સરસ સરોવર આસમે, સૌ જનના સુખકાજ;
ધર્મ નિમિત બંધાવિયું, રૂડા રણમલરાજ. ૧૯.
વર્ણન કરવા મન વધ્યું, તે નિરખી તતખેવ;
કોડે હું વર્ણન કરૂં, દેશો વાચા દેવ. ૨૦.
સંવત મુનિ શશિ ભક્તિ ભૂ, માઘ માસ સુખકાર;
રણમલસર રૂડું રચ્યું, વદિ દ્વાદશિ કવિ[1] વાર. ૨૧.

દૂરથી દેખાવ.—ભુજંગી છંદ.

જુઓ દૂરથી જુક્તિ કેવી જણાય,
ગિરી રાજ્યની તુલ્ય શોભા ગણાય;
ઘણાં ઝાડનાં ઝુંડ ઊંચાં વધેલ,
દિસે જેમ માહેશ્વરીનો મહેલ. ૨૨.
વિશેષે જુઓ આ વડોની ઘટાછે,
તથા તાડની છત્ર જેવી છટાંછે;
કહું કેળની કાંતિ કેવી કરીછે,
ધજાઓ રૂડી આંગણે શું ધરીછે. ૨૩.

[1] કવિ–શુક્ર.

પૂર્વ તટે દક્ષિણમાં દેવી મહાલક્ષ્મિ દીસે,
ઉત્તરે ગણેશ દેવતણી દેરી એવીછે;
પશ્ચિમ તટે તો જળ દેવકીની જોઈ દેરી,
કહુંછું વિગત તેનો દેરો કેવી કેવીછે. ૪૨.

દોહરા.

લાંબું ઊંચું બાર ફૂટ, હંસાનું આગાર;
સવા આઠ ફુટ પહોળું છે, સરવરનો શણગાર. ૪૩.
લાંબી પહોળી ફૂટ ત્રણ, ઊંચી નવ ફૂટ એમ;
જળ દેવીની દેરિછે, તે પણ શોભે તેમ. ૪૪.
લાંબાં સાડી ઓગણિશ. પહોળાં તે ફુટ બાર;
ઉચાં પંદર ફૂટછે, અવર દેવ આગાર[1]. ૪૫.
તે તળાવનું ક્ષેત્રફળ, ગણિયે પાળ સિવાય;
+મુનિ સર ભુજ દૃગ વેદગુણ, ફુટની સંખ્યા થાય. ૪૬.
... આગતણો છે સાઠ;
દોહરો.
કોર વદ...
પાળ ઉપર ફુલ ઝાઝા, ...
માપ્યો તે પહોળે પને, સર્વ દિશે ફુટ સાઠ. ૪૭.

હરિગીત છંદ.

વડ પીંપળાને પીંપરો, ગુંદિયો વડગુંદા દિઠા;
પરદેશિ દેશી બાવળો, લીંમડા કડવાને મિઠા;
મહુડા પલાશ[2] પલાંશી ખેર, અશોકપલ્લવ આંબલી;
છે બોરસહિને બોરડી, કાંચક અને બીલી ભલી. ૪૮.
અરિઠી સરગવા વાંસછે, ત્યાં અધિક ઊંચાતાડછે;
રાજાંબુ જાંબૂ નાળિયેરી, આમ્રનાં પણ ઝાડછે;
અન્નાસ અંજીર દ્રાક્ષ દાડમ, કેળ દેશી ફૂંકણી;
શેતૂરને શીતાફળો, વળિ જામ ફળિ પણ છે ઘણી. ૪૯.
બી જોરિ તેમ બદામડી, છે કરમદા સારા કહું;
ગુલદાઉદીને ગુલછબ્બા, ગુલતોર પણ ત્યાંછે બહુ;
ગોટા હજારી હારશિંગા, જુઈ કણેરી કેતકી;
ચંપો અનેછે અગસ્તિયો, નિરખતાં મન લોભે નકી. ૫૦.
તુળસી સ્વદેશી વિલાયતી, છે નોળગુડ ને લેસ્યતી;
આ સુંદરો મેંદી કુંવાર, ફૂદિના આદિક છે અતી;
શોભા નિહાળી શી કહું, ઉપમા સરસ આભાસની;
ઝુંબી રહીછે ઝાડિ તે, કહિયે રૂડી કૈલાશની. ૫૧.

ભુજંગી છંદ.

રહી ઝુંબિ ત્યાં જેમ કૈલાશ ઝાડી,
ગુણી ગંગ શું નીર ઓપે અગાડી;
વળી ઝાડિ તે જેવિ શંભુ જટા છે,
અને એથકી ઉતરી ગંગ આછે. ૫૨.
ફુલ્યાં ફૂલ તેમાં રૂડાં પંચરંગી,
રહે લોક જોવા અતીશે ઉમંગી;
બન્યો શોભિતો ઇંદ્રનો બાગ જેવો,
દિસે દેખતાં સાફ દેખાવ એવો. ૫૩.
રૂડી પાળ જોવા ઘણું ચિત્ત લોભે,
સુસિંહાદ્રિ સિંધુ તટે જેમ શોભે.
રચી છે નિચે ચાલ ચોખી વિશાળ,
દિસે દુર્ગ હૈયારખી તુલ્ય તાલ. ૫૪.

પગથીયાં.

સજ્યાં શોભિતાં સ્વચ્છ સોપાન[1] સારાં,
દિલે હર્ષ પામે જનો દેખનારાં;
જુઓ જેવિ દીપે મણી પાર્શ્વ જાતી,
ભલી એવિ પાશાણની શુદ્ધ ભાતી.
... ધસે કે ખસે તે નહિ કોઈ કાળે,
... આધર્ડોર વિરાજ, ... રાજે;
કરી કીત છે સ્થીર જાણ ભુપાળ;
ઘણા કાળ સૂધી ટકી તે રહેશે,
જનો રાજની કીર્ત્તિ તેથી કહેશે. ૫૬.
કહું સાત સોપાનની જુક્તિ કેવી,
જઈ સજ્જનોએ લિલા જોઈ લેવી;
નિચે એકથી એક છે એમ થોક,
દિસે જેમ બ્રહ્માંડના ઉર્ધ લોક. ૫૭.
જુઓ નારિયો નીર જૈને ભરેછે,
ઘડા નીરમાં ધીર ધારી ધરેછે;
બહુ શબ્દ જે જે મહારાજ બોલે,
કહે દાન દાતા નહીં આપ તોલે. ૫૮.
પડેછે પ્રતીબિંબ ત્યાં નારિ કેરાં,
ઘણા નીરમાં સ્વચ્છ શોભે ઘણેરાં;
દિસે જેમ પાતાળની પદ્મમણી છે,
મહારાજનું પુન્ય તે પૂછિ પ્રીછે. ૫૯.

જળ વર્ણન.—દોહરો.

રૂડા રણમલસર વિષે, જીવન છે તે જાણ;
જીવન રણમલ સિંહનું, આપ્રત્યક્ષ પ્રમાણ. ૬૦.

ભુજંગી છંદ.

જુઓ નિર્મળું છે ભર્યું નીર કેવું,
દિસે સજ્જનોનું ભલું ચિત્ત જેવું;

[1] આગાર-ઘર+૩૪૨૨૫૭ ફૂટ. [2] પલાશ-ખાખરો.

[1] સોપાન-પગથીયાં.

અતી લાયકી વાળિ જો લેર આવે,
રૂડી સાગરે લેર જેવી સુહાવે. ૬૧.
કેહુછું વળી તે દિસે લેર કેવી,
કવીને દિલે કાવ્યની લેર જેવી;
વળી તેથકી હું વખાણું વધારે,
કેહે દાન લ્યો હાથ લાંબા પસારે. ૬૨.
કહે લોક છે તે સરે નીર કેવું,
અમે સાંભળ્યુંછે ઘણીવાર એવું;
જનો વિશ્વમાં જે ન આ નીર જાણે,
વધુ નીર ગંગાતણું તે વખાણે. ૬૩.
પિએ નીર ત્યાં કોઈ ઝાઝે પ્રસંગે,
હરે રોગ આરોગ્યતા થાય અંગે;
સદા એ સહા ઔષધી જેમ સેવી,
નિરોગીષ્ટ કાયા કરે શુદ્ધ એવી. ૬૪.
ભલે દેવ લોકે સુધા ખૂબ હોય,
કદી પૃથ્વિના લોક પામે ન કોય;
સ[illegible] થી ઘણું આ દિસે નીર સારૂં,
[illegible]ી જે તૃશા ટાળનારૂં. ૬૫.
સુધા જે પિએ જે કરે સ્વર્ગ વાસ,
અહીં જીવતાં કોઈ રાખે ન આશ;
ઉધારે હજારોતણી છાપ છાપે,
ભલો એથિ જે રોકડો એક આપે. ૬૬.
ભલે હોય ભાગીરથી સૌથિ મોટી,
ન આપે અને નિત્ય તે નીર લોટી;
પિએ મૂજ દેશો જનો પાણિ જેનું,
વખાણું વિશેષે વડું માન તેનું. ૬૭.
રૂડે તે તળાવે રહ્યું નીર એમ,
જુઓ અક્ષરોમાં રહે અર્થ જેમ;
કહું શોભિતા નીર કલ્લોલ કેવા,
બને વાણિ કેરા બહુ છંદ જેવા. ૬૮.
વળી સ્વચ્છ ભાસે ભર્યું નીર એમ,
ભરી વિશ્વમાં રાજની કીર્ત્તિ જેમ;
તરંગો ઉઠે સ્વચ્છ તે મધ્ય કેવા,
જુઓ રાજની કીર્તિનાં કાવ્ય જેવા. ૬૯.
હશે નીરકે આ હશે કાચ ઢાળ્યો,
ટળે શી રીતે મોહ સંદેહ ટાળ્યો;
રચેલો મએ દાનવે જેમ સ્વસ્થે,
અતી ઓપતો ચોક શ્રી ઇંદ્રપ્રસ્થે. ૭૦.

ઉઠે નીરમાં ઉજળા જે તરંગ,
વધે દેખતાં અંતરે ઉછરંગ;
જુઓ જન્ન ભૂમીવિષે ઉજળીઓ,
ભલીભાત લીપી કરી ઓકળીઓ. ૭૧.

જળ જંતુ વિષે.

વસે મચ્છને કચ્છ કચ્છો[1] વસેછે,
મિઠા નીરનું તે સદા સૂખ લેછે;
નિધીનું ગણી નીરતો ખૂબ ખારૂં,
વસ્યા સિંધુ વાશી પિવાનીર સારૂં. ૭૨.
જુઓ ઈશ્વિરે શક્તિ આપેલિ જેવી,
જુદા પ્રાણિઓમાં દિસે શક્તિ તેવી;
સઉ પોતપોતાનિ શક્તિ પ્રમાણે,
ગતી તેવિ ને કામ તેવુંજ જાણે. ૭૩.
જુઓ મચ્છ તો નીરમાં ખૂબ દોડે,
જમીમાં નહિ જે શકે કીડિ જોડે;
જુઓ સાપને કાચબા જાતિ જે છે,
મહીમાં તથા નીર મદ્ધે ફરેછે. ૭૪.
જુઓ નીરની કૂકડી જેનું નામ,
ફરે પાણિમાં પૃથ્વિ આકાશ ઠામ;
ઉડી ઊંચિ આકાશની વાટ જાય,
તદા પક્ષિણી તેનિ જાતી જણાય. ૭૫.
જુઓ ભૂમિમાં એજ જ્યારે ફરેછે,
ભલી ભાંતની ભૂચરી તે ઠરેછે;
જળે ડૂબિને ઊંડિ અત્યંત જાય,
તદા પાણિનો પ્રાણિ તેતો ગણાય. ૭૬.
પ્રભૂ માનવીને મતી તેમ આપે,
બધાં કામ સાધે પ્રભૂને પ્રતાપે;
પ્રભૂ દત્ત શક્તિ ન જેને જણાય,
સદા કામ તેનાથકી એક થાય. ૭૭.
બિજા કામમાં બુદ્ધિ તેની ન પેસે,
બતાવે બિજું કોઈતો હારિ બેસે;
વિચારી ભલા[2] દીનતા મૂખ ભાખે,
મહા મૂર્ખ મિથ્યા અભીમાન રાખે. ૭૮.
કદી પારધી જાળ તેમાં ન નાંખે,
રહે પ્રાણિયો તે નહીં બીક રાખે;
જડે જાનૂવો તીરમાં વાસ જેને,
નહીં ધર્મના દૂતનો ત્રાસ તેને. ૭૯.

---

[1] કચ્છો.—એક જાતની માછલી, જેની પૂંછડી પાતળી હોયછે; અને એને મુછો હોયછે. [2] ભલા—સારાજનો.

જળ ઉપરનો દેખાવ.

જુઓ પાનડાં પાણિ મદ્ધે તરેછે,
દિસે તે નિધી મદ્ધ નૌકા ફરેછે;
દિસે દીટડાં જેમ શોભે સુકાન,
ચડયા જીવ જંતૂ ઉતારૂ સમાન. ૮૦.
બહુ પોયણી પદ્મ પત્રો બિરાજે,
ભમે ભ્રૂંગ તેની છબી ખૂબ છાજે;
બિજા પક્ષિઓ ઉડતા આવિ પેઠા,
બહુ જાણિએ આવિને હંસ બેઠા. ૮૧.
બગોની જુઓ પંક્તિ કેવી બની છે,
ધરે ધ્યાન ને ઝાલવા મત્સ ઈચ્છે;
ઠગો વેષ આચાર્યનો જેમ ધારી,
ઠગે લોકને તે બની બ્રહ્મચારી. ૮૨.
વળી આ જુઓ જોડ છે ચક્ર[1]વાક,
જુદાં ના પડે પ્રેમ એવો અથાક;
દિસે જાણિયે કોઈ છે દેવ દેવી,
શિવા શ્રાપથી પામિયાં કાય એવી. ૮૩.

ત્રીવણીનો આભાસ.

સદા નીર મોતી સમું સ્વચ્છ જે છે,
ગણે લોક ગંગાતણું નીર તેછે;
ચઢે મેઘ તો શામળું તે રહેછે,
તદા લોક કાલિંદિ કેરૂં કહેછે. ૮૪.
જાંબૂ. આભ રાતાથિ રાતું જણાય,
આંદો બ્રહ્મપુત્રીતણું તે ગણાય;
કદી તો બધા રંગ સાથે દિસેછે,
તદા લોક જાણે ત્રિવેણી વસેછે. ૮૫.
તટે મંદિરે ગૌરિનો નાથ લાધ્યો,
મળ્યો જાણિયે એજ ગોવિંદ માધો;
સમીપે ત્રિવેણીતણો આ સમાજ,
પ્રભા પેખિને જાણિયે પ્રાગ રાજ. ૮૬.

સાત સમુદ્રનો આભાસ.

હરે ધાતુના મેલને જેમ ક્ષાર,
બધું ધોઈને તે કરે ધાતકાર;
હરે રોગને તેમ આ એક બિંદૂ,
ઘટે ઉપમા એથકી "ક્ષારસિંધુ.[2]" ૮૭.

[1] ચક્રવાક–સારસાં. [2] ક્ષારસિંધુ–જેને હિંદી મહાસાગર કહેછે તે. હિંદુસ્તાનની પાસે.

પ્રભા જાઈ જૂઈતણી જ્યાં પડેછે,
તહાં ક્ષીરનો[1] સિંધુ ચિત્તે ચડેછે;
પ્રભા ગુલદાઉદિના ગુચ્છની છે,
દધી[2] સિંધુની તો છબી ત્યાં બનીછે.
પ્રતીછાંય ચંપાનિ જે ઠામ પેખી,
લિધો ઘી[3]તણો સિંધુ તે ઠામ લેખી;
વળી દાહમીનાં દિસે પુષ્પ જ્યાં છે,
ભર્યો સિંધુ ઈક્ષુ[4] રસે તેમ ત્યાં છે.
દિસે મેઘ આભાસથી નીર કાળું,
સુરાનો[5] ભર્યો સિંધુ તે વાર ભાળું;
સદા તો દિસે મિષ્ટ[6]સિંધુ સમાન,
ભર્યું ભૂમિ મદ્ધે સુધાનું નિધાન.

સમુદ્ર મથન.

દિસે ચોકિ ત્યાં રાજ સાહેબ કેરી,
સિપાઈ તથા હિંદુ જાતી ઘણેરી;
ઘટે ઉપમા ઉચરૂં એનિ એમ,
મળ્યા દેવ દૈત્યો નિધી તીર જેમ.
જુઓ રૂડિ આ એક હોડી તરેછે,
ધરેલો નિધી મધ્ય મંથાદ્રિ એછે;
દિઠો સર્પ આશ્ચર્યકારી અથાગ,
વરયો જાણિયે એજ વાસૂકિ નાગ.

ચૌદ રત્ન.

મહારાજના મ્હેલમાં જે રમાછે,
વશી વાસ સાક્ષાત સિંધુસુતાછે;
મહારાજને કંઠ હીરા[3]નું તેજ,
મળ્યો સિંધુ મદ્ધેથિ કૌસ્તુભ એજ.
તળાવે રૂડી વૃક્ષની ભાળિ ભાત,
દિસે જાણિયે એજછે પારિજાત;
બગો પાણિના પાનથી છે પ્રમત્ત,
દિસે ગુણ એતો સુરા[4]નોજ સત્ય.

[1] ક્ષીર–સમુદ્ર યુરોપના રૂસની ઉત્તરે.
[2] દધી સિંધુ–ઉત્તર મહાસાગર જેમાં બરફ જામેછે તે. ઉતરધ્રુવ પાસે.
[3] ઘીતણો–પીળો સમુદ્ર ચીન અને કોરીયાની વચ્ચે.
[4] ઈક્ષુ–અર્બસ્તાન ને આફ્રીકાની વચ્ચેનો રાતો સમુદ્ર.
[5] સુરા–કાળો સમુદ્ર તે રૂશિઆ અને તુર્કસ્તાનની વચ્ચેછે.
[6] મીષ્ટસીંધુ–મીઠો મહેરામણ અથવા સીંધુ નદી.

દોહરો.

વૈદ વડો વિખ્યાત છે, અંબાશંકર એક;
ધનવંતરિ તુલ્યે ધરે, વૈદક શાસ્ત્ર વિવેક. ૯૫.

ભુજંગી છંદ.

મહારાજનો વૈદ છે ચિત્ત ભાવ્યો,
નિધિમાંથી ધનવંતરો એજ આવ્યો;
ચતુરાં કપાળે કર્યો ચાંદલો છે,
દિસે તે નિધી મથતાં નીકળ્યો છે. ૯૬.
દિઠી ગાય ત્યાં ખૂબ છે રૂપ જેનું,
ઉરે ધારિયે એજ છે કામધેનું;
મહારાજનો જે મહામત્ત હાથી,
મળ્યું રત્ન તે જાણિયે સિંધુમાંથી. ૯૭.
તળાવે રૂપાળી દિસે પાણિયારી,
નિધી મથિને એજ રંભા ઉધારી;
વળી રાજના અશ્વને શું વખાણું,
નિધી મધ્યથી ઉપજ્યું રત્ન જાણું. ૯૮.
સુધા તુલ્ય તો નીર છે શુદ્ધ સારૂં,
નિધીનું રૂડું રત્ન એતો ઉચ્ચારૂં;
મહારાજની શસ્ત્રશાળાનું ચાપ,
દિસે જાણિએ એજ સારંગ આપ. ૯૯.
દિસે દેવની આગળે શંખ સારો,
રૂડું એજ સિંધુતણું રત્ન ધારો;
પ્રલય પાપનો એજ પાણી કરેછે,
પ્રલય કારિ તે ઝેર તેથી ઠરેછે. ૧૦૦.
રૂડાં એ રિતે નિરખિયાં ચૌદ રત્ન,
થયાં પ્રાપ્ત જાણે કર્યાથી પ્રયત્ન;
તટે શંભુનો વાસછે સાથ શીવા[1],
પધાર્યા પ્રભુ જાણિએ વીષ પીવા. ૧૦૧.

જન સમુહ.

સ્ત્રિયો પુરૂષો વૃંદ આવ્યાં ઉમંગે,
મળ્યાં જેમ જાત્રાળુ જાત્રા પ્રસંગે;
મુખે રાજ સાહેબની કીર્તિ ગાય,
કથા કીર્તનો તિર્થમાં જેમ થાય. ૧૦૨.

---
[1] શીવા—પાર્વતી.

પ્રતીબિંબ તેનાં જુઓ આ જણાય;
જતાં હોય તે નાવમાં બેસવાને,
વધે હર્ષ દેખાવ તે દેખવાને. ૧૦૩.
જનો દેવનાં દર્શને જૂથ જાય,
તળાવે તદા ભીડ ભારે ભરાય;
દિસે જેમ તેતો ઘણા સિંધુ ઘાટે,
જતા હોય વેપારિ વેપાર માટે. ૧૦૪.
લિધા અક્ષતો કે ફળો દ્રવ્ય મેવા,
જઈ ભાવથી દેવને ભેટ દેવા;
દિસે જેમ તે લક્ષધા લાભ ખાવા,
જનો જૂજુઆ માલ ચાલ્યા ચડાવા. ૧૦૫.
જુઓ પાઘડીમાં ધર્યાં કાગળો છે,
બિજા દેશની શું લિધી હુંડિયો છે;
જઈ દેવની આગળે નાણું મૂક્યું,
દિસે જેમ તે નાવનું નૂર ચૂક્યું. ૧૦૬.
જઈ દર્શને પૂન્યનો લાભ લાવે,
ભરી નીરને નારિયો પાછિ આવે;
દિસે નાવથી માલ ઉતારિ લાવ્યાં,
ઘણા હર્ષથી લાભ લૈ ઘેર આવ્યાં. ૧૦૭.
વહેછે શિળો મંદ જો સ્વચ્છ વાયુ,
સુગંધીપણું છે છબીવંત છાયું;
પ્રવાસી જનો જેમ રસ્તે મહાલે,
મહારાજની કિર્તિ તે સાથ ચાલે. ૧૦૮.

જલ દેવકી.

બન્યાં ઘાટ ઘેરાવ સોપાન સારાં,
કટી મેખળા તુલ્ય તે શોભનારાં;
વચે નીર રૂપે બની નીર દેવી,
ધરી મેખળાને ઉભી હોય જેવી. ૧૦૯.
લિલાં ઝાડ ચારે દિશે આશ પાસે,
લિલી સાડિ ઓઢિ ઉભી એમ ભાસે;
રહ્યા પૂષ્પના છોડ ત્યાં છે રૂપાળા,
ધરી કંઠમાં પુષ્પની જેમ માળા. ૧૧૦.
ફરૂ કે જુઓ કેળનાં પત્ર કેવાં,
દિસે સારિના છેડલા હોય એવાં;
ઉંચી એથકી નીરખો નાળિએરી,
ધરેછે છબી તે શિરે છત્ર કેરી. ૧૧૧.
જુઓ જાંબુડાં છે રૂડાં કૃષ્ન રંગે,
દિસે ત્રાજવાં ઓપતાં દેવિ અંગે;

જુઓ દાડમો પાકિ ફાટયાં સમીપે,
દિસે બીજે દેવીતણા દાંત દીપે. ૧૧૨.
ચઢે જે સમે મેઘ આકાશ અત્ર,
દિસે દેવિમાથે ધર્યું મેઘ છત્ર;
વળી મેઘમાં ચંચળા ચારૂ થાય,
શિરે દેવિને ચામરો શું ઢળાય. ૧૧૩.

ચોમાસાનો દેખાવ.—દોહરો.

રચના રણમલસરતણી, જોવા કાજ જરૂર;
ધન રાજા સ્વારી સજી, આવ્યો હરખી ઉર. ૧૧૪.

ભુજંગી છંદ.

જુઓ આજ આકાશમાં મેહ ગાજે,
વડી નોબતો મેહ રાજાનિ વાજે;
જુઓ વીજળી મેઘ મદ્ધે ઝબૂકે,
મહા શૂરવીરોતણાં શસ્ત્ર ઝૂકે. ૧૧૫.
જુઓ પંચરંગી રૂડું-ચાપ તાણ્યું,
દિસે જેમ વૈકુંઠથી હોય આણ્યું;
થયા ભૂમિમાં મોરના સોર સાર,
દિસે મેઘરાજાતણા ચોપદાર. ૧૧૬.
વદે દાદુરો શબ્દ તે શું વખાણું,
મળી આર્યની બેરખો આવિ જાણું;
જુઓ વૃષ્ટિથી નીરનાં બુંદ આવે,
મહા દેવિને મોતિથી શું વધાવે. ૧૧૭.
બહુ બુદ્બુદા[1] નીરમાં ઉપજે છે,
નિહાળો વળી નીરમાં તે શમે છે;
પરી બ્રહ્મથી કોટિ બ્રહ્માંડ થાય,
વળી સર્વથા બ્રહ્મમાં તે સમાય. ૧૧૮.
પડે બુંદ ત્યાંતો વળેછે કુંડાળું,
વધીને વળી તે થતું શ્રેષ્ઠ ભાળુ;
વડી ફોજમાં એકલો શુર ઝૂકે,
ચમું જેમ કુંડે વળી માગ મૂકે. ૧૧૯.
પ્રવાહો વહ્યા નીરના આશ પાશ,
મળ્યા વંદવા જાણિએ મેઘ દાસ;
વળી તે પ્રવાહો ભળે તે તળાવે,
દિસે જેમ જાત્રાળુનાં જૂથ આવે. ૧૨૦.
મળી નીર વર્શાદનું ખૂબ આવે,
ઘણે દૂરથી તે દિલે દેખિ ભાવે;
દિસે જેમ પૃથ્વી વિષે પાક થાય,
ભુમીપાળ કેરે ખજાને ભરાય. ૧૨૧.

[1] પરપોટા.

પ્રવાહો કરેછે ઘણા ઘૂઘવાટ,
ઘણી કીર્તિ ઉચ્ચારનો જેમ ઘાટ;
કહે રાજ રાજા જુગો જૂગ જીવો,
દિઠો વંશ ઝાલા વિષે એક દીવો. ૧૨૨.
ઘણે દૂરથી નીરનું વ્હેન સાંધ્યું,
રૂડું જેમ રાજે સદાવ્રત્ત બાંધ્યું;
પિએ પ્રેમથી આવિને નીર પ્રાણી,
મહારાજની કીર્તિ મોટી વખાણી. ૧૨૩.
વળી ઉપમા એનિ એવી વિચારૂં,
મહા સિંધુ મદ્ધે ધસી ગંગધારૂં;
ઊંચા ટેકરાથી વહ્યું વારિ આવે,
હિમાળા થકી જેમ ગંગા સિધાવે. ૧૨૪.
જુઓ આવતું નીર ડોળું જણાય,
વસી ત્યાં વિશેષે વળી સ્વચ્છ થાય;
કદી દુર્ગુણી જો સજે સંગ સારો,
જુઓ આ રિતે સદ્ગુણી તે થનારો. ૧૨૫.
ઘણા પક્ષિઓ ત્યાં મિઠા બોલ બોલે,
કહું તર્કથી ઉપમા તેહ તોલે;
ઠર્યોછે ભલો પક્ષિનો એમ ઠાઠ,
પઢે ગંગ તીરે દ્વિજો વેદ પાઠ. ૧૨૬.
કરે કોકિલા શબ્દ સારા ઉચ્ચાર,
દિસે જાણે ગુણ ગાનારિ નાર;
મધુરા વદે શબ્દ ત્યાં શૂક મેના,
ગુણી જાણિયે હોય ગાંધર્વ તેના. ૧૨૭.

ઉદારતા.—દોહરા.

રાત વરત જે માગતાં, નહિ કદિ કહે નકાર;
રણમલસરને રંગછે, દિસે સદા દાતાર. ૧૨૮.
કોણ કહે જન કૂપને, દુનિયામાં દાતાર;
રણમલસરની રીત જે, રાખે એજ ઉદાર. ૧૨૯.

ભુજંગી છંદ.

અરે ઓ કુવા તું નલે ગર્વ એવો,
કહે કોણ દાતાર જે તૂજ જેવો;
નહીં નીર પામે વિના ગુણ[1] વાળો,
રહેછે નિરાશી તૃશાશી દુખાળો. ૧૩૦.
નિધીને કહો કોણ ઝાઝો વખાણે,
પિવા પાણિ મીઠું નદે કોઈ ટાણે;

[1] ગુણ—દોરડું.

તૃષાતુર આશા કરી કોઈ આવે,
તૃષા તેતણી તો ટળે આતળાવે. ૧૩૧.
અરે સિંધુ તું ગર્વનો છોડ ઘાટ,
ઘણો એવડો શો કરે ઘુઘવાટ;
અમે તુજ મોટાનિ મોટાઈ જાણી,
પિવાને ન પામે કદી કોઈ પાણી. ૧૩૨.
કરે નીરનું દાન જે કોઈ આવે,
નિરાશી નહિ કોઈ ત્યાંથી સિધાવે;
નિહાળી મને તો નકી દીલ ભાસે,
લિધો ગુણ શીખી પ્રજાપાળ પાસે. ૧૩૩.
તપ્યો તાપથી તેતણો તાપ ટાળે,
કરી શાંત આનંદનો ઓઘવાળે;
ધિરા સજ્જનો શાંતથી ધૈર્ય આપે,
દુખી લોકના દીલની દાઝ કાપે. ૧૩૪.
સદા સર્વ પામે તહાં નીર પાન,
દયાથી મહીપાળ દે જેમ દાન;
તથાપી કદીએ નહીં નીર તૂટે,
ખજાનો કદાપી નહીં જેમ ખૂટે. ૧૩૫.
જુઓ નીર પી પક્ષિઓ ઉડિ જાય,
દશે દીશમાં વૃંદનાં વૃંદ ધાય;
મહારાજની કીર્તિ સૌને કહેવા,
ગયા ખેપિયા શું જુઓ પક્ષી જેવા. ૧૩૬.
ગુણીના ગુણોને ન દેખે તપાશી,
કદી કોઈને તે ન કાઢે નિરાશી;
તથાપી ખરો એક વીવેક આણે,
કરેછે સદા દાન પાત્ર પ્રમાણે. ૧૩૭.

ઉપમાઓ.—દોહરો.

શેષ નાગ શિર શોભિતી, મેદનિ મુગટ નિદાન;
રણમલસર તેમાં રહ્યું, મણી અમૂલ્ય સમાન. ૧૩૮.

ભુજંગી છંદ.

રૂડા ઘાટથી રમ્ય બાંધ્યું રૂપાળું,
વળી શોભિતું સ્વચ્છ છે નીરવાળું;
કહે પૂર્ણ પીયૂષ[1] કેરો કટોરો,
તપે જેમ તિર્થોતણે શીર તોરો. ૧૩૯.
ભગીરથ ભાગીરથી જેમ લાવ્યો,
મહારાજથી એમ આ સિંધુ આવ્યો;
તપ્યા પ્રાણિઓના જુઓ તાપ ટાળે,
ગુણી જેમ ગંગા મહા પાપ બાળે. ૧૪૦.
નિધીથી સુધા કુંભ જે નીકળેલો,
હશે એજ આ શું ધરામાં ધરેલો;
હશે બ્રહ્મનો કુંભ જેમાં સુધા છે,
પમી પૂર્ણ કાંતી અખે પાત્ર આ છે. ૧૪૧.
દસે સ્વચ્છ આકાર સારો સુહાવે,
વિલોકી વળી એમ વીચાર આવે;
ધરા મધ્ય શું આરશી આ ધરીછે,
મહાલક્ષ્મિને મુખ જોવા કરીછે. ૧૪૨.
કરી જુક્તિને વર્તુળાકાર કીધું,
પ્રકારે[1] કરી ચંદ્રનું માપ લીધું;
દિસે જેમ આદર્શ[2] છે દેવ કેરું,
પડ્યું પૃથ્વિમાં તે રૂડે ઠામ ઠેરું. ૧૪૩.

વસંતતિલકા વૃત્ત.

ચંદ્ર પ્રભાવ મુખ શર્વરિ[3] બાલિકાનો,
તારાતણો સમુહ મૌક્તિક માલિકાનો;
આ લોક મધ્ય અતિ લાયક લેખવાનું,
શોભીત શ્રેષ્ટ સર દર્પણ દેખવાનું. ૧૪૪.

ભુજંગી છંદ.

પડેછે રવીનું પ્રતીબિંબ તેમાં,
અતીશેજ ઊંડો દિસે મર્મ એમાં;
મહારાજની ભક્તિનો જાણિ ભેવ,
પધાર્યા જગચ્ચક્ષુ પ્રત્યક્ષ દેવ. ૧૪૫
ફરે સૂર્ય ને ચંદ્રમા રાશિ તારા,
અહોનીશ આકાશમાં ચાલનારા;
બિજે આવિ શોભા હશે કોઈ દાર,
સદા એજ જોતા ફરે વારવાર. ૧૪૬
શશી મધ્યથી સૌમ્યતા સંહરી છે,
ભલી આતળાવે જુઓ તે ભરીછે;
પડ્યો તેથિ ખાડો શશી મધ્ય તેનો,
દિસે ઇંદુમાં અંક અદ્યાપિ એનો. ૧૪૭
દિસે નીર આકાશ આભાસ જેવું,
તથા ચંદ્રનું છે પ્રતીબિંબ તેવું;
ભલો પાળ ત્યાં વર્તુળાકાર ભાળી,
કિધી ચંદ્રને જાણિએ તે કુંડાળી. ૧૪૮

[1] પીયુષ—અમૃત.

[1] પ્રકાર—કંપાસ. [2] આદર્શ—દર્પણ. [3] શર્વરિ—રાત.

ભલી વંશ ઝાલાતણી ભૂમિકા છે,
દિસે રૂપે રંભા શિવા કે રમા છે;
દિસે મૂખમાં પૂર્ણ ચંદ્ર પ્રભાવ,
જુઓ તે બન્યું એજ છે આ તળાવ. ૧૪૯.
ભલી ભૂમિ ભાસે જુઓ પ્રાંત અત્ર,
દિસે વંશ ઝાલાતણો કીર્તિ પત્ર;
થયો ઓપતો આ તળાવે અધીકો,
થયો રાજ સાહેબનો જેમ શિક્કો. ૧૫૦.

વર્ણન સમાપ્તી વિશે.

સદા વૃત્ત જેવું કર્યું કામ સારૂં,
નકી એથકી નામ અક્ષે થનારૂં;
ધરી જન્મ જેણે નહીં નામ રાખ્યું,
નકામુંજ આયૂષ તે ખોઈ નાખ્યું. ૧૫૧.

દોહરા.

રણમલસર જ્યાં લગિ રહે, વળિ આ કાવ્ય વિચાર;
રાજા રણમલ સિંહનું, નામ અમર રહેનાર. ૧૫૨.
રહ્યું હિમાળે માનસર, પુશ્કર જ્યાં અજમેર;
રણમલસર તેમજ રહો, પ્રસિદ્ધ રૂડી પેર. ૧૫૩.
આપ્યું જો ધન ઈશ્વરે, કરો પુણ્યનાં કામ;
લ્યો આશિષ બહુ લોકની, નિશ્ચળ રાખે નામ. ૧૫૪.
વર્ણન કરો વિવેકથી, નિર્મળસરનું નેટ;
માનસિંહે મહારાજને, ભાવે કીધું ભેટ. ૧૫૫.
જે કવિતા ગુણ જાણછે, વિવેક વિદ્યાવંત;
પરોપકારી કામ પણ, એણે કર્યાં અનંત. ૧૫૬.
સડકો કીધી શોભતી, ઝાઝાં રોપ્યાં ઝાડ;
કરાવિયાં વાવો કુવા, પ્રજા ગણે છે પાડ. ૧૫૭.
ઓગણિસેં તેત્રીશનો, ચોખો ચૈતર માસ;
વદિ નવમી દિન વર્ણવ્યો, પૂર્ણ પ્રબંધ પ્રકાશ. ૧૫૮.
વંશતણી વૃદ્ધિ થજો. જશ દેજો જગદીશ,
દિન દિન દલપતરામની, એ ઉત્તમ આશીષ. ૧૫૯.

મનહર છંદ.

રાજ ઈલિકાબ રૂડો પાદશાહી વખતથી,
વંશ પરંપરા મહીપાળને મળેલો છે;
અંગરેજ સરકારે સ્ટાર આફ ઈંડિયાનો,
દેશ પતિ રણમલ સિંહને દિધેલો[1] છે;
સોરઠમાં સૈકડો છે રાજ પણ આજ સમે,
જેના રાજતણો વર્ગ નંબર પહેલો છે;
કહે દલપતરામ કીધાં જેણે રૂડાં કામ,
કવિયોએ કાવ્ય જાણ કુશળ ગણેલો છે. ૧૬૦.

દોહરો.

રાજ સભાને રીઝવી, કરિ કવિતાનું કામ;
પદવી કવિની પ્રથમ ત્યાં, પામ્યો[1] દલપતરામ. ૧૬૧.

---

સેવાસ વર્ણન.

ઈંદ્રવિજય છંદ.

જાન્હવિ જાથુ જમાવ કરી નહિ, જેમ જટા ધર કેરિ જટામાં;
મોટિ નદી મહિ મંડળ માંહિ, મહી નદિ છે છબિવંત છટામાં;
બાવળ બોરડિનાં બહુ ઝુંડ, ઘણાં તરૂની ઘમઘોર ગટામાં;
દાઢિ જણાય જરીકજ જેમ, નરેશતણા મુખ દેશ પટામાં. ૧.
હાથિ હજારનિ હાર નિહાર, લગાર તગાર જણાય ન જેમાં;
રામનિ ફોજ વિશામ કરે કદિ, તોપણ શોધિ જડે નહિ તેમાં;
વાઘ વરૂ વિકરાળ વસે વળી, અન્ય અરણ્યતણાં પશુ એમાં;
તે વનનું વિગતે કરિ વર્ણન, સાહિત્ય શબ્દ વિના કરૂં શેમાં. ૨.

દોહરા.

અહિવાશીનો મુલકમાં, તેથી ઉપજે ત્રાસ;
વિશ્વ વિષે વિખ્યાત છે, વસુધામાં મહિવાસ. ૩.
રાજ શત્રુ ત્યાં જઈ રહે, રહે લુટારા ચોર;
પણ તે કદિ પકડાય નહિ, અતિ અંધારૂં ઘોર. ૪.
સાગર સ્થાનક મચ્છનું, ભૂત સ્થાન કૈલાશ;
સુરનું સ્થાનક સ્વર્ગછે, ચોર સ્થાન મહિવાસ. ૫.
રહે રાત દિન રખડતા, ભય તજિ ભીલ અપાર;
એક દિસે એમાં વળી, સર્વેનો સરદાર. ૬.
છૂટક છૂટક છાપરાં, કરી રહેલા કોઈ;
કઈક ગુફામાં ગુપ્ત રહે, જગ્યા છાની જોઈ. ૭.
ભામનિ ભાસે ભીલડી, બાળક લઈ બેચાર;
ચણોઠિયોના ચોસરા, હૈડે પહેરી હાર. ૮.
એક કુહાડી કાખમાં, એક છરો આણિદાર;
કરમાં તિરને કામઠું, એ નરનો શણગાર. ૯.
ટુંકી પહેરે તંગડી, માથે ફટો એક;
તન તો સઘળું તેહનું, છે ઉઘાડું છેક. ૧૦.
ન ગણે તડકા તાઢને, વળિ ન ગણે વરસાદ;
શિકાર સોધે સર્વદા, નિશદિન તેહ નિશાદ. ૧૧.

---

[1] માનસીંહજી મહારાજને પણ તે ઈલિકાબ મળેલાછે.

[1] સંવત ૧૮૯૧ માં.

પગમાં ન મળે પગરખું, નહિ અંગરખું અંગ;
તેના તનનું ચામડું, બખ્તર તુલ્ય અભંગ. ૧૨.
એક ઉપર આપદ પડે, કરે ઢોલ ધમકાર;
ભેળા થઈ જાય ભીલડા, પળમાં પાંચ હજાર. ૧૩.
સુત મોટા સરદારનો, તેજ નહીં સરદાર;
પણ જે થાય પરાક્રમી, એ પામે અધિકાર. ૧૪.
મહાસાગરમાં માંછલી, જતી રહી ન જણાય;
તેમજ તે મેવાસમાં, ગયો ચોર ન ઝલાય. ૧૫.
સાબ્રમતી ને મહિ નદી, બે મદ્ધે મેવાસ;
શિરોહીથી દક્ષિણ દિશે, પૂર્ણ કોશ પંચાસ. ૧૬.
મીઠી ભમી મહિ તટે, મીઠાં પાણી પાસ;
લીલા ઉગે લીમડા, ફુલ તેમાં કડવાશ. ૧૭.
આ સરકારે વશ કર્યા, અતિશય એવા ભીલ;
આહી પણ છેદન કરી, ધરી ન તેમાં ઢીલ. ૧૮.
ત્રાસ ટળ્યો સૌ દેશનો, સુખ પામ્યા સૌ લોક;
ઈશ્વર એ રીતે હર્યો, સર્વ સ્થળનો શોક. ૧૯.
ઉજડમાં વસ્તી થજો, થાજો લીલા લહેર;
સુખ શાંતી સઘળે થજો, પૃથ્વીમાં બહુપેર. ૨૦.

---

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી વિષે.

ઉપજાતિ વૃત્ત.

કહું હવે શ્રીપુરનો[૧] સુધારો, સ્વદેશમાં જ્ઞાન વધારનારો;
સ્વદેશનું જે હિત ચિત્ત ચહાશે, તે સાંભળી અંતર રાજિ થાશે. ૧.
ઈસ્વી સને સૌ સમજો કહ્યાથી, અઢારસેં ને અડતાળિશાથી;
જેજે થયો શ્રીપુરમાં સુધારો, તેમાંથિ છું કાંઇકિ બોલનારો. ૨.

દોહરો.

સોસૈટી વર્નાક્યુલર, સ્થપાઈ અમદાવાદ;
સંક્ષેપે વર્ણન કરૂં, ઉરમાં આણી યાદ. ૩.

ઉપજાતિ વૃત્ત.

માતા કહું તો પણ યોગ્ય એ છે, દેવી ભલી દૈવતવાળિ તે છે;
હું વળી કામદુધા વખાણી, રમાથકી ઉત્તમ એ જ રાણી. ૪.

દોહરા.

સ્થિતિ ગુણમય ગુજરાતની, બદલાઈ બહુ વાર;
સ્થિતિ પલટે છે રૂતુથકી, જેમ જગત મોઝાર. ૫.
હિમાચાર્ય સરખા થયા, વડાવડા વિદ્વાન;
જેના ગ્રંથો[૧] આજ પણ, મોટું પામે માન.
ગુજરાતી ભાષાતણા, કવિયો થયા અનેક;
રામાયણ ભારત રચ્યાં, વાર્તા પણ સવિવેક.
પછિ આવી પડતી દશા, વિદ્યા પામિ વિનાશ;
દેખાડે નહિ કોઇને, પુસ્તક જેની પાસ.
પછિ પરમેશ્વરની કૃપા, દૃષ્ટિ થઈ તે દેશ;
અમલ થયો અંગ્રેજનો, સૌ સુખ વધ્યું વિશેષ.

મનહર છંદ.

ગુજરાતમાં વિદ્યાની વૃદ્ધિ કરનાર નર,
લાયક લંદનપુરમાં જનમ પામિયો;
ઈસ્વિસો અઢારસેં ને એકવીસતણી સાલે,
સાતમી જુલાઈ દીન જન્મ ધરી જામિયો;
બહુ વિદ્યાભ્યાસ કરી એકવીસ વર્ષ વયે,
મુંબઈમાં આવી નોકરી વિષે વિશમિયો;
તે અલેકઝાંડર કિન્લાક ફારબસ નામ,
ખાંતે ગુજરાતની મટાડી ઘણી ખામિયો.

દોહરા.

સન અઢાર છેત્તાળિસેં, આવ્યો અમદાવાદ;
આશીસ્ટંટ જડજ થયો, તે અકટોબર બાદ.
શોખ ઘણો કવિતાતણો, વાંચે ધરી વિવેક;
ભાટ ચારણો બ્રાહ્મણો, જોયા કવી અનેક.

મનહર છંદ.

કવિતા સુણીને કરતો કવિની પરીક્ષા તે,
સીરપાવ આપી સારા શબ્દને ઉચારતો;
મનમાન્યો મળે કવિ તો તેને પોતાની પાસે
રાખવાને રાતદિન રૃદયમાં ધારતો;
સારાભાઈતણા સુત ભોળાનાથ ભાઈ મુખે,
સાંભળ્યું કવિનું નામ તેણે એક વાર તો;
મોકલાવી માણસ તેડાવ્યો દલપતરામ,
રાખ્યો પોતા પાસે તેને પળ ન વિસારતો.

દોહરા.

સન અઢાર અડતાળિસેં, માસ નવંબર નામ;
ફાર્બસ સાહેબે કવી, રાખ્યો દલપતરામ.
સંગ્રહ કરતાં ગ્રંથનો, ઉપજ્યો એક વિચાર;
સાર્વજનિક શુભ સ્થાપિયે, પુસ્તકનો ભંડાર.

---

૧ શ્રીપુર—અમદાવાદ.

૧ હૈમકોષ તથા હૈમ વ્યાકરણ વગેરે.

વર્ષ સાત થયાં પણ સોસાઇટી વધી નહીં,
નાણાં સાત સહસ્રની નોટો રહી છે ખરી;
આવે દલપતરામ આસિસ્ટંટ થાય મારો,
તો વધારીએ જરૂર હિંમત હૈયે ધરી;
માટે તમે તે કવિને લખજો મિત્રાઈ દાવે,
આવે જેમ અહીં એવાં વાક્ય રૂડાં વાવરી. ૪૫.
ફારબસે કવિ પ્રતિ પત્ર લખ્યો પ્રીતિ ધરી,
વાંચોને આ વાત તમે ચિત્તમાં વિચારજો;
તમને તેડાવ્યા હતા વઢવાણથી મેં તેતો,
મારી નોકરીને માટે તે નહીં વિસારજો;
સેવા સરકારી તજી સ્થાપેલી અમારી જેછે,
સોસાઈટી તેની તો સેવા તમે સ્વિકારજો;
ફિકર તમારી આખી ઉમરની હું ધરીશ,
ધીરજ તે માટે તમે અંતરમાં ધારજો. ૪૬.

દોહરા.

સ્વદેશનું હિત જો સદા, રૂદય ધરો દિન રાત;
તો આ વચનો વાંચિને, કબૂલ કરજો વાત. ૪૭.
વચનો એવાં વાંચિને, ના કહિ કેમ શકાય;
પક્કુ બંધન પ્રેમનું, તે નવ તોડ્યું જાય. ૪૮.
કરટીસેં કવિને લખ્યો, વળી વિવેકે પત્ર;
એનો ઉત્તર મોકલ્યો, તરત લખીને તત્ર. ૪૯.
સ્વદેશનુ શુભ ચાહિને, આવિશ અમદાવાદ;
સોસઈટીને સેવવા, બાર તેર દિન બાદ. ૫૦.
સન અઢાર પંચાવને, બેસંતાં જુન માસ;
કવિ દલપત આવી થયો, સોસૈટીનો દાસ. ૫૧.

મનહર છંદ.

કહે કરટીસ સુણો કવિરાજ આજ હવે,
કાજ કરવાનું મુખ્યછે તે કહું વાણિયે;
વસવા સોસાઈટીને સ્વતંત્ર સુસ્થાન નથી,
પુંજી પણ હજી સાત સહસ્ર પ્રમાણિયે;
લાખ કે અરધ લાખ નાણાનું ભંડોળ થાય,
તોજ મૂળ ઊંડાં આ સોસાઈટીનાં જાણિયે;
તે માટે રિઝાવો સરદાર સા'હુકાર લોક,
આપે જો સહાયતા તો હર્ષ ઉર આણિયે. ૫૨.

દોહરો.

તે પછિ કવિયે નિત્ય જઈ, નગર શેઠની પાસ;
કવિતા કહિ રંજન કર્યા, અંતરની કહિ આશ. ૫૩.

ઉપજાતિ વૃત્ત.

સોસાઈટી સૌનું ભલું ચહેછે, માગી લિધેલા ઘરમા[1] રહેછે;
ભલા હિમાભાઈ સુકીર્તિમાન, રચાવિ આપો રમણીક સ્થાન. ૫૪.
તેને હવે આશ્રય છે તમારો, ગયો મુકીને ઉપજાવનારો;
અરે દયા અંતર મધ્ય આણો, પોતાનિ તેને કરિને પ્રમાણો. ૫૫.
ધર્મી વડા છો ધનવંત ધોર, ઉદાર છો ને ઉમદા અમીર;
માટે ધરે એક તમારિ આશ, ન કાઢશો છેક હવે નિરાશ. ૫૬.
ધરા વિષે દેવળ ધર્મ શાળા, કરી થયાછો શુભ કીર્તિવાળા;
કરો હવે આ શુભ એક કામ, દેશે દવા તો દલપત્તરામ. ૫૭.

સોરઠા.

કરિ કવિતા એ રીત, રંજન કરતાં રોજ જઈ;
પ્રગટી મનમાં પ્રીત, એક દિવસ એ શેઠને. ૫૮.
કાંઈક ઢળ્યા કાન, દિધો દિલાસો જીભથી;
સજવાને સુસ્થાન, ભરી સભા ભાષણ કર્યું. ૫૯.
શુભ સપટંબર માસ, પ્રસિદ્ધ તારિખ પાંચમી;
વાંચો બુદ્ધિ પ્રકાશ, વાત લખીછે તે વિષે. ૬૦.
શેઠે કર્યું કબૂલ, સ્થાન રચાવી આપવા;
જ્યાં અંગ્રેજી સ્કૂલ, તે પાસે જગ્યા કરી. ૬૧.

મનહર છંદ.

ડિસંબર ચોવીશમી દીને ખાત મૂહુરત,
લાર્ડ એલફીનસ્ટન સાહેબે કોડે કર્યું;
પ્રભાતમાં પુસ્તકશાળાનો પાયો નાંખી પછી,
સાંજે દવાખાના[2] તણું ખાત એમ આદર્યું;
પ્રવેશ મૂહૂર્ત તે પુસ્તકશાળાતણું તેતો,
ચૌદમો નવબરે સતાવનમાં સુધર્યું;
વિશેષ વિગત તો વાંચો બુદ્ધિ પ્રકાશ વિષે,
આતો સાર સાર લૈ સંક્ષેપમાં મેં ઉચર્યું. ૬૨.
છોટા જન શ્રમ કરી કારજ સુધારે પણ,
તે કર્યાનો સુજસ તો મોટા જન માણશે;
કડિયો કારીગરી કરીને કરશે મકાન,
એનું નામ કહો પછી કોણ યાદ આણશે;
પાયો નાંખ્યો ગવર્નરે વાત તે પ્રસિદ્ધ થશે,
વારે વારે યાદ કરી લોક સૌ વખાણશે;

[1] ભદરના દરવાજા ઉપર હતી.

[2] શેઠ હઠીસિંહની બે વિધવા શેઠાણિયોએ મળીને રૂપીઆ અધ લાખ અને શેઠ પ્રેમાભાઇએ રૂપીઆ બાવીશ હજાર આપ્યા અને રૂપીઆ ૭૨૦૦૦ સરકારે આપ્યા તેમાંથી ૩૪૨૦૦૦) ની ઈમારત બાંધી અને બાકીના રૂપીઆ ચાલુ ખર્ચને માટે સરકારમાં વ્યાજે મુકયા.

પણ તે તો પાંસઠમાં પોતે સ્વર્ગ પંથ[1] ગયો,
નામ રહ્યું નિશ્ચળ સંસારીને સંભારવા. ૮૭.

દોહરા.

ફાર્બસ ગુજરાતી સભા, છે મુંબઈમાં હાલ;
મંત્રી મનસુખરામ છે, સૂર્યરામના લાલ. ૮૮.

મનહર છંદ.

મુંબઈના બારોનેટ શેઠ જમશેદજીના,
શાણા સુત જેનું શેઠ સોરાબજી નામછે;
ચોસઠના એપ્રિલમાં આવ્યા અમદાવાદમાં,
ઉતર્યા જ્યાં શેઠ હઠીસીંહનો આરામ છે;
સાંભળીને સમાચાર સાહેબે કવિને કહ્યું,
જાઓ જઈ મળો શેઠ ઉતર્યા જે ઠામછે;
જેમ કવિતાથી હિમાભાઈને રંજન કર્યા,
તેમ કરો રંજન જે તે તમારૂં કામછે. ૮૯.

દોહરા.

પછિ કવિજન જઈને મળ્યો, સ્નેહ સહિત સંપૂર્ણ;
સંભળાવિ કવિતા પ્રથમ, નીતીની પરચૂર્ણ. ૯૦.
જશવંતા જમશેદજી, થયા ગયા પ્રભુધામ;
વરણન તેના ગુણતણું, સંભળાવ્યું[2] તે ઠામ. ૯૧.

મનહર છંદ.

શેઠ જમશેદજીમાં શ્રેષ્ટ ત્રણ ગુણ હતા,
દોલત સહીત બારોનેટ પદ જાણિયે;
વિદ્યાનો વિનોદ ગુણ બીજો તથા ત્રીજો ગુણ,
વેપાર કર્યાની કળા વિવિધ વખાણિયે;
ખરસેદજી તથા રૂસ્તમજી ને સોરાબજી,
ત્રણ તે સાહેબજાદા તેમના પ્રમાણિયે;
વારસામાં અનુક્રમે આવ્યો એક એક ગુણ,
દાખે દલપતરામ દેખી ઉર આણિયે. ૯૨.

દોહરા.

ઈત્યાદિક કવિતા કહી, પછી ચલાવી વાત;
કામ કરે જે જે ભલાં, સોસૈટી ગુજરાત. ૯૩.
શુણિ રૂદયે રંજન થયો, સઘળો મિત્ર સમાજ;
પછિ કવિયે માગી મદદ, સોસૈટીને કાજ. ૯૪.
કહે શેઠ શોરાબજી, હું ખુશિ થયો અપાર:
શુભ કામે નાણું ગણી, આપિશ અઢી હજાર. ૯૫.

[1] તા૦ ૩૧ મી અગસ્ટે. [2] પરજરાગમાં છે તે.

કવિ વચન.

મુજ કવિતાથી જો તમે, અતિ રીઝયા હો અત્ર;
સેક્રેટેરિપર તો લખી, આપો મુજને પત્ર. ૯૬.

પત્ર લખ્યો તેનો સાર–મનહર છંદ.

સેક્રેટેરી સાહેબ તરફ લખ્યું લેટરમાં,
આપના આસિસ્ટંટે જે વાત મુજને કરી;
તે શુણિને ખરેખરે ખૂબ ખુશી થયોછું હું,
રકમ તો આપીશ અઢી હજારની ખરી;
તેના વ્યાજમાંથી દરસાલ સો રૂપૈઆતણો,
નિબંધ રચાવજો ઈનામ આગળે ધરી;
બારમી એપ્રિલે લેખ લખી આપ્યો એવી રીતે,
ધન્ય શેઠ શોરાબજી ઉદારદતા આદરી. ૯૭.
પાંસઠના ફ્રેબ્રુઆરી વિષે વળી મુંબઈથી,
શેઠ રાયચંદ સૂત પ્રેમચંદ આવીઆ;
કવિયે મેળાપ પ્રેમાભાઈની સમક્ષ કર્યો,
રસિક કવિતા કહી એઓને રીઝાવીઆ;
તે પછી સોસાઈટી કરેછે જે સુધારા કામ,
ફાયદા તેના સરવે કહી સમજાવીઆ;
માગતાં મદદ જ્યારે કાંઈકતો કાન ઢાળ્યા,
સમાચાર જઈ કરટીસને સુણાવીઆ. ૯૮.

દોહરા.

અઢારમી તારિખ દિને, ચિતમાં કરી વિચાર;
ભલી ભરી વાર્શિક સભા, આવ્યા ગ્રહસ્થ અપાર. ૯૯.

તે સભામાં કહેલી કવિતા.

વિદ્યા વાણિ વધારવા, ગરથતણી પડિ ગરજ;
આજ સભાસદ સરવની, એ માટે કરૂં અરજ. ૧૦૦.

હરિગીત છંદ.

કરૂં અરજ તે ઉરમાં ધરો, સઘળા સભાસદ સ્નેહથી;
ગુજરાતિ ભાષા ગુણવતી, પણ દુર્બળી થઈ દેહથી;
ચિંતા કરો ચિતમાં તમે, વિદ્વાન જન આ વાતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. ૧૦૧.
જે વાણિથી જીવક જડે, વળિ છે અધિક ઉપયોગની;
આ દેશિ જનને દિન દિને ભરનારિછે, સુખ ભોગની;
કિરતી કથેછે કથનથી, પ્રાચિન પુરૂષ પ્રખ્યાતની;
ઉધરે રકમ મન માનિતો, સુધરે ગિરા ગુજરાતની. ૧૦૨.

વેપાર પાર વિના કરે, એ વાણિથી વેપારિયો;
અભિલાખ લાખ ઉચારવામાં, વાપરે નર નારિયો;
વાણી વિના ગતિ પ્રાણિની, પરમાણિયે પશુ જાતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. १०३.
વાણી થકી ઉપદેશકો, ઉપદેશ આપે ધર્મનો;
વળિ શાસ્ત્રના સિદ્ધાંતને, સમન્વય સઘળા મર્મનો;
વાણી થકી વિદ્યા વિશેષ, ભણાય છે ભલિ ભાતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. १०४.
દેવળ સરસ છે દેવનું, જે માંહિ દેવ ચરિત્ર છે;
તન મનતણો મળ ટાળનાર, પ્રસિદ્ધ તિર્થ પવિત્ર છે;
દુઃખ દીનનાં કહેનારિ છે, દેનારિ છે સુખ સાતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. १०५.
ઉપકારિના ઉપકાર, માનવજાતિયે તો જાણવો;
એણે કર્યો ઉપકાર તે, ઉરમાં અહરનિશ આણવો;
આપણુ સરવને પાળનારી, તુલ્ય તે છે માતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. १०६.
માતા પિતાને વૃદ્ધ થાતાં, પાળવાં પુત્રે સહી;
તેવીજ રીતે દેશની, ભાષા વિષે ભુલવું નહીં;
જે છે હજાર પ્રકારથી, ઘણિ હેતુ લોક હયાતની;
ઉધરે રકમ મનમાનિ તો, સુધરે ગિરા ગુજરાતની. १०७.
ઉપયોગિ જેમ નવાણુ, ને વળિ ધર્મશાળા ધારવી;
એથી અધિક ઉપયોગિ, ભાષા સ્નેહથી સંભારવી;
અરજી ઉચારી આ અમે, સજ્જન સમીપ તમામની;
દિલમાં ધરો દિલ સજ્જ થૈ, આ દાદ દલપતરામની. १०८.

મનહર છંદ.

અવનીને એક ચંદ ઈશ્વરે ઉજાસ માટે,
આપ્યો એથી અડચણો પડે ઘણા કોશવા;
જ્યારે હોય જોડ ચંદ કસુર ન કશી રહે,
ત્યાંથી આવે ક્યાંઈ ગેરી અડચણો ખોસવા;
પ્રેમચંદ રાયચંદ, પ્રેમચંદ હેમચંદ,
જોડ ચંદ મળ્યા તને પ્રેમ કરી પોષવા;
થયું તારૂં સિદ્ધ કામ કહે દલપતરામ,
હવે તું સોસાઈટી ન લાગ અફ્સોસવા. १०९.

ઝુલણા છંદ.

રાવ આનાને વિધાનિ વૈકુંઠ ગઈ,
અધિપતી પાસ અરજી ઉચારી;
રાયચંદ સુત પૃથવી વિષે પ્રેમચંદ,
મારિ મગરૂરિ એણે ઉતારી;
કઈક લાચારને તો કર્યા લખપતી,
ભૂપ જેવા કર્યા કઈ ભિખારી;
કરમ લખતાં હવે શરમ આવે મને,
કરમની રેખ પર મેખ મારી. ११०.

દોહરા.

કર્મકડા[1] થુળિભદ્રને, મળતી સતજુગ વાર;
પ્રેમચંદ થુળિભદ્રનો, આ અવસર અવતાર. १११.
પછી ટીપ ત્યાં ફેરવી, ભરી સભા મોઝાર;
પ્રેમચંદ શેઠે લખ્યા, દેવા દશક હજાર. ११२.
પ્રીતે પ્રેમાભાઈએ, બે હજાર લખિ દીધ;
સભાસદોએ પણ ભરી, રકમો ત્યાં ભલિ વીધ. ११३.
જેસંગભાઈ અઢારસેં, ઉમાભાઈ શતપંચ;
પરચૂરણના પાંચસેં, રહ્યો ન સંશય રંચ. ११४.

મનહર છંદ.

ઇનામો આપીને નવા રચાવ્યા નિબંધો રૂડા,
પુસ્તકે પ્રગટ કર્યાં છાપથી છપાવીને;
વળી જે જે ગામ વિષે વાંચન સ્થાનક થયાં,
સહાયતા આપી તેને પુરો પ્રેમ લાવીને;
કવિતાનો શોખ ગુજરાતમાં વિશેષ વધ્યો,
લેખન વિદ્યા વધારી નિબંધો રચાવીને;
કહે દલપતરામ ધન્ય ફારબસ નામ,
વખણાયો ઘણો તે વિદ્યાનાં બીજ વાવીને. ११५.

દોહરો.

કરટિસ અગન્યોતેરમાં, ગયો વિલાંત વાટ;
સેક્રેટેરિ ત્યારે થયા, શાણા સાહેબ સ્કાટ. ११६.

ઈંદ્રવિજય છંદ.

વ્હાલ કરી વઢવાણ થકી કવિને, કિનલાક સુણે કર ઝાલ્યો;
પાલણ પોષણ પૂર્ણ કરી, કરટીસતણા કરમાં કર ઘાલ્યો;
તે કરટીસ તજી ગુજરાત, વિચક્ષણ વીર વિલાયત ચાલ્યો;
દેશિ કવી દલપત્તતણો લઈ, સ્કાટતણા કરમાં કર આલ્યો. ११७.

મનહર છંદ.

શિતેરની સાલમાં[2] મુંબાઈ જવા માટે અહીં,
કચ્છ પતિ રાવ પ્રાગમલજી પધારિયા;

[1] મરકટમાં આવે તે હેકાણે એક પગલું ભરીને ત્યાં આગળ તો સોના મહોરની ઢગ એટલે એક નીકળે, તે કર્મ કડા કહેવાય. [2] સાલમાં.

કવિયે મેળાપ કરી આશીષ વચન કહ્યાં,
સ્નેહ ધરી સમીપમાં સુજસ ઉચારિયા;
ઉમયાશંકર સુત લાયક ઝવેરીલાલ,
તેની મારફતે શબ્દ અંતર ઉતારિયા;
પાંચસેં રૂપૈઆ આપ્યા તે સમે સોસાઇટીને,
બીજીવાર બસેં મોકલી ગુણો સંભારિયા. ૧૧૮.

દોહરા.

ઈત્યાદિક ઉમદાજને, સહાયતા કરી એમ;
સજ્જડ થઈ સોસાઇટી, જાય ન ઉખડી જેમ. ૧૧૯.
વરશો વરશ વળી કર્યાં, શક્તિ પ્રમાણે કામ;
તેથી સોસૈટીતણું, પ્રસિદ્ધિ પામ્યું નામ. ૧૨૦.

હરિગીત છંદ.

ઓતેરના મે માસથી, તે સ્કાટ સિંધ સિધાવિયા;
સેક્રેટેરીની પદ્વિપર ગોપાળરાવ ઠરાવિયા;
સંભાળિ સાદાચાર વર્શ સુરીતથી સોસાઈટી;
લોકો વિષે બહુ લાયકી લાખેણિ જેનિ ગણાઈતી. ૧૨૧.
પછિ રાવ સાહેબ આજ મહિપતરામ જેનું નામ છે;
તેનેજ હસ્તક આજ લગિ સોસાઈટીનું કામ છે;
ભંડોળ તેનું તો ભલું, જો આશરે ઉર આણિયે;
સામાન રોકડ સહિત ધન, ચાલિશ હજાર પ્રમાણિયે. ૧૨૨.

દોહરો.

આતો મેં સંક્ષેપથી, કહ્યો કાંઈ ઈતિહાસ;
વિશેષ ઈચ્છો વાંચવા, વાંચો બુદ્ધિ પ્રકાશ. ૧૨૩.

---

## બુદ્ધિ પ્રકાશ વિષે.

દોહરા.

સન અઢાર ચોપનતણો, મનહર મારચ માસ;
પ્રથમ થકી ચોપાનિયું, પ્રગટ્યું બુદ્ધિ પ્રકાશ. ૧.
શશિ સૂરજ તારા તડિત, આપે ભલે ઉજાસ;
જડતા તિમિર ટળે નહિ, જ્યાં નહિ બુદ્ધિ પ્રકાશ. ૨.
દિવેલ વિદ્યા પાત્ર દિલ, કરો વિચાર કપાસ;
વિવેક જ્યોત વિમળ વડે, પ્રગટે બુદ્ધિ પ્રકાશ. ૩.
સજજનને મુખ શોભતું, તેથી આવે તેજ;
કપટી મુખ કાજળ ઢળે, અચરજ સરખું એજ. ૪.
વ્યસન સરૂપી વાદળાં, અટકાવે ન ઉજાસ;
તો મન મેદનિમાં પડે, બહુ વિધિ બુદ્ધિ પ્રકાશ. ૫.
બુદ્ધિ પ્રકાશ બનાવતાં, પક્ષ ગયા ચોવીશ;
શાલ[1] નવીતો સાહેબે, આ આપો બક્ષીસ. ૬.

દ્વિઅર્થી એક સાહેબને રટવા વિષે.

જો તું આજનિ શાલમાં, સાહેબ[2] એ કરટીસ;
નીતી જાણવિ ભક્તિ કર, ઉત્તમ જગો લહીશ. ૭.

"ઉત્તમ જગો એટલે સ્વર્ગ પામીશ."

"એજ દોહરો ઉત્તમરામ નામના નોકરીના ઉમેદવાર નિશાળિયાને કહેલો તે નીચે પ્રમાણે.

જો તું આજ નિશાળમાં, સાહેબ એ કરટીસ;
નીતી જાણ, વિભક્તિ કર, ઉત્તમ જગો લહીશ. ૮.

"મતલબ કે પંચતંત્ર નીતી જાણ એટલે પંચોપાખ્યાન ભણ અને વ્યાકરણ ભણ તો હે ઉત્તમરામ તું કરટીસ સાહેબની મહેરથી નોકરીની સારી જગો પામીશ.

સુપાત્ર સ્નેહ સહિત મળે, જો ગુણકાર[3] કપાસ;
પાવકતા[4] જોગે પછી, પ્રગટે બુદ્ધિ પ્રકાશ. ૯.
ઉઘડે આંખો અંગની, ઉગતાં અરૂણ ઉજાસ;
અંતર આંખો ઉઘડે, પઢતાં બુદ્ધિ પ્રકાશ. ૧૦.
બંબો અગ્ની બૂઝવે, જુઓ જગતમાં જેમ;
બૂઝે બુદ્ધિ પ્રકાશથી, ત્રિવિધિ તાપ પણ તેમ. ૧૧.
દ્વાર ઉઘાડો દિલતણું, પુસ્તક લ્યો આપાસ;
આળસ પટ અળગો કરો, પામો બુદ્ધિ પ્રકાશ. ૧૨.
દીવાની દીપ્તી થકી, ઉત્તમ ઈંદુ ઉજાસ;
ભાનુ પ્રભા તેથી ભલી, પણ વળિ બુદ્ધિ પ્રકાશ. ૧૩.
જોયું ન વાહન આગનું, પઢ્યો ન બુદ્ધિ પ્રકાશ;
તે જન જનમ્યો ત્યાં મુઓ, જ્યમ જંગલનું ઘાસ. ૧૪.
જે દર મહિને જન્મતું, એને આવી આંચ;
એ કારણથી અવતર્યું, પૂરે મહિને પાંચ[5]. ૧૫.
ઈસ્વી વર્ષ અઢારસેં, બાસઠમું બોલાય;
ઓગણિસેંને અઢારમું, વિક્રમનું વંચાય. ૧૬.
પુસ્તક બુદ્ધિ પ્રકાશનું, નવમું રચ્યું નવીન;
તે પરિપૂરણ પ્રીતથી, પઢશો જનો પ્રવીન. ૧૭.
ઈસ્વી વર્ષ અઢારસેં, પાંસઠમું પ્રારંભ;
બુદ્ધિ પ્રકાશક બારમું, આજ કરૂં આરંભ. ૧૮.

---

[1] શાલ–સાલજોડાનો સિરપાવ અથવા નવું વરસ.
[2] પરમેશ્વર. [3] ગુણ–દોરો, દીવટ.
[4] પાવકતા–દેવતાપણું અથવા ચતુર્થાંશ પણ ભાષણ કરવાપણાના જોગથી.
[5] પાંચ–સન ૧૮૫૭ ના બળવાની વખતે ચોપાનિયાં તથા ન્યુસપેપરો પાંચ માસ બંધ રહ્યાં હતાં.

દોહરો.

સોસૈટીને કારણે, જે ગુર્જરી વિલાપ;
રચ્યો હતો તે કહું હવે, સુણજો સજ્જન આપ. ૩૭.

---

## ગુર્જરી વાણી વિલાપ.

ઈંદ્રવિજય છંદ.

જો પ્રભુ થાય મહા મતિ પ્રેરક, પંથ પલાણિયે પાવક પાણી;
પક્ષિનિ પાંખ પહોચિ શકે નહિ, વીજળિ વેગ ચલાવિયે વાણી;
જેનિ કૃપા થકિ જંગલિ જે જન, જંત્રનિ જુક્તિ જથા રથ જાણી;
તેનિ કૃપાથિ કહે દલપત્ત, કરૂં કવિતા ચિત હીમત આણી. ૧.
તિક્ષણ બુદ્ધિ વિચક્ષણતા નથિ, સ્થૂળમતી વળિ મૂળથિ થોડી;
અક્ષર એક વિવેક નથી, કહુછું અતિ છેક અહંપદ છોડી;
હિમતથી મહા કિંમતની, રચના રચવા રસથી રૂચિ જોડી;
વંદન વિશ્વ પતિ પદ પદ્મ, કરૂં દલપત્ત કહે કર જોડી. ૨.

દોહરા.

સૌ સજ્જનના સમિપમાં, કહું ગુર્જરી વીલાપ;
તેનો મર્મ વિચારિને, ઉરમાં ધરજો આપ. ૩.
શાખા સોસૈટીતણી, સ્થિર સ્થાપવા વિશાળ;
કરટીસે[1] ઇચ્છા કરી, જ્યાં મોટો મહિપાળ. ૪.
સન અઢાર ઉન[2] સાઠમાં, નિજ કવિને તે કામ;
માન દઇને મોકલ્યો, ભાવનગર નૃપ ધામ. ૫.
વિજય ક્ષમા વર્ણન કર્યું, જ્યાં રાજા જસવંત;
રાજ સભા રંજન કરી, જઈ કવિયે અત્યંત. ૬.
પુસ્તકશાળા સ્થાપવા, લીધું નૃપનું વેણ;
કોલ દિધો કવિને કરે, નેહ જણાવી નેણ. ૭.
સન અઢારસેં ત્રેસઠે, વળી વિચારી વાત;
સ્થિર શાખા જઈ સ્થાપવી, વડોદરે સાક્ષાત. ૮.
કરટીસે કવિને કહ્યું, હૈયે રાખી હામ;
વિચરો તમે વડોદરે, કરો જઈ શુભ કામ. ૯.
શાખા સોસૈટીતણી, સ્થિર કરવી તે ઠામ;
રાજા કરે સહાયતા, થાય આપણું કામ. ૧૦.
ગુજરાતી ભાષા વિષે, ગ્રંથો બહુ ગુંથાય;
તો ગુજરાતી વાણિનો, સદ્ય સુધારો થાય. ૧૧.
રિઝાવજો જઈ રાયને, સુણાવિ કવિતા સાર;
મળજો પ્રથમ પ્રધાનને, તેથી કામ થનાર. ૧૨.
શેઠાણી હરકોરને, નગર શેઠને જેમ;
કવિતા રસથી રીઝવી, કામ કરાવ્યાં તેમ. ૧૩.
ભાવનગરના ભૂપને, રિઝાવીને રસ રીત;
પુસ્તકશાળા સ્થાપવા, લીધું વચન નિચિંત. ૧૪.
તેમજ ગાયકવાડના, કરનો લાવો કોલ;
સમજાવો વિદ્યાતણો, ઉત્તમ લાભ અતોલ. ૧૫.
રૂડો ત્યાં રસિડેંટ છે, સાહેબ કર્નલ બાર;
મેંબર સોસૈટીતણો, છે શાણો સરદાર. ૧૬.
તેપણ તમને આપશે, સહાયતા શુભ રીત;
એથી ધાર્યું આપણું, થાશે કામ ખચીત. ૧૭.
શુભ ખાતું સ્થાપન કરે, ન ધરે શાખા નામ;
તોપણ ઉત્તમ જાણવું, કામ થયાનું કામ. ૧૮.
કદાપિ કારજ નવ બને, તો ન થવું દિલગીર;
શ્રમ કરિ જોવો આપણે, ધરિને મનમાં ધીર. ૧૯.
ગુણિને કવિજન સાંચર્યો, કરવા ઉત્તમ કામ;
ઉતારો જૈને કર્યો, શામળ બેચર ધામ. ૨૦.
જઈને કર્નલ બારનો, પ્રથમ કર્યો મેળાપ;
વાત કરી તે સાંભળી, ઉચર્યો સાહેબ આપ. ૨૧.
ભાસેછે મુજ મન વિશે, કામ થવું મુશકેલ;
છે રાજાના સોબતી, આ૦આ જન અભણેલ. ૨૨.
તે જાણે છે જો થશે, રૈયત ભણિ હુંશિયાર;
રાજ કાજમાં તો ઘણી, તે લેશે તકરાર. ૨૩.
સલાહ તેવા જનતણી, માનેછે મહિપાળ;
તે માટે નથિ થાપતા, નવીન રીત નિશાળ. ૨૪.
કહ્યું અમે કઈ કઈ સમે, કથન ધર્યું નહિ કાન;
તોપણ તમે કરી જુઓ, શ્રમનિજ શક્તિ સમાન. ૨૫.
આપિશ હું અનુમત ભલું, વળિ આપુંછું પત્ર;
આપો જઈ પ્રધાનને, તમે મળીને તત્ર. ૨૬.
પ્રધાન પાસે પત્ર લૈ, જઈ કીધો મેળાપ;
ગુણિજન ગોવિંદ રાવતે, અડક રોઠિયા આપ. ૨૭.
કહે કવી ભારત સમે, પાંડવ કેરી પાસ;
પ્રધાન ગોવિંદરાવ[1] શુભ, કરતા નિતી પ્રકાશ. ૨૮.
તેથી જય પાંડવતણું, થયું જગત મોઝાર;
જાણેછે તે જન સઉ, આજ સુધી સૌ ઠાર. ૨૯.
સંજયને ધ્રતરાષ્ટ્રરે, પૂછી એવી વાત;
કોણ જીતશે જુદ્ધમાં, કહો મને સાક્ષાત. ૩૦.
જ્યાં પ્રધાન ગોવિંદ છે, જાણો ખરૂં ખચીત;
જરૂર ભારત જુદ્ધમાં, તેની થાશે જીત. ૩૧.

---

[1] ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી.
[2] ઓગણસાઠમાં.

[1] કૃષ્ણ.

મહા સિદ્ધિ સહિત રિદ્ધિ રૂડી, ખંડેરાવ ક્ષિતી-શની;
નર લોક મધ્યે તે નિરખતાં, દૃષ્ટિ ઠરે જગદીશની. ૫૨.

આશિર્વાદ.—શાર્દુલ વિક્રીડિત વૃત્ત.

કલ્યાણી કમળાક્ષિ દેવિ કમળા, કલ્યાણ તે તો કરે;
ભંડારી ભવદેવનો ભવનમાં, ભંડાર ભારે ભરે;
સિદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ સુખ સૌ, સોંપે સદા શ્યામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૫૩.
પ્રીતે પ્રૌઢ પ્રતાપ પૂર્ણ પ્રભુના, પામો પ્રજાના પતી;
મોટા મત્ત ગજેંદ્ર રત્ન સરિખા, દેવેંદ્ર તે દે અતી;
ધારી ધૈર્ય ધનુર્ધરાદિ વિધિના, ધીમંત છો ધામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૫૪.
વિદ્યા વાદ વિનોદ વાણિ વિમળા, જિભ્હાગ્ર વાસો વસે;
આપે ઈષ્ટ અભિષ્ટ કષ્ટ હરિને, સંપુષ્ટિ તુષ્ટિ થશે;
મંત્રી મિત્ર પવિત્ર પાત્ર મતિના, કલ્પ્યાં કરે કામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૫૫.
ભ્રાતા તો પરભારજા જનતણા, ઓ અન્ન દાતા તમે;
પ્રખ્યાતા પ્રિય છો પ્રજાજનતણા, ત્રાતા વિધાતા તમે;
રાતા રામ રસે સદૈવ ગુણના, જ્ઞાતા ગુણ ગ્રામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૫૬.

દોહરો.

શુણીને ભૂપે પૂછિયું, ધરી પ્રેમ ભરપૂર;
કોણ તમે છોને વળી, શો ઇચ્છા છે ઉર. ૫૭.

ઉત્તર.—મનહર છંદ.

ગીરા ગુજરાતીતણા પીયરની ગાદી પામી,
મુખ્ય તો મરાઠી માની દેખી દુખી દીલ છું;
અરજી તો આપી[1], દીઠી મરજી તથાપી નહિ,
આવ્યો આપ આગળ ઉચારવા અપીલ છું;
માંડતાં મુકદમાને ચાર જણા ચુંથશે તો,
શું થશે તે શોચનાથી સાહેબ શીથીલ છું;
દાખે દલપતરામ ખુદાવંદ ખંડેરાવ,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું. ૫૮.
ચૌટામાં લૂટાણી મહારાણી ગુજરાતી વાણી,
લૂટી અલંકાર કુટી કીધી ગુનેગારશી;
પગેરૂં ચલાવ્યું તે તો ચાલતાં મુંબઇમાં પેઠું,
પછી ત્યાં તપાસતાં તો પકડાયા પારશી[1];
આજ ધર્મ રાજ મહારાજનું બિરાજમાન,
સાચ જુઠ સદ્ય શોધી આપે જેમ આરશી;
માફ માગી આપ પાસે સાફ ઇનસાફ માગે,
એ બિચારી નારીછે કુંવારી ને નવારશી. ૫૯.

દોહરા.

મહારાજ મેં સ્વપ્નમાં, દીઠો એક બનાવ;
તે હકિકત તમ આગળે, કહેવાનો છે ભાવ. ૬૦.
સ્નેહ સહિત તે સાંભળો, એ ઇચ્છા મુજ ઉર;
ભાસે વળતી જે ભલું, કરજો આપ જરૂર. ૬૧.
કહ્યું નૃપે જાહેર કરો, જે કહેવાનું હોય;
વળતી કવિજન બોલિયો, સુણો સજન સહુ કોય. ૬૨.

ઉઘોર છંદ.

ભલિ ભૂમિનો શુભ ભાગ, બહુ સરસ શોભિત બાગ;
કવિ એક જોવા કામ, ઠિક થૈ ગયો તે ઠામ. ૬૩.
અવલોકિ અબળા એક, છુટિ લાજ રહતી છેક;
વિધ વિધ ઉચારિ વિલાપ, બોલતી ઓ માબાપ. ૬૪.
કર ચુંટતી શિર કેશ, વરવો દિસે બહુ વેશ;
કૂટતી અધીક કપોળ, ચક્ષૂ કર્યાં રંગ ચોળ. ૬૫.
શરિરે નહીં શણગાર, પીડા કરે પોકાર;
બોલતી ખંડિત બોલ, તનનો ન દીસે તોલ. ૬૬.
એકે ન સાજું અંગ, ભમતાં થયેલાં ભંગ;
વળિ વરણ નહિ વરતાય, ગળું તાણિને દુઃખ ગાય. ૬૭.
કાળા હરણને કાગ, રાચે શુણીને રાગ;
માનવી દે નહિ સાન, મન સમજી ભૂત સમાન. ૬૮.
કવિ સાંભળી કલ્પાંત, અતિ સ્વદય કીધું સ્વાંત;[2]
વનિતાને પૂછી વાત, કહે જરૂર તારી જાત. ૬૯.
દિસે છે તું કોઈ દેવિ, અવલોકિ તુજને એવિ;
તે વળતિ બોલી વાત, તું જાણ મારી જાત. ૭૦.
ગિર્વાણ વાણિ વિશાળ, રમણીક રૂડી રસાળ;
તેનીજ તનુજા હુંય, પણ છેક દુઃખમાં છુંય. ૭૧.
વળિ વદૂ કારણ વીર, શુણ ધારિ મનમાં ધીર;
ગુજરાત મારૂં ગામ, ઠરવાતણું તે ઠામ. ૭૨.

[1] પ્રથમ અમદાવાદથી કાગળ લખ્યો હતો પણ ઉત્તર મળ્યો ન હોતો.

[1] પ્રથમ પારશીઓ બોબડી ભાશા લખતા હતા તેથી કેટલાએક ધારેછે કે વર્તમાન પત્રો પારશીઓ છાપેછે તેના ફેલાવાથી ગુજરાતી ભાષામાં ગડબડ થઈ.
[2] સ્વાંત—મન.

મુજ પિયરનોજ પ્રતાપ, જે પામિયા નૃપ આપ;
મુજને ન આપે માન, કહું તે સુણે નહિ કાન. ૭૩.
મુજ સોક્યનું સનમાન, કરિને ગણે ગુણવાન;
ક્યાં કરૂં જઈ પોકાર, નર કોણ સાંભળનાર. ૭૪.

કવિ વચન.

મનમાં ન શોચિશ માત, સમજ્યો હું સઘળી વાત;
શુભ કરિશ તારૂં કામ, કવિ કહે દલપતરામ. ૭૫.

દ્વિઅર્થી—મનહર છંદ.

બળનો જે બંધુ જેની સખ્યતા અક્રૂર સાથ,
ધરમનો પક્ષ ધારનાર તને પાળશે;
સ્તંભ દંભ તોડનાર, જે છે દુરજન ધનનો,
શ્રીમંત શ્રી રાજતે સદા તને સંભાળશે;
કંઠે જેને મહામણી પ્રખ્યાત છે પદ્મ પાણી,
એજ તને આપની ગણી ઘણી ઉજાળશે;
રૂડો જે આ ખંડેરાવ, સ્નેહી નર નારિકાનો,
દ્વારિકાનો નરદેવ તાપ તારા ટાળશે.[1] ૭૬.

ઈંદ્રવિજય છંદ.

કર વાવરશે કરૂણા કરિ એજ, સહાય થશે તુજ સૂધરવા;
ધરવા શણગાર રૂડા મળશે, મળશે તદ્દખીર તને તરવા;
તરવાર બહાદુર તે નૃપનીજ, સમર્થ સદા દુખ સંહરવા;
હરખાંક્ય[2] ગણી દલપતતણું, કર આદર કીર્તિ કથા કરવા. ૭૭.

દોહરા.

કરિશ ખુશામદ ખૂબ હું, તુજ માટે હે માત;
બોલિશ એવા બોલ જઈ, રાય થાય રળિયાત. ૭૮.

સુણિ બોલી તે સુંદરી, સુણો કવી શુદ્ધ ભાવ;
તમે વખાણ કરી કહ્યું, રૂડો ખંડેરાવ. ૭૯.
પણ કળિ યુગના રાયનાં, લક્ષણ નવ દેખાય;
તો કળિ યુગમાં તેહને, ભૂપ કેમ કહેવાય. ૮૦.

વ્યાજસ્તુતિ.—મનહર છંદ.

ભોળાપણું ભાસે નહિ સત્યતા તો નાસે નહિ,
નાસે નહિ ઉરમાં ઉદારપણું આણતાં;
અફીણ બંધાણ નહીં, અરથ અજાણ નહીં,
અધનું એંધાણ નહીં, પેખીએ પ્રમાણતાં;
આળસ તો અંગ નહીં, કુસંગીનો સંગ નહિ.
રંડી બાજી રંગ નહીં, જન કોઈ જાણતાં;
કળીના રાજાના ગુણ કશા ન જણાય જોતાં,
શેનો રાજા ખંડેરાવ વદીએ વખાણતાં. ૮૧.

દોહરો.

તે સુણિને બોલ્યો કવી, જે નૃપનું એ નામ;
હલકાને ઉમદા કરે, આશ્રય દેતે હામ. ૮૨.

છપ્પો.

ગારદી — રદિ, શરાન, મળ, કેફ; ભોઈ. શબ્દો જે ભણિયે;
યશવાન — વિચારિ જોતાં વાન, સુગુણ તેમાં શા ગણિયે;
કમળ — પણ જો ગાયકવાડ, નામનો આશ્રય એ લે;
વ. કેફ — એક એક અક્ષરજ, તોય શુભ ઉપમા તે લે;
હ. ભોઈ — તે માટે હું કહુંછું તને, ગણ સદ્ગુણ એ નામના;
કરશે કરૂણા તો કોઈ દિન, કરશે પૂરણ કામના. ૮૩.

નૃપ પ્રશંસા.—દોહરો.

ગુણવંતી ગુજરાત તું, ભલો ધરી ઉર ભાવ;
ગુણ ગા ગાયકવાડના. બંધથિ કર્યો બચાવ. ૮૪.

સવૈયા એકત્રીસા.

બંડ ઉઠ્યું આ દેશ બધે, તે દિવસ બચાવ્યો ગુર્જર દેશ;
હિમત રહી અંગ્રેજતણી, તે ગાયકવાડનિ મદદ વિશેષ;
જો મહારાજ ન લે મનમાં તો, જાણ જરૂર પ્રલે થઈ જાન;
ખંડેરાવ ક્ષિતીશતણા તું, ગુણ ગા ગુણવંતી ગુજરાત. ૮૫.
દીલ્લિ આગરે દંગ ઉઠ્યો, વળિ તે ગભરાટ ગયો ગ્વાલેર;
બંગાળે પણ ગડબડ થઈ, રૈનાઈ ગઈ ફરતી ચોફેર;
જો આ દેશ તરફ ઉપજતતો, તારિ અવસ્થા તેવિજ થાન;
ખંડેરાવ ક્ષિતીશતણા તું. ગુણ ગા ગુણવંતી ગુજરાત. ૮૬.
અમદાવાદ રહ્યું આબાદ, રહ્યું સુખમાં વળિ સૂરત શહેર;
કોઈ લખેશરિની લક્ષમી, ન લુટાઈ કુટાઈ થયો નહિ કેર;

---

[1] શ્રીકૃષ્ણ વિષે:—બળદેવજીનો જે ભાઈછે, અને અક્રૂરજી સાથે જેને મિત્રતાછે, અને યુધિષ્ટીરનો પક્ષ તાણનાર તે તને પાળશે. દુર્જોધનનું અભિમાન અને કપટ તોડનાર જેછે, એવો લક્ષ્મીવાળો શોભાયમાન રાજા તે તને સદા સંભાળશે; જેની કોટમાં કૌસ્તુભ નામનો મોટો મણી છે, તથા જેના હાથમાં કમળ પ્રખ્યાત છે, તે તને પોતાની ગણીને ઘણી ઉજાળશે; આખંડ એટલે ભરતખંડ જે રૂડા રાજાછે, અને પુરૂષો તથા સ્ત્રિયોનો સ્નેહી છે, એવો દ્વારિકાનો રાજા જે શ્રીકૃષ્ણ તે તારા તાપ ટાળશે.

ખંડેરાવ વિષે:—કોજના સરદારોનો ભાઈ જેવો છે, અને દયાળુ માણસો સાથે જેને મિત્રતા છે, અને ધર્મનો પક્ષ રાખનાર છે, તે તને પાળશે. મહાકષ્ટે જેની સાથે જુદ્ધ થઈ શકે એવા શત્રુઓનું અભિમાન તથા કપટ તોડનાર, એવો શ્રીમંત શોભાયમાનરાજા તને હમેશાં સંભાળશે; જેના કંઠમાં મોટા હીરાછે. અને જેના હાથ કમળ જેવા પ્રસિદ્ધ છે, તેજ તને પોતાની ગણીને ઘણી ઉજાળશે. આ સારા જે ખંડેરાવ મહારાજ સર્વ પુરૂષો અને સ્ત્રીયોનો સ્નેહી છે, અને તે દ્વારિકાનો રાજાછે, તે તારા તાપ ટાળશે.

[2] શીવના વચન જેવું.

વિના કોટિ હજી કઈક કણબી ગયા,
ગણુ જાણે કિયે પંથ પળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૨.
સરસ કવિ-રત્નનો શોધ કીધો નહીં,
રત્નથી રત્ન તો સરસ રાખ્યાં;
ચિત્ત ધરી કવિતણાં વચન ચાખ્યાં નહીં,
ચાવિને દાળને ભાત ચાખ્યાં;
જમિન જર મેલિને જવાળમાં જળિ ગયા,
ટળિ ગયાં નામને ઠામ ટળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૩.
શું થયું સેન સંપૂર્ણ સજવાથકી,
શું થયું કનકના મહેલ કીધે;
શું થયું હાથિને ભાથિ ભેળા કિધે,
શું થયું દ્રવ્ય બહુદાન દીધે;
ગ્રંથમાં ગુંથિ ગુણ જે ગવાયા નહિ,
ચાર દિન માંહિ અચળાથિ[1] ચળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૪.
રાજ વંશી થયા દેવ અંશી સમા,
જગતમાં આજ કોઈએ ન જાણે;
લાયકી લેખિ કવિએજ જેને લખ્યા,
વિધવિધે સર્વ તેને વખાણે;
પૃથ્વિ ઉપાડતા પર્વતો પાડતા,
બાહુ જેના હતા બહુજ બળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૫.
ધૂળ ભેળું ભળ્યું હોયછે હેમ તે,
કારિગર કોઈ પ્રખ્યાત કરશે;
તેમ સદ્‌ગુણિતણાં નામ સંસારમાં,
કવિ ભજે ધરણિપર કીર્તિ ધરશે;
તેવિના છવિને કઈક જાતા રહ્યા,
ટપકતાં બોરના જેમ ટળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૬.
રાખવા નામ ધન લાખ ખરચી કરી,
બહુજ ઇમારતો બેશ બાંધે;
રાખવા નામ તોતે વરા નવનવા,
રાખવા નામ સંગ્રામ સાધે;
રાખવા નામ લાખો કરે લોકમાં,
રોકડું દ્રવ્ય જે આપ રળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૭.
ભોજ જેવોજ સિદ્ધરાજ જસ જોરવા,
કવિતણો શોધ સહુ ઠામ કીધો;
શોધ કરતાં નહિ સરસ કવિ સાંપડ્યો,
બાંધિ બહુ ઘાટ જશ લેખિ લીધો;
ઘાટના ઠાઠતો વાટમાં વહિ ગયા,
ગરદમાં કોઠ પાષાણ ગળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૮.
દેહ આયુષ્ય જગદીશના હાથમાં,
કીર્તિ આયુષ્ય કવિ લોક હાથે;
સરસ જશવંતને નરસ સાથે કરે,
નરસને પણ કરે[*] સરસ સાથે;
કવિજનો સાથ કંકાસ જેણે કર્યા,
દેવપણ દૈત્યની પંક્તિ ભળિયા;
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહત કવિ કોઈ જેને ન મળિયા. ૧૦૯.

• મનહર છંદ.

निश्चल सुनाम काम देके अमनीत दाम,
ठाम ठाम काम करे भूप मन भायो है;
एहि कामको उपाय चाहि सिद्ध राय राग,
सीलपीके पास सिन्ध सरस रचायो है;
मालवको महिपाल भयो भलो भोजराज,
निश्चल सुनाम कामकवि पे करायो है;
कहे दलपतिराम कहां सिद्ध राज काम,
भोजको तमाम ठाम नाम दरसायो है. १२०.
देखी हाथी दोनुं विद्वानकुं विवाद भयो,
एक कहे अचल निवास वाको बनमें;
एक कहे याकोवास सरस सहर मध्य,
एसोही अमूल रत्न कहांते आन्यगो;

[*] કોઇમાં બધા સદ્‌ગુણ કે બધા દુર્ગુણ હોય નહિ; પણ ઇતિહાસ લખનારા પોતાના મનના ભાવ પ્રમાણે વધારે સદ્‌ગુણ કે દુર્ગુણ પ્રસિદ્ધ કરેછે. જેમ આના સંબંધે એક કવિ-ગીતા જેવું અને બીજો કવિ માસ, હેથીટ, અને મસ્તું છે.

अंत यों सिद्धांत भयो प्रांत में पुरुष होय,
कैसे वाकी कदर न जाने कोउ जनमें;
कहै दलपतिराम कैसे आवे दूर देश,
होइजो क़दर दान विवेकी वतन में. १११.

દોહરો.

કવિ વાણી અમૃત ભરી, મૃતક સજીવન થાય;
વ્યર્થ હોય તે કવિથકી, સદા સમર્થ જણાય. ૧૧૨.

ગુર્જરી વચન.—મનહર છંદ.

અડખંશ પુણ ભુન અળ સય ગોણી વીળી, — અખંડ
અજીવા એ[1] આઠ શબ્દ સજીવન થાય તો; — ખંડેશ
કવીની વાણીમાં લોકો અમૃત કહેછે તે હું, — પુરાણ
સાચું જાણું તને વળી કહું કવિરાય તો; — ભુવન
કહે કવિ એ શબ્દોના અંતરમાં ઉતરેજો, — અમળ
ખંડેરાવ મહારાજ નામ તે સદાય તો; — સહાય
નામને પ્રતાપે પરિણામ કામ સિદ્ધ થાય, — ગોરાણી
અજીવન શબ્દ તે સજીવન જણાયતો. ૧૧૩. — વીજળી
અખંડ ખંડેશ પદ પુરાણ પુરૂષ આપે,
ભુવન પતી ભવન આપે ભલી ભાતનાં;
અમળ અકળ બુદ્ધિ બળ આપે બુદ્ધિનાથ,
સહાય સદૈવદેવ રહે દીન રાતના;
ગોરાણી ગુરુનીવાણી સફળ અમૃત ખાણી,
વીજળી શી ગોરી સ્ત્રી જતન કરે જાતનાં;
કહે દલપત જેના નામથી આ આઠે શબ્દ,
જીવન પામ્યા તે પામો સુખ નિધિ સાતનાં. ૧૧૪.

ગુર્જરી વચન.—દોહરો.

હું વાણી ગુજરાતની, ભૂપ ધરે નહિ ભાવ;
તેથી કેમ તને રિઝે, રાજા ખંડેરાવ. ૧૧૫.

કવિ વચન.—મનહર છંદ.

જે વાણીથી નરસિંહ નાગર ને નારાયણે,
પરમ પદવી સુદ્ધાં સોંપ્યો સિરપાવજી;
જેવાણીથી જગદંબા ભેટી ભટ વલ્લભને,
સુલ્લભ સકળ સુખનો દીધો દેખાવજી;
જેવાણીથી પ્રેમાનંદ સામળ પ્રીતમ અખો,
એવા અગણીત પામ્યા પ્રેમનો પ્રભાવજી;
કહે દલપતરામ તે વાણીથી તેમ મને,
કેમ નહિ રીઝે આજ રાજા ખંડેરાવજી.
જીરણ જળસ્થળ દેવળને જીવન જડે,
ખુદાનંદ ખંડેરાવ હાકમ હજૂરથી;
પ્રાણ[1] હીણ ગીરવાણ વાણીનું પોષણ કરે,
આપો આપ આદરી ઉદારપણું ઉરથી;
પુર્વજોના પંડીતો અજીવનના પરિવાર,
પાળેછે તે દેખી કૃપા દૃષ્ટી દેશ દૂરથી;
એવા એવા અજીવનને જીવન આપેછે તો
તને સજીવનને જીવન દે જરૂરથી.

દોહરા.

ચાલ બાઈ મુજ સાથ તું, દેવ સ્મરણ કરિ દીલ;
જઈ અરજી ઉચ્ચારિયે, થઈશ હું તૂજ વકીલ.
બંને ચાલી આવિયાં, વટપત્તન મોઝાર;
નિરખી શોભા નગરની, કવિયે કર્યો ઉચાર.
રમણિક થળ ગુજરાતમાં, વટપુર શહેર વિશાળ;
જાણે કળા કુશળતણી, નિશ્ચય હોય નિશાળ.
ત્યાં લોકો વિદ્યાતણો, અધિક કરે અભ્યાસ[2];
વસે સદૈવ સરસ્વતી, બ્રહ્મ ભવન આભાસ.
લક્ષ્મી વિષ્ણુ લોકની, દસરા દિન દેખાય;
સંપત્તિને સદ્ગુણો, લાખે નહિ લેખાય.
રાજ્ય કરે રૂડી રિતે, રાજા ખંડેરાવ;
ફેલ કિધે ફાવે નહિ, દુશ્મનનો ત્યાં દાવ.
રાજધાનિ ગુજરાતની, પૃથ્વીમાં પ્રખ્યાત;
વિલાયતે વિક્ટોરિયા, વદી વખાણે વાત.
જે ગાદીના જોરથી, અમલ મળ્યો અંગ્રેજ;
વડૂ શ્રી ગાયકવાડના, તાજતણું છે તેજ.
હાકમ હિંદુસ્તાનમાં, સર્વથકી એ શ્રેષ્ઠ;
જેમ સુરજ સર્વોપરી, જ્યારે મહિનો જેષ્ઠ.
માને મોટી મિત્રતા, એ સાથે અંગ્રેજ;
નહિ એના ઉપકારનો, આપી શકે અવેજ.

कवित.

पीवत गंगाको पानी पुष्ट हिंदुस्तानी प्रानी,
जानी ऐसो मानी लेत पाउ गंग पानीको;
पानी को कहा सु पाउ मानी ए सुजानी गंगा,
गंगा जीन्हे आनी पाउ सोई सुख दानीको;

[1] મતલબકે એ શબ્દોમાં કંઈ અર્થ નથી, તેમ છતાં, તેમાં અર્થ આવે એવું કરી આપો તો હું જાણું કે કવિની વાણીમાં અમૃત છે.

[1] જે વાણી વ્યવહારમાં ચાલતી ન હોય તે મૃતક વાણી કહેવાય
[2] સંસ્કૃત તથા ફારસીનો અભ્યાસ હતો.

जाहीं ढोर और जन्त काठीको जूलूम मीट्यो,
पागी लेत पाड अंगरेजी राजधानीको;
अंगरेजी राजधानी आनी सुखदानी जीन्हें,
कहे दलपति पाडताकी सुलतानी को. १२८.

દોહરા.

રાજ સભા રળિયામણી, પંડિત પામે માન;
અંતર ધરી ઉદારતા, દે મહારાજા દાન. ૧૨૯.
સુરવાણી નરવાણિમાં, કાવ્ય કહે કવિરાજ;
સુણતાં થાય સદા સહુ, રંજન રાજ સમાજ. ૧૩૦.
રૂડો જસ મહારાજનો, ગામો ગામ ગવાય;
નગર નગર નર નારિયો, ચિત ધરિ શુણવા ચહાય. ૧૩૧.
વારિ પ્રવાહ વિશેષ તે, સાગર માંહિ સમાય;
તેમ વિશેષ કળાતણા, નર વટનગર વસાય. ૧૩૨.
જ્યાં શ્રી મહારાજાતણો, મનહર મોતીબાગ;
બહુ સરસ ત્યાં બંગલા, ઉપમા યોગ્ય અથાગ. ૧૩૩.
ધર્મશાળા ત્યાં ઘિંગિછે, મળે સદાવ્રત સાર;
તીરથવાસી ત્યાં કણે, પામે સૂખ અપાર. ૧૩૪.

સંદેહાલંકાર.—શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

દેવી દેવ સમાન માનવિ દિસે, ઐરાવતો હાથિયો;
રિદ્ધિ શ્રી વટપૂરની નિરખતાં, સંદેહ સ્વાંતે થયો;
શું હું જાગૃત છું જરૂર ઉરમાં, કે સ્વપ્નની વાતછે;
સાચું આજ વડોદરૂં શાહેરછે કે, સ્વર્ગ સાક્ષાતછે. ૧૩૫.

દોહરો.

ચૌટામાં મહારાજની, સ્વારી મળી સમીપ;
સૈન સહિત શોભે સરસ, ખંડેરાવ મહીપ. ૧૩૬.

ભ્રાંતાપહ્નુતી અલંકાર.—મનહર છંદ.

ગાજેછે ગગન ઘન કિંવા નાદ નોબતનો,
ઝબકે વીજ કે ખુલી શસ્ત્રના દેખાવની;
મોટાં મોટાં વાદળાં કે મોટા મોટા મેગળછે,
આભા ઇંદ્રધનુની કે ધનુષ ચઢાવની;
ચિત્તતણો ચોર આતે મોરતણો સોર હશે,
કિંવા નૃપતિના ગુણગાન કરે ગાવની;
સુણી સખી સખી પ્રતે કહે દલપતરામ,
નહિ મેઘમાળા એ અસ્વારી ખંડેરાવની. ૧૩૭.

શુદ્ધાપહ્નુતિ અલંકાર.—ઈંદ્રવિજય છંદ.

ગાયકવાડનિ ફોજ વિષે જુઓ, શ્યામળ રંગના મેગળ મોટા;
કે કિરતી લખવા કવિ કારણ, કજ્જળ પુંજ કરેલછે છોટા;
દીલ વિચારિ કહે દલપત્ત, કહ્યા તે વિચાર ખરેખર ખોટા;
હાલ કહીના મહાલથકી નકિ, કાઢેલ એજ અંધેરનાગોટા. ૧૩૮.

ઉલ્લેખાલંકાર.—મનહર છંદ.

પુરણ પ્રકાશવંત દિવશમાં તારો દેખી,
હોંશે હોંશે જોવા મળ્યા માનવી હજારોછે;
રાજનીતિતણાં ચિન્હ દેખી એક એમ કહે,
બૃહસ્પતિ હશે તે શોભાયમાન સારોછે;
એક કહે અગસ્તીનો તારો એતો આપો આપ,
કાળાના કટક રૂપી સિંધુ શોષનારો છે;
દીલમાં વિચારી નકી કહે દલપતરામ,
સ્ટાર આફ ઇંડિયા એ નામનો તે તારોછે. ૧૩૯.

ભ્રાંતિમત અલંકાર—શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

કિંવા પાગશિરે જટા મુકુટછે, તોરો કે ગંગા વહે;
હૈયે હેમ હિરા સહીત શું હશે, કે રૂંઢ માળા રહે;
કાંડે કંકણ હેમનાં કે હરનાં, જે વિશ્વ વિખ્યાતછે;
ખંડેરાવ ક્ષિતી અધીશ ખુદછે, કે શંભુ સાક્ષાતછે. ૧૪૦.

દોહરા.

રાજ સભા મધ્યે જઈ, મેળવવાને દાદ;
કવિયે શ્રી મહારાજને, દીધો આશિર્વાદ. ૧૪૧.
જરા પામો જીવો ઘણું, સુખ પામો દિનનીશ;
પ્રજાતણું પાલન કરો, દેવ દ્વારિકા ધીશ. ૧૪૨.

રત્નાવળી અલંકાર.—ઉપજાતિ વૃત્ત.

કિર્તી તમારી "અમરેલિ" છાઈ,
આ વિશ્વ મધ્યે રહેજો "વસાઈ;"
કુટુંબ "ખેરાળું" ખુશીજ થાજો,
શત્રૂતણે દ્વાર "કડી" વસાજો. ૧૪૩.
"વડો દરે" સર્પ વિલોકિ જેમ,
તમોથિ શત્રૂ ડરજોજ તેમ;
સદા જમો આપ અનેક સ્વાદ,
પડો રિપૂને નિત્ય "પેટ[1] લાદ." ૧૪૪.
પાપીષ્ટ "પાપાટણ" જે કરેછે,
કરોડ લોઈ સમ આચરેછે;
"દે ગામ" જોવા જમનુંજ એને,
તું ફા"વિજ્ન પૂર"ણ શીશ તેને. ૧૪૫.

દોહરો.

રાજ્ય મળ્યું પણ ગર્વ નહિ, રાખે ખંડેરાવ;
તે દેખી કવિયે કહ્યો, વડ એરંડ ભાવ. ૧૪૬.

[1] પાપમાં અટન.

સારાંશ સર્વે નૃપ આપ સામે,
દિધો ઉચારી દલત્તરામે;
દિલે ધરો દાદ હવે દયાળા,
વિચાર રાજા વટપૂરવાળા. ૧૬૪.

છપ્પા.

મળે ધણીનાં માન, મનુષ સૌ તેને માને;
મળે ધણીનાં માન, પડે સૌ તેને પાને;
મળે ધણીનાં માન, વડી તે વ્હાપણવાળી;
મળે ધણીનાં માન, એજ રૂડી રૂપાળી;
જો મળે ધણીનાં માન તો, નિશ્ચે કહે ગુણવાનછે;
કામનિ જનને દલપત કહે, ધણિને માને માનછે. ૧૬૫.
મળે ન ધણિનાં માન, ભાગ્ય હીણી તે ભુંડી;
મળે ન ધણિનાં માન, લોક સૌની તે લુંડી;
મળે ન ધણિનાં માન, નારિ તે નિર ભાગીણી;
મળે ન ધણિનાં માન, હોય ગુણ પણ ગુણ હીણી;
જો મળે ન ધણિનાં માનતો, કુટુંબિ સૌ ધિક્કારશે;
કામનિ જનને દલપત કહે, ધણિ ગણશે ત્યમ ધારશે. ૧૬૬.

દોહરો.

જેમ શ્રેષ્ઠ મોતીતણું, જાય ઉતરી નીર;
તેમ ગુર્જરી વાણિનું, હાલ ગયુંછે હીર. ૧૬૭.

મનહર છંદ.

હાથીતણું બચ્ચું હોય પણ જો રાજાએ તેને,
કૂતરૂં કહ્યું તો પછી કુતરૂં તે કુતરૂં;
બરફનો બેટ બની તરી આવે ઉદધીમાં,
રાજા કહે રૂતયું, તો રૂતયું તે રૂતયું;
ઉત્તમ કન્યાને ગણી કાઢી જો અનુત્તમમાં,
ઉત્તમ ન થાય જોડુ સૂતયું તે સૂતયું;
રાજા અધિરાજ ખુદાવંદ શુણો ખંડેરાવ,
મોતીતણું નીર તેતો ઉતર્યું તે ઉતર્યું. ૧૬૮.

ઉપેંદ્રવજ્રા છંદ.

રસાળ જ્યાંની અતિશે રસાળા,
વ્યાપારિ વ્યાપાર વિચિત્રવાળા;
રસાળ વાણી વિશયો રૂપાળા,
પ્રખ્યાત તેથાય ભુમી ભુપાળા. ૧૬૯.

મનહર છંદ.

ભુમિને સંભાળી રસ વાળો કરવી રૂપાળી,
એતો ક્ષત્રી કુળનું અખંડ ખટ કર્મ છે;
કારીગર લોક સારી કારીગરી કરી લાવે,
કરી અંગીકાર સતકાર કરે પર્મછે;
ઉલટ આણી સ્વદેશી વાણીમાં જરૂર જાણી,
મોટા ગ્રંથ ગુંથાવવા મોટા જેમાં મર્મછે;
કહે દલપત ખંડેરાવજી ક્ષિતીશ શુણો,
એતો અહોનિશ ધરાધીશનોજ ધર્મછે. ૧૭૦.

દોહરા.

ગુર્જરિના માલેકછો, માટે ધરી ઉમંગ;
કોશ[1] કરાવી આપિને, કરો સુસોભિત અંગ. ૧૭૧.
રચાવિને આપો રૂડું, ધરણી ઉપર ધામ;
પ્રીતે તેનું પાડવું, પુસ્તકશાળા નામ. ૧૭૨.
હક તેનો આપો હવે, દિલે કરી દરિયાફ;
ઈનસાફી છો અધિપતી, કરો આપ ઈનસાફ. ૧૭૩.
એવામાં નજરે પડ્યો, નૃપ કંઠે મણિ જેહ;
પેખી નૃપ મુખ સૂર્ય સમ, ઉચર્યો કવિજન એહ. ૧૭૪.

કુંડળિયો.

કાંતી કંઠ મણીતણી, આર્દ્રા ને અનુસાર;
શોભે નૃપ મુખ સૂર્ય સમ, પ્રતાપવંત અપાર;
પ્રતાપવંત અપાર, ખુબટાણું બન્યું ખાસું;
આર્દ્રાને આદિત્ય, મળે મંડે ચોમાસું;
અમૃત દૃષ્ટી વૃષ્ટિ, થશે ભાસે નહિ ભ્રાંતી;
મારતંડ સમ મૂખ, મળિ આર્દ્રા મણિકાંતી. ૧૭૫.

દોહરા.

શ્રીમંતે એવું શુણી, ધર્યો મૂછપર હાથ;
કવિયે તે દેખી કહ્યું, શુણતાં સરવે સાથ. ૧૭૬.
કર મુછ ઉપર કાં ધરો, ક્ષિતિપતિ ખંડેરાવ;
કલેશ કવીના મનતણો, ભાળિ ધરે ભય ભાવ.[2] ૧૭૭.
સુણિ બોલ્યા શ્રીમંત નૃપ, શ્રીમુખથી સાક્ષાત;
તમે કહી તેતો ઘણી, વિવેકની છે વાત. ૧૭૮.
ભણાવિને કરવા ભલા, સૌ જનને હુંશિયાર;
તમે કહ્યો તે સર્વથા, સમજ્યો છું હું સાર. ૧૭૯.
પ્રથમ નિશાળો સ્થાપવી, છે મુજ ચિત્ત વિચાર;
પછી સ્થપાશે પુર વિશે, પુસ્તકનો ભંડાર. ૧૮૦.
ફરિ તમને તેડાવશું, સલાહ લેવા કાજ;
વિદ્યાખાતું સ્થાપશું, નિશ્ચય કીધો આજ. ૧૮૧.
તે સુણિને કવિયે પછી, દીધો આશિર્વાદ;
વચન આપનું પાળજો, રાખીને ઉર યાદ. ૧૮૨.

---

[1] કોશ–ધનનો અથવા શબ્દનો ભંડાર.
[2] મનના વિચાર મનમાં રહ્યા અને તા૦ ૨૮ મી નવેમ્બર ૧૮૭૦ માં ખંડેરાવ મહારાજ કૈલાશવાસી થયા.

કવિત.

કર્યાં તેં મનુષ્ય તે તો કેવાં કેવાં કરે કામ,
ધરણી નિમિત્ત ધંધ મચાવેછે ધાઈને;
કોઈતો કળા અનેક કલ્પનાથી કાઢે શોધી,
કોઈતો ગણાય ગુણી ગાન તાન ગાઈને;
કોઈતો વિવેકથી વિશેષ વિત્ત વાવરીને,
વધારે છે વિશ્વમાં વડુવાની વડાઈને;
પંચભૂતતણાં એવાં પુતળાં પ્રગટ કર્યાં,
ચિદાનંદ દેવ ધન્ય તારી ચતુરાઈને. ૨.
કોઈ કુંભકાર કહેવાય વડો કારીગર,
કારીગરી કરે કરી પૂતળાં કળા કરી;
નાના વિધિ નૃત્ય કરે કલ્પનાથી કૃત્ય કરે,
ભૂપ અને ભૃત્ય[1] બને શોભીતી સભા ભરી;
કોઈ કવિ તે ક્રિયાનો કાવ્યનું કરે વખાણ,
તે તો વખણાય કુંભકારની કારીગરી;
તેમજ ત્રિલોકમાં હું જે જે વાત વરણવું,
તે તે વરણન તારી લીલાનુંજ હેહરી. ૩.
કરોળીયો લાળતણી જાળ જે વિશાળ ગુંથે,
એ તે એનું ડાપણ કે એના કરતારનું;
સુઘરોઓ સુઘડ જે ઘાસનું ઘડેછે ઘર,
કરાય ન કારીગરથકી એ આકારનું;
કારીગરી કરી રૂડો માંખી મધપુડો રચે,
એ બધું ચરિત્ર એક અખીલ આધારનું;
તેમજ મહાન જનનું ચરિત્ર જે વિચિત્ર,
તેનું વરણન તેતો તેના સૃજનારનું. ૪.

સવૈયા.

ભારથમાં જશ પારથના લખિ જીવનનું ફળ સાર્થક જાણ્યું;
સૂરજવંશ અને શશિવંશ વખાણિ પુરાણ પવિત્ર પ્રમાણ્યું;
આસુરવંશતણું પણ વર્ણન વાલ્મિક વ્યાસ વિશેષ વખાણ્યું;
એ સઘળી કરતારતણી કૃતિ એમ મહા કવિએ ઉર આણ્યું. ૫.

દોહરા.

એમજ આઈનિ અકબરી, શાહ નામું શુભ જેહ;
જન સમજૂએ જાણવી, ઈશ્વર લીલા એહ. ૬.
સુર અસૂર આદિક સઉ, આદિમની ઓલાદ;
એક બિજા અજ્ઞાનથી, વ્યર્થ કરે વિખવાદ. ૭.
પવિત્ર પોતાનું ગણે, અન્યતણું અપવિત્ર;
મત તણેછે મમતથી, વિશ્વ ચરિત્ર વિચિત્ર. ૮.

[1] ચાકર.

સોરઠા.

સંચરિ સોરઠ દેશ, જે નહિ જૂનેગઢ ગયો;
લિધો ન તેણે લેશ, સાર્થક ભવ સંસારમાં. ૯.
જુની જગા જેઠાર, જ્યાં વળિ જૂના લેખ બહુ;
જોવા જોગ અપાર, વિધ વિધ થળ વિદ્વાનને. ૧૦.
બાબી બહાદુરખાન, પરણ્યા રૂડી પેરથી;
જાણે સકળ જહાન, અતિ ઉત્સવ એવો થયો. ૧૧.
ઇસ્વી શતક અઢાર, મે માસે તોંતેરના;
પરણ્યો રાજકુમાર, તે તારિખ ત્રેવિશમી. ૧૨.
એ દિનનો ઉત્સાહ, વિશ્વ વિશે નહિ વીસરે;
ઉપજ્યો એમ અથાહ, ઉમંગ લોક અનંતને. ૧૩.
લખવા લાયક વાત, જરૂર એતો જાણિને;
સંક્ષેપે સાક્ષાત, વિવેકથી વરણન કરૂં. ૧૪.
વિવાહપર તેવાર, ત્યાં કવિ દલપતરામને;
તેડાવ્યો તે ઠાર, અતિ આદર સનમાનથી. ૧૫.

સવૈયા.

જ્યાં અતિ ઉજ્વળ તીરથનાં સ્થળ તે વળિ ઉત્તમ એકથિ એક;
જ્યાં વિદવાન વડા ગુણવાન હિતસ્વિ થવા મન હોંશિ હરેક;
સજ્જન સંગ વિવાહ પ્રસંગ ઉમંગ વધારણ હેતુ અનેક;
આવું વિચારિયું જાવું જુનાગઢ એક મુસાફરિ અર્થ અનેક. ૧૬.
વાહ મહાબતખાનનિ મોટપ, વાહ ઉછાહ વિવાહનું ટાણું;
વાહ ઘરોઘર સુસ્વરનૂ, ગુણ સાગરિ નાગરિ નાતનું ગાણું;
વાહ દમોદર કુંડ કલોલિત, વાહ જટાધર જોગિનું થાણું;
વાહ ગિરી ગિરનાર રૂડો, વળિ વાહ જિનેશ્વર, વાહ જુનાણું. ૧૭.
ગામ જુનૂં સુરધામ ઘણાં વળિ, આસ જુનાગઢ નામ લખાણું;
જેવિ રમાપુરની રચના શુભ, એવિ રૂડી રચનાથિ રચાણું;
જ્યાં પરતક્ષ વશી પદમા, પદમા પતિનૂ પુર એજ પ્રમાણું;
રાય તથા સુર રાયનિ સંપત, જાય ભુલી જન જોઈ જુનાણું. ૧૮.

મનહર છંદ.

મોટાં મોટાં મંદિરમાં વસે વડા વીર ધીર,
ચારૂ ધરી હીર ચીર નીર ભરે નારિકા;
ટોડે બાંધ્યાં તોરણ તે ચોરણ છે ચિત્તતણાં,
પાંજરામાં પઢે ઘેર ઘેર શુક સારિકા;
ભૂગોળ ખગોળ આદિ ભણવાના ભેદ જાણે,
દેવ કન્યા જેવી કન્યાશાળામાં કુમારિકા;
રૈવત નગરીતણી રચના રૂપાળી ભાળી,
જાણે દેવે રચી દેવ નગરી કે દ્વારિકા. ૧૯.

સવૈયો.

જ્યાં વિશ્વેશ્વર તો હટકેશ્વર ગૌરિ ગણેશ્વર સંગ નિવાસી;
પ્રભુ ઉપાસક જાસક જ્યાં, અઘનાશક ચાતુરવેદ અભ્યાસી;
ગંગ સમાન ઉતંગ ગણાય, દમોદર કુંડ અખંડ પ્રકાશી;
આ નગરીતણું નામ જુનાગઢ, કાશિ ગણાયકે કાશિ નિવાસી. ૨૦.

મનહર છંદ.

રેહનેમી રાજુલનો રહેવાસ જ્યાંછે રૂડો,
રહેવાસ વળી કાળનેમીના રિપુનોછે[1];
દ્વારિકાં અધિપતિનો દીસે દેશ દીપ્તિમાન,
દીપ્તિમાન જ્યાં પ્રદેશ દત્તાત્રિ ગુરૂનોછે;
ભારે ભારે ભોંયરાં છે ભોંયમાં ભભકદાર,
લાખો લેખે ખરચેલાં નાણાંનો નમુનોછે;
જગતમાં જોવી હોય જગા જો જુનામાં જુની,
જુઓ જઈ જુનોગઢ જે જુનામાં જુનોછે. ૨૧.

સવૈયો.

દેશ જુઓ દુરજોધનનો વળિ રાષ્ટ્ર જુઓ જઈ રાય રઘૂનો,
લંકપુરી સકલંક ભરી પણ આ સુરનાયક લોક નમૂનો;
આબુ અને વળિ વિંધ્યગિરી હિમવાન પ્રદેશ દિસે બહુ સૂનો,
જો જગમધ્ય જડ્યો જન તો જન્મ જુઓ ગિરનાર જુઓ ગઢ જૂનો. ૨૨.

નરસીંહ મેહેતાના ઓટા વિષે.

છત્ર નથી શિર છાપરૂંછે નહિ છે છતમાં પણ છેકજ છોટો,
તોપણ છે ત્રણ લોક પ્રસિદ્ધ સુમેરૂથકી મહિમા બહુ મોટો;
તત્વ અનેકનું તત્વજથા પ્રગટે મહતત્વતણો પરપોટો,
આ મેહતા નરસીંહતણો અઘનાશક પુણ્ય પ્રકાશક ઓટો. ૨૩.
જો નહિ સોરઠ દેશ ફર્યો પરદેશ વિશેષ ફર્યો ન ફર્યો,
જો ગિરનાર પ્રવેશ કર્યો ન પ્રયાગ પ્રવેશ કર્યો ન કર્યો;
જો ન દમોદરકુંડ તર્યો સરિતા જલ સર્વ તર્યો ન તર્યો,
જો ધરિ જન્મ ગયો ન જુનેગઢ તો જન જન્મ ધર્યો ન ધર્યો. ૨૪.

દોહરા.

શ્રી સહજાનંદે વળી, કરિ મંદિર તે ઠામ;
જુનાગઢમાં નિજતણું, ધાર્યું પવિત્ર ધામ. ૨૫.
પરંપરાગત પરસપર, તજીઅદાવત ટેવ;
સાંપ્રત સંપ સજી વસે, મિયાં અને મહાદેવ. ૨૬.

૧ મુચકુંદ રાજાનો.

કવિત.

રોજ રોજ રાજી રહી કાજી જ્યાં કુરાન પઢે,
હાજી ઘણા હજ કરી આવેલા હયાતછે;
મસીદો મીનારા રોજા[1] વહુલા વિશેષ વળી,
પીરની જગાઓ ઘણી પરમ પ્રખ્યાતછે;
પ્રતિદિન પાંચવાર નિમાજી નિમાજ પઢે,
જ્યાં ઘણીક જોવામાં મુસલમાન જાતછે;
મક્કા કે મદીના સુધી ધાઈ કોણ ધક્કા ખાય,
મક્કા કે મદીનામાં ને આમાં શા બકાતછે. ૨૭.
શ્રાવકો કહે અમારાં સાત ક્ષેત્રમાનું ક્ષેત્ર,
રૈવતમાં રાજુલનું અસલી રેઠાણ છે;
વૈષ્ણવો કહે અમારા વૈષ્ણવ મહેતાજીનો,
વાસ અહીં તેથી તીર્થ પવિત્ર પ્રમાણછે;
દેવલમાં દીપે દેવી અંબિકા ને દત્તાત્રય,
વિવિધ પ્રકારે જેનું વેદમાં વખાણછે;
દીનદાર કહે આ દાવલ[2] શાહનણો દેશ,
જેથકી જાત્રાનું આખી જહાનમાં જાણછે. ૨૮.

સવૈયો.

જ્યાં નરરત્ન ઘણાં નિપજે અવની પણ પ્રાચિન કાળની એવી
ખાસિ ખરેખરિ રત્નનિ ખાણ વખાણિ વિશેષ કહે કવિ કેવી
ઈંદ્રપુરી અલકાપુરિ કે લક્ષમિવરની પુરિ તે ગણિ લેવી,
જોઈ ઘણી જગમાંહિ જગા પણ જોઈ નથીજ જુનાગઢ જેવી. ૨૯

કવિત.

શંકરનું બાણ જેને સેવવાનો સ્નેહ હોય,
તેતો નદિ નર્મદાથી સર્વને સાંપડેછે;
સ્નેહ જેને હોય સેવ્ય રાખવા શાલીગરામ,
તેતો નદિ ગલકીથી ચટ હાથ ચડેછે;
હીરાની પેદાશતો હમેશાં રોહીણાચલમાં,
વડા રજવાડાની વડાઈ એજ વડેછે;
કારકુન કારભારી મહેતા મુત્સદી જેને,
જોઈએ તેહને જુનાગઢમાંથી જડેછે. ૩૦.

૧ ત્યાંના મુકબરાઓમાં કોતરકામ સારૂં જોવા તથા વખાણવા જેવુંછે.

૨ દાતાર જમીઅલશાહની જગા ડુંગર ઉપર પણ છે અને એવું કહેવાયછે કે તેના સેવવાથી પતનો રોગ મટેછે માટે એવા દરદવાળા સેંકડો માણસો દૂર દેશથી ત્યાં આવીને રહેછે. તેઓને ત્યાં ખોરાકી મળેછે

સવૈયો.—નાગરોના ગુણવિષે.

મચ્છ, અને જલમારગ, મૌક્તિક, તે ત્રણતો શુભ સાગરમાં છે;
વેચિ ખવાય, પિવાય, સુશોભિત, તે ત્રણતો ગુણ ગાગરમાંછે;
શીતલતા ઈ, સુગંધ, ક્ષમા ગુણ, તે ત્રણતો મળિયાગરમાં છે;
સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ શરીરનું, તે ત્રણતો ગુણ નાગરમાંછે. ૩૧.

દુમીલા છંદ.—નાગરોના વિચાર.

ધરિએ રથ ચક્ર ફરે શુભ જેમ ફરે નર ચાતુર ચાકરિએ,
કરિએ પરદેશ પ્રવેશ વિશેષ હમેશ સુઉદ્યમ આદરિએ;
દરિયે ફરતાં પણ દુખ દિલે ધરિએ નહિતો ધન સંહરિએ,
હરિએ નિરમાણ કર્યું ત્યમ હોય સદા મન ધીરજતા ધરિએ. ૩૨.

કવિત.—ગિરનાર વિષે.

ગિરનાર ગીરી રાજ ઉત્તમ ગણાય આજ,
દિન પ્રતિ નવા સંઘ આવે જ્યાં દેશાવરી;
મરમ વિચારો છેક છુટવા કરમબંધ,
ધરમ નિમિત્ત નિત્ય વિત્ત જાય વાવરી;
જાત જાતની જુઓ જ્યાં ઔષધી અઢાર ભાર,
જોવામાં ઘણીક આવે જાત જ્યાં જનાવરી;
દામોદર કુંડતણું દૈવત દેખાય ખુબ,
કોણ ગણતીમાં ગંગા ગોમતી ગોદાવરી. ૩૩.

શ્રાવણ માસનો દેખાવ.

સવૈયા.

મેઘતણી ઘનઘોર ઘટા શિર શુદ્ધ જટાજુટ જેમ ઠરેછે,
ઈંદ્રધનુષ્ય ઉદ્યોત અમુલ્ય ત્રિપુંદ્રક તુલ્ય ઠકાવ કરેછે;
ગંગ સહસ્ત્રમુખી સમ શોભિત સર્વ દિશા જલ ઝર્ણ ઝરેછે,
આગિરનાર ગિરી ગુણનો નિધિ શ્રાવણમાં શિવરૂપ ધરેછે. ૩૪.
શોભિત શૈલતણા શુભ ભાગ અથાગ ઊંચા નભમાં પસર્યાછે,
જાણિયે જીત તથા જરના છબિલા શુભ છોડ ઊંચા ઉછર્યાછે;
કે મુચકુંદ અશોકને નોઘણ આદિકે કીર્તિના થંભ કર્યાછે,
કે ગુણવાન મહાબતખાન નવાબતણા ધ્વજદંડ ધર્યાછે. ૩૫.

કવિત.

જોયું જૂનાગઢપુર જોયા મોટામોટા જન,
જોઈ મેતા નરસોની જેગા જોગ આણીને;
જોયો જ્યાં ઉપર કોટ કોટી નાણાંતણાં કામ,
ભોંયરાં જે જોયાં તે શું વર્ણવું વખાણીને;
જોયો ગિરનાર ગીરી જૈનનાં દેવળો જોયાં,
જોયા શિલા લેખ જુના જોવા જોગ જાણીને;
જડયો નરજન્મ જો ન ચડયો નર ગિરનાર,
ભવ છુટી પડયો ખાલી પડયો ફેરો પ્રાણીને. ૩૬.

ત્યાંના રાજાઓ વિષે.

દોહરો.

જ્યાં રાજા મુચકુંદનો, અસલ હતો અધિકાર;
પછી દ્વારિકાંધીશનો, અમલ થયો એ ઠાર. ૩૭.

કવિત.

તજી વ્રજ દેશ દ્વારિકેશ દ્વારિકાં વસાવી,
આવી વસ્યા મુચકુંદનો મુલક જાણીને;
એ પછી અમલ કર્યો અસલ અશોકરાયે,
લખી રાખ્યો શિલાલેખ હર્ષ ઉર આણીને;
જે જગાએ નોઘણ, ખેંગાર, મંડળીક થયા,
તેને લીધો મહમદબેગડાએ તાણીને;
એ જગાને આજ બડો બાબી મ્હાબતખાન,
પાલન કરેછે પ્રીતે પવિત્ર પ્રમાણીને. ૩૮.
ઉસમાનખાનને હુમાયુ બાદશાહે આપ્યો,
બાબીનો ખેતાબ સોંપી સુપ્રત જનાનની;
સફરદખાનની શહાજીહાન બાદશાહે,
કીધી કદર ને દીધી પદવી દીવાનની;
જરૂર વળી જફરખાનને ઔરંગજેબે,
નવાબી નિવાજી ભલો ભરૂચ સંસ્થાનની;
સ્ટાર આફ ઈંડિયાનો પ્રૌઢ ઈલકાબ પામી,
મોટી લાજ વધી આજ મહાબતખાનની. ૩૯.

દોહા.

सोरठ अरु गुजरातमें॥ नर नापनी अनेक;
पश्चिमके पतशाह[1] यह॥ स्टार इंडिया एक[2]. ४०.

સવૈયા.

સ્વારથ કામ સિતાબિ કરે ન, કરે કૃત્ય સાર્વજનીક સિતાબી;
પૃથ્વિ વિશે કિરતી પસરી પસરે શુભ જેમ સુગંધ ગુલાબી;
કાંતિ કળા કુળની ચડતી કરિ દીપ્તિ બિજા દરબારની દાબી;
બુદ્ધિ નિધાન, બડો ગુણવાન મહાબતખાન બહાદુર બાબી. ૪૧.

[1] કાઠીઆવાડનાં હરેક સંસ્થાન પાસેથી જમાબંદી લેછે. માટે અંગ્રેજ સરકાર. ગાયકવાડ સરકાર અને જુનાગઢ સરકાર એ ત્રણ સરકાર કેહેવાયછે અને કાઠીઆવાડમાં જુનાગઢ સર્વોપરિ ગણાયછે.

[2] એ સમે સોરઠમાં કે ગુજરાતમાં સ્ટાર આફ ઈંડિયાના ખેતાબ વાળો બીજો કોઈ હયાત નહોતો.

સર્વ પ્રજાપર પુત્ર સમાન મહાબતખાન મહાબત રાખે;
તે દિલદાર ઉદારતણી શુભ કીર્તિ વિશેષ વધી જગ આખે;
શિક્ષક તુલ્ય શિખામણ સંજુત ભાવ ભલે મુખ ભાષણ ભાખે;
આશિષ આપિ જુનાગઢ વાસિ, અખંડ ભલું નૃપનું અભિલાખે. ૪૨.

કવિત.

બાબી ને દિવાન બહાદુર ઇલકાબ હોય,
ખાસ ગાદી પામે ખુદ એવા ખાનદાનની;
સ્ટાર આફ ઇંડિયાનો ઇલકાબ આજ પામે,
પ્રજાને પ્રમાણે પુત્ર પુત્રિકા સમાનની;
દિલમાં ઉદારપણું પર ઉપકારપણું,
નોધારાં આધારપણું જાણમાં જહાનની;
એવા એવા ઉમદા અધીક ગુણ હોય એને,
ઉપમા અપાય ખુદ મહાબતખાનની. ૪૩.

પુન્યથકી રાજ્ય પામે રાજથી પ્રતાપ પામે,
પામીને પ્રતાપ રક્ષા રૈયતની કરેછે;
રક્ષણ કર્યાથી ધન ધાન્યતણા ઢગ પામે,
ધન ધાન્ય ઢગથી ભંડાર ભલા ભરેછે;
ભરેલા ભંડારથી વિવેકે વિત્ત વાવરેછે,
વાવર્યાથી વિશ્વમાં સુવાસના વિસ્તરેછે;
વાસ્તાથી કવિજન કવિતા રચેછે રૂડી,
કવિતાથી કીર્તિ ઘણાકાળ થીર ઠરેછે. ૪૪.

## पृथिवरूपी रकाबी विषे.

कवित.

कारिगर कालील मुकाबीला नकरे कोउ,
जामे हद विन हेम बेहद हिराबी है;
चित्रित विचित्र चित्र सोहे जामे सबे चीज,
सेनापति और सेनापतिकी सेनाबी है;
सागर सरिता शैल शहर सहित देश,
होसके हिसाब एसा कोउ न हिसाबी है;
बाबी महाबतखान रावंग गुल्लाबी जश,
रखन खुदाने रची रसाला रकाबी है. ૪૫.

## મંત્રી મંડળી વિષે.

કવિત.

ભારથમાં પારથના મહારથીઓના નામ,
નોંધાયાંછે એવા આજ સુબુદ્ધિ સાગર છે;
કામ કરે કારમાંજે કરવાને હામ ધાસે,
ઉથલ પાથલ કરી નાંખે એવા નરછે;
જેના પૂર્વજોએ પણ પરાક્રમ કીધાં પૂરાં,
પોતે પણ પરાક્રમે પરમ પ્રવરછે;
જેઓનાં ચરિત્ર ચરચાયછે ચારે દિશામાં,
દેશ દેશના નરેશમાં જેનો આદરછે. ૪૬.

બહાદુર બાવદીન વજીર બુદ્ધિ નિધાન,
સેનાપતિ શાલેહીદો શ્યામદ સમાનછે;
મૃગરાજ મૃગને પકડી પાડે તેવી રીતે,
રાજદ્રોહી પકડીને પામ્યા મોટું માનછે;
નૃસિંહ પ્રસાદને પ્રસાદછે નૃસિંહજીનો,
ગોકળજીઝાલા તો ગંભીર ગુણવાનછે;
થોભી રાખે આભ એના ચારે થિર રાજ્યથંભ,
ગોકળજીઝાલા એમાં પ્રમુખ પ્રધાનછે. ૪૭.

## વિવાહમાં નૃસિંહપ્રસાદની ચપળતા વિષે.

પુરપતિ પાસ પણ નૃસિંહ પ્રસાદ હોય,
સરવે ઉતારે વળી સારસંભા કરેછે;
સાહેબ લોકો સમીપ નૃસિંહ પ્રસાદ હોય,
નૃસિંહ પ્રસાદ સ્વાર થૈ સઘળે ફરેછે;
બાળલગ્નોદય સભા નૃસિંહ પ્રસાદ હોય,
કવિયોની પરિક્ષા મંડપ મધ્ય કરેછે;
જ્યાં જ્યાં જઈ જોઈએ ત્યાં નૃસિંહ પ્રસાદ દિસે,
એતે રૂપ એકકે અનેક રૂપ ધરેછે. ૪૮.

દુહો.[1]

यथा खसबोइ गल्लाब जल, नहि सुगंध इत दूर;
देशांतर खुशबोइधर, बावदीन बहादूर. ૪૯.

## શકરબાગ વિષે.

કવિત.

મુક્કર શક્કર બાગ જો કોઈ નિહાળી જુએ,
નીરખતાં નકી તેને લાગેજ નવાઈનો;
જાણે વૃંદાવન કે વૃંદારક[2] કેશવાળું વન,
કે જાણે કૈલાશ બાગ માહેશ્વરી માઈનો;
જેનાં ફળમાંહી જાણે જગત જનેતા એજ,
શોધી શોધી સર્જ્યો સ્વાદ સુધાની સુધાઈનો;
ઉપજે અથાગ અનુરાગ ભલા ભાગ ભાળી,
ઉત્તમ અથાગ બાગ બાવદીનભાઈનો. ૫૦.

---

1 જ્યારે એમની હજુરમાં જવા થયા ત્યારે તેમણે ગુલાબજળ તથા ગુલાબ ગોટા આપ્યા તે ઉપરથી આ દોહરો કહ્યો હતો. 2 દેવ.

### બાળજ્ઞાનોદય સભા વિષે.

કવિત.

ધારા ઘણા સારા જેના સુધરે નઠારા જન,
જેમાં બેસનારાઓની ક્ષમાતો અક્ષયછે;
જોવામાં કિશોર પણ ચંચળ ચકોર ઘણા,
દીસે રૂડો દોર જેની વાણીમાં વિનયછે;
ભાષણો ભલાં કરેછે કેક કવિતા કરેછે,
કેક સ્વર ગાવામાં સરમ અતિશયછે;
જ્યાં વિશાળજ્ઞાની પણ મેળવે વિશાળ જ્ઞાન,
બાળકને નામે સભા બાળજ્ઞાનોદયછે. ૫૧.

### નૃસિંહ પુસ્તકશાળા વિશે.

ચોપયા છંદ.

વાચન યોગ્ય વિવિધ વિધ્યાનાં, પુસ્તક પ્રૌઢ અપાર;
નૃસિંહ પુસ્તકશાળા નિરખી, ભારતિનો ભંડાર. ૫૨.

### વિવાહ વિશે.

સવૈયો.

જો સુતને ભલિભાત ભણાવિ, અનેક પ્રકારની અક્કલ આપી;
ચાહ અથાહ ધરી ઉરમાં, કુળરાહ વિવાહ કરે ગુણ માપી;
વિશ્વ વિષે બહુ તે વખણાય, ગણાય પિતા મહા પુણ્ય પ્રતાપી;
તે સુખની તુલના નવ થાય,તમામ બિજાં સુખ હોય તથાપી.૫૩.

દોહરા.

બાબિ મહાબ્બતખાનજી, ધરિ ઉર અતિ ઉત્સાહ;
કુંવર બહાદુરખાનનો, વિધિવત કર્યો વિવાહ. ૫૪.
કોડે લખિ કંકોતરી, મોકલિ ગામોગામ;
નામાંકિત જન બહુ મળ્યા, તે શું લખું તમામ. ૫૫.

કવિત.

જાચકનાં જૂથમળી ચાલ્યાં ચારે તરફથી,
નોતરેલા લોકો પણ નોરે પડયા જાયછે;
જ્યાં મુકામ ઠામ ત્યાં તમામ જગા રૂંધી રહે,
ભરાયેલા લોકોતણી ભીડાભીડ થાયછે;
રથ સઘરામ ઘોડાં ઘોડવેલ ઘણી ઘણી,
ગણતરો કરતાં ન કોઈથી ગણાયછે;
દેશી પરદેશીજન જુનેગઢ જાય જેમ,
કીડીયોનું કટક સાકર સામું ધાયછે. ૫૬.

સવૈયો.

કેક મળ્યા જન તીરથ કારણ, કેક મળ્યા ભલું ભોજન ખાવા;
કેક મળ્યા ક્રય વિક્રય કારણ, કેક વિલોકિ ખુશી દિલ થાવા;
કેક મહાબ્બતખાનતણું મન, મોટિ મહોબ્બત રાખિ રિઝાવા;
સજ્જનસોબત શોધન કારણ, કેક મળ્યા જન જ્ઞાન કમાવા.૫૭.
કેક મહાજન મુંબઈના, વળિ કેક ગુણીજન છે ગુજરાતી;
કેક દિસે મરૂ દેશતણો, વળિ કેકનિ જાત કળી નથિ જાતી;
દક્ષિણ માળવદેશિ બંગાળિ, વિશેષ મળ્યા વળિ લોક વિલાતી;
પારશિનો પણ પાર નથી, પુરમાં નથી માણસ જાતિ સમાતી.૫૮.
કોટ બહાર હજારોહજાર મળ્યાં નરનાર સહીત સમાજ;
રાવટિ બાવટિ હેઠ રહ્યાં, કેક ખાય તરૂતળ ઉતરિ ખાજ;
કોટથકી અદકોશ લગી, ચહુ ફેરવર્યા ઘરબારિ ઘણાજ;
જેમ સમુદ્ર ચડે ઉભરો, ઉભરાયું જુનાગઢ એમજ આજ. ૫૯.
ભીડમચી પુરભીતર ભારિ બહુજન જૂથ જડાજડ જોયાં;
મારગમાં તલપૂર ન મારગ, થાય ઘણી વિધિ ધંમસ ધોયાં;
જાતનિ ભાત જણાય ન જૂજવિ, ખોળકરે નજડે જણ ખોયાં;
પોલિસ પાસ સદા દસ બારક, હોયજ માથકિ દોરૂ વછોયાં.૬૦
કેક મળ્યા કવિ કાવ્ય કળાધર, કેક મળ્યા વળિ વેદ પ્રપાઠી;
કેક મળ્યા રજપૂત રૂડા વળિ, કેક મળ્યા કુળદીપક કાઠી;
કેક ઈરાનિ તુરાનિ મળ્યા વળિ, કેક મળ્યા મરૂદેશિ મરાઠી;
જુક્તિ જુનાગઢની નિરખી મનગર્વમતી નર સર્વનિ નાઠી.૬૧.

### માંડવા વિશે.

સવૈયો.

પાંડવનો ઈંદ્રપ્રસ્થ મહેલ બહુબહુ જુક્તિથી જેહ બનાવ્યો;
માનવથી નબને પણ જે મયદાનવ, છેલછટા ભલિ લાવ્યો;
જેહનણો મહિમા મનરંજન ભારતમાં ભલિ ભાત ભજાવ્યો;
માંડણિ મંડપની નિરખી ઈંદ્રપ્રસ્થ મને શુભ સાંભરિ આવ્યો.૬૨

કવિત.

મોટા મોટા રાજાઓના નવ લખા મહેલ જોયા,
જોઈછે હવેલિયો ઠાકોર ઠકરાઈની;
આયના[1] મહેલ જોયા બાઈના મહેલ જોયા,
રંગ મોલતણી રંગ રચના સનાઈની;
બહુ બહુ બંદરોમાં મંદિરો મેં મોટાં જોયાં,
જેમાં ખરચાઈછે દોલત દરિયાઈની;
મોટા મોટા માંડવાની માંડણિયો જોઈ પણ,
નીરખી આ માંડવાની માંડણી નવાઈની. ૬૩.

[1] કાચના મહેલ.

વાસરકે રજની ન જણાય, ગણીત કર્યે નવ જાય ગણ્યા તે;
સદ્ય ઉઠે જનને મન સંભ્રમ, પક્ષ હશે શુદકેવદઆ તે. ૭૩.

દોહરા.

આતસબાજી અતિ ઘણી, જોવા જોગ જણાય;
જે જોવાને જનતણી, ભારે ભીડ ભરાય. ૭૪.
રાણપોરના ખાનની, બેટી બહુ ગુણવાન;
બાંટવાનિ બીજી બિબી, પરણ્યો બહાદુરખાન. ૭૫.

વિદાયગીરી વિષે.

સવૈયા.

ભાટ તથા બહુ ભાંડ મળ્યા વળિ, તેમ મળ્યા બહુ ત્યાં તરગાળા;
રૂપ ધરે બહુરૂપિ બહુ વિધ, ચારણ કેક કરે કવિ ચાળા;
મીર ફકીર અનેક મળ્યા વળિ જે વિદ્વાન હતા ગુણવાળા;
સ્વાર થઈ નિજસદ્મ[1] ગયા, નિકળેલ હતા ઘરથી પગપાળા. ૭૬.
પૂરણ સૌનિ કરી પરૂણાગત, કોઈ રહ્યું ન કશી ચિજ પાખી;
પાણિનિ માફક ઘીપીરસ્યાં, અરધીચિજમાગિ તહાં ધરિ આખી;
સાકર ખાંડનિ સીમ રહી નહિ, ના કહેતાં પણ ઉપર નાંખી;
સ્નેહથિ વાપરિયું ધન સંચિત, કીંચિતમાત્ર કચાશ ન રાખી. ૭૭.

જુનાગઢમાં સ્કૂલનો પાયો નાખ્યો તવિષે.

કવિત.

પચીસમી તારિખે ત્યાં સ્કૂલતણો પાયો નાંખ્યો,
કીધું ખાત મુહુરત એતો શુભ કામનું;
જેથી જુનાગઢમાં વિધ્યાતણો વધારો થશે,
ટળશે અજ્ઞાન ત્યાંની રૈયત તમામનું;
જેમ કલ્પવૃક્ષતણું બીજ કોડે વાવે કોઈ,
વાવ્યુ ઉઠહાઉસે[2] સરસ્વતિના ધામનું;
સર્વથી સરસ એતો ઉત્તમ કારજ થયું,
દેખી દિલ રીઝયું બહુ દલપતરામનું[3]. ૭૮.

દોહરો.

મુંબઈની વિકટોરિયા, નાટક મંડળિ નામ;
તેણે ખેલ કર્યા ભલા, રીઝયા લોક તમામ. ૭૯.

આશિર્વાદ.

કવિત.

હાથી હયભાથો સાથી હજારો હજાર પામો,
પામો હીરામોતી હાર હજારો હલકમાં;
ઘણીક તમારે ઘેર લક્ષમીની લીલા લેર,
છત આવે સાગરની છોળની છલકમાં;
પક્ષકાર પ્રતિદિન પાર વિના પક્ષ પામો,
પ્રતિપક્ષીઓના પક્ષ પડેરે પલકમાં;
સુકુળે ઈશિદા બાબીજાદા જીવો જુગો જુગ,
ખાઓ પીઓ ખૂબી કરો ખુશીથી ખલકમાં. ૮૦.

मोतीदाम छंद.

रखे तुजपें ज्युं रहेम रसूल,
करे तव कीर्ति जहान कबूल;
करीम करे धन पूर्नमकान,
रहो खुशि खूब बहादुरखान. ८१.
करो कुल लायक उत्तम काम,
धरे धन धान्य खुदा तुज धाम;
गुनीजन गायें सदा गुनगान,
रहो खुशि खुब बहादुरखान. ८२.
वसे मुखमें ज्युं सरस्वति वास,
अथाह बढे तुज राज उजास;
करो कवितारस पीयुष पान,
रहो खुशि खूब बहादुरखान. ८३.
पिता सम होहु प्रजा प्रतिपाळ,
दिले दररोज रहो ज्युं दयाल;
सबे विधि हो बहु आप सुजान,
रहो खुशि खूब बहादुरखान. ८४.
दिसे तव कीर्ति विलायत देश,
नमे तुजपें सब औनरेश;
सचे तुम सोरठके सुलतान,
रहो खुशि खूब बहादुरखान. ८५.
मकेश्वर पूरहि आप मुराद,
अपार बढेपुनि आप ओलाद;
दिनूं प्रति देहु गरीब-कुंदान,
रहो खुशि खूब बहादुरखान. ८६.
वदो मुख आप अविचल वाच,
सदा तव बानि विषे रहे साच;

---

[1] ઘર. [2] પોલિટિકલ આસિસટન્ટ કેપટન.
[3] ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને વાસ્તે ૩૫૦) રોકડા આપ્યા તથા દલપતરામને ઉમદા શીરપાવ અને દરસાલ ૩૧૦૦) વરશાસનાનો લેખ કરી આપ્યો.

सुमृद्धि रहै सुरराय समान,
रहो खुशि खूब बहादुरखान. ८७.
तुंही सुखपाव हु नित्य तमाम,
दुआ नित्य देवत दल्पतराम;
विचक्षन होव हु सर्व विधान,
रहो खुशि खूब बहादुरखान. ८८.

સભાસિવિષે.

કવિત.

કેક લોક કરેછે વિવાહ વિત્ત વાવરીને,
ચરચાયછે તે વાત ચાર દિન ચોકમાં;
ઢીંગલાંના વીવા કરી હૈયામાં હરખ ધરે,
ફાવે તેમ રમે જેમ બાળ ફોક ફોકમાં;
તેમજ તમામ રાજાતણા વિવાતણી વાત,
થીર રહી નથી આજ જુઓ જનથોકમાં;
ખિતાબ દલપત જેની જાનમાં જનૈયો થયો,
એતો વાત અવિચળ રહેશે આ લોકમાં. ૮૯.

(વળતી વખત ગઢડાંમાં આત્મજ્ઞ મણિશંકર જટાશંકર જેઓ ઘણા અનુભવીછે તેમનો સમાગમ થયો અને વાતચીત કરતાં કેટલાક સંશય ગયાં તેથી ખુશી થઈને કહેલા સવૈયા.)

સવૈયા.

વેદતણા બહુ ભેદ વિચક્ષણ, લક્ષણ શુદ્ધ ચિત્તે ચતુરાઈ,
સંશય ટાળિ કરે ગતસંશય, હંસ જથા જળ દૂધ જુદાઈ;
સ્વાત્મક જ્ઞાન તથા પરમાત્મક, તે નિગુણાત્મકના ગુણ ગાઈ,
ભાગિ શકે ભ્રમ[1] ભાવ ભયંકર શંકર કે મણિશંકરભાઈ. ૯૦.

દોહરો.

જે ફાર્બસ સાહેબથી, વિદ્યા વિદિત પ્રકાશ;
હવે કહું હું તે વિષે, ફાર્બસતણો વિલાસ. ૯૧.

[1] વહેમ અથવા સંશય.

संस्थान सुधारा प्रकरण समाप्त.

---

# प्रकरण ७ मुं.

## ફાર્બસ વિલાસ.

૮.

### સૂચના.

ગુજરાતમાં ઘણી જાતી નાતોમાં કવિયો થઈ ગયા છે. જેમકે પ્રવીણસાગર ગ્રંથમાં રાજકોટના રાજા મેહેરામણજીની રચેલી પણ કવિતા છે. એવું ઘણા લોકો કહેછે. જુનાગઢના દીવાનજી રણછોડજીભાઈ વડનગરા નાગર હતા; તેઓએ કવિતાના ગ્રંથો રચેલા છે. વસાઈના દેસાઈ વણીદાસનો રચેલો સાહિત્યસિંધુ મોટો ગ્રંથ વ્રજભાષામાં છે. એ રીતે કિરતણાવાની એક વાણીએ રચેલી છે. એમ હરેક નાતમાં કવિયો થયેલા છે. તોપણ કવિતાનું કામ મુખ્ય ત્રણ જાતના લોકોનું ગણાય છે. બ્રાહ્મણ, ભાટ, તથા ચારણ એ ત્રણનું.

ગુજરાતના મોટા મોટા કવિયો, ભેળા થાય ત્યારે કેવી રીતે કવિતાની હરિફાઈ ચલાવતા આવ્યાછે, અને કેવી રીતે સરદારોનાં મન રીઝવે છે, તેનો નમુનો બતાવવા સારૂ આ પ્રકરણ લખ્યુંછે ઘણું કરીને રાજાને ત્યાં લગ્નમાં ઘણા કવિયો એકઠા થાયછે. ભાવનગરમાં દસરાને રોજ કવિયોનો મેળો કરવાનો ચાલ ત્યાંના રાજાની કેટલીએક પેઢીઓથી ચાલ્યો આવેછે.

આ સભામાં તો કવિતા રચનારા જુના લોકો હેડા પડ્યા છે, પણ તેઓની આગલની તથા આજની રીત આ પ્રકરણમાં બરાબર દેખાડી છે.

મેહેરબાન એલેકસાંડર કિન્લાક ફાર્બસસાહેબે ઈડરમાં સન ૧૮૫૨ ની સાલમાં કવિયોનો મેળો કર્યો હતો, તે મેળાનું વર્ણન કર્યુંછે. પણ તે સભે ઘણું કરીને તે લોકોએ વ્રજભાષામાં તથા ચારણી ભાષામાં કવિતા કહી હતી, અને તે કવિતા મેં લખી રાખી નથી, તથા તે સભે આવેલા બધાનાં નામ મેં લખી રાખ્યાં નથી, માટે સાંભર્યાં તેટલાં નામ લખ્યાંછે, તથા બીજા બીજે ઠેકાણે તે સાહેબની મુલાકાત હતી તેનાં નામ પણ આ પ્રસંગમાં આણ્યાંછે, એ મેળાની બનેલી તેવીજ વાત લખી નથી. પણ તેવી વર્ણન કરીછે. માટે આ વાત કલ્પિત મિશ્રિતછે. એમ જાણવું.

પ્રથમ સાહેબે સઉને એવી ખબર આપીકે હાલ રજાના ત્રણ ચાર દિવસ[1] આવેછે તેમાં આ દેશના કવિયોની ચરચા સાંભળવાની જેઓની મરજી હોય તેઓએ અમારા તંબુમાં દિવસના દશ વાગતાં સભા ભરાશે ત્યાં સુખેથી આવવું. અને ત્યાં મરજી હોય ત્યાંસુધી બેસવું. વળી કવિઓને કહ્યું કે દેશી રાજાઓની ખાનગી સભામાં, કે જાહેર સભામાં જેવી રીતે તમે કવિતા બોલતા હો, અથવા જેવી રીતે વાદવિવાદ કરતા હો, તેવી રીતે બેધડકથી અમારી આગળ સભામાં બોલવાની તમને રજાછે, કેમકે આ દેશનો ચાલ જોવાની મારી ઇચ્છા છે.

પછી ઠરાવેલે દિવસે દશ વાગ્યાથી કવિયો, તથા કેટલાએક સરદારો તે સભામાં આવવા લાગ્યા. સૌ કવિયોએ એવો ઠરાવ કર્યો કે, આ સભાનું માન સાહેબના કવિને આપવા સારૂં આપણી કવિતામાં રચનારને ઠેકાણે તેનું નામ લાવવું.

ફાર્બસ સાહેબ વિષે સન ૧૮૬૬ ના તથા ૬૭ ના બુદ્ધિપ્રકાશમાં છપાએલુંછે, તથા મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી રા. મનસુખરામ સુરજરામે ફાર્બસ જીવનચરિત્ર રચીને તે સભાની તરફથી પ્રગટ કરેલું છે. તેમાં સર્વે હકીકતછે. તથાપિ થોડિક આ નીચે લખીછે.

ફાર્બસસાહેબ તારીખ ૭ મી જુલાઈ સન ૧૮૨૧ માં લંડનશહેરમાં જનમ્યા હતા. પછી તેમણે હેલીબરી પાઠશાળામાં અભ્યાસ કર્યો હતો.

તા. ૩૦ મી ડીસંબર, ૪૨ ને દિને મુંબઈ પ્રાંતની સિવીલ સર્વિસમાં તેમની નીમનોક થઈ. અને ૪૩ ના નવંબરની તા. ૧૫ મીએ તે હિંદુસ્તાનમાં આવ્યા. તા. ૧૦ જાન્યુઆરી ૪૪ માં પરીક્ષામાં પાસ થયા. પછી ત્રીજે દહાડે અહમદનગરના ત્રીજા આશીસ્ટન્ટ કલેક્ટરની જગ્યા મળી.

તા. ૧૦ અક્ટોબર ૪૪ માં ખાનદેશના બીજા આશીસ્ટન્ટ કલેક્ટર થયા. તા. ૬ એપ્રિલ ૪૬ માં સદરઅદાલતના આક્ટીંગ ડેપ્યુટી રેજીસ્ટ્રાર થયા. પછી ત્રીજે દિવસે અમદાવાદના આશીસ્ટન્ટ જડ્જ થયા, પણ મુંબઈમાં રહ્યા.

સન ૧૮૪૬ ના નવંબરમાં અમદાવાદમાં આવ્યા. તા. ૨૨ નવંબર ૪૯ થી તા. ૨ જાન્યુઆરી ૫૦ સુધી જડ્જ અને શેશનજડ્જનું કામ અમદાવાદમાં કર્યું.

તા. ૧૫ એપ્રિલ ૫૦ માં સુરતના આશીસ્ટન્ટ જડ્જ થયા.

તા. ૧ મે ૫૧ માં અમદાવાદના પહેલા આશિસ્ટન્ટ કલેક્ટર થયા.

સન ૧૮૫૨ ના આગષ્ટમાં મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ થયા.

સન ૧૮૫૩ ના જુનમાં અમદાવાદના આક્ટીંગ જડ્જ થયા. અને તા. ૨૮ માર્ચ ૫૪ માં વિલાયત ગયા.

[1] સંવત ૧૯૦૮ ની દીવાળી.

સન ૧૮૫૬ માં રાસમાળાનું પુસ્તક લંડનમાં રિચર્ડસન બ્રધર્સના છાપાખાનામાં છપાવ્યું. ને તે વર્ષના નવંબરમાં પાછા આવ્યા.

તા. ૧૦ જાન્યુઆરી સન ૧૮૫૭ સુરતના જડ્જ થયા. તા. ૨૪ માર્ચ ૫૮ માં ખાનદેશના જડ્જ થયા.

તા. ૧૧ અક્ટોબર ૫૯ માં કાઠિઆવાડના પોલિટિકલ એજેંટનો ચાર્જ લીધો. તા. ૨૫ માર્ચ ૬૦ માં સુરતના જડ્જ થયા. તા. ૨૩ ડીસંબર ૬૧ માં સદર અદાલતના જડ્જ થયા.

બહુ વિચાર કરવાથી, અને ઘણાં કામ માથે લેવાથી મગજમાં રોગ થયો, ને તા. ૩૧ આગષ્ટ સન ૧૮૬૫ ને દિને પુનામાં દેહ મુક્યો, ત્યારે તેમને ચાર પુત્રો ને બે પુત્રીઓ હતી. મોટાનું નામ જાન ફ્રેજર ફાર્બસ, તે ઓગણીશવર્ષની ઉમરમાં બીજો હેનરી ડેવિડ અરસકીન ફાર્બસ, તે ભરૂચ સંગ્રહસ્થાનની વખતે વિલાયતથી ભરૂચ આવ્યો હતો. તેને સિંધમાં સરવે ખાતામાં નોકરી મળીછે. તેની ઉમર ફાર્બસસાહેબે દેહ મુક્યો ત્યારે સત્તર વર્ષની હતી.

આ કવિતાવિલાસના, નવ અંક સન ૧૮૬૭ ના બુદ્ધિપ્રકાશમાં છપાયા હતા. તે ગુ. વ. સોસાઇટીના હાલના શેક્રેટરી મેહેરબાન એમ. એચ. સ્કાટ સાહેબના હુકમથી તેમાં વધારો તથા સુધારો કરીને આ પુસ્તક સોસાઇટીની તરફથી છપાવી પ્રગટ કર્યુંછે. સન ૧૮૭૦.

દલ. ડાહ્યા. ગુ. વ. સો. આ. શે.

## આંક ૧ લો.

સાહેબ—(પોતાના કવિને પુછે છે) આ કોણ છે?

કવિ—એ [1]ગોવિંદરામ શાસ્ત્રી છે. સુવેર નામના ગામમાં રહેછે, અને આ જીલ્લામાં નામાંકિત છે.

સાહેબ—શાસ્ત્રીબાવા, તમે કવિતા રચી જાણો છો કે?

શાસ્ત્રી—હું સાધારણ કવિતા સંસ્કૃતમાં અને ગુજરાતીમાં પણ થોડી રચી જાણુંછું. અને સર્વે કવિયોનો દાસછું, હું એ વાતનું અભિમાન રાખતો નથી.

સાહેબ—વાહ, તમારી બોલવાની યોગ્યતા સારીછે. ઈશ્વર પ્રાર્થના વિષે કાંઈ કરેલું હોય તે બોલો. અને ગુજરાતી કવિતા બોલો તો સઊ સમજી શકે.

શાસ્ત્રી. માલિની છંદ.

ભવ ભય હરનારા, પ્રાણ પ્યારા અમારા;
ગુણનિધિ ગુણ તારા, સર્વ છે સૌથિ સારા;

[1] ગોવિંદરામ શાસ્ત્રીને, દરસાલ ૧૫૦ કે ૨૦૦ રૂપીઆ વર્ષ દહાડે આપવા કરીને ઇડરના મહારાજે રાખ્યા હતા.

ચતુર જગચિતારા, ત્રાસના નાશકારા;
સકળ કર સુધારા, ભેદી દે ભીતિ ભારા. ૧.

વસંતતિલકા છંદ.

ઓ ઈશ્વરા અગમ ઉત્તમ આપ ઉક્તી,
જેથી જણાય જનરંજન જોગ્ય જુક્તી;
ગાવા નથી સરસ રાગ શિખી ગળાથી,
સભ્ય પ્રસન્ન કરવા કવિતા કળાથી. ૨.
રાગીતણોજ અનુરાગથિ રાગ જામે,
કારીગરો બિજિ બધી શ્રમપાત્ર પામે;
અભ્યાસથી કવિત ઉત્તમતા ન આવે,
તેતો કૃપાનિધિ, કૃપા કરિ તું કરાવે. ૩.

સાહેબ—"ગાવાનથી સરસ રાગ શિખી ગળાથી"એ ચરણનો ભાવાર્થ શો છે?

શાસ્ત્રી—હું આ સભાને મારા રાગથી કે સ્વરથી રંજન કરવાને ચહાતો નથી. ગાનારીઓનો, અને ગાનારાઓનો એ ધંધો છે. માટે મારા કરતાં ઘણા સરસ સ્વરથી ગાનારીઓ અહીં ઘણીઓ છે. હુંતો કાવ્યકળાથી આ સભાસદોને રંજન કરવા ચાહુંછું. એવો ભાવાર્થ છે.

શિવારામ ગાયક—સાહેબ, હું કાંઈ બોલવા ચાહુંછું.

સાહેબ—બોલો.

શિવારામ. દોહરો.

કવિજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;
સોનો ઘાટ ઘડી મરે, રાય સજે શણગાર. ૪.

શાસ્ત્રી. વસંતતિલકા છંદ.

જો રક્તચંચુ[1] શિખવ્યાં વચનો ઉચારે,
કેનાં વખાણ કરિને કહિયે વધારે;
માધુર્યતો શુકતણા સ્વર સારનું છે,
ચાતુર્યતો વચનના રચનારનું છે. ૫.

એક ઠાકોર—શાસ્ત્રી, તમે અમદાવાદ, વડોદરૂં, અને સુરત વગેરે ગુજરાત બધી જોઈછે કે?

શાસ્ત્રી—હાજી, હું ગુજરાતમાં સારી પેઠે ફર્યોછું.

ઠાકોર. ગીતી છંદ.

રાય કહેરે કવિજન,
સરસ કિયું પુર સહુથિ ગુજરાતે;
સરસ કિયા નર નિપજ્યા,
આજ અને વળિ અગાઉ ગુજર્યા તે. ૬.

શાસ્ત્રી. ગુર્જરદેશ વિષે તો,
રાજનગરજ[2] સઉથી સરસ દીસે;
સરસ નરસ કહું કેને,
રાજન, ગરજ સઉથી સરસ દીસે. ૭.

સાહેબ—(આગગાડીનું ચિત્ર દેખાડીને પુછે છે.) આ શું હશે?

શાસ્ત્રી—અગ્નિરથ છે.

સાહેબ—એ વિષે તમે કાંઈ કવિતા કરેલી હોયતો કહો.

શાસ્ત્રી. શાર્દૂલ વિક્રીડિત છંદ.

આ અગ્નીરથ ઓપતા અનુપ છે, કે યજ્ઞશાળા કહું;
આચાર્યે કપતાન રૂત્વિજ બિજા, જે સેવકો તે સહુ;
જે લોકો શુભ જજ્ઞમંડપ વિષે, બેઠા સુશ્રદ્ધા ધરી;
વાસો ઈચ્છિત લોક માંહિ વસશે, દાન પ્રભાવે કરી ૮.

ઠાકોર—સારી નરસી સ્ત્રી વિષે બોલો.

શાસ્ત્રી—જે વેલાનાં ઝેરી ફળ હોય, અને જે સ્ત્રીનાં દુષ્ટ સંતાન હોય, તે નઠારી જાણવી.

શિખરિણી છંદ.

ન દીસે પુષ્પાળી, ફળિત ફળવાળી પણ, વળી;
રૂપાળી કે કાળી, ગળિત ફળવાળી પણ ભલી;
ફળો ને સંતાનો, વિષમય વિશેષેજ છતમાં;
લતા, ને તે નારી, જરૂરજ નઠારી જગતમાં. ૯.

માટે હું ઈશ્વરરૂપી સૂર્ય પાસે માગુંછું જે.

આર્યા.

સુપત્નિ આપો સવિતા, તેથિ તમારી રૂડી ગણું રવિતા;
કાંતો આપો કવિતા, એ પણ એવી અનૂભવિતા. ૧૦.

ઠાકો.—ત્યારે આપણા દેશમાં તો એવી રીત છે કે, ઉચ્ચ કુળની કન્યા પરણવી, તેનુ કેમ?

શાસ્ત્રી. આર્યા.

વિવેક, વિનય, સુવિદ્યા; વિશુદ્ધતા, ગુણ અમુલ્ય આ ચારે,
એ લક્ષણે પરખિયે, ઉત્તમતો વંશ આચારે. ૧૧.

સાહેબ—જે ભાષાથી ચોપડા તથા દફતર લખાતાં હોય; તે જીવતી ભાષા કહેવાય છે. અને જે ભાષાથી કોઈ દેશમાં વ્યવહાર ચાલતો ન હોય, તે મુએલી કહેવાય. અને હિંદુસ્તાનમાં સંસ્કૃતથી દફતર લખાતાં હતાં. પણ તે ભાષા ક્યારે મરી ગઈ? તે વિષે તમે કાંઈ જાણોછો?

શાસ્ત્રી. શાર્દૂલ વિક્રીડિત છંદ.

ભોજે બ્રાહ્મણ ભોજનાદિ કરિને દીધાં મહાદાન જે;
ગીર્વાણી અવસાન કાળ ગણિને કીધો ક્રિયા માનજે;
બાજીરાવ બિરાજિ ઉત્તર ક્રિયા કીધી અતી આદરી;
સારે દેશ નરેશ શ્રેષ્ઠ દિવસે શ્રાદ્ધાદિ શ્રદ્ધા ધરી. ૧૨.

મતલબ કે ભોજરાજાએ ગીર્વાણ વાણીના અંતકાળની ક્રિયા વૈતરણી આદિક મહાદાન કરવાની કરી, અને બાજીરાવ પેશવાએ એ વાણીની ઉત્તર ક્રિયા કરી, અને હાલના દેશી રાજાઓ પ્રસ્તુત ઉપર શાસ્ત્રીઓની સભાઓ કરેછે, તેતો તે વાણીનું ક્ષયાશ્રાદ્ધ, અથવા પાર્વણિક શ્રાદ્ધ કરેછે.

એટલી વાત થઈ એવામાં તે શાસ્ત્રીનો વિદ્યાર્થી પરભો જે બીજા પાસે અંગરેજી પણ શીખતો હતો, તે તંબુમાં ડોકાયો. તેને શાસ્ત્રી પોતાને ગામ મુકીને આવ્યા હતા, અને કહ્યું હતું કે, આપણા જજમાનનો સંઘ પ્રભાસ જાયછે તે સાથે તું જજે, દશવીસ રૂપીયાની પ્રાપ્તિ થશે.

શાસ્ત્રી—અરે, તું અહિં ક્યાંથી?

પરભો—હું સવારમાં ઉઠીને મારૂં અંગરેજી લેસન કરવા બેઠો. તેથી વાર થઈ ગઈ, અને સંઘ જતો રહ્યો, પછી આ મેળો જોવાસારૂ પરભાર્યો અહિં આવ્યો.

શાસ્ત્રી—ટપકો દેછે.

વૈતાળીય છંદ.

પરભા પરભાતપોરમાં, પરભાષાપર ભાવ લાવિયો;
પરભા પરભાસની તજી, પરભાર્યો અહિં કેમ આવિયો. ૧૩.

સાહેબ—આવવા દો, એને સભામાં બેસારો. પછી તે બેઠો.
શાસ્ત્રી, તમારી કવિતામાં સરસ યમક છતાં, તે નિર્ભ્રાંત સહુને સમજાય એવી થાયછે માટે મીઠાશ ઉપજે છે.

શાસ્ત્રી—ભ્રાંતવાળી કવિતા જમની કાંતા જેવી લાગે.

આર્યા.

અનુપમ અનુપ્રાસાંતા; યમકાંતા પણ ન હોય નિર્ભ્રાંતા;
તે કવિતા દુખદાંતા, કહિયે સાચીજ યમ કાંતા. ૧૪.

શાસ્ત્રી—(પેલા ઠાકોરને પુછેછે) ઠાકોર; તમે ધોળી પાઘડી કેમ બાંધીછે?

કારભારી—છ મહિના ઉપર ચાર મહિનાની ઉમરના કુંવર ગુજરી ગયા. તેનો શોગ ઝાઝા દહાડા રાખવો ઘટે નહિ. પણ ઠાકોર શોગ મુકતા નથી.

શાસ્ત્રી—બાગનાં ફુલ અને છોકરાં, જોઇને રાજી થવું. પણ કાળે નાશ થાયતો દીલગીરી રાખવી નહી.

શાર્દૂલ વિક્રીડિત છંદ.

ભોળી બાળક બોલકાં, મધુરતાવાળાં મહા મૂલડાં;
ભાળી બાગ ભલો, ભલાંજ ભભકાવાળાં ફુલ્યાં ફૂલડાં;
દાખેછે દલપત્તરામ, દિલમાં રે ખૂબ રાજીથજો;
કાળે જો કરમાય, થાય અછતાં, તો શોક તેનો તજો. ૧૫.

સાહેબ—શાસ્ત્રી, કવિતામાં કેવો ચમત્કાર હોય?

શાસ્ત્રી. શાર્દૂલ વિક્રીડિત છંદ.

જેવાં મીન વિજોગિયાં જળતણાં, એવા વિજોગી જનો;
પામે શાંતિ કવીત શુદ્ધ સુણતાં તેવા જનોનાં મનો;
આકાશે કવિ[1] નામ એકગ્રહછે, આનંદમાં એથકી;
રાશી મીન જિવે જુઓ જળ વિના, તે જાણજો તેથકી. ૧૬.

સાહેબ—શાસ્ત્રીબાવા, આજ આપના મેળાપથી હું પ્રસન્ન થયો.

શાસ્ત્રી—સાહેબ આપ જેવા સજ્જનના સમાગમથી અમારાં સર્વેનાં મન પ્રસન્ન થયાંછે અને સારાં ભાગ્યથીજ આપનો મેળાપ અમારે થયો, એવું અમે જાણીએ છૈએ, કેમકે બીજુ બધું ઉદ્યોગથી મળે પણ સજ્જનનો સંગ તો સારા ભાગ્યથીજ મળે.

વસંતતિલકા વૃત્ત.

અભ્યાસથી અધિક શાસ્ત્ર ભણાય ભાઈ,
ચાપલ્યતાથી ચઢશે ચિત ચાતુરાઈ;
ઉદ્યોગથી જર જમાવ જરૂર જામે,
સદ્‌ભાગ્યથીજ જન સજ્જન સંગ પામે. ૧૭.

ઉપજાતિ વૃત્ત.

તિર્થોદકે શુદ્ધ થવાય અંગે, આત્મા શુચી સજ્જન શુદ્ધ સંગે;
વિશેષશી વિક્તિ કરીવખાણું,સર્વોપરી જંગમ તીર્થ જાણું.૧૮.

સાહેબ—વારૂ, શાસ્ત્રીબાવા, તમારે કાંઈ પુસ્તકની, કે બીજી ઇચ્છા હોય તે મને કહેવું.

શાસ્ત્રી—આ દેશમાં આપનું મુખ્ય સંસ્થાન તો મુંબઈ કહેવાય કે નહિ?

સાહેબ—હાજી, આ ઇલાકો મુંબઈ તાબામાં છે, માટે સરકારની મુખ્ય રાજધાની મુંબઈ કહેવાય, અને હું પણ આશા રાખુંછું કે થોડાં વર્ષમાં મુંબઈની મોટી કોરટમાં મને નોકરી મળશે, અને મારે મુંબઈમાં રહેવાનું થશે.

[1] કવિ-શુક્ર.

શાસ્ત્રી—તો મારે એટલી અરજ કરવાની છે કે, એક અમારી સગીછે તે ઘણા દેશમાં રખડતી રખડતી, હાલ જઈને મુંબઈમાં રહીછે, માટે આપ મુંબઈ જાઓ તો, તેની સંભાળ રાખવી.

સાહેબ—તે બાઈ કોણ છે, કિયા નામથી ઓળખાયછે? અને પહેલાં કિયા શેહેરમાં રહેતી હતી?

શાસ્ત્રી. પર્યાયાલંકાર—શાર્દૂલ વિક્રીડિત.

જેનૂની કવિલોક કેરિ, જિવિકા આદે અયોધ્યા હતી;
હસ્તીનાપુરમાં પછી વસિ, પછી ઉજ્જેણમાં થૈ છતી;
ધારાપૂર વિષે વસી, પછી વસી પૂના વિષે એકદા;
તે મુંબઈ પુરમાં નિવાસ વસિછે, સંભાળ રાખો સદા. ૧૯.

સાહેબ—હું સમજ્યો, ખરી વાતછે; મુંબઈના સાહુકારો, કવિયોને સારી મદદ કરેછે, અને મેં ગુજરાતી કવિતાના ગ્રંથનો સંગ્રહ કરવા સારૂં તથા ગુજરાતી નવાં પુસ્તકો રચાવા સારૂં, અમદાવાદમાં એક સોસાઇટી ઉભી કરીને ઉઘરાણું કર્યું, ત્યારે આસરે દસ હજાર રૂપૈયા એકઠા થયા. પણ મુંબઈના ગૃહસ્થો શ્રીમંત અને ઉદાર છે, માટે ત્યાં મારે રહેવાનું થશે તો, ત્યાં એક સભા ઉભી કરીશ, અને ઓછામાં ઓછા એક લાખ રૂપૈયા એકઠા થઈ શકશે તેના વ્યાજમાંથી ગુજરાતી ગ્રંથો રચાવાનું કામ ચાલશે, અને ઘણા કવિયોને આશ્રય મળે એવું કરીશ, અને એ શિવાય બીજી રીતે પણ ગુજરાતના કવિયોનું માન વધારવાનો મારો ઘણો વિચાર છે. પછી તો ઇશ્વર ઇચ્છા.

પછી શાસ્ત્રીએ બે હાથે આશિર્વાદ કરીને પોતાના ભાષણની સમાપ્તિ કરી.

---

## અંક ૨ જો.

પછી એક બારોટ બેઠા હતા તેના સામું જોઇને સાહેબ પુછેછે.

સાહેબ—આ બારોટ ક્યાંના છે?

કવિ—એ નડીયાદના લાલો બારોટ છે. તે પણ કવિતાથી સરદારોનાં મન સારી રીતે રીઝવી જાણે છે.

સાહેબ—બારોટ, બોલો જોઇએ તમે કેવી કવિતા રચેલી છે.

લાલો—સાહેબ; મોટા મોટા કવિયોની આગળ હું તો હાથીની આગળ કીડી જેવોછું. પણ બે અક્ષર બોલું તે સાંભળો.

છપય.—વિષમાલંકાર.

ક્યાં પારશ કર કાંતિ, કાંતિ ક્યાં દીપક કેરી;
ક્યાં મેરૂમંદાણ, અને દશ તસુની દેરી;
ક્યાં છીલ્લર સર નીર, જુઓ ક્યાં જળધિતણું જળ;
ક્યાં જૂ માંણકૂ જોર, અને બાણાવળિનું બળ;
મદગળ ગજેંદ્રની આગળે, કોણ માત્ર કિડિની ગતી;
મતિમંત પાસ દલપત કહે, કોણ માત્ર મારી મતી. ૨૦.

સાહેબ—તમે મુંબઈ દીઠી છે?

લાલો—હાજી, ત્યાંના ઘણા ગૃહસ્થોને રીઝવીને મેં સીરપાવ લીધા છે.

સાહેબ—મુંબઇ વિષે એકઆદ કવિત બોલો.

લાલો. ઝૂલણાછંદ સમાલંકાર.

શહર મુંબઈજ મોટાથિ મોટું,
જહાં છાપરૂં એક નહિ છેક છોટું;
શેઠિયા સર્વ જ્યાં મોટમોટા વસે,
કોટિ નાણાંતણું થાય ટોટું;
દેહ મોટા નેં દિલ મોટું દલપત્ત કહે,
ખાણુ પણ મોટું, નવ ખાય ખોટું;
કશણ[૧] મોટાં, અને વૃષણ[૨] મોટા,
વળી હોય મોટાતણું સર્વ મોટું. ૨૧.

એ કવિતાનો બધો મર્મ સમજીને સાહેબ મનમાં ખૂબ હસ્યા.

સાહેબ—તમે અહીં કેને ઘેર ઉતારો કર્યો છે?

બારોટ—હું કાલે પહોર રાત જતાં આવ્યો. અને દીવાનજીનું માણસ સાથે આવીને એક ખવાસને ઘેર મારો ઉતારો કરાવી ગયું. પછી તે ખવાસેતો મારો સામાન નાંખી દેવા માંડ્યો, અને કહ્યું કે મારે દીવાનજીની કાંઈ ગરજ નથી. તમને અહીં ઉતરવા નહિ દેઉં. પછી મેં ઘણી આજીજી કરીને કહ્યું જે સવારે હું બીજે ઠેકાણે જઇશ. પણ આજની રાત મને અહીં રહેવા દે. ત્યારે મને રેહેવા દીધો.

ખવાસ—(બહાર ઉભો હતો તે બુમપાડીને બોલ્યો) એતો મેં ઓળખ્યા નહોતા, માટે એમ કહ્યું. પણ પછી તો વાતો કરતાં બારોટને અને અમારે ઘણી માયા થઈ. અને તે અમારા સ્નેહી થયા.

લાલો. મનહરછંદ. વ્યાજ સ્તુતિ.

સ્નેહીઓમાં સ્નેહી સાચો તારી તુલ્ય કેને કહું,
સજીવન સજ્યા સોંપી સુવાસારૂ સ્નેહથી;

---

[૧] અંગરખાની કશો.
[૨] વધરાવળ, અને તેનો ભાવાર્થ એકે, પોકળ પણ મોટું.

રહ્યો બેશી સત સારી મહા ભય પામી મારી,
ઊંઘ તો બિચારી હારી દૂર થઈ દેહથી:
ચાહ પીવી પડી ન કે બુંનની બદામ બેઠી,
જામનીના ચારે પોર જાગી શક્યો જેહથી;
ચિંતાતો તજી તમામ દાખે દલપતરામ,
તસકરતણો ત્રાસ રહ્યો નહિ તેહથી. ૨૨.

**ખવાસ.**—ખાટલામાં માકણ હશે તેમાં મારો વાંક શેનો?
**લાલો.**—હું તારો વાંક કાઢતો નથી, એતો વિધાતાનો વાંક.

મનહરછંદ. વ્યાજનિંદા.

તારો વાંક નહિ તેમાં વાંકતો વિધાતાતણો,
પશુ ઘડતાં પુરૂષ ઘડીઓ તે ઘડીએ;
પછી વાંક પ્રસુતાનો પાયું નહિ પોતે વિખ,
તેમાં શાનો તારો વાંક જપીએ જીભડીએ;
જાણીતી સુયાણી નહિ સુયાણી અજાણી હશે,
બોળ્યો નહિ તને ઊન્હા પાણીને બકડીએ[1];
શીતળાએ સાજો શીદ કીધો દલપત કહે,
લડવી ઘટે લડાઈ, જો તે સાથે લડીએ. ૨૩.

**સાહેબ**—દીવાળીના વરણનનું કવિત બોલો.
**લાલો**—દીવાળીનું, કે દેવાળીઆનું બોલું ?
**સાહેબ**—તમારી મરજી.
**બારોટ**—પૂર્વે ગુજરાતમાં દેવાદાર ઉપરથી દેવાળીઓ કહેવાય છે અને પશ્ચિમ ગુજરાતમાં, તે કરજદાર પોતાની દોકાને ઝાઝા દીવા કરતો હોય તે બંધ કરીને એક દીવા મુકીને અવળી પાઘડી મુકીને બેસેછે. તે દીવા ઉપરથી દીવાળીઓ કહેવાય છે. તે વિષે કવિત સાંભળો.

**દીવાળીનું, અથવા દીવાળીઆનું વર્ણન.**
**શ્લેષાલંકાર.—મનહર છંદ.**

મેવા ને મીઠાઈ ખાય ગીત ગાન તાન ગાય,
અતર ફુલેલે લોકો ભભકતા ભાળીઆ;
સાબુએ ધોએલા સાફ શરીરે પોશાગ સજે,
સોનામાં રશેલા પેરે શોભીતા સોનાળીઆ;
નાયકા નચાવે ને રચાવે રંગ રાગ રૂડા,
દારૂખાનાં છોડે ઘેર ઘણા રંગ ઢાળીઆ;
દેણું ન દે દોકડો, ને લેણુંતો ન લેવા[2] જાય,
દાખે દલપત દેખો દેખારે "દીવાળી આ." ૨૪.

[1] બકડીયું તાંબાકુંડીના ઘાટનું હોય છે.
[2] સપરવે દાહાડે દેણું લેણું આપવા, લેવાનો ચાલ નથી.

**સાહેબ.**—ગઈ દીવાળીને દહાડે તમે ક્યાં હતા?
**લાલો.**—એક રાજા મને વારે વારે કહાવતો હતો, કે તમે એકવાર મળવા આવજો. તેથી ગઈ દીવાળીને દહાડે હું તેને ગામ મળવા ગયો. પછી મળીને મને ઉતારો આપ્યો. અને તેના માણસે મને કહ્યું કે શીધું આવતાં વાર લાગશે માટે સુખડી મોકલીશું, તે હાલ ફળાર કરજો. પછી ધીમે ધીમે રસોઈ કરાવજો, આ પાણીનું બેડું ભરાવી મુક્યું છે. પછી તેણે જઈને ધાણીચણા મોકલ્યા અને શીધું મોકલવાનું ભુલી ગયો. તેથી સાંઝ સુધી હુંતો ભુખ્યો રહ્યો. સાંઝે ઠાકોરની કચેરીમાં ગયો, ત્યાં પુછ્યું ત્યારે મેં એક કવિત કહ્યું.
**સાહેબ.**—તે કવિત બોલો જોઈએ.
**લાલો.** મનહરછંદ. અનુમાનાલંકાર.

રાજનો મેળાપ આજ ઘણે ઘણે રેજ થયો,
સરસ પરવ વળી તે દીવાળી સારખું;
જાણ્યું જે જરૂર ભલું ભાવતું ભોજન થશે,
ઉત્તમ પરવ આજ થાય ન અંગારખું;
પરવનો ગરવતો સરવ વીસરી ગયો,
ખરે ખરૂં કહું કેણ કહુંન ક્ષમારખું;
પરવમાં પાણી ધાણી ચણાનો ધૂરવ કર્યો,
સરવ મળીને કરો પરવનું પારખું. ૨૫.

**સાહેબ.**—તમે અમદાવાદમાં જોવા લાયક જગાઓ જોઈછે?
**લાલો.**—હું પેહેલવેલો એક સમે અમદાવાદમાં એટલાજ વાસ્તે ગયો હતો, કે ત્યાંની જોવા લાયક જગાઓ જોવી. તે વખતે ત્યાં મારે કોઈનું ઓળખાણ નહોતું તેથી એક ધર્મશાળામાં ઉતારો કર્યો હતો. ત્યાં ઢુંઢીઆ ધર્મના બે સાધુ મારી નજરે પડ્યા, તેઓને મેં પુછ્યું કે અમદાવાદમાં કઈ કઈ જગાઓ જોવા લાયક હશે? તે જગાનાં નામ મને લખાવો, તો અમારે જોવાની ઈચ્છા છે.

સાધુએ કહ્યું કે અમે નામ બતાવીએ તેથી તમે તે જોવા જાઓ તેથી રસ્તામાં તમારા પગતળે કીડી મંકોડી મરે તેનું પાપ અમને લાગે. માટે, એતોશું? પણ તમે વગડામાં પાણી તરશા ખૂબ થયાહો અને અમે તમને સામા મળીએ. અને તમે અમને પુછો કે ક્યાંઈ પાણી પીવાનુ છે? તે અમે જાણતા હોઈએ કે રસ્તાની ફલાણી બાજુ ઉપર કુવો કે વાવ છે. તો પણ અમારાથી તમને કેહેવાય નહિ. એવો અમારો ધર્મ કઠણ છે. તમે અમારા બતાવ્યાથી જતાં રસ્તામાં પગતળે ઝીણા જીવજંત મારો, તથા કાચું પાણી પીઓ, તેનું પાપ અમને લાગે.

પણ અમારા ધર્મનું એક કવિત અમે તમને શીખવીએ તે શીખોતો તમારા અર્થનું છે.

અમે કહ્યું કે તે કવિત બોલો જોઇએ, પછી તે કવિત બોલ્યા, તે તેમના કહ્યાપ્રમાણે ખરેખર અમારા અર્થનું હતું, માટે અમે પેનસીલથી લખી લીધું.

**સાહેબ.**—તે કવિત બોલો.

**લાલો.** પર્યાયોક્તાલંકાર—મનહરછંદ.

અંજનશલાકા,[1] સ્વામીનારાયણની હવેલી,
કાંકરીયું સરોવર જોવું નહિ કોઇએ;
શાહઆલમ, કે શાહીબાગ ન સિધાવીએ, તો,
મકરબો[2] કે જુમામસીદ શીદ જોઇએ;
સૂતરના સાંચા, કન્યાશાળા, કે પુસ્તકશાળા,
વાવ દાદાહરીની, જોતાં વખત ખોઇએ;
આવી અમદાવાદમાં એવું નહિ જોવું કશું,
સાધુ પાસે ધરમ શુણીને પાપ ધોઇએ. ૨૬.

વળી તેણે એક દોહરો કહ્યો કે

દોહરો.

સાત ગાઉ પર સરસ છે, જોવા લાયક જેહ;
વાવ અડાળજ આગળે, જશો ન જોવા તેહ. ૨૭.

**સાહેબ.**—પછી તમે શું કર્યું.

**લાલો.**—અમે સમજ્યા કે અમદાવાદમાં આટલી જગાઓ મુખ્ય જોવા લાયક છે, એવું આ કવિતમાં સાધુએ આપણને સમજાવ્યું. પછી અડાળજની વાવસુધાં એ બધી જગાઓ અમે જઇને જોઈ આવ્યા. જો એવા હુશીઆર સાધુ મળ્યા ન હોત, તો એમાંની એકાદ જગા જોયા વિના રહી જાત.

**સાહેબ.**—વારુ આગગાડીનું એક કવિત કહો જોઇએ.

**લાલો.** સંદેહાલંકાર—મનહરછંદ.

આતે આગગાડી છેકે ગણીએ ગરૂડગાડી,
નિરમી નિરંજને, છે જનમન રંજની;
ઊંટને ઉપાડી જાય, અશ્વથી અગાડી જાય,
બેલ બાજ લાજ, ગજરાજ ગર્વ ગંજની;
ઝડપથી જાય, આખી ટ્રેનને ઉચકી જાય,
પામી મોટું માન તે, વિમાન માન ભંજની;
કહે દલપત, મહીસાગરને કુદી જાય,
ઇંજન કહું, કે હનુમાનની મા અંજની. ૨૮.

[1] હઠી ભાઇનાં દેરાં.
[2] સરખેજ પાસે મહમદબેગડાનો રોજો.

**ઠાકોર.**—ગુજરાતમાં જુદા જુદા ધર્મ ઘણા છે, તેમાંના તમે કિયા ધર્મને માનો છો?

**લાલો.**—સઘળા ધર્મોનું બીજ એકજ સદાચરણ છે. અને ઉપરના વેષ જુદા જુદા છે.

મનહર છંદ.

કોઈ મુંડ મુંડાવે, ને કોઈ દાઢી કાઢી નાંખે,
કોઇ રાખે ચોટલી, ને કોઈ રાખે ચોટલો;
સરવ ધરમનો મરમ સદાચરણ છે,
દુરાચરણ તે પ્રૌઢ પાપતણો પોટલો;
આંબાના અનેક ઘાટ ઉપરથી ઓપે પણ,
જ્ઞાનીજન જાણે જે આંબાનું બીજ ગોટલો;
ધર્મગુરૂ ધમકાશ કરી દલપત કહે,
તાણે જુદા મત જેને જેમાં જડે રોટલો. ૨૯.

**સાહેબ.**—મુંબઇના શ્રીમંતોમાં ગુજરાતી કવિતાના નિયમો, તથા રસ અલંકાર વગેરેમાં સારી પેઠે સમજી શકે એવા કોણ છે.

**લાલો.**—દેશી કવિતાની બરાબર પરીક્ષા કરીને, ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ કવિતા જુદી કરી આપે એવા શ્રીમંતોમાં તો એક મારા જોવામાં આવ્યો છે, કેમકે તે પિંગળ વગેરેના નિયમો જાણેછે.

મનહર છંદ.

ઇંદ્રિના અનંત ગુણ એતો જાણે ઐરાવત,
વિષ્ણુના વિશેષ ગુણ ગરૂડ વખાણે છે;
નંદીપતિનો મહિમા નકી જાણે નંદીરાજ,
સૂરજના ગુણ સપ્તમુખો ઉર આણે છે;
સેનાનીના[1] સર્વ ગુણ માહીત મયૂરરાજ,
વાઘ વાહિનીને વાઘ પૂરણ પીછાણે છે;
વાણી દેવીનો વિવેક વદે દલપતરામ,
જથારથ જેમ છે તે હંસરાજ[2] જાણેછે. ૩૦.

પછી તે બારોટે જવાની રજા માગી. ત્યારે સાહેબે તેને એક નોટ આપી.

**શાસ્ત્રી.**—બારોટ, તમે એનાં નાણાં લઇને શું કરશો?

**લાલો.**—લખેશરી સાહુકાર હશે તેને ઘેર વ્યાજે મુકીશ.

**શાસ્ત્રી.**—તે કેટલું વ્યાજ આપશે?

**લાલો.**—ઓછામાં ઓછું ચાર આના લેખેતો આપશેજ.

**શાસ્ત્રી.**—ત્યારે તે કરતાં મારા જેવા કોઈ બ્રાહ્મણને આપીદો તો પેલે ભવ તમને સો ગણા રૂપીઆ મળે.

[1] સેનાની—કાર્તિક સ્વામી. [2] હંસરાજ કરમશી.

પરભો.—અરે આજતો પર્વણી છે માટે આજ આપે તેને તો પેલે ભવ હજાર ગણા મળે.

લાલો.—તમારી પાસે હું કાંઈ પુંજી દેખતો નથી. માટે તમારે નાણાં જોઈતાં હોયતો બેંકમાં લેવા જાઓ, એક જણનું ખાતું પડાવજો, અને એકજણ જામીન થજો, એટલે તમને નહીં પુછે કે તમારી પાસે પુંજી છે કે નથી. પણ હુંતો તમને નહીં ધીરૂં.

સાહેબ.—એમ કેમ? તમને શાસ્ત્રીનો ભરૂંસો પડતો નથી?

લાલો. ઉપમાલંકાર.—મનહર છંદ.

પાસે પુંજી પેખ્યા પાખી આપવું ઉધારે ધન,
એતો બેંકવાળાઓનો કાયદો ઈલાયદો;
આપીએ આભવમાં તે પામીએ તો પેલે ભવ,
કેવો ઘણી અકલથી ઘડી કાઢ્યો કાયદો;
એક કહે સો ગણા બીજો કહે હજાર ગણા,
ફાવે તેમ બોલે ને બતાવે બડો ફાયદો;
કહો શાણા સરદાર કેમ વિશવાસ આવે,
એતો જેવો જુગટાનો જુલાઈનો[1] વાયદો. ૩૧.

પછી બારોટ સલામ કરીને ગયા.

---

## આંક ૨ જો.

ત્યાં એક ગઢવી વેગળેથી બુમ પાડીને એક સોરઠો વારે વારે બોલતો અને પોતાના મોટા થોભા ઉપર હાથ ફેરવતો આવે છે.

સોરઠો.

કરેલ કીર્તી મેર, દુનિયામાં તે દેખવા;
ફાર્બસ રૂપે ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં. ૩૨.

સાહેબ.—આ કોણ આવે છે?

કવિ.—એના વડીલોને દેવરાસણ નામનું ગામ કવિતાના ઈનામમાં મળેલું છે. ત્યાં તે રહે છે, અને તેનું નામ રણછોડદાસ છે. તેણે શવરામંડપના વર્ણનનો રેણુકી છંદ ઘણો સરસ કરેલો છે. તે ગુજરાતમાં કવિતાના શોખી ગૃહસ્થોને મોઢથી મેં ઘણે ઠેકાણે સાંભળ્યો છે. પછી ગઢવીએ આવીને સાહેબને સલામ કરી, ત્યારે સાહેબે પણ સલામ કરીને ખુરશી સામી આંગળી કરી. એટલે તે ઉપર ગઢવી બેઠા.

સાહેબ.—ગઢવી, તમે સંસ્કૃતમાં સરસ કવિતા રચિ શકો કે નહિ?

[1] સને ૧૮૬૫ ના શેર સટ્ટાનો.

રણછોડ.—સર્વે પ્રાણીને અને પદાર્થોને, પ્રભુએ મુખ્ય એક એક ગુણ વહેંચી આપેલો છે. તેથી એક આંબાના ઝાડે ફરિયાદ કરી હતી તે સાંભળો.

અપ્રસ્તુત પ્રશંસાલંકાર.—મનહર છંદ.

આંબો કહે મને ફૂલ ફૂલાવો ગુલાબ જેવાં;
તો પ્રભુજી સૌથી શોભા પામું હું સંસારમાં;
ખાલી એટલીજ ખામી કીધી છે નકામી સ્વામી,
તેથી હું હારૂંછું હોડ કરી તેની હારમાં;
અરે આંબા મેં તો સૃષ્ટિ સર્વને ખુશી રહેવા,
નિરમ્યો એકાદ મુખ્ય ગુણ નર નારમાં;
દુનિયામાં કોઈ ઠામ, દાખે દલપતરામ,
ઠરાવ્યા નથી બધાય ગુણ એક ઠારમાં. ૩૩.

માટે ગુજરાતી ભાષાની પદ્ય કવિતા રચવાનો મુખ્ય ગુણ ઈશ્વરે મને આપેલો છે, તે ગુણ મારામાં સારી પેઠે હોય, એટલે મારે સંતોષ પામવું. કેમકે સારામાં સારપ, અને ભુંડામાં ભુંડાઈ ખરેખરી હોય, તોજ તે ગુણ ઉત્કૃષ્ટ કહેવાય. તેમજ મારામાં ખરેખરો એક ગુણ જોઈએ.

સાહેબ.—ભુંડામાં ભુંડાઈ પણ સંપૂર્ણ જોઈએ કે?

રણછોડ.—એમ ન હોયતો તે ખરેખરો ભુંડો કહેવાય નહિ.

તુલ્ય યોગ્યતાલંકાર.—મનહર છંદ.

જગતમાં જગદીશે જેને આપ્યો જેવો ગુણ,
તેવો ગુણ પૂરો હોય તોજ તેનું નૂરછે;
કાઠમાં કઠણતા, કપાસમાં કુમાશ, અને,
સજ્જનમાં ક્ષમા ઓછી, દૂષણ અંકૂર છે;
લુચા લોક લુચાઈમાં કશી સંકોચાઈ કરે,
કહે દલપત એમાં એટલી કસુર છે;
વિષમાં વિષમપણું જેટલું ઓછું જણાય,
એટલી કિમત ઓછી જાણવી જરૂર છે. ૩૪.

સાહેબ.—તમે હાલ તમારે ગામથી આવ્યા? કે બીજે ક્યાંઈથી?

રણછોડ.—એક રાજા ઉદાર છે એવું સાંભળીને હું ત્યાં ગયો હતો, પણ ત્યાં જઈને જોયું તો, તેનું નામ ઉદારજી હતું ખરૂં.

ઈંદ્રવિજય છંદ.

ખેલનિ, ખાંડનિ, ગાદી ગણાય, કહો પણ તે પર ભાર ભરેશું;
ચિત્ર વિષે ચતુરાઈથિ ચિત્રિત, કામનિ તે ઘર કામ કરેશું;
કાષ્ટતણી તરવાર કરી પણ, તેથકિ શત્રુનું સેન મરેશું;
સુજ્ઞ શુણો દલપત્ત કહે, નર નામ ઉદારથિ કામ સરેશું. ૩૫.

સાહેબ.—ત્યારે તો તમારી ધારણા પૂરી થઈ નહિ હોય; અને વખત નકામો ગયો હશે.

રણછોડ. મનહર છંદ.

કામની સિદ્ધી થવાને જક્ષણીના જાપ કરી,
કાઢી ઘડી, તે કહો નકામની કે કામની;
દામની લાલચે કરે દોસતી લુહારની, તે
આશા રાખે ઉંતા ઉંતા ઠામની કે દામની;
નામની તારીફ કરી રથકારને રીઝાવી,
લુલો ઘોડી લેશે તે ઈનામની કે નામની;
જામની પદવી લેવા જાય જે હજામ પાસ,
કહે દલપત્ત લે હજામની કે જામની. ૩૬.

સાહેબ.—પછી તેણે તમને કાંઈ પણ આપ્યું કે નહિ?

રણછોડ. મનહર છંદ.

અતિ અપમાન કરી દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી ન દીધું તેજ સારૂં છે;
આળસ ન કીધી પણ કપટનું કીધું કામ,
એવું કામ કીધાથી ન કીધું તેજ સારૂં છે;
પાણીની તરશ લાગ્યે વિખતણું પીધું પાન,
એવું પાન પીધાથી ન પીધું તેજ સારૂં છે;
કહે દલપત્ત ઠગવા પ્રભુનું લીધું નામ,
એવું નામ લીધાથી ન લીધું તેજ સારૂં છે. ૩૭.

સાહેબ.—ત્યારે તેણે તમારી કવિતા સાંભળીને, તે સારી છે, કે નરસી છે એવું કાંઈ કહ્યું કે નહિ.

રણછોડ.—એક સરણાઈવાળો સાત વર્ષ સુધી અભ્યાસ કરીને, રાગ રાગણી આળાપના શીખીને, એક શેઠને રીઝવવા ગયો હતો, તેવું થયું.

સાહેબ.—તે કેવી રીતે?

રણછોડ. મનહર છંદ.

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકતેજ જાચું એવી ટેક છેક રાખી,
એક શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત્ત પછી બોલ્યો તે કુંજુસ શેઠ,
ગાયક નાલાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કશી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે. ૩૮.

વળી એક મેના અને પોપટના સોદાગરને પણ એમજ થયું હતું.

સાહેબ.—તે શી રીતે?

રણછોડ. મનહર છંદ.

સોદાગર એક શુક સારિકાને સારી રીતે,
શીખવી કવીત નીત સારા સારા સ્વરમાં;
કોઈ ભારે ભૂપતિને ભેટ કરવાને ચાલ્યો,
ગામડામાં વાસો વશો ગોવાળના ઘરમાં;
તારીફ શુણીને જોવા ત્યાં લોકો તમામ મળ્યા,
નોખી રીતભાત કશી ન આવી નજરમાં;
કહે દલપત્તરામ ગામનો ગમાર બોલ્યો,
તેવા ઘણા તેતર તો છે મારા છેતરમાં. ૩૯.

વળી તે રાજાના રાજ્યમાં એક એવા માણસ છે, કે સઉને હલકા બોલથી સંતાપીને, પોતે જાણે છે કે મનેજ બોલતાં આવડે છે.

સાહેબ.—ત્યારે તમે તેને કાંઈ સમજાવ્યો કે નહિ?

રણછોડ.—એક મુસાફર વનમાં જતો હતો, ત્યાં રસ્તામાં તેને એક રાજા સામો મળ્યો, તે રાજાને તેણે બોલાવ્યો; ત્યારે રાજાના મુખમાંથી એવા અદબ ભરેલા શબ્દો નીકળ્યા કે જેથી તેને સાંભળીને અત્યંત આનંદ થયો. પછી આગળ જતાં એક ભીલ સામો મળ્યો. ત્યારે જાણ્યું કે, આવા વનમાં કોઈ સાથે બોલવા ચાલવાનું નથી, માટે આ ભીલ સાથે ટાઢી મીઠી વાત કરૂં અથવા તેને બોલાવું તો ઠીક. પછી તે ભીલને બોલાવાથી ઉલટું પસ્તાવું પડ્યું.

સાહેબ.—તે શી રીત?

રણછોડ. અપ્રસ્તુત પ્રશંસાલંકાર—મનહરછંદ.

જંગલમાં જતાં એક દૂરથકી રાજા દીઠો,
બોલાવતાં તેના બોલ કાજુ લાગ્યા કાનને;
પછી એક ભીલ્લ પેખી પ્રીતે તેની પાસ જઈ,
બોલાવ્યો ત્યારે તે બોલ્યો જાણે ભૂલી ભાનને;
તું કોણછે કેનો છૈયો પિતા તારો મુઆ પછી,
માએ નાતરૂં કર્યું કે સાચે સાચું માન ને;
દાખે દલપત્તરામ સાંભળી સંતાપ થયો,
દિલમાં લજાવું પડ્યું બોલાવી નાદાનને. ૪૦.

માટે એવા લોકોની સાથે બોલવું નહિ તેજ ઠીક છે.

સાહેબ.—ત્યારે શું કરવું?

રણછોડ. મનહરછંદ.

દેખવા પરાયા દોષ ચક્ષુ જો ચંચળ થાય,
અંચળ તો આપણીજ આંખ આડું ધરીએ;

મિથ્યા મુખ સ્વાદ માટે કરે જો વિવાદ કોઈ,
રાખીએ વદન-બંધ વેણ ન ઉચરીએ;
સમજી વિચારી કદી સંહાસ ઉઘાડીએ ન,
જો ઉઘાડીએ તો નાક બંધ કરી ફરીએ;
કહે દલપત્તરામ જો કદાપિ કોઈ ઠામ,
ખળ મુખ ખોલે ત્યારે કાનબંધ કરીએ. ૪૧.

વળી એક ગામના ભસકણા શ્વાનને એક કવિએ શીખામણ દીધી હતી.

સાહેબ.—શી શીખામણ દીધી હતી?

રણછોડ. અપ્રસ્તુત પ્રશંસાલંકાર—મનહરછંદ.

માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબળા નરમ છે;
હુંતો ભસું સર્વને મને ભશી ન શકે કોઈ,
એવું મોટું મારૂં ચોખ્ખું ચઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ કહે દલપત્તરામ,
ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો ભાઈ તેતો તારોજ ધરમધાર,
સજ્જનને ભસવાની અતિશે શરમ છે. ૪૨.

સાહેબ.—ત્યારે તેના રાજ્યમાં રઇયતને ઈનસાફ કેવો મળતો હશે?

રણછોડ.—ત્યાં જડજ, કલેકટર, મુનસાફ, વગેરે ઠરાવેલા છે ખરા. પણ તે જડજની કોરટમાં અમે જોવા ગયા હતા, તો તરેહવાર રીતે કામ ચાલતું દીઠું.

સાહેબ.—કેમ વારૂં? વાદી પ્રતીવાદીની જુબાનીઓ શી રીતે લેવાતી હતી અને કેવા ધોરણથી ઈનસાફ થતો હતો?

રણછોડ. નિરૂકિતલંકાર—મનહરછંદ.

અરજી લખાવી લાવી આપે જ્યાં અરજદાર,
આગળથી એને કહે જાણીએ અરજ છે;
પામે લાંચ પછી પ્રતિવાદીપર પત્ર લખે,
પાસે આવે ત્યારે પુછે કેટલુ કરજ છે;
એની જો અધિક લાંચ આવે તો ઉડાવે કામ,
ગમે તેમ થાય પછી તેને શી ગરજ છે;
કાયદો તો કદી નહિ દીઠો દલપત્ત અને,
જડજ ગણાય છે તે જરૂર જડજ[1] છે. ૪૩.

સાહેબ.—વારૂ, સારામાં સારો રસ શેમાં હશે?

રણછોડ. પર્યસ્તાપન્હુતિલંકાર—મનહરછંદ.

ઉત્તમ આ લોકોમાં કહેછે કેક આમરસ[2],
કામરસ ઉત્તમ કહ્યોછે શાસ્ત્ર કોકમાં;
રામકથામાં કહ્યોછે ઉત્તમ તો રામરસ,
દામરસ કેક તો રૂડો ગણે છે શેકમાં;
તુચ્છ જાણો બીજા બહુ તજીને તમામ રસ,
હરામી હરામ રસ ચાખી ફુલે ફોકમાં;
જેણે જેમાં સ્વાદ દીઠો દાખે દલપત્તરામ,
કવિ રૂડો કાવ્યરસ લેખેછે આ લોકમાં. ૪૪.

[1] મુર્ખ. [2] કેરીનો.

જે વસ્તુ પારકા ઉપયોગમાં આવે, તે વસ્તુનેજ ધન્યછે. પશુનાં ચામડાં, પક્ષીઓનાં પીછાં કામમાં આવે છે, પણ માણસની તો મહોબત, અને કવિનાં વચન બીજા લોકોના ઉપયોગમાં આવેછે.

દૃષ્ટાંતાલંકાર—મનહરછંદ.

પશુઓના પંડતણાં ચામડાંને ચાહે લોક,
પક્ષીઓની પાંખ કામ આવે કેક ઠામમાં;
ઝાડતણાં ફુલ ફળ પાન રસ કાઠ ઠાઠ,
એતો ઉપયોગનાં ગણાય ગામે ગામમાં;
કાંચળી સરપની ને કીડાઓની લાળ હીર,
માંછલીનાં મોતી ગોતી ધરે લોક ધામમાં;
કહે દલપત્તરામ માનવીની મહોબ્બત,
કવિયોનાં કથન આવેછે અતિ કામમાં. ૪૫.

સાહેબ.—વારૂ કવિના મુખમાં અમૃત હોય એવું કહેવાય છે તે ખરી વાત હશે?

રણછોડ.—હા સાહેબ, ખરી વાત છે.

સાહેબ.—અમૃત શબ્દનો તો એ અર્થ છે કે, તે મોતથી બચાવે.

રણછોડ. તે અમૃત કરતાં પણ કવિના મુખના અમૃતમાં વધારે ચમત્કાર હોય. કેમકે દેવું અમૃત તો જીવવાળા પ્રાણીનેજ મોતથી બચાવે. અને કવિતા ચાહેતો જડ પદાર્થને પણ મોતથી બચાવીને ઝાઝાં વર્ષ સુધી જીવાડી શકે.

સાહેબ.—એ વાત આ બધી સભા કબુલ કરે, તેવી ખાતરી શી રીતે કરી આપશો.

એવામાં સભાસદોને વેહેંચવા સારૂ પાન સોપારી વગેરે લાવેલા તેમાં ઈલાઈચીનું પડીકું છોડીને ઇલાઈચી રૂપાની રકાબીમાં મુકી હતી. અને તે પડીકાના કાગળો વંતે, જનાવરની હગાર જાજમ ઉપરથી લઈને બહાર ફેંકી દીધેલા હતા તે રણછોડદાસની નજરે પડયા. એટલે એક છોકરાને કહ્યું કે પેલા કાગળના ડુચા લાવ, પછી તેણે તે ડુચા લાવીને આપ્યા, એટલે રણછોડદાસે તે ઉખાળીને પહોળા કર્યા.

સાહેબ.—નહિ નહિ, એવા ન્યુસપેપરના ખરાબ કાગળ શા વાસ્તે લાછો?

તમારે કાગળ જોઈતા હોય તો હું બીજા સારા આપું.
ણછોડ.—નહિ સાહેબ. આનોજ મારે ખપછે.
પછી તે કુચામાંથી બે કાગળો નીકલ્યા, તેમાં એક
ઝુસપેપરનો હતો અને બીજો લખેલો રદી હતો તે લઈને.
ણછોડ.—જુઓ સાહેબ આમાં લખેલી વાત હવે કેટલા
દહાડા જીવશે?
સાહેબ.—એ ન્યુસમાં છાપેલી વાત જેણે વાંચી હશે તે
ઘણાએકને એકાદવર્ષ સુધી સાંભરશે, પછી વીસારી દેશે.
કેમકે એવાંતો ઘણાં છપાય છે. તેમાંથી બધાંય કેટલાં
સંભારી રખાય?
અને આ ચીઠીમાં લખેલી વાતતો ફક્ત બેક ત્રણ જણે
જાણી હશે માટે આજથીજ એ કુચો ઉકરડામાં જશે એટલે
તેનું મોત આવી ચુક્યું.
રણછોડ.—વારુ એ ચીઠી વાંચોતો ખરા,! જોઈએ તેમાં
શું લખેલુંછે? પછી તે ચીઠી વાંચી. તો સુરતના આ-
તમારામ ભુખણની ત્યાં દુકાન હતી. ત્યાંના મુનમે એક
મુનસીને આબુ પહાડ ઉપર હવાખાવાની જગા કેવી છે,
તે જોવા સારૂ મોકલેલો હતો, કેમકે અહીં તાપ બહુ
પડતો હતો, માટે ક્યાંઈ ઠંડી હવા હોય ત્યાં જવાની મ-
રજી હતી. તે મુનસીએ આબુ ઉપર જઈ આવીને એ
ચીઠી લખેલી હતી.
મુનીમનું નામ લખીને પછી લખ્યું હતું કે, જ્યાં ઉન્હા-
ળામાં ભલા ભલા રાજાઓ આવીને વસેછે, એવી સુંદર
રસાળ પૃથ્વી મેં આબુ ઉપર દીઠી. વાહવાહ શી રસાળ પૃથ્વી
છે! જ્યાં સારી હવાજ હવા મળી. જ્યાં પીક (કોયલ) ઈ-
છિત વાસો વસેછે. અને કપિ (વાનર) પણ ત્યાં ચાહીને
વસવા જશે. અને કેક વાદ કરેછે. પણ જે પહાડમાં
હરેક તાજી દવાઓ છે તેના ગણતાં તાગજ નથી આવતો.
એ યાર, તું કહીશ કે આ તાશીર વાજબી છે. માટે હે
યાર, ત્યાં જવાને શિતાબી કર.
પછી રણછોડદાસે તે મતલબનો એક દોહરો અને સવૈયા
બતાવીને શીલેટ ઉપર લખ્યો.

દોહરો.

ઉન્હાળે આવી વસે, ભલા ભલા ભૂપાળ;
અવલોકી મેં આબુપર, રમણિક મહી[1] રસાળ. ૪૬.

સવૈયા બાવાશી.

ગતાગત ભેદ; એટલે અવળો તથા સવળો વંચાય તે.
વાહરે વાહ રસાળિ મહીજ, જહીં મળિ સાર હવારે હવા;
વાસ વસે જહિં ચાહિત પીક, કપી તહિં ચાહી જસે વસવા;
વાદ કરે હજિ તાગ નહીંજ, જહીં નગ તાજિ હરેક દવા;
વાજબિ તાશિર યાર કહીસ, સહી કર યાર શિતાબિ જવા. ૪૭.

[1] પૃથ્વી.

એ સવૈયા ઉલટો સુલટો વાંચી સંભળાવ્યો. તે સાભળીને
બધા સભાસદો અચરજ પામીને, એક બીજા પાસેથી
શીલેટ ખેંચી લઈને વાંચવા લાગ્યા, અને કારકુનોને ઉપરા
ઉપરી કહેવા લાગ્યા કે, એ સવૈયો મને લખી આપો.
કોઈતો ઉમેદવાર છોકરાઓને કહેકે તુ મને ઝટ લખી આપ.
તો તેના લખામણીના બે આના કે પાવલું હું આપીશ. એ
રીતે બધા સભાસદોએ તે સવૈયો લખાવી લીધો.

રણછોડ.—(સભાસદોને) હવે એ સવૈયો ક્યાં સુધી જીવશે?

સભાસદો.—અમે ધારીએછીએ કે આખા ગુજરાત દેશના
લોકોની ગુજરાતી ભાષા જ્યાં સુધી જીવશે, ત્યાં સુધી
આ જીવશે.

સાહેબ.—જેણે એ ચીઠી લખેલી, તથા જેના ઉપર લ-
ખેલી, તેઓનાં નામ કવિતામાં કેમ લાવ્યા નહિ?

રણછોડ.—તેઓનાં નામ જીવતાં રાખવાની મારે શી ગરજછે?
પ્રેમાનંદ ભટે કવિતામાં ફક્ત એટલુંજ લખ્યુંછે કે,

"વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;"
ચાતુર્વિશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ." ૧.

પણ તે સમે ત્યાંનો રાજા કોણ હતો? તેનું નામ તેણે
લખ્યું નહિ, તેથી જણાય છે કે તે રાજાએ તે કવિના ગુણ
જાણ્યા નહિ હોય, તેથી તે રાજાનુ નામ કવિએ અમર
રાખ્યું નહિ. નહિતો જેમ હાલ આખી ગુજરાતનાં બાઈ-
ડીઓ અને છોકરાં સુધાં પ્રેમાનંદ ભટનુ નામ જાણે છે,
તેમ તે રાજાનુ નામ પણ સઉ સંભારત. પ્રેમાનંદની વખતમાં
તો કદાપિ ત્યાંનો રાજા જાણતો હશે કે, પ્રેમાનંદ કરતાં મારી
કીર્ત્તિ ઘણી છે. અને મને ઘણા લોકો ઓળખેછે, પણ
આજતો તેને કોઈ જાણતું નથી.

સાહેબ.—સાબાશ, સાબાશ, રણછોડદાસ ગઢવી, તમેતો હદ
વાળી. પછી રણછોડદાસે સાહેબને સલામ કરીને ભા-
ષણ બંધ કર્યું.

એ સભામાં મુડેઠીના ઠાકોર સૂરજ મલજી બેઠા હતા.
તેઓ રણછોડદાસની કવિતાથી એટલા તો રંજન થઈ ગયા,
કે તેમણે બીજે દાહાડે રણછોડદાસને પોતાને ઉતારે બોલા-
વીને, પોતાને ચડવાની રૂ ૫૦) ની કીમત વાળી ઘોડી શ-
ણગારીને બક્ષીશ આપી.

# આંક ૪ થો.

એક ગૃહસ્થ કેટલી એક ધામધુમથી આવેછે, તેનો વેષ રાજાના જેવો. આગળ છડીદાર બોલેછે કે નીધા રખો મેહેરબાન સલામ.

**સાહેબ.**—આ કોણ આવેછે?

**દલ.**—એ વીરમગામના નામાંકિત ભીમા બારોટના ચિરંજીવ પૃથીરાજ બારોટ છે. તે વીરા લાખ રૂપૈયાની આશામી કેહેવાય છે.

ભાવનગર, ઝાલાવાડ, અને જામનગર વગેરેના રાજાઓ તેઓને ઘણું માન આપે છે, અને ઘણે ઠેકાણે તેમની નાણાવટાની દુકાનો છે. અને તે હાલ અહીંના એક ગામમાં પરણવા આવેલા છે.

**સાહેબ.**—હાહા એમને તો હું સારી પેઠે ઓળખું છું, એતો મારા દોસ્તદાર છે. પછી બારોટ તંબુમાં આવ્યા, અને સલામ કરીને એક ખુરશી ઉપર બેઠા.

**સાહેબ.**—બારોટ તમે કાંઈ કવિતાનો અભ્યાસ રાખો છો કે નહિ? કેમકે તે તમારા અને બ્રાહ્મણના કુળની વિદ્યા છે. માટે તમારે તો અભ્યાસ રાખવો જોઈએ.

**પૃથીરાજ.**—અમારા મોટા ભાઈ ત્રીકમ બારોટ છે. તેમને કવિતાનો થોડો ઘણો અભ્યાસ છે. અને હું રચી જાણતો નથી, પણ કેટલાંએક કવિત મેં શીખી રાખેલાંછે ખરાં.

**સાહેબ.**—દેશીઓનું દુઃખ મટવાનું મૂળ શું છે? તે વિષે કવિત આવડતું હોય તો બોલો.

**પૃથીરાજ.** મનહરછંદ—કારણમાળાલંકાર.

ભણતર ભણ્યાથકી ચિત્તમાં વિચાર પામે,
ચિંતના વિચારથકી બુદ્ધિબળ થાયછે;
બુદ્ધિબળથકી કળા કુશળતા કોટી વધે,
કળા કુશળતાથકી ઉદ્યોગ કરાય છે;
ઉદ્યોગ કર્યાથકી ધંધા અનેક ધરી શકે,
ધંધાથકી દેશ વિશે દોલત દેખાય છે;
દેશની દોલતથકી દાખે દલપત રામ,
દેશની પ્રજાનુ દેખો દુઃખ દૂર જાયછે. ૪૮.

**સાહેબ.**—તમારા જીલ્લામાં હાલ સુધારો છે, કે કુધારોછે?

**પૃથીરાજ.** વિશેષાલંકાર—મનહરછંદ.

ગામમાં કુધારો કેક નામમાં કુધારો,
કેક કામમાં કુધારો કોટિ કષ્ટ કરનારો છે;
ન્હાવામાં કુધારો ખાવું ખાવામાં કુધારો,
ગાવામાં કુધારો છે તે કહો કશો સારો છે;
વીવામાં કુધારો પાણી પીવામાં કુધારો દીસે,
દીવામાં કુધારો નકી જાણો જે નઠારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ,
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૪૯.
ભણી ભણી ભેદ પામી નાસ્તિક ધરાવે નામ,
કહો પછી ત્યાં કશો કુધારાનો ઉધારો છે;
મળે જો બીજાને માન ઉપજે અદેખ્યા એવો,
લાયકી વાળા છે લોક ત્યાંય લાગુ ધારો છે;
કેળવણી નહીં હોય હોય ત્યાં કુધારો પણ,
કેળવણી વાળા વિષે શુદ્ધ ક્યાં સુધારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ,
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૫૦.

**સાહેબ.**—પણ હાલ વિદ્યાનો અને કળા કુશળતાનો દુનિયામાં વધારો કેવો જણાય છે?

**પૃથીરાજ.** અસંભવાલંકાર—મનહરછંદ.

પવનનો તોલ થયો તાપતણું માપ થયું,
માપ મેઘરાયનું કથનથી દીધું કહી;
ઉડગણની[1] ઊંચાઈ નકી કરિને ગણાઈ,
પૃથવીના પેટની કળાઈ જુગતી જહીં;
પચીશ હજાર મૈલ પૃથવી પ્રમાણ થયું,
જેહનું પ્રમાણ જોતાં કરાું જડતું નહીં;
કહે દલપત હજી તો કહીશકાતું નથી,
વિદ્યા દેવી જ્ઞાન કેવું કેવું આપશે અહીં, ૫૧
તેલ વિના દીવા થયા, તારમાં સંદેશા ગયા,
બેલ ઘોડા વિના ચાલે ગાડીઓ એવી બણી;
ચિત્રભાનુ[2] ચિત્રી આપે ચિંતવ્યાં વિચિત્ર ચિત્ર,
જુઓ જંત્ર જોરથકી ઘાણીઓ ફૂરે ઘણી;
વડો જે વરૂણ દેવ દુનીયામાં દાણા દળે,
સાંચાથી શીવાય, ને નંખાય ક્ષિતિને ખણી;
કહે દલપત હજી તો કહી શકાતું નથી,
વિદ્યા દેવી કેવી શક્તિ ઉમેરશે આપણી. ૫૨.

**સાહેબ.**—(ભૂગોળ ખગોળના ગોળા દેખાડીને કહ્યું કે) આ ગોળા તમે કોઈ સમે દીઠા છે?

**પૃથીરાજ.**—હા, સાહેબ ઘણીવાર દીઠા છે.

**સાહેબ.**—એ ગોળા વિષે કવિત આવડતું હોય તો બોલો.

**પૃથીરાજ** ભ્રાંતાપન્હુતિઅલંકાર—મનહરછંદ

ભાઈ જુઓ ભીમતણી ગોફણના ગોળા જેવા,
ગોળા છે કે અવનિ આકાશના એ ઓળા છે?

[1] આકાશના તારા. [2] સૂર્ય.

છેડ અનુપ્રાસ મેળવ્યો નહોય. કદાપિ આપના જોવામાં આવ્યું હોય તો તે પિંગળનુ નામ બતાવો, એટલે આજથી એટલી નવી વાત મારા જાણવામાં આવશે. અને વ્રજભાષા કે ગુજરાતી ભાષામાં પ્રાસ વિનાની કોઈ નામીચ્યા કવિની કવિતા પણ મારા જોવામાં આવી નથી.

સાહેબ.—એતો રળિઆ ગઢવી ખાલી તકરાર કરેછે. એવી નકામી તકરાર સાભળવાથી કોઈને કશો ફાયદો થવાનો નથી તે કરતાં રળીઆગઢવી કહેછે તેમ પોતેજ હમેશાં કરશે તો ઘણું સારૂં, પણ પોતે પ્રાસ સારૂં ફાંફાં મારતા જશે અને પ્રાસને ધિક્કારતા જશે તે કાંઈ વાજબી કહેવાય નહી. વારૂ, તમે ને રળિઆ ગઢવી બંને હિંદુ જાતિનાછો તથાપિ તમારા બંનેના સ્વભાવ જુદા કેમ જણાયછે?

પૃથીરાજ.—જુઓ સોય, અને કાતર બંને એક જાતીનાં છે. અને બંનેના ગુરૂ પણ એક દરજીછે, તથાપિ તે બંનેના શ્વભાવ જુદાછે.

સવૈયો.

એકજ વંશ વિષે ઉપજ્યાં, સહવાસ સદૈવ નિવાસ વસાવે;
એક ગુરૂ ઉપદેશ તથાપિ, મિજાજ કદી મળતો નહિ આવે;
દેખી જુઓ દલપત્ત કહે, દરજીતણિ પેઢિ વિષે દરસાવે;
કાતર કાપી કરે અળગાં, પણ સોય સદૈવ સલાહ કરાવે. ૫૮.

સાહેબ.—ત્યારે હવે તમારા બેવચ્ચે જે વાંધો હોય તે પતાવીને સલાહ કરો.

પૃથીરાજ.—આપ જેવો ત્રહિત વચમાં પડતો સલાહ થાય. કહ્યું છે કે—

સવૈયો.

ત્રાહિત વીર વચે ન પડે, વચમાંહિ પડેલ મટે નહિ વાંધો;
દાળ મળી રસરૂપ દિસે ન, વિના જળ જો રૂડિ રીતથી રાંધો;
કાપડ સૂત્ર્યું કદી ન બનેજ, ગમે ત્યમ ગાંઠ બરાબર બાંધો;
ત્રાહીત તંતુ મળ્યે દલપત્ત, મળે સુખ દાયક સુંદર સાંધો. ૫૯.

---

# आंक ५ मो.

એક કવિ નીચે લખેલો સોરઠો બોલતો બોલતો આવેછે.

સોરઠો.

કવિતા વેલી વીર, ગૂમ થાત ગુજરાતથી;
નિર્મળ છાંટી નીર, ફેલાવી તેં ફારબસ. ૬૦.

સાહેબ.—એ કોણ આવેછે?

દલ.—એ ભાવનગરના દરબારના કવિ છે. અને એનુ નામ ગઢવી પાતોભાઈ છે; તે જુનાગઢ વગેરેના જુના ઇતિહાસની વાતો બહુ જાણે છે.

સાહેબ.—ખરા ખરા, એમની પાસેથી રાસમાળામાં લખવા સારૂ આપણે ઘણી વાતો લીધી છે. અને એક મહિના સુધી આપણે સ્વારીમાં રાખ્યા હતા, અને પછી વળામાં તેમને વિદાગિરી આપી હતી.

દલ.—હા સાહેબ, તે એજ છે.

પછી ગઢવી આવીને સલામ કરીને એક ખુરશી ઉપર બેઠા.

સાહેબ—કેટલાએક કવિ એવા હોયછે કે, તે પંડતો લોકોનાં મન રંજન થોડાં કરી શકે, પણ તેની કવિતા-વાંચીને લોકો ઘણા રંજન થાય તેનું કારણ શું?

પાતોભાઇ.—કેટલાએક રાજા કરતાં તેની પ્રજા સારી હોયછે. ગુરૂ કરતાં શિષ્ય, અને કારીગર કરતાં, કારીગરી સરસ હોય છે, કહ્યું છે કે—

મનહર છંદ.

રાજા કરતાં તો કૈંક પ્રજામાં પુરૂષ જોયા,
જેના પુણ્યથકી ઘણી પ્રજા પાણી પીવેછે;
પિતાથી તો પુત્ર પૂરા પરાક્રમી પ્રૌઢ પેખ્યા,
શિક્ષકથી શિષ્ય ઘણો જશ પામી જીવેછે;
ભાળો આગભઠ્ઠીતણો પૂરો ન પ્રકાશ પડે,
દાખે દલપત જેવો દીવીતણે દીવેછે;
સાંચાનો બનાવનાર સાફ નહીં શીવી શકે,
શીવવાનો સાંચો સાફ એવું સારૂં શીવેછે. ૬૧.

સાહેબ.—તમારી નાતના બધા લોકો શો ધંધો કરતાં હશે?

પાતોભાઇ.—કેટલાએક વેપાર તથા નોકરી વગેરે કરેછે, અને કેટલાક કવિતાનો ધંધો કરેછે. જેમ પાણીની પેદાશ એકજ આકાશમાંથી થાય છે. પણ પછી જેને જેવો સંગ તેવો રંગ લાગે છે. જેમ કે,

પર્યાયાલંકાર—મનહરછંદ.

ગંગામાં ગયું જે જળ ગણાયું તે ગંગા જળ,
ગટરમાં ગયું જળ ગંદુ તે ગણાયું છે;
ખારે દરીયે ગયું તે ખરેખરૂં ખારૂં થયું,
છાશમાં પડ્યું તે છાશ રૂપે થૈ છણાયું છે;
શેલડીએ શોશું થયું શેલડીના રસ રૂપે,
ચૂનામાં ભળ્યું તે ચૂના રૂપ થૈ ચણાયું છે;
એકજ આકાશની પેદાશ દલપત કહે,
જેવો જેવો જોગ થયો તેવું તે જણાયું છે. ૬૨.

સાહેબ.—જે માણસ, બીજા લોકોની નિંદા કરેછે, અને

પોતાના દુર્ગુણ દેખતો નથી, એવા માણસને શીખામણનું એક કવિત બોલો.

પાતોભાઈ. અપ્રસ્તુતપ્રશંસાલંકાર—કવિત.

ઊંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીઓને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સુંઢ વાંકી વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શીર વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શીયાળ બોલ્યો દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે. ૬૩.

સાહેબ.—ઉડાઉ, અને આળસુને શીખામણનું કવિત બોલો.

પાતોભાઈ. અસંભવાલંકાર—કવિત.

કમાઈ કમાઈને કમાણી ધૂળધાણી કરે,
એતે સારો શ્રીમંત ક્યારે થશે સંસારમાં;
ભણી ભણી ભુલી જાય ભણેલું સંભારે નહિ,
કહે દલપત થશે કુશલ કે વારમાં;
આંધળી દળે ને આટો ચાર શ્વાન ચાટી જાય,
એતે આટો ક્યારે એને આવશે આહારમાં;
સાત ડગ સામાં ભરી પાંચ ડગ પાછો ફરે,
કહો એતે સંઘ ક્યારે પહોંચે કેદારમાં. ૬૪.

સાહેબ.—વ્યભિચારીને શીખામણનું કવિત બોલો.

પાતોભાઈ. સૂક્ષ્માલંકાર—કવિત.

કીધાથકી જારકર્મ ચીતરાયું કાળું મુખ,
રાક્ષસ રાવણતણું રૂપ દેખડાવીએ;
વાળી બધું ટાળી બેઠો તે તમે સંભાળી જુઓ,
લંપટને એવું કહી લાજ લગડાવીએ;
દુષ્ટ દુરજોધનનું દેહવટ વળી ગયું,
એવાં એવાં કથનોથી જ્ઞાન જગડાવીએ;
એટલી સમશાથી ને સમજે અજાણ, તો શું
ઢંઢેરો પીટવીએ? કે ઢોલ વગડાવીએ? ૬૫.

દૃષ્ટાંતાલંકાર.

“પાળો કે ન પાળો પણ પાપ પડ્યું મુકવાને,
કહી છુટવાનું બળ વેદના ત્રિકાંડનું;
દેશપતીતણું બળ દેશીઓને દંડવાનું,
રોજ રોજ રીસાવાનું બળ ભુંડી રાંડનું;
સાહુકારને તો બળ ન્યાયની સહાયતાનું,
ભાંડણાંજ ભાંડવાનું બળ ભુંડા ભાંડનું;
દુનિયામાં દેખો ભાઈ દાખે દલપતરામ,
દુષ્ટતા ન છોડવી તે બળ દુષ્ટ ડાંડનું. ૬૬.

સાહેબ—આ દેશમાં સરસમાં સરસ રૂતુ ક્યારે થાયછે?

પાતોભાઈ.—(મિત્ર) એટલે સૂર્ય જ્યારે મીનરાશીને મળે છે ત્યારે વસંત રૂતુ કહેવાયછે. અને તે સમે આ દેશમાં નવપલ્લવ થાયછે.

શ્લેષાલંકાર કવિત.

પરિમળ અમળ, અમળ જળથળ,
રહ્યાં કવિકુળ કોમળ કમળ સુપ્રકાશીને;
ગુણીજન ભ્રમર ભ્રમણ ભલી ભાત કરે,
કોકિલ કલોલ અંબ કદંબ નિવાસીને;
વરતી ફૂલવાડીમાં ફૂલી ફૂલી ફેલાયાં ફૂલ,
દેખે છે અશોક લોક શોક ગયો નાશીને;
પ્રગટ્યાં નવીન પત્ર[1] અત્ર સરવત્ર જ્યારે,
એકત્ર પવિત્ર મિત્ર[2] મળ્યો મીનરાશીને[3]. ૬૭.

સાહેબ.—પૃથ્વી વિષે એક કવિત કહો જોઈએ.
ઠાકોર.—આ મોરની પીંછી વિષે કવિત કહો.
શાસ્ત્રી.—આ પોથી વિષે એક કવિત કહો જોઈએ.

પાતોભાઈ. કવિત.

પ્રથમ પકારનો ઉચારતાં ઉચાર થાય,
બેજ અક્ષરો છે શુદ્ધ નકી જેના નામમાં;
અશલી વરણ બધા એ વિષે વસે છે, અને
જાતે ન જણાય વસ્ત્ર હાડમાં કે ચામમાં;
જેના વિષે વિદ્વાન ત્રિવિધ વિચાર કરે,
શીખી રાખે તેને એતો આવે બહુ કામમાં;
પછી જો જો બીજે ઠામ કહે દલપતરામ,
પ્રથમ તો ધારી ધારી જોઈલો આ ધામમાં. ૬૮.

એ કવિતના પૃથ્વી, પીંછી, અને પોથી વિષે જુદા જુદા અર્થ નીચે લખ્યા પ્રમાણે કહી સંભળાવ્યા.

પૃથ્વી વિષે અર્થ.

પૃથ્વી, આ શબ્દનો ઉચ્ચાર કરતાં, તેમાં પ્રથમ પકારનો ઉચ્ચાર થાયછે. અને જેના નામમાં સાફ બેજ અક્ષરો છે, અને તે પૃથ્વીમાં બધા અશલી બ્રાહ્મણાદિક ચારે વરણના

[1] પુસ્તકનાં પાનાં. [2] દોસ્ત. [3] દકાર નામવાળાને.

લોકો વસેછે. અને તે પૃથ્વી જાતે લુગડામાં હાડકામા કે ચામડામાંજ ગણાતી નથી. એની જાતતો રજકણનીછે. વળી જે પૃથ્વી વિષે વિદ્વાનો તરેહ તરેહના વિચાર કરેછે, તે વિચાર જે કોઈ શીખી રાખે તેને બહુ ઉપયોગમાં આવેછે. તે બીજે ઠેકાણે પછીથી જો જો પણ પ્રથમ તો આ તંબુમાંજ ધારી ધારીને જોઇલો.

પીંછી વિષે અર્થ.

તેના પણ એજ અક્ષરો છે અને પ્રથમ પકાર છે. અને બધા આરાલી "વરણ" એટલે રંગ તેમાં છે. અને તે વસ્ત્ર, હાડકું, કે ચામડાની જાતમાં ગણાતી નથી. જે પીંછી વિષે વિદ્વાનો તરેહ તરેહના વિચાર કરે છે. અને તેને "શીખિ" એટલે મોર રાખે છે, કેમકે તે તેના બહુ કામમાં આવે છે, તે પણ બીજે ઠેકાણે પછી જો જો, પ્રથમ તો આ ઘરમાં જોઈ લો.

પોથી વિષે અર્થ.

તેના પણ એજ અક્ષરો છે, અને પ્રથમ પકાર છે. અને આરાલી "વરણ" એટલે બધા મૂળાક્ષરો તેમાં છે. તે પોથી, વસ્ત્ર, હાડકું, કે ચામડાની જાત કેહેવાતી નથી. જે વિષે વિદ્વાનો બહુ વિચાર કરેછે અને તે ભણી રાખે તેને બહુ ઉપયોગમાં આવેછે. તે બીજે ઠેકાણે પછી જો જો પણ પ્રથમ તો આ તંબુમાંજ જોઈ લો.

**શાસ્ત્રી.**—બસ, એટલું કે? આ પોથી તો અધિક માસના મહાત્મ્યની છે, એમાંથી સૈકડા વિપ્રોની આજીવિકા ચાલે છે. તેનું કવિત એટલુંજ હોય કે?

**સાહેબ.**—આ કરોળીઆની જાળનું કવિત કહો જોઇએ.

**પાતોભાઈ.** કવિત.

ચતુર કરોળિયા તું ક્યાંથી શીખ્યો ચતુરાઈ,
સદાકાળ જેથી તારેભક્ષનો સગાળ છે;
શબ્દ વાદિયોના મુખમાં અસંખ્ય શબ્દ જેમ,
તેમ તારા પેટમાં અખૂટ ખૂબ લાળ છે;
પ્રાણીઓને પકડવા ગુંથે મોટા મોટા ગ્રંથ,
તેવી જુગતી જેવી જરૂર તારી જાળ છે;
કીધી ભલી કારીગરી કહે દલપતરામ,
સંસારમાં તેથી સુખી તારાં બચ્ચાં બાળ છે. ૬૯.

**સાહેબ.**—આ એક પગના મેજ વિષે કવિત બોલો જોઇએ.

**પાતોભાઇ.** કવિત. ગુમોત્તર.

એક ઠગીઆતણી ઓલાદમાંથી ઉપજેલો,
અને વળી આજ જાતે હું છું એક ઠગીઓ;
સારો કે નઠારો જેવો ધારો તેવો મારે શિર,
ભાર ઉપાડુંછું પણ જાતે નથી ભંગીઓ:
સારા સરદાર વચ્ચે બેસવાનો અધિકાર,
કહો પછી કોણ મને કહેશે કુઢંગીઓ;
કહો દલપતરામ મીંડા વિના મારૂં નામ,
મેજ કહ્યું તે તમે તપાસો મારા સંગીઓ. ૭૦.

**સાહેબ.**—સાબાશ પાતાભાઈ તમેતો ભાવનગરના દરબારમાંનું એક રત્ન દીસો છો. પછી પાતોભાઈ સલામ કરીને સભામાં એક ખુરશી ઉપર બેઠા.

---

## આંક ૬ ઠે.

એક કવિની સાથે પાંચ સાત માણસ હતાં, એવી રીતે આવતા જોઇને.

**સાહેબ.**—આ કોણ આવે છે.

**દલ.**—એ કુવાવા નામના ગામના વતનદાર કવિ ધીરજી છે. તેણે ભુજની પોશાળમાં ભટ્ટાર્કજી પાસે રસ રહસ્ય આદિક કવિતાના ગ્રંથોનો સારો અભ્યાસ કરેલો છે. અને તે આ જીલ્લામાં સર્વોપરિ કવિ ગણાય છે. તેની તર્કશક્તિ વખાણવા યોગ્ય છે. અને તેણે ઘણાં રાજ્યસ્થાનોમાં માન મેળવ્યું છે.

પછી ધીરજી આવીને સલામ કરીને ઉભા રહ્યા.

**સાહેબ.**—(તે ઇતિહાસની શી શી વાતો જાણે છે, તે જાણવા સારૂં પુછ્યું કે) તમે શું શું જાણો છો?

**ધીરજી.**—સાહેબ, એમ કેમ પુછોછો કે તમે શું શું જાણોછો. અમે તો સરસ્વતિ પુત્ર કેહેવાઇએ. માટે અગમ નગમની વાત જાણીએ, અમારૂં અજાણ્યું કશુંએ ન હોય.

**સાહેબ.**—તમે કિયા કિયા રાજવંશનો ઇતિહાસ જાણોછો?

**ધીરજી.**—આખી દુનીઆમાં જેટલા રાજવંશી છે તે બધાના ઇતિહાસ અમે જાણીએ. આપના કુળનું નામ ફારબસ શાથી પડ્યું, તે વાત પણ અમે જાણીએ. અને આપને તો એ વાતની પૂરી ખબર હશે કે નહીં હોય.

**સાહેબ.**—(થોડુ હશીને) વારૂ શાથી અમારા કુળનું ફારબસ નામ પડ્યું? કહો જોઇએ.

**ધીરજી.**—દક્ષિણ દેશનો મુખ્ય દેવ ખંડોબા, અને ગુજરાતની મુખ્ય દેવી બૌચરાજી, એ બંને એક સમે યુદ્ધપ્રપંચ જોવા સારૂ જઈ ચડ્યાંહતાં.

### નિરૂક્તિલંકાર—મનહરછંદ.

ખંડોબા ને બોચરાજી જે ચડયાં યુરોપખંડ,
દેખવા લાયક દેશ દેખવા સરસ તે;
પુરાતનમાં ફિન્લાક સાહેબના પૂરવજે,
હરખથી પુછ્યું તે બંનેને મુખ હસતે;
પૃથવીમાં મારા પુત્ર પૌત્ર પરિવાર વાળા,
મેળવશે કેવું માન, અને કેવો જશ તે,
ખંડોબા બોલ્યા કે "ફાર," બોચરાજી બોલ્યાં "બસ[1]"
બંને મળી બીરૂદ[2] બનીયું "ફારબસ" તે. ૭૧.

સાહેબ.—તમે કિયા કિયા દેશ જોયા છે?

ધીરજી.—"જ્યાં ન પહોચે રવિ ત્યાં પહોચે કવિ" અત્યારે સૂર્યની નજર અર્ધા ભૂગોળમાં પહોચતી હશે. અને અમે અહિ ઉભાહઈએ પણ અમારી નજર ચારે ખંડ ફરી વળે.

સાહેબ.—વારું ચારે ખંડમાં અત્યારે શું છે, તે નજર ફેરવીને કહો જોઈએ.

ધીરજી.—(આંખો મીંચીને થોડો વિચાર કરીને.)

### અનન્વયાલંકાર—દોહરો.

અમેરિકા ને એશિયા, વળિ આફ્રિકા યુરોપ;
ક્યાંઈ નથી ફિન્લાક સમ, અવર પુરૂષમાં ઓપ. ૭૨.

### મનહર છંદ.

કૌસ્તુભનો વીરો હીરો કોહીનુર[3] એક છેક,
બીજો ધરણીધરે ધરામધ્યે ધર્યો નથી;
અચળામાં[4] અચળ[5] હિમાચળ સમાન ઊંચો,
ઠામ ઠામ જુઓ કોઈ ઠેકાણે ઠર્યો નથી;
ચીનનો પ્રાચીન કોટ એવો મોટો કોટ અને,
રૂશ દેશ જેવો દેશ બીજો પ્રસર્યો નથી;
ગુજરાતી ગુણીઓના ગુણનો ગ્રાહક એક,
ફિન્લાક સાહેબ બીજો સાહેબે કર્યો નથી. ૭૩.

સાહેબ.—વારૂ વિક્ટોરીયા મહારાણી અત્યારે શું કરેછે, તે તમે દેખતા હો તો કહો.

[1] પૂર્ણ.
[2] આવીજ રીતનાં કલ્પિત બીરદ કવિયોએ દેશી રાજાઓને આપેલાં છે, તે સાંભળીને ભોળા લોકો સાચી વાત માની બેઠા છે.
[3] તેનું તેજ હિંદુસ્તાન ઉપર પડેછે, માટે તે હીરો સર્વોપરી ગણ્યોછે.
[4] પૃથ્વી. [5] પર્વત.

ધીરજી.—તે મહારાણીના હાથમાં કલમ છે, અને દુરબીન લઈને હિંદુસ્તાન ભણી જુએ છે.

સાહેબ.—શું જુએ છે?

ધીરજી. રૂપકાલંકાર—મનહરછંદ.

પૂરણ પ્રમાણિક જે રાણી વિક્ટોરિયા તે,
પોતાની પ્રજાને પૂર્ણપ્યાર વડે પેખે છે;
ગરીબ તવંગર કે કાળી ગોરી કાયાતણો,
તેને મન તફાવત નહીં મીન મેખે છે;
કોણ કોણ સુખી છે ને કોણ કોણ દુખી છે તે,
લખી લખી લેખણથી લેખું તેનું લેખેછે;
દેશ હિંદુસ્તાન દીશે દાખે દલપતરામ;
દીલ અનુભવ રૂપી દૂરબીને દેખે છે. ૭૪.

સાહેબ.—મહારાણીના મનની વાત પણ તમે જાણી શકોછો કે?

ધીરજી.—અમે શું જાણી શકીએ? પણ અમને સરસ્વતિ માતા પ્રસન્ન છે. તે બધી વાત કહેછે. જો તે વાતની ખાતરી થતી ન હોય તો હાલ આપના મનની વાત કહી આપું.

સાહેબ.—મારા મનની વાત કહો જોઈએ.

ધીરજી. સ્વભાવોક્તિલંકાર—મનહરછંદ.

દેશ ગુજરાત વિષે વધારૂં વિદ્યા વિશેષ,
ઓપી કરૂં ઓપતો યુરોપના આકારમાં;
કોટિ કોટિ વિધિની વધારૂં કળા કુશળતા,
હિકમતી કરૂં ગ્રેટબ્રિટનની હારમાં;
ગુજરાતી કવિયોના ગુણને ગજાવું ને,
સજાવું વળી તેઓને શ્રીમંત આ સંસારમાં;
કહેદલપતરામ સાહેબ ફિન્લાક શુણો,
આ સમે છે એવી વાત આપના વિચારમાં. ૭૫

તે સભામાં એક પાદરી સાહેબ બેઠા હતા, તેઓને સભાસદોએ પુછ્યું કે ફારબસ વંશ વિષે આપના જાણવામાં કાંઈ હોય તો મેહેરબાની કરીને અમને કહો.

પાદરી.—"સરદારોનો ફરહંગ" એવા નામનું એક પુસ્તક અંગરેજીમાં ઈસ્કોયર જાનબરનાર્દબર્કે સન્ ૧૮૪૯ માં રચ્યું છે. તે એજ વર્ષમાં લંડન શેહેરમાં છપાયું છે તેમાં ફારબસ વંશ વિષે લખેલું છે. તથા "જુનીઓલોજીકાલ અને હીરાલડીકશનેરી" જે સરદારોનાં નિશાન તથા શીક્કા વિષે છે, તેમાં પણ એ વિષે લખેલ છે.

આજથી આશરે ૭૦૦ વર્ષ ઉપર નારમંડલ મુલક એટલે ઉત્તર દેશમાંથી જાન નામનો પુરૂષ, લંડન શેહેરથી ઉત્-

રમાં ૬૦૦ મૈલ ઉપર કારબસ નામના પરગણામાં એબરદીન તાલુકામાં આવીને રહ્યો તે વખતમાં વિલાયતમાં પાદશાહ વિલિયમ ધીલાયમ[1] સ્કાટલંડનો રાજા હતો; તેના લશ્કરી ખાતામાં જાન સાહેબે બહાદુરીથી નોકરી બજાવી. તેથી તે રાજાએ તેને એ તાલુકો બક્ષશીશ આપ્યો. અને આસમાની રંગની ઢાલ ઉપર રૂપાનાં રીછનાં[2] માથાં એવું રાજ ચિન્હ આપ્યું.

તે જાન સાહેબના વંશમાં ચોથી પેઢીએ એક સુબો થયો તે સ્કાટલંડના રાજાની દીકરીને પરણ્યો, અને તેને બીજા કેટલાંએક ગામ મળ્યાં. તથા સોનાનો મુગટ અને સોનાનો કટિબંધ તથા લાર્ડનો ખેતાબ મળ્યો. એવો ચાલ છે કે જેને લાર્ડનો ખેતાબ મળે તે રાજાની હજુરમાં રહે. પછી તેનો એક પુત્ર થયો તે રાજાનો બહુ માનીતો થયો તેથી તેને રાજચિન્હનો વાવટો મળ્યો. અને તેની ટોપી ઉપર કુકડાની નીશાની રાજાની તરફથી બખશીશ મળી. પછી તે સરદાર ગુજરી ગયા પછી તેની છબી ચીતરાવીને તેની જમણી બાજુએ રીછ ચીતરાવ્યું એવું ચિન્હ તે સરદારના પુત્રને રાજાએ આપ્યું. તથા તેને જજનો અધિકાર અને અલેકજાંડર વારીયરનો[3] ખેતાબ આપ્યો. પછી તેનો પુત્ર થયો તેણે મોટો કિલ્લો બાંધ્યો, તે પુરૂષનું નામ જેમ્સ ફારબસ હતું. અને તેનો પુત્ર રાજાના વાવટાનો અધિપતિ હતો, તેથી રાજાએ તેને જાગીર આપી. પછી તે વંશના કેટલાએક સરદારો રાજાની શસ્ત્રશાળાના અધિપતિ થયા. પછી એક મોટો સરદાર આબરૂદાર તે વંશમાં થયો તેને આયરલડમાં લાર્ડ આફ ગ્રેનાડ નામ મળ્યું તેના વંશમાં "લાર્ડબિષફ્ યાત્રિક" નામનો ધાર્મીક પુરૂષ થયો; તે પરણ્યો નહિ. અને ધન હતું તે ધર્માદાખાતે આપી દીધું. (અહાહા જુઓ પૂર્વજોની અસર હાલ સુધી કેવી ચાલેછે!!)

ત્યાર પછી તે વંશના કેટલાકને ન્હાની પદવી સર નામની મળી. તેના વંશના સગળા સાલસ ધર્મિ થયા એજ વંશમાંના આ કિન્લાક સાહેબ છે. તેમના બાપનું નામ જાનફારબસ હતું. અને તેમની માતુશ્રી તે કરનલ બંગાલ આર્ટલરીની દીકરી હતી, કિન્લાક સાહેબ સાત ભાઇયો છે, ૧ ડંકન, ૨ જાન, ૩ એંડ્રુ, ૪ ડેવીડ, ૫ ફ્રેડરીક, ૬ જેમ્સ, ૭ પોતે અલેકજાડર કિન્લાક. વિલાયતના લોકો કહેછે કે જેને સાત પુત્રો હોય તે મોટો ભાગ્યશાળી કહેવાય. ૧ લા ડંકન ફારબસને સ્ટેમશ્ટાન નામનું ગામ જે ફારબસપુરથી ૧૦ મૈલછે તે મળેલું છે. ફારબસ વંશનો જે ટીલાઇત સરદાર હાલછે તે લાર્ડફારબર્સ નામે ઓળખાય છે. અને તેના તાબામાં ફારબસપુર છે તે પુર મોટું છે. અને ત્યાં ફારબસ નામનો કિલ્લોછે તેમાં લાર્ડફારબસ રહેછે. તેમના કેટલાએક ફટાયા ભાઇઓને ન્હાનાં ન્હાનાં ગામ મળેલાંછે.

કિન્લાક સાહેબનો ૨ જો ભાઈ મુંબાઇમાં કપ્તાન છે, ૩ જો બગબર ખબર મને નથી. ૪ થો પોતાના દેશમાં બારીસ્ટર છે. ૫ મો ત્રીજી પલટનનો કપ્તાન[1] મુંબઇમાં છે. ૬ ઠો ભાઈ નહાનપણમાં ગુજરી ગયો. એકે, ફારબસ સાહેબે પોતાના શિક્કામાં પૂર્વજોની અસલ નીશાની કુકડાની રાખીછે. આ સાહેબની મઢમ સાહેબનું નામ "મીસ ત્રેસમકિટ" છે. તેમના મોટા પુત્રનું નામ જાનફારબસ, ૨ જો હેનરી, ૩ જો અલેકજાંડરછે. બાકીનાં નામ મને માલમ નથી.

આ સમે બીજો પ્રસંગ ચાલેછે માટે ટુંકામાં મેં તમને તેમના વંશની વાત કહી, તેમાં ભુલ ચુક થઇ હશે તો માફ કરશો.

**સભાસદો.**—વિલાયતના દરજી, મોચી, માળી વગેરે વિદ્યા ભણીને મોટો દરજો લઇને આ દેશમાં આવેછે, પણ સરદારી વંશનો હોય તેનો સ્વભાવ તથા રીતભાત જુદીજ તરેહની હોયછે, તે ઉપરથી અનુમાન થઇ શકેછે કે આ સરદારી વંશના છે.

એવામાં ત્યાં એક ઘોડો સામો બાંધેલો હતો, તે ઉભો ઉભો વારે વારે ભોંય પગ ઠોકતો હતો; તે જોઇને—

**સાહેબ.**—કવિરાજ, આ ઘોડો વારે વારે પગ ઠોકે છે, તે ઘોડાની મનની વાત પણ તમે જાણી શકતા હશો?

**ધીરજી.**—હા સાહેબ, એના મનની વાત પણ અમે જાણી શકીએ.

**સાહેબ.**—તે કહો જોઇએ.

**ધીરજી.** **નિદર્શનાલંકાર.**—મનહર છંદ.

કેકના વિવાહના ઉછાહના દિવસ ગયા,
વિત્યા પછી વાત કોણ ચાહીને ઉચારશે?
મોટા મોટા મેળા થાય ભારે ભૂપ ભેળા થાય;
વરસ દિવસ પછી વાત તે વિસારશે,
આ સભાની શોભાનાં ગવાશે ઘેર ઘેર ગીત,
વીસરશે નહિ, વીત્યે વરસ અઢારસે;
ઠોકી ઠોકી પગ ઘોડો ઠેકાણું બતાવે છે જે,
આ ઠેકાણું ને આ ટાણું સૌ લોકો સંભારશે. ૭૬.

[1] સિંહ. [2] મતલબ કે જેમ રીછ માણસને મારી નાંખે છે તેમ આ દુશમનોને ફાંડી નાંખેછે. [3] પટાવત.

[1] તે ગુજરી ગયો.

સાહેબ.—(સીપાઈને બોલાવવાસારૂ બજાવવાની ટોકરી જેવી ઘંટડીનો ટકોરો કરીને પુછ્યું કે) આ અવાજની મતલબ કહો જોઈએ.

ધીરજી. સૂક્ષ્માલંકાર.—મનહર છંદ.

ચાકરના ચરણ તો આરજ બદાગના જે,
દિવસમાં દશ કોશ સુધી તે દોડાવે છે;
મહામોટી મુલકમાં જીભ મોટા માણસની,
બોલતાં બે બોલ બહુ આળસ બતાવે છે;
દાસને હુકમ દેવા પાસ બોલાવવો પડે,
સાદ કરવાને સાટે નાદ સંભળાવે છે;
જો જો દલપત કહે જરાએક જીભતણું,
ટેરવું હલાવા સાટે ટકોરો બજાવે છે. ૭૭.

સાહેબ.—ગમે તેવો અજાણ્યો શબ્દ હોય તેનો અર્થ તમે જાણો ખરા કે?

ધીરજી.—જેમ પાણીમાં રહેનાર મગરની ગતિ, ગમે તેવું અજાણ્યું, અને ઊંડું પાણી હોય તેમાં થઈ શકે છે, તેમજ અમે સરસ્વતિ પુત્ર કહેવાઈએ, માટે ગમેતેવો અજાણ્યો શબ્દ કે ઈશારત હોય તેમાં અમારા મનનો પ્રવેશ અમે કરી શકીએ.

સાહેબ.—"ટાર આફ ઇન્ડિયા" આ શબ્દ કઈ ભાષાનો છે? અને તેનો શો અર્થ છે?

ધીરજી.—કોઈ માણસ ગુજરાતનું નામ છાનું સમજાવવા સારૂ એક અક્ષર ઉંચી લીટીમાં અને એક નીચીમાં એ રીતે બે લીટીમાં લખીને પુછે કે "ગુર" અને "જત" એ બે સબ્દો કઈ ભાષાના છે? તો આપ શું કહેશો?

સાહેબ.—એ ગુજરાતની ભાષાના વિકૃત શબ્દો છે.

ધીરજી.—તો "સ્ટાર આફ ઇન્ડિયા" એ શબ્દ પણ ગુજરાતી ભાષાનો વિકૃત શબ્દ છે.

સાહેબ.—વારૂ એનો સાફ અર્થ કહો જોઈએ.

ધીરજી.—એક કવિને કોઈએ પ્રશ્ન પુછ્યાથી તેણે ઉત્તર આપ્યો હતો, તે નીચે લખ્યા પ્રમાણે.

મનહર છંદ અંતર્લાપિકા.

સીતાપતી પાસ ચન્ડી ચેષ્ટા કરવાને ચાલી,
સીતાને સ્વરૂપે રૂપ આપતુ સમારીને;
શંકરની ચન્ડિપ્રીયા પછી કેવું પામી ફળ,
જાણો તો લખો ઉત્તર અંતર ઉતારીને;
કવિયે વિચાર કરી કહે દલપતરામ,
લખી આપી બે લીટીઓ સરસ સુધારીને;
એક લીટીમાં લખ્યું જે "ચકતાં પેસા ચપ્રિ" ને,
બીજી લખો "ટાર આફ ઇન્ડિયા" વિચારીને. ૭૮.

સાહેબ.—હું સમજ્યો. એમાંથી એવો ઉત્તર નિકળ્યો કે ચેષ્ટા કરતાં આપે કસાઈ ચન્ડિ પ્રિયા.

ધીરજી.—હા સાહેબ, એજ અર્થ છે.

એકસ્કાલર.—નહિ નહિ, એનો અર્થ બીજો છે.

ધીરજી.—હા, ખરી વાત. બીજો અર્થ પણ હું જાણુંછું.

સાહેબ.—કહો જોઈએ.

ધીરજી.—નવ નિશાળિઆઓએ એક મેહતાજીને નવ પ્રશ્ન પૂછ્યા હતા. તેના ઉત્તરમાં મેહતાજીએ બે લીટીઓ લખી હતી.

મનહર છંદ.

| પ્રશ્ન | ઉત્તર. |
|---|---|
| સૃષ્ટિ સરજનારનું શું નામ | સૃ ષ્ટા |
| શું લોભીને પ્યારૂં. | જ ર |
| હિંદુસ્થાન દેશ બીજે હશે? કોઈ ખંડમાં; | ના, આ |
| વ્યંજન રકાર તે શું? | રે ફ |
| શી પૈસાની ત્રણ પાઈ? | પા ઈ |
| હવા કેવી હશે કહો હિમાળાના કંડમાં | ઠ ન્ડિ |
| વલ્લભ શી વસ્તુ?, | કા યા |
| અને કેણે કીધા? કોણ છે જે વિદ્યાવાળા, | સૃજનારે, પાઠકા |
| વળી જે લડે રિપુ પ્રચંડમાં. | ટાર આફ ઇન્ડિયા. |

શુણી પ્રશ્ન લખી લીટી "સૃજનારે પાઠકા" ને
ટાર ઓફ ઈન્ડિયા ઉભી લીટી અખંડમાં. ૭૯.

સ્કાલર.—એ અર્થ પણ નહિ. એ શબ્દનો અર્થ તો એવો છે કે, હિંદુસ્તાનનો તારો.

ધીરજી.—વારૂ "મની" એ શબ્દનો શો અર્થ છે?

સ્કાલર.—'મની' એટલે નાણું.

ધીરજી.—વારૂ અમે કહીએ છીએ કે મની એટલે બીલાડી. માટે એક શબ્દના અનેક અર્થ થતા હોય તેમાંથી એકાદ અર્થ અમે કહી આપીએ એટલે બસ છે.

સાહેબ.—વારૂ યુરોપખંડ આદિકના બીજા દેશોના લોકો ટોપીઓ પેહેરે છે અને હિંદુસ્તાનના લોકો પાઘડીઓ બાંધે છે, એ ઠરાવ ક્યારથી અને શાથી થયો હશે?

ધીરજી. મનહરછંદ.

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં,
જૈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઈસાપનીતિ આરબે નાઈટ, ઈંગ-
લીશે શેખ્સપીયરની પોથી પરઠાવી છે;
હિંદુઓએ હોંશ ધરી પંચતંત્રતણી પોથી,
આપી તેતો ઇંદ્રને અધિક ભલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હમેશાંની પાઘડી બંધાવી છે. ૮૦.

દોહરો.

ઇંદ્ર કહે યુરોપિયન, "હિંદુ-કવિત તતબીર;
બને ન" ત્યાં લગિ બેસજો, સભા ઉઘાડે શીર. ૮૧.

એવામાં વાઘરી લોકોએ શેહેરના કોઈ માણસનો ભૂતનો વળગાડ કાઢવા સારૂં વળામણું કહ્લિું, તે ડાકલું વગાડતાં વગાડતાં સીમાડા તરફ જતા હતા. ભૂતના વળગાડવાળો ધુણતો જતો હતો. તે ટોળીને વગળેથી જોઇને.

સાહેબ.—આ ડાકલું શું બોલતું હશે? અને તેમાં શો અર્થ હશે? તે તમે જાણતા હશો?

ધીરજી.—હા સાહેબ, એ ડાકલાની ભાષા પણ અમે સમજીએ ખરા.

સાહેબ.—કહો જોઇએ, તે શું કહે છે?

ધીરજી. દોહરો.

મુંબઈના લોકે કર્યો, વેહેમતણો વીનાશ;
મુંબઈ શુણતાં ભૂતને, તેથી ઉપજે ત્રાસ. ૮૨.

મનહર છંદ.

રામ નામ શુણી લાગે નાસવા લંકાના લોક,
ચંડ મુંડ ચડી નામે ખેદ ઘણો બોલે છે;
હેવલાક[1] નામે, ખાય હબક હરામખોર,
સિંહસોર શુણી મૃગ ત્રાસે તેનો તોલે છે;
કૈક કહે કાશી કાશી કહ્યે પાપ નાશી જાય,
દિલ્લી દિલ્લી શુણી દેવો નાસતાજ ડોલે છે;
દાખે દલપત તેમ ભૂતને ભગાડવાને,
બાંબે[2] બાંબે બાંબે બાંબે ડાબલું આ બોલે છે. ૮૩.

એવામાં એક આંબા ઉપર કોયલ બેઠી બેઠી કૂ!!! કૂ!!! એવો મધુર સ્વર કરતી હતી. તે જોઇને:—

[1] અંગરેજોનો સેનાપતિ. [2] મુંબઈ.

ઠાકોર.—મોર, પોપટ, હંસ આદિક સુસ્વરવાળાં પક્ષીઓના શરીર ઉપર ઈશ્વરે સારા રંગ લગાવેલા છે, અને આ કોયલનો મધુરસ્વર છતાં, તેના શરીર ઉપર કાળો રંગ કેમ લગાવ્યો હશે? તે પણ તમે જાણતા હશો?

ધીરજી.—હા, એ પણ અમે જાણીએ છીએ.

ઠાકોર.—ત્યારે તે કહો જોઇએ.

ધીરજી.—જે કોઈ પોતાના ગુણના અભિમાનથી સહુને કુત્સિત કહેછે તેનુ પોતાનુંજ કાળું મહો થાયછે.

મનહર છંદ.

કોકિલાની કાયા ઘડી કંઠ તેનો સારો કરી,
કેવો રંગ દેવો દેવે દીલમાં વિચાર્યો છે;
પછી તેને પાંચ પ્રશ્ન પૂછીને પરીક્ષા કરી,
જાણી ગરવિષ્ટ તેથી ગરવ ઉતાર્યો છે;
કેવો હંસ કેવો મોર કેવાં શુક સારિકા છે,
જે પુછ્યું તેનો જવાબ "કૂ[1]" કહી પોકાર્યો છે;
કહે દલપત તેજ કારણથી કરતારે,
કોકિલાની કાયા વિષે કાળો રંગ ધાર્યોછે. ૮૪.

સાહેબ.—તમને જે પુછીએ તેનો જવાબ દેવામાં તમે નકાર જાણવાના નહિ. કેમ વારૂં.

ધીરજી. દોહરા.

કદી નકાર કહે નહીં, દિલ ઉદાર દાતાર;
તો ચતુરાઈ ઉચારતાં, કવિ કયમ કહે નકાર.
જો અણસારે અધિપતી, કરે નકાર પ્રકાર;
તો શુભ કવિની શારદા, જડ થઈ જપે નકાર. ૮૫.

સાહેબ.—હિંદુસ્તાનમાં બહુ પ્રખ્યાત ગૃહસ્થો કિયા કિયા થઈ ગયા છે? તેઓનાં નામ કહો. કેમકે મારે ઇતિહાસનું એક પુસ્તક રચવું છે.

ધીરજી. અનન્વયાલંકાર મનહરછંદ.

પ્રથીરાજ રાસાથકી પડેછે પીછાન જે,
ચુહાણ પ્રથીરાજને વડા કવિ વખાણતા;
ભૂપ ભોજરાજ આજસુધી ભોજ પ્રબંધથી,
દીશી આવેછે જે એને પંડિતો પ્રમાણતા;
આખા હિંદુસ્તાનમાં તો એવા એવા હતા નર,
ઉદારતા એની લોકો અંતરમાં આણતા;

[1] ખરાબ.

ગુજરાતમાં જનમ્યો હતો રવીદાસ[1], બીજા—
જનમ્યા ન જનમ્યા તે અમે નથી જાણતા. ૮૬.

સાહેબ.—ત્યારે હાલના વખતના રીતિવાળા ગૃહસ્થોની રીતિનો નોંધ તમે કાંઈ લખી રાખ્યો છે કે નહિ? કેમકે દેશમાં ફરવા નીકળીને તપાસ કરીને તે લખી રાખવાનો કવિનો ધર્મ છે, કવિએ પોતાના ઘરમાંજ બેશી રહેવું તે ઠીક નહિ.

ધીરજી. મનહરછંદ.

કિમત ન જાણે તેની કીરતી કરીએ કેમ,
કહો એના પિતાનું અમારે ક્યાં કરજ છે;
વગર તેડાવ્યા જઈ વદીએ વખાણ વહાં,
એ થકી તો ઘણું સારૂં અમારૂં ધરજ છે;
જરતણા મદથી તે આંખો ખોલી જોતા નથી,
શારદાનો વરશીર અમારે જરજ છે;
જેને કવિજનની ગરજ નથી જણાતી તો,
એવા મગરૂરની અમારે શી ગરજ છે. ૮૭.

પછી સાહેબે એક સરટીફીકટ લખીને ધીરજીને આપવા માંડ્યું અને કહ્યું કે તમારી તર્કશક્તિ ઘણી સારી છે. અને તમારી કવિતા સર્વોપરી છે માટે હું તમને આ સરટીફીકટ આપુંછું, તે લો. અને તેમાં મેં તમારી કવિતા તથા તર્કશક્તિની તારીફ લખી છે. તે કોઇને દેખાડશો એટલે તેની તરત ખાતરી થશે.

ધીરજી.—સાહેબ, ગ્રંથમાં લખ્યું છે જે કસ્તુરીમાં સુગંધ છે, તે સાબીત કરવા સારૂ સોગન ખાઇને કે સાક્ષી આપીને કહેવું પડતું નથી. તેમજ મારી કવિતા વિષે મને ખાતરી ન હોય તો મારે આપ સરખા ગૃહસ્થોને આજીજી કરીને સાક્ષી લઇને સહીયો કરાવવી પડે. પણ હું તો જાણુંછું કે સાક્ષીઓની સહીઓ બતાવ્યાથી, તરત એવું જણાય કે તેમાં કાંઈ માલ નહી હોય માટે આજીજી કરીને લોકોની સાહેદીઓ કરાવી લાવ્યો છે. તેથી ઉલટી મારી કવિતાની કિમત ઘટી જશે. અને મારી કવિતા છે તેજ મારે સરટીફીકટ રૂપ છે. બીજાની સાક્ષી આપવાની મારે જરૂર નથી મારા મનમાં અંદેસો હોય તો હું સાક્ષીઓ કરાવું.

[1] ગુજરાતી ભાષાના કવિને રવીદાસ સિવાય કોઇએ [illegible] નથી

મનહર છંદ.

સાહેબ, સોંપોછો સર્ટિફીકટ તે સારી વાત,
આપનું બોલેલું અંગિકાર હું બધું કરૂં;
પણ એક પ્રશ્ન પુછું એનો તો ઉત્તર આપો,
કવિનું કથેલું તજી કેમ હું નવું કરૂં;
કવિતા ને કસ્તુરી તે સાક્ષી વિના સિદ્ધ થાય,
હરઘડી એવું પ્રતિપાદન તો હું કરૂં;
એ વિના ઉત્તમ કામ કહે દલપતરામ,
સમજાવિ કહો સર્ટિફીકટથી શું કરૂં. ૮૮.

દોહરો.

સંપ કરી કદિ સો જણા, કહે કનકને તુચ્છ;
પણ અંતે જાહૂ પડે, હોય હેમ જો સ્વચ્છ. ૮૯

સાહેબ.—કોઈ સાહેબ લોક ગુજરાતી કવિતામાં પૂરૂં સમજતા ન હોય, તેવા પાસે તમારે જવું પડે તો આ સર્ટિફીકટથી તેના મનમાં કાંઈક અસર થાય.

પછી ધીરજીએ સરટીફીકટ લઇને ઉપકાર માન્યો.

---

## आंक ७ मो.

એક કવિ મોટા ચોભા વાળો માથે મોટો તરફાળ બ ઘેલા, અને કેડે કટારી ખોશેલી હતી તે નીચે લખેલા દ હરા બોલતો આવે છે.

દોહરા.

કુંથવા[1] પુસ્તક કાપિને, એનો ન કરિશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગૃહસ્થ. ૯
પાટણ કેદ પડી હતી, અકળાઈ થઈ અંધ;
સરસ્વતીના ફાર્બસે, બહુ છોડાવ્યા બંધ. ૯

સાહેબ.—આ કોણ છે?

દલ.—એ વઢવાણના દેશળ ગઢવી છે. જ્યારે સર અ સકીન સાહેબ રાજકોટમાં આવ્યા હતા, ત્યારે આ કવિએ એવી હિમત ધાલી કે મેં મારી કવિતાથી રાજાઓને રીઝવીને જાગીર તથા ઘણા સિરપાવ લી છે. પણ જ્યારે કોઈ સાહેબલોકને રંજન કરૂં ત્યારેજ મ કવિતાની ખાતરી થાય. એવું ધારીને તેઓ રાજ

[1] કાગળ ખાનારા જીવડા કુંથવા.

દેખી એવું દામ દામ કહે દલપતરામ,
જુલમી અમલની વખત યાદ આવે છે. ૯૭.

સાહેબ.—આ વાગતી ઘડીઆળનું એક કવિત કહો જોઈએ.

દેશળ.—મહાકાળ (એટલે હમેશાંની વખત) ને અને એક માણસને સંવાદ થયો હતો તે સાંભળો.

મનહર છંદ.—નિરૂક્તિ અલંકાર.

અરે મહાકાળ તને માપથી મપાય નહિ,
એવું અભિમાન મિથ્યા અંતરમાં ધરે છે;
સેકન્ડ મીન્યુટ ને કલાકના ટકોરા કરી,
આ જો ઘડીઆળ તારૂં માપતો ઉચરે છે;
કહે કાળ, હું અમાપ, માપવા જે મને ઇચ્છે,
માપતાં ને માપતાં ઉમર ખોઈ મરે છે;
પંડિતોને પુછી જુઓ પોતે દલપતરામ,
એતો ઘડીઆળ માપ અવરનું[1] કરે છે. ૯૮.

ઠાકોર.—અમારી તરવાર અને તેની સાથે આ એક છરી છે તેનું કવિત કહો જોઇએ.

દેશળ. વિભાવનાલંકાર.—મનહર છંદ.

પેખી એક પાણી વાળી, કાંચળી ધરેલી કાળી,
રૂપાથી રૂપાળી, માયાવાળી છે મરદની;
આંખે જોતાં અણીયાળી, મજબુત મુંઠવાળી,
પડે જેના પંડપર દેનારી દરદની;
પુત્રી કદી રાખે પાળી, હોય એક હાથ વાળી,
સ્વામી સંગ જવા સજ્જ થાય છે શરદમાં;[2]
દાખે દલપતરામ, નામ જોતાં નારી પણ,
મોટા મોટા મરદને મેળવે ગરદમાં. ૯૯.

સાહેબ.—વિચારવંત માણસનાં લક્ષણ કેવાં હોય?

દેશળ. મનહર છંદ.

ધારવાનું ધારે, ને ન ધારવાનું ધારે નહિ,
ધારવા ન ધારવાના ધારે જો આધારને;
બોલવાનું બોલે, ને ન બોલવાનું બોલે ન,
જો બોલવા ન બોલવાનો તોલ બોલનારને;
ભક્ષ્ય કરે ભક્ષ, ને અભક્ષ્યનો ન ભક્ષ કરે,
ભક્ષ્ય ને અભક્ષ્યનો જો લક્ષ ભક્ષકારને;
દેખવાનું દેખે, ને ન દેખે દલપત કહે,
જે દેખ્યાથી દેખનાર દેખે જમદ્વારને. ૧૦૦.

રળિયો[1].—પરમેશ્વરે આંખો કરીછે તે સારૂં નરસું જોવા સારૂંજ કરીછે. માટે તમે કહોછો તે ઠીક નથી. એતો આંખનો ધર્મ આંખ કર્યે જાય, અને મનનો ધર્મ મન કર્યે જાય તેમાં આપણે શું?

દેશળ.—ભાઈ આતો રાજ સભા છે માટે અહીંતો શુદ્ધ વાચા બોલો કે જેવો રાજાની નીતિ સમાન તેનો બોજ પડે. અને જે બોલો તે કલમ ચાર લોકો શુદ્ધ જાણીને મનમાં ધરે નહિ, તો તે વાચા અને તે બધી વાત ગધાડાના જેવી અને તોલ વગરની, જેવી એક મજે ચાલે તેવી માન. અને જે વિચાર વિનાની વાચા બોલો, તેનો લોકો તો તોલ કરે. અને શુદ્ધ વાચા ધરવાથી સુખ જેવો ધર્મ ચાલે છે. કદાપિ રાજાની વાત પણ જો બોલતાં બુદ્ધિ સજે નહી, તો તે જડ જેવી વાત જાણી; માટે સાતેગમ મોકળો, એવી જેમ તેમ વાત બોલ નહિ. તે વિષે કવિત સાંભળ.

સોળ પાંખડીપ્રબંધ.—ઘનાક્ષરી છંદ.

વાચા બાલો શુધ જેવો રાજનીતિ સામો બોજ,
ચાર લોકો ધરે સુધ જાણી જો ન તે કલમ;
જેવી તેતો વાચા ખરનીજ તે સગળી વાત,
વિના તોલે ચાલે જેમ એક મજે માંન તમ;
વાચા જે વિચાર વિના બોલો તેતો લોકો તોલે,
શુધ વાચા ધરે ચાલે જે સુખ જેવો ધરમ;
રાજનીએ જાણી જડની જો તે મતિ ન સજે,
સાતેગમાં મોકળી ન બોલ વાત જમતમ. ૧૦૧

સાહેબ.—એ કવિતામાં કંઈ ચમત્કારી અલંકાર છે કે?

[1] કલાક અથવા અવર એટલે બીજાઓનું માપ કરે છે, કે તે કેટલું જીવ્યો. મારૂં માપ થઈ શકે નહિ.

[2] શરદ ઋતુમાં દીવાળી ઉપર સ્ત્રી સાસરે જવા સજ્જ થાય છે અને તરવાર મુલકગીરીમાં જવા સજ્જ થાય છે.

[1] જેમ વિલાયતમાં નામીચો મશ્કરો ખરયોલ હતો, તેમ અમદાવાદ જીલ્લાના રાણિપરમાં નામીચો મશ્કરો રળિયોમસ્કરી થઈ ગયો છે; તેની કેટલીએક વાતો આખી ગુજરાતમાં પ્રસિદ્ધ છે. માટે વિદુષક જેવું બોલવું હોય ત્યાં અમે રળિયાગઢવીનું નામ દાખલ કર્યું છે.

દેશળ.—હા સાહેબ એમાં ચમત્કારી ચિત્રાલંકાર છે. એમ કહી, આ નીચે પ્રમાણે સોળ પાંખડીનું કમળ ચીત્રીને તેની દરએક પાંખડીનો એક એક અક્ષર અનુક્રમે લઇને કવિતનાં બે ચરણો વાંચ્યાં, પછી દરએક પાંખડીની આખી લીટીઓ વાંચીને બીજાં બે ચરણો વાંચી સંભળાવ્યાં.

## સોળ પાંખડી કમળપ્રબંધ ધનાક્ષરી છંદ.



સર્વે સભાસદોએ તે ચિત્ર કવિતા હાથમાં લઇને વાંચી જોઈ, અને કહ્યું કે બહુ સારી યુક્તિ બનાવી છે.

સાહેબ.—ક્ષમા વિષે એકાદ કવિત બોલો.

દેશળ. મનહર છંદ.

ક્ષમાથકી સદય સર્વ શત્રુનો વિનાશ થાય,
ક્ષમાથકી સર્વ સુખ પામીએ પલકમાં;
ક્ષમાથકી જગતમાં જશતો જરૂર જામે,
ઝેરઆળ ઝંપી જાય ક્ષમાની ઝલકમાં;
કુડકપટેકરી કદી કાળજે ગંઠાઈ ગાંઠ,
છુટી જાય છેકાછેક ક્ષમાની છલકમાં;
દીલ દીશ દૃષ્ટિ રાખી દેખો દલપત દાખે,
ક્ષમાની ખૂબી તો ખૂબ ખાસીછે ખલકમાં. ૧૦૨.
કોઈ કહે સારો કે નઠારો કહે કોઈ કદી,
માન અપમાન નાંખો મનમાંથી મારી તે;
કનકનું પારખું કરે કનક કૂટનાર,
કાયામાં કનકને છે કેવું કષ્ટકારિ તે;
છેદન, દહન તથા તાડન, ઘષણ કરે,
દીપી દીપી દેહની દેખાડે તેજદારિ તે;
દેખી દેખી દુનિયામાં દાખે દલપતરામ,
શાણા લોક શીખીલો સોનાની રીત સારી તે. ૧૦૩.

પછી સલામ કરીને ખુરશી ઉપર બેઠા.

## અંક ૮ મો.

એક બારોટ નીચે લખ્યા પ્રમાણે ઉંચે સ્વરે બોલતો આવે છે. બાપ, આજસુધી તું ક્યાં સંતાઈ રહ્યો હતો. અમારાં પુસ્તકોને ઉધેઈ વળી ગઈ, કેટલાંક વેચી ખાધાં. અને અમારાં છોકરાં બીજી નોકરી કરવા લાગ્યાં.

સાહેબ.—આ કોણ આવે છે?

**દલ.**—એ વીજાપરના બારોટ ભગવાનદાસ છે. એમના ભાઈ ડુંગર બારોટ સારા કવિ અને ભક્તરાજ થઈ ગયા. તેના બનાવેલાં ગુજરાતી ભાષામાં જુદા જુદા રાગનાં સારાં પદ છે, અને આ બારોટને કવિતા બોલવાનો તથા વાતો કરીને સરદારોને રીઝવવાનો મહાવરો છે. તથા જમાનગીરી કરે છે તેથી ઘણું કરીને સાદરામાં રહેવું પડે છે.

પછી બારોટ આવીને સલામ કરીને ઉભા રહ્યા.

**સાહેબ.**—બારોટ તમારે કેટલા દીકરા છે? અને તે શું કામ કરે છે?

**ભગવાન.**—મારો મોટો દીકરો લંબો ઈડરના મહારાજ સાહેબની હજુરમાં નોકર છે. અને બીજો મંગળદાસ છે, તે આપની કીર્ત્તિ સાંભળીને હવે કવિતાના ગ્રંથોનો અભ્યાસ કરે છે. તેનામાં કવિતા શક્તિ છે. ત્રીજો ભાઈબા છે, તે પણ એવું ધારે છે કે પરદેશમાં જઈને પણ કવિતાનો ખુબ અભ્યાસ કરે. જો તેને પ્રભુ જીવતો રાખશે તો તે સારો કવિ થશે એવી આશા છે.

**સાહેબ.**—વાદ વિવાદ કરતાં અંતે કોણ હારે? એ વિષે કવિત આવડતું હોય તો બોલો.

**ભગ.**—ગઈ રાતે ભવાયા રમ્યા, તેમાં એક સરદારનો, અને એક કુકડનો (રંગલાનો) વેષ આવ્યો હતો. પછી તે કુકડને પેલો સરદાર પકડવા ગયો એવામાં કુકડના પાયજામાનું નાડું સરદારના હાથમાં આવ્યું, તેની ગાંઠ છુટી ગઈ; અને પાયજામો પડી જવા લાગ્યો. ત્યારે સરદારે કહ્યું કે નાડું બાંધ. કુકડે કહ્યું કે તું એમ બોલ, જે રંગલા બાપ, નાડું બાંધ, તો હું નાડું બાંધીશ. નહિતો નહિ બાંધું. પછી સરદારે તેને બાપ કહેવાની ના પાડી. પણ વાદવિવાદ કરતાં અંતે સરદારે હારીને તેને બાપ કહ્યો; ત્યારે કુકડે ખુશી થઈને નાડું બાંધ્યું તે વિષે.

મનહર છંદ.

કુકડને પકડવા શાણો સરદાર જતાં,
નાડું છુટ્યું કુકડનું ત્યાં પેલો પોકારે છે;
કુકડ કહે તું મને બાપ કહે તોજ બાંધું,
નહિતો ન બાંધું તેની શરમ તો તારે છે;
મનાવતાં બીજી રીતે માને નહિ તેનું મન,
બાંધ બાપ નાડું, અંતે એમ તે ઉચારે છે;
દાખે દલપતરામ દેખીલ્યો એ દાખલાથી,
નિરલજ જીતે, અંતે લાજવંત હારે છે. ૧૦૪.

**ભગ.**—એક શીકારીએ વનમાં વાઘને અજાડીમાં નાંખ્યો હતો. તેને એક દયાળુ માણસે કાઢ્યો. ત્યારે વાઘે બહાદુરી કરીને તે માણસને મારી નાંખ્યો, પછી તે વાઘને એક પક્ષીએ ધિક્કાર કર્યો હતો.

અપ્રસ્તુત પ્રશંસાલંકાર.—મનહર છંદ.

ઝાડીમાં અજાડી મધ્યે, પાડી મુક્યો પારધિએ,
પાપી વાઘ, તને પીડા પૂરણ પમાડી છે;
દયાળુ મનુષ્યે દીઠો, દયા તેને દીલ આવી,
તેથી તેણે તારી બારી છુટ્યાની ઉઘાડી છે;
છાપો મારી છોડનારનાજ તેં છોડાવ્યા પ્રાણ,
તેમાં તેં શી જગમાં બહાદુરી જગાડી છે;
કહે દલપતરામ, કૃતજ્ઞતા કરી નહિ,
ખરેખરી કૃતઘ્નતા તેં કરી દેખાડી છે. ૧૦

**સાહેબ.**—આળસ છે, તે એક દુર્ગુણ છે, તે અભિમાન લોભની કે ક્રોધની બરાબર કહીએ કે કેના જેવી કહીએ

**ભગ.** મનહર છંદ.—અનન્વયાલંકાર.

આળસથી અભિમાન એટલું તો ઉત્તમ છે,
અભિમાનીને તો માન તાકવાનો ટેક છે;
લોભી પણ આળસુથી લાયક લેખાય લેશ,
લાલચથી લઈ બેસે ઉદ્યમ અનેક છે;
ક્રોધીજન કઠણ કથનથી કુચાલ ઢાંકે,
વધારે નહીં તો પણ એટલો વિવેક છે;
આળસને કેના જેવી કહું દલપત કહે,
આળસ સમાન ભુંડી આળસજ એક છે. ૧

**સાહેબ.**—ત્યારે ચોર, અને જુગારી એ બેમાં સારો કોણ કહેવાય?

**ભગ.** મનહરછંદ—ઉપમેયોપમા.

ચોરી કરી ચોર પછી બોલે બહુ જુઠા બોલ,
જુગારીને જુઠા સમ ખાવા જીભે જોર છે;
ચોર ચોરી કરમ કરીને પાપે પેટ ભરે,
જુગારી જગતમાં ખરો હરામખોર છે;
ચોર ચીજ ચોરતાં ન લાવે લવલેશ લાજ,
જુગારી જુગારે જોતાં નિર્લજ નઠોર છે;
કહે દલપતરામ કેને ભલો ભુંડો કહું,
ચોર જેવો જુગારી જુગારી જેવો ચોર છે. ૧

ભગ. મનહરછંદ—ઉપમાલંકાર.

ઢાલ જેવી ધીરજ ધરી અડગ ઉભા રહી,
ખડગ સમાન ક્ષમા ખૂબ ખખડાવીએ;
બખતર જેવો સંપ સજીએ સગાવાલામાં,
સેના જેવા સદા સદગુણો સંપડાવીએ;
તુરગની તુલ્ય બુદ્ધિ તરંગ તૈયાર રાખી,
રથ જેવો મનોરથ ચંચળ ચલાવીએ;
દુશમનો જેવા દુરગુણો દલપત કહે,
હીમત રાખીને તે હઠીલાને હઠાવીએ. ૧૦૮.

સાહેબ.—રાવણ અને ઐરાવણની રીતભાત કેવી હશે?

ઠાકોર.—જમની જમાત કેવી હશે.

સ્કાલર.—વ્યંતરીઓ કેવી હશે.

રળીયો.—ચોર કેવા હશે મેં દીઠા નથી.

ભગ. મનહરછંદ—પ્રતિપાલંકાર.

જુલમી રાજાની નીતિ જોઈ તો શી જરૂર છે,
રાવણ ઐરાવણની ભુંડી રીત ભાતની;
જુલમી સીપાઈઓની જોઈ હોય જો જમાત,
જોવાની જરૂર શી છે જમની જમાતની;
કુવડ નારીઓ જુઓ જેટલી નજરે ફરે,
જોવાની જરૂર મટે વ્યંતરીઓ જાતની;
કપટી વેપારી જુઓ કહે દલપતરામ,
ખાતરી તેથીજ થશે તસ્કર સાક્ષાતની. ૧૦૯.

ઠાકોર.—એક ધર્મગુરૂ એવું કહેતો હતો કે, જેનાં છોકરાં નહાનપણમાં ઘોડીઆમાંથી વરે તેની તો આબરૂ છે. વળી કેહેતો હતો કે દેશાંતરમાં જવાથી ધર્મ સવચાય નહિ. અને સ્ત્રીઓને ભણાવવી નહિ. તેનું શી રીતે સમજવું?

ભગ. મનહરછંદ—અપન્હુતિઅલંકાર.

છોટાં છોકરાં વરાવી ફાવી શું ફુલાવાનું છે,
ફુલાવાનું ફોક એતો કાંટા છે કલેશના;
પ્રવાસની ના પાડે તે દેશના શું હિતસ્વી છે,
હિતસ્વી ન હોય એતો દુશમનો દેશના;
ધર્મનો ન મર્મ જાણે તે શું ધર્મ ગુરૂઓ છે,
ગુરૂઓ નહિ હરામખોર છે હમેશના;
વનિતાનો વિદ્યાભ્યાસ વારે તે શું વિદ્વજ્જન,
વિદ્વજ્જન નહિ મોટા વૃષભ મહેશના. ૧૧૦.

રળીયો.—તમે ગમે તેવી કવિતા શક્તિ દેખાડો પણ, હું તમને બક્ષું નહિ. મારા જેવી કવિતા તમારાથી બની શકે નહિ.

ભગ.—તે કઈ કવિતા? અને સરસમાં સરસ કિયા વિષય ઉપર તમારી કવિતા છે? તે કહો એટલે બીજાઓની કવિતા સાથે સરખાવી જોઇએ.

રળીયો.—મારી કવિતા બધીએ સરખી વખાણવા જેવી છે. પણ મૂર્ખ હોય તે બીજાઓની કવિતાને વખાણે છે.

ભગ.—હંસનો અને કાગડાનો સંવાદ સાંભળ.

મનહર છંદ.

કાગ કહે રાગ મારો હંસથી રસીક રૂડો,
અંગતણો રંગ પણ જાણનાર જાણશે;
મરદની મુછે રંગ હોય હંસ અંશ જેવો,
રંગ બાંધો, રંગ મુજ અંગ તુલ્ય આણશે;
પતિવ્રતા પતનીનો પતિ પરદેશ હોય,
પ્રતિજથી તેતો મારા બોલને પ્રમાણશે;
શું કહું વિશેષ વાત શુણો દલપતરામ,
વિવેક વિનાના લોક હંસને વખાણશે. ૧૧૧.

હંસ. હંસ કહે હાડીયા તું ચાડીયાની ચાલ છોડ,
બાડીયા તારા તે બોલ ચાહી કોણ ચાખશે;
આપનાં વખાણ આપોઆપ કરે આપ મુખ,
દુનિયાંતો દેખશે તેવાજ ગુણ દાખશે;
માન મળે તને, તો હું નથી અપમાન દેતો,
માન અપમાન જોગ માનવીઓ ભાખશે;
દાઝે બળ્યો દ્વેષ કરે તેથી દલપત કહે,
રાગ રંગ રૂડો ગણી તને કોણ રાખશે. ૧૧૨.

ભગ.—જીવ ઘાલીને સારી પેઠે અભ્યાસ કર્યાવના કશું કામ આવડે નહિ. ખાલી મમત કરવો તે ખોટો છે. અને દેવ કૃપા પણ જોઇએ.

મનહર છંદ. દૃષ્ટાંતાલંકાર.

સોની કદી શ્રીમંતપણાથી ધંધો શીખ્યો નહિ,
ઘડવા પડે તો પછી ઘાટ ન ઘડી શકે;
તરવા ન શીખ્યો નર તરવાની તક પડી,
પાણીતણા પૂરથી તે પાર ન પડીશકે;
સુખપાલે બેશી ફર્યા, પછી પળ આવી પડે,
ચપળતા લાવી નહિ ઘોડલે ચડી શકે;
શસ્ત્રધારી હોય પણ શસ્ત્રવિદ્યા સાધ્યા વિના,
લશકર સાથે કદી તે નહી લડી શકે. ૧૧૩.
રસોઈ શીખ્યા વિના સરસ ન રસોઈ થાય,
ખાફીશકે તો કદાપિ ખાફેલું બફાય છે;

**સાહેબ.**--જુઓ આ મહારાણીજીનો શિક્કો. એમાં એવું લખેલું છે કે "ભલું ચહાનારનુ ભલું ને ભુંડું ચહાનારનુ ભુંડું" એ કહેવત વિષે એક બે કવિત કહો.

**ઉત્તમરામ.** કવિત.

દાણા વેચનાર દાણા સંઘરી દુકાળ માગે,
દેખાશે દુકાળ એવા દાણા-વેચનારને;
બીજાને બુડાડવાને ખરે ખાત ખોદે ખાડ,
જણાશે જોખમ એવી ખાડ ખોદનારને;
કોઈકને કષ્ટ દેવા રસ્તા વચે કાંટા વેરે,
વાગશે વિશેશ કાંટા કાંટા વેરનારને;
ભલું સૌંનુ ઈચ્છશે તેનું તો ભાઈ ભલું થશે,
બુરૂં થશે બીજાઓનું બુરૂં ઈચ્છનારને. ૧૩૪.
સોબતીનો જીવ લેવા સિંહને જગાડે જઈ,
જરૂરતો મોત થાય તે જગાડનારનું;
પારકી અકીરતિનું વાજું જે વજાડે વડું,
વાજે અપજશ—વાજું તે વજાડનારનું;
લોભથી કે દ્વેષથી જે લોકનું લગાડે ઘર,
લાગી ચુક્યુ ઘર જાણો તે લગાડનારનું;
સુધરે સુધારનારનું, ને દલપત કહે,
બગડે બેશક બીજાનું બગાડનારનું. ૧૩૫.

**સાહેબ.**—મહારાણીના મુગટને આશીર્વાદ આપો.



**ઉત્તમરામ.** સવૈયો.

દિગ્વિજયી વિજયા—કુંવરી, વિજયાદશમી શત સૂધિ વિરાજો;
લાજ-જહાજ, ગરીબ-નિવાજ, સદા શુભરાજ-સમાજ ગણાજો;
બાળકની પ્રતિપાળક માત છે, તેમ પ્રજા પ્રતિપાળક થાજો;
રાજ [illegible] મહારાજ કૃપાથકિ તાજ રહો શિર ઉપર તાજો. ૧૩૬.

**સાહેબ.**—વારૂ ફોટોગ્રાફી છબી પાડનારની, અને ચીતારાની કળા ઉત્તમ કેહેવાય, કે કવિની.

**ઉત્તમ.**—વિક્રમ અને ભોજની પાસે હુશીઆર ચીતારા હતા, પણ તે રાજાઓની કીર્તિ કવિયોએ જેવી અમર રાખી છે, તેવી ચીતારા રાખી શક્યા નથી કહ્યુંછે કે.

સવૈયો.

ઉજ્જયિની પતિ પાસ હતા બહુ, ચંચળ ચિત્ત ચતૂર ચિતારા;
આકૃતિ ઊપરની અવલોકી, અતી ચતુરાઈથિ ચીતરનારા;
એ છબિ આજ અહીં ન રહી કહિ, વાત કરેન કહીં વણઝારા;
ચિત્ર ચરિત્રતણાં ચળકે બહુ માંડિગયા કવિ લોક અમારા. ૧૩૭.

**સાહેબ.**—માણસની આશા કેવીછે? તે વીષે એક કવિત કહો.

**ઉત્તમ.**—ભૂમધ્ય રેખાએ રહીને જોઈએ તો ધ્રૂવનો તારો પૃથ્વીને અડ્યો હોય એમ દેખાય. પછી તેના સામા સો સો મૈલ જઈએ, તેમ તેમ દર સૈકડે પા ઘડી દહાડો ચડ્યા જેટલો ધ્રુવનો તારો ઊંચો જણાય, કહ્યું છે કે,

કવિત.

ભૂમિ મધ્ય રેખાપર રહીને જો ભાળીયે તો,
દીસે ધ્રૂવતારો જાણે અવનીને આડ્યો છે;
સનમુખ ચાલી મૈલ સોળસેં જુઓ તો ઊંચો,
ચળકશે જાણે દિન ચાર ઘડી ચડ્યોછે;
જેમ જેમ જૈએ સામા તેમ દર સો સો મેલે,
પા ઘડી પ્રમાણમાં ઊંચો નજરે પડ્યો છે;
એમજ આશાનો અંત અળગો રહે અત્યંત,
પાસે પાસે જઈ કહો કોઈએ પકડ્યો છે. ૧૩૮.

**સાહેબ.**—વારૂ કેવા જનો પોતે અમુલ્ય હોય પણ પછીથી શસ્તા થઈ જાય?

**ઉત્તમ.** એકાવળીઅલંકાર—સવૈયો.

ઠસતા ઠસતા ઠિક આબરૂ ઠાઠ, ધજા ધરિ ધર્મતણો ધસતા;
ફસતા ફસતા ફરિ ફેલ વિષે, વિષયી-જન સંગ વિષે વસતા;
ખસતા ખસતા પછી ખૂબ ગયાજ, તજી રૂડી રીતતણા રસતા;
પસતાય પછી દલપત્ત કહે શસતા નહિ તેહ થઈ શસતા. ૧૩૯.

**સાહેબ.**—બે સગા ભાઈઓ હોય, પણ તેઓની બુદ્ધિ અને નશીબ સરખાં હોતાં નથી. તે વિષે કહો જોઈએ.

**ઉત્તમ.** સવૈયો.

પંખીથકી પ્રગટે પણ પંખિજ, ચારપગાં પશુ ચારપગાંથી;
થાય વનસ્પતિમાંથી વનસ્પતિ, માણસ તેમજ માણસમાંથી;
ન્યૂન વિશેષ ન-લેશ દિસે તન, માત તથા તન તાતતણાંથી;
દેહ મળે દલપત્ત કહે, પણ બુદ્ધિ, નશીબ, બરાબર ક્યાંથી? ૧૪૦

એવામાં એક બાવો ઈડરના મહારાજ પાસે રેહેતો હતો, તે બોલી ઉઠ્યો. કે અમારે ભભૂત લગાવવાનો, ગેરૂ લગાવવાનો, વગેરેના મંત્રોછે. માટે તમે આ ઠીલું કર્યું છે તેતો

દોહરો.

મદથી મનુષ્યતા મટે, હોય બુદ્ધિની હાણ;
જે એવા મદ જીરવે, જેવલ્લા જન જાણ. ૧૪૬.

**સાહેબ.**—હિંદુશાસ્ત્રમાં એવો દાખલો હશે, કે મોટા સત્યવાદીને જુઠું બોલવું પડ્યું હોય?

**ઉત્તમ.**—લાખોની લાંચ આપતાં જુઠું ન બોલે, એવા યુધિષ્ઠિર રાજા, મિત્રોના પક્ષ માટે લગાર જુઠું બોલ્યા હતા તેથી તેમની અપકીર્તિ આજ સુધી રહી છે. લડાઈમાં અશ્વત્થામા પડ્યા, એવું યુધિષ્ઠિર બોલે તો, તેમનું બોલ્યું સાચું માનીને કૌરવની ફોજ નાશી જાય એવું હતું. માટે અશ્વથામા નામના હાથીને મારી નાખીને યુધિષ્ઠિર પાસે સાખ પૂરાવી. ત્યારે યુધિષ્ઠિરે કાને હાથ દઈને કહ્યું કે અશ્વથામા નામનો નર, કે હાથી પડ્યો ખરો.

સ્રગ્ધરાવૃત્ત.

લાખોની લાંચ લેતાં, જરથકિ જન જે, બોલ જૂઠા નબોલ્યા;
સ્વાર્થે કે સંકટે તે સુખ દુખ સહીને સત્યતાથી ન ડોલ્યા;
સાતે સિંધૂ તરીને, પછી અપજશની ખાડમાં કીર્તિ ખોવા;
મિત્રોના પક્ષ માટે અસદ ઉચરિયા, કુંજરો વા. નરો વા. ૧૪૭.

**સાહેબ.**—માણસમાં હરેક ગુણ થોડા થોડા હોય તે ઠીક, કે એકજ ગુણ પૂરો હોય તો ઠીક.

**ઉત્તમ.**—બીજા ગુણ થોડા થોડા હોય તો ઠીક; પણ એક ગુણ તો પૂરો જોઇએ, કહ્યું છે કે.—

દોહરો.

અધુરા ગુણો અનેકથી, ગુણિજન નહીં ગણાય;
પરિપૂરણ ગુણ એક પણ, વિશ્વ વિષે વખણાય. ૧૪૮.

સવૈયો.

મણિમાહિ નહીંરસવાસ, સુવાસ, પ્રકાશતણો ગુણ એક અનેક;
વળિ કસ્તુરિમાહિ સુવાસ વસે, પણ રૂપ કે રંગ છતે નહિ છેક;
શુક કોકિલના સ્વર સુંદરથીજ, વખાણ કરે સઉ વિશ્વ વશેક;
સનમાન સદા દલપત્ત થશેજ,હશે ગુણ જો પરિપૂરણ એક ૧૪૯.

**સાહેબ.**—કેવું સન્માન મળે?

**ઉત્તમ.**—ઇશ્વર ઇચ્છાથી તેને જેવું સ્થાનક મળે તેવું તેને સન્માન મળે. કહ્યું છે કે—

કવિત.

કુંજરનું કુળ જાતે જંગલનું જનાવર,
વાનર હરણ રીછ તુલ્ય ફરે વનમાં;
મહાવતે પકડીને પુરમાં પ્રથમ આણ્યો,
ઘાસ ભરી ભરી લાવે સદૈવ સદનમાં;
ધન આપી ધોબીએ ધોવા જવાને કાજે રાખ્યો,
રાજે રાખ્યો સેના શણગાર ગણીમનમાં;
કહે દલપતરામ જગતની રીત જુઓ,
સ્થાનક સમાન સનમાન મળે જનમાં. ૧૫૦.

**ડાક્ટર.**—દુષ્ટમાણસ વિષે બોલો.

**ઉત્તમ.** સવૈયો.

શુણિ અંતર વાત ધરેજ અનુત્તમ, ઉત્તમ વાત ધરે અળગી;
ધરીને શિર પાપ અધર્મતણીજ, કુકર્મતણીજ કરે કલગી;
શુભ સજ્જનની સુખકારિ શિખામણ, સાંભળતાંજ ઉઠેસળગી;
દલપત કહે જન દુષ્ટસદા, વિષયી જન સાથ રહે વળગી. ૧૫૧.

**એકસભાસદ.**—સ્ત્રી, ઘણા શણગારથી શોભે કે લાજથી?

**ઉત્તમ.** કવિત.

ઝૂમી રહ્યું ઝૂમણું ને ઝળકી રહેલી ઝાલ,
ઝમક ઝમક પગે ઝાંઝરી ઝમકતી;
ઘરાણાં ઘણાંક સોની સુઘડે ઘડેલા ઘાટ,
ઘાઘરાને ઘેરે ઘણી ઘૂઘરી ઘમકતી;
ધમક ધમક ધરે ચરણ ધરણી પર,
ધ્રુજે ધમકારે બધી ધરણી ધમકતી;
સજ્યા શણગાર પણ લાજ જો લગાર નહીં,
લાગી શણગારે લાહ્ય ચોગણી ચમકતી. ૧૫૨.

એ ભાઈ કોણ છે?

**સાહેબ.**—એ એક વકીલ છે.

**ઉત્તમ.**—કહોતો વકીલ વિષે એક કવિત કહું.

**સાહેબ.**—કહો જોઇએ.

**ઉત્તમ.** કવિત.

રોગ કરે ભોગ ત્યારે વૈદને વિશેષ લાભ,
દેશ ભંગ થતાં બેસે કોળી તો કમાઈને;
પડે જો દુકાળ રળે દાણાના દુકાનદાર,
લડે જો ભૂપાળ લાભ સો ગણો શીપાઈને;
માનવીઓ મરે ત્યારે ભલો લાભ ભંગીઆને,
અને અવતરે ત્યારે દામ મળે દાઈને;
દાખે દલપતરામ લડે લોક ઠામ ઠામ,
ભલો લાભ તે સમે મળે વકીલ ભાઈને. ૧૫૩.

**સાહેબ.**—પ્રીતિની રીતિ કેવી હોય, તે વિષે બોલો જોઇએ.

ખેંગાર. સવૈયો.—સિંહાવલોકન.

કળથી કરિયે સિદ્ધ કારજ સર્વ, પડે પસતાવું ન પાછળથી;
છળથી કરતાં કદિ, છેક બને મુખ કાળુ, અકીરતિ-કાજળથી;
જળથી, નમટે કદિ ધોઈ જુઓ, ઘશિ લોહિ જુઓ કદિ કાંબળથી;
બળથી દલપત્ત કશું ન-અને, સિદ્ધ કાજ કરાય સદા કળથી. ૧૯૦

રળીઓગઢવી.—ઝટ સમજાઈ જાય, તે કવિતા મોળી લાગેછે.

ખેંગાર.—નવો અભ્યાસ હોય ત્યારે તાણી મેળીને શબ્દો બેસારવા પડે તે કવિતા ક્લિષ્ટાર્થ થાય, પછી સારો અભ્યાસ થાય ત્યારેજ સરલ કવિતા રચી શકાય, અને ગૂઢાર્થ કવિતા કરવી હોય તો કઠણ પણ થાય.

સાહેબ.—રળિઓગઢવી સમજી શકે નહિ એવો એક સવૈયો બોલો જોઇએ.

ખેંગાર.—(પોતાના દફતરમાંથી કાગળ, ખડીઓ, અને લેખણ કાઢીને એક સવૈયો રચીને બોલ્યા.)

સવૈયો.—ગુઢાર્થ.

સૂ કરિને કરતારતણી, કરતાં વિનતી ઘર તે કરી આપે;
સૂ કરતાં ખડમાં પણ ખૂબ, જુઓ ખસખોઇ ખરેખરી વ્યાપે;
સૂ કરિને ખલ ખાય સદા, મળવા જન ઈશ્વરમાં મન થાપે;
સૂ કરિને કરડી દલપત્ત કહે, વળી ફોફળીનાં ફળ કાપે. ૧૯૧.

રળીઓ.—સાંભળો એનો ઉત્તર હું કહું.

સવૈયો.

ભકિત કરી કરતાં, વિનતી, નચળે ઘર એવું પ્રભૂ કરિ આપે:
જો ખસખોઇ વિષેજ રહે ખડ, તો ખડમાં ખસખોઇજ વ્યાપે:
ચોરિતણા ધનથી કરિ ધર્મ, પછી ખળ ખાય, પ્રભૂ મન થાપે;
દૃષ્ટિકરી કરડી દલપત્ત, [1]કુધી નર ફોફળિનાં ફળ કાપે. ૧૯૨.

ખેંગાર.—ગુઢાર્થનો ઉત્તર એવો હોય નહિ. અને "શું કરીને" એમ મારા સવૈયામાં નથી. પણ "સૂ કરીને" એમ છે.

રળીઓ.—ત્યારે બીજો અર્થ તો મને સુજતો નથી.

ખેંગાર.—જેમ વગડામાં જઇને જેણે જણરા દાટી હોય, તે દાટનારનેજ જડે, તેમ ગૂઢાર્થ સરલ રચ્યો હોય તોજ બીજાને જડે, નહિતો તે રચનારનેજ જડે.

સાહેબ.—તમેજ અર્થ કરો જોઇએ.

ખેંગાર.—એનો અર્થ એમ છેકે, "સૂ અક્ષર કરીને પછી "તાર" કર. એટલે "સૂતાર" ની વિનતિ કરતાં, તે સૂતાર ઘર કરી આપે. અને પ્રથમ "સૂ અક્ષર કરતાં ખડમાં પણ, એટલે "સૂખડમાં" ખરેખરી ખસખોઈ આવેછે, અને સૂ અક્ષર કરીને "ખ" લખાય એટલે "સુખ" મળવા સારૂ માણસ ઈશ્વરમાં મન થાપેછે. અને "સૂ" અક્ષર કરીને "ડી" કર, એટલે "સૂડી" સોપારીનાં ફળ કાપેછે.

[1] ક્રોધી.

એવી ચર્ચા ચાલિ છે એવામાં એક ઠાકોરે ખેંગારની કલમ સુંદર હતી, તે જોવા સારૂ હાથમાં લીધી. અને તે લેખણથી કેવા અક્ષર નીકળે છે, તે જોવાની મરજી થઈ; તેથી કોરા કાગળમાં આ નીચે પ્રમાણે અક્ષરો લખ્યા. "હરાડ હોરીઓ હઠી પૈસાભાર ધૂપેલ લઇને, માથા" હોળતી હતી, ત્યાં એક હોરે પોપટ ઉરાડી મુક્યો. તે હોરીઓ ગોધાની "તથા જુનાઘડની હતીઓ."

અક્ષરતો સારા નીકળ્યા. તે જોઇને ઠાકોરે કવિ ખેંગારને પુછ્યું, કે આ કલમ તમારી છે?

ખેંગાર.—(અક્ષર જોઇને) આ મારી કલમ નહોય.

ઠાકોર.—આ બધો લખવાનો સામાન તમારો છે, અને કલમ તમારી નથી એવું કેમ કહોછો?

ખેંગાર. કવિત.

વહોરાને હોરા લખે, અઢીને તો હઠી લખે,
લાખ વસા લખે વળી હરાડ અઢારને;
કાંશકોએ કેશતણી ઓળો પાડે અબળા, તે
ઓળવું ન લખે, લખે હોળવું હકારને;
ઉડ ધાતુ ઉપરથી ઉડાડવું લખવું, ત્યાં
ઉરાડવું લખે તજી ધાતુના આધારને;
કહે દલપત મારી કલમ ન કહું તેને,
જીભ પણ પારકી જો લે એવા ઉચ્ચારને. ૧૯૩.

દોહરો.

ઘોઘાના ગોઘા બને, ગઢનો ઘડ થઈ જાય:
તો તેને મુજ કરતણી, કલમ કેમ કહેવાય. ૧૯૪.

સાહેબ.—હરેક વસ્તુ, કે માણસ. મોંઘું અને સોંઘું શાથી થાય?

ખેંગાર. કવિત.

હોય ઘણા હાથી, ત્યાંતો હાથી પશુ સાથી જેવા,
હોય થોડા હાથી ત્યાં હાથી સેનાનું નાક છે;
થોડાં જ્યાં અંજીર, ત્યાં વજીર કે અમીર ખાય,
ઘણાં જ્યાં અંજીર ત્યાંતો સૌને મન શાકછે;
મળે ન મકાઈ; ત્યાં મકાઈનો મેવો મનાય,
મળે જ્યા મકાઇ ત્યાં તે રાંકનો ખોરાક છે;

ગણે નહિ ટાઢ તાપ, ગણે નહિ પુણ્ય પાપ,
ગણે ન અમાપ પ્રૌઢ પાણીતણું પૂર તે;
ઉડીને આકાશ જાય, કુદીને કૈલાશ જાય,
પાતાળની પાસ જાય, જલદી જરૂર તે;
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ ફાવતું ફીતૂર તે. ૧૭૨.

રળીઓ.—આવી કવિતા સાંભળીને આ સભાના લોકો રાજી થાયછે. પણ મને તો કંટાળો ઉપજે છે, અને વળી આનું નામ તે કવિતા કહેવાય કે?

ઉત્તમરામ. કવિત.

જળદનું જળ જોઈ જવાસો પ્રજળી જાય,
ભાનુનો આભાસ ભાળી ઘૂડ ગભરાય છે;
સિંહનાં સંતાન દેખી હરણ હબક્ક ખાય,
[1]તારક્ષ્ય-પ્રતાપ પેખી સાપ સંકોચાયછે;
ચઢેલો [2]ચકોર-મિત્ર દેખી દલપત કહે,
ચોરને ખચીત ચિત્ત ચટપટી થાયછે;
સોક્યનાં સંતાન દેખી સોક્યનુ સુકાય તન,
સુકવિની કવિતાથી કુકવિ સુકાય છે. ૧૭૩.

ખેંગાર.—(એક કાગડાને જોઇને) પેલો કાગડો કોયલને ચાંચો મારે છે તે વિષે કહોતો એક કવિત કહું.
સાહેબ.—બોલો જોઇએ.

ખેંગાર. કવિત.

કહું તને શૂણ કાગ, રૂડો નથી તારો રાગ,
કોયલનો કશો વાંક કાઢીએ તે કારણે;
કોયલ સાથે કંકાસ મિથ્યા તું શામાટે કરે,
બકવાથી તને કોઈ બાંધશે-ન બારણે;
સ્રજનારે સ્રજ્યો સ્વર, તેથી તું સંતોષ પામ,
વૈર કર્યે તારો વાંક થશે-ન નિવારણે;
દાખે દલપતરામ, માન નહિ મળે આમ,
માર મનમાંની રીસ, ધાર મન ધારણે. ૧૭૪.

સાહેબ.—ખેંગાર ગઢવી. હાલ તમારા ગામમાં કોઈ તમારી પાસેથી કવિતાવિદ્યા શીખે છે કે?
ખેંગાર.—હા સાહેબ. કેટલાએક શીખેછે ખરા, પણ એક રવિદાસ નામે ચારણ છે તે મારું નામ રાખે એવો જણાયછે. કેમકે તે ઘણો હુશીઆર કવિ થાશે.

[1] ગરૂડ. [2] ચંદ્ર.

ખેંગાર કવિનાં કાવ્ય સાંભળીને એક ઠાકોર ઘણોજ ખુશી થયો, અને બોલ્યો કે કવિરાજ, હું તમને એક સારી ઘોડી બખશીશ આપીશ, એમ કહીને પોતાના કારભારીને હુકમ કર્યો, અને તેજ વખતે પોતાને ઉતારેથી ઘોડી મગાવીને કવિને કહ્યું કે આ ઘોડી તમે લ્યો; કારભારીએ કંજુસાઈથી તે ઘરડી ઘોડી મગાવી આપી હતી. પછી ખેંગાર કવિયે ઘોડી પાસે જઇને તેના મોં આગળ કાન ધર્યો, એટલે ઠાકોરે કહ્યું કે કેમછે ગઢવી?
ખેંગાર.—સાહેબ ઘોડી મારા કાનમાં કાંઈ વાત કહેછે.
ઠાકોર.—શીવાત કહેછે.

ગઢવી. મનહરછંદ—ભાવિકા લંકાર.

ઘોડી કહેજે મને ઘણા ઘણા જુગ થયા,
કૌરવ ને પાંડવ તો કાલે થઈ ગયા છે;
રાવણ ને રામના સંગ્રામમાં હું સાથે હતી,
રઘુરાજા મારી આંખ આગળજ થયાછે;
સાગર વલોવ્યો તેતો સાંભરે છે સર્વ મને,
દેવ તથા દૈત તો નજરે તરી રહ્યા છે;
જોડાવીને લાવ ગાડી, બેશી બંને જણાં જૈયે,
પ્રતિદિન પાળજે જો દિલમાંહી દયાછે. ૧૭૫.

પછી ઠાકોર કારભારી ઉપર બહુ ગુસ્સે થયો અને પોતાને ચઢવાની ભારેવ ઘોડી હતી તે ગઢવીને બખશીશ આપી.

## આંક ૧૨ મો.

એક કવિ નીચે લખેલા સવૈયા બોલે છે.

સવૈયા.

પાક[1] અથાક પિનાકપતી[2] સમ,
વાકપતી[3] સમ વાક-વિલાસી;
ધારણ ધીર સંસાર સુધારણ,
કીર્તિ વધારણ કષ્ટ વિનાશી;
જાન[4]તણા સુત જુક્તિ સુજાણ,
કૃપાણ[5] નેં બાણ-કળા અભિયાસી;
ક્ષત્રિતણો સુત તુંજ ખરેખર,
વાહરે વાહ વિલાયત વાસી. ૧૭૬.

સાહેબ.—(પોતાના કવિને) આ કોણ છે?
દલ.—એ ભાવનગરના રાજા વિજયસિંહજીના કવિ હમીર

[1] પવિત્ર. [2] શિવ. [3] બૃહસ્પતિ. [4] જાન ફાર્બસના પુત્ર કિન્લાક ફાર્બસ. [5] તરવાર.

**હમીર.**—બાર મહિનામાંથી ત્રીશ દહાડા જાય, તો બાકી અગ્યાર મહિના રહે.

દોહરો.

શણગારે સોની ઘડ્યો, એ આશ્ચર્ય અપાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૩.

**સાહેબ.**—શણગારને સોની ઘડે, પણ સોનીને સણગાર શી રીતે ઘડે?

**હમીર.**—આ જગતનો શણગાર માણસજાતિ છે. તે માણસો જગત્કર્ત્તાની મૂર્તિ બનાવીને પૂજે છે.

દોહરો.

એક સતી વર સાતને, ઇછિતિ હતિ એક વાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૪.

**બાવો.**—એક વારે સાત વરને ઇચ્છે, તે સતી કેમ કહેવાય?

**હમીર.**—વરસાતને એટલે મેહને ચહાતી હતી.

દોહરો.

એક પુરૂષ ઊંચો ચડી, મુખ વિણ કરે ઉચ્ચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૫.

**બાવો.**—ઊંચો ચડીને મુખ વિના ઉચ્ચાર શી રીતે કરે?

**હમીર.**—વરસાતને મુખ નથી, પણ ઊંચો ચડીને ગર્જના કરેછે તે.

દોહરો.

જનિતાને પુત્રે જણી, ચાતુર કરો વિચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૬.

**બાવો.**—દીકરે માને શી રીતે જણી?

**હમીર.**—આંમલિનો દીકરો આંબલિયો (કચુકો) તે આમલીના ઝાડને જણેછે.

દોહરો.

નર ઝૂઝે નારી મરે, જુઓ સોબિ સરદાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૭.

**બાવો.**—ઝૂઝે એટલે લડાઈમાં અથડાઅથડી તો મરદો કરે, અને તેની મહેનતના બદલામાં મરે તો સ્ત્રિયો; એવી વાત કેમ મનાય?

**હમીર.**—પાસા ઝૂઝે, અને મરે સોગઠીઓ તે.

એવામાં તે બાગમાં લાલ માળી અને લાલુ માળણ કેળો ઉપરથી કેળાં પાડતાં હતાં. તે કેટલાંએક લીલા રંગનાં, અને કેટલાંએક રાતા રંગનાં હતાં.

તે માળીના હાથ નીચે એક ચાકર ને ચાકરડી હતાં તે બને જણાને પગે થોડી થોડી ખોડ હતી. તેઓ પણ એજ કામ કરતાં હતાં અને બધાં કેળાં એકઠાં કરતાં હતાં. તે બધાંને જોઇને દરબારના એક મહેતાએ કહ્યું કે-

એ લાલુ તમે બે જણીઓ લીલાં લીલાં લો, અને લાલ રાતાં રાતાં લ્યો, એમ કરો.

**સાહેબ.**—આ મેહેતે જે શબ્દો કહ્યા, તેમાં કંઈ મનરંજન ચમત્કાર નથી, તોપણ એજ મતલબનાં વાક્યો કવિની કલમથી લખાયતો તેમાં કંઈ ચમત્કાર આવેકે?

**હમીર.**—હા સાહેબ જો કવિ ચમત્કાર લાવવા ચહાયતો એવી સહેજ વાતમાં પણ લાવે.

**સાહેબ.**—એજ મતલબનો દોહરો રચીને કહો જોઇએ.

**હમીર.** દોહરો.

લાલૂ લે લીલાં લિલાં, લાલ લાલ લે લાલ;
લીલાં લીલાં લૂલિ લે, લૂલો લેસે લાલ. ૧૮૮.

**સભાસદો.**—સાબાશ, સાબાશ. (એમ સહુ બોલી ઉઠયા)

**સાહેબ.**—સ્ત્રિયોની કે પુરૂષોની સભા બેઠી હોય, તેઓમાંથી ખાનદાનેનાં ફરજંદો અને હલકાં માબાપનાં ફરજંદો શી રીતે વરતાય?

**હમીર.** કવિત.

હાસ્યરસ હોય ત્યારે મુખ મલકાવે, પણ
દાંત ન-દેખાડે તેતો સુંદરી સજાતનો;
મરદ જે મરજાદ મેલી બોલ બોલે નહિ,
એનોતો ઓલાદ ખાન દાન ખરે બાતની;
નિર્લજ નઠારા બોલ બોલે જે ટુંકાશ કરી,
ટોળી ભીલ કોળીનો, કે હોળીનો હયાતની;
કથન કથેલ થકી કહે દલપતરામ,
જાણીએ જરૂર જાત તેનાં માત તાતની. ૧૮૯.

એવામાં એક ઝાડની ડાળ ઉપરથી ગુંદર જેવા રસના છાંટા હમીર રાવળ ઉપર પડ્યા, એટલે બધા સભાસદોની નજર તે તરફ ગઈ.

**સાહેબ.**—શું થયું એ?

**હમીર.** ઉપેંદ્ર વજ્રવૃત્ત.

વિદેશિ સૂબો કવિને નિવાજે, સ્વદેશિ સૌકો નહિ કેમ લાજે;
નજીવ જાળાં નહિ મર્મ જાણે, સજીવ સર્વે શ્રવરો સુટાણે. ૧૯૦.

**સાહેબ.**—(એક ભાટને જોઇને) બારોટ તમે કેમ કાંઈ કવિતા બોલતા નથી.

નાવને નાવિક નર, નાવિકને નાવ નામ,
આમ દલપત અન્યોઅન્યનો આધાર છે. ૧૯૬.

વળી કોઈ સમે એવું પણ બને, કે જે જીવાડનાર હોય, તેજ મારી નાખે.

કવિત.

પવનથી દીપક પ્રજળતો ઓલાઈ જાય,
પવન વિના પણ પલકમાં બુઝાય છે;
પાવકથી પ્રાણિયોના પંડ તો પ્રજળી જાય,
પાવકે પકાવેલાથી પોષણ પમાય છે;
જળમાં જો ડુબી જાય, જીવનુ જોખમ થાય,
જળ વિના પળમાં જરૂર જીવ જાય છે;
દાખે દલપતરામ, દેખો ભાઈ દુનિયામાં,
જેથી કદી જીવ જાય, તેથીજ જીવાય છે. ૧૯૭.

**સાહેબ.**—આ જગતની માયા કેવી છે? તે વિષે એક કવિત કહો.

**હમીર.** કવિત.

જેમ કોઈ ભોળો ભાઈ ભૂતનો આભાસ ભાળે,
એવોજ આભાસ જુઠો જગતનો જોઇએ;
દેખાય છે ત્યાં સુધી દેખાશે, પછી દૂર થાશે,
ગયું તે જરૂર ફરી જોયું નથી કોઇએ;
સાંઝે સાંઝે ફૂલે ને સવારે તો સુકાઈ જાય,
ક્યા ક્યા રોજનાં સંભારી ફૂલ રોઇએ;
કહે દલપતરામ, કીજીએ સુકૃત કામ,
ખાલી ખોટો ખેદ કરી વખત ન ખોઇએ. ૧૯૮.

**સાહેબ.**—જગત જૂઠું છે, અને મરી જવું છે. માટે શું કરી લેવું જોઇએ? તે વિષે તમારા દેશના લોકો શું કહે છે?

**હમીર.** સવૈયા.

જાણવું જે જગ જૂઠ, જવું મરિ, જોગ સજો. જન જોગિ કહેછે;
ભોગવિ લો સુખ ભોગ ભલા, ભવ જાયવહ્યો, જન ભોગિ કહેછે;
કામ કરો શુભ, નામ રહે નિત્ય, આમ મનુષ્ય ઉદ્યોગિ કહેછે;
દાન કરો દલપત્ત કહે, ધન દ્યો મુજને, જન ઢોંગિ કહેછે.૧૯૯

દોહરો.

જરૂર જૂઠું જગત છે, સત્ય હરીનો સ્નેહ;
ઉદ્યમ કરિ ઉપકાર કર, તત્વ નીતિયુત તેહ. ૨૦૦.

**સાહેબ.**—સાબાશ. તમારા વિચાર સારા છે.

**સાહેબ.**—(પોતાના કવિને) વારુ તમારી જાતિમાં, અને તમારી જ્ઞાતિમાં અસલ કોઈ કવિ થયેલા કે?

**દલ.** સવૈયા.

આદિમ[1] આદિકવી કહિએ, રચિ વેદ રૂચા રસરૂપ રૂપાળી;
પાછળ ગોત્ર પરાશર જે મુજ ધર્મ સ્મૃતી રચિ શાસ્ત્ર સંભાળી;
વ્યાસ થયો સુત તેહતણો કવિ, પ્રૌઢ પુરાણ વદી હદ વાળી;
તે પછીતો દલપત્ત કહે, કવિ માઘ થયો ભિનમાળ શ્રીમાળી.૨૦૧

**સાહેબ.**—ભગવાન બારોટ, તમારી નાતમાં કોઇ છોકરા, સારા કવિ થાય એવો અભ્યાસ કરે છેકે નહિ.

**ભગવા.**—હા સાહેબ, વિજાપુરમાં ગિરધરભાઈ, નામે એક છોકરો છે તે સારો કવિ થશે. અને તે એવી ઉમેદ રાખે છે કે એક નવો ગ્રંથ રચીને માલપુર તાલુકાના રાવળજીને રંજન કરીને તેમની પાસેથી કંઈ જાગીર બખશીશ મેળવવી.

**સાહેબ.**—ઘણું સારું.

પછી સાહેબે સર્વેને યથાયોગ્ય સાલજોડા, પાઘડીઓ, અને શેલાં વગેરેના સિરપાવ આપીને વિદાય કર્યાં.

**ગ્રંથ સમાપ્તિ વિષે.**—કવિત.

એક સોને છ કવિત, સવૈયા છે સાડત્રીશ,
દોહરા તો ત્રીશ, શ્લોક[2] બાવીશ પ્રકાશ છે;
સોરઠા છે પાંચ, છપ્પો એક, એક ઝૂલણો છે;
બધા મળી બસેં અને બે છંદનો વાસછે;
નીતિતણી રીતિ, તથા પ્રીતિ પરિપ્રહ્લ પર,
તર્ક ને વિતર્ક મન માનતી મીઠાશછે;
કહે દલપતરામ, કવિતાના કોડીલાને,
ફાવે એવો ગ્રંથ શુભ ફાર્બસ વિલાસછે. ૨૦૨.

દોહરો.

માપ શીખિયે છંદનાં, પઢતાં પીંગળ ગ્રંથ;
પણ આવા ગ્રંથોથકી, સુજે કાવ્યનો પંથ. ૨૦૩.

---

## ફાર્બસવિરહ.

**મિત્રની દીલગીરી—મનહરછંદ.**

શાણા સુબા ફારબસે સ્વર્ગમાં કર્યો નિવાસ[3],
તેનો શોક તજી શાથકી સંતોષ વાળવો;

---

[1] બ્રહ્મા.

[2] आर्या, गीत्ती, स्रगधरा, वसंततिलका, शार्दूलविक्रीडित, शिखरिणी आदिक.

[3] તા૦ ૩૧ મી અગસ્ટ સને ૧૮૬૫ પૂનામાં દેહ મુક્યો.

કવિતઃ જહાજનો તે ભાગી પડ્યો કુવાથંભ,
અરે અરે ખેદ તેતો કેમ કરી ટાળવો;
પરિતોના પારેખની પ્રૌઢ પેઢી ભાગી પડી,
હવે કહો વ્યવહાર શો રીતે સંભાળવો;
દાખે દલપતરામ પામરનો પાળનાર,
મુંબઈમાં હતો તે લુટાઈ ગયો માળવો. ૧.

ઈંદ્રવિજયછંદ.

તે મુજ મિત્ર ગયો તદનંતર; અંતર દુઃખ નિરંતર આવે;
જાતું રહ્યું સુખ તો શત જોજન, ભોજન ભાવ ભલે નવ ભાવે;
તેનિ છબીજ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે;
કંઈ કથા દલપત્ત કહે, કહું કોણ કને દુખ કોણ કપાવે. ૨.
તર્ક વિતર્ક કવિત્વતણો, કવિના દિલમાંહિ શિથીલ દેખાણો;
દેશતણી દરશાઈ દશાબુરિ, જ્યાં તહાં લક્ષ્મિ વિનાશ[1] જણાણો;
બુદ્ધિ ફરી બુદ્ધિમાન જનોની, ભલા જનનો પણ જીવ ભ્રમાણો;
દેખિ એવું દલપત્ત કહે, નર ફાર્બસ સ્વર્ગ ગયો મન જાણ્યો. ૩.

દોહરો.

નિર્ધન લોકો નિરખિયે, સદન સદન બહુ શોક;
સાહેબ ફાર્બસ સાથ ગઈ, લક્ષ્મી પણ પરલોક. ૪.

મનહર છંદ.

સંધ્યા સમે વસુધા[2] ને વ્યોમતણા[3] સાંધા વિષે,
અવલોક્યો રાતો આભ ચઢીને અગાશિયે;
જાણેકે ફિન્લાક સુઓ જગત તજી જવાથી,
ભૂમિએ ભગવો ભેખ ઓઢ્યો છે ઉદાસિયે;
સૂર્ય શશિ સામસામા પશ્ચિમ પૂરવ પાસે,
તેની ઉપમા તો તેવા તર્કથી તપાશિયે;
જોગણી બણી જરૂર જાણે દલપતરામ,
કાંધે ધરી કાવડ ધરણી ધાઈ કાશિયે. ૫.
વાલાના વિજોગવાળી વેદનાની વિગતતો,
જે જને જાણેલી હોય તેજ જન જાણશે;
પ્રસવની પીડા અપ્રસુતા તો પીછાણે નહિ,
પ્રસવની પીડતો પ્રસુતાજ પીછાણશે;
ઘાયેલના ઘટતણી ઘાયેલ ઘણીક જાણે,
અવર તો એ વિષે અંદેશો ઉર આણશે;
દાદુરનું દુખ દેખી દાખે દલપતરામ,
હાડિયો તો હશી ખેલી ખેલ તે વખાણશે. ૬.

ઈંદ્રવિજયછંદ.

ગામ ગરાસ ધરા ધન ધામનિ, ખોટનુ દુઃખ ખરું પણ ખોટું;
સંતતિહીન કુટંબ કુસંપનુ, છાતિતણું દુખ તે પણ છોટું;
ક્રોડ રિપૂતણું કોણ ગણે, કદિ ચોગણુ આવિ ચઢી દુખ ચોટ્યું;
મેં મનમાં અનુમાન કર્યું, દુખ મિત્ર વિજોગનુ સર્વથિ મોટું. ૭.

દોહરો.

પૂછો ચાહિ ચકોરને, પૂછો જળચર કાય;
કાંતો પૂછો કમળને, સ્નેહિ ગયે શું થાય. ૮.

પૂર્વોનુ રાગસ્મરણ.

મનહર છંદ.

કાવ્ય અલંકારતણા ગ્રંથનો અભ્યાસ કરી,
જીવ જોડી રાખ્યો તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર,
બોધતો હતો હું મહીનાથને મુલકમાં;
કોઈ દીલદાર ને ઉદાર દરબારમાં હું,
રહેવાની રૂચિ અતિ રાખતો ઇશિકમાં;
દીલમાં વિચારતો હું હતો દલપત કહે,
ફારબસતણું તેડું આવ્યું તેવી તકમાં. ૯.
ખાનપરે[1] દ્વારે જ્યારે નદિને કિનારે સારે,
મેળો થયો મારે ચાંદા સૂર્યના મેહેલમાં;
ઇસ્વીસો અઢારે અડતાળીશમી સાલ ત્યારે,
પ્યાર કીધો પ્યારે પરિપૂરણ પેહેલમાં;
પાસે રહ્યે પાંચગણો દૂર રહ્યે દશગણો,
થયો ઘણો ઘણો સ્નેહ સરસ સહેલમાં;
જેવો સ્નેહ કીધો અંત સુધી રાખી લીધો,
ફેરફાર નહિ કીધો મુખ કથન કહેલમાં. ૧૦.

સોરઠા.

વચને પ્રીત વિવેક, એવા મિત્ર અનેક છે;
છાતીરંજન છેક, એકજ જડે અનેકમાં. ૧૧.
સર્વ વચન સચવાય, ત્યાં સુધી પ્રીતી ટકે;
ચૂક પડચે ચુંથાય, કાચી પ્રીતનિ રીત તે. ૧૨.

મનહર છંદ.

લાડનો લડાવનાર દોસ્ત દીલદાર ગયો,
કોણ હવે મને લાડ કોડથી લડાવશે;

સુખ દુઃખવારનો પોકાર શુણનાર ગયો,
કોણ હવે સુખ કરી શોકને શમાવશે;
હિમત દાનાર હિમાયતુ હિતકારી ગયો,
કોણ હવે હૈયે મને હિમત ધરાવશે;
કહે દલપતરામ સાહેબ ફિન્લાક વિના,
કોણ માઇડીઅર કહી મને બોલાવશે. ૧૩.
વિચારી વિચારીને વિસારી દૈયે વાત પણ,
વિસરતી નથી શું વિસારતાં વિસારીએ;
ધારી ધારી જોઈ ધારો[1] ધારીએ ધીરજ પણ,
ધારતાં ધરાતી નથી ધીરજ શું ધારીએ;
ઠરવાનું ઠામ ગયું માટે કોઈ ઠામ મન,
ઠરતું નથી કીએ ઠેકાણે ઠરી ઠારીએ;
દોસ્તદાર ફારબસ વિના દલપત કહે,
કાળજાનું કષ્ટ કેની આગળ ઉચારીએ. ૧૪.

મિત્ર પ્રતિ પ્રીતિ વાક્ય.

સાદરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે,
આવજો પછીથી એવું ભાવે સુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારો,
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોક પંથે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો;
કહે દલપતરામ શોધીને સારો મુકામ,
રાખજે સંભારીને રખે વિસારી નાંખતો. ૧૫.
એક[2] વર્ષ અંતરેછે આપણો જનમ પણ,
હું તને પીછાણતો નહી કશી પીછાણથી;
નામ મારૂં સાભળી સુદામ મોકલી મનુષ્ય,
વાલા તેં મને તેડાવી લીધો વઢવાણથી;
દેખાડી અપાર પ્યાર પદરથી દે પગાર,
પાસે રાખી પોતે મને પ્યારો ગણ્યો પ્રાણથી;
કહે દલપત સર્વ લાયકથી લાયક તું,
લાયકી તારી લખીશકાય ન લખાણથી. ૧૬.

ઈંદ્રવિજયછંદ.

જન્મ જુદી જમિમાં ધરિને પણ, તું મુજ જન્મભૂ તર્ફ તણાયો;
એક થયું મળિને મન આપણું, જીવ મળી વળી એક જણાયો;
પંડ જુદો પડવો ન ગમ્યો પ્રિય, અંત સમે ગુણ એજ ગણાયો;
દેહ રહે એક દેશ વિષે ગણિ, તું મુજ દેશ વિષે દફ્ણાયો. ૧૭.
તેં મુજને તન ને મન મેળવિ, લાડ અધીકથિ ખૂબ લડાવ્યો;
હેત ધરી મુજ હાથ ગ્રહી, નિજ ચારઠ ઉપર ચાહિ ચઢાવ્યો;
ફેરવિયો પુરમાં પુર બાહર, જાહેર જીવ શું જીવ જડાવ્યો;
આગળથી સુખ આપિ અપૂરવ, રે પ્રિય પાછળ કેમ રડાવ્યો. ૧૮.
સાકરથી તન શાંતિ થની નથિ, શાંતિ કરી ન શકેજ નિશાકર[1];
પા કર ઝાલિ પ્રિતીરસ પ્રીતમ, કષ્ટ વિલોકિ કૃપાળુ કૃપા કર;
ના કરતો કદિ તું મુજને દુઃખ, રે કરુણારસના રતનાકર;
ધા કરવો ન ઘટે ઘટ ભીતર, ઓ પ્રિય ફાર્બસ નેહ નિધાકર. ૧૯.

મનહર છંદ.

ઉતરે નહિ ઉતારી તારી માયા મોહકારી,
કારીગરી તેની ન્યારી નારી અને નરથી;
વિસરે નહિ વિસારી, સારી સંભવે સંભારી,
ભારી છળભેદ ધારી, ધારીએ શું ધરથી;
પ્રથમ પમાડી પ્રીત, પ્રીતમ પ્રિયા સહિત,
હિત મટ્યું વિપરિત, રોગની અસરથી;
વાલીડા ફિન્લાક વીર, વિરહે કિધો અધિર;
ધીરજનું છાંટ નીર, નિરખી નજરથી. ૨૦.

ઘનાક્ષરી છંદ.

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પોહ પમાડી વિજોગ પાન પાઈ પાઈ;
ધાઈ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ,
ધીમે રહી સામો ઉઠી આવતો તું ધાઈ ધાઈ;
ગાઈ ગાઈ ગીત તને રીઝવતો રૂડી રીતે,
ગુજારૂછુ દિવસ હું હવે દુખ ગાઈ ગાઈ;
ભાઈ ભાઈ કહીને બોલાવતો તું ભાવ ધરી,
ભલો મિત્રતાનો ભાવ ભજાવ્યો તેં ભાઈ ભાઈ. ૨૧.

મનહર છંદ.

જે જે જગ્યા તારી જોડે જોતાં જીવ રાજી થતો,
તે તે જગ્યા આજ અતિશે ઉદાશી આપેછે;
કાગળો ફિન્લાક તારા દેખી દુઃખ દૂર થતું,
એજ કાગળો આ કાળે કાળજાને કાપેછે;
જે જે તારાં વચનોથી સર્વથા વ્યથા જતી, તે
વચનો વિચારતાં વ્યથા વિશેષ વ્યાપેછે;
દૈવની ઉલટી ગતિ દીઠી દલપત કહે,
જેથી સુખ શાંતિ થતી તે સઉ સંતાપેછે. ૨૨.

---

[1] મુષ્ટિનો નિયમ. [2] સન ૧૮૨૦ ના જાનેવારીની તા૦ ૨૪. સન ૧૮૨૧ ના જુલાઈ માસની તારીખ ૭મી એ ફાર્બસ સાહેબનો જન્મ લંડનમાં.

[1] ચંદ્ર.

જો તું જળ સ્વચ્છ રૂપે તો હું બનું મત્સ્ય રૂપે,
જો તું ચંદ્ર હોય તો ચકોર થવા ચાહુંછું;
જો તું હોય દીવારૂપે તો ધરૂં પતંગ અંગ,
તું વસંત રૂપ હું કોકિલ ગુણ ગાણોંછું;
જો તું હોય હીરા રૂપે તો હું બનુ હેમ રૂપે,
તું સુરજ વિના હું કમળ કરમાણો છું;
કેવે રૂપે થયો ને ક્યાં ગયો તેની ગમ નથી,
એથી આ કિન્લાક મિત્ર મનમાં મુંઝાણો છું. ૨૩.

દોહરો.

અજર[1]-જગતમાં જઈ રહ્યો, સુખમય જ્યાં સંસ્થાન;
જોતાં સજર જગતથકી, ગૂમ થયો ગુણવાન. ૨૪.

નાગપાશપ્રબંધ.—હરિગીત છંદ.

ગુમ થૈ ગયો વિદ્વાન, કિધિ પક્કી પરમ અહિં નામના;
રે ભ્રાંત ભલ જશ ભાગ ભરિ, કરિ કિમતવાચક કામના;
દુષ્કામ દુસ્તર તરિ તરત, ગત વાસમાં વિશ્રામના;
કિન્લાક કહિં જુદુ અજર જગ, રે દોસ્ત દલપતરામના. ૨૫.

ઈંદ્રવિજયછંદ.

કોણ હવે કરશે પ્રતિપાલન, સંકટના પડતાં શિર શાકા;
કોણ દિવાળિ દિને દિલ પ્યારથિ, મોકલશે ફુલખંડિ ફડાકા;
મિષ્ટ મિઠાઈ નવાઈનિ ચીજ, અને વળિ ઉત્તમ અંચળ તાકા;
મિત્ર હવે મુજ બાળકડાં, કહેશે જઈ કોણને સાહેબકાકા. ૨૬.

મનહર છંદ.

અતડા રહી અમલ કરે અન્ય અંગરેજો,
તુચ્છ ગણી તેઓતણી તજી રીત તેજ તેં;
ભાઈ તુલ્ય સર્વસું સગાઈ તેં સવાઈ સાહી,
અરે ભાઈ અતિશે નવાઈ કરી એજ તેં;
ગુજરાતી ગુણીઓના ગુણની ગણના કીધી,
ભલા ગુણ ભાળી, વાળી આપિયો અવેજ તેં
કહે દલપતરામ નવે જુગે રાખ્યું નામ,
આ અલેકઝાંડર કિન્લાક અંગરેજ તેં.

[1] બુઢ્ઢાઈ આવે નહીં એવી દુ

અરવિંદમુખી છંદ.

બનવોજ અશક્ય બનાવ બને,
વરતાય નહીં વિધિ[1] કૃત્યનિ વાત;
દિવમાંહિ[2] દિવાકર દૂર વસે,
જળમાંહિ જુઓ જનમ્યું જળજાત[3];
કદિ કાગળ પત્ર પિછાન નહીં,
ઉપજી કશિ રીતથિ પ્રીત અઘાત;
પ્રિય ક્યાં તુજને મુજ મિત્રપણું થવું,
કયાં ઇંગ્લાંડ ક્યાં ગુજરાત. ૨૮.

મનહરછંદ.

મુલક મુલકમાંથી ક્યાં જતો મેળાપ થાય,
ક્યાં રાણીનો કિરીટ[4] ને કોહીનૂર ક્યાંહિનો;
દેખો હાથીદાંત કોણ જાણે કિયા જંગલનો,
ચળકતો ચૂડો બન્યો બાઈયોની બાંહિનો;
અંતર અપાર પણ પ્યાર પરિપૂર્ણ થયો,
કુમુદની[5] ક્યાંની ને મયંક[6] નભમાંહિનો[7];
દાખે દલપતરામ, દેખીલેજો દૈવ ગતિ,
ક્યાં કિન્લાક અંગરેજ ક્યાં હું વિપ્ર આંહિનો. ૨૯.

સોરઠો.

તલના તરૂને જેહ, સ્નેહ[8] તણો સંબંધ નહિ;
તલમાં ક્યાંથી તેહ, એ અકળિત ઇશ્વરકળા. ૩૦.

મિત્ર ગુણસ્મરણ.—મનહરછંદ.

કીરતિ કિન્લાક તારી સાંભરશે સદાકાળ,
વિધ વિધ વાતો તારી વિશ્વ વિષે વ્યાપશે;
કામ ક્રોધ લોભને કબજમાં કિધા હતા તેં,
કૃપાનાથ તેથી તારા કર્મબંધ કાપશે;
ઇશ્વર આરાધન, જે સ્વરગનું સાધન, તે
અતિ કીધું છે તેથી અચળ સુખ આપશે;
આશિષ અમારી છેલી એછે દલપત કહે,
સૃષ્ટિપતિ સદા તને સમિપમાં થાપશે. ૩૧.

ઈંદ્રવિજય છંદ.

પાક રિવાજ નિવાજ પઢ્યો તુંજ. ફોગટ ફંદ કરે છે ફકીરા;
બુદ્ધિથિ શુદ્ધ સ્વધર્મ ધર્યો, પર ધર્મતણા ન કર્યા ચઢિ ચીરા;
ધીરજનો ધરનાર ધરાતળ તુંજ, અને નર અન્ય અધીરા;
તેંજ ભલી ભણિને ભરિ ટેબલ, ઓ આનરેબલ ફાર્બસ વીરા. ૩૨.
કૈક કલેક્ટર જેજજ ગયા, નેં નવા વળિ આવિ જુના વિસરાવે;
શી ગણતી રશિડેંટતણિ ગત કૈક ગવર્નર કોણ ગણાવે;
લંદનમાં નવ લાખ ભર્યા, અહિં આવિ જહાંગિરિ જોર જણાવે;
દેશ હિતેચ્છુ, કહે દલપત્ત, સુણો ફરિ ફાર્બસતો નહિ આવે. ૩૩.

મનહર છંદ.

મળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
ચીંથરાં થઈ જશે તે ચુંથાઈ ચુંથાઈને;
બનાવી બનાવીને બેસાર્યાં હશે બાવલાં, તે
પાવલાંની કિમતે કદી જશે વેચાઇને;
મસીદો, મીનારા, કે કરાવેલા કીરતિથંભ,
ઘણે દાડે તેતો જશે સમૂળા ઘસાઇને;
કવિતાથી ઠામ ઠામ કહે દલપતરામ,
ફારબસતણો જશ રહેશે ફેલાઇને. ૩૪.
સિદ્ધાચળે સિદ્ધના દેશમાં સારા શ્રાવકોનાં,
પૂતળાં[1] છે પણ એને યાદ કોણ આણે છે;
પાટણમાં પાટણના પાટવીનું[2] પૂતળું છે,
પાટણના પુરૂષ તે કોઈક પિછાણે છે;
મોટાં મોટાં માન મેળવીને કૈક મરી ગયા,
જુઓ આજ જગતમાં જન કોણ જાણેછે;
વિક્રમ ને ભોજના ચરિત્રનાં વિચિત્ર કાવ્ય,
વિશ્વ વિષે વ્યાપવાથી વિશ્વ સૌ વખાણે છે. ૩૫.

ઈંદ્રવિજય છંદ.

પારવિના ઉપકાર કર્યા, સરકારતણો અધિકાર ધરીને;
વાત જુની ઠકરાતતણી, દિન રાત લખી ગુજરાત ફરીને;
માનમળ્યું પણ માનવીનૂ, અપમાન કર્યું ન ગુમાન કરીને;
ઇંગ્લિશ કે રૂશ આર્ય વિષે પણ, ફાર્બસ તુલ્ય થશે ન ફરીને. ૩૬.
જ્ઞાનનિદાનિ, નહીં અભિમાનિ, દિવાનિ અદાલતનો[3] શુભ દીવો;
લાખ પ્રકાર કર્યા અભિલાખ, પ્રજાજન પાસ પ્રિતીરસ પીવો;
પ્યાર તથા કરતારતણો, સંધિકાર સદા સુવિચારથિ શીવ્યો;
દેહ ધરી દલપત્ત કહે, પિસતાળિશ વર્ષ પુરાં નહિ જીવ્યો. ૩૭.

મનહર છંદ.

વિશેષ જો વશો હોત દેશમાં વરસ દસ,
સુધારત વધારત ગુણ ગુજરાતનો;

---

[1] દૈવ. [2] આકાશ. [3] કમળ. [4] મુગટ.
[5] પોયણી. [6] ચંદ્ર. [7] આકાશ. [8] તેલ.

[1] દેરાં ચણાવનારનાં. [2] વનરાજ ચાવડાનું.
[3] મુંબઈની હાઈ કોરટનો જડજ.

અંગરેજી રાજ્યમાં પ્રજાનો પૂરો પ્યાર થાત,
હૃદયમાં રહેત ન વાંધો કશી વાતનો;
સો ગણી સહસ્ત્ર ગણી શોભા સારી પામી લેત,
શોભા પામે જેવી સારી સૂરજ પ્રભાતનો;
જગતમાં જેનો ખપ, ત્યાં અત્યંત તેનો ખપ,
તેવો આવ્યો હુકમ ત્રિલોકિતણા તાતનો. ૩૮.

કલમ તો રાખતો, ને કલમષ[1] કશું નહિ,
સાહેબ હતો ને નિત્ય સાહેબને ભજતો;
સરકાર સેવા સમે શરકાર[2] સમવૃત્તિ,
ત્રીજેરી તપાસતો, ને ત્રીજો રિપુ[3] તજતો;
બદન પેહેરતો, ને બદ નજરનો નહિ,
પાટલુણ હક કરી પાટલુન સજતો;
કહે દલપતરામ, કિન્લાક તો કરૂણાનુ,
પાતર હતો, ને જોવા પાતરને ન-જતો. ૩૯.

ટેક ધારીને વિવેક રાખતો વશેક,
લોક ચારમાં, ઉચ્ચારમાં, આચારમાં, વિચારમાં;
ખચિત ન ધર્યું ચિત્ત, અનુચિત કામના,
પ્રકારમાં, વિકારમાં, ધિક્કારમાં, નકારમાં;
માનવાને દેતો માન, ખાન પાન દાન,
મોંઘવારમાં, તેવારમાં, સુવારમાં[4], સવારમાં;
ભાખતો ભલું કિન્લાક રાખતો તપાસ, તે
આહારમાં, વિહારમાં, સંહારમાં[5], પ્રહારમાં. ૪૦.

માત તાત તુલ્ય મહાસંકટ મટાડનાર,
ભ્રાત તુલ્ય ભારે ભયભીત કાળે ભાગિયો;
શિક્ષક સમાન દાન દાયક શિખામણનું,
મહીપાળ એવોજ પ્રજાયે મળી માગિયો;
માન મળ્યું મોટું પણ, નહિ અભિમાન ઉર,
જાણે મહા જોગીરાજ જગતમાં જાગિયો;
કહે દલપતરામ કવિતાના કોડવાળો,
ક્યાં ગયો કિન્લાક સુખો સાહેબ સુહાગિયો. ૪૧.

ઈંદ્રવિજય છંદ.

ઈ તનૂ તજવાથિ થશે દુખિ, આશ્રિત સ્વારથ સાધન આશી;
ાઈ તનૂ તજવાથિ થશે, વિરહાતુર વાસ સમીપ નિવાસી;
ાઈ તનૂ તજવાથિ થશે, નિજ નાતતણાં નરનારિ નિરાશી;
ીરતિ-કોટ કિન્લાક જવાથકિ, આખિ થઈ ગુજરાત ઉદાશી. ૪૨.

મનહર છંદ.

સાંભળ્યું જે સાહેબ કિન્લાકે કર્યો સ્વર્ગ-વાસ,
બહુ નર નારિયો લાગ્યાં નિસાસા નાંખવા;
મુંબઈમાં મોટા મોટા સાહેબો, ને શેઠિયાઓ,
સભા ભરી ભરી લાગ્યા દીલગીરી દાખવા;
સુરત, અમદાવાદ, ઈડર આદિક અને,
ભાવનગરનો ભૂપ ભાવે લાગ્યો ભાખવા;
આમ દલપતરામ ઠામ ઠામ કહે લોક,
દામ ઉઘરાવી કરો કામ નામ રાખવા. ૪૩.

સોરઠો.

આવી ગયા અનેક, ઉમદા જન ઇંગ્લાંડથી;
આ અવસરમાં એક, ફતેહ પામ્યો ફારબસ. ૪૪.

મનહર છંદ.—સહોક્તિ.

એક તો સાહેબ લોકતણો હિંદુ સાથે સ્નેહ,
બીજું રૈયતને લાખો લાડ જે લડાવિયાં;
ત્રીજું દેશી રાજાઓનો માન મરતબો તથા,
ચોથું વાહવાહ રાજ્ય વેણ ઉચરાવિયાં;
પાંચમું પ્રજાને ગમતાંજ કાયદા કર્યાનું,
છઠું કવિયોનાં માન ચઢતાં કરાવિયાં;
દાખે દલપતરામ સ્વર્ગમા નિવાસી થવા,
ફારબસ સાથે, વાનાં એટલાં સિધાવિયાં. ૪૫.

તેના વિના કેવું લાગેછે?

આદિત્યનો અસ્ત થતાં થાયછે અંધારૂં ઘણ,
ફારબસ વિના એવી દુનિયાં દેખાય છે;
બંગલા બજાર બાગ જંગલની ઝાડી જેવા,
ધીરજ ધરાય નહિ એવા ખાવા ધાયછે;
સોળતો સિધાવ્યાથી સિધાવ્યાનો સમય હવે,
સમિપમાં આવ્યો એવું શુદ્ધ સમજાયછે;
દેહ ગેહ[1] થકી સ્નેહ છુટયો દલપત કહે,
આશાના અંકુર ઉરથકી દૂર થાયછે. ૪૬.

કવિતાને ઉત્તેજન વિષે.

કવિતાનો કોઈ ભૂપ ભાવ પુછનાર નથી,
બીજે ધંધે ધાયા કવિ ધારી એવાં કારણો;
એવામાં કવિનો મેળો[2] કિન્લાક સાહેબે કીધો,
સાંભળી કવિતા આપ્યાં ઈનામ સંભારણો;

[1] પાપ. [2] તીરંદાજ, કે જેની આગળ થઈને રાજાની ફોજ ગઈ, પણ તેને ખબર પડી નહિ એવા તેનો પોતાના કામમાં જીવ હતો. [3] લોભ.
[4] સોમવારમાં એટલે રવિવારમાં. [5] ફાંસી દેવાના કામમાં ખૂબ ઝીણી નજરથી તપાસ કરતો.

[1] ઘર. [2] ઈડરમાં કર્યો હતો.

દીલનો ઉદાર દીઠો, દેવાંશો દાતાર દીઠો,
દાખે દલપત દીઠો દારીદ્ર વિદારણો;
અભણ પસ્તાવા લાગ્યા, ભણેલા ફુલાવા લાગ્યા,
પુત્રોને પઢાવા લાગ્યા ભટ ભાટ ચારણો. ૪૭.
બાળક જુવાન વૃદ્ધ નર અને નારીઓમાં,
કવિતાનો શોખ વધ્યો આ સમે અથાક છે;
ગોરા લોકે ગુજરાતી કવિતાના ગુણ ગણ્યા,
કવિતાને જાણી જે કોવિદતાનું નાક છે;
ગામ ગામે ઠામ ઠામ કવિતા કવિતા દીસે,
વસંતવેળામાં જેવો પુષ્પતણો પાક છે;
આ સમે થવાનું આમ કહે દલપતરામ,
કારણ કહું તો સાચું સાહેબ કિન્લાક[1] છે. ૪૮.

ઈંદ્રવિજય છંદ.

જો જરમાલનું જોખમ થાય, પમાય ઉપાય પુરો કરીને;
આબરૂમાન મહાન મળે, ધન દાન દિધે ધિરતા ધરિને;
જ્ઞાનિ મળે ધનદાનિ મળે, અભિમાનિ મળે ભભકો ભરીને;
રત્ન હેરેક કુસુમ અનેક મળે પણ, ફાર્બસ કયાં મળશે ફરિને. ૪૯.

દોહરા.

ગુણ ગ્રાહક ફાર્બસ ગયો, લડયા યુરોપ નૃપાળ;
કવિ કંપની કપાસની, કિમત ઘટી આ કાળ. ૫૦.

દુમેલા છંદ.

ગુણ ગ્રાહક વિક્રમ ભોજ ગયા, કવિતાતણિ કીમત જે કરતા;
પ્રથિરાજ[2] અને ઈંદ્રજીત[3], રખિદાસ[4] ગયો રસનો ધરતા;
સરદાર ગયા શુભ ફાર્બસ સાહેબ, જે સઘળા ગુણ સંઘરતા;
શુભ નામિ જવા થકિ ખામિ પડી, કરવી શું નકામિ કવીશ્વરતા.૫૧
કવિતા રસનો વકરો કરતાં, બહુ માલ પુરાત બકાત રહ્યો;
ઉપજ્યો ઉર ક્ષોભ અથોભ હવે, અતિ લોભ કિધા થકિ લાભ ગયો;
મન માન્યું હવે મળશે નહિ મૂલ, જશે જળ પાડે જરૂર વહ્યો;
કહિયે શું અનાહક, જે ચિતચાહક, ગ્રાહક ફાર્બસ ગૂમ થયો. ૫૨.

મનહર છંદ.

શાણો સરદાર ગયો, હેતુ હિતકાર ગયો,
નોધારાં આધાર ગયો, યાર અનુભવિનો;
દયાળુ ઉદાર ગયો, ગુણી ગુણકાર ગયો,
બુદ્ધિનો બજાર ગયો, પાર નીતિ નવીનો;
સુખ સરજનાર ગયો, દેવાંશી દાતાર ગયો,
સૃષ્ટિનો શૃંગાર ગયો, સાર રૂડા રવિનો;
દલ દોસ્તદાર ગયો, કાવ્યનો કોઠાર ગયો,
કિન્લાક શીકાર ગયો, કાર[1] ગયો કવિનો. ૫૩.

ઈંદ્રવિજય છંદ.

તે શુણતો કવિતા મુજ તેથિ, દિલે કવિતા કવતાં સુખ દેતી;
આદર અન્ય કરે ન કરે પણ, લાયક કીમત ત્યાં થકિ લેતી;
મોંઘિ હતી મણિ માણકથી, રખડાતિ થઈ રસતાતણિ રેતી;
શી કવિતા દલપત્ત કહે કવું, ફાર્બસ જાણ વિનાનિ ફજેતી. ૫૪.
રે પ્રિય ફાર્બસ જો ફરિથી મળ, સારિ કરી કવિતા સંભળાવું;
સ્નેહ વધારૂં શૃંગારરસે હદ, હાસ્યરસે ખુબ ખૂબ હસાવું;
વીરરસે વળિ વલ્લભ વીર, શરીર વિષે અતિ શૂર ચઢાવું;
કદ્રદાર ઉદાર વિના, દલપત્ત કહે ગુણ કયાં દરશાવું. ૫૫.

મનહર છંદ.

સમશાની પૂરતીને સારી રીતે સમજીને,
વાહવાહ કહિને ક્રિયો વખાણનાર છે;
અને રસ અલંકાર પેખીને રૂડા પ્રકાર,
અંતરમાં ઉમળકો કોણ આણનાર છે;
ઉત્તમ અધમ કાવ્ય તત્વથી તપાસ કરી,
મોજ આપીને રમોજ કોણ માણનાર છે;
કહે દલપતરામ સાહેબ કિન્લાક વિના,
કાવ્યની કીમત હવે કોણ જાણનાર છે. ૫૬.

સમુદ્રપ્રતિ ઉક્તિ—ઈંદ્રવિજય છંદ.

રે રતનાગર સાગર સાંભળ, રત્ન કિયું સગળાં થકિ સારૂં;
કૌસ્તુભ કામદુધા કરીરાજથિ, રત્ન રૂડું ધનવંતરિ ધારૂં;
એકથકી ગુણ એક વશેક, વિવેકથકી કદિ વાત વિચારૂં,
ફાર્બસ સાહેબ તો સરવોપરિ, રત્ન હતું રતનાગર તારૂં. ૫૭.

મેઘરાજાપ્રતિ ઉક્તિ—મનહરછંદ.

અરે મેઘરાય આઠ માસની મુસાફરીએ,
વેગળો ગયો તું પણ વેગે વળી આવજે;
સોબતમાં સારો શોધી લીધો મારા સોબતીને,
સોબતમાં સાથે પાછો લક્ષ રાખી લાવજે;

[1] પછી તેમના મિત્ર ટી. સી. હોપસાહેબને ગુજરાતી કવિતાનો શોખ થયો.
[2] ચંદ કવિનો. [3] કેશવદાસ કવિનો.
[4] રામબળભટ કવિનો પાળનાર.

[1] કસ.

જગતમા મિત્ર ને પવિત્ર છો જરૂર બંને,
રોજ રોજ રીત એવી રૂડીજ રખાવજે;
આવીને આ ઠામ વળી કહે દલપતરામ,
અંતરે આરામ મને અતિ ઉપજાવજે. ૫૮.

સાભ્રમતીપ્રતિ ઉક્તિ.

શુણ સતી સાભ્રમતી ધીમી કેમ ધારી ગતિ,
વિરતિની[1] મતિ કેમ રાખી મારી વીરી[2] તેં;
કેમ થયું કૃષ[3] અંગ, ક્યાં ગયા તારા તરંગ,
સંગ હતા દાદૂર તે દૂર કર્યા શી રીતે;
બંને બાજુ ઓઢેલાં લીલાં રૂચિર ચીર હતાં,
ચિત્તમાં શી ચિંતા ચઢી ચીર નાંખ્યાં ચીરી તેં;
ઉદાસી દીસેછે આમ દાખે દલપતરામ,
ફારબસ ગયો તેથી લીધી શું ફકીરી તેં. ૫૯.

દુઃખપ્રતિ ઉક્તિ.—ઈંદ્રવિજય છંદ.

રે દુઃખ રૂપિ ભુંડા ભમરા તું. રખે કદિ ભોળપણે ભ્રમિ ભૂલે;
પેસિ પડ્યો દિલ-પંકજમાં,[4] ચતુરાઈ ચતૂર પડી તુજ ચૂલે;
નીસરવાનિ ન રાખિશ આશ. ખરેખરૂં બંધન ખોલ્યું ન ખૂલે;
તે દિલપંકજ તો દલપત્તનું, ફાર્બસ મિત્ર[5] વિના નહિ ફૂલે. ૬૦.

કુકડાપ્રતિ ઉક્તિ.—મનહર છંદ.

કાગળના બીડા પર કુકડાની[6] છાપ દેખી,
દૂર હોય દોસ્ત તોય ધારતો હું ઢૂકડા;
ત્યારે મને તારા જેવા પ્યારા, કોન સારા લાગ્યા,
ચિત્રના ચકોર, મોર, સારિકા[7], કે શુકડા[8];
મિત્રના લખેલા તે હું મોતી જેવા માની લેતો,
એમાં કદી કીધા હોય અક્ષર અધુકડા;
કહે દલપત, મિત્ર પત્ર વિના પાસે આવી,
કાયો ન દેખાડીશ હું કહું તને કુકડા. ૬૧.

મિત્રના પૂર્વપત્ર વિષે.

મિત્રતણો પત્ર જ્યારે તત્ર થકી અત્ર આવી,
પ્રાપ્ત થતો મને પ્રેમ પૂરણ ઘણાકનો;
વાંચી વાંચી વાળું વળી વાંચવાની વૃત્તિ થાય,
અતિશય એવી અર્થ રચના અથાકનો;
દોસ્તી ચિત્ર દેખરેખ, તેમાં નહીં મીન મેખ,
લાયક છે લેખ જાણું પ્રેમના વિપાકનો[9];
લઈ સંકેલાય નહીં, તથા તજ્યો જાય નહીં,
અક્ષિકાની આગળથી કાગળ ફિન્લાકનો. ૬૨.

હવે પત્રની નિરાશા વિષે. પીંપળાપ્રતિ ઉક્તિ.

દોહરો.

પામિશ પત્રો પિંપળા, નહિ તું થઈશ નિરાશ;
મિત્ર જતાં મારે થયો, પ્રૌઢ પાનખર માસ. ૬૩.

કમળપ્રતિ ઉક્તિ.

અરે કમળ કરમાય કાં. મળશે કાલે મિત્ર;
મિત્ર મળણ આશા મટી, દુખ મુજ દેખ વિચિત્ર. ૬૪.

ઈંદ્રવિજય છંદ.

ચાતક તું શિદ ચાતકમાં અમથો પિયુ પીયુ પોકાર કરે રે,
ફોગટ તું ફરિયાદ કરે પણ એ અરજી ઉર કોણ ધરે રે;
સાંભળનાર ગયો સટકી પટકી પટકી શિરશોદ મરે રે,
દુઃખ સહો દલપત્ત કહે, ગણિ આપણું એવું અદૃષ્ટ અરેરે. ૬૫.

દીલગીરીની દીવાળી વિષે.—મનહર છંદ.

દીવા દીવા નહિ, ભારે ભયનણા ભડકા છે,
રાક્ષસી આ રાત કાળા કાળ જેવી કાળી છે;
દારૂખાનું દેખી દેખી થાય છે દહન દિલ,
જાણુંછું જે સગડીઓ શોગની પ્રજાળી છે;
હર્ષ થયો ભંગ રાગ રંગનો ઉમંગ ગયો,
સ્વાદહીન સૂખડીઓ સેવ ને સુંવાળી છે;
દોસ્તદાર ફારબસ વિના દલપત કહે,
દીલગીરી વાળી આ દીવાળી ભુંડી ભાળીછે. ૬૬.

છમાસ વિત્યા વિષે—ઈંદ્રવિજય છંદ.

છેટું પડ્યાથિ છમાસ જતા, છુટતું સુખશોકથિ છાતિ છવાતી;
પત્ર મળે નહિ તો દલપત્ત, અધીરજથી નહિ ધીર ધરાતી;
ઉઠતિ આંચ અચાનકમાં, નિજ થાનકમાં પણ થીર ન થાતી;
ફાર્બસ મિત્ર જતાં નથિ ફાટતિ, છેક કઠોર ઠરી મુજ છાતી. ૬૭.

વિજોગનું ચોમાસું—મનહર છંદ.

ગાજેછે ગગન ઘટા, છાજે છે વીજળી છટા,
આજે છે એલી, એતો બિરાજે છે સુરીનમાં;

[1] વૈરાગ્યની. [2] બહેનૂં. [3] પાતળું.
[4] કમળ. [5] ગુણ, અથવા દોસ્ત.
[6] તેના શીક્કામાં કુકડો હતો.
[7] મેના. [8] પોપટ.

[9] પરિણામનો.

જાયછે પ્રવાહ, ને ભરાય છે નદી તળાવ,
થાય છે સૌ ખુશી, ગુણ ગાય છે સુગીતમાં;
ભાગે છે ભાળીને મન, માગે છે મેળાપી મિત્ર,
જાગે છે વિરહ, હૈયે લાગે છે અહિતમાં;
ધરે રે જળદ જળદધાર[1], કરે રે કેકી[2] પોકાર,
અરેરે કિન્લાક વિના ચરેરે છે ચિત્તમાં. ૬૮.
ઘરર ઘરર ઘણો ઘનતણો ઘોષ શુણી,
ચરર ચરર ચિત્ત દાઝે દીલગોરમાં;
ફરર ફરર ફરે પવન અવનિપર,
સરર સરર વાગે શિરમાં શરીરમાં;
ખરર ખરર જળ જમિનમાં ખરી પડે,
ઝરર ઝરર ઝરે નેવ નીર નોરમાં;
થરર થરર સ્થૂળ[3] સ્થિતિ તજી થથરેછે,
અરર અરર વૃત્તિ છે કિન્લાક વીરમાં. ૬૯.

વર્ષાવીત્યા વિષે.—ઈંદ્રવિજય છંદ.

આવિ વળી વરષારૂતુ તો, વરમાદ વિશેષ વળી વરસાવ્યો;
શ્રાવણના દિન સર્વ ગયા, પછિ ભાદરવો ભલિભોત ભજાવ્યો;
વર્ષ પુરૂં દલપત્ત વિત્યું, દસરા દિન દૈવગતે દરશાવ્યો;
આવિ દિવાળી વળી ફરિથી, ફરિથી પ્રિય ફાર્બસતો નહિ આવ્યો. ૭૦.

દીવાળીથી—દોહરો.

ફાગણ[1] આગળ ગત, અને, આવ્યો ચૈતર[2] અંત;
શરૂ [3]બળેવમાં સાંભરે, પોસ[4] અંત પર્યંત. ૭૧.

સોરઠા.

દિન ગણતાં ગત માસ, માસ ગણત વરસે ગયું;
નિશ્ચય થઈ નિરાશ, કઠોર બનિયું કાળજું. ૭૨.
કઈક કહે મહારાજ, મુઆં મનુષ્ય જગાહશે;
એ દિન ક્યાંથી આજ, મળિયે ફાર્બસ મિત્રને. ૭૩.

બીજેવર્ષે દુકાળની ધાસ્તી વિષે.

ઈંદ્રવિજય છંદ.

દુષ્ટ દુકાળ કરાળ[4] કૃતી તજ, ક્રોધ હવે ન કરીશ કદાપી;
ફાર્બસ ઢાલ ધિંગી ગત થૈ મુજ. તર્ક તુરંગ[5] પડ્યો તનુ કાંપી;
હીમત ગૈ હથિયાર પડ્યાં, પછિ તું શિદ માંડછ તાક તથાપી;
ચાહિ ચલાવ ચડ્યા પર ચોટ, પડ્યા પર પાટુ ન મારિશ પાપી. ૭૪

મિત્રપ્રતિ ઉક્તિ.—સોરઠા.

વાલા તારાં વેણ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ, ફરી ન દીઠાં ફારબસ. ૭૫.
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઈને ભ્રાત, ફરી ન બેઠા ફારબસ. ૭૬.
પામ્યો ગતી પવિત્ર, જઈને બેઠો જોખમાં;
મિત્રતણી તેં મિત્ર, ફિકર ન રાખી ફારબસ. ૭૭.
દિલ ન થશો દિલગીર, વેલેરા મળશું વળી;
વદિને એવું વીર, ફરીને ન મળ્યો ફારબસ. ૭૮.
ઉચર્યો કદી ન એક, જુઠો દિલાસો જીભથી;
છેલીવારે છેક, ફોગટ બોલ્યો ફારબસ. ૭૯.
દીઠા નહિ દેદાર, સંદેસો નહિ સાંભળ્યો;
કાગળ પણ કો વાર, ફરી ન લખિયો ફારબસ. ૮૦.
હેતે ઝાલ્યો હાથ, છેક કદી નહિ છોડતો;
મળ્યે સ્વરગનો સાથ, ફંટાયો તું ફારબસ. ૮૧.
માનવ જાતી માત્ર, ભલે વસે સઉ ભૂમિમાં;
પણ પ્રીતીનૂં પાત્ર ફૂટી ગયું રે ફારબસ. ૮૨.
લાખ લહાવ્યાં લાહ, સુખ તેતો સ્વપને ગયું;
ઝાઝાં દુખનાં ઝાડ, ફળવા લાગ્યાં ફારબસ. ૮૩.
અંતરની ગત એક, ઈશ્વર જાણે આપણો;
છેટું પડચાથી છેક, ફરૂં ઉદાસી ફારબસ. ૮૪.
તારા બોલતણાજ, ભણકારા વાગે ભલા;
ઉપજે ઘાટ ઘણાજ, ફરિ ક્યાં દેખું ફારબસ. ૮૫.
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;
વેલો આની વીર, ફરીને મળજે ફારબસ. ૮૬.

મન વાળવા વિષે.—મનહર છંદ.

અરે જીવ બન્યું જગજીવને બનાવ્યું જેમ,
તેનો પરિતાપ કીધે પાપ ફળ ફળશે:
કીધાથી હમેશ કલેશ વેદના વિશેષ થશે,
કાંતો તારૂં કાળજું ટકાવમાંથી ટળશે;
તે માટે તું તજ શોક, ભજ તું ત્રિલોકનાથ,
ફારબસ મિત્ર ફરી મોક્ષ મધ્ય મળશે;
ગયાં એટલાં વરસ વયનાં ગુમાવાં નથી,
જો તું કાળ વેગ કાળ જલદી નિકળશે. ૮૭.

દોહરા.

પ્રીત કરી સુખ પામવા, ઉપજ્યો ખેદ ખચીત;
પ્રીત ન કરશો કોઈશું. પ્રીત રીત વિપરીત. ૮૮.

---
[1] વર્ષાદ. [2] મોર. [3] શરીર. [4] વિકરાળે. [5] ઘોડા.
[1 2 3 4] ફારબસ.

વિનાશવાળી વસ્તુ જે, તે સાથે શો સ્નેહ;
સદા ગયા પછિ સાંભરે, દિન દિન દાઝે દેહ. ૮૯.

સોરઠા.

મહા રોગની રીત, પ્રીત વિષે પ્રત્યક્ષ છે;
કોઈ ન કરશો પ્રીત, પ્રીત કરે દુખ પ્રાણને. ૯૦.
જન સઘળા જોનાર, જે અંખે અંખે કહે;
કરે સતી પોકાર, શબ્દ કોણ તે સાંભળે. ૯૧.

તે સ્ત્રી પુરૂષના ગુણ વિષે.

મનહર છંદ.

એક રંગ એક રૂપ, ધર્મ કર્મ મર્મ એક,
ચતુરતા એક ચિત્ત એકજ વિચારતાં;
એક ભક્તિ એક ભાવ એકજ સ્વભાવ શુદ્ધ,
નિરંતર એકજ લક્ષણ નર નારનાં;
પતિ નામ મિસ્તર ને પતની મિસીમ નામ,
ફારબસ જોડ એટલાજ ફેરફારનાં;
બાહર બે રૂપ પણ અંદર જણાય એક,
ગુણે "સ્ટીરિયોસકોપ" પ્રતિમા પ્રકારનાં. ૯૨.

રાસમાળાના પુસ્તક વિષે.

પુસ્તક પ્રત્યક્ષ મન માન્યુ દીસે મધુવન[2],
પ્રકરણ પ્રૌઢ વૃક્ષ રસિક રૂપાળા છે;
પેખીએ પવિત્ર પત્ર, વાક્ય ફળ ફૂલ તત્ર,
બનેલી છબીઓ તેતો બની ગોપ બાળા છે;
નૃપ કુળ વરણન ગણું ગીત ગાનતાન,
ગોઠવેલા રાગ ગોપ વાંશળીઓ વાળા છે;
દીસે નવ રસ મય દાખે દલપતરામ,
રાસની રસાળા[3] રૂપે ગ્રંથ રાસમાળા છે. ૯૩.

સમાપ્તિ વિષે.

વાંચનારને વિશેષ વિચાર પમાડનારી,
દીસે છે દેખાડનારી દોસ્તીના દેખાવની;
નીતિ લાભ નોંધનારા બીજાઓને બોધનારા,
સાખાશીના શોધનારા સાહેબોના દાવની;
વરણવી એમાં વાત ખરેખરી થવા ખ્યાત,
સ્નેહવંત શાણા સરદારના સ્વભાવની;
રાખવા આ ઠામ નામ દાખે દલપતરામ,
બાંધી બુક ફારબસ વિરહ બનાવની. ૯૪.

રાગ પરજીઓ.

ફરી હવે ફારબસ જેવો રે,
અમલદાર ક્યાં મળે એવો. ટેક.
ઈસ્વી અઢારસેં ત્રીસમે વર્ષે,
જન્મ્યો વિલાયત દેશ;
ઉત્તમ અંગ્રેજી અભ્યાસ કરીને,
વિદ્વાન બનિયો વિશેષ. ફરી૦ ૧.
અલેકસાંડર કિન્લાક એવું,
નિર્મળ જેનૂ નામ;
સરદારિ કુળમાં સરસ ગણાયો,
તાલમ પામ્યો તમામ. ફરી૦ ૨.
ત્રેવિશ વર્ષની ઉમરે તેતો,
આવ્યો મુંબઈ મોઝાર;
જડજ કલેકટર પૂલેટિકાલનો,
પામ્યો ઉત્તમ અધિકાર. ફરી૦ ૩.
ગુજરાતમાં ઘણાં વર્ષ ગુજાર્યાં,
કીધાં સરાં સારાં કામ;
સૈકડો લોક સંભારતા રહેશે,
નહિ કદિ ભૂલે નામ. ફરી૦ ૪.
સુરત ને અમદાવાદ થાપી,
પુસ્તકશાળા વિશાળ;
ગુજરાતમાંહિ સોસાઈટી થાપી,
સાદરામાંહિ નિશાળ. ફરી૦ ૫.
આંધળાં લૂલાંને આપતો એતો,
દિન દિન પ્રતે દાન;
કવિ પંડિત જનનું પણ કરતો,
સારિ રીતે સનમાન. ફરી૦ ૬.
શૂરા પુરૂષનુ શૂરાપણું દેખી,
દેતો સારો સિરપાવ;
કારીગરી કરી લાવે કારીગર,
ભાળવા રાખતો ભાવ. ફરી૦ ૭.
એવા એવા ગુણવંતોને એ થકિ,
અંતર વધતી ઉમેદ;
તેઓતણો ગુણજાણ જવાથકિ,
ખૂબ પામ્યા સૌ ખેદ. ફરી૦ ૮.

---

[1] એક પેટીમાં બે છબીઓ હોય, પણ જોતાં એક દેખાય છે તે. [2] વૃંદાવન. [3] પૃથ્વી.

વિદ્યાવંત ને પૂરો વિવેકી,
સરવ કળાનો સુજાણ;
સદર અદાલતનો થઈ સૂબો,
પામ્યો વિશેષ વખાણ. ફરી૦ ૯.

મુંબઈમાંહિ સોસાઇટી મોટી,
એણે કરી ઉતપંન;
ગુણવંતી ગુજરાતી ભાષાનૂં,
માંને વધારવા મન. ફરી૦ ૧૦.

ગરિબ તવંગર સરખાજ ગણતો,
સૌ સાથે કરતો સ્નેહ;
ગોરા કાળા પણ સરખાજ ગણતો,
અભિમાન ધરતો ન એહ. ફરી૦ ૧૧.

દેશી રાજાઓના ઉપર દીલથી,
રાખતો દૃષ્ટી રહેમ;
હક સાચવનાર નેં હિતકારી,
કદિએ વિસરશે કેમ. ફરી૦ ૧૨.

જીવન પ્રાણ જેવો તે જવાથી,
નર થયા કઈક નિરાશ;
મેળાપિને ફરીથો મળવાની,
અંતર રહી ગઈ આશ. ફરી૦ ૧૩.

દુર્ગુણ તો જેમાં જરિયે ન દીઠો,
સદ્‌ગુણનુંજ સુપાત્ર;
ઈશ્વરે એના અંતઃકરણમાં,
મેલેલા સદ્‌ગુણ માત્ર. ફરી૦ ૧૪.

સ્નેહનો સાગર શોળો સ્વભાવે,
મુખમાં ભરેલી મીઠાશ;
પર ઉપકારી કામમાં પોતે,
કાંઈ ન રાખી કચાશ. ફરી૦ ૧૫.

ડહાપણદાર નેં દિલનો દયાળુ,
અદલ એનો ઈનસાફ;
આ દેશનૂ શુભ એ ઈછનારો,
ઉમદો અને અશરાફ. ફરી૦ ૧૬.

આળસતો એના અંગમાં નહોતી,
કરતો અધિક ઉદ્યોગ;
મનન ઘણું કર્યું તેથી મગજમાં,
રાજસી ઉપજ્યો રોગ. ફરી૦ ૧૭.

પંદર દિવસની પીડા પામીને,
દીધો તેણે તજી દેહ;
નામ એનૂ નથી નાશ થવાનૂં,
અજર અમર છે એહ. ફરી૦ ૧૮.

સાલ પાંસઠે આગષ્ટની આખર,
પુનામાં પામ્યો મરણ;
દોસ્ત ઘણા દીલગીર થયા,
ઝરે આંખે આંસૂનાં ઝરણ. ફરી૦ ૧૯.

કાવ્ય શુણી કરશે કવિયોનો,
કોણ હવે સતકાર;
ચારણ ભાટના ચોપડા જોઈ,
શોધિ લેશે કોણ સાર. ફરી૦ ૨૦.

મુલક મુલકમાં મુસાફરી કરતાં,
કીધો હશે જ્યાં મુકામ;
સારો સારો કહિ સંભારતા હશે,
ત્યાંનાં મનુષ્ય તમામ. ફરી૦ ૨૧.

ઓ પ્રભુ, આપતો એવાજ આપજે,
શાણા રૂડા સરદાર;
એજ અમારી અરજ અંતરમાં,
ધારજે જગદાધાર. ફરી૦ ૨૨.

તુજને ગમ્યું તે ખરૂં,
પ્રભુ તેમાં, નથી અમારો ઉપાય;
અતિ હિતકારી જવાથી અમારૂં,
અંતર અતિ અકળાય. ફરી૦ ૨૩.

બહુ ઉપયોગિને બોલાવી લીધો,
ધણિયે પોતાને ધામ;
લેખ એના ઈતિહાસનો લખવા,
રાખિયો દલપતરામ. ફરી૦ ૨૪.

फार्बस विलास प्रकरण समाप्त.

# પ્રકરણ ૮ મું.

## હંસ કાવ્ય શતક.[1]

મંગળાચરણ.—મનહર છંદ.

પ્રથમ પ્રભુના પદ પંકજ પ્રણામ કરૂં,
કરૂં કષ્ટ હરણનું સ્મરણ સચેતથી;
સભાજન ભૂષણ, ને દૂષણ રહીત હીત,
દાખવું દૃષ્ટાંત ને સિદ્ધાંતના સંકેતથી;
પઢે મુખ પાઠ તે પ્રવીણપણું પામે પુરૂં,
વરણન એવું રૂડું વરણવું વેતથી;
કહે દલપતરામ રાજનીતી અંશ કાવ્ય,
હંસ કાવ્ય શતક હું કહું હવે હેતથી. ૧.
ઓ પ્રભુ અનાથ નાથ હેતે મુજ માથે હાથ,
ધાર ધરણીધર તો ધીરજ ધરી શકું;
કાવ્ય કળાના કલ્લોળ છે જેવી સમુદ્ર છોળ,
તારી દયા હોય તો હું તે વિષે તરી શકું;
ઉચરૂં સરસ રસ સભા કરૂં રસ બસ,
ભીતર ભલાનાં રસ ભાવથી ભરી શકું;
કહે દલપત કૃપા કર તું નિરંજન તો,
હૃદય સભાસદોનાં રંજન કરી શકું. ૨.
ઇશ્વરની કૃપાથકી કારજ કરી શકાય,
ઇશ્વર કૃપાથી આપદા થકી ઉગરીએ;
કરિએ ઉદ્યોગ આશા ધરિયે અપાર પણ,
ઇશ્વર કૃપાથી તરી પારતો ઉતરીએ;
પરિશ્રમ કીધે તો પગાર જેટલું પ્રમાય,
ઇશ્વર કૃપાથકી ભંડાર ખૂબ ભરીએ;
શુણો રૂડા રાજ હંસ દાખે દલપતરામ
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પુણ્ય પાખી પંડિત પ્રસંગ ક્યાંથી પામિયે. ૪
દોડતી ગાડીએ દડો નાંખીએ સીધી લીટીમાં,
દોડતી ગાડીને સંગે, દોડી દૂર પડશે;
ઉંચો જો ઉછાળીએ તો આઘો પાછો પડે નહિ,
આવી એતો આપણાજ હાથમાંહી અડશે;
ગતીમાન સંગતે અગતીમાન ગતી પામે,
ઇશ્વરી નીયમ એવો જોઈ લેતાં જડશે;
શુણો રૂડા રાજ હંસ દાખે દલપતરામ,
સદગુણી સંગે એમ, સદગુણ ચડશે. ૫
શ્રીમંતનું સદન શોભાવે સદા સ્વચ્છ રહી,
નકી છે નિશાની આપ શ્રીમંતના સુખની;
રવી કીરણો જેવું, અદર્શ તેના રંગતણું,
કોઈ સમે કરે જ્ઞાન મીઠી જીભે મુખની;
સ્થાપે જેહ સ્થાનકમાં તેહ સ્થાને સ્થીર રહે,
દામ દઈ દૂર જાય દેખી વેળા દુઃખની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જુઓ એક રીત છે, પંડીત ઝમરૂખની[2]. ૬
ધીરે ધીરે ધીરવી ધીરવીને ધરાવી ધીર,
અધીર અધીરીયાની ધીર નાંખે ધોઈને;
વદે એવા વચન પચન થાય પેટ માંહી,
અજીરણ ઉપજે નહીં કદાપી કોઈને;
સાચવી સ્વભાવ શાંત, ભ્રાંતને અભ્રાંત કરે,
મેલી દે મતાંત તે મહાંત ખેદ ખોઈને;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,

વાણીએ ન હોતતો નહોત માણસાઈ મૂળ,
એથકી અધિક કહો ખૂબ શું વખાણીએ;
કહે દલપતરામ જે કહું હરેક કામ,
વિશ્વમાં વિશેષ તો વિખ્યાત કર્યું વાણિયે. ૨૮.
બોલે એક બોલ તેના તોલથી તપાશીએ તો,
વરતી શકાય તેની વાતચીત વાણીએ;
કેવી ચાલ કેવો માલ કેવો તેનો બધો તાલ,
પૂછયા પાખી પણ પરિપૂરણ પ્રમાણીએ;
લક્કડના લોહુતણા નામથી તમામ ગુણ,
દાખે દલપત્ત આપ અંતરમાં આણીએ;
પંડયાણીનું પુરૂ કુળ પૂછયા પાખી પ્રીછી લેએ,
દીકરાનું નામ જ્યારે દાઉદીઓ જાણીએ. ૨૯.
વચનથી વેરવાઈ વેરને વિસારી મૂકે,
વચનથી કિમત જણાઈ આવે જનમાં;
વચનથી અંતરમાં આનંદ અધિક થાય,
વચનથી મહાખેદ ઉપજેછે મનમાં;
અજાણ્યાથી પ્રીત થાય, જાણ્યા વિપરીત થાય,
વચનથી જાવું પડે પારકા વતનમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વિદ્યા વશી કરણની વસેછે વચનમાં. ૩૦.
આંખ અને કાન જેવી જાણે તેવી તેવી વાત,
જીવને જણાવે તે વિના તો કેમ જાણીએ;
સત્ય ને અસત્ય શબ્દ શ્રવણ તો શુણે જાય,
કહો એવા કાનનો વિશ્વાસ શું વખાણિયે;
પેટીતણા[1] પેટમાંહી પ્રતિમા બે પડી હોય,
આંખ કહે એકતો ભરૂંસો કેમ આણિયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
તેમાં બુદ્ધિ ત્રીજી રાખી પારખી પ્રમાણિયે. ૩૧.
સમજ્યા વિનાનો શુક રટે મુખ રામ રામ,
કોણ જાણે રામ તે અંજીરકે અનાર[2] છે;
તીથો તે શું વાર તારા, નક્ષત્ર તે નામ શેનું,
અજાણ જોશીને નામ માત્રનો ઉચ્ચાર છે;
પારોરનું અર્ધ પૂછયે નારી કહે નવ ટાંક,
પારોરના ટાંક પૂછયે વિચારતાં વાર છે;
તેમજ રીતી તમામ દાખે દલપતરામ,
રહસ્ય જાણ્યાવિના ન સૂજે દલશો સારછે. ૩૨.
દૃષ્ટિએ દેખાય પણ જાણપણું જાણે તેને,
રવીતણો તડકો[3] દેખાય મધ્ય રાતમાં;
અનંત બ્રહ્માંડ[1] જ્ઞાનવાનનીજ આખે દૃષ્ટે,
વિના જ્ઞાનવાન તો વદીજ જાણે વાતમાં;
લક્ષમી[2] વરૂણ જમ જમદૂતની જમાત,
ભારતી આદીક ભલાં નામ ભાત ભાતમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
બોલી જાણ્યાં પણ રહ્યાં જાણવાં બકાતમાં. ૩૩.
દસ મોઢે બોલનાર આસમે અપાર દીસે,
રાવણને ઉપમા નથી લખી નવાઈની;
ઉપમા પ્રમાણે ચિત્ર ચિત્રવાની ચાલ પણ,
ભાસે દેશ દેશમાં હમેશ બાઈ ભાઈની;
ઉપમાવિના આનંદ ઉપજે ન અંતરમાં,
*તેતો છે પુરાતનની રીત પંડિતાઈની;*
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
કવિની ન ચૂક મૂર્ખનીજ મૂરખાઈની. ૩૪.
કહે એક જોગીરાજ આજ અચરજ દીઠું,
કાયા ઉજળી મેં નેણે નીરખી કોકીલની;
એક દેશમાં અનાજ એવું તો મોંઘું મળેછે,
તેર કોટિ કિમત તો આવે એક તીલની;
કથન શુણીને એવાં કહે દલપતરામ,
બોલ્યો એક પંડિત દેખાડી વાત દીલની;
કાંતો આજ કોઈ દામ અશ્વનો પ્રસવ થયો,
કાંતો આજ આગલીછે તારિખ એપ્રિલની[3]. ૩૫.
મુખની વરાળ કાઢી નાખતાં કળાય પેટ,
તે માટે મોટા મનુષ્ય મત નથી તાણતા;
જ્વાળા મુખી થકી જો ન નીકળે ગંધક રસ,
જમીનના પેટમાં શુંછે તે કોણ જાણતા;
પાણી કે પાષાણ હશે, કે સોનાની ખાણ હશે,
~~એવું એવું ધારીને અમ્બો ઉર આણતા;~~
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વાસતે વાચાળને લોકો નથી વખાણતા. ૩૬.
મૂરખના મનતણો મર્મ સર્વને જણાય,
મર્મ જે સુજાણનો તે કહો કોણ જાણેછે;

૧ પેટી—સ્ટીરીઓસ્કોપ.
૨ અનાર—દાડમ.
૩ તડકો—ચંદ્ર ઉપર પડેછે તે.

૧ બ્રહ્માંડ—જેટલા તારા દેખાયછે તે દરેક બ્રહ્માંડ છે.
૨ લક્ષ્મી એટલે દોલત, વરૂણ—જળ, જમ—મોત, જમદૂત—તરેહ તરેહના રોગ, ભારતી—વિદ્યા, ઈત્યાદીકને જીવતા દેવોનાં રૂપ આપેલાં છે.
૩ દિવશે ઘોડિ વિઆય તો તે અપશુકન મટાડવા સારૂ એક ગપ ચલાવાનો ચાલ આપણા દેશમાં છે; તેમજ તારીખ ૧ લી અપ્રેલને દહાડે એક ગપ ચલાવવાનો ચાલ અંગ્રેજ લોકોમાં છે. તેને અપ્રેલ ફૂલ કહેછે.

જાણવા ન ઇચ્છે કૃત્ય તો ન કોઈ જાણી શકે,
જાણવા અનેક જન અભિલાખ આણે છે;
મુલકમાં જેવી રીતે ધ્રુવ માંછલીનું મુખ,
કોણ જાણે ઉત્તર તરફ કોણ તાણેછે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મર્મ જો જણાય તો ખોદાય તે ઠેકાણે છે. ૩૭.

પારકીજ ચૂકનો વિચાર કરતાં પ્રથમ,
આપનાજ અંતર તરફ ચિત્ત આપિયે;
દુઃખ સુખ પારકાના દેહતણું દેખવાને,
આપનાજ દુઃખ સુખમાંહી દીલ થાપિયે;
આપણુંજ કાળજું કપાય તેનું કષ્ટ જોઈ,
કાળજું પરાયુ પછી કદાપિ ન કાપિયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
માપવા દિવશ છાયા આપનીજ માપિયે. ૩૮.

કાશી દેશ પંડિતની સાથે સભાવિશે વાદ,
વદવાને ઉઠ્યો ઠગ મૂરખ ઠગાઈથી;
હુંકારા તુંકારા કરી તાહુકી તાહુકી તેતો,
તજી લાજ શરમને બોલ્યો તોછડાઈથી;
પંડિત તો તેના સામો એકે બોલ બોલ્યો નહિ,
રહ્યો સાંભળીને સર્વ રૂડી ગંભીરાઈથી;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મૂર્ખ જાણે જીત્યો મારી વિદ્યાની વડાઈથી. ૩૯.

ક્ષમાવાળો ક્ષમા રાખે ત્યારે દુષ્ટ તેને કહે,
બોલી જાણે નહિ માટે નાસવાની બારીઓ;
આબરૂ તજીને બોલતાં અદબ મૂકવાની,
હિમત ન રાખે ત્યારે કહે એતો હારીઓ;
ઉપરા ઉપર બોલ બોલતાંજ બીહે નહીં,
જાહેર કરેછે તાત માતતણી જારીઓ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
તેવીતો ચતુર ઘણી નારીઓ ચુનારીઓ. ૪૦.

ભઠ પડ્યો ભત્ર જેઓ ભવનમાં ભુંડુ બોલે,
ભુંડુ બોલવાની રીત ભાંડ કે ભવાઈની;
દીકરી દુહીતા માતા દેખતાં બકેછે દુષ્ટ,
નહિ રીત જૂની એતો જાણવી નવાઈની;
અરથ વિનાની તોય આનંદ પમાડે એવી,
હડહડતી તેથી સારી હોયછે દવાઈની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સારા શબ્દથકી શોભા સાંપડે સગાઈની. ૪૧.

ભોળી સ્ત્રી વિષે—દોહરો.

પર હકિકત તું પ્રસિધ કર, તખતા નર તુજ ધર્મ;
હાંડી સ્ત્રી હૈયાતણો, પ્રગટ પ્રકાસે મર્મ. ૪૨.

મનહર છંદ.

તખતો પોતાનો મર્મ પોતે ન પ્રસિદ્ધ કરે,
પરગુણ દોષ પરદૃષ્ટિયે દેખાડશે;
હાંડી તો હૈયાની ભોળી જે બિચારી નારી જાત,
સારી બૂરી વાત નહિ પેટમાં સંતાડશે;
સંતાડી શકે શું સરજનારે નથી શકતી દીધી,
નારી જાત અંતરની વારતા ઉઘાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
લોક તેમાં તેલ રેડી બળતું લગાડશે. ૪૩.

ફરતાં ફરતાં કદી કાયામાં જો ફાંસવાગે,
દીવસ ઘણા સુધી રહી શકે ન દેહમાં;
નીસરી શકે નહીં તો છેલ્લીવારે નીસરવા,
ઉપડેછે ફોલ્લો જરૂર અંગ એહમાં;
કામનીના કાળજામાં છાની છેક રાખવાની,
વાત ન વશી શકેછે જુજ બુદ્ધિ જેહમાં;
કહે દલપતરામ કિવા એજ કારણથી,
સ્તન રૂપી ફોલ્લા થતા હરરોજ તેહમાં. ૪૪.

ભણી ગણી નહીં તેથી ભામનીની ભાષા ભુંડી,
તેને નહિ શુદ્ધ કશી તકેદે બેતકની;
છુંદી છુંદી મેંદી પછી તેને મુખે છાંદો દીધો,
રેખ મેખ મારી જાણ્યું જાયદેવ જકની;
હરઘડી હોઠ રૂપી બારણાં બે બંધ થવા,
નાકરૂપી નકુચે કડી કરી કનકની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
માનનીને મુખે વાણી તો રહી માફકની. ૪૫.

સ્વભાવ—દુમેલા છંદ.

ઉતરે ન અનામત ચિત્ર મહાવત,
જે ગજ શીશ ચડ્યો તે ચડ્યો;
મરડાય નહીં મૃતિકા ઘટનો,
કુંભકારે જે ઘાટ ઘડ્યો તે ઘડ્યો;
બદલાય બુટો ન બિલોરતણો,
જેમ જન્મ થતાંજ જડ્યો તે જડ્યો;
દિલ શોધિ જુઓ દલપત્ત કહે,
જન જાતિ સ્વભાવ પડ્યો તે પડ્યો. ૪૬.

મનહર છંદ.

સજ્જનની સંગતીથી દુર્જનના દીલ વિષે,
સજ્જન સ્વભાવનો દેખાવ નથી દોહ્યલો;
જો પછી જાતી સ્વભાવવાળાતણો જોગ થાય,
તો પછી જરૂર જાત અશલની જોઈલો;
સાકર અશલ જાત શેલડીનો કોયલો છે,
મેળવણી મળ્યાથકી સ્વાદ પામી સોયલો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ગંધક તેજાબ મળે કોયલો તે કોયલો. ૪૭.

કોયલાની કાળપ મટાડવાને દૂધે ધુઓ,
કોયલો કદાપી કાળો રંગ મુકતો નથી;
ક્રોધ લોભ કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છૂટકો થતો નથી;
સંગતણો રંગ જો ન લાગ્યો હોય રગે રગે,
તેજ રંગ ટળે બીજે લાગ લાગતો નથી;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જનમ સ્વભાવ કોટી જતને જતો નથી. ૪૮.

હવાની ગતી હમેશાં હોયછે ઊંચી ચ્હડવાની,
ભારવાળી વસ્તુ નમી ભૂમીભણી જાયછે;
પ્રવાહી પદારથ તો ચાલેછે પ્રવાહ રૂપે,
એથી ઉલટું ચલાવતાં તો અટકાય છે;
તેમજ જગતમાંહી જેને જેવી ટેવ પડી,
તે તજાવ્યા વિના તેનો ઉપયોગ થાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ગતી તેની ગોઠવીએ તેમ ગોઠવાય છે. ૪૯.

ગરેડીના ટેકણથી ગાંઠ વિના ગોઠવતાં,
નીચી તાણીએ તે ચીજ ઉંચી ઉંચી જાય છે;
હવા એક ભુંગળામાં, ભરીને ભમાવી હોય,
નીચી નમે તેથી ઘણાં કારજ કરાય છે;
ક્રોધને કુબોધ સામો, લોભને સુલક્ષ સામો,
માન ને દેશાભિમાન થાને જો થપાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
અવગુણ તો તે ગુણ રૂપમાં ગણાય છે. ૫૦.

ધ્રુવ સામું જુએ ધ્રુવ માછલીમાં એજ ગુણ,
કીધો ઉપયોગ નીધી તારણ તમામમાં;
ઘડો ઉંધો પાડી દાબ્યો પાણી માંહી પેઠું નહિ,
ઘડયો એવો ઘંટ મોતી કાઢવાના કામમાં;
ધુમાડાનો ધક્કો વાગ્યે એક ચીજ ઉંચી ચહી,
બનાવ્યું બલુન ગુણ ગમ્યો ગામે ગામમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હરીને જુએ તો ગુણ દીસે ઠામે ઠામમાં. ૫૧.

ગ્રહનું ગ્રહણ થતાં દુશમનોને ડરાવી,
કોલંબસે કેવો રસ્તો શોધ્યો સમાધાનનો;
ઉપયોગી ઝાડને સિંદૂરનું ત્રિશુળ તાણી,
કરેછે આકાર કેવો મામાના મકાનનો;
પાણીતણી વાવ્યે અપવિત્ર ક્રિયા કરે નહિ,
ડાહ્યે શોધો કાઢયો તેમાં રસ્તો દેવસ્થાનનો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઉપયોગ થાય છે અજ્ઞાનીના અજ્ઞાનનો. ૫૨.

ઉપદેશ વિષે.

શરીર તો શતરંજ પટના સમાન શુભ,
બાદશાહ બન્યા સુ વિચાર કુ વિચાર છે;
મન તો વજીર વાંકો શીધો દોડે સર્વ દીશ,
મનના તરંગ તો તુરંગમ તે ઠાર છે;
દૃષ્ટિ ઉંટ વાંકાં દોડે શ્વાસ હાથી શીધે પાટ,
રસ રૂપી પ્યાદાં નહિ પાછા હઠનાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હરી જાણે એમાં અંતે કેની જીત હાર છે. ૫૩.

ઇંદ્રિય અવેવ રૂપી સારા સારા સભાસદ,
આતમા અધ્યક્ષ પક્ષ ઉત્તમ પ્રમાણવા;
સુવિચાર ભાષણ કરીને આપે સારો બોધ,
કુવિચાર તેવે સમે લાગે મત તાણવા,
કોઈ સમે કુવિચારનું કહ્યું કબુલ કરે,
કોઈ સમે સુવિચારના સુજસ જાણવા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
એવા સભાસદોને વિશેષ શું વખાણવા. ૫૪.

તન તો વતન જ્ઞાન તંતુ વિજળીના તાર,
ગોઠવી રાખ્યા છે રોમ રોમ રૂપી ગામમાં;
અજાણ્યું ન જાય ક્ષણ ક્ષણની ખબર થાય,
મગજ રૂપી મહાલકારીના મુકામમાં;
કાયદા વિરૂદ્ધ કશું કોઈથી કરાય નહીં,
એવો ઇનસાફ સાફ તે તનુ તમામમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ચતુરાઈ કેટલી રચી છે હાડ ચામમાં. ૫૫.

દાંતની બત્રીશી એતો અક્ષરનાં બીબાં બન્યાં,
જીભ હોઠ જંત્રતણાં દાબણ જણાય છે;
સુરતાના જળથી ભિંજાઈ ભાઈ પારકાના,
કાળજાના કાગળ છુટા છુટા છપાય છે;

ઉંચા નીચા કાગળ રહ્યે અક્ષરો ઉડી જાય,
વારતા પછી તે વાટ ઘાટમાં વંચાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
સારી વાતે લાભ ખોટી વાતે ખોટ ખાય છે. ૫૬.

ઘડીઆળચીએ ઘણું સારૂં ઘડયું ઘડિયાળ,
બંધ પડયું ચાલતું બિગાડ થતી વાર છે;
ઘડિયાળ ફિકર કરીને નહિ ફાવી શકે,
ઘડિયાળચીને એની ફિકર અપાર છે;
જગતની ફિકર કરેછે જગ કરતાર,
અહોનીશ તેનો એના ચિત્તમાં વિચાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
નર જે ફિકર કરે તેથી શું થનાર છે. ૫૭.

પાણી વિના પ્રાણીતણા પલકમાં પ્રાણ જાય,
તે તો પાણી મફત મળેછે જોયે જેટલું;
સોના વિના સૃષ્ટિ જીવી શકે સૈકડો વરસ,
મોંઘે મુલે મળેછે કનક જુઓ કેટલું;
તનુજ જનમ્યા આગે જનનીના તનમાંહી,
તાજું તાજું દૂધ તો તૈયાર રાખ્યું તેટલું;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ચતુર ચિંતા તજે વિચારી ઉર એટલું. ૫૮.

ઈંદ્રવિજય છંદ.

ખડ્ગ ક્ષમા ધરી ધીરજ ઢાલ, વિજ્ઞાનને જ્ઞાનની નોબત વાજે;
સ્વારથ ને પરમારથ ચક્ર, મનોરથના રથમાંહિ વિરાજે;
સત્યપણાનું નિશાન સદા, શિર શીયળ છત્રતણી છબિ છાજે;
હંસ શુણો દલપત કહે, જગમાંહિ મહારથિ એજછે આજે. ૫૯.

મનહર છંદ.

લીપીઓ લખાઈ ન લખાઈ તો શું લાંછન છે,
લાયકી લખાઈ તો લખાઇ લાખ વારતા;
ચાતુરી ચખાઈ ન ચખાઈ તો શી ચિંતા કશી,
ચોખાઈ ચખાઇ ને ચખાઈ સુ વિચારતા;
દોલત દેખાઈ ન દેખાઈ તો શી દીલગીરી,
તજી અદેખાઇ ને દેખાઈ જો ઉદારતા;
રૈનક[1] રખાઈ ન રખાઈ દલપત પણ,
સુ રીતી રખાઈ તો રખાઈ સર્વ સારતા. ૬૦.

પરાક્રમી જન વિષે.

પરાક્રમી પરાક્રમ જેટલું પ્રસિદ્ધ કરે,
દુનિયાં દેવત તેમાં તેટલુંજ ધારેછે;

[1] રૈનક—શોભા

જેમ શશીમાં પ્રકાશ સદા સરખોજ હોય,
ઓછો દેખી લોક અપકીરતી ઉચારે છે;
પાપથકી શ્રાપ લાગ્યો કાંતો શીર શત્રુ જાગ્યો,
કાંતો ક્ષય રોગ એવું ધારીને ધિક્કારે છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પુનમના ચંદ્રનો સુજસતો સંભારે છે. ૬૧.

વડાની વડાઈતણું વિગતથી વરણન,
માપવાના જંત્ર[1]થકી જુગતે જણાય છે;
વરણન કરનાર જેમ જેમ ઉંચો વધે,
તેમ તેમ વડાની વડાઈ વખણાય છે;
વરણન કરનાર નમીને જો નીચો રહે,
વડાની વડાઈ ઓછી એટલી ગણાય છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વિશ્વમાંહી સાધારણ વડાતો ઘણાય છે. ૬૨.

ઉમદા મનુશ્યને અગાડી કોઈએ હમેશ,
તો તે કામ તતકાળ કીમતી કહાવશે;
ગરીબ અગાડી કીધે કામ હલકું ગણાય,
કોણ તેને કહી ભલું નજરમાં લાવશે;
નવડો અગાડી નોંધે આંકડો એકાણું થાય,
એકડો અગાડી નોંધ્યે ઓગણીશ આવશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઉમદાને આશરે ગરીબ ખૂબ ફાવશે. ૬૩.

હીમતની હોમ કીધે કિમત કરોડ લાખ,
હીમત ધરેછે તે હરાવ્યા નથી હારતા;
હૈયામાં ધરીને હામ કરવાનું ધારે કામ,
ઓથું લેવા નથી અન્ય આગળ ઉચારતા;
એજ રીતે દુનિયામાં દીસે જે ઉદાર નર,
આપ જોરથીજ એવી આદરે ઉદારતા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ધીર શૂરવીર નથી ઢાલ લેવા ધારતા. ૬૪.

ઈંદ્રવિજય છંદ.

બોલ બડા મુખથી બકી બકિ, આગળથી વદિ વાત ઉપાડી;
અસ્ત્ર અને વળિ શસ્ત્ર ધરી, સહુ આગળથી પણ થાય અગાડી;
દેખિ રિપુ દલપત્ત કહે, પછિ પાછો હઠે હથિયાર પછાડી;
તે શુરને શિરપાવ ઘટે શુભ, પાઘ નહિ પણ સુંદર સાડી. ૬૫.

[1] જંત્ર—દુરબીન વડે ઉંચી જગીયા માપતાં જેમ દુરબીનનું મોં ઉંચુ કરવું પડે તેમ તેમ સામી જગ્યા વધારે ઉંચી જણાય તેમજ કોઈ સરદારનું વરણન કરનાર પંડિત ઉંચી પદવી પામે તેમ તેમ તે સરદારની વધારે વડાઈ જણાય.

મનહર છંદ.

સમજુ સમર્થ અર્થ વ્યર્થ તો ઉડાવે નહિ,
યોગ્ય ઠામે વાવરતાં દીલમાં ડરે નહિ;
શરીરમાં સ્રષ્ટા જ્ઞાન તંતુ મુકે તે ઠેકાણે,
જે ઠેકાણે એનાવિના અરથ સરે નહીં;
છેક દાંત છાલમાં વધેલા નખ વાળમાં,
સુકાશરીર સાલમાં તે તંતુઓ ધરે નહિ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઘણો માલ ઘાલી ખાલી ખરચ કરે નહિ. ૬૬.

જાતિલાનું જોર વધ્યે જોરાવર જાત થાય,
પેશી ન શકાય ત્યાં પલકમાં પુગાડશે;
લોહતણી શાઈડીથી શારીને કઠોર કાઠ,
લોહતણા ખીલા તેજ છેદમાં લગાડશે;
જાતમાંથી સંપ જાય તો એકે નહિ ઉપાય,
મજબુત મૂળખણી ખોદીને ઉખાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મણીતણી શાઈડી મણીમાં શાર પાડશે. ૬૭.

લોભી તથા કંજુસ વિષે.

જીવ જાણે જોગી જતી સેવી સંપડાવું સુખ,
ફોગટનાં ફાંફાં મારે કશો નહિ ફાયદો;
સુખ દુખ સમૃદ્ધિ સંતાન સમે સાંપડશે,
વિશ્વ પતિયે જો નકી કીધો હશે વાયદો;
જગતની રચના વિચારી કામ કર્યાં જાવું,
એથકો ઉપાય નહીં શોધિયે ઈલાયદો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
એક માટે ઈશ્વર ન કરે જુદો કાયદો. ૬૮.

જુગારી કરજદાર કરજથી દૂર થવા,
માંડે દાવ મોટા જાણે કરૂં મુઠી કરમાં;
જેમ કોઈ રાયનો કુમાર રાયથી રીસાય,
જાય નાશી જાણે જાઉં દૂર દેશાવરમાં;
પાછું વળી પેખે ન સંધાવે શીધો શીધે પંથ,
ભમીને ભૂગોળ આવે બાપના બંદરમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઘાંચીનો બળદ ઘુમે ઘરમાંનો ઘરમાં. ૬૯.

ઉપકારી ઉપકાર ધારણાથી ઓછો કરે,
જેને મહા લોભવાળો ના.લાયક લેખશે;
મારચની એકવીસે ત્રેવીસમી સપ્ટેંબરે,
દુનિયાં દિવાકરને ત્રીસ ઘડી દેખશે;
ઉઠથી જોવાને સામો દોડે જે હજાર[1] મૈલ,
અઢી ઘડી ઓછીવાર પ્રાણી તેતો પેખશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
આગ્રહીને એવી રીતે જગત ઉવેખશે. ૭૦.

ઈંદ્રવિજય છંદ.

જો જળ વૃષ્ટિથિ નષ્ટ ઘણાં ઘર, થાય કમાણી ઘણી કડિયાને;
જો જનને જર લાભ જડે બહુ, તો જર જૂથ જડે જડિયાને;
જો વિદ્વાન વસે વસુધાપર, તો ખુબ માન મળે ખડિયાને;
હોય દુકાળ કહે દલપત્ત, ફરી ફરિ લાભ, ફળે ફડિયાને. ૭૧.

મનહર છંદ.

વસંતની વેળા વિષે ખાખરા પાલોયા ખૂબ,
ફેલાઈ રહ્યાંછે મોટાં પાન જોવા ફાંફડા;
ફૂલ તો સાફાઈબંધ કેસુડાંને નામે ક્રોડ,
થયાં થોકે થોકે તેના ઉપર તો થાપડા;
ફાલ્યો ફૂલ્યો ખૂબ પણ ફોગટ થૈ ફૂલ તેની,
પરિણામે ફળતો પ્રગટ્યા પીત પાપડા;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
બહુ આશા બાંધીને ઠગાયા સુડા બાપડા. ૭૨.

સૃષ્ટિમાંહી હોયછે ઘણાકતણું શેઠ નામ,
એકતો કંજુસ અને એકતો ઉદાર છે;
એક વાદળી તો ચામડીનું લોહી ચૂશી લેછે,
એક વાદળી તો વિશ્વમાંહિ વર્ષનાર છે;
એક કરે આકાશથી પરી નેવાં ફોડી નાંખે,
એક કરે જુઓ અર્ધઘરનો આધાર છે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
કનક ધંતુરો હેમ કેવો ફેરફાર છે. ૭૩.

ઈંદ્રવિજય છંદ.

લાલનને લાડ લડાવિયે લાખ, ધરે નહિ પ્રાણવિના ધવરાવ્યે;
ખેતર ખેડિ ભર્યું ભલું ખાતર, અન્ન ઉગે ન વિના વવરાવ્યે;
પીરસવા પકવાનવિના નહિ ગોરવ થાય ગિતો ગવરાવ્યે;
હંસ શુણો દલપત્ત કહે, જન સર્વનિ જાય ક્ષુધા ખવરાવ્યે. ૭૪.

મંજન ઉપર હોય નિમજ્જન, મજ્જન ઉપર હોય ન મંજન;
અંજનમાં નહિ આંખ ધલાય, ધલાયજ આંખની ઉપર અંજન;

---

[1] સૂરજ આગળ ૧ કલાકમાં એક હજાર મૈલ ચાલતો જણાય છે; માટે ચહડતે પોહોરે તેને વધારે વાર જોવા સારૂ ઉગમણો ૧ હજાર મૈલ દોડતો તે ઉલટો ૧ કલાક વાર ઓછો સૂરજને દેખે.

યંજનમાં રૂચિ અંત લખાય, લખાય નહિ રસમાં પછિ અંજન;
જન કૌતક દૃષ્ટિ થવાય, થવાય ન કોતક આગળ રંજન. ૭૫.

મનહર છંદ.

ભારે હેમખાણુ તુજ આગળ હજારો મણ,
હોય હેમ તોય તારી ચાલે નહિ હુંડિયો;
દુનિયામાં હુંડીઓ તો ચાલેછે દુકાનોતણી,
લક્ષમાં વિચારી લેતાં તે તો તારી હુંડીઓ;
ધક્કા ખાઈ ખાઈને ખરાબ થાય તુજ પાસ,
કહ્યું સહાવિના કોણ ભરી જાય કુંડીઓ;
કહે દલપતરામ ખોઈ આબરૂકારી આમ,
દેશ દેશમાંહી તારો વાગી ચુકી ડુંડીઓ. ૭૬.

ઈંદ્રવિજય છંદ.

લોભનિ લાલચ થાય ન લેશ, અશેશ ઉપાય કર્યાથકિ આડો;
પ્રારથના ભણિને ગણિપાઠ, ધર્યાથકિ હાથ ખસે નહિ ખાડો;
ખાણુ ખાને ખુબ ખોળવળી, ખવરાવિ જરૂર કરે બહુ જાડો;
હંસ શુણો દલપત્ત કહે, પળિયે પણ દૂધ ન દે કદિ પાડો. ૭૭.

મનહર છંદ.

શત્રુરૂપી દર્હીતણો જામેલો જમાવ જોઈ,
મોટો એક ફૂલતણો વાંસ તેમાં મૂકશે;
પોતાને ન છાંટા લાગે, એવી રીતે છેટે રહી,
ચાળવાણી દોરીનો ચલાવતાં ન ચૂકશે;
જામેલો જમાવ વલો વાઈને વિખાઈ જાય,
તેને પછી તાણી લેવા ઝડપથી ઝુકશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
રાજનીતીની તે રીત ધીર લેવા ઢુકશે. ૭૮.
ભાર બોજ વાળાને તો પ્રથમ કરાવે ભેટ,
હલકાને[1] તે પછી હજૂરમાં પમાડશે;
પ્રવીણ પ્રધાનની પુરાતનની રીત એવી,
દુનિયામાં હવા તેનો દાખલો દેખાડશે;
પથ્થર ને પાનડું જો પૃથવી તરફ પડે,
હલકાને હવા જુઓ પછીથકી પાડશે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હોય ન હવા તો મરજાદ તે મચડશે. ૭૯.
ધન મદથી અધીક હોય છે હજાર ગણો,
હુકમનો મદ મદિપાનનો મજૂરમાં;
હુકમનો સ્વાદ નથી શાક પાક શેલડીમાં,
હુકમનો સ્વાદ નથી ખાંડ કે ખજૂરમાં;
રહ્યો નથી સ્વાદ તે પુરાણુ કે કુરાન વિષે,
રહ્યો નથી સ્વાદ રીક[1] સામ કે યજૂરમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
હુકમનો સ્વાદ હોય હાકમ હજૂરમાં. ૮૦.

વિદુશકનો વેશ.—ઈંદ્રવિજય છંદ.

મૂછ દિસે અજ શૃંગ સમાન દિસે શુભ આવરણી સમ દાઢી;
નાક નવીન પ્રકારતણું, [2]અવળી વળિ જેમ વિના ધૃત વાઢી;
પાઘડિનો પણ એશ બનાવ, તળાવ વચે જયમ ટેકરિ કાઢી;
ભાંડ કે ભાટ હશે કહે કોઈક, કોઈક ધારિ શકે વળિ દાઢી. ૮૧.

નિર્બળ—મનહર છંદ.

નરમ દેખીને ગણવુંજ નહિ નીરબળ,
મૌન દેખી મૂરખ કે મુગું નહિ માનીએ;
ઓળખાય નહિ પણ હોય આબરૂજ દાર,
હોય સરદાર પણ પૂરો ન પીછાનીએ;
સુરાખારનો ગંધકનો તેજાબ સેવનાર,
હોય રૂ[3] બંદુકનું ન છેડિયે નાદાનીએ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પાટુ મારવાથકી પિડા પમાય પાનીએ. ૮૨.
શ્રીમંતોની સભા મધ્ય ગરીબ શી ગણતીમાં,
કોહીનૂર પાસ કાચ બાપડો શા બાબમાં;
સાગરની આગળ તે ગાગરને ગણે કોણ,
તલતણું તેલ તુચ્છ તે કશુ તેજાબમાં;
લાખ ક્રોડ રૂપૈઆનાં જે ઠેકાણે લેખાં થાય,
કોડીઓ બિચારી ત્યાં કહો કિયા હિસાબમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
છ આનાની છીંદરી તે છાજે કેમ છાબમાં. ૮૩.

પોતાનું કરેલું ગમે.

ચાંદનીના આરો બાંધી ચંદરવો ચારે દીશ,
દીલમાં ધારેછે આતો સુંદર દેખાવ છે;
ચળકતા તારા દેખી પામે ન અચંબો ઉર,
દુનિયાના તારા દેખી બોલે શો બનાવે છે;
ધૂળની ઢગલીતણું બાળક બનાવે ઘર,
કહે એક એક પ્રત્યે આ રૂડો ઉપાય છે;
અતિ ગમે આપ કામ દાખે દલપતરામ,
સનાતનનો એવો સંસારનો સ્વભાવછે. ૮૪.

૧ તથા હલકાંતાને.

૧ રીક—ઋગ્વેદ. ૨ આવળી—હિંમો. ૩ રૂ—જામગીરીમાંનું.

### અભિમાન.

સ્નેહ વધે સર્વનો ઉપાય એવો આદરીએ,
માન મળે તેથી અભિમાન નહિ આણિયે;
અંતરથી હેત કદી લોકનું ઉતરી જાય,
લાખના મટીને વાળકાખના પ્રમાણિયે;
એક એના શેર પામ્યા બાસઠ હજાર મૂલ,
એના એજ શેર જુઓ આથડતા જાણિયે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
વચન ગરવવાળાં વદીએ ન વાણિયે. ૮૫.

### ચડતી પડતી વિષે.

સરખી સ્થિતિ સદૈવ દુનિયાંની દીસે નહિ,
ઉતરે ચઢે અશલનોજ એવો ઢાળ છે;
એક સમે મરદની મુંછે રહી માન પામે,
એક સમે તેજ તુચ્છ થાય તૂટ્યો વાળછે;
એક સમે ગલીચીમાં રહી નીર ગંદુ થાય,
એક સમે એજ મિષ્ટ થાય મેઘ માળછે;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
દીવસે આકાશ એજ રાત્રિએ પાતાળ છે. ૮૬.

### ઉદ્યોગ વિશે.

અસલના લોક અંગ ઢાંકવાને ધરી લેતા,
ચામડાં કે પાનડાં કે ઝાડ છાંલ જાડિયો;
આળસ તજીને જો ઉદ્યોગ કર્યો અક્કલથી,
અડચણો ઉડી ગઈ આવનારી આડિયો;
પાથરી મુકીછે સૂખની વસ્તુઓ પૃથવીમાં,
ખાંડ ઘીને દૂધતણી ભરેલો છે ખાડિયો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
આ નથી આકાશમાંથી આવી આગગાડિયો. ૮૭.

### નશિબ વિશે.

કરમ કરમ લોક કહેછે તો કેક ખરા,
કહો ખરૂં રાખે કોણ આકીન કરમનું;
કરમ સાચું ગણે તો કુવા વાવ્યો કરે કેમ,
ચરણમાં ધરે કેમ ખાસડું ચરમનું;
ખરૂં જે કરમ ગણે ચુલા તેતો ખોદી નાંખે,
ધ્યાન ધરી બેસે કરી કરમ ધરમનું;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
શીયાળામાં ઓઢે શીદ ગોદડું ગરમનું. ૮૮.

### કવિ વિષે.

કહે વ્યાસ કવિરાજ કાનધર કથા મારી,
કેક કાળ સુધી હું કહેવાયો ન કામનો;
કિમતનો કરનાર મને જ્યારે મળ્યો કોઈ,
જમાયો છે સુજશ મારો ને તેના નામનો;
કેવો ઉપયોગી છું હું અંધકાર કાઢનાર,
ઓળખીતો થયો આજ તેવોજ તમામનો;
દીલમાં ન દીલગીર થવું દલપતરામ,
બેવકુફ લોકે કદી, કહ્યો બે બદામનો. ૮૯.
આરશી અમુલ્ય અસ્ત્ર શસ્ત્ર તો અતુલ્ય હોય,
નાણાનું ઠેકાણું ભરે, ગુંજાશ લૈ ગામની;
આરસની શોલાઓ કે શીલા પ્રૌઢ પારશની,
ઢળકતી ઢાલ દીસે ચળકતા ચામની;
ધાતુનણાં પાત્ર ધર્યાં પાથર્યાનાં પથરણાં,
હોય રાજ હવેલી તે કહો કશા કામની;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
કવિ વિના જાણો જેવી કોથળી હજામની. ૯૦.
ઉજ્યની ધારામાં ઈમારતો અનેક હશે,
મને નથી માલુમછે કોણે તે કરાવિયો;
ગુણી જને ગુણવાળો સરસ ગુંથેલો ગ્રંથ,
વીત્યાં વર્ષ ઘણાં તોય, તે જોવામાં આવિયો;
ઈમારતથી અધિક આયુષ તો ગ્રંથતણું,
એતોછે અચર ગ્રંથ, સચર સુહાવિયો;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ધન્ય ધનવંત જેણે સુગ્રંથ ગુંથાવિયો. ૯૧.
પાણી વડે પાણાપર પક્ષિતણું ચિત્ર પાડ્યું,
પેખતાંજ તેતો પ્રલે પામેછે પલકમાં;
સાચાં પક્ષિતણાં તો સંસારમાં સંતાન વધે,
ક્ષય તેની જાતનો નથી થતો ખલકમાં;
ગામે ગામ તેમ રોજ રહેછે ગુંથાતા ગ્રંથ,
મહારસમય ટકી રહેછે મુલકમાં;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
છૈયાંની કવિતા છુપી જાયછે છલકમાં. ૯૨.

### ઈંદ્રવિજય છંદ.

સ્વારથ કારણ સ્નેહ સજે, પરમારથમાં ન પડે પગદેવા;
વ્યર્થ વખાણ લખાણ કરે, વળિ લાખ પ્રકાર કરી જર લેવા;
તે કહિયે કપટી જનના ગુણ, જે ગુણ ગારૂડિના ગુણ જેવા;
હંસ શુણો દલપત્ત કહે, કપટી જન અન્ય કહું પછિ કેવા. ૯૩.

ભેટ કર્યું હંસને તે હંસે અંગિકાર કર્યું,
વિવેકની વાતતો વિશેષ શું વખાણિયે;
વાંચીને વિચારએ જો દાખે દલપતરામ,
જુગતી જરૂર જન રંજનની જાણિયે. ૧૦૩.

પ્રીતી વિષે ઈંદ્રવિજય છંદ.

અંતર હેતતણા રસ આગળ, ખાંડ ખજૂરતણી ખુબિ ખોટી;
અંતર હેતનિ કિમત આગળ, માણક મોતિ મતા નથિ મોટી;
અંતર હેતતણાં ધન આગળ, કોણ ગણે ધન લાખ કે કોટી;
હંસ શુણો દલપત્ત કહે, દિલ હેતનિ નિર્મળ નેણ કસોટી. ૧૦૪.

મનહર છંદ.

સવૈયા કવીત મળી સાહીત્યના સો પ્રબંધ,
રચનાનો રચનાર દલપતરામ છે;
લાયક લુવાણા જાત કરમશી રણમલ,
મુંબઈના મહાજન કૈલાશ મુકામ છે;
સુત તેનો હંસરાજ હોંશીલો હરેક વાતે,
સદવિદ્યા શોધી તત્વ ગ્રાહક તમામ છે;
પુસ્તક આ તેને ભેટ કીધું માટે પુસ્તકનું,
નીરધાર્યું હંસ કાવ્ય શતક એ નામ છે. ૧૦૫.

ઈંદ્રવિજયછંદ.

સ્નેહ હમેશ વિશેષ થશે, કહિ એમ હવે પછિ કેમ વિસારો;
અત્રથકી પ્રિય પત્ર લખ્યો, પ્રતિ પત્ર તથાપિ દિઠો ન તમારો;
સ્નેહ સુરક્ષણ લક્ષણ કેવું વિચક્ષણ છો ચિતમાંહિ વિચારો;
હંસ શુણો દલપત કહે, વિગતે કરિ આ વિનતી ઉર ધારો.૧૦૬.

हंस काव्य शतक प्रकरण समाप्त.

# प्रकरण ९ मुं.

## જન સ્વભાવ વિષે.

મનહર છંદ.

મનના સ્વભાવથી અભાવ ઉપજે છે ઉર,
સજ્જન કે દુર્જન કૃતઘ્ની મૂર્ખ થાય છે;
વ્હેમ અભિમાન નમ્રતા પણ તેથીજ પામે,
સદગુણી કે દુર્ગુણી તે દેખતાં દેખાય છે;
સત્ય કે અસત્યવાદી લોભી કે સંતોષી થાય,
વ્યભિચાર અદેખાઈ જનમાં જણાય છે;
વાદ વદે પક્ષપાત કરે તેથી ક્રોધ ચડે,
ક્ષમા આદિ માણસના સ્વભાવ મનાય છે. ૧.

દોહરો.

સ્વભાવ ઉપજે મનથકી, સૌ જાણે સંસાર;
માટે મનના ગુણ વિષે, વર્ણવું પ્રથમ વિચાર. ૨.

મનવિષે.—દોહરા.

મનના કારણથી દિસે, હરખ શોક આભાસ;
ખુશિથી ખરચે ક્રોડ પણ, દંડયે થાય ઉદાસ. ૧.
મન ઢોંગી મનધૂર્ત છે, મન મેગળ મસ્તાન;
મન સુધરે તો મિત્રછે, નહિ તો શત્રુ સમાન. ૨.

ઈંદ્રવિજયછંદ.

અંકુશથી મન મેગળ શુદ્ધ, નિરંકુશ નાશ કરે નગરીનો;
લક્ષ વસા શિર લોકનિ લાજ, લજાઈ ન લોપ કરે લગરીનો;
દેવ ગુરૂ નૃપ નાતતણો ડર, કાંડર છે ડગરા[1] ડગરી[2]નો;
એવિણ પાપ કરે અતિ આપ, ઉથાપ કરે મગરા[3] મગરીનો. ૩.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

હાથીને હદમાં હમેશ રહેવા, સારી સજી સાંકળો;
કીધું લંગર નાવને, સરકથી[4] સાધેલ ઘોડો ભલો;
મોરી[5] ગાય મહીષિના મુખવિષે, રાશો વૃષો ને કરી;
હોવા માણસને હમેશ હદમાં, છે લોકલજ્જાની ધરી. ૪.

દોહરા.

જાય કમજરે કૈકની, અંતર પટથી આશ;
વસ્તુ ઈચ્છે નૃપ વેચવા, પુછાય નહિ તે પાસ. ૫.

[1] ડાસા. [2] ડાશીયો. [3] મગરા મગરી—ડુંગરા ડુંગરી. [4] સરક—ઘોડાને બાંધવાની રાશ. [5] મોરી—ગાય ભેંશને બાંધવાનું દોરડું.

તુરત ન સડદે તાણિયે, લોભે મન લલચાય;
પડદે સુવરણ રજ પડી, જલદી ઉડી જાય. ૬.
અંતર પટ ઉઘાડતો, ઝડપથિ ઉપજે ઝેર;
વણ ચાળવણી ચક્ષુનાં, પડળ ઉતારણ પેર. ૭.
છાના છેક રહે નહિ, અંતરતણા વિચાર;
આવે નિકળી એકદમ, અહાર સમ ઉદ્‌ગાર. ૮.

સોરઠો.—દ્વીઅર્થી.

ઘટમાં[1] જે ઘુટાય, છાંનું છેક રહે નહિ;
બે બાંકે[2] દેખાય, કીધાં ઢાંકણ કાંચનાં. ૯.

મનહર છંદ.[3]

હાથને હું હુકમ કરૂં તે કામ કરે હાથ,
પગને ચલાવા ચાહું તેમ પગ ચાલેછે;
આંખને હું આગના કરૂં તે અવલોકે આંખ,
કાન ઘણા શબ્દ શુણી ઘટ માંહી ઘાલેછે;
જીભને બોલાવું તેમ તેતો બોલેછે બિચારી,
ડોકાને હલાવા ચાહું તેમ ડોકું હાલેછે;
મન મારો હુકમ ન માને દલપત કહે,
ખાતરી પોતાની કરી ખરી વાત ઝાલેછે. ૧૦.

દોહરાં.

તિર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
બાળ "કુંદિનું" હાંડલું, ધોએ ઉપર શું થાય. ૧૧.
પ્રભુ આજ્ઞા પાળે નહિ, મન વેગે વહિ જાય;
ભક્ત નહિ ભગવાનનો, મનનો ભક્ત મનાય. ૧૨.

આર્યા વૃત્ત.

જો નિજ મન લલચાવે, પરધન પર પદાર્થ પરનારી;
અવગુણ ગણિ ગણિ એના, ધરવું દૃઢ ધૈર્ય ધિક્કારી. ૧૩.

ઉધોર છંદ.

મન તું મુર્ખ ચાળા મેલ, ખટ પટ ખેલમાં શિદ ખેલ;
ધરતું ધરણિ ધરનું ધ્યાન, મન તું મારિ શિક્ષાં માન. ૧૪.
ઘડવા મેલ અઘટિત ઘાટ, વિચર સદૈવ સારી વાટ;
ગુણ ગોવિંદના કર ગાન, મન તું મારિ શિક્ષા માન. ૧૫.
ભટક્યો ભવ વિષે બહુ ભાત, લંપટ બધિ તેં ઘણિ લાત;
કુરિતે કરિશ નહિ તોફાન, મનતું મારિ શિક્ષા માન. ૧૬.
લાખો તેં કિધા અભિલાખ, રહિ તુજ હાથમાં તો રાખ;
કહું તે કથન ધરજે કાન, મનતું મારિ શિક્ષા માન. ૧૭.
સજ તું સૃષ્ટિ પતિ શું સ્નેહ, તજ તું તર્ક જુલમી જેહ;
ભજ તું ભાવથી ભગવાન, મનતું મારિ શિક્ષામાન. ૧૮.
અગણિત કર ભલે ઉપાય, ધાર્યું ધરણિધરનું થાય;
ગુણિયલ થૈ સમજ શુભ જ્ઞાન, મનતું મારિ શિક્ષા માન. ૧૯.
વીત્યાં વર્ષ લેખિ વિચાર, વિતતાં કાંઈ ન લાગી વાર;
અવસર આવશે અવસાન, મન તું મારિ શિક્ષા માન. ૨૦.
ભ્રમનામાં ભમ્યો ભરપૂર, આશા અધિક આણી ઉર;
ન સર્યો અર્થ વ્યર્થ નિદાન, મન તું મારિ શિખા માન. ૨૧.
કદિ તેં મેળવ્યું ધન ક્રોડ, જીત્યો જગત શેહનિ જોડ;
સાચું અંત તો સમશાન, મન તું મારિ શિક્ષા માન. ૨૨.
લીધો લેશ તેં નહિ લાભ, દુઃખના ઉગિયા શિર દાભ;
જો તુજને થયું બહુ જાન, મન તું મારિ શિક્ષા માન. ૨૩.
હજિ તો બાજિ છે તુજ હાથ, સમજી શોધ સારો સાથ;
ત્રીકમ સાથ જોડી તાન, મન તું મારિ શિક્ષા માન. ૨૪.
મેલી માન મટ ઉનમત્ત, દિક્ષા દે ભલી દલપત્ત;
પ્રીતે કર હરીરસપાન, મન તું મારિ શિક્ષા માન. ૨૫.

---

## સ્વભાવ વિષે.

દોહરા.

વસુધાને વિદ્યા વિષે, વિવિધ રસોનો વાસ;
આંબો ચૂસે મિષ્ટ રસ, લે આંબલી ખટાશ. ૧.
બાવળ આંબો બોરડી, જો તરૂ જુથ્થ જમાવ;
કરતારે દલપત કહે, સરજ્યા જુદા સ્વભાવ. ૨.
જન્મ સ્વભાવ ટળે નહીં, જાય જીવને સંગ;
સંગથકી બદલાયછે, ઉપર ઉપરનો રંગ. ૩.

ઈંદ્રવિજય છંદ.

એકજ બાગ અને જળ એકજ, એકજ ખાતર એકજ ક્યારો;
લિંબુ દ્રાખ લવિંગ લિંબોળિ, વિવેક કરી કદિવારિ વિચારો;
કોટિ ઉપાય કરે દલપત્ત, ફરે ન સ્વભાવ ધરે ન સુધારો;
જે ફળમાં રસ જાતિ સ્વભવિક, તે ફળમાં રસ તેજ થનારો. ૪.

---

[1] ઘટ–ઘડો, શરીર.

[2] ઘડાને બે બાંકાં કરીને કાચનાં ઢાંકણ કર્યાં હોય તો ઘડામાંની વસ્તુ દેખાય તેમજ આંખ ઉપરથી મનની વાત વરતાય.

[3] મુંબઈમાં ધર્મની ચરચા કરવા જુવાનીયાઓની સભા મળતી હતી, તેમાં બે ત્રણ વાર હું ગયો, પણ પછી ત્યાં જવાને મન વધ્યું નહીં, ત્યારે મેં ચીઠી લખી મોકલી કે આજ મારી પ્રકૃતિ સારી નથી માટે અવાશે નહી, ત્યારે એક મિત્રે મને લખ્યું કે તમારા હાથમાં, પગમાં, આંખમાં, કે શરીરના કયા અંગમાં દરદ થયુંછે, તેના ઉત્તરમાં આ કવિત લખ્યું હતું.

દોહરો.

મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત;
ફૂટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત. ૫.

ઉપજાતિ વૃત્ત.

સ્વભાવની સાધિત સાધનાનું, પુરૂં અનુષ્ઠાન નથી થવાનું;
સમાપ્તિ તેની મરવા સમામાં, પુર્ણાહુતી તો પછિથી ચિતામાં. ૬.

દોહરા.

સંગતથી સુધરે કદી, જાતિ સ્વભાવ ન જાય;
નાગર સંન્યાસી થયો, પણ ખટપટ ચિત ચહાય. ૭.
પારસ[1] પરસે લોહને, તો તે કનક થનાર;
પણ તેનો બદલાય નહિ, અશાલતણો આકાર. ૮.
કઠોર કે કોમળ દિસે, સ્વભાવ કુળ સરખોજ;
પથ્થર–સુત લોઢું જુઓ, જળ–સુત જુઓ [2]સરોજ. ૯.
જન મન કોમળ કે કઠણ, દેખિ ન ધરિયે ખાર;
ગુલાબ કોમળ કોઠફળ, કઠણ કર્યું કર્ત્તાર. ૧૦.
જૂદા સ્વભાવનાજનો, દેખિ ન ધરવો ખેદ;
તીખાં કડવાં ને ગળ્યાં, તરૂવરમાં પણ ભેદ. ૧૧.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

બોલ્યો વાઘ બજાર મધ્ય સુજને, જોતાં જનો ઠીકથી;
તાડૂકયો દિન એક ટેક તજિને, જાતો સ્વભાવીકથી;
માટે માનવિ જાત માત્ર સુજને, પાપી ગણી પાડિયો;
રૂડોછું પણ ક્રૂર કામ કરતાં, કૂડો ગણી કાઢિયો. ૧૨.

ઈંદ્રવિજય છંદ.

દીપક દેખિ પતંગ પડે, શરિરે નહિ પીડ કશી શરદીની;
માન સરોવરમાં મહિશી[3] પડે, ગંદગી કાજ નહિ ગરદીની;
શ્વાન લડે પણ વૈર વિના, વનિતાઓ તરેહ રડે દરદીની;
કારણ કાંઈ નહિજ વિચારવું, ધારવું ટેવ પડી ઘર દીની. ૧૩.

દોહરા.

જાતી સ્વભાવ સમ સદા, ઉચરે મુખ ઉચ્ચાર;
શ્વાન ભસે હય હણ હણે, કરે કરી[4] ચિઃકાર. ૧૪.
જાતી સ્વભાવ જોઈને, રૂદે ન ધરિયે રોષ;
સૃષ્ટા એ ભસવા સ્રજ્યું, શ્વાનતણો શો દોષ. ૧૫.
સરસ ઉચરવા જાયપણ, સ્વભાવ સમ ઉચરાય;
બન્યો જન્મથી બોબડો, શુદ્ધ કેમ બોલાય. ૧૬.
જે જેને મન સહિ રહ્યું, તે તેને સુખરૂપ;
મગર મહાસાગર ગમે, કચ્છપને મન કૂપ. ૧૭.
જડથી પણ સુધરે જરૂર, સ્વભાવ મળતું કામ;
દળે વણે કાંતે લણે, જંત્રો જુઓ તમામ. ૧૮.
ચાલે એકજ ચાલ જે, તે ઉપયોગિ ગણાય;
વસ્ત્ર વણાય વરાળથી, વાયુથી ન વણાય. ૧૯.
વરાળ ઊંચે લઈ જશે, હેઠે ખેંચે ભાર;
પણ જો ગોઠવાણી કરો, વિપરિત રીત થનાર. ૨૦.
સમજો જ્ઞાન સ્વભાવ સમ, જેમ પુંશ્ચલી[1] નાર;
પંચાળી[2]ને પાંચ પતિ, સમજી ભારત સાર. ૨૧.
અંતે જાય સ્વભાવપર, કદિ બોધે બદલાય;
જંત્રે જળ ઊંચું ચઢે, પણ પાછું પડિ જાય. ૨૨.
આપ આપને ફાવતી, કહે કાઢવા ખામિ;
પીવું નહિ જળ ગજ કહે, જળચરને શિરનામિ. ૨૩.
કહે ઊંટ કદિ આપણે, કર્યું ન નબળું કાજ;
નીચે મુખ નવ ચાલવું, એમ કરો સૌ આજ. ૨૪.
અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહિ જાય;
કાંતો થાકીને રહે, કાં ભીંતે ભટકાય. ૨૫.
સ્વભાવ જો સુધર્યો નહિ, ભણ્યો નહિ સુધરેલ;
છે ચોરો યૂરોપમાં, ભણતર ઘણું ભણેલ. ૨૬.
કહિ કહિ થાક્યા કવિજનો, લખિ લખિ થાક્યા લેખ;
જાતી સ્વભાવ જનતણા, તેતો ટળ્યા ન રેખ. ૨૭.

---

## અભાવ વિશે.

ઉપજાતિ વૃત્ત.

જેમાંથિ જેનું મન ઉઠિ જાય, જરૂર તેને તુચ્છ તે જણાય;
જુઓ નજાણી ખપની જરીએ, નરેશ ગાદી નૃપ ભર્તરીએ. ૧.

ઈંદ્ર વંશા છંદ.

જેમાંથિ જેનું મન ઉતરી ગયું,
તેને મને તો નિર્માલ્ય તે થયું;
સંન્યાશિને ચાદર ચિત્તમાં વશી,
દુશાલની કિંમત તેહને કશી. ૨.
જે હોય વસ્તુ પ્રતિ પક્ષિ પક્ષની,
નિર્માલ્ય લાગે કદિ હોય લક્ષની;
જલેબિ જે મોગલ લોક હાથમાં,
સ્વાદિષ્ટ જાણે નહિ વિપ્ર સાથમાં. ૩.

---

[1] પારસમણિ, ચિંતામણિ, કલ્પવૃક્ષ, અને કામધેનું એ બધી વસ્તુઓ સ્વર્ગમાં હોય.
[2] સરોજ–કમળ. [3] મહિશી–ભેંશ. [4] કરિ–હાથી.

[1] પુંશ્ચલી–વ્યભિચારી. [2] પંચાળી–દ્રૌપદિ.

દોહરા.

ગુણ દેખી દ્વેષી બળે, તે રાજી ન થનાર;
અધિક કૃપાળીનો કરે, ત્યાગિ અધિક તિરસ્કાર. ૪.
અભાવ આવે એહને, સ્વાદ જરી ન જણાય;
આમિશ જોતાં વિપ્રને, ઉરથી ઉલટી થાય. ૫.
સારાને નરસું ગણે, જો મન ઉઠી જાય;
ભમરો ભોગિ સુગંધનો, ચંપાને ન ચહાય. ૬.
તેને ચાલે તે વિના, જો ઉર થાય અભાવ;
સૂર્ય વિના ઘુડને સદા, કરો નહીં અટકાવ. ૭.
વન ભટકાતી ભીલડી, તજી હિરામણિ હાર;
પહેરે ચાહિ ચણોઠિયો, સરસ ગણી શૃંગાર. ૮.
અલ્પ મૂલ આપ્યાથકી, હાથી મળતો હોય;
પણ પામર જન શું કરે, તે કદિ સમજે તોય. ૯.

---

## સજ્જન વિષે.

છપ્પા.

તરૂવરનો નહિ તાગ, ભાગ્યથી સુર તરૂભેટે;
હીરા મળે હજાર, કોહિનુર છેકજ છેટે;
બગલા બાણું ક્રોડ, હંસતો નમળે હળવો;
સમળા મળે અસંખ્ય, ગરૂડ મહિમાં ક્યાં મળવો;
જન તો બહુ જડશે જગતમાં, તન તાપ ન તેથી ટળે;
દિલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે. ૧.
સજ્જનતા ગુણ સરસ, મળે નહિ ખરચ્યે મૂલે;
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતી કો ફૂલે;
વિચરે દેશ વિદેશ, લેશ જિવમાં નહિ જામે;
પવિત્ર તિર્થ પ્રવેશ, કિધે પણ કોઈ ન પામે;
કદિ પ્રગટે નહિ દલપત કહે, ઘર ઘર અથડાએ ઘણું;
ઇશ્વર કરૂણાથી ઉપજે, પુરૂષવિષે સજ્જનપણું. ૨.

દોહરા.

સજ્જન સૌનો સ્નેહિપણ, દુષ્ટતણે મન કાળ;
જગત ચક્ષુછે સૂર્ય પણ, ઘૂડ ગણે વિકરાળ. ૩.
સજ્જન ને હરકત કરે, તે જન પામે ક્લેશ;
સ્પર્ષ કરે તે પરજળે, અગ્નીને નહિ દ્વેષ. ૪.
મર્યાદા મૂકે નહિ, સજ્જન લડતાં કોય;
જેમ કુળવતી નારિનું, હસવું હોઠે હોય. ૫.
સજ્જનને જે સાંપડયાં, વિદ્યાવાણી વિત્ત;
વિવેકથી તે વાવરે, દુર્જન ઉલટી રીત. ૬.

---

૧ માંસ.

શીખ શિખવતાં મુરખને, શિખે સમજુ તતકાળ;
તાડન કરતાં ટટ્ટુને, તેજણ તજે કુચાલ. ૭.
નિર્મળ જનને કેમ કરિ, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં, ગુપ્ત ચીજ ન રખાય. ૮.
નિર્મળ જન ઢાંકે નહિ, પરજસનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બાહર પડે પ્રકાશ. ૯.
થોડે ઠેકાણે મળે, હરવા કેરૂં ઠામ;
બહૂ પૃથ્વિ જળ ક્ષાર મય, દીસે દલપતરામ. ૧૦.
ગણે નહિ ગંભીર જન, દુર્જનના આવાજ;
શ્વાન ભસે સો સામટાં, ગણે નહિ ગજરાજ. ૧૧.
જનો ઘણા જગમાંહિ પણ, ગુણિજન પામે માન;
ઉત્તમ છોઢ ઉછેરશે, ધન ખરચી ધનવાન. ૧૨.

છપ્પો.

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો;
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો;
વડું ન વાવે વેર, ઝેરતી જીભ ન રાખે;
મધુર વચનનાં મિષ્ટ, ચતુર થૈને ફળ ચાખે;
વળિ કળાય નહિ તે કોઈથી, પરનો પામે પારછે;
દુનિયામાં તે દલપત કહે, ડાહ્યો ડહાપણ દારછે. ૧૩.

---

## દુર્જન વિષે.—દોહરા.

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધા-તો પંદાસ. ૧.
દુર્વચનો શુણિ દુષ્ટનાં, કરિયે ધુસ્સો કેમ;
સ્વર ઘૂવડ ખર શ્વાનનો, રચ્યો ઇશ્વિરે એમ. ૨.
ઉઘાડવો પંદાસ તો, ઢાંકો નાક નિદાન;
જો છછેડો નીચને, કરો બંધ નિજ કાન. ૩.
ખળને મન સમ વિષમ નહિ, ગુણિ અવગુણી સમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૪.
માન આપવું યોગ્યને, લાયક જનનું કામ;
ઘુવડ રવીને માન કદિ, દે નહિ દલપતરામ. ૫.
અભ્યાસો પંડિતથકી, ભાંડથકી પંડીત;
ભાંડ ડરે અતિ ભાંડથી, એજ અસલની રીત. ૬.
સોય વડે કદિ શીવિએ, ખળ મુખ બંધ ન થાય;
હાના સાટે હરઘડી, હું ઊંડું ઉઘડાય. ૭.
દ્વેશ તજે નહિ દુષ્ટ જન, દેતાં જીવન દાન;
થાય જવાસા ઘન થયે, બળિને ભસ્મ સમાન. ૮.

નિર્દોશીને શું કરે, દુષ્ટ કરીને દ્વેષ;
જલદ[1] નિહાળિ જવાશિયા, પંડે પામે ક્લેશ. ૯.
દુર્જન દાઝીને મરે, સુજન કીર્તિ સુણિ સ્વચ્છ;
પવન સુગંધી સ્પર્શતાં, મરે તરફડી મચ્છ. ૧૦.
દિલમાં દાઝે દુર્ગુણી, પરીક્ષ કરતાં બોધ;
ચોરતણી નિંદા કર્યે, કોળી કરે વિરોધ. ૧૧.
સત્યપણું સાબિત થયે, દ્વેશી ન તજે દ્વેષ;
પ્રતિવાદી સાચો ઠરે, વાદી વેર વિશેષ. ૧૨.
પાપી જન પશુ જાતિની, સરખી રીત સદાય;
ડર દેખી પાછો હઠે, શાલસપર સજ થાય. ૧૩.
જ્યાં જ્યાં જૈને જન વસે, ત્યાં ભયનો આભાસ;
ખળ જનથી ડરિ પુરતજે, વનમાં વનચર ત્રાસ. ૧૪.
દુઃખ પોકાર્યે દુષ્ટને, દયા ન ઉપજે દીલ;
વાઘ અજા પોકાર શુણિ, ધરે ન ઘડિયે ઢીલ. ૧૫.
ડરે તેહને દુષ્ટ જન, નડે જેમ જમદૂત;
નક્કી અધિક અધિક નડે, બિયે તેહને ભૂત. ૧૬.
વાઘ સાથે વરૂ કુટિલ જન, કરત ન જો કર્તાર;
ગફ્લત રાખત ગુણિજનો, ચકત વારંવાર. ૧૭.
દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદિ કરિયે સતકાર;
નિત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કોવાર. ૧૮.
દુર્જનને ગુણ દીજિયે, કરે આપ અપકાર;
પ્રથમ હણે દેનારને, મર્કટ કર તરવાર. ૧૯.
દુર્જનનાં કૃત દેખિને, કરે મહાજન માફ;
પણ ઈશ્વિર સાંખે નહિ, કરે અદલ ઈનસાફ. ૨૦.
ચિતમાં ચાહો તેટલી, તમે કરો તદબીર;
કથિર કદી ન કનક બને, કનક ન થાય કથીર. ૨૧.
દુષ્ટ ન દુષ્ટપણું તજે, કરિને તિર્થસ્નાન;
ઝેર ઝબોળ્યું દૂધમાં, ઝેરજ રહે નિદાન. ૨૨.
સજ્જન સમ ગણિ સેવાતાં, દુર્જન સુજન ન થાય;
એરંડે રસ નવ ચઢે, શેલડિ સંગ સિંચાય. ૨૩.
શીખામણના શબ્દ તે, કહિયે નહિ ખળ સંગ;
પથરે કાદવ ઢાંકતાં, ઉડે છાંટા અંગ. ૨૪.

ઈંદ્રવિજયછંદ.

શ્વાન ભસે ગજરાજ ગણે નહિ, જ્ઞાનિ ગણે ન અજ્ઞાનિની ગાળો;
જાય જવાસો સુકાઈ શુણી ઘન, દુષ્ટ શુણી પરકીર્તિ દુખાળો;
હંસ સમીપ સદૈવ વસે પણ, કાગ કદાપિ મટે નહિ કાળો;
સજ્જન સંગથકી દલપત્ત, સુલક્ષણ લે ન કુલક્ષણવાળો. ૨૫.

દોહરા.

બાથ ભરી ભેટ્યાથકી, કરિયે નહિ વિશ્વાસ;
ફોફળને લૈ બાથમાં, સૂડી કરે વિનાશ. ૨૬.
કૂરથી રહિયે ચેતતા, જો કદિ વશિયે સંગ;
કદોક સૂડી આપણી, આપણું કાપે અંગ. ૨૭.

સિંહનું દૃષ્ટાંત—ઈંદ્રવિજય છંદ.

સિંહતણી કરિયે કદિ સોબત મસ્ત થએ ન મોહબત રાખે;
લોપ કરે હિત કોપ કરી પછિ, નિર્દય થઈ પળમાં હણિ નાંખે;
મિત્ર અમિત્ર ન તત્ર ગણે, તન ચામડિ ચીરિ ચુપે ચુપ ચાખે;
તે દલપત્ત ભલો પણ દુષ્ટ અદાવદ રાખિ નડે ભવ આખે. ૨૮.

ગધાડાનું દૃષ્ટાંત.

દુષ્ટથકી દુર જૈ વશિયે ખશિયે ખળનો પરખી પડછાયો;
હેત નિહાળિ થવું નહિ હર્શિત શું થયું જો ગુણવર્ણવિ ગાયો;
ગર્ધવની કદિ થાય નગાય, ગમાર ભલે જમનાંજળ નાહ્યો;
દુષ્ટનિ સોબતથી દલપત્ત, નથી જગમાં સુખ કોઈ કમાયો. ૨૯.

દોહરા.

સદ્ગુણથી સજ્જન દિસે, ભણ્યાતણો નહિ ભેદ;
ભણ્યો તોય રાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ. ૩૦.
નિશાળમાં નાદાન જઈ, વડા થાય વિદ્વાન;
પણ ન ટકે માણસપણું, નાદાને નાદાન. ૩૧.

છપ્પો.

ભણિ ગણિ થાય ભણેલ, અહંપદ ઉરમાં આવે;
અધિક મળે અધિકાર, જુલમથી હુકમ બજાવે;
જો પામે જર જોર, ફેલમાં પડે ફસાઈ;
બને બહુ બળવંત, કરે જ્યમ કામ કસાઈ;
સદ્ગુણ દલપત શોભે નહિ, જાત માનવી માત્રને;
અવળાં કારજ અદકાં કરે, પદવી મળે કુપાત્રને. ૩૨.

મનહર છંદ.

અરે ઝેર અભિમાન તજ કડવાશતણું,
કુટિલના કથનની એવી કડવાશ છે;
વાયસ ઠગાઈતણો તજીદે વિશેષ ગર્વ,
એવી ઠગાઈનો ઠાઠ ઠગ લોક પાસ છે;
નિર્દય પણાનું નહિ રાખીશ તું વાધમાન,
દયાહીણ એવા દેશી રાજાઓના દાસછે;
મન વિષે મોટું જમદૂત શું ગુમાન રાખે,
ઘણા દુષ્ટ જૂલમીનો જગમાં નિવાસછે. ૩૩.

[1] જલદ—વરસાદ.

દોહરા.

નિર્લજ નર લાજે નહિ, કર્યે કોટિ ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર. ૩૪.
નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો વેશ્યા શરમાય તો, દેખે નહિ કદિ દામ. ૩૫.
નિર્લજ નિર્લજતા કરી, પોરસ[1] ધરે અપાર;
ભાંડ અધિક ભૂંડુ ભણી, જાણે હું હુંશિયાર. ૩૬.
કામીને સગપણ કશું, ભૂખ્યાને શું અખાજ;
પાપીને મન પાપશું, નિર્લજને શી લાજ. ૩૭.

મનહર છંદ.

દીઠો એક લોહ દંડ, અખંડ પ્રચંડ પંડ,
કાઠથી કઠોરને અનમ્ર દીસે આવતાં;
દૂધ દધિ ઘૃત મધ પાઈએ જો પંચામૃત,
નરમ ન પડે અંગે અતર લગાવતાં;
મધુર વચનની મધુરતાથી, માને નહીં,
જડ જેવો જડ સમજે ન સમજાવતાં;
કહે દલપત એવા કઠોરની કાયા નમે,
તાપથી તપાવી માર મારીને નમાવતાં. ૩૮.

ઈંદ્રવિજય છંદ.

જણ્ય તાડન શબ્દ શુણી, ઠિક થૈ વિચરે ચિત ચેતિ સુઠામે;
યમ જાતિ તુરંગમ તે, સજશે ગતિ ચાબુક ચોટ ઉગામે;
નું તો તન તાડનથીજ, ગતીજ કરે શુભ મારગ સામે;
વે પીઠ પડે ડમણાં, પણ પાંશરિ ચાલ પુરી નવ પામે. ૩૯.

દોહરા.

શઠને તો શિક્ષાવિના, કદી ન આવે સાન;
કહિયે પશુને કરગરી, તો ન તજે તોફાન. ૪૦.

ઈંદ્રવિજયછંદ.

મળ વાત કરે પણ ઘાત, ઘણી ઘટમાં ઘડિમાંધર ઘાલે;
ચાતુરતા બતલાવિ અહોનિશ, ચાતુરતા ચિતમાં ધરિ ચાલે;
વારથ સાધિ ઉપાધિતણાં ખળ, ઝાડ કરી ઝટ મારગ ઝાલે;
રિત કિધે દલપત્ત કહે, દિલ સંકટના બહુ કંટક સાલે. ૪૧.

મચ્છર મારવાના સાંચાનું દ્રષ્ટાંત.

શીતળ શાંત સ્વભાવ સજે, ખળ માનવિ મચ્છર મારણ સાંચો;
વીશવસા વિશવાસ વસે, ઉપજે નહિ ખેદ પડે નહિ ખાંચો;
વાત વિશેષ કહે દલપત્ત, સુબોધ વિષે વિગતે કરિ વાંચો;
ઢુંકડ દેખિ રહે ઠરિ મચ્છર, ચંચળ થૈ પકડે પછિ સાંચો. ૪૨.

ખાખરના ઝાડનું દ્રષ્ટાંત.

જો ભરપૂર ભલાઈ દિસે પણ, ક્રૂર થઈ પછિ કાળજ કાપે;
ખૂબ ખિલ્યો દરસે તરૂ ખાખર, આખરતો કડવાં ફળ[1] આપે;
તેમજ દુષ્ટ તમામતણી ગતિ, મિત્ર થઈ મન આપણું માપે;
મિત્ર મટી દલપત કહે પછિ, શત્રુ સમાન સદૈવ સંતાપે. ૪૩.

કૃતઘ્ની વિષે.—દોહરા.

કૃતઘ્નિને જે ગુણ કર્યો, વસ્તુનો વણ સાઠ;
ગદ્ધે ખાધું ખેત્ર તે, નહિ પુણ્ય નહિ પાઠ. ૧.
કૃતઘ્નિને જે આપિયું, ખાય ત્યાં લગી પ્રીત;
ખાતાં સુધી ભસે નહિ, શ્વાનતણી એ રીત. ૨.
ગુણ જે કર્યો ગમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળિયો બળિયો બની, સહાય આપે શૂળ. ૩.
વળતે દિન ન વિસારિયે, સુખ દીધું દુઃખકાળ;
ઉનાળે જળ આપતાં, ફળે રતે તરૂ ફાલ. ૪.

મૂર્ખ વિષે.—છપ્પો.

વણ પૂછ્યાથી વેણ, ઘણાં બોલે તે ઘેલો;
ખોદી ખાડો ખૂબ, પડે પંડે પણ પહેલો;
ન કર્યાનું કરિ નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે;
પરનું પોતાતણું, ઘણું ઘેલો ઘર ઘાલે;
વળિ વહેલો વળગે વાદમાં, છેલ્લો છેક છુટી પડે;
દિન દિન દિલમાં દલપત કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે. ૧.

દોહરા.

બુદ્ધિ વગરનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણ છે જુઓ, હાથ પાય મુખ કાન. ૨.
આવા નરની વાતથી, આ વાનરની વાત;
ખુશિ થૈ શુણિએ જાતથી, ખુશિ થૈ શુણિયે જાત. ૩.
જડને જે કો ગુણ કરે, ઘડે તેહનો ઘાટ;
નીરે તાર્યું કાષ્ટને, શિરપર પાડી વાટ. ૪.
જગ મધ્યે જાદાં નથી, ગાંડા જનનાં ગામ;
ગુણ હીણા તે ગાંડિયા, દીસે દલપતરામ. ૫
મૂરખ ન ચહે સ્વર્ગ સુખ, ખાન પાન ગુલતાન;
શિશુ શું કરે સુવર્ણને, ભક્ષ કર્યાનું ભાન. ૬

૧ પોરસ—ઉત્સાહ. ૨ હલકી જાતનું ઘોડું.

૧ ફળ—પીતપાપડા.

મોટા સાથે માન લે, ગુણ હિણ નહિ વખણાય;
હરિ સાથે પૂજાય પણ, મુર્ખજ શંખ ગણાય. ૭.
વસે ઘેર જઈ બેનને, ગણાય અવગુણ ગૂઢ;
લક્ષ્મી–વરને કર વશી, શંખ મનાયો મૂઢ. ૮.
અણસમજુને આખલો, સમજે ગુણે સમાન;
સમજાવ્યા સમજે નહિ, તાડનથી લે સાન. ૯.
માર વગર માને નહિ, જડ માણસ પશુ જાત;
કરતાં જુલમ હઠે નહિ, વિનયતણી શુણિ વાત. ૧૦.
એકે પણ સંપૂર્ણ ગુણ, જનમાં નથી જરૂર;
સંપાદન કરિ સ્વલ્પ ગુણ, મુર્ખ થાય મગરૂર. ૧૧.
મુર્ખ વિચારે મુજ વિના, કશું ન સુધરે કામ;
જાય બળદથી બાર ગણિ, આગગાડિ પરગામ. ૧૨.
ગોષ્ટી કરવી નવ ગમે, બુધને મૂરખ સાથ;
કદિ કાગળ ખોલે નહિ, ચડી અભણને હાથ. ૧૩.
પકડી કજિયો પારકો, શીદ કરે સુખ હાણ;
ચિતા પરાઈમાં બળે, એવો કોણ અજાણ. ૧૪.
ઉપાય છતાં અબૂધ જન, દે ઇશ્વરને દોષ;
છતિ છત્રી ઓઢો નહિ, મેહ ઉપર શો રોષ. ૧૫.

વ્યાઘ્રાતાલંકાર.

ભણ્યો નથી હું ભવ વિષે, લખી ન જાણું લેશ;
માટે કામ મુસદ્દિનુ, સોંપો મને નરેશ. ૧૬.

ગમાર બાવની.

કરી ભરૂંસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર. ૧૭.
આખાની આશાથકી, અરધો તજે અહાર;
પછી પૂરો પસ્તાય છે, એ પણ એક ગમાર. ૧૮.
જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર;
કરે સદા સંભારિને, એ પણ એક ગમાર. ૧૯.
તેલ તુલ્ય અંતર તપે, મૂકેવળી વઘાર;
બળતાને બાળે બહૂ, એ પણ એક ગમાર. ૨૦.
કરે વિચાર કર્યા વિના, અવસર વિરૂધ ઉચાર;
સમયવિષે સમજે નહિ, એ પણ એક ગમાર. ૨૧.
જેની સોબતથી થયું, અતિ દુઃખ એકેવાર;
વળિ તેની સાથે વસે, એ પણ એક ગમાર. ૨૨.
જાણે જે જેની જિભે, નિકળે સદા નકાર;
તોપણ માગે તે કને, એ પણ એક ગમાર. ૨૩.
સહજ વાતમાં સર્વપર, ખોટો રાખે ખાર;
વેર વધારે વિશ્વમાં, એ પણ એક ગમાર. ૨૪.
સહસા કામ સમેટિને, વળતી કરે વિચાર;
પાણી પીને ઘર પુછે, એ પણ એક ગમાર. ૨૫.
વાદે નાણું વાવરે, આપે બની ઉદાર;
કરજ કર્યાનો ડર નહિ, એ પણ એક ગમાર. ૨૬.
નિજ દુર્ગુણ દેખે નહિ, પર નિંદાપર પ્યાર;
છિદ્ર ઉઘાડે અવરનાં, એ પણ એક ગમાર. ૨૭.
ભૂતળમાં ભૂંડાઈનો, ભરે ભલો ભંડાર;
સાબાશી સપને ન લે, એ પણ એક ગમાર. ૨૮.
સારૂં નરસું શોધિને, જુએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખાં ગણે, એપણ એક ગમાર. ૨૯.
છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એપણ એક ગમાર. ૩૦.
કરે પરાક્રમ પણ ધરે, અવરતણો આધાર;
અલ્પે ન મળે આપ બળ, એ પણ એક ગમાર. ૩૧.
સમજે જે હું સહજમાં, પામિશ સાગર પાર;
પંડ બળે તરવા પડે, એ પણ એક ગમાર. ૩૨.
ઘર ધણિયાણીથી લડી, બાળી દે ઘરબાર;
વીમાસણ વળતી કરે, એ પણ એક ગમાર. ૩૩.
કચુરીન પાળે કોઈ દિન, વળતી વધે વિકાર;
ભારે પીડા ભોગવે, એ પણ એક ગમાર. ૩૪.
વિખનું જોવા પારખું, લે મુખ માંહિ લગાર;
મોહિ વગર મોતે મરે, એ પણ એક ગમાર. ૩૫.
કન્યાનું માગું કરે, એતો સૌ સંસાર;
પણ વહુનું[1] માગું કરે, એ પણ એક ગમાર. ૩૬.
વાત ન જાણે વૈદની, અનુભવ નહિ આજાર;
વૈદ બની વૈદું કરે, એ પણ એક ગમાર. ૩૭.
ટંટો ટુંકો થાય તો, વળી કરે વિસ્તાર;
લડાઇથી લાજે નહિ, એ પણ એક ગમાર. ૩૮.
નિઃસંશય ઉત્તર મળે, તોય કરે તકરાર;
વ્યર્થ વદે વળિ વાદ બહુ, એ પણ એક ગમાર. ૩૯.
સમજે જે જન સર્વથી, હુંજ ઘણો હુંશિયાર;
પછી ન પૂછે કોઈને, એ પણ એક ગમાર. ૪૦.
અંતર કેરા ઉભરા, બકિને કહાડે બહાર;
જોગ્ય અજોગ્ય જુએ નહિ, એ પણ એક ગમાર. ૪૧.
ચડે નજર જન ચાલતાં, ચાલે લારો લાર;
પ્રીછે નહિ પરિણામને, એ પણ એક ગમાર. ૪૨.
વિરૂદ્ધ દીસે વિશ્વમાં, એમ સજે શણગાર;
અપજસથી નવ ઓસરે, એ પણ એક ગમાર. ૪૩.

[1] કોઈએ પોતાને વાપરવા ચીજ લીધી હોય, તે વેચાતી માગે.

દોહરા.

અલ્પ કાંઈ ગુણ આવતાં, છાકિ મગજ છલકાય;
જરૂર તે પછિ જાણવું, શેષ ગુણો ન સમાય. ૧૫.
ભૂલે ભેદુ ભવિષ્યના, સુરવર મુની સમાન;
માટે જન મિથ્યા ધરે, અભિમાની અભિમાન. ૧૬.
કશા વિના અટકે નહિ, જેમ તેમ દિન જાય;
વસ્ત્ર વિનાં વલકળ[1] ધરી, વન વસતા રૂષિરાય. ૧૭.

ઉપજાતિ વૃત્ત.

સ્વશક્તિનો સંભવ જે ન જાણે, અનેક વાતે અભિમાન આણે;
માની ઘણો થૈ મગરૂર માલે, હરેક વાતે નિજહાથ ઘાલે. ૧૮.

દોહરો.

માન હરેક પ્રકારનું, મળવા ન ધરો આશ;
જળચર થળમાં વિચરતાં, નિશ્ચે પામે નાશ. ૧૯.

રોલ છંદ.

સદા સોયનું સોયથી કામ થાય,
કૃપાણે[2] કહો કે કરી શું શકાય;
કરી શું શકે આંખનું કામ કાન,
ધરે માનવી મુર્ખ મિથ્યાભિમાન. ૨૦.

દોહરો.

આપેલો જગદીશ્વરે, હરેકમાં ગુણ હોય;
અવગણના કરિ કોઈની, ગર્વ ન ધરશો કોય. ૨૧.

મનહર છંદ.

વદે વિદવાન એક છે આ જડ જેવો છેક,
અકલ વિનાનોએતે કારજ શું કરશે;
અરે વિદવાન અભિમાન એવું આણીશ માં,
મિથ્યાઅભિમાની અભિમાનમાં તું મરશે;
જડમાંતો જગદીશે ગોઠવ્યાછે એવા ગુણ,
અકલ તારી એની આગળ જળ ભરશે;
જડ જાતી નાવનામ, દેખ દલપતરામ,
તે વિના તારી અકલ તરીને ઉત્તરશો! ૨૨.

દોહરો.

અવગુણને પણ ગુણ ગણી, ઉર આણે અભિમાન;
તો તેને શું ટોકિયે, કહે તે સુણિયે કાન. ૨૩.

[1] વલકળ—ઝાડની છાલના લૂગડાં.
[2] કૃપાણ—તરવાર.

મનહર છંદ.

ઘૂઠ કહે ઘણો જૂનો ચોખોછે અમારો ચાલ,
દૂનિયાંને જૂની રીત અમારે દેખાડવી;
સૃષ્ટિ સરજ્યાં પહેલે સમેક્યાં સુરજ હતો,
એતો થયો નવો નવી રીત નહિ પાડવી;
હોય જાતે હલકાતે આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતિએ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દીવાકર દેખી નહિ આંખજ ઉઘાડવી. ૨૪.

વસંતતિલકા વૃત્ત.

જેને ન જાણ કદિ કોકિલ કાગ કેરૂં,
તે કાગનું કદિ વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યાં શ્રવણ કોકિલ શબ્દ સારા,
તે કાગના સ્વર સુણી નહિ માનનારા. ૨૫.

આર્યા વૃત્ત.

અટન કર્યું ન યુરોપે, મન તેને મુંબઈ નગર મોટું;
પણ પારિસ પુર પેખે, છેક પછી જાણશે છોટું. ૨૬.

દોહરો.

આપ આપની અકલનું, સૌને ઉર અભિમાન;
ઈશ્વરની માયાતણું, અકળિત્ત એજ નિદાન[1]. ૨૭.

મનહર છંદ.

પંડિતને પતની કહે તમે તો પઢી જાણો,
આપની અકલ એને અધિક જણાઈછે;
રસોઈઓ રસોઈ કરી આપી રાજાને કહે,
ચાવી જાણો તેમાં કહો કશી ચતુરાઈછે;
વણકર વસ્ત્ર વણી આપી વાણિયાને કહે,
વકરો કરી જાણોછો તેમાં શી વડાઈછે;
આપ આપની અધિક દેખે દલપત કહે,
સકળમાં અકલ અંધારે વહેંચાઈ છે. ૨૮.

ઉપજાતિ વૃત્ત.

ચોરાવિ લે કે ચિત ચોરિ રાખે, વિદ્યાગુરૂને ગુરુજી નભાખે;
જુઓ કળા એ કપટી જનોની, કરે વડાઈસ્વપરાક્રમોની. ૨૯.
પ્રીછે ન પોતે પણ પૂછવાથી, લાજે દિલે શિષ્યપણે થવાથી;
પુછે ગુરૂ થૈ મન મર્મ લેવા, મિથ્યાભિમાની નર દંભિ એવા. ૩૦.

[1] નિદાન—કારણ.

લટકે ઊંધે મસ્તકે, જઈ હાળે વાગોળ;
મન જાણે મેં પગવડે, રાખ્યો ખાળિ ખગોળ. ૩૧.
મિથ્યા અભિમાની મનુષ્ય, ઠાલી કરે ઠગાઈ;
તેથી તેનો થાયછે, ભૂંગળ વિના ભવાઈ. ૩૨.

વંશસ્થ વૃત્ત.

મિથ્યાભિમાનિ વર જેહને મળ્યો,
તે માનનીનો અવતાર તો બળ્યો;
કરે કળાપો બહુ સર્વ કાળમાં,
તેને સદા કાજળ છે કપાળમાં. ૩૩.

દોહરો.

કૃત્ય કર્યાથી થાય શું, જો ન વખાણે લોક;
નહિ સુગંધ સુફળ નહિ, આવળ ફૂલે ફોક. ૩૪.

પાદાકુળ છંદ.

જેમાં ગુણ કે અવગુણ એકે, છાનું કદી રહે નહિ છેકે;
છોને છળથી છાનું રખે, દુનિયાં દેખે તેવું દાખે. ૩૫.

ઉપજાતિ વૃત્ત.

અશક્યતાથી નહિ હાથ આવે, તો દોષ તેમાં ઠગ તે ઠરાવે;
થાકે કદી જો કરિ કૂદકારો, કહે નથી તે ફળ સ્વાદ સારો. ૩૬.

દોહરા.

માનીને અપમાનથી, ચડે કારમો કાળ;
જો નવ ચાલે જોરતો, ફૂટે આપ કપાળ;
ખીજી ખામી ઢાંકતાં, લાખો જાણે લોક;
અભિમાની અભિમાનથી, ફજેત થાએ ફોક. ૩૭.

ઉપજાતિ વૃત્ત.

જો પારકી કીર્તિ પડેજ કાને,
મિઠાશ તેમાં મનથી ન માને;
સ્વકીર્તિનાં ગાયન ગાય ગાજી,
મિથ્યાભિમાની મુરખા, મિજાજી. ૩૮.

દોહરા.

અભિમાની મત આપનો, મૂકે નહિ તિલ માત્ર;
તે માટે તેથી હઠે, શાણા લોક સુપાત્ર. ૩૯.
અભિમાનીને ઉચરતાં, છે સર્વે મગ છૂટ;
અંત આપણે થાકિયે, કરતાં માથાકૂટ. ૪૦.
મૂખે મમત મુકે નહિ, અભિમાની ઉસ્તાદ. ૪૧.
અભિમાનીને અંતરે, ભાસે જો નિજ ભૂલ;
તોપણ તેની જીભથી, કદિ નહિ કરે કબૂલ. ૪૨.

ઉપજાતિ વૃત્ત.

ખત્તા મળે તોપણ એલ એલે, મિથ્યાભિમાની મમતા ન મેલે;
કાઢે કશ્યા ઉત્તર કેરિ કુંચી, પડ્યા મિયાં તોપણ ટાંગ ઉંચી. ૪૩.
હરે દિલે દૂરથિ દેડકાથી, વાણી વદે જે વઢું વાઘલાથી;
કરે ખરેખાત વિચાર ખોટા, મિથ્યાભિમાની નર મૂર્ખ મોટા. ૪૪.

દોહરા.

અભિમાનીના ઉપરે, રૂઠે શ્રીભગવાન;
અંતે જરૂર એહનું, ઉતારે અભિમાન. ૪૫.
રાવણ દુર્જોધનતણું, રહ્યું નહિ અભિમાન;
તોપણ તે વાતો સુણી, નવ સમજે નાદાન. ૪૬.

મનહર છંદ.

કુવો શું ગરવ ધરે તેથી તો તળાવ મોટું,
તળાવથી નદિયો છે, મોટી એક એકથી;
નદીઓ તે સઘળી સમુદ્રમાં સમાઈ જાય,
આકાશ ભરાય નહિ સમુદ્રો અનેકથી;
એમ એક એકથી અધીક અધિકાઈ ધરે,
વિવેકી તો ઉર એમ વિચારે વિવેકથી;
કહે દલપતરામ જાય અભિમાન આમ,
સમજે પોતાને જ્યારે છોટો છેટા છેકથી. ૪૭
વધે અભિમાન ત્યારે ઉંચી ઉંચી દૃષ્ટિ કરો,
તૃષ્ણા વધે ત્યારે નીચા નીચાંને નિહાળિયે;
દુખિયાનાં દુઃખ દેખી તેઓનાથી તો વિશેષ,
સમજી પોતાને સુખી સદા મન વાળિયે;
જેમ ટાઢ પડે ત્યારે ભાળીએ સૂરજ સામું,
તાપ પડે ત્યારે છાયા ઝાડની સંભાળિયે;
કહે દલપતરામ કરીને ઉપાય આમ;
અભિમાન તથા તાપ તૃષ્ણાતણો ટાળિયે. ૪૮

દોહરો.

અધિકથકી અધિકા મળે, સરસ નરસ કરનાર;
સરસાઈ નરસાઈનો, પામી ન શકિયે પાર. ૪૯

કરજ ઘણું નિજ માથે કરે, ઉડાવતાં નહિ અંતર ડરે;
એ દેવાળાનો ઉપાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૨.
વદે વાયદો વારંવાર, જુએ આડું અવળું જેવાર;
એ ના પાડ્યાનો અભિપ્રાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૩.
ગમે ઘણાં ગુણકાનાં ગાન, રાંડોમાં રખડ્યાનું ધ્યાન;
વળતી તે વ્યભિચારી થાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૪.
પંડે બ્રાહ્મણ ગાંજો પિયે, બહુ જન જાણે પણ નહિ બિયે;
વખતે વારૂણિ[1] પણ પીવાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૫.
દયા ટળે દાનત ફરિ જાય, પ્રજા સાથ શત્રૂતા થાય;
તે રાજાનું રાજ ડુબાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૬.
વડાનિ સાથ કરે વીરોધ, કિંચિત બળ પણ ઝાઝો ક્રોધ;
દુઃખ દશા તેની દેખાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૭.
કહેશે વ્યસન ફરી નહિ કરૂં, ખચિત પણે પણ કરશે ખરૂં;
જો વ્યસની સંગત ન તજાય, સ્વપ્નું આચારે વરતાય. ૧૮.
હોઠ હલાવે માણસ જાત, પેટની પરખી લઇયે વાત;
એ પરખી લેવાની આમ, રીત કહેછે દલપતરામ. ૧૯.

સત્ય વિષે.—મનહર છંદ. સહોક્તિ અલંકાર.

કુળનું કંગાલપણું જાયછે કુસંગ સાથે,
સંપ સાથે સમૃદ્ધિ સદા વિદાય થાયછે;
સિદ્ધિ અને બુદ્ધિ બંને આવેછે ઉદ્યોગ સાથે,
આળસ સંઘાતે તો દરિદ્રતા દેખાયછે;
કંજુસાઈ સાથે સદા ઉપજેછે અપજસ,
જશ તો ઉદારતાની સાથે વધી જાયછે;
જૂઠ સાથે અવિશ્વાસ આવે દલપત કહે,
સત્ય સાથે સાહુકારી બહુધા બંધાયછે. ૧.

ઈંદ્રવિજય છંદ.

સત્ય બધાં સુખનું શુભ સાધન, સત્યવિના કહેવાય કુધારો;
સત્ય થકી દલપત્ત કહે, ધિરધારપણું વ્યવહારનું ધારો;
સત્ય ગયા પછિ સૃષ્ટિ વિષે, અતિ સંકટનો નહિ અલ્પ ઉધારો;
સત્યસમસ્તસુધારણમૂળ, અસત્યથી અસ્તસમસ્ત, સુધારો. ૨.

દોહરા.

સત્ય વિષે બહુ સદગુણો, ગણતાં એમ ગણાય;
જેમ રૂપૈઆ એકમાં, આના સોળ સમાય. ૩.
સત્ય ન સંતાડ્યું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળિયેથી તેલ. ૪.
સત્ય સાચવે તેહને, ખળ જન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસ્વાર. ૫.
કરતાં સારૂં કામ કે, અદલ ઉચરતાં આંક;
રખે દુરિજન રોશતો, સજ્જનનો શો વાંક. ૬.
લેવડ દેવડને વળી, વિવિધ ભાત વ્યવહાર;
ચાલેછે આ જગતમાં, સત્ય તણે આધાર. ૭.
સત્ય પણું જો સર્વથા, નિશ્ચે પામે નાશ;
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ. ૮.
સત્ય ધર્મનું સત્વ છે, અધર્મ સત્વ અસત્ય;
સદા સર્વદા સત્યની, અતિશે દિસે અગત્ય. ૯.
બાળપણાથી બાળને, સત્યપણાની ટેવ;
પૂરી રીતે પાડવી, ભલો વિચારી ભેવ. ૧૦.
સ્વપને પણ સાચું વદે, જૂઠ ન વદે જરાય;
સત્યવાદિ સંસારમાં, શોભે અધિક સદાય. ૧૧.
સેવે સિંધૂ સત્યનો, ગુણિ હરિભક્ત ગણાય;
લોભી અણલેપદતણો, જણ તે એમ જણાય. ૧૨.

જુઠ વિષે—મનહર છંદ.

જુઠું બોલીએ ને દૈએ સત્યતાની શિખામણ,
લોકને કહો તે ઉપદેશ કેમ લાગશે;
જુઠું બોલે તે જરૂર મહા પાપનુંજ મૂળ,
જુઠું બોલવાથી શૂળ સહસ્ત્રધા જાગશે;
જુઠું બોલેતે ગણાય કોરટનો ગુનેગાર,
જૂઠું બોલનારતણો ભાર બોજ ભાગશે;
કહે દલપતરામ જાણવું જરૂર આમ,
કોઈ સમે કોરટ-સાચો જવાબ માગશે. ૧.
જુઠાનો જરૂર જુઓ જગમાંથી જસ જાય,
જીવ્યો તે ન જીવ્યો જેને જણ જાણે જૂઠોછે;
જૂઠું બોલી જગતને સમજાવે જેમ તેમ,
આ લોકમાં એવું જાણો એનો દીન ઉઠયોછે;
જુઠું બોલી જાણે તુષ્ટમાન કરી માન પામું,
ત્રિભુવનમાંહિ કહો તેને કોણ ત્રુઠ્યો છે;
જુઠાબોલો જન ચોર ઢોર કે હરામખોર,
કહે દલપતરામ એને રામ રૂઠ્યો છે. ૨.

દોહરા.

જુઠા બોલાનું જુઓ, બધું જૂઠમાં જાય;
વિંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૩.

---

[1] વારૂણી—મદિરા.

જે જન કદિ જૂઠો પડે, એકવાર કો દાસ;
શુણુનાં સંશય ઉપજે, તેના બોલ તમામ. ૪.
જૂઠી વાતે જો કદી, મૂઠી મળે અનાજ;
ઉઠી એમાં આગ્યતો, રૂઠી ઉઠે રાજ. ૫.
જૂઠિ સાચિ ગપ જગતમાં, વિચરી તે વંચાય;
સૂર્ય ગ્રહણ શશિથી બને, પણ ગ્રહ રાહુ ગવાય. ૬.
સર્વે કહે તેવું કહો, તેમાં નહિ જૂઠાઈ;
તળાઈ નહિ ઘી તેલમાં, તેને કહે તળાઈ. ૭.

એક બાવાની ગપ.

એક ઠગિયો દેશછે, મેં જોયો નિજ જાત;
ભરી સભામાં ભાઈ મેં, ખરે[1] ખરી કહિવાત. ૮.

ઉત્તર.

તમે ખરે[2] મુખથી કહી, ખરી[3] તમારી વાત;
સમજૂ તો સમજે તરત, ભોળા પામે ભ્રાંત. ૯.
દાન સમાન સુપુણ્ય નહિ, ભજન સમો નહિ જાપ;
સત્ય સમાન સુધર્મ નહિ, જૂઠ સમું નહિ પાપ. ૧૦.

---

લોભ વિષે—દોહરા.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિ કૂળ;
લોભે લક્ષણ જાયછે, લોભ પાપનું મૂળ. ૧.

ભુજંગી છંદ.

ઘણા લોભથી તો ઘણું કષ્ટ થાશે,
ઘણા લોભથી લાભ લેતાં લુટાશે;
ઘણા લોભથી તો પડે ભીડ ભારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૨.
ઘણા લોભથી સત્યતા સદ્ય તૂટે,
ઘણા લોભથી મિત્રતા છેક છૂટે;
ઘણા લોભથી ધર્મને દૂર ધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૩.
અતી લોભથી આંધળા થાય આંખે,
ચિતે ચેતિને કાંઈ ચિંતા ન રાખે;
ખરી ખોટનો માલ નાંખે વખારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૪.
જુઓ માંછલાં સ્વાદ લોભે મરેછે,
જુઓ લોભિયાં કામ કેવાં કરેછે;
એકએકને દ્રવ્ય આપે ઉધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૫.
અતી લોભિયાને ઠગારા ઠગેછે,
અતી લોભિયા ફંદમાંહી ફગેછે;
અતી લોભિયા કષ્ટને છે કિનારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૬.
વશીલો નહિ લોકમાં લોભિયાનો,
સગો કે સનેહી કહો હોય શાનો;
વિવેકે કશું લોભિયો ના વિચારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૭.
જનોને ચિતે જે સમે લોભ જાગે,
અતી ઝેર તે તો સુધા તુલ્ય લાગે;
વડેરાતણાં શુદ્ધ વાક્યો વિસારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૮.
કહો લોભિયાને દયા દીલ ક્યાંથી,
અરેકાર આવે નહિ ઉરમાંથી;
નહિ પાપિયો પેટ પોતાનું ઠારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૯.
કરે લોભથી કારમાં કામ કૂડાં,
રૂદે લોભિયાને રૂચે કેમ રૂડાં;
હરે ના કહે જો હત્યારો હજારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૦.
ખમે લોભિયો દ્રવ્યની ભીડ ભારી,
ભમે લોભિયો નિત્ય થૈને ભિખારી;
પડ્યા હોય જો લાખ નાણાં પટારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૧.
કહી શુદ્ધ શિક્ષા રૂડા લોક કામે,
દિલે ધારિને નીતિ દલપત્તરામે;
અનીતી તજે અંતરેજો ઉતારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૨.

મનહર છંદ.

ધુતી ધુતી ધન ન ધરાયો ધને ધૂરત તું,
ધીક તારી ધારણા જે ધન ધર્યું ધૂળમાં;
મતિ રૂપી અમ્રત મળેલું મહા મુલ્યવાન,
મચી મચી રેડ્યું મહા પાપનાજ મૂળમાં;
તાપનો સંતાપ ને સંતાપ શીત સર્વેડાંનો,
સહન કરીને દ્રવ્ય સંચ્યું રહી શૂળમાં;

---

[1] એમાંથી બીજો અર્થ એવો નીકળે છે કે ગધાડે ચ-ઢીને વાત કહી.
[2] ખરે-ગધેડે. [3] ખરી-ગધેડી.

શોભા માટે નથિ સરજ્યાં, એમ વિચારો ઉર;
સ્ત્રી ઝાંઝર ગજ ઘંટછે, દેખી ખસવા દૂર. ૩૨.
જરે મરે પણ નહિ ડરે, થતાં અંગનો ભંગ;
મોહવડે ઉપર પડે, દીપક દેખિ પતંગ. ૩૩.
જે ચેતી ચાલે નહિ, ઠાલી ઠોકર ખાય;
પછિ તે સજ્જન પાંચમાં, ઉચ્ચરતાં શરમાય. ૩૪.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રે રૂડી ઘડિયાળ હાલ તુજનો, ઘાંટો દિસેછે ઘટયો;
સાચી વાત શુણાવ આવ સઘળી, જે શબ્દ સાથી મટયો;
મારા મિત્ર પવિત્ર વિપ્ર તુજને, વાર્તા કહું શી કથી;
ઠાલી ઠોકર ખાધિ તેથી ઠણકો, થાતો નથી ઠીકથી. ૩૫.

અદેખા વિષે—દોહરા.

વણ પાવકથી પરજળે, અદેખાતણું ઉર;
અન્યતણી ઉતકૃષ્ટતા, જોઈ ન શકે જરૂર. ૧.
શકે નહિ ગુણ મેળવી, રાખે રૂદયે રોષ;
અકળાઈ પર ઉપરે, મિથ્યા મૂકે દોષ. ૨.
દિલમાં પ્રભુથી નવ ડરે, વિશેષ રાખે વેર;
અંતે તે હલકો પડે, ઝાઝું રાખી ઝેર. ૩.
આંચ ન આવે સાચને, બળે અદેખો આપ;
નિશ્ચે કોઈ સમે નડે, તેને તેનું પાપ. ૪.
અદેખાતણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળું દેખે પર વિશે, રોગતણે સંજોગ. ૫.
પડતી ઇચ્છે પરતણી, ચડતી આપ ચહાય;
પણ પાપી શું કરિ શકે, ધાર્યું ધણિનું થાય. ૬.
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપિ તે, ફૂલ થઈ ફેલાય. ૭.
ઇચ્છે જેવું અવરનું, એવું આપનું થાય;
નહિ માનો તો કરિ જુઓ, જેથી તુરત જણાય. ૮.
પરનું બિગાડતાં પડે, જોખમ આપ જરૂર;
પ્રજાળતાં "શિવ પુત્ર[1]"ને, પ્રજળ્યું લંકાપૂર. ૯.
તદબીરે તરકટ કરી, પરઠે તોમત પાંચ;
પણ સૌ જાણો સાચને, કદી ન આવે આંચ. ૧૦.
જોર વિના સન્મુખ રહી, જો રવિના સન્મૂખ;
રહિ ઉભો રજ નાંખશે, પડે પંડને મૂખ. ૧૧.
કર્તારે કોકિલતણો, રચ્યો મધુર શુભ રાગ;
અદેખાઈ ઉરમાં ધરે, કોકિલ ઉપર કાગ. ૧૨.

[1] શિવ પુત્ર–હનુમાન.

કવિત. ચંદ્રગ્રહણ વિષે—પૃથ્વીપ્રતિ ઉક્તિ.

ભાનુંતણી પ્રભા, ભૂમિ તુજપર ચંદ્રપર,
પડતી હતી, હતી રીતી તે કૈક કાળની;
ઈંદુ પ્રભા પામો તને, આપતો ઉજેશ લેશ,
તેં વિશેષ લોભે ગતિ કીધી ખોટા ખ્યાલની;
તેં જાણ્યું જે વચ્ચે પડી પામું હું બધો પ્રકાશ,
ચાલી દલપત ચાલ, ચાડિયાનો ચાલની;
ઈંદુમાં અંધારૂં થતાં, તુજમાં અંધારૂં થયું,
ચેતી લે અચળા ચૂક, તે તારો કુચાલની. ૧૩.

વાદવદવા વિશે તથા પક્ષપાત વિશે.

દોહરા.

સરસ ચિત્ત ચરચાવિષે, સંપ તથા સંતોષ;
દ્વેશ બુદ્ધિ ચરચા વિશે, ક્લેશ વૈર ને રોષ. ૧.
કરિયે ચર્ચા જ્ઞાનની, અતિ ઉમંગ ધરિ ઉર;
પકડે રૂપ લડાઈનું, દેખી ખશિયે દૂર. ૨.
માન તજીને માનિયે, ભલે પ્રકારે ભૂલ;
તો સીધો રસ્તો જડે, ફોગટ તજિયે ફૂલ. ૩.
અસત્ય ભાષણ ઇરશા, નિર્દયતા દિલ રોષ;
દુર્વક્તાદિ દુરાગ્રહે, દિસે ઘણેરા દોષ. ૪.
આપ આપની સ્થિતિ તરફ, તાણ ખેંચનું તાન;
શિયાળ તાણે શીમભણિ, વસ્તી સન્મુખ શ્વાન. ૫.
વાદીથી ડરિ વેગળા, ઉભા રહિયે આપ;
વાદી આગળ હોયછે, ક્રોધી કાળો સાપ. ૬.
કદિ કરવો નહિ કોઇએ, વાદીનો વિશ્વાસ;
સંભળાવિને મધુર સ્વર, પકડે નાંખી પાસ. ૭.
જે વાદીના જોડિયા, ઝેરી જાતે હોય;
તે વાદી સાથે સજન, વાદ ન કરશો કોય. ૮.
માને તેને મુખથકી, દઇએ શુભ ઉપદેશ;
નહિ માને તો તે વિષે, દિલ નહિ ધરિયે દ્વેષ. ૯.

મનહર છંદ.

પેમાને ફેમો પુછે છે પૃથીવીમાં પ્રતિ વર્ષ,
મેહ ઝડી માંડેછે ચોમાસે માસ ચાર જે;
એક મેહ હશે કે જરૂર હશે જુજુઆ તે,
પેમો કહે એકજ છે એકજ પ્રકાર જે;
ફેમો કહે તારે કહે એકજ મનાય કેમ,
જોશીએ જુજુઆ બતાવેલાછે બાર જે;

હે પેમો તારો સાથે કરે કોણ માથા કુટ,
જન ફ્રેમા તે જુન્જુઆ છે તું તો તારે ધાર જે. ૧૦.

વિરોધો ભારા.

વાદ વદવાથકી વિરોધ ક્રોધ વધી જાય,
વાદ વદવામાં કશો કાર નથી કદીએ;
વાદ વદી વરી કરી વિત્ત નહિ વાવરીએ,
વાદ વદી સામે પૂર પડીએ ન નદીએ;
વાદ વદી જમણ ન જમીએ જશ વિશેષ,
વાદ વદી લડીએ ન ગડદા ગદ્દીએ;
વાદ વદવામાં કોટિ કષ્ટ દલપત કહે,
નિશ્ચિત નઠારાથી નઠારો વાદ વદીએ[1]. ૧૧.
હુંકારા તુંકારા કરી બોલે જ્યાં નઠારા બોલ,
ભાળી એવા ભુંડા લોક ભય પામી ભાગીએ;
ક્લેશ કે કલેશનો પ્રવેશ લેશ દેખીએ તો,
કરીને નિકાળ તતકાળ તેને ત્યાગીએ;
છેક જયાં વિવેકહીન ત્યાં થકી તો છૂટવાને,
લાખ વાર તેને લળી લળી પગે લાગીએ;
કહે દલપત માફ મગાવે જો ચાર વાર,
ચાર વાર શું હજાર વાર માફ માગીએ. ૧૨.

દુમેલા છંદ.

શુણર નટ શુદ્ધ શિખામણ સારિ, કૃપાથિ તને સમજાવું કથી;
શિર સાત ઘડા ધરિ બાળક બે લઈ, દોર ચડી ઉતર્યો દુઃખથી;
કરિ ક્રોડ કળા દલપત્ત કહે, ખુબ ખેલ કરીશ મરીશ મથી;
ન બહુ કથવા નિરધાર કર્યો, નર તે તુજને બદનાર નથી. ૧૩.

ઉપજાતિ વૃત્ત.

વાચાળજે વાદ વૃથાજ થાપે, તથાપિ તે સત્ય કરીજ આપે;
ભરી સભામાં શત વાર ભુલે, તથાપિ જીભે કદિના કબૂલે. ૧૪
વાચાળ શું હોડ કદી ન કીજે, જાદૂગરોથી બળ બાંધિ બીજે;
સુજ્ઞેન તેના સઘળા શિરસ્તા, વિચિત્ર તેના છળની વ્યવસ્થા. ૧૫.

સોરઠો.

જેને જેનું ભાન, તે સમજે તે વાતમાં;
અચરજ ધરે અજાણ, માને નહિ મનાવતાં. ૧૬.

[1] એવો અર્થ જણાયછે કે નઠારા સાથે નઠારો વાદ વદીએ
ણ ખરો અર્થ એછે કે વાદને નઠારાથી નઠારો કહીએ.

માલિની વૃત્ત.

અણસમજુ જનોના સંશયો સર્વ છૂટે;
પણ સમજુ જનોના સંશયો તો નછૂટે;
સરળ મન જનોની ભાગતાં ઊંઘ ભાગે;
કુટિલ જન કદાપી જાગતા તે ન જાગે. ૧૭.

દોહરા.

સુણવા ઇચ્છે તેહને, કહિયે આપ વિચાર;
હઠ પકડે તો તે પછી, તજિ દૈયે તકરાર. ૧૮.
હઠ પકડે જે હોય શઠ, તે સમજે પણ તોય;
હોઠે કદી ન હાભણે, હૈયામાં હા હોય. ૧૯.
મમતી જન માને નહિ, ભલે કરેલી ભૂલ;
હૈડુ તેનું હા કહે, કરે ન જીભ કબૂલ. ૨૦.
મૂરખ જીવ જતાં લગી, છોડે નહિ છંછેડ;
મંકોડો મૂકે નહિ, બચ્ચકુ તૂટે કેડ. ૨૧.

પક્ષપાત વિષે.

દોહરા.

પરપક્ષીના સદ્‌ગુણો, નિજ પક્ષીના દોષ;
ડુંગર સમ દેખાય નહિ, એ મોટો અફસોસ. ૨૨.
સરસપણું સમજાય નહિ, જો પરપક્ષ જણાય;
સરસ રસોઈ શુદ્રની, દેખી ન દ્વિજ લોભાય. ૨૩.
ખાંતે બાજી ખેલતાં, બોલે પક્ષે બોલ;
કરશે કેવા ન્યાય તે, તેનો કરિયે તોલ. ૨૪.

ઈંદ્રવિજય છંદ.

ભાળિયે ભૂતને ભાંગ વિભૂતિજ, આસન તે વૃષભાસનનું છે;
જ્યાં પરપત્નિ વિહારનું વર્ણન, ગાયન તે ગરૂડાસનનું છે;
મૂર્તિ ઊંજણિ દેખિને મંદિર, જાણવું જે જિન શાસનનું છે;
જ્યાં પક્ષપાત પુરો દલપત્ત, વડું સ્થળ વાદવિલાસનનું છે. ૨૫.

ક્રોધ વિષે—ઈંદ્રવિજય છંદ.

ક્રોધ કરે ચિત્તમાંહિ ચઢાઈ, લડાઈ ન ધારિ શકેજ ઉધારે;
વ્યર્થ સમર્થથિ વેર વધારિ, અનર્થ કરે, નહિ અર્થ સુધારે;
પાપ અને પરિતાપ અમાપ પ્રકાશિ, કરી પછી આપ પધારે;
ક્રોધ કુબોધ કરે દલપત્ત, કહે વળી ક્રોધ વિરોધ વધારે. ૧.

દોહરા.

કદિ તેને હણિયે નહિ, જો રિસ બહુ ચડિ જાય;
મારીને રોવું પડે, પસ્તાવો પછિ થાય. ૨.

દીશ ન સૂજે રીસમાં, નહિ સૂજે દિનનીશ;
ડર વિસરે જગ દીશનો, ચડે રૂદયમાં રીસ. ૩.
ક્રોધી નૃપને દૂરથી, કરિયે સદા પ્રણામ;
જે અડકે જઈ અગ્નિને, દાઝે દલપતરામ. ૪.
ક્રૂર સ્વભાવિકનું કદી, મોત કમોતે થાય;
વાઘ અજાડીમાં પડયો, કોણ કાઢવા જાય. ૫.
ક્રોધી પાસે કીજિયે, વિચારિને વિશ્રામ;
બાવળિયા તળ બેશિયે, ડરતા દલપતરામ. ૬.
ક્રોધી જનને આશરે, કરિયે નહિ વિશ્રામ;
જ્યાં બાવળ ને બોરડી, રહો ન દલપતરામ. ૭.
ખળ સંગે સજ્જનતણું, ક્રૂરે સ્વભાવિક અંગ;
પાણી પણ ઉનું બળે, પડતાં તાપ પ્રસંગ. ૮.
જથાર્થ ઘાટ જણાયતો, રૂદે ન ધરશો રોષ;
વક્રપણું નિજ વદનમાં, દર્પણનો શો દોષ. ૯.
જો આવે મન આંબળો, સાલસ જુલમિ જણાય;
રૂ જેવું પોચું નથી, વળથી ફાંશી થાય. ૧૦.
પ્રતાપ પામી જે તપ્યો, વિનયે શાંતિ ધરે ન;
ચઢતે દિન પથ્થર તપ્યા, નમતે તરત ઠરે ન. ૧૧.
મગજ જેહનું પવન વશ, તેનો શો વિશ્વાસ;
પવન કદી વૃદ્ધી કરે, કદિ વૃદ્ધીનો નાશ. ૧૨.
ગંભિર મન આકાશમાં, પવન કહે જો કોય;
જેમ જુઓ ઊંચે[1] સ્થળે, પવન પાતળો હોય. ૧૩.
પતંગ પામર પ્રાણિને, સંગ સમીર[2] ભરાય;
દોરી જાય જહાં સુધી, ત્યાં સૂધી તે જાય. ૧૪.
ચડે જે સમે જોસમાં, તે શું ન કરિયે તાણ;
શિખ દેતાં શોહાણિને, મેનાના ગત પ્રાણ. ૧૫.
યોગ્યરિતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય;
કરિયે ક્રોધ અસત્યપર, તો તે ગુણ કહેવાય. ૧૬.
છેક તિવ્રતા જે તજે, નરમાં તે ન ગણાય;
શશિ શીતળ શામાતણા, વદનતુલ્ય વખણાય. ૧૭.
રસ બસ શીતળ વચનમાં, ક્રોધી કંથ રખાય;
ફાસફરસ જળમાં રહે, નહિતો ભડકો થાય. ૧૮.
નરમ ગરમ મળિને નિભે, નિભે ન સરખાં બેય;
રહે રાખમાં દેવતા, દારૂમાં ન રહેય. ૧૯.
ઘરસૂતરમાં ઘૂચવણ, આંટી ઘુંટિ અત્યંત;
ધીરજથી ધાગો નિભે, તાતો તોડે તંત. ૨૦.
પૂર્ણ થયે ઘટ પાપનો, રૂઠે હરિજન સાથ;
આવરદા આવી રહ્યે, અહિ[3] મુખ ઘાલે હાથ. ૨૧.

[1] ઊંચે—જેમ જેમ ઊંચી પદવી મળે તેમ તેમ મગજમાં પવન સુજન થોડા રાખે. [2] સમીર—પવન. [3] અહિ—સાપ.

### ક્ષમા વિષે—મનહર છંદ.

અવનીના જેવી ક્ષમા રાખવાનો ઉપદેશ,
સારા જનોને સદૈવ શાસ્ત્રકારો કરેછે;
છેદન તાડન સહે લુટી લેતાં ના ન કહે,
દુપણ ધરે તથાપી ધીરજ તે ધરેછે;
તે તો બધું ખરૂં પણ તાપ દીધે તપી જાય,
એટલી ખામી તો ક્ષીતિની ક્ષમામાં ઠરેછે;
તાપ[1] દીધે તપે નહિ કહે દલપતરામ,
ક્ષમા ધર જન એવી ક્ષમા ધરી ફરેછે. ૧.

દોહરા.

ગાળ સહન કરિયે સદા, ગાળે ગુમડ ન થાય;
જે ગમાર જન ગાળ દે, મુખ તેનું ગંધાય. ૨.
વણ સમજ્યૂ વીવાહમાં, હુજત કરે મતિ હીણ;
દેશ દેશનો શિરસતો, પૂછી થવું પ્રવીણ. ૩.

મનહર છંદ.

માંડવીઆ મુઠીએ મુઠીએ મીઠું[2] મારે ત્યારે,
ધીરજ ધરીને આડી ઢાલ એક ધારીએ;
ટુંકારા હુંકારા કરી કેક તિરસ્કાર કરે,
ગમે તેવી ગાળો દે તે ઉરમાં ઉતારીએ;
કેક આવી પટ ફાડે, કેક આવી હેઠા પાડે,
કેકતો દેખાડે ડર હિમત ન હારીએ;
કહે દલપતરામ તોરણ જવાને ઠામ,
તોરણનું ધોરણ આ શાણા થૈ સંભારીએ. ૪.

દોહરા.

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહનતા, દુરજન તજે ન વેર. ૫.
કહે નપુંસક પુંશ્ચલી, બુધ ન કરે વ્યભિચાર;
ક્ષમા ક્ષમાધર નવ તજે, હાર્યો કહે હજાર. ૬.
હાર વિષે ગુણ હોયછે, શીતળ સુવાસદાર;
મળતાં શોભા માનજો, હદિલા જનથી હાર. ૭.

ઉપજાતિ વૃત્ત.

ખરેખરૂં જે સુખ છે ક્ષમામાં, રહ્યું નથી તે સઘળું રમામાં;
રે ઝેર કેરી ભગિની રમાછે, સુધર્મની પત્નિ ખરી ક્ષમાછે. ૮.

[1] તાપ=ધમકી.
[2] એક પ્રાંતમાં એવી ચાલ છેકે વરતોરણ છબવા આવે ત્યારે માંડવીઆ મીઠાના ગાંગડા તેને મારેછે, અને આડા વાડમાં વરનાં લુગડાં ફાડેછે.

ક્ષમાથિ શત્રૂનિ જીતિ થાશે, ને આપણું સત્યપણું જણાશે;
ક્ષમાથિ થાશે જસહાસ દામે, દિલે વિચાર્યું દલપત્તરામે. ૯.

દોહરો.

સમર્થ થૈ રાખે ક્ષમા, જુવાન જીતે કામ;
એજ અધિક વખણાયછે, દાખે દલપતરામ. ૧૦.

---

વિનય[१] ક્ષમા.—દોહરો.

પ્રભુ તુજ પરમ કૃપાતણું, દિન દિન દે મુજ દાન;
ભાવ ભલે તુજને ભજું, ભય ભંજન ભગવાન. ૧.

મોતીદામ છંદ.

ભજું ભય ભંજન શ્રીભગવાન,
તજું અતિ અંતરથી અભિમાન;
સજું મનમાં રૂચિ મેરૂ સમાન,
ગજું નથિ તોય કરૂં ગુણગાન. ૨.
જમાવિ પ્રભૂ પદ પૂરણ પ્રીત,
નમાવિ વળી નિજ મસ્તક નિત્ય;
ક્ષમાવિ ગુના કહું ખૂબ ખચીત,
શમાવિજ દ્યો દુખ શોક સહીત. ૩.
વડા ઈશ છો જન અંતર જાણ,
વડાઈતણારતણી ખરી ખાણ;
વડાઈ વદે વળી વેદ પુરાણ,
વડા ઈતિહાસ વિષે સુવખાણ. ૪.
કરેલ તમે સઘળાં શુભ કામ,
ભરેલ તમે જળસિંધુ તમામ;
હરેલ તમે સઘળે પણ હામ,
ધરેલ તમે નિજ અવ્યય[२] ધામ. ૫.
પુરાતનમાં પણ તૂંજ પ્રસિદ્ધ,
પુરા તનમાં પણ તૂંજ પ્રસિદ્ધ;
પુરા તનમાંપણ તૂંજ પ્રસિદ્ધ,
પુરાતન મા પણ તૂંજ પ્રસિદ્ધ. ૬.
કરો કરિ સંપુટ હું કહું આજ,
કરો કરૂણા કરિને મુજકાજ;
ક્રોધ કુસંગ કુમારગ સાજ,
કરોડ પ્રકાર કરે નહિ રાજ.
કુમારજ હું પ્રભુ તું મુજ તાત,
કુમારગ જે કરિ મેં કુડિ વાત;
કુમારગિ થાય કદી તનું[१] જાત,
કુમા રહિ[२] કોઈ ઘડે નહિ ઘાત.
ભલા થઈ માફ કરો મહારાજ,
ભલામણ એટલિ છે મુજ આજ;
ભળાવિશ કાંઈ બિજું નહિ કાજ,
ભલાઈ તમારિ ભુલું કદિ નાજ.
પુરાણ કુરાન કહે સહુ આમ,
પુરાણ પુરૂષ તમારૂંજ નામ;
પુરાં નગરો કરિયાં જન કામ,
પુરાં જડ જે ન કરેજ પ્રણામ.
કુચાલ ભરી જન જોતણિ ટેવ,
કુચા ચુસનાર ભજે અન્ય દેવ;
કુ ચાકર થૈ ન સજે તુજ સેવ,
કુચાહુન તેનું થશે તતખેવ.
દિશો દિશ તેં રચના રચિ દત્ત,
દિસે તુજ શક્તિ મહા ઉનમત્ત;
દિશો મુજ આવિ વિદાર વિપત્ત,
દિશો[३] તુજ દેખિ કહે દલપત્ત.

દોહરા.

પ્રેમે પ્રભુની પ્રાર્થના, એ રીતે કરિ આજ;
કહુ જન મન રંજન કથા, શુભ ભરિ સભા સમ
શ્રોતા સજ્જન સહુ સુણો, ક્ષમાતણું આખ્ય
તે સુણતાં સહેજે ટળે, અંતર ગત અજ્ઞાન.

ભુજંગી છંદ.

ક્ષમા ગુણ મોટો ઘણો માનવીમાં,
નદી મધ્ય મોટા પણું જાન્હવીમાં[४];
ક્ષમાથી બને લોકનો લાવ લીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે.
ક્ષમા ખડ્ગ જો હાથમાં એક હોયે,
કહો શત્રુ તેને રહે કેમ કોયે;
ક્ષમાથી બધા વિશ્વને વશ્ય કીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે.

---

[१] ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની શાખા, અથવા સ્વતંત્ર પુસ્તકશાળા ભાવનગરમાં સ્થાપન થાય તો સારૂ એવું ધારીને સને ૧૮૫૯ માં મુંબઈ જતાં ભાવનગર થઈને જવું અને તે વિષે પ્રયત્ન કરવું એવું સોસાઈટીના સેક્રેટરીએ કહ્યાથી હું ભાવનગર ગયો હતો અને આ કવિતા ત્યાં લઈ ગયો હતો. [२] અવ્યય—અવિનાશી.

[१] તનુ—છોકરૂં. [२] રહી—થઈ. [३] દિશો—તરફ. [४] જાન્હવી—ગંગા.

ક્ષમા મેળવે માનવી એજ મોટું,
ક્ષમા ખોઈ તેનું થયું ખૂબ ખોટું;
ક્ષમાના ખરા લેખ ચિત્તે લખીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૭.

ક્ષમા ગૂણતો હેમમાં જેમ હીરો,
મહા મૂલ્યનો અંગધારે અમોરો;
ક્ષમા ગૂણ તે ગર્થ મોટો ગણી જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૮.

ક્ષમાનું ધરાણું ઘણું શુદ્ધ શોભે,
ક્ષમાકારિ ક્યાંહી કહો કેમ ક્ષોભે;
ક્ષમાથી બહુ બુદ્ધિવંતા બનો જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧૯.

ક્ષમામાં વસે સૂખનો સર્વ વાસો,
ખરે ખાત સૌથી ક્ષમા ગૂણ ખાસો;
ક્ષમા રાખવા રીત રૂડી રચો જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૦.

જુગો જૂગમાં જીવવા નામ જાણી,
વિશેષેજ આ અંતરે વાત આણી;
ક્ષમાનો પુરા પ્રેમથી સ્વાદ પોતે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૧.

ક્ષમાવંત અત્યંત આનંદ લાવે,
ક્ષમાવંતના કષ્ટનો અંત આવે;
ક્ષમા રાખિ ભાવે પ્રભૂને ભજીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨૨.

રહે વાઘણી દૂધતો હેમ માત્રે,
ક્ષમા તેમ જામી શકેછે સુપાત્રે;
નહિ ઠીક થૈને ઠરે તે કુઠામે,
દિઠું એજ રીતેથિ દલપત્તરામે. ૨૩.

દોહરા.

ભાવનગરનો ભૂપતી, વિજયસિંહ ભડવીર;
સુણજો સહુ તેની ક્ષમા, ધરિને મનમાં ધીર. ૨૪.
ગુણવંતો ગુજરાતમાં, અધિપતિ થયો અનૂપ;
પંડિત જનનો પારખૂ, ભોજ સમો ભડ ભૂપ. ૨૫.
જેને જગતે જાણિયો, દેવાંશી દાતાર;
પ્રજા ઉપર બહુ પ્રેમથી, કોટિ કર્યા ઉપકાર. ૨૬.
ગોહિલ કુળ ગંગા નદી, તેમાં વડો તરંગ;
વખત સિંહ સુત વાંકડો, રાવળ પામ્યો રંગ. ૨૭.
સંવત સરસ અઢારસેં, પણ ઉપર પાંત્રીશ;
શુભ શ્રાવણ વદિ અષ્ટમી, એ અવતર્યો અધીશ. ૨૮.
બધાં વરષ બોંતેરનેં, સાત માસ દિન તેર;
આયુષ લાંબુ એટલૂં, પામ્યો રૂડી પેર. ૨૯.
ધરણિપતી થઈને ધર્યું, છત્ર વરષ છત્રીશ;
પૂર્વજથી પણ પરમ જસ, દીપાવ્યો દશ દીશ. ૩૦.
ગૌરીશંકર સદગુણી, શમ સહિત સંતોક;
પાસ પ્રધાન પવિત્ર બે, લાયક જાણે લોક. ૩૧.
મનમાં મોટી મિત્રતા, સાહિબ કંપનિ સંગ;
સઘળી પ્રજા સુધારવા, ઉરમાં ધર્યો ઉમંગ. ૩૨.
નિશાળ એક નવી નવી, ગોઠવિ કંઈ કંઈ ગામ;
વાવ્ય કુવા પણ વિધ વિધે, ઠીક કર્યાં કે ઠામ. ૩૩.
કર્યાં સદાવ્રત શોભતાં, ભિક્ષુકનો ગણિ ભાગ;
ધર્મશાળા ધીંગી રચી, બેશ બનાવ્યા બાગ. ૩૪.
દુખ ટાળ્યાં કે દીનનાં, આપીને ઉદ્યોગ;
રસ્તા સાફ રખાવિયા, જેણે જોવા જોગ. ૩૫.
વિદ્યા વિવિધ વધારવા, કવિતા શુણવા કાન;
શોખ ધરાવ્યો સર્વદા, તજિ બીજાં તોફાન. ૩૬.
વૈદકશાળા ને વળી, કરિ અંગ્રેજી સ્કૂલ;
કુમારિકાને કારણે, એક નિશાળ અમૂલ્ય. ૩૭.
કામ પ્રજાને કારણે, એવાં કર્યાં અનંત;
એપણ એને અનુમતે, જેને સુત જસવંત. ૩૮.
વખત ઠરાવ્યો વિધવિધે, કરવા પ્રતિદિન કામ;
આળસ તો અળગી તજી, હેડે રાખી હામ. ૩૯.
બુધવારે દરબારમાં, સુંદર સભા ભરાય;
કવિતા બોલે કવિજનો, ગુણિજન રૂડા ગાય. ૪૦.
દસરા દિન સૌ દેશના, આવે કવી અપાર;
કવિતા શુણિ રાજા કરે, સર્વતણો સતકાર. ૪૧.
વિદ્યાની જે વેલડી, સર્વ થળે સૂકાત;
વરશ્યો તેને વાસતે, વિજય સિંહવરસાત. ૪૨.
વર્શાસન વિધ વિધ કર્યાં, પૃથ્વી કરી પસાય;
વસ્ત્ર નંગ વાહન દિધાં, રંગ વિજય સિંહરાય. ૪૩.
ધરણી ગોહિલ વાડ ધન, તું ધન સાગર તીર;
મળી પદવિ મહારાજની, વિજય સિંહ ધન વીર. ૪૪.
જે જે ભૂપે જગતમાં, ભરિ વિદ્યા ભંડાર;
જુઓ રહ્યા તે જીવતા, મુઆ બિજા જખમાર. ૪૫.
સોળંકી સિદ્ધરાજ[1]ને, લાખો[2] ને ખેંગાર[3];
વિજય સિંહજી વાંકડો, એ એવો અવતાર. ૪૬.

[1] સંવત ૧૧૭૧ માં. [2] સંવત ૯૯૮ માં. [3] સંવત ૧૧૮૧ માં.

અવરતણા એટે નહિ, ગુણના દાસ ગ્રંથ;
ક્યાં જનમ્યા ને ક્યાં ગયા, પોચ્યા લાંબે પંથ. ૪૭.
ગુણિયલ કવિ ગુજરાતના, સામળ[1] પ્રેમાનંદ[2];
સંવત સતર પછી થયા, ચતુરપણાના ચંદ. ૪૮.
શોખી ભૂપ ન સાંપડ્યો, ખૂબ કરતાં ખોજ;
કાં કલ્પિત નૃપ ગુણ કથ્યા; કાં વિક્રમ કાં ભોજ. ૪૯.
સામળ કવિને સ્નેહથી, દેસાઈ રખિઅેલ દાસ;
મોકલિ તેડું માન દે, પ્રીતે રાખ્યો પાસ. ૫૦.
પૃથ્વી કરી પસાયતે, અતિશે થઈ ઉદાર;
પાળ્યો શક્તિ પ્રમાણથી, પામ્યો કીર્તિ અપાર. ૫૧.
કવિયે રાજા કોઈમાં, રંગ ન દીઠો રેખ;
રખિયલને રાજા લખ્યો, લાયક છે તે લેખ. ૫૨.
જો કોઈ નૃપ જીવતો, ચતુરપણે ચિત આત;
શા માટે સામળ કવી, ગયા ભૂપને ગાત. ૫૩.
ભોજથકી ભારે થયા, ગરથવંત ગુજરાત;
પણ સદ્ગુણ નહિ પેખિયે, વરણવિએ શી વાત. ૫૪.
આ અવસર અધિપતિ થયો, ગોહિલ કુળ ગુણ જાણ;
વિગતે જો ગુણ વર્ણવું, પુસ્તક થાય પુરાણ. ૫૫.
વાંચો વિક્રમતી કથા, ભાળો ભોજ પ્રબંધ;
રાસાથો પ્રથિરાજના[3], પ્રૌઢો-વિજય પ્રબંધ. ૫૬.
સદ્ગુણ જેના શોભતા, એતો સુણ્યા અનેક;
વિગતેથી હું વર્ણવું, એમાંથી ગુણ એક. ૫૭.
મોટો ક્ષમા અમુલ્ય ગુણ, એ રાજાને અંગ;
સગળા સજ્જન સાંભળી, રાખો ઉરમાં રંગ. ૫૮.
કુંદનથી નિરમળ કહું, રૂડો વિજય મહારાજ;
સરસ ક્ષમા સાગર થયો, અધિપતિ મોટો આજ. ૫૯.
જેના એ ગુણ જોઈને, જાણી પરમ સુજાણ;
મોટા મુનિજન મુખથકી, વિધ વિધ કરે વખાણ. ૬૦.

ચોપાઈ.

એક સમે એ અધિપતિ આપ, મનમાં ધાર્યું મોટે માપ;
મહે હું વનમાં પરવરૂં, કોઈ ન પ્રીછે એવું કરૂં. ૬૧.
વન ચરચા જોઉં આ વાર, સુખિયો કે દુખિયો સંસાર;
પુર ચરચા રાતે પેખાય, દિવસે વન ચરચા દેખાય. ૬૨.
એવો ઘાટ રૂદેમાં ઘડ્યો, ચંચળ ઘોડા ઉપર ચડ્યો;
હિંમતથી ધાર્યાં હથિયાર, બાગ સમીપ ગયો પુર બહાર. ૬૩.

તોટક છંદ.

બહુ શોભિત બાગ અથાગ બણ્યો,
ગિરિજાપતિનો ગિરિરાજ ગણ્યો;
ગુલબાસ ગુલાબ દિલે ગમતા,
લટકી અહિવલ્લિ[1] લવિંગ લતા.
તરૂ કેતકી કેસું કદંબતણાં,
વળી ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણિ કોણ શકે સઁગળાં ગણતાં,
ભણિ ભારતિ થાકિ રહે ભણતાં.
ફળિ છે કદળી વળિ જામ ફળો,
ગુણકારિ સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ બેર અખોડ અને અરણી,
હરડે હિતકારિ પિડા હરણી.
અગણીત અનામત અંબ તરૂ,
જન રંજન જ્યાં બહુ જંબ તરૂ;
તજનાં તરૂ એળચિ દ્રાખતણા,
મનમોહન મંડપમાં ન મણા.
ઝુકિ ઝુંડ તહાં રહિ ઝાડી ઘણી,
ચતુરાઈથિ બેઠક બેશ ચણી;
તકની તરકારિ તમામ તહિ,
વડ પીંપળ પીંપર પાર નહિ.
બિલિ આંબલિ બાવળ બોરડિયો,
થિર થૈ હરિ કાંચકિ થોરડિયો;
ખજુરી ખરસાણિજ ખીજડિયો,
લળિ લિંબુડીને વળિ લીંબડિયો.
અરડૂશિ અનૂપમ આવળ છે,
શુભ શીશમ સાગ સતાવળ છે;
નવ પલ્લવ થોક અશોક[2] નકી,
લખતાં નહિ લેખણ લેખિ શકી.
વળિ વાડિ વિષે શુભ વાયુ વહે,
ગુણ શીતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસ ભોગિ અનેક ભમે,
ગુણવંતતણા સુણિ સોર ગમે.
ચકલાં ચિત ચોર ચકોર ઘણાં,
સ્વર શુદ્ધ મનોહર મોરતણાં;
શુક કોકિલ ચાતક સારસડાં,
વિચરે નવરંગ વિહંગ[3] વડાં.

વળિ કુંડ સરોવર વાવ કુવા,
જુગતીથિ કરેલ પ્રકાર જુવા;
જળ નિર્મળ જ્યાં જમુના જળથી,
નહિ નિત્ય પ્રવાહ ઘટે નળથી. ૭૩.
ભલિભાત દિસે જળ હોજ ભર્યા,
કળ દાર ભલા જળ જંત્ર કર્યા;
નરનારિ જુવે નજરે નરખી,
હઠ લૈ ચિત્ત ચોટિ રહે હરખી. ૭૪.
દિપતું વળિ દેવળ દેવતણું,
ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરિ કારિ ગરી દલપત્ત કહે,
રઘુનાથ રહી ઘડિ જોઈ રહે. ૭૫.

સોરઠો.

બન્યો મનોહર બાગ, ભૂમી ત્યાં ભાસે ભલી;
સુંદરિનું સૌભાગ્ય, જોબનમાં જેવું વધે. ૭૬.

મનહર છંદ.

બન્યોછે આ બાગ કે ના ભાગ યજ્ઞ ભુમિનોછે,
વેદીછે વિશાળ કે આ ક્યારાનો આકારછે;
કદળીનાં ઝાડ કે કરેલા પેલા યજ્ઞ થંભ,
પનાદાર પાંનડાંકે પતાકાની હાર છે;
નીરની આ નીક કે ઘી નામવાની નાળિકા છે,
તરૂ ઝુકી રહ્યાં કે આ તોરણ તૈયાર છે;
કાન ધરી સાંભળો આ કહે દલપતરામ,
પક્ષિનો પોકાર ચાર વેદનો ઉચ્ચાર છે. ૭૭.
ક્યારો કહી એકે કિંવો હશે જળ હોજ સારો,
કેળછે કે કોઈ રામા રૂપનું નિધાન છે;
નગન થઈને ન્હાવા મગનથે ઉભી છેકે,
કેળાં લટકેલાં કેશ ગુચ્છના સમાનછે;
પુરૂષને પેખી પ્યારી પામીછે શરમ પૂરી,
મનમાંહી જાણ્યું કે આ તો મોટું મેદાનછે;
ગોટો પોટોવાળીને રૂપાળી સાડી શીર ધારી,
પાલવ સાડીના છે કે આ તે લીલાં પાનછે. ૭૮.

દોહરા.

તુરત તપાશી તેપછી, ચાલ્યો ભૂપ ચતૂર;
વન જોવાને વેગથી, અધિક હરખ ધરી ઉર. ૭૯.
શરદ રૂતુ સોહામણી, ઉપજ્યાં અંન અપાર;
ખેડૂ ખાંતે ખેત્રમાં, લણે ગણે ગુણકાર. ૮૦.
ક્યાંઇકિ ક્યાંઇક કણબણો, પામી પૂરણ પ્રીત;
વિસ્તારીને વિજય જસ, ગાય મનોહર ગીત. ૮૧.
માળે ચડિને માનવી, કોઈ કરે પોકાર;
ગુણિયલ વન ગાજી રહ્યું, શરદતણો શણગાર. ૮૨.
આવે ટોળાં ઉડતાં, પંખી ખેતર પાસ;
ગોળા ફૂંકે ગોફણે, તેને દેવા ત્રાસ. ૮૩.
ત્રાસે નાસે તોપને, ગોળે જેમ ગમાર;
બલવો કરિને બંધિયા, ઠેકે દારો દાર. ૮૪.
તેતર ખેતર ખેતરે, જૂથ મળીને જાય;
રોકે નહિ રખવાળતો, ખાંતે દાણા ખાય. ૮૫.

ચોપાઈ.

ખેતર એક ભલું ખેડેલ, વળિ તેમાં કર્ષણ વાવેલ;
વનિતા ખેડૂતી છે વડી, ચોકી કરવા માળે ચડી. ૮૬.

દોહરા.

કશિ લીધેલો કાછડો, છૂટો છેડો છેક;
પોચ્યો પગની પાનિયે, જરવો વસ્ત્ર વિવેક. ૮૭.
લટકે લીરા[1] લૂગડે, અંગે અધમણ મેલ;
ચોરી ચડતાં ચોટલે, ઘયું હશે ધૂપેલ. ૮૮.
કમર કશી શણગટ કરી, લટકે લટ લે લાડ;
હુડ હુડ હોહો કહી, તાણી પાડે ત્રાડ. ૮૯.
ગોફણમાં ગોળા ધરી, ફૂંકે ફરતી દીશ;
નજર વડે તે નિરખતાં, અંતર હશો અધીશ. ૯૦.
ટોળું મૃગનું ત્યાં કણે, ખેતરમાં કણ ખાય;
હારી મારી હાક પણ, જનાવરો નવ જાય. ૯૧.

ઝુલણા છંદ.

ક્યાંઇતો ઝુંડનાં ઝુંડ બાઝી રહ્યાં, ક્યાંઇતો એકપણ વાળ કેવો;
ક્યાંઈ લાંબી ટુંકીવાડ તૂટકવળી, ક્યાંઇતો કીચ ગંધાય તેવો;
ક્યાંઈ લીખો જુઓ લાખ વાસોવસે,કોળ ઉંદરવસે વાસ એવો;
કુવડનો ચોટલો દેખિ દલપતકહે,જંગલી રાયના બાગ જેવો.૯૨.

ચોપાઈ.

ચિતમાં રાજા કરે વિચાર, કણબી વેઠે કષ્ટ અપાર;
ઉપજાવે છે અંન અથાગ, ભૂપતિનો આપેછે ભાગ. ૯૩.
કામ કરે એ તો મુજ કાજ, એમાં અંદેશો નહિ આજ;
દીલ વિચારી ધારી દયા, ગોહિલ તે મૃગ સન્મુખ ગયા. ૯૪.
રાખ્યો ત્યાં શેઢે રેવંત, ચાલ્યો ચરણે ચાતુરિવંત;
ચરણ તળે ચંપાયા છોડ, કણબણ બોલી ગાળો ક્રોડ. ૯૫.

[1] લીરા-લુગડાનાં ચીથરાં.

નહિ સમજી તે કારણનાર, અતિ અઘટિત ઉચરી ઉચ્ચાર;
જે સાંભળતાં શાંતી જાય, રીસ કરે મોટા મુનિરાય. ૯૬.
હેતે શુણિ શુણિ રાજા હરખ્યો, કોપ કર્યો નહિ મનમાં કશો;
ગોફણના ગોળા ગડગડ્યા, પુરપતિ પાસે આવી પડ્યા. ૯૭.
તે કણબણ બોલી પશુ તુલ્ય, એક વચન તો હતું અમૂલ્ય;
અમે અનાથ નથીરે આજ, ધણિ મોતીવાળો મહારાજ. ૯૮.
એ શુણિ ઉપજ્યો હરખ અતોલ, બોલેછે મુજ બળથી બોલ;
તગડી મૃગલાંને દે ત્રાસ, પુરપતિ પોચ્યો ઘોડા પાસ. ૯૯.
કણબી ત્યાં આવ્યો તે કાળ, પ્રીછ્યા તેણે પૃથ્વીપાળ;
સલામ કરી નમાવ્યું શીષ, અધિપતિયે આપી આશીષ. ૧૦૦.
વળતી રાજા ત્યાંથી વળ્યો, માનનિને જે કણબી મળ્યો;
વનિતાએ વિગતે કહિ વાત, સરવ બનેલી તે સાક્ષાત.૧૦૧.
આવ્યો તો એ કોઈ અસવાર, વાડ્ય વિષે પેઠો જે વાર;
છોડ છુંદી નાંખ્યા છોડ, કડવાં કથન કથ્યાં મેં ક્રોડ.૧૦૨.
પથરા ફેંકિ કર્યો પોકાર, બીકિ નાશી નિસર્યો બહાર;
જાતાં તો શોદે થઈ જેહ, તમે દિઠો દ્રષ્ટીથી તેહ. ૧૦૩.

દોહરા.

કણબણને કણબી કહે, એ શું કર્યું અજાણ;
છંછેડીને શસ્ત્રધર, પળમાં ખોઈએ પ્રાણ. ૧૦૪.
આયુધ જેની આગળે, વડાં હતાં વિકરાળ;
ટુંકારા કરતાં તને, બીક ન લાગી બાળ. ૧૦૫.
સાંભળિ સઘળું સ્નેહથી, બાળા બોલી બોલ;
અધિપતિ શિર છે આપણે, તેનું બળ અણતોલ. ૧૦૬.
દુર્બળને બળિયો દુભે, એવો નથિ અન્યાય;
પેશી ખેતર પારકે, કોણે જુલમ કરાય. ૧૦૭.
ધરણીપતિ ધિંગો ધણી, જેનું જોર અધીક;
એના અમલ તળે વસી, બીજાની શી બીક. ૧૦૮.
રૂડા જેના રાજમાં, તલ તુલ્યે નહિ ત્રાસ;
વાઘ અજા ભેળાં વસે, ન કરે કેનો નાશ. ૧૦૯.
કણબી કહે શુણ કામની, એજ અધીપતિ આપ;
બોલી નિરલજ બોલ તું, પ્રગટ્યાં તારાં પાપ. ૧૧૦.
ઠરશે દિલમાં દુર્વચન, કરશે જો તે કદિ કોપ;
હરશે મિલકત આપણી, ધરશે તુજને તોપ. ૧૧૧.
નારી કહેછે નાથને, તમે તજો તે ત્રાસ;
પુરપતિ દિલ દરિયાવ છે, નિશ્ચળ ક્ષમા નિવાસ. ૧૧૨.
જન કહેછે જગદીશને, જ્ઞાનવિના છે બાળ;
સ્નેહ સહિત સંભાળ લે, વરસાવે વરસાદ;
ગંડુ જનની ગાળને, ઉર નહિ રાખે યાદ.
વિજય સિંહ રાજા વડો, પ્રજાતણો પ્રતિપાળ;
હણશે નહિ હેતૂ થઈ, ગણશે નહિ મુજગાળ.
કથન શુણી કણબી કહે, પ્યારી નારી પાસ;
જોરાવરનો જગતમાં, વધતો નહિ વિશ્વાસ.
કુમારપાળ કહે સહુ, પાટણનો ભૂપાળ;
જૈન ધર્મધર જે ધણી, દીલ ઉદાર દયાળ.
સોગઠિને પણ સર્વથા, મુખથી ન કહે માર;
પણ જૂ હણતાં શેઠપર, પામ્યો કોપ અપાર.
લક્ષમી ઘર લુંટી લઈ, મેલિ દયા મરજાદ;
રાયે તેથિ રચાવિયો, પછિ યૂકા–પ્રાસાદ.
તુજને તે માટે કહું, ધીરજ ધરિ મન ધાર;
રિપુથી જે રક્ષણ કરે, તેજ પિડે તરવાર.
પાળે પૂરા પ્રેમથી, ટાળે તન પરિતાપ;
પણ પાવક નૃપ પાણિથી, અંતર ડરિયે આપ.

ભુજંગી છંદ.

હરે ટાઢને અગ્નિ અંધારૂં ટાળી,
રસોઈ કરી નિત્ય આપે રસાળી;
કદાપી ન વિશ્વાસ રાખો કરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને.
વડો વાઘ કે વ્યાળ જો હેતવાળો,
ભલો ભાવવંતો પુરે ભક્ત ભાળો;
અહોનીશ એથી રહો ઉગરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને.
સહુ પ્રાણિને પ્રેમથી પાણિ પાળે,
તથા તેતણા અંગનો મેલ ટાળે;
તમે તેતણું તીર પામો તરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને.
દયાવંત વાયૂ વિશેષેજ દીઠો,
મળે તો ટળે તાપ છે આપ મીઠો;
મરે વાયુ તો જંતુ જાશે મરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને.
તરી પાર જો નાવ સિંધૂ ઉતારે,
સુખી સર્વને અર્થ સારા સુધારે;
અમે ખોયે તે અર્થિ ઉનરીને.

હઠીલો નહિ હોય જો કોઈ હાથી,
કિધો કેદમાં કોટિ કોટી કળાથી;
ઠરે થોભતાં એક ઠામે ઠરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને. ૧૨૭.
વસે વેરિજો વેર સર્વે વિસારી,
સદાકાળ સેવા સજે સૌથિ સારી;
ભલું ભાખશે ભાવ ભક્તી ભરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને. ૧૨૮.
રૂડો ન્યાય વાળો દયાળોજ રાજા,
મહા પ્રેમ મૂકે ન ચૂકે ન માજા;
અતી સંભળાવે નિતી ઉચ્ચરીને,
દિલે તોય તેથી રહેવું ડરીને. ૧૨૯.
વધે જેમ લક્ષ્મી ક્ષમા લે વિચારી,
ધરે નમ્રતા નિત્ય રાજ્યાધિકારી;
પઢે સદ્ગુણો શ્રેષ્ઠતા જેમ પામે,
દિઠા કોઈ એવાજ દલપત્તરામે. ૧૩૦.

દોહરા.

વિજયસિંહ મન વિમળ છે, દેવાંશી છે દેવ;
મનમાં રાખે રાજમદ, તેવી હોય ન ટેવ. ૧૩૧.
પ્રજાતણો માતા પિતા, કોટિ કૃપા કરનાર;
એતો આપણિ ઉપરે, લહે ન કોપ લગાર. ૧૩૨.
કાલાવાલા કીજિયે, તે પાસે જઈ તોય;
અંતરમાંથી ઉતરે, હાલ કદી રિસ હોય. ૧૩૩.
ચોંપ કરીને ચાલિયાં, નરનારી ધરિ નેહ;
વિનતી કરવા વિજયની, તતપર થઈને તેહ. ૧૩૪.
ત્યાં તરૂ એક અશોકનું, છે શીતળ શુભ છાંય;
ખેતરથી બે ખેત્રવા, તે નૃપ દીઠો ત્યાંય. ૧૩૫.
પુરપતિની પાસે જઈ, પ્રેમે કરી પ્રણામ;
ગદ્ગદ કંઠે ગરિબ થઈ, ઉચર્યો કણબી આમ. ૧૩૬.
પ્રજાતણા માતા પિતા, દિલના છો દરિયાવ;
સદ્ગુણ સાગર શાંતિધર, નિર્ભય દાયક નાવ. ૧૩૭.
કરજોડી વિનતી કરૂં, ઉરમાં આણો આજ;
કણબણનાં કડવાં કથન, માફ કરો મહારાજ. ૧૩૮.
શુણિને બોલ્યા શ્રીમુખે, વનિતાનો નથિ વાંક;
કણબી કુળ કોમળ સદા, એ તો આડો આંક. ૧૩૯.
વીસ વસા સારા વસે, કણબીમાં ગુણ ક્રોડ;
સૃષ્ટી સગળી શોધિયે, જડે ન જેની જોડ. ૧૪૦.
માયાળૂ ને મેહેનતુ, વિશ્વાસૂ કહેવાય;
બોલ્યું પાળે બાપનું, ખવરાવીને ખાય. ૧૪૧.
આપ્યો મુખમાં ઈશ્વરે, ઊંહું શબ્દજ એક;
હજાર ગુણછે હાથમાં, અંતર દયા અનેક. ૧૪૨.
હોય કણબિ જો હરખમાં, જ્યાં કહિયે ત્યાં જાય;
હઠપર આવ્યો હોયતો, ઊંહું નો ન ઉપાય. ૧૪૩.
કારણ પણ તેનું કહું, સમજે સર્વ સુજાણ;
જગત સ્રજ્યું જગદીશ્વરે, પૂરણ બુદ્ધિ પ્રમાણ. ૧૪૪.
અવગુણ સદ્ગુણ એકઠા, મેલ્યા સગળા માંહિ;
વધતા ઘટતા વિધવિધે, કીધા છે પણ ક્યાંહિ. ૧૪૫.
સદ્ગુણ સૌના સંગ્રહી, દુર્ગુણ તજવા દૂર;
ધીમંતાનો ધર્મતે, જગમાં જાણ જરૂર. ૧૪૬.

ભુજંગી છંદ.

સુગંધી ગુલાબે સ્રજ્યાં પુષ્પ સારાં,
પુરાં પેખતાં વેંત લાગેજ પ્યારાં;
કિધા છોડવે કંટકો કષ્ટકારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૪૭.
કરી હેમની જો છરી હોય કેવી,
જુઓ જૈ ન જોતાં જડે જોડ જેવી;
મરે માનવી મસ્તકે હોય મારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૪૮.
રચ્યો સિંધુ છે રત્ન ભંડાર રૂડો,
કહું રત્ન દાતા કહે કોણ કૂડો;
ખરેખાત પાણી પિતાં જીભ ખારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૪૯.
રૂડા ગાયમાં ગુણ કેવા રહેછે,
દહીં દૂધ ઘી દેવને હર્ષ દેછે;
નકી ખાય જો ગાય ચીજો નઠારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૦.
સ્રજ્યો ગંધ કસ્તુરિમાં સૌથિ સારો,
અતી ઉર આનંદ એ આપનારો;
સુ શોભીત સોના સમી તે ન સારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૧.
પ્રજા સર્વને નિત્ય વર્ષાદ પાળે,
તકે આવિને આપ સંતાપ ટાળે;
ભલા ભાદ્રવામાં મચે કીચ ભારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૨.

રૂડો ચંદ્રમા રાત્રિમાં જે બિરાજે,
છબી જોતિ જો જો ઘણી છેક છાજે;
વધે ને ઘટે તેજ તેવું વિચારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૩.
ભલો ભાનું આકાશ આભાસ આપે,
કરીને કૃપા કાળુ અંધારું કાપે;
તપે તાપ તેતો ત્વચા૧ લે ઉતારી,
ગણો સદ્ગુણો દુર્ગુણો દૂર ધારી. ૧૫૪.
જુવો જેમ જ્યાંજ્યાં જડે દોષ જોતે,
પુરો સદ્ગુણી તો પ્રભૂ એક પોતે;
ટરે દોષ તેમાં નહીં કોઈ હામે,
દિઠું એજ રીતેથિ દલપત્તરામે. ૧૫૫.

દોહરા.

સદ્ગુણિ જે સૌથી સરસ, નરસ નહિ ગુણ નામ;
પણ ન્હાપણમાં પેખિયે, ટરે ભૂલ કંઈ દામ. ૧૫૬.
ગુણ સૌના હું સંગ્રહૂં, દુર્ગુણ તજિને દૂર;
અધિક ચૂક અજ્ઞાનિની, એતો ધરૂં ન ઉર. ૧૫૭.
પ્રજા ઉપર કે પુત્રપર, રોસ કરે જે રાય;
ક્રોધથકી શિક્ષા કરી, પછિ પૂરા પસ્તાય. ૧૫૮.

ચોપાઈ.

સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર પટેલતણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ. ૧૫૯.
કરિ ટુંકારો ઉચર્યો કામ, શિર નમિ ને નહિ કરી સલામ;
ભારયો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ. ૧૬૦.
ભૂખણ તેનો મોટો ભાઈ, આવ્યો શુણિ ચોંપે ચિત લાઈ;
ધાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ બેવડિ સારી કરૂં.૧૬૧.
દુંદાળો દીઠો સુલતાન, હરખે જે બોલ્યો હેવાન;
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દૂંદને. ૧૬૨.
બરેબરો શુણિ ઉપજ્યો ખેદ, કીધો તેને પણ ત્યાં કેદ;
બની વાત શુણિ તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ.૧૬૩.
પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક ઠરી બોલ્યો તે ઠામ;
લોકતણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ.૧૬૪.
શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિ સલામ વિવેક;
મુખે સલામ બિજે કહિ મને, દુજી સલામ કહી દુંદને.૧૬૫.
કારણ એથી કેદજ કર્યો, એવું પટેલ શુણી ઉચ્ચર્યો;
તમુને સલામ ન કરી તેજ, મોટો મૂરખ માણસ એજ.૧૬૬.
બીજો પણછે બહુ બકનાર, ચિતમાં ચેતિ ન કર્યો વિચાર;
સાહિબને કરિયેજ સલામ, કહોને દુંદતણું શું કામ.૧૬૭.
હેતૂતો સુલતાનજ હતા, દુંદે ધરવો તો દેવતા;
ઝાઝી એ શુણિ લાગી ઝાળ, કેદ કર્યો તેને તતકાળ.૧૬૮.
શુણી પટેલતણો જે સગો, ભૂપતિ આગળ આવ્યો ભગો;
કરી સલામ કહ્યું તતકાળ, પટેલને છોડો ભૂપાળ. ૧૬૯.
છે મારે સાંકડી સગાઈ, અમે બંને આંગળિયા ભાઈ;
રાજી થઈને પૂછે રાય, કેને આંગળિયા કહેવાય. ૧૭૦.
દેતો તો ઉત્તર દીવાન, હું કહું કહિ બોલ્યો હેવાન;
પાછ્યાનો મરિ જાય પિતાય, પાછ્યાની મા નાત્રે જાય.૧૭૧.
પ્રસવે પુત્ર સુવાવડ બાઈ, એ પાછ્યા આંગળિયા ભાઈ;
કાપત શુણિ માથું તે કાળ, હુકમ કર્યો જે પૂરો હાલ.૧૭૨
ચોરે ચકલે ચાલી વાત, જથે થઈ કણબીની જાત;
દીઠા બે જણ હાપણ દાર, તેને ત્યાં કીધા તૈયાર. ૧૭૩.
સાહિબ પાસ તમે સાંચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તોતો જીવિયે, છેક તમારાં છોરૂ છિયે. ૧૭૪.
પ્રજાતણાં છો માતા પિતા, શબ્દ કહો એવા શોભિતા;
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છૂટે પુત્ર સહીત. ૧૭૫.

દોહરા.

જુગતી શુણિને બે જણા, અંતરમાં ધરિ આશ;
આવ્યા અરજ ઉચારવા, પાદશાહની પાસ.
બીતા બીતા બે જણા, ઉચર્યા એવું આપ;
તમે અમારાં છોકરાં, અમે તમારા બાપ.
શબ્દ શુણી સુલતાન તે, ખીજી પામ્યો ખેદ;
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ.
કોઈએ વાત જઈ કહી, જ્યાં કણબીની જાત;
પ્રધાન પાસ ગયા પછી, નર જે કણબી નાત.
પ્રીતે કહી પ્રધાનને, વળિ વળિ વિગતે વાત;
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહૂ સાક્ષાત.
અધિપતિ આવે અવસરે, માને નહિ મુજ વેણ;
બેગમ બોલે બે કથન, કાંઇક માને કેણ.
પછિ બેગમ પાસે ગયા, કણબી કરી વિચાર;
પ્રણામ કરિને પ્રેમથી, એવો કર્યો ઉચાર.
સંકટ પડિયું સામટું, તે માટે તુજ પાસ;
આજ સરવ આવ્યા અમો, ઉગરવાની આશ.
ધણી અરજ નથિ ધારતા, વાત ન શુણે વજીર
તોય અમારી ત્યારિ તું, ધણિયાણી છું ધીર.

બોલી બેગમ બોલતાં, ભારે રીસ ભરાય;
કણબીની ધણિયાણિતો, કણબણને કહેવાય. ૧૮૫.
એમ કહી એ અવસરે, હુકમ કરીને હાલ;
કેદ કરાવ્યા કણબિને, ક્રોધ કરી તતકાળ. ૧૮૬.
વાત વિગતવારે કહી, પૃથ્વીપતિની પાસ;
પતિયે કહ્યું પ્રધાનને, કરશો નહીં કચાશ. ૧૮૭.
મૂરખ એવા માનવી, જે જે કણબી જાત;
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત. ૧૮૮.

ચોપાઈ.

પ્રધાનમાં ડાપણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજૂર;
કણબી આકરિ ચાકરિ કરે, કણ પકવી કોઠારો ભરે. ૧૮૯.
મને હુકમ આપો મહારાજ, કેને લૈ સોંપુએ કાજ;
પૃથ્વીપતી વિચારે પડયો, જન એકે એવો નહિ જડયો. ૧૯૦.
કરી શકે કણબીનાં કામ, હૈયામાં રાખીને હામ;
પછિ બોલ્યો પોતે પરધાન, કથન કથું તે ધારો કાન. ૧૯૧.
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશે નહિ આજ;
અધિક વસેછે વરણ અઢાર, કણબી સૌના પોષણકાર. ૧૯૨.
નહિ તિથિ વણ મહિનાનું નામ, ગણાય નહિ કણબી વણ ગામ;
તે કણબીના ગુણ અતોલ, પણ બોલી નહિ જાણે બોલ. ૧૯૩.
રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણા મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશીશ. ૧૯૪.
શીતળ થયો શુણી સુલતાન, મેલ્યા કણબીને દૈ માન;
જમ્યા રમ્યા કણબીઘર જઈ, મશકરિતો મહિપતિની થઈ. ૧૯૫.

સોરઠા.

વદે વિજય નૃપ વેણ, પટેલ પાસે પ્રીતથી;
નહિ આવે મુજ નેણ, રીસ કદી એ રીતથી. ૧૯૬.
રિપુપર કરિયે રીસ, આપણિ પ્રજા ઉગારવા;
દુર્જન વણ જન દીશ, મન નહિ કરિયે મારવા. ૧૯૭.
રહે પ્રજાના પ્રાણ, શત્રુ જીવે સો વરસ;
હોય ન કશિયે હાણ, સૌથી એ રીતી સરસ. ૧૯૮.
રિપુ તન ઉપર રોષ, અંતરમાં નહિ આણિયે;
દુર્બુદ્ધિના દોષ, જરૂર તજવા જાણિયે. ૧૯૯.
છેદન ભેદન છેક, વૈદ કરે નહિ વેરથી;
એનો વાંક ન એક, પ્રાણ તજે તે પેરથી. ૨૦૦.
સાલે થઈને સાલ, દુર્જનને તો દંડિયે;
ચાલે સારી ચાલ, ખાંતે અંગ ન ખંડિયે. ૨૦૧.
ન શકે કરિ નુકશાન, વાંક નહિ જેનો વળી;
બોલે થઈ બે ભાન, સાંખી રહિયે સાંભળી. ૨૦૨.

ચોપાઈ.

શુણી થયો કણબી તે શાંત,
ભયની મનમાં ભાગી ભ્રાંત;
ગાતો વિજય ક્ષમા ગુણ ગાન,
સુંદરિ સહિત ગયો સ્વસ્થાન. ૨૦૩.
ગઢપર ઘોષ થયો ઘડિયાળ,
કાન સુણ્યો વિજયે તે કાળ;
સમજ્યો તે મુજને દે સાદ,
આપે કચેરિ અવસર યાદ. ૨૦૪.
વિજય વસ્યો જન વચ્ચે જઈ,
વિજય ક્ષમા વિખ્યાતજ થઈ;
શુણો સભાસદ સકળ સમાજ,
રાખ્યો રંગ વિજય મહારાજ. ૨૦૫.
વિજય ક્ષમાની વાત અનેક,
આજ કહી તમ આગળ એક;
એવી ક્ષમા ધરી ઉર આપ,
પામો પ્રભુપદ પ્રેમ અમાપ. ૨૦૬.
વિશ્વ વિષે સંપી સહુ વસો,
હેતે હળિ મળિ હરખી હસો;
વધે વિનોદ ઘટે વિખવાદ,
એજ અમારો આશિરવાદ. ૨૦૭.

દોહરા.

વિજય ક્ષમાની વાતનું, વરણન શુણિ જશવંત;
મોજ મેલિ મુખ આગળે, થઈ ઉદાર અત્યંત. ૨૦૮.
કરિ ઉચ્ચાર કવિયે કહ્યું, રીઝયા જો મહારાજ;
માગુ જે હું મુખથકી, આપો મુજને આજ. ૨૦૯.
મરજી જાણો માગિયું, દ્યો મુખ માગ્યું દાન;
અયુત[1] રૂપૈયે આદરી, સ્થાપો પુસ્તક સ્થાન. ૨૧૦.
હશી ખુશી થઈ હેતથી, આપ્યું વાયક[2] એહ;
દિલ હરખ્યા દીવાન પણ, તત્વ વિચારી તેહ. ૨૧૧.

---

[1] અયુત–દશ હજાર.

[2] ઠાકોર જસવંતસંગજીએ વચન આપેલું અને આ ચોપડી છપાઈ તેની નકલો ૨૦૦ રાખી પણ દૈવ ઇચ્છાથી થોડાં વરસમાં તેમનો સ્વર્ગવાસ થયો અને તેમના કારભારી, દેશાઈ છગનલાલ સંતોકરામે વચન આપેલું કે હું જરૂર દરબાર પાસે પુસ્તકશાળા કરાવીશ. અને જો તે નહીં કરે તો મારી ગાંઠના ખરચથી કરીશ, પછી તેમણે છગનલાલ લાયબ્રેરી દરબારની સાહ્યતાથી સ્થાપી, તેથી પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સંતોષ પામીછે. કારણ કે ગુજરાતમાં પુસ્તકશાળા વધ-વાનું કામ હતું. આ બાબદ સન ૧૮૫૯ ના સોસાઈટીના વારશીક રીપોટમાં તથા બીજાં વર્તમાન પત્રોમાં પણ છપાઈ હતી.

દિધા શિવાય સત્વાણસે, રૂપૈયા ગણિ રોક;
વાટ ખચિને વાસતે, જુવે સભાસદ લોક. ૨૧૨.
શાસન મોહોર ખસેતણું, વંશપરા પરજંત;
અખે રાજ કરિ આપિયું, વળિ પાળ્યું જશવંત. ૨૧૩.
સભાસદો સઉ ખુશિ થયા, શુણિને ઉપજ્યો સ્વાદ;
વળિ કવિયે જશવંતને, આપ્યો આશિર્વાદ. ૨૧૪.
વિજયસિંહ સુત વિમળ કુળ, કળ બળ અકળ ઉજેસ;
સુમતિવંત જશવંત શુણ, ગૃહ તુજ વસે ગણેશ. ૨૧૫.

મોતીદામ છંદ.

ગણેશ સુરેશ વસે તુજ ગામ,
મહેશ હમેશ કરે તુજ કામ;
નરેશ નમે તુજ પાસ અનંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત. ૨૧૬.
ભલા ભુપ ભાવતણા કુળ ભાણ,
કળા કુશળી તુજ કોટિ કલ્યાણ;
પુરા પ્રસરો જશ દેશ દિગંત,
જુગોજુગ ભૂપ જીવો જશવંત. ૨૧૭.
ઠરે ઠિક થૈ કમળા કરિ ઠામ,
ભરે ધન ધાન્ય ધરી તુજ ધામ;
દરે રિપુ દેખિ દિશે તુજ દંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત. ૨૧૮.
સિધે મનનાજ મનોરથ સાર,
વધે વળિ વંશતણો વિસતાર;
ભલા સુખ ભોગ ભરે ભગવંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત. ૨૧૯.
વસે મુખ માંહિ સરસ્વતિ વાસ,
દસે દિશની દુનિયાં તુજ દાસ;
જડે જય મેરૂ ગિરી પરજંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત.
શરીર સુખી સુખિયું ઘર સૂત્ર,
પ્રજા જન સર્વ સુખી સુખિ પૂત્ર;
તને અધિકો અધિકાર અત્યંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત.
સુખી સરદાર પ્રધાન પવિત્ર,
મહા સુખિ રોજ રહે તુજ મિત્ર;
હણે સહુ સંકટ શ્રીહનુમંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત.
સભા સુખિ સજ્જન સર્વ સમાજ,
લખે કવિ લાખ ગણી તુજ લાજ;
વસો વસુધા રિતુ ક્રોડ વસંત,
જુગોજુગ ભૂપ જિવો જશવંત.
શુણી શુભ છંદ પ્રબંધ રસાળ,
કરો કરૂણાક્ષ કવીકુળપાળ;
અમે ભણિ આશિષ એ મહારાજ,
કહે દલપત્ત કરો શુભ કાજ.

દોહરા.

સંવત ઓગણિ શત શિરે, પંદર પ્રગટ પ્રમાણ;
ચોખિ ચૈત્ર શુદિ ચૌદશે, વિરચ્યું ક્ષમા વખાણ
ઓષઢ મળવા આંખનું, શુભ મુંબાઈ સંસ્થાન;
જતાં જઈ જશવંતને, કહ્યું ક્ષમા આખ્યાન.
દાજીના સુત ડાક્ટર, ભાઉતણો બહુ ભાવ;
નવિ આંખો આપી અને, શાલ જોડ શિરપાવ.

जन स्वभाव विषे प्रकरण समाप्त.

---

# प्रकरण १० मुं.

## લક્ષ્મી સંબંધી વિષયો.

મનહર છંદ.

લક્ષમીથી થાય મોટા જન તથા રાજા શુરા,
રાજ વિદ્યાભ્યાસ વિના લાંચિયા જણાયછે;
જુલમી જોરાવર ને નિર્બળ દીસેછે કેક,
પેટ ભરવાની પીડ વાળાઓ ધણાયછે;
ચડતી પરતી દશા દુઃખ કે કરજ થાય,
કુલક્ષણી તથા કરકસર ગણાય છે;
કંજુસ, ગરજ તથા કિંમત કહેછે જેમાં,
લક્ષમીના અંગમાં તે સર્વ વખણાય છે,

## લક્ષ્મી વિષે.

રૂપૈઆના ગુણ.—છપ્પા.

તું કર પરઉપકાર, તુંજપર પ્રાણ તજાવે;
તું ઓલવતો આગ, તુંજ બહુ દેશ દઝાવે;
તુંજ મળાવે માન, તુંજ અપમાન અપાવે;
તું રક્ષણ કરનાર, તુંજ કદિ શીશ કપાવે;
અવગુણ પણ તુજમાં અતિ ઘણા, થિર ગુણના પણ થોકડા;
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા. ૧.
તુંજ સજાવે સ્નેહ, નેહવળિ તું તોડાવે;
તુંથી થાય સલાહ, ફેરવી તું ફોડાવે;
તું ઉપજાવે હરખ, શોક લખતાં નહિ લેખું;
તુજમાં સઘળાં સુખ, દુઃખ પણ તુજમાં દેખું;
બહુ રાજ રિદ્ધિ તુજમાં રહે, જડે કરમની જો કડા;
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા. ૨.
મણિ હીરા તુજમાંહિ, મહા રસ મીઠા મેવા;
હાથી, ઘોડા, હેમ, પદારથ તુજમાં તેવા;
પુત્ર, પ્રિયા, પરિવાર, દેખતાં તુજમાં દીઠાં;
ગાન તાન રંગ રાગ, પાનનાં[1] તુજમાં પીઠાં;
તું સિંહ સમો સંસારમાં, બિજા બિચારા બોકડા;
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા. ૩.

ઈંદ્રવિજય છંદ.

જેનિ છતે છત સર્વ દિસે, અછતેજન દીન ગણાય ગજાનો;
જેનું ધરે જન ધ્યાન નિરંતર, છે મન મોહિતકારિ મજાનો;
સૃષ્ટિ સજે નહિ તોપણ તે, અધિકાર ધરે સુખ દુઃખ સજ્યાનો;
સત્ય કહે મળી સર્વ કવીશ્વર, છે પરમેશ્વર એજ પ્રજાનો. ૪.

દોહરા.

ઓ લક્ષ્મી તું અવનિમાં, અદભુત દેવી એક;
મોટા તુજ મહિમાથકી, ઉપજે ખપે અનેક. ૫.
જીવન જેવી જગતને, તું પ્રિય પ્રાણા ધાર;
તુજ અર્થે જન તન તજે, પામે કષ્ટ અપાર. ૬.
તું તોડાવે સંપને, તું જોડાવે સંપ;
તુજ કારણ ભમતા ભમે, જીવ ન પામે જંપ. ૭.
પુત્ર પિતા સાથે લડે, પુત્રી સાથે માત;
લક્ષ્મી માટે લક્ષધા, લડે ભ્રાતને ભ્રાત. ૮.

[1] પાનના-પીવાના.

કેક કરેછે કાસદાં, કઇક કરે વેપાર;
ચોરી કરવા ચોર જન, તુજ કારણ તૈયાર. ૯.
લાંચ ખાયછે લાંચિયા, સતી તજેછે સત્ય;
ધર્મી કરે અધર્મ ને, તે સૌ તારૂં કૃત્ય. ૧૦.
પંડિત તો પાછળ રહે, મૂરખ પામે માન;
વખાણ પામે વિધવિધે, વિશ્વ વિષે ધનવાન. ૧૧.
તું તો તત્વ ત્રિલોકમાં, જબરૂં તારૂં જોર;
સૌ તુજથી કહેવાય છે, સાહુકાર કે ચોર. ૧૨.
કોઈ ધરાય ન તુજ થકી, મળે લાખ કે ક્રોડ;
ઘણી મળે તેમજ ઘણી, માંડે દોડાદોડ. ૧૩.
મનસૂબા મોટા કરી, સંગ્રહ કરે સદાય;
અણચિંતો પળ એકમાં, જીવ તજીને જાય. ૧૪.
બહુ લક્ષ્મી ત્યાં દુઃખ બહુ, કાંતો થાય કમોત;
જોતાં જોતાં જાય છે, ગોફણ ગોળા સોત. ૧૫.
જેણે શુભ કારજ કર્યાં, લઇને તારો લાવ;
જરૂર તે જીતી ગયા, દુનિયાં મદ્ધે દાવ. ૧૬.
જેણે જર જોડી કરી, કર્યું ન રૂડું કામ;
વ્યર્થ ગયા તે વૈતરા, દાખે દલપતરામ. ૧૭.
પૈસાનો વડિ પદવિનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણ કેરી રિદ્ધિ પણ, પળમાં પામી નાશ. ૧૮.
અરે મહા શ્રીમંતથી, ભલો અલ્પ શ્રીમંત;
દહન દેહ દિનકર કરે, શશિ શીતળતાવંત. ૧૯.
આબરૂ દોલત અંગના, જવા બેઠિ જો જાણ;
અતિ હઠકરિ અટકાવતાં, પંડે ખોઈએ પ્રાણ. ૨૦.
ઉત્તમ સૌથી આજછે, દુનિયાં મદ્ધે દામ;
જેની ગાંઠે દામ તે, ડાહ્યો દલપતરામ. ૨૧.
સર્વ થકી શ્રીમંત કદિ, કોઈ થયો કુંભાર;
ખર ઉપર અંબાડિ શુભ, લાગે નહિ લગાર. ૨૨.

## મોટા માણસ વિષે.

ઉપજાતિ વૃત્ત.

મોટાતણાં પેટ સદૈવ મોટાં, છોટાતણાં પેટ સદૈવ છોટાં;
વર્ષાદને ગાળ જનો ભણેછે, તથાપિ તે ક્યાં કદિયે ગણેછે. ૧.

દોહરો.

વળિમાં જોઈ વિચારિને, ખિલો એક ખોસાય;
મોટો માટે મોભમાં, ઘણા ખિલા ઘોચાય. ૨.

ઈંદ્રવિજય છંદ.

મારિકુટી ચકચૂર કરી, ભભરાવિઓ ભૂકિ મરી મરચાંની;
મિશ્રિત ખારતણું જળ છાંટિ, પિલ કરી વેલણથી વણવાની;
અંતર છેદ કરી ઉચકી, તળિયે વળિ તેલ વિષે તપતાની;
તોપણ પડ જણાય પ્રફૂલ્લિત, વિશ્વ વિષે જુઓ રીત વડાની.૩.

દોહરા—વ્યાઘાત અલંકાર.

દાસી સાકર ખાંડતાં, કર્યો ન ઝીણો જેર;
રાયે સાકર ગાંગડા, ચવરાવ્યા પારેર. ૪.
મર્યાદે મોટા રહે, નહાનાનો ન હસાવ;
સમુદ્ર હદ તોડે નહિ, તોડે નદી તળાવ. ૫.

મનહર છંદ.

તાણતાં તણાય નહિ તાણનાર તાણી મરે,
તે તો ધર્મ કુસંપી ધંધામાં કે ઘરાળમાં[1];
ઉત્તમ મધ્યમ સર્વ એકહુંજ કુટી મારે,
એતો ગુણ અવિવેકી પ્રાણી કે પરાળમાં;
ઉત્તમ મધ્યમ મળ્યાં અલગ અલગ કરે,
એતો ગુણ મહા મતિમાન કે મરાળમાં;
ઊંચી ——— ચઢે ને ચઢાવે દલપત કહે,
એતો ગુણ વડા વડા લોક કે વરાળમાં. ૬.

દોહરા.

છોટા જનને આશરે, નભે ન મોટા કોય;
હાથી નાની હોડિયે, તરત હુબાવે તોય[2]. ૭.
મોટાના આશ્રય વડે, કરી શકે સઉ કામ;
પથરા પણ પાણી પરે, તર્યા રામને નામ. ૮.
મોટાના આશ્રિત જનો, વગર ઉદ્યમે ખાય;
પવન ખાય વણ પંખવે, જે પર્વત પર જાય. ૯.
મોટા જન જેની તરફ, ચડતી તેની થાય;
સૂર્ય તરફનું ચંદ્રનું, ઊંચું શિંગ જણાય. ૧૦.
મોટાને સૌ માગ દે, જુઓ જગતનો ચાલ;
જહાજ મોટાં જાયછે, મણ અગણિત લૈ માલ. ૧૧.
તજી પ્રતિજ્ઞા ચક્ર ધરિ, કરિ હરિયે વઢવાડ;
કોઈ ગરિબ એવું કરે, લોકો કહે લબાડ. ૧૨.
છોટાને લાંછન ચડે, મોટાને ન લગાર;
પાંચ પતી પણ દ્રૂપદી, સતી શિરોમણિ સાર. ૧૩

મોટા ચાહે તે કરે, ન ગણે જગ ઉપહાસ;
વર્ષા જગ પાલન કરે, કદી કરે જગ નાશ.
મોટા શિર મોટાતણો, દબાવવાનો દસ્ત;
પીધો સિંધુ અગસ્ત પણ, સૂર્ય તેજમાં અસ્ત.
ઉમદે ઉમદા જન મળી, પામે શોભા પ્રેમ;
શોભે સોબતમાં વશી, હીરા મોતી હેમ.
સુખ દુઃખ સર્વ પ્રજાતણું, મોટાને ન જણાય;
કરિયે ઝીણી આંખતો, દૂર ચીજ દેખાય:
મોટાથી છોટા અધિક, ઉપયોગી દેખાય;
અધિક અનાજ કપાસના, છોડથકી સૂખ થાય
મોટાની સંભાળથી, છોટા કરે નિવાસ;
હળ સાંતી નવ હોય તો, વધે ન અંન કપાસ.
ગરવા નરને નવ ગમે, ઉપરતણો ઉપચાર;
દિસે દિવાકર દીપતો, સજ્યા વગર શણગાર.
એક પુરૂષ ઉમદાથકી, જણાય ઉમદા જાત;
કૌસ્તુભ કેરી કીર્તિથી, પથ્થર થયા પ્રખ્યાત.
ગરીબ પાસે ઘર ભલું, સમર્થથી ઘર દૂર;
ચંદ્ર સમિપ છે તે ભલો, ભલો દૂરછે સૂર.
અધમ તોય અધિકાર પર, શોભે પામે માન;
વાળ મૂછથી જે પડ્યો, રખડે શનો શાન.

રાજા વિષે.

દોહરા—દ્વિઅર્થી.

કરિયે વાત ન[2] કારમી, રે નરપતિની પાસ;
એમ ન સમજે એહનો, નિશ્ચે થાય વિનાશ.
હાકમનો કે હરિતણો, હુકમ થયે જવું હોય;
અડચણની અપશુકનની, તકમાં આવે તોય.
નારી નરપતિ અગ્નિનો, અતિ પ્રસંગ દુઃખ મૂ
જો રહિયે અળગા અતી, લાભ નહિ બિલકૂલ.
આપ બરાબર તો કરે, રીઝે જો દિલ રાય;
દિનકર દત્ત પ્રકાશથી, શશિ રવિ જોડ જણાય

દ્વિઅર્થી.

જીવન[2] ખેંચી કરવડે, જગમાંથી જગદિવ;
આપે ઉદારતા ધરી, તે છે રૂડી ટેવ.

જો શોષણ પોષણ તજે, રાજા કે રવિદેવ;
તો દુનિયાં દીસે દુઃખી, ત્યાગે સુખ તતખેવ. ૬.
અતી પ્રતાપે તિવ્રતા, એ ઈશ્વિર કૃત ન્યાય;
શશિ શીતળ ને સૂર્યથી, તિવ્રપણું ન તજાય. ૭.
ઉમદાને સાદાપણું, હૈયે ગમે હમેશ;
કેનક કોષદઈદાસને, ધરે ભભૂત મહેશ. ૮.
વર્તમાન જેનો અમલ, એ ઉત્તમ નૃપ ખાસ;
વર્તમાન મહિનો ભણે, દ્વિજ માસોત્તમ માસ. ૯.
અભ્યાસે વિદ્યા મળે, ખેતી થકી અનાજ;
વ્યાપારે ધન સાંપડે, ખાંડા ખળેજ રાજ. ૧૦.
અમલ કહેછે કેફને, અમલ જીરવે કોય;
ભૂલે ભાન અમલથકી, હજાર ડાહ્યો હોય. ૧૧.

## રાજનીતિ.

ભુજંગી છંદ.

મહીપાળ સૌકો શુણો વેણ સારૂં,
કહું પ્રીતથી હીત ચાહી તમારૂં;
તજી ક્રોધ આ બોધ શીખો સુરીતી,
સદા સ્નેહ રાખી શુણો રાજનીતી. ૧૨.

દોહરા.

પિતા જેમ નિજ પુત્રની, સદા કરે સંભાળ;
કરૂણા કરિ તેમજ કરે, પ્રજાતણી ભૂપાળ. ૧૩.
બાળ પ્રજા અવગુણ કરે, રૂઠે ન સમજૂ રાય;
થાય સપૂત કપૂતપણ, માત કુમાત ન થાય. ૧૪.
નૃપને પ્યારી સૌ પ્રજા, દિલમાં દલપતરામ;
પણ નોકરિ કરનાર લે, અભિવાંછીત ઈનામ. ૧૫.
લાયક જેવા લોકથી, પૂરણ બાંધી પ્રીત;
મહિપતિયે મળવું સદા, રાખી રૂડી રીત. ૧૬.
કદી પ્રવાસ કરે નહિ, હોય આળસૂ રાય;
જંગલમાંનું ઝાડવું, ઉગે ત્યાંજ સુકાય. ૧૭.

મનહર છંદ.

બોલતાં બહુ બહુ વિચારી બોલ બોલવો જે,
બોલવો તે બોલ પરિપૂર્ણપણે પાળવો;
જેથકી ખચીત ચીત પ્રજાની પતીત તૂટે,
તેવો જે કુચાલ હાલે હાલ તેતો ટાળવો;
પાને ન પ્રવેશ લેશ, દેશમાં અસાચવટ,
સાચવટનો ખજાનો સદૈવ સંભાળવો;
રાજનીતિતણી રીતી કહે દલપતરામ,
સત્યને જરૂર ઉર જીવ જેમ જાળવો. ૧૮.
સાગર સમાન તો ગંભીરતાનો ગુણ હોય,
છોળ દેખી છતની ન છકે છલકાઈને;
સંકટ સહન કરી સર્વની સંભાળ રાખે,
અમલ લઈ ન ઉંઘે ખૂબ ખાણું ખાઈને;
ન્યાય શાસ્ત્ર નીતિ શાસ્ત્ર નિપુણ નરેશ હોય,
લેશ ન અનીતિ કરે, ભૂલથી ભમાઈને;
એવા ગુણ હોય તેજ, યોગ્ય રાજ્ય આસનને,
ધિક એથી ઉલટાની, ઠાલી ઠકરાઈને. ૧૯.
રાજ કરવું તે ન્હાના બાળની રમત નથી,
ગણી ગણી શું કહું રાજાના ગુણ ગાઈને;
દોર પર દોડવું કે ખેલવું ખાંડા ઉપર,
નથી ગણતો કઠણ નટની નટાઈને;
સાચવી સઉનાં મન સર્વમાં સાબાશી લેવી,
મહા મુશકેલ પૃથવીપતિ પંકાઈને;
એવા ગુણ હોય તેજ યોગ્ય રાજ આસનને,
ધીક એથી ઉલટાની ઠાલી ઠકરાઈને. ૨૦.
પુરૂષના ગુણની પરિક્ષા કરી જાણે પોતે,
જાણી લે જરૂર ઠાલી ઠગની ઠગાઈને;
પર દુઃખ કાપવાને પ્રાણ આપે પોતાતણો,
ખુશી થાય ખૂબ એક કીરતી કમાઈને;
રામ રાજ જેવું રાજ કરે ને અકાજ વિષે,
જેનું ચિત્ત ચળે ન લગારે લલચાઈને;
એવા ગુણ હોય તેજ યોગ્ય રાજ આસનને,
ધિક એથી ઉલટાની ઠાલી ઠકરાઈને. ૨૧.

દોહરા.

પુરાતની પ્રથિનાથના, યાદ કરો ઈતિહાસ;
મદ્યપ ભડવા મશકરા, હતા ? તેહની પાસ. ૨૨.
પંથ ચુક્યા પુર્વજતણો, હવે ઘણી થઈ હાણ;
પસ્તાઈ પાછાવળો, કુળ ઈચ્છો કલ્યાણ. ૨૩.

ઉપેંદ્રવજ્રા વૃત્ત.

અહો હશે તે શુભ કાળ કેવો, અમુલ્ય એતો નથિ આજ એવો;
હતા નિતીની હદમાં રહેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૪.
વિવેકિને શુદ્ધ વિચારવાળા, સ્વધર્મ ધારી પરમ પ્રભાળા;
છિનાળવા કે નહિ તે છકેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૫.
કુદી કુદી કામ ભલાં કરેલાં, બહુ પ્રકારે બિરદો ધરેલાં;
દુઃખે સુખે તે કદિના ડગેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૬.

પરાક્રમે પ્રૌઢ પ્રતાપ પામી, ન નમ્રતાની ક્ષણ માત્ર ખામી;
ઘણા વધીને ન થતાજ ઘેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૭.
કુચાલ કે ક્રોધ કુબોધ કાંહી, પ્રજા રૂજા[1] કારણ કૃત્ય નાંહીં;
તમામ તે દુર્ગુણ તો તજેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૮.
ઘણાં બળિષ્ઠો મનુશો ઘણાથી, તથાપિ તેના શુચિ ચિત્તમાંથી;
મદાંધતાના મદતો મટેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૨૯.
વડા શુરા વાંકડિ મૂછ વાળા, દિઠા પેરાયા દુઃખથી દુઃખાળા;
પરોપકારે રણમાં પડેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૦.
અજીત શત્રુ જમરાજ જેવા, નમાવિ કીધા તૃણ તુચ્છ તેવા;
મહા સમુદ્રો બળથી મથેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૧.
અલક્ષ લક્ષ્મી અરિ જીતિ લીધી, કવીંદ્ર જેવે વળિ કીર્તિ કીધી;
વિશેષ થોડી વયમાં વધેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૨.
વિદ્વાનને માન વિશેષ દેતા, ગુણી જનોના ગુણ જાણિ લેતા;
જણાય જેના જસછે લખેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૩.
જનેશ્વરોની રૂડિ રીત જાણી, અથાહ ઉત્સાહ પ્રવાહ આણી;
રહસ્ય ગ્રંથો કવિયે રચેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૪.
ઠરેલ એવા નૃપ સર્વ ઠામે, અરે ન દીઠા દલપત્તરામે;
સુધૈર્ય ધારી વળિ સુધરેલા, કૃપાળ ભૂપાળ ભલા ભણેલા. ૩૫.

વ્યંગાર્થ—મનહર છંદ.

એક સમે એક ક્ષત્રિ આગળ બ્રાહ્મણે કહ્યું,
અરે આજ અશલના ક્ષત્રિ યાદ આવિયા;
દેશમાં ન થવા દેતા પરદેશિનો પ્રવેશ,
જેઓએ સંગ્રામ સજી જસ સંપડાવિયા;
અરે આ ભરતખંડ ભૂમિયે એવા ભૂપાળ,
શુરવીર ધીર ગુણવાળા ક્યાં ગુમાવિયા;
કહે દલપતરામ શુણીને ક્ષત્રિયે કહ્યું,
અશલના ઋષિયોના રક્ષણે[2] સિધાવિયા. ૩૬.

---

ભોજરાજા વિષે.

ઝૂલણા છંદ.

કોઈ શ્રીમંતતો શ્રેષ્ઠ હીરામણી,
અધિક સંગ્રહ કરે કીર્તિકાજે;
કેટલો હાથિ હય સરસ સંગ્રહ કરે,
ખાંતથી અશ્વિ કરિ મૂલ આજે;
કંઈક તો ચાહિને વાઘ ચિત્તા તથા,
પાળિને પક્ષિ નિરખી નિવાજે;
પાંચસે પંડિતો કુશળ કવિતાતણા,
ભાવથી રાખિયા ભોજરાજે. ૩૭.

દોહરો.

એક નૃપે કવિને કહ્યું, ન ગમે મને વખાણ;
સુણિ કવિયે ઉત્તર કહ્યો, સાંભળ રાય સુજાણ. ૩૮.

ઈંદ્રવિજય છંદ.

ડાપણથી ચસવ્યાં બહુ ડીંગળ, પિંગળ પાઠ પઢી ગુરૂ પાસે;
ભૂપતિ ભોજ ભલોજ રિઝયો, પણ તે પરમાર ચરિત્ર પ્રકાશે;
કલ્પિત વિક્રમ વીર ચરિત્ર, વિચિત્ર રચ્યાં કશિછે ન કચાશે;
ભોળપણાથિ ભમાઈ ભૂલે નર, તું શીદ તેનું ન તત્વ તપાસે. ૩૯.

દોહરા.

રાજ મળ્યું તો શું થયું, કરજો વિચાર કોય;
જાણે નીતી રાજની, રાજબીજ જો હોય. ૪૦.
તજી અયોધ્યા અવધપતિ, વીચરતાં વનવાસ;
પુર બહાર મળિ સૌ પ્રજા, અંતર થઇ ઉદાસ. ૪૧
કરજોડી જન સૌ કહે, કોણ અમારો રાય;
પાળનાર નિશ્ચે કરી, વળતી થાઓ વિદાય. ૪૨
ત્યાં બાળક રમતા હતા, જૂદી જૂદી જાત;
એકે એકે તેહને, રામે પૂછી વાત. ૪૩
તુજને સોંપુ રાજતો, કેમ કરે તું રાજ;
સુણિ બોલ્યા પ્રત્યેક તે, અહીં લખુંછું આજ. ૪૪

---

હજામ બોલ્યો.—મનહર છંદ.

સોનાનો સજાયો ને શલાડીએ સોનાની કરૂં,
ચાંદીનો તો ચીપિયો કરાવીને વતાં કરૂં;
નરેણીએ લટકાવું લૂમખા હીરામોતીના,
ખોટું નહિ વચન આ કહુંછું ખરેખરૂં;
કાતર ને કાંશકો કરાવું ઊંચા કુંદનનો,
કોથળી તો કીનખાબની વિશેષ વાવરૂં;
મળે રાજગાદીતો આ ખાદીનો રૂમાલ ખોઈ,
ઉમદા એકાદી સાલ પથરણે પાથરૂં.

નટ બોલ્યો.

કુકડાં ને કૂતરાં ભલાં ભલાં ભેળાં કરિયે,
પાડા ને ગધાડા પણ પાર વિના પાળીએ;

---

[1] રૂજા—પીડા. [2] મતલબ કે અસલના બ્રાહ્મણો ગયા, તે ભેગા ક્ષત્રીઓ ગયા;

નાચીએ ને કુદીએ ન રાખીએ લગાર લાજ,
ગોઠમાં ને ગમતમાં દિન રાત ગાળીએ;
ઊંચી આંખો રાખી રોજ ચાલીએ ચૌટામાં ચાહી,
નિચાં નેણ કરી શીદ ભૂમિ ભણી ભાળીએ;
મળે રાજપાટતો ઉચાટ ચિત્તના તજીને,
છરા મુકી છાંડી, છતે રૂપૈઆ ઉછાળીએ. ૪૬.

ભીખારી બોલ્યો.

ગોળની કરાવું ગાડી સાકરનો સુખપાલ,
ખાંડની તો ખુરશીમાં બેઠા ગીત ગાઈએ;
પેંડાને પતાસાં ખાસાં હાર કરી હૈયે ધરૂં,
કચેરીમાં બેઠા બેઠા ખાંતે ખાંતે ખાઈએ;
રાંડો બે રાખીને પાસ ચૌટા વચ્ચે ચાલ્યા જૈએ,
નદીને કિનારે નિત્ય નગ્ન થઈ ન્હાઈએ;
પોતે પૃથ્વીપતી પછી કેના બાપનીછે પ્રભા,
સુજે તેમ કીજીએ શામાટે શરમાઈએ. ૪૭.

વણિક બોલ્યો.

દરબાર ખાતે દેશોદેશમાં દોકાનો કરી,
સંપડાવીએ વિશેષ નાણું તો સરાફીએ;
ચાલે નહિ તેટલાજ રાખીએ ચાકરીઆત,
લગાર લગાર તો પગાર સૌના કાપીએ;
કવિ ગુણી પંડિત કે આવે કોઈ આશા ધરી,
કોઈને કદાપિ એકે દમડી ન આપીએ;
મળે મને રાજતો હું કાજ એવું મોટું કરૂં,
થાપણ કરોડ બે કરોડ કરી થાપીએ. ૪૮.

બ્રાહ્મણ બોલ્યો.

બ્રાહ્મણ કહે જો ભલા ભાગ્યથી હું ભૂપ થાઉં,
સેનામાં બેશીને રોજ જાઉં ભિક્ષા માગવા;
મોટા મોટા વરા કરી હુંજ વખણાઉં અને,
બ્રાહ્મણ બીજાનાં અભિમાન લાગું ભાગવા;
વાડીયોમાં તૂંબડાના વેલા વવરાવું અને,
દરભના પૂળા તો અનેક રાખું આગવા;
આવે શત્રુ ભોજ તેને આપું હું આશીરવાદ,
બ્રાહ્મણ જાણીને તેતો લાગે પગે લાગવા. ૪૯.

દોહરા.

સર્વજને મુણિને કર્યો, મન નિશ્ચય મજબૂત;
રાજબીજ જે હોય તે, રાજ્ય જોગ્ય રજપૂત. ૫૦.

કારભારી વિષે.

રાજકાજ કરનારનાં, વખાણ નિંદા થાય;
જાનૈયા ગોરવ જમે, તે ગાળો પણ ખાય. ૫૧.

કુરાજ વિષે.

દોહરા.

શોભે સદૈવ મશ્કરા, મૂર્ખ પ્રજાપતિ પાસ;
નિર્જળ પર્વત પર સદા, હોય પથર કે ઘાસ. ૧.
હાકમ કે શ્રીમંત જન, જેમ કરે તે થાય;
ગરીબ બડબડતો રહે, રાય કરે તે ન્યાય. ૨.
ન્યાઈ રાજમાં તો ડરે, કાં બાળક કાં ચોર;
સાહુકાર તો ત્યાં ડરે, જહાં જુલમનું જોર. ૩.
શોધે રણમાં સંગ તે, સિંહ કેમ કહેવાય;
સિંહ પુરૂષ સ્વર્ગે ગયા, સંગ રહ્યા સગળાય. ૪.

વસંતતિલકા વૃત્ત.

તિવ્ર પ્રતાપધરનો જસ તો ન જામે,
સ્નેહીતણીજ શુભ કીર્તિ પ્રકાશ પામે;
ભટ્ટિનું તેજ ભુમિમાં વધતું ન ભાસે,
દીવાનિ દિપ્તિ ઘરમાં પ્રસરી પ્રકાસે. ૫.

દોહરા.

પુંછ નહીં પણ છે પશૂ, નિરૂપયોગિ તરૂ રૂપ;
નહિ ચણતરના કામનો, પથ્થર અભણ્યો ભૂપ. ૬.
કુરાજમાં જઈ કાન કવિ, લેશ ન પામ્યો માન;
ઉતરવાને નવ મળ્યું, મકાન કે દૂકાન. ૭.

મનહર છંદ.

ધ્યાન તો નિધાનના[1] વિધાનનું[2] પ્રધાન ધરે,
કોણ પ્રભુ ધ્યાનના વિધાન મધ્ય ધ્યાન દે;
મહા અભિમાન ભર્યા માનવી સમાન સર્વ,
કોણ મતિમાનને ત્યાં માનવીમાં માન દે;
દાનને નાદાન લેવા દાન ને નિદાન દોડે,
કોણ ત્યાં વિદ્વાનને મેદાન પડી દાન દે;
કાનના[3] મકાનમાં છકાનનું રકાન છે ત્યાં,
કોણ કવિ કાનને મકાન કે દુકાન દે. ૮.

[1] નિધાન—ખજાનો. [2] વિધાન—ભરવાની રીત.
[3] કાનના—ઠાકોર કાનાજીના દરબારમાં ત્રણ દીવાનની મંજુરીથી મેમાનને ખાવાનું મલતું હતું.

દોહરો.

વિપ્ર ખરો તે જાણિયે, જે વિદ્યા ભરપૂર;
તેમ હોય ક્ષત્રી ખરો, દાનશૂર રણશૂર. ૯.

## શૂરવીર છત્રીશી.

કુંડળિયા છંદ.

પ્રજા ઉપર પીડા પડે, ચડે શત્રુ ચોપાસ;
શૂરવીર હીમત સજે, તજે મરણનો ત્રાસ;
તજે મરણનો ત્રાસ, વાસના તજે વપૂની;
મંડે ધરિ મરદાસિ, રગડવા ફોજ રિપૂની;
દાખે દલપતરામ, ધન્ય તે મરદ ધરાપર;
તનને સમજે તુછ, પડે જ્યાં પીડ પ્રજાપર. ૧.

સામા શત્રુ સહસ્ર નેં, હોય એકલો આપ;
હીમત છાંડિ હઠે નહીં, છે જેને શિર છાપ;
છે જેને શિર છાપ, બિહે નહિ બહુની બિહિકે;
મારિ શત્રુને મરે, ફરે નહિ મોઢે ફીકે;
દાખે દલપતરામ, કહે નહિ શબ્દ નકામા;
ડરે નહીં દિલમાંહિ, શત્રુ બહુ દેખી સામા. ૨.

ઢાલ હાથ હીમતતણી, હાજર તે હથિયાર;
તથા નિરાશા તનતણી, બખતર તે બહુસાર;
બખતર તે બહુસાર, અન્ય નહિ બખતર એવાં;
બીજાં બખતર બધાં, જુવતિની કાંચળિ જેવાં;
દાખે દલપતરામ, મરણ ખેંચીલે માથે;
પકડે રૂડી પેર, ઢાલ હીમતની હાથે. ૩.

તન જોરાવર જોઇને, નહિ જોરાવર જાંણ;
મન જોરાવર જેહનૂ, ભડ નર ભલો પ્રમાણ;
ભડ નર ભલો પ્રમાણ, મરણિયો થઇને મંડે;
ભુલિ શરિરનૂ ભાન, ખૂબ રિપુ-દળને ખંડે;
દાખે દલપતરામ, જુઓ બળવાન જનાવર;
વદિયે નહિ શુરવીર, જોઇને તન જોરાવર. ૪.

પ્રજા અર્થ લડતાં પડે, પડમાં જેના પ્રાણ;
ધન્ય પિતા માતા અને, જન્મ્યો ધન્ય સુજાણ;
જન્મ્યો ધન્ય સુજાણ, વિશ્વજન વિવિધ વખાણે;
રિઝે જગતનો રાય, ઠરે નીર્ભય ઠેકાણે;
દાખે દલપતરામ, પરમ સુખ પ્રભૂ પમાડે;
જો જગમાં જન કોઈ, પ્રજા અરથે તન પાડે. ૫.

પ્રજા ઉપર પીડા પડે, જુઓ મરદ થઈ જેહ;
મરણથકી મનમાં ડરે, તુચ્છ બુદ્ધિનો તેહ;
તુચ્છ બુદ્ધિનો તેહ, મરદ નહિ માદા જાણો;
નહિ મોઢાપર મૂછ, પુંછડું એજ પ્રમાણો;
દાખે દલપતરામ, પુરૂષ ઘડિયો પશુ ઘડતાં;
ઘરમાં પેસે ઘૂડ, પ્રજાપર પીડા પડતાં. ૬.

મરવું માથે મનુષને, અવશ્ય એકજ વાર;
નહિ છોડે તે નાસતાં, કરતાં કોટિ પ્રકાર;
કરતાં કોટિ પ્રકાર, એક દિન નહિ ઉગરિયે;
સનમુખ થઈ શામાટ, મરદ થઇને નહિ મરિયે;
દાખે દલપતરામ, સુજશ મેળવિયે સાથે;
અવશ્ય એકજ વાર, મરણ માનવિને માથે. ૭.

મરવાથી મનમાં ડરે, કરે જિવ્યાના કોડ;
અર્થ નહી એકે સરે, ખરેખરી તે ખોડ;
ખરેખરી તે ખોડ, હોડ કરતાં તે હારે;
વિદેશમાં વીચરી, કેમ કરિ કીર્તિ વધારે;
દાખે દલપતરામ, દુઃખ નહકે ડરવાથી;
કશું બને નહિ કામ, બિહે મનમાં મરવાથી. ૮

પગલે પગલે પ્રાણિને, માથે વળગ્યું મોત;
સૂતાં બેઠાં સોડતાં, સદા મરણ ભયસોત;
સદા મરણ ભયસોત, સરપ અગની ઘર માંહી;
ડરિયે તો દિશિ કોઈ, કેમ જઈ શકિયે ક્યાંહી;
દાખે દલપતરામ, જીવ જોતામાં ઠગ લે;
મરણતણો ભય મહા, પ્રાણિને પગલે પગલે. ૯

ઘરમાં બેઠે ઘર પડે, વાટે કાટે શ્વાન;
કુવા ઉપર જઈ કેમ કરિ, ભરિયે નીર નિદાન;
ભરિયે નીર નિદાન, મરણથી જો મન ડરિયે;
પડતાં જાએ પ્રાણ, વાહને કેમ વિચરિયે;
દાખે દલપતરામ, વહાણ બૂડે સાગરમાં;
ડરિ ક્યાં જઇયે દૂર, પડે ઘર બેઠે ઘરમાં. ૧

પાપીને તો પિંડ નિજ, તજતાં ઉપજે ત્રાસ;
પુન્યશાળિને પ્રભુ સમિપ, વસવો છે જઈ વાસ;
વસવો છે જઈ વાસ, મરણથી મન ન બગાડે;
ગાજરની પંપુડી, વાગિ ત્યાં સુધી વગાડે;
દાખે દલપતરામ, લેવુ જર રજ આપીને;
તેને શેનો ત્રાસ, ત્રાસ પૂરો પાપીને. ૧

એક ટેક અશ્વે ચડે, લડે લઇને લાગ;
રિપુદળપર તૂટી પડે, પાછો નધરે પાગ;
પાછો નધરે પાગ, ઘાવ વાગે ઘટમાંહી;
ચડે ચોગણું નૂર, કરે નહિ ચિંતા કાંહી;

દાખે દલપતરામ, શરિરમાં ઘાવ નસાલે;
અદકો વધે ઉમંગ, ટેક અશ્વે ચડિ ચાલે. ૧૨.

રણશિંગાનો રવ શુણી, ચડે શરીરે શૂર;
સિંધુરાગ શુણિ સોગણું, નરતન ઉપજે નૂર;
નરતન ઉપજે નૂર, ડરે નામરદ નઠારા;
થરથર ધ્રૂજે સ્થૂળ, ગણે પછિ તે પોબારા;
દાખે દલપતરામ, શૂર તે કહિયે શાનો;
હરખ નઉપજ્યો હોય, શુણી રવ રણશિંગાનો. ૧૩.

તોપતણા ત્યાં તે સમે, ભલા ભડાકા થાય;
ગડુડુડુ ગોળા ગડગડે, ઘણાક લોક ઘવાય;
ઘણાક લોક ઘવાય, રુધિરના ચાલે રેલા;
ખરાખરીનો ખેલ, રચે બળિયા અલબેલા;
દાખે દલપતરામ, ઝડપથી કરે ઝડાકા;
બિહે નહીં બળવાન, તોપના શુણી તડાકા. ૧૪.

ભાલા ચળકે ભભકથી, બાણ વૃષ્ટિ બનિ હોય;
કાપાકાપી કંઈ કરે, ત્રાસ ન ઉપજે તોય;
ત્રાસ ન ઉપજે તોય, દિવસ લેખાનો લેખે;
ટૂકટૂક થઈ પડે, દેહને તૃણવત દેખે;
દાખે દલપતરામ, મરદ સાચા મતવાલા;
હઈડે પામે હરખ, ભભકતા દેખી ભાલા. ૧૫.

માથાં રખડે મરદનાં, ભાથા પણ ભૂમાંહિ;
પડ્યા અશ્વ ત્યાં તરફડે, જુદ્ધક્ષેત્ર છે જ્યાંહિ;
જુદ્ધક્ષેત્ર છે જ્યાંહિ, ભયંકર ભૂમી ભાસે;
બળવંતા બહાદૂર, તથાપી જરી ન ત્રાસે;
દાખે દલપતરામ, ખડગની ધારા ખખડે;
અગ્નિબાણ ઉછળે, મરદનાં માથાં રખડે. ૧૬.

બૂઝે બીજી વાત નહિ, ઘણું રચે ઘમસાન;
વેરીકેરો વાવટો, તે લેવાનૂ તાન;
તે લેવાનૂ તાન, ભાન તનનૂ તે ભૂલે;
વેરિ વખાણે ઘાવ, ફૂરી પોતે નહિ ફૂલે;
દાખે દલપતરામ, વિનામાથે ધડ ઝૂઝે;
ધીંગાણે ન ધરાય, વાત બીજી નહિ બૂઝે. ૧૭.

સાચો શૂરો તો કરે, શત્રૂતણો શિકાર;
કદી ન ડાંભે ડેડકાં, જન કહેશે જખમાર;
જન કહેશે જખમાર, શૂરપણુ તેમાં શાનૂ;
હણે વેરી કે વાઘ, મરદ તો તેને માનૂ;
દાખે દલપતરામ, ગરિબને હણે તજાચો;
કહિયે હલકું કામ, કરે નહિ શૂરો સાચો. ૧૮.

સાચા શૂરા જુધ્ધ સમે, હરખે હઈડા માંહિ;
કાયા માયા કામની, યાદ કરે નહિ કાંહિ;
યાદ કરે નહિ કાંહિ, પુત્ર પરિવાર વિસારે;
પૂછે નહિ પરિણામ, મરણિયો થઈને મારે;
દાખે દલપતરામ, ડરે દિલ કાયર કાચા;
મંડે થઈ ઉન્મત્ત, હોય જે શૂરા સાચા. ૧૯.

શૂરા જન સંગ્રામમાં, ચડે હરખભર ચિત્ત;
રાજ સાજ સુખ સાહેબી, તે ઉપર નહિ પ્રીત;
તે ઉપર નહિ પ્રીત, મરદ ચાલે ઘર મેલી;
તનુજ તનૂજા તજે, તજે પ્યારી પરણેલી;
દાખે દલપતરામ, પ્રમાણિક કહિયે પૂરા;
માયા મમતા તજી, ચડે સંગ્રામે શૂરા. ૨૦.

બોલે મોટા બોલ નહિ, ઘરમાં ઘરણી પાસ;
જ્યાં નિકળે તરવાર ત્યાં, ચડે તજીને ત્રાસ;
ચડે તજીને ત્રાસ, વીર હાકો જ્યાં વાગે;
બહુ ઘૂઘવે બાણ, ભલે પણ ડરી ન ભાગે;
દાખે દલપતરામ, ખડગ હીમતથી ખોલે;
નવ જુગ રાખે નામ, બોલ મોટા નવ બોલે. ૨૧.

નરમ બોલ બોલે નહીં, પરમ પ્રૌઢ શુરવીર;
ચરમ હાડ ચિંતા તજે, ધરમ ધુરંધર ધીર;
ધરમ ધુરંધર ધીર, કરમ અદ્દભુત કરનારા;
શરમ તજી રિપુસાથ, ગરમ લોઢે લડનારા;
દાખે દલપતરામ, મરમ સમજે મનમાંહી:
ભાગે જેથી ભરમ, નરમ મુખ બોલે નાંહી. ૨૨.

મરવાનૂ મનમાં ધરી, પછી જુદ્ધમાં જાય;
હોય અધિક કે એકલો, થિર ચળ મન નહિ થાય;
થિર ચળ મન નહિ થાય, આપ બળથી તે ઝૂઝે;
અન્ય કોઈની આશ, રાખવી રૂદે ન સૂજે;
દાખે દલપતરામ, કામ ધારે કરવાનૂ;
કરતાં પ્રથમ પ્રયાણ, ધરે મનમાં મરવાનૂ. ૨૩.

તસ્કર ભય તેને નહીં, જર નહિ જેની પાસ;
જિવતર આશા જે તજે, તો રિપુનો શો ત્રાસ;
તો રિપુનો શો ત્રાસ, રૂદેમાં તે નર રાખે;
મરદ પડી મેદાન, શત્રુ શિરપર ઘા નાંખે;
દાખે દલપતરામ, ન લે દિલ ડર લશકરનો;
જર નહિ જેની પાસ, ત્રાસ તો શો તસ્કરનો. ૨૪.

લગ્ન સમે લડવાતણો, પડે કાન પોકાર;
લગ્ન તજી લડવા ચડે, તે શૂરા સરદાર;

તે શૂરા સરદાર, પરમ ખુશિ તેમાં પામે;
જાણે જીવતર સફળ, જગતમાં જશ બહુ જામે;
દાખે દલપતરામ, કરે જુધ કોડે કોડે;
મગ્ન થઈ મનમાંહિ, લગ્ન તજી લડવા દોડે. ૨૫.
વિવાહના મંડપ વિષે, વનિતા કરે વિનોદ;
શૂરવીર સંગ્રામભૂ, પેખી ધરે પ્રમોદ;
પેખી ધરે પ્રમોદ, કરી કેસરિયા વાઘા;
શત્રુ સેનની મધ્ય, અડગ થઈ પેસે આઘા;
દાખે દલપતરામ, રગતનો રંગજ ચાહે;
જેવી જુદ્ધમાં પ્રીત, પ્રીત નહિ એવિ વિવાહે. ૨૬.

સારાંશ.

લડો લડાઈ લક્ષ દઈ, દુરગુણ રાત્રુ સાથ;
કામ ક્રોધ મદ લોભ રિપુ, હરાવિ કરિ લો હાથ;
હરાવિ કરિ લો હાથ, કષ્ટ બહુ તે કરનારા;
બિજા શત્રુ બાપડા, વગર મારે મરનારા;
દાખે દલપતરામ, ચતુર નર કરો ચડાઈ;
કામ ક્રોધ રિપુસાથ, લક્ષ દઈ લડો લડાઈ. ૨૭.
મરદો મંડો જુદ્ધમાં, પાછી ન ધરો પાનિ;
જીતો તો જગદીશની, મોજં મળે મનમાનિ;
મોજ મળે મનમાનિ, લૂણ તે ધણિનૂ ખાઈ;
કરવું નિમક હલાલ, શત્રુથી લડી લડાઈ;
દાખે દલપતરામ, ન ગણશો દિલમાં દરદો;
હીમત રાખિ હમેશ, જુદ્ધમાં મંડો મરદો. ૨૮.
મરદો માથે સર્વને, મરવાનૂ તો છેજ;
પણ પરમારથ કારણે, મરવું ઉત્તમ એજ;
મરવું ઉત્તમ એજ, સકળ સંસાર સંભારે;
વાહ વાહ કહિ વિશ્વ, અહોનિશ કીર્તિ ઉચારે;
દાખે દલપતરામ, બોલીને પાળો બરદો;
મરવાનૂ તો છેજ, સર્વને માથે મરદો. ૨૯.
મરદો સંકટ સહન કરિ, કરો લોક હિત કામ;
આજ ભોગવો આપદા, પણ જશ છે પરિણામ;
પણ જશ છે પરિણામ, પ્રભૂ અતિ પ્રસન્ન થાશે;
ઉત્તમ આ જગમાંહિ, લેખ ઈતિહાસ લખાશે;
દાખે દલપતરામ, ધરાપર મસ્તક ધરદો;
કરો લોકહિત કામ, સહન કરિ સંકટ મરદો. ૩૦.
શૂરાજન સંકટથકી, હરખડિ તજે ન હામ;
સંકટથકી સદા ડરે, તે શું કરશે કામ;
તે શું કરશે કામ, સભય પેસે સંતાઈ;
દાખે દલપતરામ, પુરુષ જે બહાદુર પૂરા;
કરતાં પરહિત કામ, ગણે નહિ સંકટ શૂરા. ૩૧.
શૂરપણું નહિ શરિરમાં, પુરુષાકાર પ્રમાણ;
તે માટીનાં પૂતળાં, જીવ વિનાનાં જાણ;
જીવ વિનાનાં જાણ, પ્રાણ ધરિ ધમણની પેઠે;
આયુષ પૂરૂં કરે, ઘેર સૂતે કે બેઠે;
દાખે દલપતરામ, ધીક નર તનૂ ધરી રે;
મરદ માનિયે કેમ, શૂરપણું નહીં શરીરે. ૩૨.
કરે હામનાં કામ તે, શૂરવીર કહેવાય;
જર ખરચી જશ મેળવે, કે દુરદેશે જાય;
કે દુર દેશે જાય, હુનર શીખે હીમતથી;
પરહિત કાજે પ્રાણ, તજે વળિ વણ કીમતથી;
દાખે દલપતરામ, પ્રભૂ ભજિ પાર પડે તે;
શૂરવીર કહેવાય, હામનાં કામ કરે તે. ૩૩.
કામની કહેછે કંથને, શત્રુ ચડ્યો ધરિ દ્વેષ;
પેહેર ચરણિયો કાંચળી, પછિ ઘર ખૂણે પેશ;
પછિ ઘર ખૂણે પેશ, વેશ બદલું વનિતાનો;
જઈ હું જીતું જંગ, જમાવું જશ જનિતાનો;
દાખે દલપતરામ, રૂદે મુજ હીમત રહેછે;
તું માદા હું મરદ, કંથને કામનિ કહેછે. ૩૪
પ્રથમ થકી આગળ પડી, પછિ મનમાં પસ્તાય;
ઉભય ભ્રષ્ટ એવો થયો, નર તે બહુ નિંદાય;
નર તે બહુ નિંદાય, વિચારી કારજ કરવું;
કર્યા પછી શુભ કામ, કદી દિલમાં નહિ ડરવું;
દાખે દલપતરામ, પડે પીડા બહુ ગમથી;
તો પણ તજિયે ત્રાસ, પડી આગળ પરથમથી. ૩૫
અધિક વિચારી આપ બળ. કરિયે મોટું કામ;
પણ આશા ધરિ પારકી, હિયે ન ધરિયે હામ;
હિયે ન ધરિયે હામ, બોલનારા બહુ મળશે;
પણ જ્યાં સંકટ પડે, ખશી જવા ખળભળશે;
દાખે દલપતરામ, શિખામણ શુણજે સારી;
કરજે મોટું કામ, અધિક બળ આપ વિચારી. ૩

## હિંમત વિષે—દોહરો.

હિંમત નરમાં હોયતો, આણે દુઃખનો અંત;
થાય પ્રસિદ્ધિ પૃથિવમાં, વળી થાય ધનવંત.

મનહર છંદ.

હિમતથી નારી પણ હથિયાર હાથગ્રહી,
મહાવન માંહી મોટા મરદને મારેછે;
હિમતથી ભૂત પ્રેતતણો ભય ભાગી જાય,
હિમતથી મણીધર હાથમાંહી ધારેછે;
હિમત જો હૈયા માંહિ હોય દલપત કહે,
બૂડતાને બાંહે ગ્રહી તરે અને તારેછે. ૨.

દોહરો.

છેક ટેક નહિ છોડિયે, આવે કષ્ટ અનેક;
વાળી ગાંઠ વિવેકથી, એ સાચવિયે એક. ૩.

ઈંદ્રવજ્રા વૃત્ત.

વાંકી સિધી જે મન ગાંઠ વાળે, તેતો પડેછે કળ જેમ તાળે;
કુંચી વિના મસ્તક કોઈ કૂટે, છોડાવતાં જોરથિ તે ન છૂટે. ૪.

ઉપેંદ્રવજ્રા વૃત્ત.

ભુલાવવા વાત વિભીષણાને, પડાવવા રામ સખાપણાને;
અધર્મિયે અક્કલ ઊંધિ આપી, અપાપિ પાપી ન થયો તથાપી. ૫.

મનહર છંદ.

પ્રભાકરને પ્રતિજ્ઞા પ્રભા પુરી પાડવાની,
પ્રતિજ્ઞા પ્રમાણે પોતે પ્રભા પૂરી પાડેછે;
પાવસ[૧]ને પ્રતિજ્ઞા છે પાણી પહોચાડવાની,
પ્રતિજ્ઞા પ્રમાણે પાણી પોતે પહોચાડેછે;
પાળવિના પાણી ભરપૂર રાખી પ્રતિજ્ઞાથી,
સાગર સદૈવ જુઓ સ્વસ્થળ શીમાડેછે;
પ્રતિજ્ઞાનો પ્રતિબંધ દેખો દલપત કહે,
દુનિયાંને દિલમાંહી દિલાસો દેખાડેછે. ૬.

દોહરો.

જેણે જોયાં જુદ્ધ બહુ, શિશુથી શું ડર ખાય;
જે શિર નોબત ગડગડે, થાળિ પિટે શું થાય. ૭.
પરાક્રમિ પરાક્રમ કરે, જો ઉસ્કેરણ થાય;
કમાન ઉસ્કેરે તદા, તીરે દૂર જવાય. ૮.

માલિની વૃત્ત.

તરૂણ જુવતિ જોડે ડોશિ વિસ્તાર વાળી;
પરમ હરખ પામે; પુત્ર પૌત્રાદિ ભાળી;
તરૂણ શુભટ ટોળીમાં મળો એક ઠામે;
રણ વિજઈ શૂરો કેમ સંકોચ પામે. ૯.

૧ પાવસ–વરસાદ.

દોહરા.

વધે પલકમાં વાદળી, લાગે પ્રથમ લગાર;
તેમ પરાક્રમિ પુરૂષને, વધતાં શેની વાર. ૧૦.
જન્મધરે જ્યાં મહતજન, ગણાય ઉત્તમગામ;
સ્નેહ સહિત સંસારિ સૌ, નિત્ય સંભારે નામ. ૧૧.
ધન્ય ધન્ય તે ગામને, ધન્ય વર્ષ તે વાર;
ઉત્તમ જનના જન્મથી, સંભારે સંસાર. ૧૨.

ઈંદ્રવિજય છંદ.

જ્યાં પ્રગટ્યો ન પરાક્રમિ પુરૂષ, તે પુર માંહિ ખરેખરિ ખામી;
તે જુવતીનું વૃથા ગત જીવન, જે કુળ દીપક પુત્ર ન પામી;
જે ઘડિમાં શુભ કામ બન્યું નહિ, તે ઘડિ તે કહિયેજ નકામી;
પિંડ વૃથા દલપત્ત કહે, રહે અંતર જો નહિ અંતરજામી. ૧૩.

દોહરા.

શીખ્યા વિના ન આવડે, કુળધંધાનું કામ;
રાજનીતિ પણ વણ ભણે, દિસે ન કોઈ ઠામ. ૧૪.
તે માટે ભણતર ભણો, રૂડા રાજકુમાર;
તોજ ચલાવી જાણશો, આપતણો અધિકાર. ૧૫.

---

## રાજવિદ્યાભ્યાસ.

ધનુષબંધ દોહરો.



આ દોહરો આખો ચિત્રેલા ધનુષમાંથી વંચાય છે.

પતિ નહિ મારિ પિછાનમાં, કોણ ધનુષ ધરનાર;
માહિત ભણતર મહિપતિ, નહિ માહિત ચડિમાર. ૧.

### અર્થ.

એક સ્ત્રીએ કોઈ તીરકામઠાવાળા પુરૂષને દીઠો ત્યારે પોતાના પતિને પુછ્યું કે, એ પતિ મારી પીછાનમાં નથી, કે એ ધનુષ ધરનાર કોણ છે? જવાબ દીધો કે.

ભણતરમાં માહેર હોય તો રાજા અને નહી માહેરહોય તો ચડીમાર. ૧.

### દોહરા.

શીશનામિ જગદીશને, એ આશીશ લહીશ;
ભણે મહિશ આ દીશના, મોટો ગુણ માનીશ. ૧.
જે પ્રભુએ સઉ જીવને, આપ્યા ગુણ કઈએક;
અધિક મનુષમાં આપિયાં, વિદ્યા કળા વિવેક. ૨.
ત્રે પ્રભુની કરિ પ્રાર્થના, માગૂં તેની પાસ;
દિન દિન રાજા રંકને, વધતો વિદ્યાભ્યાસ. ૩.
આ અવસર આ દેશના, ધનવંતા જે લોક;
જાણે છે ભણવાતણી, કરવી મહેનત ફોક. ૪.
તે માટે મેહેનત કરી, ભણે ન વિદ્યા ભૂપ;
રૈઅત પરતાબે[1] થવા, ચિતમાં ચાહે ચૂપ. ૫.
ભૂપતિના પરધાન પણ, ઇચ્છે આઠો જામ;
વિદ્યા ભૂપ ભણે નહી, થાય અમારૂં કામ. ૬.
તે દેખી મન માહરૂં, અતિશય ધરે ઉતાપ;
જો જગપતિ કરૂણા કરે, ટળે સરવ સંતાપ. ૭.
ભાખું ભાષણ તે વિષે, સુણજો સ્નેહ સહીત;
જેથી તમને ઉપજે, પઢવા ઉપર પ્રીત. ૮.
મેહેતાજી એક ગામના, નામે વિદ્યારામ;
વર્ત્તમાન પરદેશનું, વાંચી થયો વિરામ. ૯.
શુણી સુધારો દેશનો, અચરજ પામ્યો એહ;
કળા કુશળતા કાયદા, નવિન તરેહના તેહ. ૧૦.
મંડળીઓ મોટી રચે, મોટા મળી ગૃહસ્થ;
કરે ઉપાય અનેક વિધ, સુધરે દેશ સમસ્ત. ૧૧.
અધિપતિ પણ અધિકું ભણી, પામે બુદ્ધિ વિશાળ;
ભણવા જન વૃધ બાળને, શાળા અને નિશાળ. ૧૨.
એ વગેરે વાંચી કરી, અંતર થયો ઉદાસ;
ભૂપ ભણેલ ન આપણો, કહિ નાંખે નિશ્વાસ. ૧૩.
નાથ નપુંસક જેહનો, તે નારી દુખિ થાય;
જહાં ભણેલ ન ભૂપતી, તેની પ્રજા પિડાય. ૧૪.

### ભુજંગી છંદ.

કહાં જૈ કહું વાત આ દુઃખ કેરી,
ભણેલા વિના ભૂપ કેવી કચેરી;
મળી મંડળી વાનરા જેમ જાણી,
હસેને કુદેને વદે ક્રૂર વાણી. ૧૫.
હમેશાંતણી ચાલતી ચાલ ચાલે,
સુધારો વધારો કશો ના સંભાળે;
રહી પાછળે વસ્ત્ર જો કોઈ તાણે,
ન દેખે શુણે ભેદ કાંહી ના જાણે. ૧૬.
ઉપાયો છતે લાખ એકે ન સુઝે,
ભરી પેટ ઊંઘે બિજું તો ન બુઝે;
થઈ ફાંકડા આંકડા મુછ વાળે,
ગઈ પાઘડી આ ઘડી ના સંભાળે. ૧૭.

### દોહરા.

અધિપતિની ઉમર ગઈ, થઈ વૃદ્ધતા આજ;
પણ કુંવરજી જો પઢે, સુધરે સઘળાં કાજ. ૧૮.
એમ વિચારી વિપ્ર તે, વિચરયો રાજદુવાર;
એકાંતે પરધાનને, મનનો કહે વિચાર. ૧૯.
રાજકુંવર એ અવસરે, દ્વિજ[1] પ્રધાનની વાત;
પ્રીત સહિત પડદે રહી, સર્વ શુણી સાક્ષાત. ૨૦.

### ચોપાઈ.

નામ પ્રધાનતણું ધનપાળ, તેને વિપ્ર કહે તે કાળ;
સાંભળ અકલતણા દરિઆવ, ભૂપ કુંવર નીશાળે લાવ્ય.૨૧.
છે વય છોટિ અધિક બુદ્ધિવંત, ભાસે ભણશે એહ તુરંત;
કહે પ્રધાન સુણો મહારાજ, એવી વાત ન કરશો આજ.૨૨.
ભૂપતિ સુત ભણવું આચરે, વણિક તનુજ શૂં વર્ત્તાં કરે?
નહિ ભણતરનો અરથ લગાર, અમે છિયે નામું લખનાર.૨૩.
રામજીએ જો આપ્યું રાજ, નથિ દોકાન ચલવવી આજ;
ખાય પિયેને માણે મોજ, માથા કૂટ કરે શિદ રોજ. ૨૪.

### દોહરા.

મુખથી મેહેતાજી કહે, શુણ મંત્રી શીરતાજ;
ભણ્યા વિના ભૂપતિતણું, કહો નિભે કેમ રાજ.૨૫.
કાગળ સહિ કરવી પડે, વણ વાંચ્યે કેમ થાય;
આવે પત્ર અગત્યનો, ક્યાં વંચાવા જાય. ૨૬.

---

[1] ઈજારદારની હરકતથી આ દેશના રાજાઓની પ્રજા અંગ્રેજ સરકારના ખાલસામાં જવા ચહાયછે તેમ.

[1] બ્રાહ્મણ.

રૂડું ચાહો રાજનું, આપો એ અભિપ્રાય;
પ્રાતઃકાળે કુંવરજી, વિદ્યા ભણવા જાય. ૨૭.
મંત્રી કહે દ્વિજ સાંભળો, સત્ય કહું સાક્ષાત;
તમે તમારી મતલબે, કહોછો સઘળી વાત. ૨૮.
બે માણસ વધતાં નિભે, વગર ભણે મહિનાથ;
ગરજ મટે પરધાનની, લખે પઢે નિજ હાથ. ૨૯.
સહિ સાટે કાગળ વિષે, કરે નિશાની[1] કાંઈ;
મોહોર ઘડાવી હેમની, રાખે વીંટી માંઈ. ૩૦.
જોતાં પેહેડી સાત ગઈ, ન ભણ્યા કોઈ હજૂર;
કામ કશું અટક્યું નહી, જાણો તમે જરૂર. ૩૧.
રાણી એક ભણેલી છે, તે પણ લેછે પ્રાણ;
હિસાબ પૂછે હરઘડી, લાગે તીખું બાણ. ૩૨.

રાગ ઓખાહરણનો.

"મારી ઓખા બાઈ સલુણાં તમે વરત કરોને અલુણાં"
એ રાગ છે.

કહે વિપ્ર શુણોજી પ્રધાન, તમે રાખો વિવેકનું જ્ઞાન;
એક આપનો સાધવા અર્થ, કેમ એવડો ઇચ્છો અનર્થ. ૩૩.
જ્યારે રાજા ભણે રાજનીતી, ત્યારે ન્યાય કરે શુભ રીતી;
જેવું નીર વિનાનું નવાણ, જેવો પિંડ વિનાનો પ્રાણ. ૩૪.
જેવો પૂરૂષપણા વિના મર્દ, જેવો વૈદ ન જાણીતો દર્દ;
એવો વિદ્યાવિના નૃપ મિત્ર, નામ વાઘ લખ્યો જેમ ચિત્ર. ૩૫.
પ્રજા વૃદ્ધિ પાવૈથી ન થાય, નૃપ મુરખે ન રાજ્ય રખાય;
જુવો વિચારીને આ કાળ, ભણ્યા હોત સરવ ભૂપાળ. ૩૬.
ચાલ્યા હોત સદા સંભાળી, રાખી સંપ કુસંપને ટાળી;
વાંચી જાણત પરદેશિ વાત, નવા કાયદા મજબૂત થાત. ૩૭.
કેમ આવત પરદેશિરાજ, એજ જુઓ દાખલો આજ;
વળી રાખજે નિશ્ચે મનમાં, વિદ્યા વૃદ્ધિ નથી જો રાજનમાં. ૩૮.
કદી દૂર દરિદ્ર ન થાશે, પર હાથ જમી સર્વ જાશે;
તમે રાજાને મૂરખ રાખી, મનમાન્યો લહો સ્વાદ ચાખી. ૩૯.
આગે થાશે પ્રજા જે તમારી, નિશ્ચે દેખશે વખત નઠારી;
નીર હોય કુવામાં સદાઈ, ત્યારે આવે અવાડામાં ભાઈ. ૪૦.
રાજા ન ભણે રાજ્ય તુટી જાશે, ત્યારે વંશ તમારો શું ખાશે;
સાત પહેડી કહોછો ન ભણેલા, ત્યારે આવીછે આવી વેળા. ૪૧.
એનો આજ વિચાર જો લાવો, ભૂપ પુત્રને વિદ્યા ભણાવો;
ઈતિહાસ ભૂગોળ ખગોળ, શિખી આણે સમજુનો ડોળ. ૪૨.
દેશાવરની ખબર સર્વે જાણે, ઇચ્છા દેશ સુધારાની આણે;
વિદ્યાસભાના અધિપતિ થાય, સુણે સર્વેતણા અભિપ્રાય. ૪૩.

દોહરા.

મેહેતાજી મન દેઈ સુણો, પ્રીતે કહે પ્રધાન;
વધે ઘટે જે રાજ્ય પદ, સમજો ભાગ્ય સમાન. ૪૪.
ભણવાથી ભૂપતિ બણે, એ હોય સત્ય ઉપાય;
મેહેતાજી છે જે સહુ, તે સહુ મહિપતિ થાય. ૪૫.
દેશ વિદેશે પરવરો, વિદ્યા ભણો વિશેષ;
ભાગ્ય વિના ભટકી મરો, લાભ ન પામો લેશ. ૪૬.
રીઝ્યા જેને રામજી, આપ્યું સવળે હાથ;
ભણો ગણો કે નહી ભણો, કોડી ઘટે ન કાથ. ૪૭.

ચોપાઈ.

વિદ્યારામ કહેછે વળી, સુમતિ પ્રધાન લહો સાંભળી;
કરે નશિબ વિશ્વાસે કાજ, તેને ઘેર રહે નહિ રાજ. ૪૮.

છપ્પો.

લહી નશિબનું નામ, રામ ન લડત રાવણથી;
સીતાજી શી પેર, ઘેર આવત દક્ષણથી;
ભાગ્ય ભરૂંસે રહત, પાંડવો કૌરવ સાથે;
રહત હાથમાં પત્ર[1], છત્ર નહિ માંડત માથે;
રહિ ભાગ્ય ભરૂંસે ભૂપ જે, કૂપ ન રચશે કામનો;
પાણીની પીડે તે પ્રજા, ગોંદરો તજશે ગામનો. ૪૯.

દોહરા.

સાઠ વર્ષનું માનવી, જો વિદ્યા ન ભણેલ;
બાળ બુદ્ધિ તેમાં વસે, થશે નહીં સુધરેલ. ૫૦.
બાળ બુદ્ધિનો નરપતી, અબળા પ્રબળા હોય;
નિજ સ્વારથી પ્રધાન જ્યાં, કદિયે સુખી ન કોય. ૫૧.

પ્રધાન બોલ્યો.

ઠંડિ પ્રકૃતિ કુંવરની, ભણતાં જીભ ઝલાય;
ભણતર ચિત્ત ચડે નહીં, એનો શો ઉપાય. ૫૨.

મેહેતાજી બોલ્યો.

ગોળ અઘાડો વાવડીંગ, શંખાવળી વજ સુંઠ;
વિદ્યાબ્રાહ્મિ શતાવળી, ગાના[2] ઘીમાં ઘૂંટ. ૫૩.
ઉઠી પ્રભાતે જે ગળે, એ ગોળી નિત્ય એક;
મટે સ્વભાવે શિથિલતા, વિદ્યા ચડે વિષેક. ૫૪.
સોબત પંડિત વૃદ્ધની, સુધરેલા ભણનાર;
ભણવાની રૂચિ ઉપજે, સુધરે રાજકુમાર. ૫૫.

[1] ઇડરનો રાજા સહી સાટે ડુંગરો કરે છે. માણસાનો રાજા તીર કામઠું કરે છે, એવા પરંપરાનો ચાલ છે.

[1] જોગીનું. [2] ગાયના.

પ્રધાન બોલ્યો.

વિદ્યાપ્રાપ્તી ભાગ્ય તે, તાડિ શતાવળિ સાટ[1];
વાવડીંગ તો આફુદી, માજમ તે વજમાટ. ૫૬.
અફીણ અધારા થાનકે, શંખાવળી શરાપ;
ગોળ તજી ગાંજો પીએ, એ કુંવરજી આપ. ૫૭.

સોબત ગોલાની સદા, ઠઠાબાજી થાય;
પરનારીની એબની, વાતો સુણે સદાય. ૫૮.
સારૂં મનુષ્ય ત્યાં જે ચડે, ક્ષણભર નહીં સમાય;
તે પણ તેવો થાય તો, રીઝે તેને રાય. ૫૯.
અમો ખુશી એ દેખીને, એને જોઈએ એજ;
ભૂપ ભણ્યે પરધાનનું, તુરત ઘટેછે તેજ[2]. ૬૦.
શત્રુ જાગે સામટા, કહાં કરજ બહુ થાય;
છકે નહી પરધાનના, રહે કબજમાં રાય. ૬૧.

છપ્પો.

વિપ્ર હાથ તરવાર, વણિક પંચાંગજ વાંચે;
જંગમ ફાડે વાંસ, ઘંટ લીધો કર ઘાંચે;
અસ્ત્રો લહે કુંભાર, લહે ટપલો જો નાઈ;
કાંટો લંબો લહે, લહે સોની સરણાઈ;
લહે હાથ ભભૂત ગૃહસ્થજો, બાળક જોગી બાથમાં;
એટલાં કદીએ શોભે નહી, લેખણ નૃપના હાથમાં.૬૨.

દોહરો.

સુણો અશલના શેઠીયા, ન ભણ્યા કદી નિશાળ;
ગરજ ભણ્યાની નહિ રહે, જેનાં ભાગ્ય વિશાળ. ૬૩.

ભુજંગી છંદ.

હતા ભાગ્યશાળી વડા ભૂમિ માંહી,
હતું રાત્ય દહાડાતણું ભાન નાહિં;
કહાં દીન ઊગે કહાં આથમે છે,
હશે કોણ રાજા કહાં તે વસેછે. ૬૪.
કહ્યું કોઈયે આજ રાજા પધારે,
કહ્યો ઉત્તરે બોલ નાંખો વધારે;
હતા સુખિ એવા પ્રજા સર્વ જોતી,
તેને કાંઈ વિદ્યાતણી ગર્જ ન્હોતી. ૬૫.

[1] સાટે. [2] એ ખોટો વહેમ છે; નહીતો અકબાર સરખાં ભણેલા રાજાઓ પાસે બીરબલ તથા લઉવા જેવા પ્રધાનોનું ઘણું માન હતું. તેવું વગર ભણેલા રાજાના પ્રધાનનું માન સાંભળ્યું નથી.

ગયું દ્રવ્ય જ્યારે રહ્યું નાહિ હાથે,
હવે સર્વ ચિંતા પડી લોક માથે;
સુજેછે કળા શીખવા વાત ત્યારે,
ગયું દ્રવ્ય ને ભૂખ આવીજ જ્યારે. ૬૬.

જેને રાજ્ય વૃદ્ધી સમૃદ્ધી છે પૂરી,
કરે કેમ વિદ્યા ભણ્યાની મજૂરી;
ઘણા નોકરો ચાકરો નામું માંડે,
મળે ભાત તે હાંગરો શીદ ખાંડે. ૬૭.

ઘણાં ઘેર ઘોડાં પગે જેહ ચાલે,
છતે માણસે હાથથી સાપ ઝાલે;
બિજો મૂઢ તેથી હશે કોણ મોટો,
છતી સાહેબીમાં કરે શ્રમ ખોટો. ૬૮.

મને સમૃદ્ધિ જો મળે એવી પ્રોઢી,
સુખે ખાઈ પીને રહું નિત્ય પોઢી;
સુણી વાત એવી વદે વિપ્ર વાણી,
તમારી રૂચી તો અમે સર્વ જાણી. ૬૯.

રાગ ઓખાહરણનો.

કાંઈ કરશો નહી પસ્તાવો, એવો લેનારછે આજ લ્હાવો;
વસે વનમાંહી ઝૂપડાં બાંધી, નથિ ખાતા તે અંનને રાંધી. ૭૦.
વસ્ત્ર પેહેરેજો મરજીમાં આવે, કોઈની બીક શરમ નહી લાવે;
નથી પરણવાનો તેને ગર્જ, નથી જાણતા વર્જ્ય[1] અવર્જ્ય[2]. ૭૧.
તેને માથે કોઈ નથી રાજા, ખાય પીએને થાયછે તાજા;
ઉગ્યા આથમ્યાનું નહી ભાન, રહે રાત દિવસ ગુલતાન. ૭૨.
ખાવાનું જો મળ્યું તો ખાય, નહિતો આથડીને મરી જાય;
એક બીજાનું છીનાવી ખાતો, નહી સગપણ સ્નેહનો નાતો. ૭૩.
નથી ભણતરનો તેને ભાવ, એવો લેછે અલોકિક લ્હાવ;
એવુ આપણા નૃપને ન સુખ, લોક લાજના ડરતણું દુઃખ. ૭૪.
પંડે વસ્ત્રનો ઉપાડે ભાર, કરવો બોલતાં અદબ વિચાર;
હતો બાળક રાજા જ્યારે, સોંપી માએ મજુરી ત્યારે. ૭૫.
કેડ વાળિ બેસવા ઠરાવ્યા, આપી ચાલણ ગાડી ચલાવ્યા;
તમે હાજર હોત જો ભ્રાત, એવી મહેનત મગરૂર થાત. ૭૬.
તેડી ફરનારા ઝાઝા જેને, ચાલવાની જરૂર શી તેને;
સુખપાલ મેના રીધિ પૂરી, કરે ચાલ્યાની કેમ મજૂરી. ૭૭.
દાસ દાસી હાજર ખવરાવા, શાને શીખે તે હાથે ખાવા;
એવી દીસે તમારી મરજી. પણ સાંભળો મારી અરજી. ૭૮.

[1] આણખપતું. [2] ખપતું.

દોહરા.

કોરટ રૂપી રાણીને, પુત્ર ફૈસલા થાય;
નિત્ય પરાયા પેટના, વગર ભણેલે રાય. ૭૯.
જો પોતાના પેટના, પંડે કરવા ચાહય;
કાણાં કુબડા લંગડા, રૂપ કરૂપાં થાય. ૮૦.
રામ યુદ્ધિષ્ટિર કૃષ્ણ વળિ, વિક્રમ ભોજ ભુપાળ;
એ સંઘળા વિદ્યા ભણ્યા, નિત્યે જઈ નિશાળ. ૮૧.
પર દુખ પોતે શિર ધર્યાં, લહયા શત્રુથી આપ;
છતા પ્રવીણ પ્રધાન પણ, આપ કરે ઇનસાફ. ૮૨.
તો કિર્તી કેવી રહી, લહી ગયા સાબાશ;
જે નૃપવિદ્યા નહિ ભણ્યા, નામે પામ્યા નાશ. ૮૩.
ભૂપ ભણ્યાથી વસ્તિને, સઘળી વાતે સુખ;
મૂરખ મહિપતિની પ્રજા, પૂરણ પામે દુઃખ. ૮૪.
પેટ ભરી પોહોઢી રહે, લહે ફિકર નહિ લેશ;
કહાં પ્રજા સઘળી વસે, કહાં વસે છે દેશ. ૮૫.
બળિયો નબળાને હણે, ખાય કાકડી વાડય;
તેના પુરમધ્યે પડે, ખરા બપોરે ધાડય. ૮૬.
દેશ સુધારો ગરિબથી, કહો કેમ કરિ થાય;
જો રાજા દિલ નહિ ધરે, એકે નથી ઉપાય. ૮૭.
જો આપે બક્ષીસ પ્રભુ, વિદ્યા રૂપી બાગ;
ફુલ ઝાડ આદિક થકી, એમાં મોજ અથાક. ૮૮.

ઝંપતાળછંદ.

ફુલતરૂ ફુવારા હોજ, વિદ્યા વિશેષ રમોજ;
નૃત્ય ગાન નાટક ખેલ, વણ ભણે નહિ કાખેલ. ૮૯.
પરદેશી ગાયન નાદ, સમજ્યા વિના નહિ સ્વાદ;
જેમ ચિત્ર રંગ વિચિત્ર, વણ નેત્ર નિષ્ફળ મિત્ર. ૯૦.
જેમ બધિર આગળ શંખ, જેમ આરશી વણઅંખ;
જેમ કવિત મૂરખ પાસ, સુણી કરે ઉલટો હાસ. ૯૧.
મુંગો શું ગાવે ગાન, ખોખો શું આવે પાન;
વિદ્યા રમોજ વિશેષ, મૂરખ ન માણે લેશ. ૯૨.

સવૈયો.

એક ગમાર ચડયો ગિરનાર, નિચે દશબાર દિઠાં પુર ભારે;
વેતી નદી જળ દેખી મરોડ, ધરે મન કોડ બહુજ પ્રકારે;
એથી ઉમંગ ચડયો અતિ અંગ, ખુશીખુશી ખૂબ થયું મનજ્યારે;
જો ભણીને નકશો નિરખે, હરખેજ હજાર ગણો જનત્યારે. ૯૩.

છપ્પો.

શેત્રંજી સોગટાં, ગંજીફે ગંમત કરિયે;
જોઇએ બીજો જન, વિના સુખ મળે ન જરિયે;
જો કદિ એકાએક, છેક દિલ હોય ઉદાસી;
વિદ્યા વનિતા તુરત, હરે દુઃખ હરખ પ્રકાશી;
લહિયે સુખ કુંડળનું પછી, સહિયે કાન વિધાવતાં;
ગુણ લહિ પૂરણું સુખ પામીયે, ખમિયે દુખ ગુણ આવતાં. ૯૪.

દોહરા.

બાળક ધાવણ છોડતાં, કરે ઘણો કલપાંત;
નહિ છોડાવ્યાથી વધે, અંગે રોગ અત્યંત. ૯૫.
એમજ આળસ વ્યસન પણ, જો નહીં છોડે બાળ;
કડવાં ઓષડ નહીં પિયે, થાશે દુઃખ કોઈ કાળ. ૯૬.
ભાટે વાત કચેરિમાં, કહી શુણો મહોનાથ;
મૂળ રાજ પાટણતણો, લડીયો લાખા સાથ. ૯૭.
પ્રથમ ફોજ પાટણતણી, જૈપડી જેમ ટિહાણ;
લૂટયો ચોથે ભાગ કચ્છ, વળતી વાળ્યો ધાણ. ૯૮.

કવિત[1]

[1]કછદેશ [2]ચોથેભાગ [3]ટીહધાલી [4]તોહિલીધો;
[5]પીધોખુબ [6]રસવળી લાખાથી લહાઇનો ॥
[7]ખોડાંઢોર [8]છોહિકાઢી [9]હેશો ચડયાં [10]થોલીજોરે;
[11]ફેરગઢ [12]લુટીઝંડો ચહાવ્યો ચહાઇનો ॥
[13]ગીધપંખી [14]જુધખેત [15]ડાચાંખોશી [16]દૂર ઢળી;
[17]બોલે ધાંટે [18]વખતશો આવ્યો છે વહાઇનો ॥
[19]ધેરી ખુબ [20]ઝુકયાવળી [21]ઢાલજોરે [22]ધૂળકાઢી;
[23]ભાગ્યોકછી [24]સુખોખાટયો મૂળપુત સાઇનો. ૯૯.

દોહરા.

એકજ એવી વાતથી, ભૂપતિ રીઝયો ભ્રાત;
ભણતરમાં એવી ભલી, હોય હજારો વાત. ૧૦૦.
ચાલી આવ્યો ચીનથી, એક મુસાફર લોક;
કહિ ઉતપતી ચાહની, સુણવા લાગ્યો શોખ. ૧૦૧.
ધાતૂ પક્ષી ઝાડની, વિધવિધ વાતો જેહ;
વિદ્યાસતી મુખથી વદે, સાચે સાચી તેહ. ૧૦૨.

૧ આ કવિતામાં ચ ર વસ્તુઓ સંતાડી હોય તે વરતવાની સમરાછે.

જંગલી જન જાણે નહીં, ખીર ગળી કે ખેશ;
ભાન નહિ ભરવાડને, અક્કલ ભથી કે ભેંશ. ૧૦૩.
ખુંદે પરણે બાયડી, અભણ્યો બેસે રાજ;
બોજ ઉપાડે બળદિયો, તે સહુ પરને કાજ. ૧૦૪.

તારાચ્છંદ.

પ્રધાન બોલ્યો
બહુ તપાસ લાવિને વિચારી વેણ બોલવું,
વિદ્યાતણું વિશેષ માન ધારિને ન ડોલવું;
ભણી ગણી ગુણી બની જવું ધનાઢ્ય જાચવા,
ભિખારિને જરૂરથી થવું ભણેલ નાચવા. ૧૦૫.

રાગ ઓખાહરણનો.

જેને મેહેરબાન થયા રામ, તેને ભણતરનું શું કામ;
ઊંઝે ભણતરે દારિદ્ર આવે, ટળે જીવ કાં જીવથી જાવે. ૧૦૬.
સહુ ધનવંતનું ઘર પૂછે, નહિ પૂછે ભણેલો શું છે;
સભામાં બેસે ધનવંત પહેલો, વિદ્યાવંત બેસે સહુ છેલો. ૧૦૭.
આપે આતબરને બહુ માન, તેની તરફ રાખે સહુ ધ્યાન;
ધનવંત બોલે કાલું ઘેલું, લોક કબુલ કરે સહુ પહેલું. ૧૦૮.
જેમ પાસા પડે તે દાવ, તેમ રાજા બોલે તે ન્યાય;
ધનવંતનો હુકમ ચાલે, દાલો વિદ્વાન મગરૂર મહાલે. ૧૦૯.
મેના સુખપાલમાં ધનવંત, ભણેલા શીર ભાર સહંત;
ધનવંતને મેડી અગાશી, વિદ્યાવંત છાપરાના વાશી. ૧૧૦.

દોહરો.

રાજા આગળ એકદિન, પોકાર્યો પંદિત;
તો તેનું દુઃખ ટાળિયું, કહું તે શુણી કવિત. ૧૧૧.

કવિત.

પાણીના તરંગ પર જાણીએ સમુદ્રમાં,
અરેખરાંજ નાવતી પડે તરતા ખાટલા;
વેલણ તો મછ અને આહણી તો કછ બની,
ન્હાની ન્હાની હોડિયો પડે તરતા પાટલા;
બાળકો ખલાશી બુમ પાડે તેને શીર તાણ્યો,
સુંદરીયે શઢ પેરવાને વસ્ત્ર ફાટલા;
સુણો મહારાજ અધિરાજ આજ રજનીમાં,
મુજ ઘેર બન્યા અદભૂત ખેલ આટલા. ૧૧૨.

રાગ ઓખાહરણનો.

જાચે રાજાને જે વિદ્વાન, ભાગે ભૂખ થઈ મહેરબાન;
મળી પંડિત પંડિત જ્યારે, એક બીજાનાં દુઃખ ઉચ્ચારે. ૧૧૩.
જેમ સાપ ઘેર સાપ જાય, જીભના લપકારા વાય;
પગે રાંદીરાંદને પડે, હું જેવી તું જીભે ચડે. ૧૧૪.

દોહરા.

ભણતર નથી હિસાબમાં, જ્યાંહાં ધણેરા દામ;
એવું સાંભળી ઉચર્યો, પંડિત વિદ્યારામ. ૧૧૫.
પશ્ચિમ દિશ વૈરાટપુર, જ્યાંહાં જવનનું રાજ;
વણિક પ્રધાનપણું ધરી, કરતો તેનું કાજ્ય. ૧૧૬.
મૂરખ ત્યાંનો મહિપતિ, અક્ષર ન ભણ્યો એક;
ઉપજ ખરચના આંકથી, રહે અજાણ્યો છેક. ૧૧૭.
ખરચે ખૂબ કરજ કરી, મોહો માગ્યું દે વ્યાજ;
બમણાં ત્રમણાં ચોગણાં, ખત લખિ આપે રાજ. ૧૧૮.
રૂપૈયા સો રોકડા, લઈ કરી આપે મોહોર;
મન સમજે મુજ ઉપરે, એનું શું છે જોર. ૧૧૯.
નાણું લેશે વાણિયો, જ્યારે હું આપીશ;
એણે ખોયા આજતો, મારૂ કામ કરીશ. ૧૨૦.
ફરિયાદી સરકારમાં, પછી થઈ જે વાર;
બાગ બગીચા સહિત સહુ, થયાં જપ્ત ઘરબાર. ૧૨૧.
વેચ્યાં વાસણ દાગિના, વેચ્યાં ગામ ગરાસ;
મિયાં થયા ભિખ માગતા, પૈસો ન રહ્યો પાસ. ૧૨૨.
વિખ ખાવા ઇચ્છા કરે, ગઈ લોકમાં લાજ;
વગર ભણ્યાને કારણે, કીધું એવું કાજ. ૧૨૩.

છપ્પો.

દુઃખે પ્રજા પીડાય, કરે ન સહાય નરપતી;
નવા નવા કર કરે, ધરે નહિ ધનની ત્રપતી;
લાંચ લઇને ન્યાય, કરે અન્યાય અતીશે;
કરિને નજર હરામ, જુવે પરજુવતી દિશે;
પર હાથ સોંપી નિજ રાજને, નજર નહીં રાખે તહીં;
અવનીપર એવો જુલમ તો, શ્રીહરિ કદિ સાંખે નહીં. ૧૨૪.

ચોપાઈ.

એવો જુલમી રાજા થાય, તેને કોણ સમજાવા જાય;
વિષ્ઠા ઢાંકણ ઢેકું ધરે, લાગે છાંટા નિરલજ કરે. ૧૨૫.
એનો અવર નથી ઉપાય, ભૂપ ભણે સુધરેલો થાય;
વિદ્યા ગુરૂ થઈ આપે જ્ઞાન, કોઈની શરમ ન રાખે કાન. ૧૨૬.
પોતાના અવગુણ તે વેર, દેખાડે દરપણની પેર;
કડવાં કોયે કહિ ન શકાય, વિદ્યા બોલે વચન સદાય. ૧૨૭.

દોહરા.

કોરટ રૂપી રાણીને, પુત્ર ફેંસલા થાય;
નિત્ય પરાયા પેટના, વગર ભણેલે રાય. ૭૯.
જો પોતાના પેટના, પંડે કરવા ચાહય;
કાણા કુબડા લંગડા, રૂપ કરૂપાં થાય. ૮૦.
રામ યુદ્ધિષ્ટિર કૃષ્ણ વળિ, વિક્રમ ભોજ ભુપાળ;
એ સંઘળા વિદ્યા ભણ્યા, નિત્યે જઈ નિશાળ. ૮૧.
પર દુખ પોતે શિર ધર્યાં, લડયા શત્રુથી આપ;
છતા પ્રવીણ પ્રધાન પણ, આપ કરે ઇનસાફ. ૮૨.
તો કિર્તી કેવી રહી, લહી ગયા સાબાશ;
જે નૃપવિદ્યા નહિ ભણ્યા, નામે પામ્યા નાશ. ૮૩.
ભૂપ ભણ્યાથી વસ્તિને, સઘળી વાતે સુખ;
મૂરખ મહિપતિની પ્રજા, પૂરણ પામે દુઃખ. ૮૪.
પેટ ભરી પોહોડી રહે, લહે ફિકર નહિ લેશ;
કહાં પ્રજા સઘળી વસે, કહાં વસે છે દેશ. ૮૫.
બળિયો નબળાને હણે, ખાય કાકડી વાડય;
તેના પુરમધ્યે પડે, ખરા બપોરે ધાડય. ૮૬.
દેશ સુધારો ગરિબથી, કહો કેમ કરિ થાય;
જો રાજા દિલ નહિ ધરે, એકે નથી ઉપાય. ૮૭.
જો આપે બક્ષીસ પ્રભુ, વિદ્યા રૂપી બાગ;
ફુલ ઝાડ આદિક થકી, એમાં મોજ અથાક. ૮૮.

ઝંપતાળછંદ.

કુલતરૂ ફુવારા હોજ, વિદ્યા વિશેષ રમોજ;
નૃત્ય ગાન નાટક ખેલ, વણ ભણે નહિ કાબેલ. ૮૯.
પરદેશી ગાયન નાદ, સમજ્યા વિના નહિ સ્વાદ;
જેમ ચિત્ર રંગ વિચિત્ર, વણ નેત્ર નિષ્ફળ મિત્ર. ૯૦.
જેમ બધિર આગળ શંખ, જેમ આરશી વણઅંખ;
જેમ કવિત મૂરખ પાસ, સુણી કરે ઉલટો હાસ. ૯૧.
મુંગો શું ગાવે ગાન, બોખો શું ચાવે પાન;
વિદ્યા રમોજ વિશેષ, મૂરખ ન માણે લેશ. ૯૨.

સવૈયો.

એક ગમાર ચડયો ગિરનાર, નિચે દશબાર દિઠાં પુર ભારે;
વેતી નદી જળ દેખી મરોડ, ધરે મન કોડ બહુજ પ્રકારે;
એથી ઉમંગ ચડયો અતિ અંગ, ખુશીખુશી ખૂબ થયું મન જ્યારે;
જો ભણીને નકશો નિરખે, હરખેજ હજાર ગણો જનત્યારે. ૯૩.

છપ્પો.

શેત્રંજી સોગટાં, ગંજીફે ગંમત કરિયે;
જોઇએ બીજો જન, વિના સુખ મળે ન જરિયે;
જો કદિ એકાએક, છેક દિલ હોય ઉદાસી;
વિદ્યા વનિતા તુરત, હરે દુઃખ હરખ પ્રકાશી;
લહિયે સુખ કુંડળનું પછી, સહિયે કાન વિધાવતાં;
ગુણ લહિ પૂરણું સુખ પામીયે, ખમિયે દુખ ગુણ આવતાં. ૯૪.

દોહરા.

બાળક ધાવણ છોડતાં, કરે ઘણો કલપાંત;
નહિ છોડાવ્યાથી વધે, અંગે રોગ અત્યંત. ૯૫.
એમજ આળસ વ્યસન પણ, જો નહીં છોડે બાળ:
કડવાં ઓષડ નહીં પિયે, થાશે દુઃખ કોઈ કાળ. ૯૬.
ભાટે વાત કચેરિમાં, કહી સુણો મહીનાથ;
મૂળ રાજ પાટણતણો, લડીયો લાખા સાથ. ૯૭.
પ્રથમ ફોજ પાટણતણી, જૈપડી જેમ ટિડાણ;
લૂંટયો ચોથે ભાગ કછ, વળતી વાળ્યો ઘાણ. ૯૮.

કવિત[1]

[1]કચ્છદેશ [2]ચોથેભાગ [3]ટીડઘાલી [4]તોહિલીધો;
[5]પીધોખુબ [6]રસવળી લાખાથી લડાઈનો ॥
[7]ખોડાંઢોર [8]છોડિકાઢી [9]ઠેશો ચડયાં [10]થોભીજોરે;
[11]ફેરગઢ [12]લુટીઝંડો ચડાવ્યો ચડાઈનો ॥
[13]ગીધપંખી [14]જુધખેત [15]ડાચાંખોશી [16]દૂર ઢળી;
[17]બોલે ધાંટે [18]વખતશો આવ્યો છે વડાઇનો ॥
[19]ઘેરી ખુબ [20]ઝુકયાવળી [21]ઢાલજોરે [22]ધૂળકાઢી;
[23]ભાગ્યોકછી [24]સુખોખાટયો મૂળપુત સાઇનો. ૯૯.

દોહરા.

એકજ એવી વાતથી, ભપતિ રીઝયો ભ્રાત;
ભણતરમાં એવી ભલી, હોય હજારો વાત. ૧૦૦.
ચાલી આવ્યો ચીનથી, એક મુસાફર લોક;
કહિ ઉત્પતી ચાહની, સુણવા લાગ્યો શોખ. ૧૦૧.
ધાતૂ પક્ષી ઝાડની, વિધવિધ વાતો જેહ;
વિદ્યાસતી મુખથી વદે, સાચે સાચી તેહ. ૧૦૨.

૧ આ કવિતામાં ચ ૨ વસ્તુઓ સંતાડી હોય તે વરતવાની સમરાછે.

જંગલી જન જાણે નહીં, ખીર ગળી કે ઘેશ;
ભાન નહિ ભરવાડને, અક્કલ ભલી કે લેશ. ૧૦૩.
બુઠ્ઠો પરણે બાયડી, અભણ્યો બેસે રાજ;
બોજ ઉપાડે બળદિયો, તે સહુ પરને કાજ. ૧૦૪.

નારાચછંદ.

પ્રધાન બોલ્યો
બહૂ તપાસ લાવિને વિચારી વેણ બોલવું,
વિદ્યાતણું વિશેષ માન ધારિને ન ડોલવું;
ભણી ગણી ગુણી બની જવું ધનાઢ્ય જાચવા,
ભિખારિને જરૂરથી થવું ભણેલ નાચવા. ૧૦૫.

રાગ ઓખાહરણનો.

જેને મેહેરબાન થયા રામ, તેને ભણતરનું શું કામ;
ઊલટે ભણતરે દારિદ્ર આવે, ટળે જીવ કાં જીવથી જાવે.૧૦૬.
સહુ ધનવંતનું ઘર પૂછે, નહિ પૂછે ભણેલો શું છે;
સભામાંબેસે ધનવંત પહેલો, વિદ્યાવંત બેસે સહુ છેલો. ૧૦૭.
આપે માતબરને બહુ માન, તેની તરફ રાખે સહુ ધ્યાન;
ધનવંત બોલે કાલું ઘેલું, લોક કબુલ કરે સહુ પહેલું. ૧૦૮.
જેમ પાસા પડે તે દાય, તેમ રાજા બોલે તે ન્યાય;
ધનવંતનો હુકમ ચાલે, હાલો વિદ્વાન મગરૂર મ્હાલે. ૧૦૯.
સેના સુખપાલમાં ધનવંત. ભણેલા શીર ભાર સહંત;
ધનવંતને મેડી અગાશી, વિદ્યાવંત છાપરાના વાશી. ૧૧૦.

દોહરો.

રાજા આગળ એકદિન, પોકાર્યો પંડિત;
તો તેનું દુઃખ ટાળિયું, કહું તે શુણી કવિત. ૧૧૧.

કવિત.

પાણીના તરંગ પર જાણીએ સમુદ્રમાં,
બરેખરાંજ નાવતી પડે તરતા ખાટલા;
વેલણ તો મછ અને આડણી તો કછ બની,
ન્હાની ન્હાની હોડિયો પડે તરતા પાટલા;
બાળકો ખલાશી બુમ પાડે તેને શીર તાણ્યો,
સુંદરીયે શઠ પેરવાને વસ્ત્ર ફાટલા;
સુણો મહારાજ અધિરાજ આજ રજનીમાં,
મુજ ઘેર બન્યા અદભૂત ખેલ આટલા. ૧૧૨.

રાગ ઓખાહરણનો.

જાચે રાજાને જે વિદ્વાન, ભાગે ભૂખ થઈ મહેરબાન;
મળે પંડિત પંડિત જ્યારે, એક બીજાનાં દુઃખ ઉચારે.૧૧૩.
જેમ સાપ ઘેર સાપ જાય, જીભના લપકારા વાય;
પગે રાંડીરાંડને પડે, હું જેવી તું જીભે ચડે. ૧૧૪.

દોહરા.

ભણતર નથી હિસાબમાં, જ્યાંહાં ધણેરા દામ;
એવું સાંભળી ઉચર્યો, પંડિત વિદ્યારામ. ૧૧૫.
પશ્ચિમ દિશ વૈરાટપુર, જ્યાંહાં જવનનું રાજ;
વણિક પ્રધાનપણું ધરી, કરતો તેનું કાજ્ય. ૧૧૬.
મૂરખ ત્યાંનો મહિપતિ, અક્ષર ન ભણ્યો એક;
ઉપજ ખરચના આંકથી, રહે અજાણ્યો છેક. ૧૧૭.
ખરચે ખૂબ કરજ કરી, મોહો માગ્યું દે વ્યાજ;
બમણાં ત્રમણાં ચોગણાં, ખત લખિ આપે રાજ.૧૧૮.
રૂપૈઆ સો સેકડા, લઈ કરી આપે મોહોર;
મન સમજે મુજ ઉપરે, એનું શું છે જોર. ૧૧૯.
નાણું લેશે વાણિયો, જ્યારે હું આપીશ;
એણે ખોયા આજતો, મારૂ કામ કરીશ. ૧૨૦.
ફરિયાદી સરકારમાં, પછી થઈ જે વાર;
બાગ બગીચા સહિત સહુ, થયાં જપ્ત ઘરબાર. ૧૨૧.
વેચ્યાં વાસણ દાગિના, વેચ્યાં ગામ ગરાસ;
મિયાં થયા ભિખ માગતા, પૈશો ન રહ્યો પાસ.૧૨૨.
વિખ ખાવા ઇચ્છા કરે, ગઈ લોકમાં લાજ;
વગર ભણ્યાને કારણે, કીધું એવું કાજ. ૧૨૩.

છપ્પો.

દુઃખે પ્રજા પીડાય, કરે ન સહાય નરપતી;
નવા નવા કર કરે, ધરે નહિ ધનની ત્રપતી;
લાંચ લઈને ન્યાય, કરે અન્યાય અતીશે;
કરિને નજર હરામ, જુવે પરજુવતી દિશે;
પર હાથ સોંપી નિજ રાજને, નજર નહીં રાખે તહી;
અવનીપર એવો જુલમ તો, શ્રીહરિ કદિ સાંખે નહીં. ૧૨૪.

ચોપાઈ.

એવો જુલમી રાજા થાય, તેને કોણ સમજાવા જાય;
વિષ્ટા ઢાંકણ ઢેકું ધરે, લાગે છાંટા નિરલજ કરે. ૧૨૫.
એનો અવર નથી ઉપાય, ભૂપ ભણે સુધરેલો થાય;
વિદ્યા ગુરૂ થઈ આપે જ્ઞાન, કોઈનો શરમ ન રાખે કાન. ૧૨૬.
પોતાના અવગુણ તે વેર, દેખાડે દરપણની પેર;
કડવાં કોયે કહિ ન શકાય, વિદ્યા બોલે વચન સદાય. ૧૨૭.

સવૈયા.

જે પ્રથિપાળ ચહે ત્રિય પારકી,
લંપટ રાક્ષસ એજ લંકાનો;
થાય અન્યાય પિડાય પ્રજા,
ન જુવે નજરે નૃપ અંધ જહાનો;
દેશ સુધાર પુકાર કરે,
પણ પાવઈને ન ચડે કદિ પાનો;
મુંછ ઉગી પણ તૂછ મતિ,
ન ભણ્યો નૃપ તે પશુ પુંછ વિનાનો. ૧૨૮.

દોહરા.

ઉકરડામાં આથડે, તજી જનાન શુભસ્થાન;
ભણ્યા વિના ભુંકે અબુધ, ભૂખ તરસનું ભાન. ૧૨૯.
ગુણ ગરધવ જેવા કર્યાં, કર્યાં ન લાંબા કાન;
પૂછ કરતાં મૂછ કરી, ભુલી ગયો ભગવાન. ૧૩૦.

કવિત.

મર્કટીને મહારાણી કિધી કોઈ તર્કટીએ,
માનવી સમાન તેની આબરૂ ન માનવી;
કોશના પ્રવાહ વીશ મેળવી ચલાવીએ,
જરૂર કોઈ જન તેને જાણશે ન જાન્હવી[1];
જેવી તેવી હોય તોય દેવીઓ પૂજાય,
એવી દેવી જેવી કોઈ ન પૂજાય કદિ દાનવી;
શું થયું જો શ્વાનને મળ્યું કદી વિમાનતો,
મનુષ્યના સમાન કોઈ માનશે ન માનવી. ૧૩૧.

દોહરા.

કરોળીએ કદિ ઘર કર્યું, કંચન વાસણ કાંય;
તોપણ તેને માનવી, તુચ્છ ગણે મનમાંય. ૧૩૨.
તેમજ કંચન મહેલમાં, અભણ્યો રાજા હોય;
પંડિત તેને પશુથકી, ગણે ન અધિકો કોય. ૧૩૩.

પ્રધાન બોલ્યો.

પશૂ કહો કે નર કહો, પણ જાચો તે પાસ;
કરો વખાણજ વિધ વિધે, તો પૂરે મન આશ. ૧૩૪.
જો કોઈ ગરિબ મનુષ્યને, બોલાવે ધનવંત;
ફુલે અંગો અંગથી, પામે પ્રેમ અત્યંત. ૧૩૫.

[1] ગંગા.

કવિત.

રાંડી રાંડનો તનુજ કહે થઈ રાજી રાજી,
માજી હું ગયો નજીક શેઠજીની મેડીના;
હરખની વાત માત શી કહું જો આજતણી,
છોકરા છ સાત સાથે હતા મારી હેડીના;
એવે સમે નગરના શેઠજી હવેલીમાંથી,
આવીને ઉભા નજીક બારીની કહેડીના;
મને પછી આપો આપ શેઠજી બોલાવ્યો,
કહ્યું જા જઈને કુતરાને હાંક્યરે ગધેડીના. ૧૩૬.

દોહરા.

મેહેતાજી બોલ્યા.

શેઠતણી શેઠાઈ વળી, રાજાનું જે રાજ;
મૂળ થયાં વિદ્યાવડે, સઘળાં સુખનાં સાજ. ૧૩૭.
શેઠતણા જે પુરવજો, જો ન ભણેલા હોત;
મળત ન તેને એટલું, ધન શેઠાઈ સોત. ૧૩૮.
તેમજ રાજા અશલના, ભણતર જો ન ભણંત;
પામત કદી ન રાજપદ, રાજા કદિ ન બણંત. ૧૩૯.
નથિ વિદ્યા જે દેશમાં, નથિ ઉદ્યમનું જ્ઞાન;
શેઠ નથી રાજા નથી, નથિ પંડિત પરધાન. ૧૪૦.
રચે સદાવ્રત માતબર, ધર્મશાળા ખુબિદાર;
નિરભાગી મઉ[1] હોય જે, વસે સુખે તે ઠાર. ૧૪૧.
જે નર રહી નિરૂદ્યમી, રળ્યું બાપનું ખાય;
તે નર પણ નિરભાગીયા, મઉની ગણતી ગણાય. ૧૪૨.
ધર્મશાળા ઘર બાપનાં, તેમાં વસે સદાય;
ખાય સદાવ્રત બાપનું. આપનું રળ્યું ન ખાય. ૧૪૩.
કારખાનું જગતનું કરી, મનુષ્ય મજૂરીદાર;
ખાન પાન વસ્ત્રાદિ પ્રભુ, બખસે બહૂ પગાર. ૧૪૪.
નિમક હલાલી હોય તે, કરે પરમારથ કામ;
પેટ ભરી પોઢી રહે, પ્રભુનો નિમક હરામ. ૧૪૫.
કરે પરમારથ અકલથી, અકલવાન નિશિ દંન;
પંડય મજૂરીથી કરે, અલ્પ અકલના જંન. ૧૪૬.
સો નરથી નહિ બની શકે, એક અકલથી થાય;
અકલવાન તે કારણે, બહુ દરમાયા ખાય. ૧૪૭.
પ્રજાતણી પીડા હરે, અકલવાન ભૂપાળ;
અંધેરી નગરી વસે, જો મૂરખ મહિપાળ. ૧૪૮.

[1] ભીખારી.

### ભુજંગી છંદ.

પુરી એક અંધેરિ નેં ગંડુ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજાં;
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કદી સારિ બુરી ન વેચે વિવેકે. ૧૪૯.
તહાં જઈ ચડ્યા એ ગુરૂ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો;
લિધી સૂખડી હાટથી આપિ આટો,
ગુરૂ પાસ જઈને કહે ખૂબ ખાટયો. ૧૫૦.
ગુરૂજી કહે રાત રહેવું ન આંહી,
સઉ એક ભાવે ખપે ચીજ જ્યાંહી;
હશે ચોરને શાહનો ન્યાય એકે,
નહી હોય શિક્ષા ગુનાની વિવેકે. ૧૫૧.
કદી ગામ એવા વિષે ના વશીજે,
ચલો સદ્ય ચેલા જવું ગામ બીજે;
કહે શિષ્ય ખાવા પિવા ખૂબ આંહી.
તજી તેહ હુંતો ન આવીશ ક્યાંહી. ૧૫૨.
ગુરૂએ બહુ બોધ કીધોજ ખાસો,
નહી યોગ્ય આંહી રહે રાત વાસો;
ન માની કશી વાત તે શિષ્ય જ્યારે,
ગુરૂજી તજીને ગયા ગામ ત્યારે. ૧૫૩.
રહ્યા શિષ્યજી તો ત્યાંહાં દીન ઝાઝા,
બહુ ખાઈ પીને થયા ખૂબ તાજા;
પછીથી થયા તેહના હાલ કેવા,
કહુંછું હવે હું સુણો સર્વ તેવા. ૧૫૪.

### દોહરા.

તસકર ખાતર પાડવા, ગયા વણિકને દ્વાર;
તહાં ભીંત તૂટી પડી, ચોર દબાયા ચાર. ૧૫૫.
માત પ્રભાતે ચોરની, ગઈ નૃપને ફરિયાદ;
શૂળી ઠરાવી શેઠને, ડોશીની શુણિ દાદ. ૧૫૬.
એવું ઘર કેવું ચણ્યૂં, ખૂન થયાં તે ઠાર;
રાતે ખાતર ખોદતાં, ચોર દબાયા ચાર. ૧૫૭.
વણિક કહે કડિયાતણો, એમાં વાંક અપાર;
ખરેખરી એમાં નથી, મારી ખોડ લગાર. ૧૫૮.
કડિયાને શૂળી ઠરી, વણિક બચ્યો તે વાર;
ચુક ગારો કરનારની, કડિયે કરી ઉચાર. ૧૫૯.
ગારો કરનારો કહે, પાણી થયું વિશેષ;
એતો ચૂક પખાલિની; મારી ચૂક ન લેશ. ૧૬૦.
પુરપતિ કહે પખાલીને, જો તું શૂળિએ જાય;
આજ પછી આ ગામમાં, એવા ગુના ન થાય. ૧૬૧.
મુલ્લાં[1] નિસર્યા મારગે, મેં જોયું તે દીશ;
પાણિ અધિક તેથી પડ્યું, રાજા છાંડો રીસ. ૧૬૨.
મુલ્લાંજીને મારવા, કરી એવો નિરધાર;
શૂળી પાસે લઈ ગયા, મુલ્લાં ને તે વાર. ૧૬૩.
ફળ જાડું શૂળીતણું, મુલ્લાં પાતળે અંગ;
એવી હકીકત ચાકરે, જૈ કહી ભૂપ પ્રસંગ. ૧૬૪.
ભૂપ કહે શું હરવડી, પૂછો હાજર હોય;
શોધિ ચઢાવો શૂળિયે, જાડા નરને જોય. ૧૬૫.
જોતાં જોતાં એ જડ્યો, જોગી જાડે અંગ;
બહુ દિન ખાઈને બન્યો, રાતે માતે રંગ. ૧૬૬.
શિષ્ય મુદત માગી ગયો, ગુરૂ પાસે પસ્તાય;
ગુરૂએ આવિ ઉગારીઓ, અદ્‌ભૂત કરી ઉપાય. ૧૬૭.
જોગી શૂળી પાસ જઈ, કહે ભૂપ શુણ કાન;
આ અવસર શૂળિએ ચડે, વેગે મળે વિમાન. ૧૬૮.
ચેલો બોલ્યો હું ચડું, એ ગુરૂ કહે હું આપ;
અધિપતિ કહે ચડિયે અમો, પૂરણ મળે પ્રતાપ. ૧૬૯.
ગુરૂ ચેલાને ગામથી, પહોચાડ્યા ગાઉ પાંચ;
રાજા શૂળિ ઉપર રહ્યો, અંગે વેઠી આંચ. ૧૭૦.
જહાં ભણેલ ન ભૂપતિ, નિપજે એવા ન્યાય;
દેશ સુધારાની તહાં, તો આશા શી થાય. ૧૭૧.
નવિન કળાની ગમ નહીં, નહિ સમજણ લવલેશ;
કોઈ સવળો રસ્તો કહે, અવળો લે ઉપદેશ. ૧૭૨.
કાષ્ટ પશૂના નાકમાં, કદી ભરાયું હોય;
કાઢનારને લાત હણિ, ભડકી ભાગે સોય. ૧૭૩.
કહું તેનો એક દાખલો, સાંભળજો રહિ ચૂપ;
કેવા જન આ દેશના, ભોળા ભડકણ ભૂપ. ૧૭૪.
શ્રી સરકારે મોકલ્યો, મેહેતો એકજ ગામ;
ચેપવડે ગૌશીતળા, કહાડવાને કામ. ૧૭૫.
જૈને ચોરે ઉતર્યો, પછી ગયો નૃપ દ્વાર;
સમજાવા નૃપ મુરખની, આગળ કર્યો ઉચ્ચાર. ૧૭૬.
સરકારે સહુ લોકપર, દયા ધરી દિલમાંય;
ધર્મ કામ ઉભુ કર્યું, કસર ન રાખી કાંય. ૧૭૭.
મજ સરખા મેહેતા બહુ, રાખ્યા દઈ પગાર;
સહુ જનને સુખ ઉપજે, ખરચ ન થાય લગાર. ૧૭૮.
બળિયાથી બાળક મરે, પીડા પૂરણ થાય;
બાળ બિચારૂં તરફડે, નજરે જોયું ન જાય. ૧૭૯.

---

[1] એક વારો.

તે સહુ પીડા ટાળવા, આવો કર્યો ઉપાય;
પુન્ય વિના બીજી કશી, નથી મતલબ તે માંય. ૧૮૦.
બાળકને હાજર કરો, કાઢું બળિયા અંગ;
કશી ફિકર નહિ રાખશો, ધરજો અધિક ઉમંગ. ૧૮૧.
મુખથી બોલ્યા મહિપતિ, કાલે કરશું કામ;
આજ દિવસ ચોખો નથી, માટે કરો વિરામ. ૧૮૨.

ચોપાઈ.

પછિ મેહેતો ઉતારે ગયા, રાજા મંત્રી ભેગા થયા;
નૃપ કાકાને પૂછી વાત, તમે કશુ જાણો છો તાત. ૧૮૩.
કહે કાકો બહુ જાણું અમો, પણ પૂછો નહિ કદિયે તમો;
નવી પ્રજા રાજા પણ નવા, હવે અમો અણખપના હવા. ૧૮૪.
આ અવસર જો હું નહિ હોત, કોણ કહત અંતર ગત સોત;
આવ્યો છે રાજા ઈંગ્રેજ, ધન હરવાને કારણ તેજ. ૧૮૫.
નાણાની બહુ થાશે તૂટ, દમડાથી વેચાશે ઊંટ;
પણ મળશે નહિ કોઈ લેનાર, સોદાગર ફરશે સહુ ઠાર. ૧૮૬.
એ રાજા ધન હરવા વિષે, નવી નવી હિકમત કહાડશે;
નવિ કરશે નીશાળો બહુ, એનું ભણતર ભણશે સહુ. ૧૮૭.
છોડાવી સહુના વેપાર, બંદુક ઉપડાવે તે વાર;
ગાય સુવરતુ લઈને ચામ, કીધું છે પડધમતુ કામ. ૧૮૮.
શબ્દ સુણી તેનો તતખેવ, હીંદુ તુરકના નાસે દેવ;
થશે કલંકી જે અવતાર, ત્યારે જાશે આ સરકાર. ૧૮૯.
જ્યારે ચકવે રાજયજ થશે, ત્રણ દિવસ રહી તુરતજ જશે;
ખડ્યું પાન હવે છું અમો, પણ નજરે સહુ જોશો તમો. ૧૯૦.
સંવત અઢાર નવાણું માંય, એનું રાજય ન રહેશે કયાંય;
નહિતો ઓગણીશે ને ચૌદ, નહિ દેખો એનું ક્યાંઈ બુંદ. ૧૯૧;
આ મહેતો આવ્યો છે જેહ, બાળકને દુખ દેવા તેહ;
બળિયા કહાડે નિસરે ફરી, માતા મારે કોપજ કરી. ૧૯૨.
જેને ફરિ બળિયા નિસરે, એને દાકતર એવું કરે;
ખૂબ ખાટલા સાથે ઘસે, જ્યાં સુધી જીવથી તે જશે. ૧૯૩.
એવું ગપ ડોસે ઉચર્યું, સહુના મનમાં સાચું ઠર્યું;
સાંભળિ સહુને ઉપજ્યો ત્રાસ, નાંખે આંસુ થઈ ઉદાશ. ૧૯૪.

દોહરા.

આદમિ વરણ અઢારના, કર્યા એકઠા ત્યાંય;
સોંપી વાત વિચારવા, બોલ્યો માંહો માંય. ૧૯૫.
સહુ સમજ્યા જે આજથી, ગયું ભૂપનું રાજ;
અમલ થયો પર રાજયનો, કરશો જો આ કાજ. ૧૯૬.

રાગ ઓખાહરણનો.

બોલ્યા બ્રાહ્મણ તેને ઠામ,
અમો છોડી દેશું આ ગામ;
આભને ન મળે કયાંઈ અણી,
બ્રાહ્મણોને નહીં કયાંઈ ધણી. ૧૯૭.
બોલ્યા શુકલ જે નૃપ થશે આવી,
અમે એથીજ લેશું ચલાવી;
શુકલ બ્રાહ્મણને સ્વાદ ન ભાવે,
છાશ ન મળે તો દુધે ચલાવે. ૧૯૮.
કહે પૂરાણી પુસ્તક જોઈએ,
એવું કીધું છે રાજા કોઈએ;
પણ પોથાં એતો સહુ થોથાં,
આજ હાચાં તે સઉથી સાચાં. ૧૯૯.
બોલ્યા જોશી અશલની જે વાત,
શીદ આજ સંભારો છો ભ્રાત;
બોલો આજ મળી જણ પાંચે,
ગઈ તીથિતો જોશી ન વાંચે. ૨૦૦.
બોલ્યા મેહેતાજી શું કહોછો,
તમે અમને અગાડી કરોછે;
કરવા બીજાને ખુવાર બણ્યાછો,
તમે કેની નિશાળે ભણ્યાછો. ૨૦૧.
બોલ્યા રજપુત લોક રીસાઈ,
અમને કોણ ગણેછે ભાઈ;
નથી ઘરમાં ભર્યાં કાંઈ નાણાં,
ઠાલી ઠકરાઈ ભેટ બીછાણાં. ૨૦૨.
બોલ્યા વાત વિચારીને શેઠ,
મેહેતો આવ્યો છે ભરવાને પેટ;
નહિ તો આપણા સામો ન થાય,
લાભે લોભે શેઠ તણાય. ૨૦૩.
કહે સોની શેઠે કહ્યું જેહ,
પેટ ભરવાનો ઉપાય એહ;
અમે કબુલ કરચો એ વિવેક,
એતો સોળવાલ રતિ એક. ૨૦૪.
કહે કણબી અમે જઈ બીજે,
નોય હરકત ત્યાંજ વસી જે;
નથી અહીં અમારા ચાસ,
જ્યાં ગાજે ત્યાં કણબિનો ગ્રાસ. ૨૦૫.
કહે પટેલ કહું તે પાળો,
ભરો આપણે આજ ઉચાળો;

મારી એટલેજ ચાલે બુદ્ધિ,
પટેલની ઘોડી પાદર સુધી. ૨૦૬.

બોલ્યા કુંભાર આપણે કાં રૂવો,
સહુએ શું કરશે તેતો જુઓ;
શોદ આગળથી હરિ હિંડો,
હજી ચાક ઉપર છે પીંડો. ૨૦૭.

કહે લુહાર જેને પ્રધાન,
સમજાવી સમાવે તોફાન;
મેહેના સાથે જો તકરાર થાશે,
લોહુ લુહાર આપે કુટાશે. ૨૦૮.

કહે ઘાંચી આણુ પાછો જાશે,
પાછી પોહોરથી શરૂઆત થાશે;
કરો મેહેનત ચહાય તે પેર,
ઘાંચિનો બેલ ઘેરનો ઘેર. ૨૦૯.

કહે ધોબી ઉચાળો તો ભરિયે,
પછી ત્યાં જઇને શું કરીએ;
નહિ વાટના ઘાટના રહિયે,
જેમ ધોબીના કુતરા થઇયે. ૨૧૦.

કહે મોચી શું આપણું જાશે,
સૌનું થાશે તે આપણું થાશે;
તમે ધીરજ મનમાં ધારો,
પાણી પેહેલાં શું મોજાં ઉતારો. ૨૧૧.

કહે દરજી શુણો મારી મરજી,
હેવે પીઠ આપણને આ સરજી;
આખા દેશમાં ચાલ્યુંછે એવું,
ફાટયો આભ કયાં થીગડુ દેવું. ૨૧૨.

કહે સુતાર અમને જો નડશે,
એની વેહમાં વાંધો પડશે;
અમે નિશ્ચે વિચારીને કીધ,
આડે લાકડે આડો વીંધ. ૨૧૩.

કહે વાળંદ મેહેતાને ત્યાંઈ,
નહિ કામ સુજયું હોય કાંઈ;
ત્યારે બાળકને બળિયા ગોડે,
નવરો વાળંદ પાટા બોડે. ૨૧૪.

બોલ્યો ખલાશિયો કહું આજ,
રાજા થાશે તે કરશે રાજ;
શિદ આપણે બાળિયે પ્રાણ,
નથી દરીયામાં મેલ્યું વહાણ. ૨૧૫.

બોલ્યો ભવૈયો આ કામ માંહિ,
લોક તકરાર બહુ લેશો આંહીં;
જ્યારે બંનેને બનશે લડાઈ,
થાશે ભુંગળ વિનાની ભવાઈ. ૨૧૬.

બોલ્યો ભરવાડ જે મુખીયાઓ,
આવા કામમાં આગળ જાઓ;
અમે કહિયેછિયે આ કાળ,
ગાયો વાળે એજ ગોવાળ. ૨૧૭.

કહે છીપો એની જાત નીચી,
એતો બોલેછે આંખ્યો મીચી;
નથી સાંભળતા કાંઈ વાત,
જાત વિના પડે નહિ ભાત. ૨૧૮.

બોલ્યો માળિ જુઓ સંભાળી,
જઇશું તેના મુલકને ટાળી;
પછી આપણને શું કહેશે,
માળિ રૂઠયો તો ફુલડાં લેશે. ૨૧૯.

કહે પાવૈ કરે કાલાવાલા,
એતો થુંક વલોવોછો ઠાલા;
તમે મારૂં કહ્યું નહિ માનો,
કદિ પાવૈને નહિ ચડે પાનો. ૨૨૦.

કહે કંસારા આપણો રાજ,
એનો અમલ ગયો હવે આજ;
એતો જાહેર ભેદજ ભાગ્યો,
થાળી ફૂટી કે રણકો વાગ્યો. ૨૨૧.

બોલ્યો વાઘરિ વિચાર સોત,
કાંતો મેહેતાનું આવ્યું છે મોત;
જ્યારે ઘો મરનારી થાય,
ત્યારે વાઘરી વાડે જાય. ૨૨૨.

બોલ્યો બડબડતો એક બાવો,
અમે છોડીદેશું દેશ આવો;
નથિ સોધવો અમારે સાથ,
બાવા ઉઠયા બગલમાં હાથ. ૨૨૨.

ત્રાંશી આંખવાળો એક બોલ્યો,
તમે શા માટે ડાપણ ડોળો;
જુદા નથી સરકારને રાય,
ત્રાંશિ આંખે બે ચંદ્ર દેખાય. ૨૨૪.

દોહરા.

એ રીતે સહુ કહિ ગયા, આપ આપ આપની વાત;
મેહેતો મંત્રીને મળ્યા, બીજે દિવસ પ્રભાત. ૨૨૫.

મેહેતાને મંત્રી કહે, છે ગાંડી ગુજરાત;
આગળ હણવી લાતને, પાછળ કરવી વાત. ૨૨૬.
સમજાવે નહિ સમજશે, જ્યારે કરશો જોર;
કામ તમારૂં સુધરે, નહિતો ફાંફાં ખોર. ૨૨૭.
મહેતે મહિપતિ પાસ જૈ, ડર દેખાડ્યો જ્યાર;
બાળકને હાજર કર્યાં, મતલબ પાડી પાર. ૨૨૮.
એવા અભણેલા વસે, મહિપતિ મૂઢ ગમાર;
ભડકણ વહેમી આળસૂ, સમજણ નહિ લગાર. ૨૨૯.
માટે ભણવા મોકલો, તમે કુંવરને તાત;
નહિતો કહું તે સાંભળો, મારી છેલી વાત. ૨૩૦.
જે રાજા નહિ જાણશે, ભણી ભલો દરિયાફ;
જાશે તેના હાથથી, રઈયતનો ઈનસાફ. ૨૩૧.
ખાય પિયે પોઢી રહે, જેમ માતબરનાં ઢોર;
રઈઅતની પેઠે રહે, જરી ન ચાલે જોર. ૨૩૨.
ભણીગણી જે ભૂપતી, ભણે કાયદા આજ;
રહેશે તેના હાથમાં, નિજ રઈયતનું રાજ. ૨૩૩.
ઈત્યાદિક ઉપદેશ દઈ, થાકયો વિદ્યારામ;
પથરાપર પાણી થયું, કાંઈ ન લાગ્યું કામ. ૨૩૪.
ઉઠ્યો વિપ્ર ઉદાસ થઈ, ગયો પોતાને ઘેર;
કુંવરે મનમાં વાત તે, રાખી રૂડીપેર. ૨૩૫.
ઉઠી પ્રભાતે એકલો, ભણવા ગયો નિશાળ;
અક્ષર બહુ દિનએકમાં, શિખ્યો બુદ્ધિ વિશાળ. ૨૩૬.
દેખિ મંત્રી દાઝે ઘણો, મોઢે મીઠું ગાય;
કુંવર ચડે બીજી લતે, એવા કરે ઉપાય. ૨૩૭.
ચેતેલો ચુકયો નહીં, ન ચડ્યો બીજે ખેલ;
ભણી ગણી વાકેફ થયો, સુધર્યો છોડી ફેલ. ૨૩૮.
ફોજદારિના ફૈસલા, કોઈ દિવાની કામ;
ચૂકાવે તે ચતુર નૃપ, અદલે આઠો જામ. ૨૩૯.
દિન દિન દેશ સુધારવા, અગણિત કરે ઉપાય;
અતિશય પામ્યો આબરૂ, દેશ વિદેશે રાય. ૨૪૦.
એજ રિતે આ દેશના, સુધરે રાજા સર્વ;
તો દીવસ આનંદના, જાણું દિવાળી પર્વ. ૨૪૧.
ઓગણિશે ઉપર થયાં, વિક્રમનાં દશ વર્ષ;
ભાદરવા શુદિ દ્વાદશી[૧], ભાષણ કર્યું સહર્ષ. ૨૪૨.
આવી અમદાવાદની, વિદ્યા મંડળી માંય;
ક્ષમા કરો શ્રોતા સહુ, કહ્યું અધિક જો કાંય. ૨૪૩.
વિનતી દલપતરામની, દિલ ધારો દિન નીશ;
શ્રોતા જન સઘળા તમે, બોલો જય જગદીશ. ૨૪૪.

---

તા૦ ૪ સપ્ટેમ્બર સન ૧૮૫૪.

## લાંચ વિષે.

### દોહરા.

ભણેલ જ્યાં નહિ ભૂપતી, ત્યાં અંધેર જણાય;
રાજા પ્રધાન સૌ કરે, લાંચ લઈને ન્યાય. ૧.
કથન ઘણાં કહિ કહિ કરે, ટિકાકાર[૧] પોકાર;
તોય લોક જે લાંચિયા, લાંચ ન તજે લગાર. ૨.

### ભુજંગી છંદ.

અરે લાંચિયા ચાંચિયા ચોર જેવા,
અધર્મી થયા આંધળા કેમ એવા;
કહો કાનમાં કેમ કીડા ખરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૩.
ખરી નોકરી લાંચ ખાઈ ખુએછે,
જનો કેદમાં કૈક જાતા જુએછે;
દુરાચારિ દુષ્ટો દિલે ક્યાં ડરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૪.
પડે ગડગડે તોપના જેમ ગોળા,
બહૂ ઉછળે નીતિના બોલ બ્હોળા;
ધરી કાનમાં ધ્યાનમાં ક્યાં ધરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૫.
નથી છોડતા ચાલ લાંચો લિધાની,
છતી વાત છે, તે નથી છેક છાની;
દુરાચાર તો ચાચરે[૨] આચરે છે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૬.
નથી જાણતા જે જશે લોક લજ્જા,
નથી જાણતા જે થશે મૃત્યુ સજ્યા;
ભલી ભાત ભંડાર પાપે ભરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૭.
ભલે ખૂબ નાણે ખજાનો જમાવે,
અહિંથી જતાં સાથ અલ્પે ન આવે;
અરે આંહિ મેલી જવું આખરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૮.
વડાં ઝેરનાં બીજ જો કોઈ વાવે,
નહિ દ્રાખ કે દાડમી ઉગિ આવે;
છતે ઝેરના છોડવા ઉછરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૯.

---

[૧] અમદાવાદમાં ટીકાકાર નામે પત્ર છપાતું હતું.
[૨] ચાચરે—જાહેર ચકલામાં.

મલે દીસતું તો ભલુ ડાળ રાખે,
ઠગારે કદી લાંચનો લાભ ચાખે;
ખરો તે ઠગારો નઠારો ઠરેછે,
ટિકાકાર પોકાર કેવા કરેછે. ૧૦.
થયો ઉપરી ઈશ્વરે જોગ આણ્યો,
અધર્મી મુઆએ સ્વધર્મ ન જાણ્યો;
મહા પાપ માથે લઈને મરેછે,
ટિકાકાર પોકાર કેવા કરેછે. ૧૧.
તજી કીર્ત્તિ ધિક્કાર કોડે ધરેછે,
તજીને સુધા ઝેરને સંઘરેછે;
તજી ઉર્વશી[1] વ્યંતરીને વરેછે,
ટિકાકાર પોકાર કેવા કરેછે. ૧૨.
જુઓ ન્યાયની કોરટો કે કચેરી,
જુઓ દેવડી રાજના કાજ કેરી;
ઘણા ફાંશિયા લાંચિયા ત્યાં ફરેછે,
ટિકાકાર પોકાર કેવા કરેછે. ૧૩.
ઠગારા ઘણા માનવી ઠામ ઠામે,
દિઠા દૂનિયા મધ્ય દલપત્તરામે;
અરે અર્થ એથી કશોશું સરેછે,
ટિકાકાર પોકાર કેવા કરેછે. ૧૪.

દોહરા.

લાંચે લોકો લૂટવા, હક તજિ ખાવું હરામ;
લાયક જન લાયક નહિ, કોળિ ભિલ્લનું કામ. ૧૫.

---

## જુલમ વિષે.

દોહરા.

જોરાવરના જુલમનો, કોણ કરે દરિયાફ;
વાઘે માર્યું માનવી, એનો શો ઈનસાફ. ૧.
ન્યાય નિયમ સૌ ગરિબને, સમર્થને સૌ માફ;
વૃષ્ટી વિશ્વ પ્રલય કરે, એનો શો ઈનસાફ. ૨.
જેમ તેમ મન વાળવું, જ્યાં નવ ચાલે શસ્ત્ર;
મેં[2] લુંટારાને દમ્યા, ફેંકી રસ્તે વસ્ત્ર. ૩.
જોરાવરના જુલમમાં, ઉર ગણિયે ઉપકાર;
સૂર્ય તપે તો સમજિયે, પડશે મેઘ અપાર. ૪.

[1] ઉર્વશી—અપ્સરા. [2] એક ગરીબ માણસે કહ્યુંકે લુંટારાઓ મને લુંટવા આવ્યા ત્યારે મેં મારાં લુગડાં વેગળે વેગળે ફેંકી દીધાં તેથી લુંટારાને દોડી દોડીને લેવાં પડ્યાં.

આલસ પર શૂરા સઉ, જુલમી આગળ રાંક;
અજા ઉપર શૂરો વરૂ, સિંહ સમીપે રાંક. ૫.
નિર્બળ પર શૂરા સઉ, સબળ ઉપરે નહિ ટાંક;
મની મુશક પર શૂરિ પણ, શ્વાન સમીપે રાંક. ૬.
ન્યાય અને અન્યાયનો, વિફરે તજે વિચાર;
ધરે અંગમાં વક્રતા, તે માટે તરવાર. ૭.
જેમ તેમ મન વાળવું, જ્યાં નહિ જડે ઉપાય;
જમડે માર્યો બાપને, વેર કદી ન વળાય. ૮.
જુલમો જુલમ કરે ઘણો, સુઝે ન કાંઈ ઉપાય;
કરિયે ફાગારોળ[1] તો, કવચિત ફાયદો થાય. ૯.

---

## જોર વિશે.

દોહરા.

તન બળ, ધન બળ, બુદ્ધિબળ, સર્વ ન એકજ સાથ;
પાંખો છે જે પ્રાણિને, તો તેને નહિ હાથ. ૧.
આપ્યું સૌને ઈશ્વરે, એક એક વિધ જોર;
જોર મુખેછે સર્પને, વૃશ્ચિક પૂંછ સજોર. ૨.
વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૩.
જે નિજબળ જાણે નહિ, વરતે પર આધીન;
હાથી અજ્ઞાને રહે, માવત આગળ દીન. ૪.
પોતામાં પોતાપણું, હોય તોજ સૌ રહેલ;
હોય તોજ દીવો બળે, દીવામાં દીવેલ. ૫.
મરણ આદરે તેહને, લશ્કરનું નહિ કામ;
જુઓ કેદિયે એકલે, કર્યો ગવરનર[2] ઠામ. ૬.
મળે ખરો ઉસ્તાદ ત્યાં, કદણુ રહી ન શકાય;
હીરો હઠે ન લોહથી, પણ દવમાં બળિ જાય. ૭.
હિકમત ધરે હજાર પણ, ગજા પ્રમાણે થાય;
નખ છેદાય નરેણિયે, કંઠ કદી ન કપાય. ૮.

### જોબનનું જોર—ઈંદ્રવિજય છંદ.

અબ્ધિ[3] ઉલંઘન હામ ભરે, પછિ કેમ ધરે પ્રભુ [illegible]
ડેડકિથી દિલ કેમ ડરે, સમશા કહિ સિંહ [illegible]
હોમિ મણીધરને દિલ હાથ, મનાય [illegible]
સત્ય કથા દલપત્ત કથે, જીવ જોબન [illegible] ૯.

મનહર છંદ.

સિંહનો શિકાર કરનાર નર નિરખીને,
ચોંપે એક અજ આવ્યો સિંહને ચેતાવવા;
જાણે ભાળી મારે ભાવ વિસારશે વૈર ભાવ,
એથી મારે એનો પાસે થશે જવા આવવા;
કૂદકારે મારી સિંહે અજને વિદારી નાંખ્યો,
કહ્યું શાણો થૈને આવ્યો મને સમજાવવા;
અંતર વિચારી આમ, કહે દલપતરામ,
જોરાવરને ન જૈએ સારપ શિખાવવા. ૧૦.

## નિર્બળ વિષે.

દોહરા.

નહાના પણ ઝાઝાતણા, આશ્રયથી સુખ સહેલ;
નહાનાં બહુ નેવાં મળી, ઢાંકે મોટો મહેલ. ૧.
ઘણા ગરિબની મદદથી, જબ્બર શત્રુ જીતાય;
રામે રાવણને હણ્યો, લઈ વાંદરાં સહાય. ૨.
ટુંકારા નિર્ધન સહે, સહે નહીં ધનવાન;
થયા રાય રણછોડજી, ગાય ચારતો કાન. ૩.
ભલો સ્વાદછે ભૂખમાં, સુખડીમાં નહિ સાર;
ભૂખે ખાઈ ભાખરી, રાચે રાજકુમાર. ૪.
બળિયાથી સહુકો બિહે, નિર્બળનેજ નડાય;
વાઘતણો માગે નહિ, ભોગ ભવાની માય. ૫.
નિર્બળ જન નિંદા કરી, કાઢે મનનો રોષ;
પામે રાંડીરાંડ મન, શ્રાપ દઈ સંતોષ. ૬.
જે જન જેનો થઈ રહે, તેની લાજ ગણાય;
હાથ પડે જો લૂગડે, પહેરનાર શરમાય. ૭.
કોણ વડાની વાતમાં, સુણે ગરીબનો સાદ;
ભૂંગળ ભેર અવાજમાં, ક્યાં તૂતીનો નાદ. ૮.
કહો શ્રેષ્ઠ શા કામનો, જેથી ન સરે અર્થ;
નાનો પણ નિશિપતિ ભલો, શની શ્રેષ્ઠ પણ વ્યર્થ. ૯.
નબળાથીજ બની શકે, એવા કેક ઉપાય;
ખડ્ગે શિર છેદાય પણ, કાંટો નહિ કઢાય. ૧૦.
નબળા સબળા સર્વને, કરતા દીઠા કામ;
વળગી પીડા પેટની, તેથી ગરજુ તમામ. ૧૧.

## પેટ ભરવા વિષે.

દોહરા.

શું રાજા સરદાર શું, મોટા માજીસ્ટ્રેટ;
સઉને વળગ્યું સર્વદા, પાપ રૂપ આ પેટ. ૧.
પશુ, પક્ષી, સૌ પ્રાણિને, નર જાતીને નેટ;
દુખ ઉપજાવે દિલ વિષે, પાપરૂપ આ પેટ. ૨.
વાણોતર ને વૈતરા, કરે વિશેષે વેઠ,
સમજો કારણ સર્વનું, પાપ રૂપ આ પેટ. ૩.
વહાણ ચહિને વીચરે, સમુદ્ર રસ્તે શેઠ;
કુટંબથી અળગો કરે, પાપ રૂપ આ પેટ. ૪.
કરે શિકારી સાંચરી, અરણ્યમાં આખેટ[1];
રખડાવે છે રાનમાં, પાપ રૂપ આ પેટ. ૫.
ન્હાના મોટા ભાઈનો, વેરી થાય વચેટ;
સ્નેહ તજાવે સર્વ શું, પાપ રૂપ આ પેટ. ૬.
મુનિ જેવાનાં મન વળી, લોભે કરે લપેટ;
નાશ કરે નીતીતણો, પાપ રૂપ આ પેટ. ૭.
પાડે મોટા પહાડને, હળવી પણ હડ ફેટ;
તો તરણાને શું ગણે, પાપ રૂપ આ પેટ. ૮.
તૃષ્ણા નીર તરંગથી, બોળી નાંખે બેટ;
તો શું રાખે ટેકરી, પાપ રૂપ આ પેટ. ૯.
શોણિત શોશે શરિરનું, જેમ દિવેલ દિવેટ;
લીલાને સૂકું કરે, પાપ રૂપ આ પેટ. ૧૦.
સંસારી જન શું કરે, ભગવત કેરી ભેટ;
બળબળતી વળગી બલા, પાપ રૂપ આ પેટ. ૧૧.
જીવતાં સૂધી જન કદી, ઠરી ન બેસે ઠેઠ;
દોડાવે દલપત કહે, પાપ રૂપ આ પેટ. ૧૨.
પેટથકી ચાલે બધો, વિશ્વતણો વ્યવહાર;
જેમ ચાલતા જંત્રને, ઈંજિનનો આધાર. ૧૩.
જેજે જગમાં જગદિશે, કર્યું વિચારી કામ;
અણસમજૂ અકળાય છે, દિલમાં દલપતરામ. ૧૪.

## ચડતી પડતી દશા વિષે.

દોહરા.

વસંત, ગ્રીષમ, વૃષ્ટિ કર, શરદ હીમ શિશિરાદિ;
મીન મેષથી, મુલકમાં, આવે રૂતુ અનાદિ. ૧.
તેમજ સુખ દુઃખ હરખ ભય, ચઢતી પડતી જાણ;
આવેછે આ જગતમાં, અંતર ધીરજ આણ. ૨.
જ્યારે રૂઠે દૈવતો, બંદોબસ્ત નકામ;
સમુદ્ર સરખી ખાઈ પણ, લંકા લીધી રામ. ૩.
શીખામણ લાગે નહીં, જ્યારે વિનાશકાળ;
સમજાવ્યો સમજ્યો નહીં, લંકાનો ભૂપાળ. ૪.

[1] આખેટ—શીકાર.

મનહર છંદ.

માણસ મરણનું સ્મરણ નથી સાલતુ ને,
દ્રવ્યનું દારૂણ રૂણ[1] સાલેછે સંભારતાં;
બળીઆં નીસરી ગયા તે મને વિસરી ગયા,
વ્યાજતણી વ્યથા નથી વીસરી વિસારતાં;
આજ પામ્યો લાજ લક્ષ રાજના સમાજ મધ્ય,
વીતકની વાત લાજ આવેછે વિચારતાં;
કહે દલપતરામ સજ્જન તમામ આમ,
દીલમાં ધરો ડરજ કરજ વધારતાં. ૩.

ઈંદ્રવિજય છંદ.

ક્ષ્પણું હજિછે વળતી, અવની તળ ઉગિ અને નથિ ઉલ્યો;
ચાર થકી ધિરનાર કને, દશબાર દિનારને કારણ હુલ્યો;
તક વાત વિસારિ વખાણથિ, ફોગટ ફાવિ ફરૂં નહિ ફુલ્યો;
નપણે દલપત્ત કહે હજિ, ભીખનું ભોજન હું નથિ ભૂલ્યો.૪.

દોહરા.

કરજ કરીને જે કર્યાં, ખોટા વરા ખચીત;
ખરેખરા ખોટાવરા[2], ચરચર બાળે ચિત્ત. ૫.
હળ લેખણ ખત ખેત્રને, વ્યાજ એજ વડિવાડ;
વિખ બિજ નાણું વાવિએ, થાય ઝેરનાં ઝાડ. ૬.
શખ ઉચકે તે કાંધિયા, અડતાં જન અભડાય;
વ્યાજ ખોર પણ કાંધિયા, બમણું ત્રમણું ખાય. ૭.

ચતુર્થ પદ ગુપ્ત.

માગે ત્ર ગણા તેહનો, નોય મિલાપ પવિત્ર;
સાખ્ય ચું થાય બજારમાં, માનો સાચું મિત્ર. ૮.

---

## અંગ ઉધારનો ઝગડો.

જે ગરજુ માણસ હોય છે, ને તેને કરજે નાણું જોઇતું હોય ત્યારે તે સાહુકારને ઘેર જઇને કેવો ગરજવાન થઇને બોલેછે, ને પોતાનો અર્થ સર્યાં પછી કેવા જવાબ દે છે. એ વિષેની હકિકત નીચે લખ્યા પ્રમાણે છે.

દોહરા.

પ્રથમ નમું ગણનાથને, વિનવું વારંવાર;
ઝગડો અંગઉધારનો, શુણજો સહુ નરનાર. ૧.
સાહતણે ઘેર સંચર્યો, ગરજુ દરદી જન;
અંગઉધારે આપશો, એક મસવાડો[1] ધન. ૨.
અર્થ સુધારો એટલો, છે તમ સરખું કામ;
સોવાસો પખવાડિયે, દેશું પૂરા દામ. ૩.
તો ફરિ લેવા આવશું, જુઓ કરી એકવાર;
આગળથી એક માસનું, વ્યાજ ધરૂં આ ઠાર. ૪.
આપો અમને આ સમે, જાણી કીધા ન્હાલ;
જોઇએ ત્યારે માગજો, જોઇશે નાણાં કાલ. ૫.
માણસ જોઈને ધીરજો, કઠણ સમો છે આજ;
જગત બધું ખૂટલ થયું, કરજો જોઈને કાજ. ૬.
આગળથી શું ઓચરૂં, જુવો અમારી વાત;
દેવું જયારે છૂટશું, સુખે ઊંઘશું રાત. ૭.
લીધે કંઈ જીત્યા નહીં, જુવો કરી વિચાર;
લઈને પાછું આપિયે, તો ચાલે વેહેવાર. ૮.
માસ પછી તો આવશે, નાણું છે આ માલ;
નહિ તો પણ નહિ કાપિયે, બેઠા કેરી ડાળ. ૯.
બિજે કહ્યું એક બેજણે, લહો અમારૂં ધન;
શીદ રળાવું કોઈકને, એમ વિચારૂં મન. ૧૦.

ચોપાઈ.

બોલ્યો ગરજુ એવા બોલ, સાહતણું મન થયું ડમડોલ;
દીધા ખત માંડીને દામ, કીધું ગરજૂએ નિજકામ. ૧૧.
અર્થ સરયો ને ગરજજ ટળી, નામ લહે નહિ સામો મળી;
જાણે સાહ વધે છે વ્યાજ, ગરજુ ગણે થયું મુજ કાજ. ૧૨.
એમ કરતાં એક વર્ષજ થયું, આપો નાણું સાહે કહ્યું;
ધીરજ રાખિ કરો ઘરકાજ, હમણાં જાઓ વધે છે વ્યાજ. ૧૩.
તમથકિ અમને ચિંતા ઘણી, હાલ નથી નાણું અમ ભણી;
આવશે નાણું હાથે ચડી, વણ માગ્યા દેશું તે ઘડી. ૧૪.
સહુ પેહેલા ભરશું તમતણા, ભાઈ તમે ટાળી છે મણા;
વ્યાજ વધાર્યાની નથિ ખાંત, દિધા વિના નહિ થાય નિરાંત. ૧૫.
સુજયો તળાઈમાં સૂખે જઈ, નાણું તમારૂં રહેશે નહીં;
કાળા ચોરના કાઢશું તે વંત, હશે જેના લોઢાના દંત. ૧૬.
નહિતો જાતે વેચાઈ આપશું, તો બિજિ વાર લેવા આવશું;
માગે સાહ દિનમાં એકવાર, એમ કરતે વીત્યાં વર્ષ ચાર. ૧૭.
ત્યારે સાહ લેવાને ગયા, આપો રૂપિયા બમણા થયા;
રૂપીયાનું નહિ લેશો નામ, હાલ નથી રૂપિયાનો ઠામ. ૧૮.
ઠામ નથી તો મારો શો વાંક, તુંતો રહ્યો સદાયનો રાંક;
કહું તને કરીને પરણામ, આપો હવે અમારા દામ. ૧૯.

---

[1] રૂણ—કરજ. [2] ખોટાવરા—લાકડાના સળકતા અંગારા કહેવાય છે તેમ છાણાના ધિખતા ખોટાવરા કહેવાય છે.

[1] મહિનો.

અંગ ઉધારે ઉપાડતાં, દિલે ડરજોરે,
લેણદારના થઇએ ગુલામ, કરજ;
સગળાં કથન સાંખવાં પડે, દિલે ડરજોરે,
એથી આબરૂ ખોઇએ આમ, કરજ. ૨.
બાણ જેવું તીખું બોલશે, દિલે ડરજોરે,
લોહી બાળીને લઈ જશે પ્રાણ, કરજ;
ઓશિયાળા થશો એહના, દિલે ડરજોરે,
વળી થાશો એના વેચાણ,[૧] કરજ. ૩.
ગભરાટમાં ગભરાવશે, દિલે ડરજોરે,
ગમે તેમ લખાવશે લેખ, કરજ;
પછિ નહિ પોતે પાળી શકે, દિલે ડરજોરે,
મોટા કષ્ટની મારશે મેખ, કરજ. ૪.
કરજથી કંઈક કુવે પડ્યા, દિલે ડરજોરે,
આજે ખાધાં ઝંખાઇને ઝેર, કરજ;
કંઈકે જોડાવ્યા જમાનને, દિલે ડરજોરે,
વળિ વાવ્યાં વહાલામાં વેર, કરજ. ૫.
વેરાગી થઈ કંઈક વહિ ગયા, દિલે ડરજોરે,
કંઈકે ભોગવી ભુંડી કેદ, કરજ;
માર ખાધા કંઈક માણસે, દિલે ડરજોરે,
ખરે ખાતે પામ્યા ખુબ ખેદ, કરજ. ૬.
પુત્ર પુત્રી વેચવાં પડ્યાં, દિલે ડરજોરે,
પડી વેચવી[૧] પરણેલી નાર, કરજ;
કંઈનાં કુટંબ અકળાવિયાં, દિલે ડરજોરે,
બાંધિ કાઢ્યાં બધાં ઘર બહાર, કરજ. ૭.
દોસ્ત થતાં દેવાદારના, દિલે ડરજોરે,
સુખ સર્વ ખોશો તેને સંગ, કરજ;
પતીઆની પાસે જોપેશીએ, દિલે ડરજોરે,
એથી આપણું બગડે અંગ, કરજ. ૮.
કરજથકી અકળાઇને, દિલે ડરજોરે,
થાય સત્યતાનો સદ્ય નાશ, કરજ;
વિષને કરજ ખાતાં સોહલું, દિલે ડરજોરે,
અંત્યે અત્યંત ઉપજે ત્રાસ, કરજ. ૯.
વિષમ કરજ છે વિષથકી, દિલે ડરજોરે,
પુત્ર પૌત્રને પીડા થાય, કરજ;
લાંચ લુચાઈ લંપટપણું, દિલે ડરજોરે,
દુષ્ટ કરજમાં સુણ દેખાય, કરજ. ૧૦.
કરજદાર કારભારિએ, દિલે ડરજોરે,
ન કરાય અદલ ઈનસાફ, કરજ;
દેવું કરે તે દેવાળિયો, દિલે ડરજોરે,
નહીં દેવું તે સાચો સરાફ, કરજ. ૧૧.
એક રામ ચડતાં થયું, દિલે ડરજોરે,
ધુળધાણી રાવણનું ધામ, કરજ;
સોળ રામ જેને શીર ચડે, દિલે ડરજોરે,
દેખે શી ગતિ દલપતરામ, કરજ. ૧૨.

---

## ફૂલણજી વિષે.

### ચોપાઈ.

જો આવે વીવા કે વરો, ખૂબ ફુલાવ્યો ફૂલે ખરો;
દેવું કરિને ખરચે દામ, તે નરનું ફુલણજી નામ. ૧.
કરી કચેરિ કસુંબા પાય, બાળક ઘરમાં બંટી ખાય;
અવળાં કામ કરે જે આમ, તે નરનું ફૂલણજી નામ. ૨.
લખિ દેખાડે નાણાં લાખ, શેકરમાં ચૂલાની રાખ;
કરે કરોડપતીનાં કામ, તે નરનું ફૂલણજી નામ. ૩.
હિંડી શકયાના હોય ન હોશ, કદિયે પણ જઈ શકે ન કોશ;
હજાર કોશ ચલાવે હામ, તે નરનું ફૂલણજી નામ. ૪.
ડેલિ ઉપર દીવાનાં જોર, ઘરમાં તો અંધારૂં ઘોર;
ઠાઠ રચે વેચીને ઠામ, તે નરનું ફૂલણજી નામ. ૫.
દેડકું દેખી દિલમાં ડરે, સિંહ સાથે લડવા સંચરે;
પ્રથમ પિછાને નહિ પરિણામ, તે નરનું ફૂલણજી નામ. ૬.
એકે અક્ષરની નહિ યાદ, વદે વડા પંડિતથી વાદ;
ગણે મુરખમાં સઘળું ગામ, તે નરનું ફૂલણજી નામ. ૭.
બીજાની ઓથે બરબડે, વળી વિજય પામે તેવડે;
તે જાણે નિજ જોર તમામ, તે નરનું ફૂલણજી નામ. ૮.
ઓઢે જે ઉનાળે સાલ, ચંદ્ર છતાં ઈચ્છેજ મશાલ;
કારણ વિના કરે ધુમધામ, તે નરનું ફૂલણજી નામ. ૯.
દીલાસા તો ખાસા દેજ, બને વખત ત્યાં ફુરિ બેસેજ;
બકે ખરો પણ દે ન બદામ, તે નરનું ફૂલણજી નામ. ૧૦.
બોલે મોટા મોટા બોલ, તેમાં પૈશાભાર ન તોલ;
લગાર મોઢે નહીં લગામ, તે નરનું ફૂલણજી નામ. ૧૧.
આદરિ શક્તિથકી ઉપરાંત, ખાલી મોટી રાખે ખાંત;
દિલથી કહેછે દલપતરામ, તે નરનું ફૂલણજી નામ. ૧૨.

### કીરિટવિજય છંદ.

સાગર સાત તરે સહેજે તો, તળાવતણી અજુતી કરિ તેને;
દેખિ દે ટગતા કદિ ડુંગર, આકતણું ફળ શું પાડિ એને;

[૧] એક કડવા કણબીએ કરજને લીધે પોતાની રૂપાળી બાયડીને વેચીને છેડા છુટકો કર્યો હતો, તે તેના નાતીલાએ લીધી.

આપિશ તોપણ લેઈશું અમો, નહિ ચાલે નાપાડે તમો;
એ રીતે કહ્યું બહુજ પ્રકાર, બોલ્યો ગરજુ તેણીવાર. ૨૦.

દોહરા.

ગરજૂ બોલ્યો તાહરે, સાંભળ સાચી વાત;
ક્યાંઈ ન જવાશે ચોરવા, હોયતો દઈએ ભ્રાત. ૨૧.
સાહ ત્યાંહાં ગરજૂ થઈ, બોલ્યો થઈ લાચાર;
ભાઈજી આપોતો વળી, દેઈશું બીજી વાર. ૨૨.
એ નાણું આપ્યાતણો, નહિ સૂજ્યો ઉપાય;
ત્યારે પોતે લાંઘવા, ગરજુને ઘેર જાય. ૨૩.
ચૂલામાં જળ રેડિયૂં, બેઠો કઠણ થઈ સાય;
દિધા વિના તું જો જમે, નરશી વસ્તૂ ખાય. ૨૪.
ઘર તારૂં લાંઘે સહુ, લાંઘું બેઠો હુંય;
લિધા વિના ઉઠું નહીં, નિશ્ચે જાણે તુંય. ૨૫.
સાહે ગાળો રીસમાં, દીધી ત્યાં દશવીશ;
તે સાંભળતાં તુરત તે, ચડી ગરજુને રીસ. ૨૬.
અહિંતો આડી શેરોની, ધૂળ પડી તે લેય;
કર કરવાનું હોય તે, કહેવું હોય ત્યાં કહેય. ૨૭.
નથિ બિહિતો તારાથકી, આ ઘર લૂટી લેય;
મળશે ત્યારે આપશું, દશ દિન બેશી રહેય. ૨૮.
સાહ કહે શુણ કુતરા, ઘણું બોલમાં ઘૂડ;
તારા ઘરમાં રાખજે, આડી શેરીની ધૂળ. ૨૯.
છે જાતે દેવાળિયો, લેઈ નથી દેતો ધંન;
લેતાં લાગ્યું સોહલું, દેતાં મૂંજે તંન. ૩૦.

ચોપાઈ.—સાહુકાર કહેછે.

શું કાંઈ તારા ચાકર છૈયે, જે તારે ઘેર ફેરા દૈયે;
ખાઈશ શુંછે વાંઝિયાનો માલ, લેશું બમણાં ધન હાલહાલ. ૩૧.
એક હાથે માથાના વાળ, એક હાથે મોટી પૈંજાર*;
મારિશ ચાર ગણી બે કહું, નાણું તો એ રીતે લહું. ૩૨.
બોલ્યો ગરજુ શુણિ એ વેણ, આ ભવ તો નથિ લેણુ ને દેણ;
ખોટિ કમાઈના હશે તે ગયા, મારા નશીબના ખાવા થયા. ૩૩.
કુતરાની પેઠે શું ભસે, નાણાં તો તારા ઘરમાં હશે;
તારૂ મોતછે મારે હાથ, જઈશ ગોળ ફુટકડીને કવાથ. ૩૪.
એમ કરતે લંઘિણ થઈ ત્રણ, સાહે જાણ્યું આવ્યું મરણ;
ધણિ ઘરનો ખાય છાનું ધાન, સાહ નપામે અન્ન ને પાન. ૩૫.
સાહ ગયો ઘરમાં કરી રીસ, મારી લાત ગરજુને શીશ;
આવ્યા પાટુએ તે ઘડી, ગડદાની તરફીટજ પડી. ૩૬.
જોવા મળ્યું ત્યાં સઘળું ગામ, સાહને કહે તને રૂઠ્યા રામ;
આપ્યાછે તેમજ લઈ જાણ, આમ કિધે નવ થાય વખાણ. ૩૭.

* ખાસડું.

સાહ કહે હજી મારો વાંક, ભાઈયો મને અપાવો કાંક;
વચ્ચે પડયા પછિ વચ્ચીદાર, મુદલ મુદલનો કિધો વિચાર. ૩૮.
ગરજુ કહે કાંધાં કરો બાર, સાહ કહે કાંધાં કરો ચાર;
જો ભાઈ મુળગા પામશું દામ, ફરી વિચારી કરશું કામ. ૩૯.
વર્ષે કાંધું પૂરૂં થાય, ટંટો એટલો એટલો મચાય;
સમજુ સુણિને કરી વિચાર, એવા નહિ કરશો વેપાર. ૪૦.

દોહરા.

રાખિ ઘરેણું રોકડું, આપે નાણું જેહ;
સોમણકેરે ગાદલે, સુખે ઊંઘશે તેહ. ૪૧.
ઉધારે તે આપજે, જેનું ચાલે જોર;
આરબ બેસે આવીને, કરે કબજ ઘર ઢોર. ૪૨.
સગપણમાં કે સ્નેહમાં, દેણા લેણા દામ;
અંતે હેત રહે નહીં, કરજે જોઈને કામ. ૪૩.
જર જોરૂ ત્રીજી જમિન, કલેશતણાં ઘર એહ;
સાખ સહીત લખત વિના, વાત ન કરિયે તેહ. ૪૪.
ઉપજ વિચારી આપણી, કરિયે ખરચ સદાય;
સારે નરસે કારજે, નહિ કરિયે કુલાય. ૪૫.
જે ખરચે દેવું કરી, મોટો મૂરખ એહ;
લોક વખાણે એક દિન, કરે વગોણાં તેહ. ૪૬.
ઝગડો અંગ ઉધારનો, શુણી હરખશે સાહ;
જાતે ચોર દેવાળિયા, દિલમાં ધરશે દાહ. ૪૭.
વાતો શુણી વિચારજો, ક્રોધ ન કરશો લેશ;
રૂદિયામાં ધરિ રાખજો, ડાપણનો ઉપદેશ. ૪૮.
કરજો કામ વિચારથી, નહિ કરશો કુલાય;
સમો વિચારિ ચાલશો, થાશો સુખી સદાય. ૪૯.
ઓગણીસેંને ચારના, મહા સુદિ પંચમિ નામ;
તે દિન ઝગડો દાખિયો, દ્વિજવર દલપતરામ. ૫૦.
એક રામ ચઢતાં ગયું, રાવણ કેરૂં રાજ;
સોળ રામ શિરપર ચઢે, કહો રહે કયમ લાજ. ૫૧.

---

કરજ ન કરવા વિશે.—૫૬.

(વિવેક વણજારાનો રાગ.)

મારૂં કહ્યું તમે માનીને, દિલે ડરજોરે,
તક આવે નહારી તોય, કરજ નવ કરજોરે;
કરજથી ભુંડું કશું નથી, દિલે ડરજોરે,
હઈડે જો કાંઈ બુદ્ધી હોય, કરજ નવ, ૧.

આંગ ઉધારે ઉપાડતાં, દિલે ડરજોરે,
લેણદારના થઇએ ગુલામ, કરજ;
સગળાં કથન સાંખવાં પડે, દિલે ડરજોરે,
એથી આબરૂ ખોઇએ આમ, કરજ. ૨.
બાણ જેવું તીખું બોલશે, દિલે ડરજોરે,
લોહી બાળીને લઈ જશે પ્રાણ, કરજ;
ઓશિયાળા થશો એહના, દિલે ડરજોરે,
વળી થાશો એના વેચાણ, કરજ. ૩.
ગભરાટમાં ગભરાવશે, દિલે ડરજોરે,
ગમે તેમ લખાવશે લેખ, કરજ;
પછિ નહિ પોતે પાળી શકો, દિલે ડરજોરે,
મોટા કષ્ટની મારશે મેખ, કરજ. ૪.
કરજથી કંઈક કુવે પડયા, દિલે ડરજોરે,
ઝાઝ ખાધાં ઝંખાઇને ઝેર, કરજ;
કંઈકે જોહાવ્યા જમાનને, દિલે ડરજોરે,
વળિ વાવ્યાં વહાલામાં વેર, કરજ. ૫.
વેરાગી થઈ કંઈક વહિ ગયા, દિલે ડરજોરે,
કંઈકે ભોગવી ભુંડી કેદ, કરજ;
માર ખાધા કંઈક માણસે, દિલે ડરજોરે,
ખરે ખાતે પામ્યા ખુબ ખેદ, કરજ. ૬.
પુત્ર પુત્રી વેચવાં પડયાં, દિલે ડરજોરે,
પછી વેચવી[1] પરણેલી નાર, કરજ;
કંઈનાં કુટંબ અકળાવિયાં, દિલે ડરજોરે,
બાંધિ કાઢયાં બવાં ઘર બહાર, કરજ. ૭.
દોસ્ત થતાં દેવાદારના, દિલે ડરજોરે,
સુખ સર્વ ખોશો તેને સંગ, કરજ;
પતીઆની પાસે જાપેશીએ, દિલે ડરજોરે,
એથી આપણું બગડે અંગ, કરજ. ૮.
કરજથકી અકળાઇને, દિલે ડરજોરે,
થાય સત્યતાનો સધ નાશ, કરજ;
વિપતે કરજ ખાતાં સોહલું, દિલે ડરજોરે,
અંતયે અત્યંત ઉપજે ત્રાસ, કરજ. ૯.
વિષમ કરજ છે વિષથકી, દિલે ડરજોરે,
પુત્ર પૌત્રને પીડા થાય, કરજ;
લોભ લુચાઈ લંપટપણું, દિલે ડરજોરે,
દુષ્ટ કરજમાં ગુણ દેખાય, કરજ. ૧૦.
કરજદાર કારભારિએ, દિલે ડરજોરે,
ન કરાય અદલ ઇનસાફ, કરજ;
દેવું કરે તે દેવાળિયો, દિલે ડરજોરે,
નહીં દેવું તે સાચો સરાફ, કરજ. ૧૧.
એક રામ ચડતાં થયું, દિલે ડરજોરે,
ધુળધાણી રાવણનું ધામ, કરજ;
સોળ રામ જેને શીર ચડે, દિલે ડરજોરે,
દેખે શી ગતિ દલપતરામ, કરજ. ૧૨.

[1] એક કડવા કણબીએ કરજને લીધે પોતાની રૂપાળી બાયડીને વેચીને છેડા છુટકો કર્યો હતો, તે તેના નાતીલાએ લીધી.

---

## ફૂલણજી વિષે.

### ચોપાઈ.

જો આવે વીવા કે વરો, ખૂબ ફુલાવ્યો ફૂલે ખરો;
દેવું કરિને ખરચે દામ, તે નરનું ફુલણજી નામ. ૧.
કરી કચેરિ કસુંબા પાય, બાળક ઘરમાં બંટી ખાય;
અવળાં કામ કરે જે આમ, તે નરનું ફૂલણજી નામ. ૨.
લખિ દેખાડે નાણાં લાખ, શેકડમાં ચૂલાની રાખ;
કરે કરોડપતીનાં કામ, તે નરનું ફૂલણજી નામ. ૩.
હિંદી શકયાના હોય ન હોશ, કદિયે પણ જઈ શકે ન કોશ;
હજાર કોશ ચલાવે હામ, તે નરનું ફૂલણજી નામ. ૪.
ડેલિ ઉપર દીવાનાં જોર, ઘરમાં તો અંધારૂં ઘોર;
ઠાઠ રચે વેચીને ઠામ, તે નરનું ફૂલણજી નામ. ૫.
દેડકું દેખી દિલમાં ડરે, સિંહ સાથે લડવા સંચરે;
પ્રથમ પિછાને નહિ પરિણામ, તે નરનું ફૂલણજી નામ. ૬.
એકે અક્ષરની નહિ યાદ, વદે વડા પંડિતથી વાદ;
ગણે મુરખમાં સઘળું ગામ, તે નરનું ફૂલણજી નામ. ૭.
બીજાની ઓથે બબડે, વળી વિજય પામે તેવડે;
તે જાણે નિજ જોર તમામ, તે નરનું ફૂલણજી નામ. ૮.
ઓઢે જે ઉનાળે સાલ, ચંદ્ર છતાં ઇચ્છે જ મશાલ;
કારણ વિના કરે ધુમધામ, તે નરનું ફૂલણજી નામ. ૯.
દીલાસા તો ખાસા દેજ, બને વખત ત્યાં ફરિ બેસેજ;
બકે ખરો પણ દે ન બદામ, તે નરનું ફૂલણજી નામ. ૧૦.
બોલે મોટા મોટા બોલ, તેમાં પૈસાભાર ન તોલ;
લગાર મોઢે નહીં લગામ, તે નરનું ફૂલણજી નામ. ૧૧.
આદરિ શક્તિથકી ઉપરાંત, ખાલી મોટી રાખે ખાંત;
દિલથી કહેછે દલપતરામ, તે નરનું ફૂલણજી નામ. ૧૨.

### દ્રુતવિલંબિત છંદ.

સાગર સાત તરે સહેજે તો, તળાવતણો ગણતી કરિ તેને;
દરવિ દે ડગતા કદિ ડુંગર, આકતણું ફળ શું પછિ એને;

આભનિ સાથ ભરે બહુ બાથ, કહો પછિ તેહ ગણે દિલ કેને;
કોડિ હિસાબ કિયો દલપત્ત, જથા બંધની ગણતી નહિ જેને.૧૩.

દોહરો.

અલખત હાથ ઉડાઉને, વસે ન ઝાઝી વાર;
પતંગ રંગતણી રહે, ચટકી દહાડા ચાર. ૧૪.

---

ફૂલણજીની ગરબી.

"વાલા તમારી જોઇને રહી છું વાટરે વાલાજી." એ રાગની.

ફૂલણજી તમે ફુલાવ્યા કેમ ફૂલ્યારે, ફૂલણજી;
આ ઉપજ ખરચનો અડસટ્ટો કેમ ભૂલ્યા, મારા ફૂલણજી. ૧.
કરજ કરીને વરા ભલા તમે કીધારે, ફૂલણજી;
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા, મારા ફૂલણજી. ૨.
ઘર વેચીને ઘી સાકરતો લીધારે, ફૂલણજી;
આ જમણ સરસ સામો વડિયાથી કીધાં; મારા ફૂલણજી. ૩.
પીતાંબર પેહેરી પંગતમાં ફરિયારે, ફૂલણજી;
આ મનમાં ફૂલ કરી મૂછે કર ધરિયા, મારા ફૂલણજી. ૪.
વળતો દિવસ થયો કે માગે નાણાંરે, ફૂલણજી;
આ નાણાનાં તો ન મળે ક્યાંઈ ઠેકાણાં, મારા ફૂલણજી. ૫.
ફૂલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે, ફૂલણજી;
આ જપત થઈ મિલકત કાહાડ્યા ઘરમાંથી,મારા ફૂલણજી. ૬.
ફૂલણજી તમને જેણે ફૂલાવ્યારે, ફૂલણજી;
આ તે તો કોઈ મદદ કરવા નવ આવ્યા, મારા ફૂલણજી. ૭.
ફુલણજી તો કુવો શોધવા ચાલ્યારે, ફૂલણજી;
આ ગરથવિના તે અફિણ ન કોઇએ આલ્યાં,મારા ફૂલણજી. ૮.
જમતી વખત વખાણ ભલાં જે કરતા રે, ફૂલણજી;
આએ સહુ હાસ્ય કરે નિંદા આચરતા, મારા ફૂલણજી. ૯.
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યારે, ફૂલણજી;
પણ આ અવસર તો બેવકૂફ ઠરાવ્યા, મારા ફૂલણજી. ૧૦.
પેહેર્યાને પટકુળ બાંધ્યા ચંદરવારે, ફૂલણજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા, મારા ફૂલણજી. ૧૧.
ફૂલણજીની રાંડ રૂએ મોં વાળીરે, ફૂલણજી;
આ ફૂલણજી સીધાવ્યા ટેકો ટાળી, મારા ફૂલણજી. ૧૨.
ભોળાને નરસી શિખામણ દેશેરે, ફૂલણજી;
તે નીશાશાનું પાપ ઘણું શિર લેશે, મારા ફૂલણજી. ૧૩.
દિલમાં દલપતની શીખામણ ધરજોરે, ફૂલણજી;
તો કરજ કરીને નાત વરો નવ કરજો, મારા ફૂલણજી. ૧૪.

---

કરકસર કરવા વિષે.

દોહરા.

સમજી ખરચ કરે સદા, જેમ કમાય કમાઉ;
કૃપણપણું ન કરે કદા, અતિ નહિ થાય ઉડાઉ. ૧.
ખર્ચે ધન સૌ જન ખરા, વળિ પણ જુઓ વિવેક;
અર્થે ખર્ચે એક જન, અનર્થ ખર્ચે એક. ૨.

સ્વાગતા છંદ.

જામશેજ જર જો જરા જરા, તો થશેજ વધતા વરા વરા;
જ્ઞાનવાન જન જે ખરાખરા, વ્યર્થ ખર્ચ ન કરે નરા નરા.૩.

દોહરો.

કષ્ટે આવે કર વિષે, તે ઝટે નહિ વવરાય;
કષ્ટે વિંટી પહેરિયે, તે કષ્ટેજ કઢાય. ૪.

કુંડળિયો.

કર આંગળિયે કષ્ટથી, વિંટી આવે વીર;
કરથી તેતો કાઢતાં, નયણે આવે નીર;
નયણે આવે નીર, કલ્પના તે પર કરતાં;
શ્રમથી ધન સાંપડે, વિષમ લાગે વાવરતાં;
દાખે દલપતરામ, રચી પચિને જે રળિયે;
તે તો ધન વવરાય, કષ્ટથી કર આંગળિયે. ૫.

દોહરા.

યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઈ;
લેખણ ભરિ લખવું ભલું, નહિ રેડી રૂસનાઈ. ૬.
નિજ ઘરનું પરનું વરે, ત્યાં તેવો મન રંગ;
દરજી પખતું વેતરે, મોચિ વેતરે તંગ. ૭.
કરે જગતમાં કરકસર, જુઓ જગતનો ઈશ;
પ્રકાશ ત્રીશ ઘડી કરે, અંધારૂં ઘડિ ત્રીશ. ૮.
ઈશ્વર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
ગ્રહો અનેક વચે રચ્યો, દિવો દિવાકર એક. ૯.

---

કંજુસ વિશે.

આર્યા વૃત્ત.

ઉદારતું કંજુસતું, ખરચ બરાબર જૂઓ કરિ તપાસ;
દિન અગ્યારે ઓછું, ચાંદ્ર વરસ તો વધે અધિક માસ. ૧.

દોહરા.

ઉદાર નરનો કૃપણનો, સરખો વરો સદાય;
કસર કર્યે કંજૂસનું, લાખ રીતે લૂટાય. ૨.

ચોટા જાણી મન વિષે, અચળ ન ધરિએ આશ;
સુણ્યો ન કોઈ સુખો થયો, તાડ તળે વશિ વાસ. ૩.
કૃપણ સૂર્ખના કર વિશે, પૈશા પુસ્તક જાય;
પંપાળે પાસે લઈ, એ ઉપયોગિ ન થાય. ૪.
સિંહમૂછ મણિધરમણી, સતિતન કંજુસઆથ[1];
ચડે ચોર એ એટલાં, પ્રાણ ગએ પર હાથ. ૫.
લે લુટી ધન કૃપણનું, કાં રાજા કાં ચોર;
ખખેરાએ ખાસડે, બોરડિ કેરાં બોર. ૬.
કંજુસ કેરૂં કાળજું, કાળો પથ્થર કોય;
જુગ આખો જળમાં રહે, પણ પિગળીત ન હોય. ૭.
મધમાખી મધખાય નહિ, સંચ્યા કરે સદાય;
તો તેનાથી અન્યને, એ મધ કેમ અપાય. ૮.

મનહર છંદ.

જળદનું[2] લેછે જળ લેછે નદી નદતણું,
જેનું તેનું લેવું પણ દેવું નહિ દાન છે;
પીવા આવે માણસો તો પાય નહિ પળી પાણી,
વદન બગાડે વળી એવા ગુણવાન છે;
પલાળતાં પલળે ન એવા રહે પાસે પડયા,
પથ્થર જેવા કઠોર પાપીષ્ટ પ્રધાન છે;
રાખી રહે એવી એવી રીત રતનાગરની,
નાગર નાથુંનું દીલ સાગર સમાનછે. ૯.

દોહરો.

કંજુસ મુખથી શું કહે, શું સુમ મુખને દામ;
શબ્દ કહો શમશાનનો, તે ત્રણ શબ્દે નામ. ૧૦.

ઉત્તર નાથુંરામ.—વસંત તિલકા વૃત્ત.

છાંયે વશી જન કદી, સુખિયાં ન દીઠાં;
ફૂલ્યાં ન ફૂલ ન ફળ્યાં, ફળ કાંઈ મીઠાં;
પ્રખ્યાતતા ન પસરી, જન પાળવામાં;
રૂડો ગણાય ગુણ, બાવળ બાળવામાં. ૧૧.

દોહરો.

સૂળો દીસે સામટી, ફૂલ વિષે નહિ માલ;
પાકે ફળતો પરડિયા, તે બાવળને બાળ. ૧૨.

ઈંદ્રવિજય છંદ.

પ્રદેશ સદા દલપત્ત, અધર્મિ અધર્મ નહિ તજવાનો;
ણ કોઈ શુણી બિરદાવળી, સોય વસા નહિ શૂર થવાનો;
ક્રોડ પ્રકાર કિધે મન રંજન, કંજુસ દાન નહીં કરવાનો;
બાળક રોઈ મરે બહુધા પણ, પાવઈને ન ચડે કદિ પાનો. ૧૩.
આ ભ્રગુપૂર રહ્યું બળિ રાયનું, હાકમ હિંદુ ગયા હરનારા;
આ હથિયાર રહ્યાં અવનીપર, ધિંગડમલ્લ ગયા ધરનારા;
આ કવિતા રસ પૂરણ પ્રૌઢ કવીશ્વર, ભૂપ ગયા કરનારા;
દક્ષ પુરૂષ ગયા દલપત્ત, રહ્યા નિજ પેટ પુરૂં ભરનારા. ૧૪.

મનહર છંદ—સોપારીના ઝાડ પ્રતિ અન્યોક્તિ.

ઊંચું ઊંચું વધી શોભે એથકીછે નીચાં સારાં,
જે થકી પોષણ સદા થાયછે સંસારીનું;
આપે બખશીશ બની રંજનને રાજી કરે,
વણિકનું દાન જેવું તાળીની તૈયારીનું;
આશ્રય કરીને કોઈ પ્રાણિ ન આરામ પામે,
દાખે દલપત્ત પેખો ઝાડ આ સોપારીનું;
સરજ્યું તોય ઠીક છે ન સરજ્યું હોત તોય ઠીક,
જેને ફળે પેટન ભરાય નર નારીનું. ૧૫.
સોપારી કહેછે કવિ કામને ધિક્કાર કરે,
મને તો સરજીછે મીજલસને શોભાવવા[1];
મારાવિના વરઘોડા સારા કેમ શોભતને,
કેને તમે કહેત સાજનમાં સિધાવવા;
મોટાં મોટાં સુંદરછે મંદિર અમારાં એથી,
શેહેર શોભેછે સારાં પ્રેમ ઉપજાવવા;
તાડ ઝાડતણી તુલ્ય નથી દલપતરામ,
સારે સમે છૈયે ઉપયોગ યોગ્ય આવવા. ૧૬.

---

ગરજ વિષે.

દોહરા.

આપ આપની ગરજથી, ગરજુ જગત જણાય;
વગર દરદ ઘર વૈદને, જરૂર કોઈ ન જાય. ૧.
હમા ન તજિયે તેહની, જેની ગરજ સદાય;
જળ સાથે રીસાઈને, કહો મત્સ ક્યાં જાય. ૨.
જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;
બાળેછે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૩.
કદિ હલકાની ગરજ પણ, ભારે ને પડનાર;
કાષ્ટ નાવને આશરે, પથરા ઉતરે પાર. ૪.
ગરજ સમે ગરજુ જનો, બોલે મીઠા બોલ;
ભાર ન ગણશો ભાઈઓ, તેનો તરણા તોલ. ૫.

---

[1] આથ—મુડી [2] જળદ—વરસાદ.

[1] મતલબકે કેટલાએક શ્રીમંતો ફકત મીજલસને શોભાવવાનાછે, પરોપકારી કામના નથી.

તેનો દોષ ગણાય નહિ, જે ઉપયોગિ અગાધ;
એઠી ખેળ ગણાય પણ, કાગળનો નહિ બાધ. ૬.

કીંમત વિશે. દોહરા.

અમુલ્ય પણ સહજે મળે, તે શસ્તું તે ઠામ;
નદી કિનારે નીરનો, એક ન ઉપજે દામ. ૧.
જળનું નિર્જળ દેશમાં, ઉપજે અગણિત મૂલ;
ગંગાતટ જે જન વસે, તેને જળ તૃણ તુલ્ય. ૨.
જોઈએ ત્યારે નવ જડે, એનું મૂલ અપાર;
જાય પ્રાણ જ્યાં જળ વિના, કિંમત હેમ હજાર. ૩.
અછતે પડે અગત્ય તો, તે વસ્તુ મહા મુલ્ય;
નિર્જળ થળ પ્રાણાંત તક, નીર લાખ ધન તુલ્ય. ૪.
સઉને ખપ તે શસ્તુછે, તે પ્રભુ કૃપા અતુલ્ય;
પંડિત પાણી ને પવન, છે નિર્ધન નિર્મૂલ્ય. ૫.
સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડિના, આંક પ્રમાણે મૂલ. ૬.
બહુ જન માને જેહને, તો તે મોંઘું થાય;
સોનુંછે શા કામનું, નહિ ઓઢાય ખવાય. ૭.
વખાણ કે નિંદાથકી, વધે ઘટે નહિ વાલ;
ઉપજે કિંમત એટલી, જેમાં જેવો માલ. ૮.
વસ્તુ પરાઈ ઘાસનાં, દિસે કોણ દિલગીર;
ધોબણનાં બાળોતિયાં, જે રાણીનાં ચીર. ૯.
સોંઘું મોંઘું શિદ ગણે, પરધન જ્યાં વપરાય;
તેલ ગોળ ઘર પારકે, જોડા ઘોડા ખાય. ૧૦.

लक्ष्मी संबंधी विषयो प्रकरण समाप्त.

# प्रकरण ११ मुं.

## વિજયવિનોદ.

### કાવ્યતરંગ અનેકાર્થ કાવ્ય.

અનેકાર્થના જુદા જુદા અર્થ લખ્યા વિના સમજણ પડે નહિ, માટે કલ્પિત સંવાદ રચવાની જરૂર જણાઈ. અને ભાવનગરના રાજા વિજયસિહજી મહારાજને કવિતાનો ઘણો શોખ હતો, માટે તેની સભાનો સંવાદ કલ્પ્યો છે.

તે રાજા પોતાના બુધવારિયા બંગલામાં કવિયો અને ગુણીજનોની સભા ભરીને બિરાજ્યા હતા, ત્યાં એક કવિને પાંચ સભાસદોએ એકદમ પાંચ પ્રશ્ન પુછ્યાં, એકે કહ્યું કે કણબી કેવા હોય તે શોભે? ૨. ઘોડા કેવા હોય તે શોભે? ૩. ખાટલા કેવા હોય તે શોભે? ૪. નિશાળીઆ શાથી શોભે? ૫. સરદાર શાથી શોભે?

પછી કવિયે તે પ્રશ્નો અને ચોથા ચરણમાં ઉત્તર સાથે દોહરો કહ્યો, કેઃ—

दोहरो.

खेडू घोडो खाटलो, निशाळियो सरदार;
सारा शोभे होयजो, पंडे पाटीदार. १.

અર્થ એવો નીકળ્યો કે પાટી એટલે નહાનો વાંટો જેના તાબામાં હોય, તે કણબી પાટીદાર કહેવાય, તેવો હોય તે શોભે, ઘોડા દોડવાળો શોભે, ઘોડા દોડ કાઢે તે પાટી કહેવાય. ખાટલો સુત્રની પાટીયે ભરેલો શોભે.

નિશાળિયાની પાસે લખવાની પાટી હોય તે શોભે. સરદારની પાસે સીપાઈની પાટી હોય તો તે શોભે, દાર એટલે વાળો. પાટીવાળો.

તે સાંભળીને રાજાએ રાજી થઇને કવિને માન આપ્યું. એટલે ત્યાં એક જોગી બેઠો હતો, તેને અદેખાઈ આવી. એટલે તે કંઈ ગુસ્સામાં બોલ્યો, ત્યારે કવિયે કહ્યું કે તમે જોગી થઇને આવા તાતા થઈ જાઓછો તે તમને યોગ્ય નથી, તમે ગીતાનું પુસ્તક વાંચી જુઓ.

બાવો બોલ્યો કે મેં ઘણાં પુસ્તકો જોયાંછે, ગીતા જોવાથી શું થવાનું છે?

કવિઃ— दोहरो.

जोगी तातो थाय शुं? अज्ञानी जन थाय;

એવું સાંભળીને બાવો વધારે ક્રોધથી બોલ્યો, એટલે કવિ ચુપ રહ્યો.

રાજા—એ દોહરો પુરો કરો.

કવિ—હવે મારે એમને કંઈ કહેવું નહિ.

રાજા—તે દોહરો તો પુરો કરો.

કવિ—એ દોહરો પૂરોજછે મેં અધુરો રાખ્યો નથી, અધુરો હોય, તો એજ પુર્વાર્દ્ધ ફરીથી કહું, એટલે પુરો થશે. એમ કહીને બોલ્યો કેઃ—

उत्तरार्द्ध.

जो गीताको थायशुं, अज्ञानीज न थाय. २.

મતલબ કે ઘણાં પુસ્તકો જોયાં હશે, પણ ધ્યાન દઈને ગીતાનું પુસ્તક જો. તો તું અજ્ઞાનીજ થાય નહિ, તે જોગીનો શિષ્ય પૈસાદાર મારવાડી હતો તે ધનના મદથી કંઈ ગુસ્સો કરીને બોલ્યો, ત્યારે કવિયે કહ્યું કેઃ—

दोहरो.

कर वापरी पका रहो, करवा परोपकार;
आज रखे था नारको, आ जर खे थानार. ३.

પછી તે મારવાડીનો ગોર મારવાડી બ્રાહ્મણ હતો, તે કંઈ ગુસ્સો કરીને બોલ્યો, ત્યારે એક સરદારે કવિને કહ્યું કે એતો ગોરછે, માટે ગોરના ગુણ તમે જાણો છો?

કવિ—હા જાણુંછું.

दोहरो.

स्थापितमां स्थिर नव रहे, स्वजातमां नहि स्नेह;
खातरमां उत्तम खरो, गोरतणो गुण एह. ४.

મતલબ કે બેસાડીયે ત્યાં બેશી રહે નહિ, અને પોતાના જાતિલા સાથે સંપ નહિ, અને તસ્કર વિદ્યામાં ઉત્તમ ખરો, કળિયુગના ગોરના એવા ગુણછે. તે સાંભળીને ગોરને રીસ ચડી, અને કહ્યું કે મેં નાપાડી તો પણ તમે મારે વિષે શા વાસ્તે દોહરો કહ્યો? કવિયે કહ્યું કે મેં તમારા વિષે કહ્યુંજ નથી, મેંતો છાણના ગોર (ભુકા) વિષે કહ્યું કે થાપેલા છાણામાં સ્થિર રહે નહિ, અને તેની જાતમાં સ્નેહ એટલે ચિકાશ ન હોય અને ખેતરમાં ખાતર નાખવાના કામમાં તે ઉત્તમ ગણાય છે. તો પણ ગોરની તો રીસ ઉતરી નહીં ત્યારે એક સરદારે તેને બહુ સમજાવા માંડ્યો, ત્યારે તેણે સરદાર ઉપર ગુસ્સો કરીને સોર કરવા માંડ્યો ત્યારે, સરદારે હાથ જોડી પગે લાગીને કહ્યું કેઃ—

दोहरो.

पाय नमु करि प्रदक्षणा, तजो गोर बहु सोर;

તે સાંભળીને પણ ગોરની રીસ ઉતરી નહીં, ત્યારે પેલે કવિયે અડધો દોહરો પૂરો કર્યો;—

प्रकार छांडो प्रथमनो, तो गुण माने गोर. ५.

એ ઉપરથી ગોર સમજ્યો કે પ્રથમનો પ્રકાર એટલે પ્રથમ મારી મશ્કરી કરી હતી, તે પ્રકાર તજવાનું કહ્યું.

પણ પેલો સરદાર સમજ્યો કે મેં ગોરને પ્રદક્ષણા કરવાનું કહ્યું, તેથી તે થંડા થયા નહિ, પણ કવિયે મને પ્ર અક્ષર તજવાનું કહ્યું, એટલે દક્ષણા કરવાની સુચના કરી, એમ જાણીને ગુંજામાંથી એક સોના મહોર કાઢીને ગોરના હાથમાં મુકી, એટલે ગોર થંડા થઈને બોલ્યા, કે તમે તો અમારા અન્નદાતાછો.

પછી કવિયે બીજી વાત કહાડી, કે હું એક જીલ્લામાં થઈને આવ્યો તે જીલ્લામાં ત્યાંના રાજાનો રૈયત ઉપર બહુ જુલમછે, અને તે રાજા આજમ લખાય છે. હું તેની કચેરી જોવા ગયો હતો, ત્યાં ગેર ઇનિસાફ અને માર પછાડ થતી હતી. તે જોઈને કચેરીમાંથી ઉઠીને બહાર આવ્યો, ત્યાંરે બીજા લોકો કચેરીમાં જતા હતા તે મને મળ્યા, તેમાંના એક જણે મને પુછ્યું, કે આજમ રાજાજી ક્યાં છે? ત્યારે મેં કહ્યું કે;—

दोहरो.

जा जमपुरि छे जो अहीं, जो अहिं आ जमराय;
आ जमना दूतो वळी, चित्र विचित्र जणाय. ६.

મતલબ કે અહીં બધે ઠેકાણે પથરાઈ રહે એવી પુરી જાજમછે, અને આજમ રાજા છે, વળી આજમના સેવકો ચિત્ર વિચિત્ર એટલે તરેહવાર દેખાયછે, તે તું જો.

તે સાંભળીને ક્ષમાધર કવિયે કહ્યું કે કવિરાજ તમે તો ખૂબ કરી. એમાં શ્લેષાલંકાર છે, તે એવી રીતે વંચાયછે કે,

दोहरो.

जा जमपुरि छे जो अहिं, जो अहिं जा जमराय;
आ जमना दूतो वळी, चित्र विचित्र जणाय.

મતલબ કે જમપુરીમાં જમરાજાની આગળ ચિત્ર અને વિચિત્ર એવા બે નામના આ દુતો દેખાયછે; અને આ જમપુરીનો દેખાવ છે, તે તું જઈને જો.

એવામાં કળાવંત લોકો એટલે ગવઇયા આવ્યા, તેઓ પણ કવિયોની હારમાં બેશી ગયા, તેથી તેઓની પાછળ બેઠેલા સરદારો ઊંચા નીચા થવા લાગ્યા, અને જાણ્યું કે આ લોકો ખાલી ચૂંચૂં કરીને કાન ફોડશે. અને સભામાં જે વાણી વિનોદ થશે, તે આપણને સાંભળવા દેશે નહીં, રાજાએ આજ્ઞા કરી કે કાવ્ય ચરચા ચલાવો, એટલે ક્ષમાધર કવિયે કહ્યું કે, આ સોરઠના પ્રભાકર[૧] સાંભળો; એવામાં કળાવંતોની પાછળ બેઠેલા સરદારો ઊંચાનીચા થતા

[૧] સૂર્ય.

હતા, તેઓને જોઇને રાજાએ કહ્યું, કે પેલા સરદારો વેગળા પડ્યા માટે તેઓને નડતર થતી હશે; એવું સાંભળીને કવિ ક્ષમાધર બોલ્યો કે;—

दोहरो.

वियोगि केरे अंतरे, नडतर केनी होय;
कळावंत नडतर करे, कवि बुध करें न कोय. ७.

રાજા સમજ્યો કે તે વેગળા પડેલા સરદારોને કળાવંત લોકોની નડતર છે; કવિયોની અને (બુધ) પંડિતોની નથી, પણ જે કવિનું નામ ક્ષમાધરછે, તે કોઇને દુઃખ લાગે એવું ખુલ્લું બોલે નહીં, તેમ છતાં આ કળાવંત લોકોને દુઃખ લાગે એવો દોહરો તેણે કેમ કહ્યો હશે? માટે તેનીજ પાસે એનો અર્થ ખુલ્લો કરાવવો, એવું ધારીને કહ્યું, કે કવિરાજ એનો અર્થ ખુલ્લો કહો.

કવિ—મહારાજ એતો રસ ગ્રંથનો દોહરોછે, ને આપે હુકમ કર્યો કે કાવ્ય ચર્ચા ચલાવો તેથી મેં કહ્યો; અને તેનો અર્થ એછે કે જે પ્રિયા અને પિયુને વિજોગ પડ્યો હોય, તેના અંતરમાં કળાવંત એટલે ચંદ્રમા નડતર કરેછે, કવિ એટલે શુક્રનો તારો કે બુધનો તારો નડતર કરતો નથી.

રાજા—એ ખરો અર્થ નથી, માટે બીજો અર્થ જે હોય તે કહો.

કવિ—મહારાજ આપ સર્વે જાણોછો, અને મારી પાસે શાવાસ્તે કહેવરાવોછો, એતો ખગોળ વિદ્યાનો દોહરોછે, અને તેનો અર્થ એછે કે સૂર્યને અને પૃથ્વીને વિયોગ છે, તેઓના અંતરમાં એટલે વચમાં ચંદ્રની નડતર હોયછે, કારણ કે ચંદ્ર એ બેની વચમાં આવવાથી સૂર્યગ્રહણ થાયછે; પણ શુક્રની કે બુધની નડતર થતી નથી; પછી રાજાએ પેલા કળાવંત લોકોને કહ્યું કે તમે સભાના છેડા ઉપર વેગળા બેસો, તમારી બેઠક તો જોઇએ, પછી તેઓ ત્યાં જઇને બેઠા.

ણિયો અને વાણિયાણ ઉભાં હતાં; તેઓને તે લુવાણે પોતાની હકીકત કહી, તે સાંભળીને વાણિયાને એટલીતો દયા આવી કે તેની આંખમાંથી આંસુ પડ્યાં, અને પેલી વાણિયાણની આંખમાંથી પણ આંસુ આવ્યાં.

અને તે બોલી કે એક પરદેશી બાઈ અમારા પાડામાં આવી હતી ખરી; માટે રે ભાઈ તમે અહીં શોધ કરશો તો તમને મળશે; ત્યારે લુવાણો બોલ્યો કેઃ—

दोहरो.

दयाळु वाणीयातणी, दयाळु वाणीआण;
दयाळु वाणी आणि पण, दया लुवाणी आण. ८.

મતલબ કે આ દયાળુ વાણીયાની દયાળુ વાણીયાણ તેં દયાળુ વાણી તો કહી, પણ દયા નામની લુવાણી લાવી આપ; ત્યારે તું ખરી. પછી તે બાઇએ કહ્યું કે ચાલો ભાઈ હું તમારી સાથે આવીને તે બાઇને શોધી આપું, એમ કહીને તેની સાથે તેની સ્ત્રીને શોધવા ગઈ.

પછી સભામાં ચારણે ખોડિયાર માતાની વાત કરી, કે ફલાણી વાવમાં ખોડીયાર માતાનું સ્થાનક છે, તે માતા હાજરા હજુર છે.

તે સાંભળીને વેદાંત મતનો એક ભાટ બેઠો હતો તે બોલ્યો કે મેં તે વાવ દીઠી છે, તેમાં એક ગોખલામાં પત્થરની મૂર્તિ છે, અને તોરણ બાંધેલું છે, તે પથ્થર અને તોરણ શિવાય મેં તો માતા બાતા કાંઈ દીઠી નહીં; તે સાંભળીને ચારણ બોલ્યો કેઃ—

दोहरो.

जोगणि एतो देवता, नहिं तोरण पाषाण;

મતલબ કે તે તોરણ અને પથરો નહીં; પણ એ તો જોગણી દેવતા કહેવાય.

ભાટ બોલ્યો કે ઠીક કહોછો ખરી વાત છે.

હતા, તેઓને જોઇને રાજાએ કહ્યું, કે પેલા સરદારો વેગળા પડ્યા માટે તેઓને નડતર થતી હશે; એવું સાભળીને કવિ ક્ષમાધર બોલ્યો કે;—

### दोहरो.

विथोगि केरे अंतरे, नडतर केनी होय;
कळावंत नडतर करे, कवि बुध करें न कोय. ७.

રાજા સમજ્યો કે તે વેગળા પડેલા સરદારોને કળાવંત લોકોની નડતર છે; કવિયોની અને (બુધ) પંડિતોની નથી, પણ જે કવિનું નામ ક્ષમાધરછે, તે કોઇને દુઃખ લાગે એવું ખુલ્લું બોલે નહીં, તેમ છતાં આ કળાવંત લોકોને દુઃખ લાગે એવો દોહરો તેણે કેમ કહ્યો હશે? માટે તેનીજ પાસે એનો અર્થ ખુલ્લો કરાવવો, એવું ધારીને કહ્યું, કે કવિરાજ એનો અર્થ ખુલ્લો કહો.

કવિ—મહારાજ એતો રસ ગ્રંથનો દોહરોછે, ને આપે હુકમ કર્યો કે કાવ્ય ચર્ચા ચલાવો તેથી મેં કહ્યો; અને તેનો અર્થ એછે કે જે પ્રિયા અને પિયુને વિજોગ પડ્યો હોય, તેના અંતરમાં કળાવંત એટલે ચંદ્રમા નડતર કરેછે, કવિ એટલે શુક્રનો તારો કે બુધનો તારો નડતર કરતો નથી.

રાજા—એ ખરો અર્થ નથી, માટે બીજો અર્થ જે હોય તે કહો.

કવિ—મહારાજ આપ સર્વે જાણોછો, અને મારી પાસે શાવાસ્તે કહેવરાવોછો, એતો ખગોળ વિદ્યાનો દોહરોછે, અને તેનો અર્થ એછે કે સૂર્યને અને પૃથ્વીને વિયોગ છે, તેઓના અંતરમાં એટલે વચમાં ચંદ્રની નડતર હોયછે, કારણ કે ચંદ્ર એ બેની વચમાં આવવાથી સૂર્યગ્રહણ થાયછે; પણ શુક્રની કે બુધની નડતર થતી નથી; પછી રાજાએ પેલા કળાવંત લોકોને કહ્યું કે તમે સભાના છેડા ઉપર વેગળા બેસો, તમારી બેઠક તો ત્યાં જોઇએ, પછી તેઓ ત્યાં જઇને બેઠા.

કવિ—આજ સવારે હું બંદર ઉપર ગયો હતો, ત્યાં પરગામનો એક લુવાણો મને મળ્યો, તેને મેં પુછ્યું કે તમે કોણછો? અને ક્યાંથી આવ્યા? ત્યારે તેણે તેની હકીકત કહી, તે એવી કે તેની સ્ત્રી નામે દયાબાઈ તે પોતાના ધણી સાથે જાત્રાએથી આવતાં રસ્તામાં બંને જણાં જુદાં પડી ગયાં, અને તે બાઈ ભાવનગર તરફ આવી છે; એવું સાંભળ્યાથી તેને શોધવા સારૂ તે આવ્યો હતો, પછી શહેરને પાદર અમે આવ્યા, ત્યાં એક વાણિયો અને વાણિયાણ ઉભાં હતાં; તેઓને તે લુવાણે પોતાની હકીકત કહી, તે સાંભળીને વાણિયાને એટલીતો દયા આવી કે તેની આંખમાંથી આંસુ પડ્યાં, અને પેલી વાણિયાણની આંખમાંથી પણ આંસુ આવ્યાં.

અને તે બોલી કે એક પરદેશી બાઈ અમારા પાડામાં આવી હતી ખરી; માટે રે ભાઈ તમે અહીં શોધ કરશો તો તમને મળશે; ત્યારે લુવાણો બોલ્યો કેઃ—

### दोहरो.

दयाळु वाणीयातणी, दयाळु वाणीआण;
दयाळु वाणी आणि पण, दया लुवाणी आण. ८.

મતલબ કે આ દયાળુ વાણીયાની દયાળુ વાણીયાણ તેં દયાળુ વાણી તો કહી, પણ દયા નામની લુવાણી લાવી આપ; ત્યારે તું ખરી. પછી તે બાઇએ કહ્યું કે ચાલો ભાઈ હું તમારી સાથે આવીને તે બાઇને શોધી આપું, એમ કહીને તેની સાથે તેની સ્ત્રીને શોધવા ગઈ.

પછી સભામાં ચારણે ખોડિયાર માતાની વાત કરી, કે ફલાણી વાવમાં ખોડીયાર માતાનું સ્થાનક છે, તે માતા હાજરા હજુર છે.

તે સાંભળીને વેદાંત મતનો એક ભાટ બેઠો હતો તે બોલ્યો કે મેં તે વાવ દીઠી છે, તેમાં એક ગોખલામાં પથ્થરની મૂર્તિ છે, અને તોરણ બાંધેલું છે, તે પથ્થર અને તોરણ શિવાય મેં તો માતા બાતા કાંઈ દીઠી નહીં; તે સાંભળીને ચારણ બોલ્યો કેઃ—

### दोहरो.

जोगणि एतो देवता, नहि तोरण पाषाण;

મતલબ કે તે તોરણ અને પથરો નહીં; [illegible]-એ તો જોગણી દેવતા કહેવાય.

ભાટ બોલ્યો કે ઠીક કહોછો ખરી વાત છે.

રાજા—તમે તે વાત કબુલ કરી કે?

ભાટ—તેણે અડધો દોહરો કહ્યો તે તો હું કબુલ કરૂંછું.

રાજા—કેવી રીતે કબુલ કરો છો?

ભાટ—તેણે એમ કહ્યું કેઃ—

जो गणिये तो देवता, नहितो रण पाषाण. ९.

મતલબ કે જો ગણિયે તો દેવતા છે નહીં તો રણવગડાનો પથ્થર છે; તે વાત મેં કબુલ કરી.

પછી એક વિદ્યાર્થિયે કવિને પૂછ્યું કે, કવિતાના મર્મો સમજી શકીએ એવા શી રીતે થવાય?

હતા, તેઓને જોઈને રાજાએ કહ્યું, કે પેલા સરદારો વેગળા પડ્યા માટે તેઓને નડતર થતી હશે; એવું સાભળીને કવિ ક્ષમાધર બોલ્યો કે;—

दोहरो.

वियोगि केरे अंतरे, नडतर केनी होय;
कळावंत नडतर करे, कवि बुध करे न कोय. ७.

રાજા સમજ્યો કે તે વેગળા પડેલા સરદારોને કળાવંત લોકોની નડતર છે; કવિયોની અને (બુધ) પંડિતોની નથી, પણ જે કવિનું નામ ક્ષમાધરછે, તે કોઈને દુઃખ લાગે એવું ખુલ્લું બોલે નહીં, તેમ છતાં આ કળાવંત લોકોને દુઃખ લાગે એવો દોહરો તેણે કેમ કહ્યો હશે? માટે તેનીજ પાસે એનો અર્થ ખુલ્લો કરાવવો, એવું ધારીને કહ્યું, કે કવિરાજ એનો અર્થ ખુલ્લો કહો.

કવિ—મહારાજ એતો રસ ગ્રંથનો દોહરોછે, ને આપે હુકમ કર્યો કે કાવ્ય ચર્ચા ચલાવો તેથી મેં કહ્યો; અને તેનો અર્થ એછે કે જે પ્રિયા અને પિયુને વિજોગ પડ્યો હોય, તેના અંતરમાં કળાવંત એટલે ચંદ્રમા નડતર કરેછે, કવિ એટલે શુક્રનો તારો કે બુધનો તારો નડતર કરતો નથી.

રાજા—એ ખરો અર્થ નથી, માટે બીજો અર્થ જે હોય તે કહો.

કવિ—મહારાજ આપ સર્વે જાણોછો, અને મારી પાસે શાવાસ્તે કહેવરાવોછો, એતો ખગોળ વિદ્યાનો દોહરોછે, અને તેનો અર્થ એછે કે સૂર્યને અને પૃથ્વીને વિયોગ છે, તેઓના અંતરમાં એટલે વચમાં ચંદ્રની નડતર હોયછે, કારણ કે ચંદ્ર એ બેની વચમાં આવવાથી સૂર્યગ્રહણ થાયછે; પણ શુક્રની કે બુધની નડતર થતી નથી; પછી રાજાએ પેલા કળાવંત લોકોને કહ્યું કે તમે સભાના છેડા ઉપર વેગળા બેસો, તમારી બેઠક તો ત્યાં જોઈએ, પછી તેઓ ત્યાં જઈને બેઠા.

કવિ—આજ સવારે હું બંદર ઉપર ગયો હતો, ત્યાં પરગામનો એક લુવાણો મને મળ્યો, તેને મેં પુછ્યું કે તમે કોણછો? અને ક્યાંથી આવ્યા? ત્યારે તેણે તેની હકીકત કહી, તે એવી કે તેની સ્ત્રી નામે દયાબાઈ તે પોતાના ધણી સાથે જાત્રાએથી આવતાં રસ્તામાં બંને જણાં જુદાં પડી ગયાં, અને તે બાઈ ભાવનગર તરફ આવી છે; એવું સાંભળ્યાથી તેને શોધવા સારૂં તે આવ્યો હતો, પછી શહેરને પાદર અમે આવ્યા, ત્યાં એક વાણિયો અને વાણિયાણ ઉભાં હતાં; તેઓને તે લુવાણે પોતાની હકીકત કહી, તે સાંભળીને વાણિયાને એટલીતો દયા આવી કે તેની આંખમાંથી આંસુ પડ્યાં, અને પેલી વાણિયાણની આંખમાંથી પણ આંસુ આવ્યાં.

અને તે બોલી કે એક પરદેશી બાઈ અમારા પાડામાં આવી હતી ખરી; માટે રે ભાઈ તમે અહીં શોધ કરશો તો તમને મળશે; ત્યારે લુવાણો બોલ્યો કે:—

दोहरो.

दयाळु वाणीयातणी, दयाळु वाणीआण;
दयाळु वाणी आणि पण, दया लुवाणी आण. ८.

મતલબ કે આ દયાળુ વાણીયાની દયાળુ વાણીયાણ તેં દયાળુ વાણી તો કહી, પણ દયા નામની લુવાણી લાવી આપ; ત્યારે તું ખરી. પછી તે બાઈએ કહ્યું કે ચાલો ભાઈ હું તમારી સાથે આવીને તે બાઈને શોધી આપું, એમ કહીને તેની સાથે તેની સ્ત્રીને શોધવા ગઈ.

પછી સભામાં ચારણે ખોડિયાર માતાની વાત કરી, કે ફલાણી વાવમાં ખોડીયાર માતાનું સ્થાનક છે, તે માતા હાજરા હજુર છે.

તે સાંભળીને વેદાંત મતનો એક ભાટ બેઠો હતો તે બોલ્યો કે મેં તે વાવ દીઠી છે, તેમાં એક ગોખલામાં પથ્થરની મૂર્તિ છે, અને તોરણ બાંધેલું છે, તે પથ્થર અને તોરણ શિવાય મેં તો માતા બાતા કાંઈ દીઠી નહીં; તે સાંભળીને ચારણ બોલ્યો કે:—

दोहरो.

जोगणि एतो देवता, नहि तोरण पाषाण;

મતલબ કે તે તોરણ અને પથરો નહીં; પણ એ તો જોગણી દેવતા કહેવાય.

ભાટ બોલ્યો કે ઠીક કહોછો ખરી વાત છે.

રાજા—તમે તે વાત કબુલ કરી કે?

ભાટ—તેણે અડધો દોહરો કહ્યો તે તો હું કબુલ કરૂંછું.

રાજા—કેવી રીતે કબુલ કરો છો?

ભાટ—તેણે એમ કહ્યું કે:—

जो गणिये तो देवता, नहितो रण पाषाण. ९.

મતલબ કે જો ગણિયે તો દેવતા છે નહીં તો રણવગડાનો પથ્થર છે; તે વાત મેં કબુલ કરી.

પછી એક વિદ્યાર્થિયે કવિને પૂછ્યું કે, કવિતાના મર્મો સમજી શકીએ એવા શી રીતે થવાય?

કવિ,— દોહરો.

रस हित मत करिये नहि, रहि भणतरमां मग्न;
रस विण कसरविना तमे, तो थाशो मर्मज्ञ. १०.

મતલબ કે ખાવાના છ રસ અને કવિતાના નવ રસ વાસ્તે મમત કર્યા વગર અથવા સારૂં સારૂં ખાવાની હઠ લીધા વગર, ભણતરમાં લાગ્યા રહેશો તો, રસ વગર કાંઈ કસર વિના તમે મર્મના જાણનાર થશો.

એકસભાસદ—આ છોકરો ખાવાના છ રસ વાસ્તે મમત નથી કરતો અને કવિતાના રસ વગર મર્મના જાણનાર થશે; એ દોહરામાં કાંઈ સારો ભાવર્થ સમજાતો નથી.

કવિ—મારે કહેવાની મતલબ એવી છે કે ભણતરમાં લાગ્યા રહીને રકાર સહીત મત એટલે રમત કરિયે નહીં; તો રસ શબ્દ વગર "કસરવિના" એટલે "કસર" શબ્દમાંથી "રસ" એ બે અક્ષર જતાં, "ક" રહે પછી "વિના" એટલે કવિના મર્મના જાણનાર થશો.

એવામાં ત્યાં અગાડી એક ખવાસ બેઠો હતો, તેને કાંઈક પેટમાં દરદ થયેલું હતું તેણે વૈદને પૂછ્યું કે હું શું ઓખડ ખાઉ? વૈદે કહ્યું કે સૂરજના સારાવારને દહાડે સુવા ઉકાળીને પીયો તો સારૂં થશે, પછી તે ખવાસે રાજાના કોઠારીને કહ્યું કે કોઠારમાંથી સુવા મગાવી આપો, કોઠારીએ એક માણસને કહ્યું કે જા કોઠારમાં જઈને પેલા તાકામાં સુવા છે, તે લઈ આવ; એટલે તે માણસ ગયો, પણ તેને તાકામાંથી સુવા જડ્યા નહીં; એટલે પાછો આવીને પેલા ખવાસના કાનમાં કહ્યું કે મને તો સુવા જડ્યા નહીં; પછી તે ખવાસે સૂરજના વાર બાબત તથા સુવા બાબત પૂછતાં અરધો દોહરો કહ્યો; તેના ઉત્તરમાં પેલા કોઠારીએ દોહરો પૂરો કર્યો તે નીચે પ્રમાણેઃ—

દોહરો.

ખવાસ—रविना वार किया हशे, सुवा हशे क्यां सार;
કોઠારી—कविना कपडामां जुओ, रविना हशे सुवार. ११.

મતલબ કે ખવાસે પુછ્યું કે રવિના વાર ક્યા ક્યા દહાડામાં હશે? અને સારા સુવા કોઠારમાં કયે ઠેકાણે હશે? તાકામાંથી તો જડ્યા નહીં, તેના ઉત્તરમાં કોઠારીએ કહ્યું કે આ કવિના લુઘડામાં એટલે ગુંજ્રામાં કે પાઘડીમાં જુઓ, પંચાંગ હશે, તેમાં કયે કયે દહાડે સૂર્યના સારા વારછે, તે માલમ પડશે; અને તેમાંથી બીજો અર્થ એવો નીકળ્યો કે કકાર વિના કપડામાં જુઓ મતલબ કે તાકામાં એક પડો બાંધેલો છે, તે પડામાં જુઓ; તેમાં રકાર વિના "સુવાર" એટલે "સુવા" હશે, એવી કવિતાની યુક્તિ સાંભળીને બધી સભા રંજન થઈ.

વળી કવિ બોલ્યો કે એક રાજાના રાજમાં દિવાનનું જોર ઘણું વધી ગયું હતું; તેથી ઘણી વાતનું અંધેર ચાલતું હતું, પણ તે દિવાન રાજાનો એવો માનીતો હતો કે તેની ખામી વિશે રાજાની આગળ કોઈનાથી કંઈ કહી શકાતું નહોતું; અને રૈયત બધી પછવાડે ઘણી બદબોઈ કરતી હતી, અને તેથી રાજાની પણ ઘણી નિંદા થતી હતી, તે સાંભળીને રાજાના કવિના મનમાં ખોટું લાગ્યું; તેથી તેણે એક દોહરો લખીને, છાની રીતે રાજાના મહેલની ભીંતે ચોડ્યો; તે દોહરો રાજાના વાંચવામાં આવ્યો; તે નીચે પ્રમાણે હતો.

દોહરો.

जोतां कोइ जणाय नहि, साहुकार के चोर;
दिवानथी दरबारमां, छे अंधारुं घोर. १२.

તે વાંચીને રાજાએ તપાસ કર્યો, કે આ દોહરો કોણે લખેલો છે, પછી ખબર પડી કે રાજાના કવિયેજ લખેલો છે, પછી કચેરીમાં કારભારી વગેરે સઉ બેઠા હતા; તે વખતે કવિને બોલાવીને રાજાએ પુછ્યું કે આ દોહરો તમે લખેલો છે? કવિયે કહ્યું, કે હા મેં લખેલો છે. રાજાએ કહ્યું કે તેનો અર્થ સમજાવો. કવિ બોલ્યો કે પરદેશી ગૃહસ્થો આવ્યા હતા, તેમને રાતની વખતે આપનો દરબાર દેખાડવા સારૂં હું આવ્યો હતો, અને આ ઠેકાણે રોજ દરબાર ભરાયછે, તે જગ્યા જોવાની તેમની મરજી હતી, પણ આ ઠેકાણે કોઈ નહોતું, અને દીવા પણ કરેલા ન હોતા, તે વખતે મારા મનમાં એક દોહરો આવ્યો, તે લખીને મેં ભીંતે ચોડ્યોછે; અને તેની મતલબ એવીછે કે દરબાર ભરવાની જગ્યામાં દીવા નથી, તેથી અંધારૂં ઘોરછે, અને કોઈ સાહુકાર કે ચોર બેઠો હોય, તે જોતાં દેખાય નહીં એવું.

પછી રાજા સમજ્યો કે કવિયે પોતાની હોશિયારી
અર્થ ફેરવી નાંખ્યો, પણ ખરો અર્થ તો જૂદો છે,
સમજીને રાજાએ પક્કો બંદોબસ્ત કર્યો, અને ર
અંધેર મટાડ્યું. વળી એક કવિ બોલ્યો કે કચ્છમાં
થઈ ગયો, તેણે એક સમે કોટમાં રહેનાર લોકો
ઘર વેરો નાંખ્યો; ત્યારે કોટમાં એક મોટો સ
હતો, તેને કોટમાં મોટી હવેલી ચણવી હતી
અને તેની દીલગીરીથી તે સાહુકાર એ
વાત રાજાની કચેરીમાં થઈ, ત્યારે ર
સ્વભાવનાં વખાણ કરતો હતો, તે સાંભ
એક તાલુકામાં રાજાને બાપો કહેવાનો ર

રાજાને બાવા કહેવાનો ચાલછે, માટે બધા સભાસદો હા-બાવા હાબાવા એમ કહેતા હતા, એવામાં એક સભાસદ કવિના કાનમાં કહ્યું, કે બાવે કોટમાં મોટો ધર વેરો નાંખ્યો તેથી તે સાહુકાર હવેલી ચણાવી શક્યો નહીં, તેની દીલગીરીથીજ તે ઝેર પીને મુઓ, પણ તે ખરેખરી વાત બાવાની આગળ કોણ કહી શકે?

કવિ—હું ખરેખરી વાત બાવાની આગળ કહું, એમ કહીને મોટો ધાંટો કહાડીને એક દોહરો બોલ્યો.

दोहरो.

कर घालीने कोटमां, बावे बहु धन लीध;
हवेली न थइ ते दुखे, पारेखे विख पीध. १३.

તે સાંભળીને રાજાને ઘણો ક્રોધ ચડ્યો અને કહ્યું કે એનો અર્થ કહી સંભળાવો, પછી કવિયે જાણ્યું કે રાજાને બહુ માઠું લાગ્યુંછે, તેથી તેણે અર્થ ફેરવી નાંખ્યો, અને કહ્યું કે એક જોગી બાવો કિમિયાગર આવ્યો હતો, તેણે તે સાહુકારની કોટમાં હાથ નાંખીને આલિંગન કરીને, દોસ્તી કરી, પછી દગો કરીને બહુ ધન લઈને જતો રહ્યો, "हवेली न थई ते दुखे" તે દુખમાં હવે લીન થઇને પારેખે ઝેર પીધું, એટલો એનો અર્થ છે.

રાજા સમજ્યો કે કવિયે અર્થ ફેરવી નાંખ્યો, પણ ખરો અર્થ જુદોછે, પણ તેની કવિતાની યુક્તિ સાંભળીને રાજા ખુશી થયો, અને કોટના લોકો ઉપરથી ધર વેરો કાઢી નાંખ્યો.

વળી એકજણે પુછ્યું કે કર્મનું જોર ખરું હશે કે ખોટું, પછી તે વિષે ઘણી તકરાર ચાલી, પછી એક કવિયે કહ્યું કે;—

दोहरो.

लक्ष्मीवर मल्लारि जे, द्वारिकां तणो राय;
तेपण राज तजी गयो, कर्म गती कहेवाय. १४.

મતલબ કે લક્ષ્મીજીનો વર, જે ચાણુર અને મુષ્ટિક વગેરે મલ્લોના શત્રુ જે દ્વારિકાંનો ધણી એટલે દ્વારિકાં જેના તાબામાં હતી, તે પણ રાજ્ય તજીને ગયો તે કર્મની ગતિ કહેવાયછે.

સભાસદ—કર્મ એટલે શું?

કવિ—કર્મ એટલે કરેલું કામ. મતલબ કે જેવું કરીએ તેવું ભોગવીએ તેનું નામ કર્મ.

એ દોહરાનો બીજો અર્થ એવો થાયછે કે લક્ષ્મીબાઈ રાણીનો વર ગાયકવાડ મલ્લારરાવ જેનો અમલ દ્વારિકામાં પણ હતો, તે રાજા પણ રાજ તજીને મદ્રાસ ગયો, તે કર્મની ગતિ કહેવાય.

એવામાં એક વકીલ બોલ્યો કે આપણે એક કામની અપીલ કરવા સારૂ મુંબઈ જવું પડશે, તે સાંભળીને એક સભાસદ બોલ્યો કે અપીલ શબ્દનો શો અર્થ હશે, અને ક્યા ક્યા શબ્દ મળીને તે શબ્દ થયો હશે, ત્યારે વકીલે કહ્યું કે એતો ઈંગ્રેજી શબ્દ છે અને એક ફેંસલા ઉપર રાજી નથતાં તેનો ફરી તપાસ કરવો તેનું નામ અપીલ કહેવાયછે; ત્યારે સભાસદ બોલ્યો કે અપીલ શબ્દ હવે ગુજરાતીમાં વપરાયછે, માટે તેનો અર્થ ગુજરાતી ભાષાના નિયમ પ્રમાણે થવો જોઇએ. વકીલ બોલ્યો કે તે કામ અમારૂં નથી, તેતો આ કવિને પુછો, પછી કવિને પુછ્યું ત્યારે કવિયે નીચે લખેલો દોહરો કહ્યો.

दोहरो.

पील[1] तणी पंचातथी, दुनियां रीझे दील;
फरे करेलो फेंसलो, एतो जाण अपील. १५.

મતલબકે પીલ નામનો એક સાહેબછે, તે પંચાત કરીને જે ફેંસલો કરે, તે ફેંસલાથી સઉ લોકો રાજી થાય, માટે જે ફેંસલાથી લોકો રાજી થાય નહીં, તેનું નામ અપીલ કહેવાય; મતલબ કે અ એટલે નહીં, અને પીલ એટલે પીલ સાહેબનો કરેલો; અથવા તેના જેવો તે ફેંસલો કહેવાય નહીં.

એવામાં એક ઢઢિયો ઉમદા બોર લાવ્યો હતો, તે સભામાં પહોંચાડ્યાં ત્યારે પેલો જે સભાસદ વારે વારે મત પુછતો હતો, તેણે વળી તેજ કવિને પુછ્યું કે, આ બોર આપણાથી ખવાય કે નહીં, તે કહો. અને વળી હઠીલા માણસ વિષે પણ તમારો મત ફરીથી કહો તો હું તમને કાંઇ આપીને રાજી કરીશ એમ કહીને થોડાંક બોર કવિના હાથમાં આપ્યાં અને વળી પોતાના શરીર ઉપર પહેરેલા દાગીના ઉપર નજર કરીને ઇશારતમાં કવિને એવું જણાવ્યું કે આમાંથી એક દાગીનો તમને આપીશ, એવા હલકા માણસની પાસેથી બક્ષીસ લેવાની તે કવિની મરજી નહોતી, તેથી કવિ બોલ્યો કે—

दोहरो.

मने तमे आप्युं हवे, कने विभूषण होय;
तेनां लैने बोर जो, खाओ न निंदे कोय. १६.

તેનો અર્થ એવો સમજાયો કે તમે મને જે આપવાનું હતું તે આપ્યું; (એટલે બોર આપ્યાં)અને હવે તમારી પાસે

[1] વાંચનની ગુજરાતી સાત ચોપડીયો રચવામાં સામેલ હતા, અને હાલ કાઠિયાવાડમાં પોલિટિકાલ એજંટ છે.

જે ધરાણાં હોય, તે વેચીને જો બોર લઈ આવ્યો, તો તમારી કોઈ નિંદા કરશે નહીં; એવો અર્થ સમજીને તે સરદારને ઘણી રીસ ચઢી, ને ગુસ્સામાં કહ્યું કે તમે મને એવું કેમ કહ્યું? કવિ બોલ્યો કે મેં જે કહ્યું તેનો અર્થ તમે સમજ્યા નથી, તમે મારે મત પુછ્યું, ત્યારે મેં એમ કહ્યુંકે મકાર અને તકાર એટલે મત, મેંતો આપ્યું, હવે કકાર અને વિભૂષણ એટલે કવિના ભુષણ જેવા બીજા કવિયો આ સભામાં જે હોય, તેઓના મત લઈને જો તે બોર ખાઓ તો તમારી કોઈ નિંદા કરશે નહીં; એવો અર્થ સાંભળીને તે સરદાર ઠંડો પડ્યો.

વળી એક કવિ બોલ્યો કે રાજા ભોજની વખતમાં એક સમે બારવટીયાયે લુટ કરી, તે ઉપર રાજા ભોજે ચઢાઈ કરી, ને દરબારમાંથી નીકળ્યો તેવામાં એક ઘરડો બ્રાહ્મણ જાચવા સારૂં આવતો દીઠો. તેની પાસે એક નાની પોથી હતી, તે પોથી તેણે લાંબો હાથ કરી રાજાને દેખાડી; ત્યારે રાજાએ જાણ્યું કે તે ચોપડીમાં ધર્માદા ઉઘરાણાની ટીપ હશે; તેથી કારભારીને એવો હુકમ કર્યો, કે આ બ્રાહ્મણ જે માગે તે આમાં લખીને ભંડારીજી તેને આપે, એવી ચીઠી તમે ભંડારી ઉપર લખી આપજો; એમ કહીને રાજા ઉતાવળો ગયો, પછી કારભારીએ પેલા ઘરડા બ્રાહ્મણને પુછ્યું, કે તારે શું જોઈએ છીએ, ત્યારે તેણે કેહ્યું, કે મને આખી ઉમ્મરમાં કંન્યા મળી નહીં, ને મારો વંશ જાયછે, માટે લાડી મળવાની આશાથી ચંડીના જે કવચમાં સ્ત્રી પ્રાપ્તિનો મંત્રછે, તે કવચ આ ચોપડીમાં લખેલુંછે, અને એક દેવળમાં બેશીને છ મહિના થયા, હું આ કવચનો પાઠ કરૂંછું, અને લાડી મળવાની આશાથી રાજા ભોજને આશિર્વાદ દેવા આવ્યોછું. એવું સાંભળીને કારભારીએ વિચાર્યું કે રાજાનો હુકમ હું ફેરવીશ તો મને શિક્ષા કરશે, પછી તેણે ભંડારી ઉપર ચીઠી લખી આપી તેમાં નીચે લખેલો દોહરો લખ્યો હતો.

દોહરો.

पाठ करेछे कवचनो, लाडी मळवा धारि;
तमे लखीने कवचमां, ते देजो भंडारि. १७.

પછી તે ચીઠી લઈને ભંડારી પાસે ગયો, તે દોહરાની મતલબ એવી જણાતી હતી કે આ ઘરડો બ્રાહ્મણ લાડી મળવાનું ધારીને કવચનો પાઠ કરેછે, માટે રાજાનો એવો હુકમછે કે તેની ચોપડીમાં (કવચમાં) લખીને તે આપજો.

હવે સૌ સભાસદો કહો કે ભંડારીએ તેને શું આપ્યું હશે? પછી બધા સભાસદો વિચારમાં પડ્યા પણ કોઈને તેનો અર્થ કાંઈએ સુઝ્યો નહીં, પછી એક કવિયે તેનો અર્થ કર્યો, ને કહ્યું, કે ભંડારીએ તે ઘરડા બ્રાહ્મણને ટેકો દેઈને ચાલવા સારૂ લાકડી આપી હશે, અને એવો અર્થ સમજાવ્યો હશે કે આ બ્રાહ્મણ લાડી મળવાનું ધારીને કવચનો પાઠ કરેછે, પણ લાડી શબ્દની વચમાં "ક" અક્ષર તમે લખીને તે આપજો. મતલબ કે ઘરડા માણસને લાકડીની જરૂર છે, માટે લાકડી આપવાનું આ ચીઠીમાં લખ્યુંછે. જો વધારે લોભ હોયતો રાજા પાસે ફરીથી માગવા જાઓ; એટલે બીજા લોભીઆઓને જેમ કરેછે, તેમ તમને પણ કરશે, એવું સાંભળીને તે બિચારો લાકડી લઈને ચાલ્યો ગયો હશે.

તેવામાં એક ભંગી બ્રાહ્મણ બેઠો હતો, તેને એક જણે કહ્યું કે મહારાજ ત્રણ દિવસ પછી તમારે વિજયા દશમી આવશે, મતલબ કે દરબાર શમી પુજવા જશે, ત્યાં તમને દક્ષણા મળશે. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે;—

દોહરો.

जरूर मारे जोइए, ज्यारे ग्रीष्म शिशीर;
शरद ऋतुमां शुं करूं, विजया दशमी वीर. १८.

એ દોહરાનો અર્થ એવો થયો કે હાલ તો શરદ રૂતુ એટલે આસો મહિનો છે, તેમાં મારે વિજયા દશમી જોઈતી નથી, મારે તો ગ્રીષ્મ રૂતુમાં એટલે ઉનાળામાં અને શિશિર રૂતુમાં એટલે શિયાળામાં વિજયા દશમી જોઈએ. તેને આજ હું શું કરૂં.

એ દોહરાનો અર્થ ઠાકોરે એક કવિને પુછ્યો; ત્યારે કવિયે કહ્યું કે, તે ભાઈ ઉનાળામાં ભાંગ ઘણી પીએછે, અને શિયાળામાં રાતે નહાવાની આળસથી ચારે મહિના દુધની બાંધેલી દશમી કરાવીને ખાયછે, માટે એ દોહરામાં તેણે કહ્યું કે મારે તો ગ્રીષ્મ રૂતુમાં વિજયા એટલે ભાંગ જોઈએ, અને શિયાળામાં દશમી જોઈએ તે સાંભળીને સભા ખુશી થઈ.

એવામાં એક માલણ છાબડીમાં પાન મુકીને લાવી, અને તે વેળા એરંડાના પાંદડામાં કેટલાએક ફુલ તથા ફળ પણ હતાં, તે છાબ લાવીને રાજાની આગળ ભેટ કરી, ત્યારે તે માલણના પક્ષનો એક કવિ બેઠો હતો, તેણે તે પાન લેવાની શિપારસનો અરધો દોહરો કહ્યો, ત્યારે તે માલણનો પ્રતિપક્ષિ બેઠો હતો, તેણે બાકીનો અરધો દોહરો પૂરો કર્યો, તે નીચે પ્રમાણે—

दोहरो.

लइए नागर वेलनां, पान परम गुणवान;
लइ खावा लायक नथी, ए रंडानां पान. १९.

મતલબ કે એ રાંડનાં પાન સારાં નથી, અને ખાવા લાયક નથી, પછી જ્યારે બધા સભાસદોએ એ પાન વખાણ્યાં ત્યારે પેલા પ્રતિપક્ષિયે કહ્યું, કે તે છાબમાં એરંડાનાં પાન છે, તે ખાવાલાયક નથી, એમ મેં તો કહ્યું હતું.

એવામાં ત્યાં બે સભાસદો જોડ બેઠા હતા, તેમાં એક દેવીનો ભક્ત હતો, તે મહાલક્ષ્મી માતાનીજ ઉપાસના કરતો હતો અને બીજો વિષ્ણુનીજ ઉપાસના કરતો હતો; તે શિવાય બીજા દેવોને પગે પણ લાગતા નહીં, તેઓને રાજાએ પુછ્યું કે તમે બે જણ કીયા દેવને મુખ્ય માનોછો?

એવું સાભળીને તે બંને ભાઇઓનો કવિ એક હતો, તેને બંને જણાયે કહ્યું કે અમારી વાત તમે જાણોછો, માટે અમારી વતી તમે ઉત્તર આપો. ત્યારે કવિ બોલ્યો કે,

दोहरो.

एकज मारे इष्टछे, नहि बीजे विश्वास;
निधिजा माताने नमुं, एज पुरे मुज आश; २०.

એવું સાંભળીને રાજા તો સમજી ગયો, પણ બીજા એક સભાસદે પેલા બેસોના એક સરદારને પુછ્યું, કે તમારા કપાળમાં કંકુનો ચાંલો ને બંદગીછે; અને તમારા ભાઈના કપાળમાં વૈષ્ણવનું તિલકછે, તેમ છતાં બંને જણાએ આ દોહરો કબુલ કેમ કર્યો? શું તમે સભાને ઠગોછો?

સરદાર—નિધિજા એટલે સમુદ્રમાં જન્મેલી મહાલક્ષ્મી માતાનેજ હું નમુંછું. બીજા કોઈ દેવને હું નમતો નથી અને બીજા કોઇની આશા પણ રાખતો નથી. પછી તે સભાસદે પેલા બીજા સરદારને પુછ્યું કે તમે શું સમજીને એ દોહરો કબુલ રાખ્યો, શું તમે પણ દેવીના ભક્ત છો?

સરદાર—એ દોહરાનો અર્થ હું એવો સમજ્યો નથી, હું તો એમ સમજુંછું કે નિધિ કહેતાં સમુદ્ર તેનો જામાતા કહેતાં જમાઈ એટલે વિષ્ણુ તેજ મારે ઇષ્ટ દેવછે; તે વિના બીજા કોઈને હું નમતો નથી; એવું સાંભળીને તે કવિની ચતુરાઇથી બધી સભા રંજન થઈ.

એવામાં એક નવો કવિ દેવડી ઉપર આવ્યો ત્યાં રાજાની બે દાસીઓ સામી મળી, તેઓને કવિયે કહ્યું કે મહેરબાની કરીને મને રાજાની કચેરી દેખાડો, પછી તેઓ તે કવિને સભામાં તેડી લાવીઓ, અને સલામ કરીને બેઠા પછી એક દાશીએ કહ્યું કે કવિરાજ સામાન્યા નાયકા વિષે, એક નવો દોહરો બોલો, ત્યારે બીજી દાસી બોલી કે નહિ, નહિ તે કરતાં તો માણસને માથે મરણનો ભય છે; માટે પરમેશ્વરની ભક્તી કરવા વિષેનો નવો દોહરો બોલો તો ઘણું સારૂં, એ રીતે બંને દાસીઓએ હઠીલાઈ કરી ત્યારે રાજાએ જાણ્યું કે હોશિયાર કવિ હશે, તો એકજ દોહરામાં બંનેનું સમાધાન કરશે, તેથી કવિને કહ્યું કે તમારી મરજીમાં આવે તે વિષે નવો દોહરો બોલો ત્યારે કવિ બોલ્યો કે,

दोहरो.

समज समज सम सानमां, अंते जवुं जरूर;
भक्ताणी थइ भाव धरि, जा श्रीमंत हजूर. २१.

તે સાંભળીને બંને દાસીઓ એકદમ બોલી ઉઠી કે વાહવા! બહુ સારો દોહરો કહ્યો, ત્યારે એક સભાસદે તે પ્રત્યેક દાસીને પુછ્યું કે તેનો અર્થ તું કેવી રીતે સમજી? ત્યારે પહેલી દાસીએ કહ્યું કે રસિક પ્રિયા અને સુંદર શણગાર વગેરે રસ ગ્રંથના મત પ્રમાણે એ દોહરો સામાન્યા નાયકા વિષે છે, અને તેમાં એમ કહ્યું છે, કે "સમજ સમજ સમ" એટલે તારી સમજણ પ્રમાણે સાનમાં એટલે ઈસારતમાં સમજ. કે છેલ્લીવારે એટલે જ્યારે સભા બરખાસ્ત થાય ત્યારે તારે જરૂર જવું, અને ભક્તાણી એટલે કુલટા થઇને હાવભાવ ધરીને પૈસાદાર લોકોની પાસે જજે.

ત્યારે બીજીએ કહ્યું કે નહીં, એનો અર્થ તો એમ છે કે આવરદાને અંતે સ્મશાનમાં જરૂર જવું છે, એમ સમજ અને પરમેશ્વરની ભક્તિ કરનારી થઇને લક્ષ્મીપતિ જે પરમેશ્વર તેની હજૂરમાં જા.

એવામાં એક પરદેશી છોકરો જેના શરીરનો રંગ સારો હતો તેણે રાજાનું કંઈ સારૂં કામ બજાવ્યું હતું, તેથી રાજાએ પ્રસન્ન થઇને કહ્યું કે કહે તો તને તરેહ તરેહ રંગના લુગડાંનો શિરપાવ આપું અને કહેતો તેને બદલે તને નિશાળમાં ભણવા મુકીને સારૂં લખતાં વાંચતાં આવડે, એવો અભ્યાસ કરાવીએ. ત્યારે તે છોકરે કહ્યું, કે મને તો સારા સારા રંગનાં લુગડાં આપો. વળી એવામાં તે સભામાં કવિતા સંબંધી ચરચા ચાલતી હતી, તેમાં એક કવિયે કાવ્ય પ્રકાશ અને પ્રતાપ રૂદ્ર વગેરે કવિતા રચવાના નિયમોના ગ્રંથોના આધારથી એક શિખાઉ કવિના દોહરા ઉપર એવો અભિપ્રાય આપ્યો કે, નિયમ પ્રમાણે સારા

ક્ષરો તેમાં આવેલા નથી, ત્યારે તે શિખાઉ કવિ એવી ચાર કરતો હતો કે સારા અક્ષરો આવવાની કવિતામાં જરૂર નથી, પણ તે દોહરામાં એક સ્ત્રીનું વર્ણન કર્યું તેના હાથ સોનાના અને પગ રૂપાના કહ્યાછે. એવું મજ ખરી કવિતા કહેવાય, ત્યારે રાજાએ એક ત્રીજા વેને કહ્યું કે આ પરદેશી છોકરાના વિચારવિષે અને આ કવિયોની તકરારવિષે તમારો અભિપ્રાય એક દોહરામાં તમે કહો ત્યારે તે કવિ બોલ્યો કેઃ—

दोहरो.

मोटो माल सु-वर्णमां, सुवर्णमां शी विसात?
सुवर्ण तन जाणे नहीं, जाणे सुवर्ण जात. २२.

તેનો અર્થ પેલા પરદેશી છોકરાવિષે એવો સમજાવ્યો સારા અક્ષરો લખવા શીખવામાં મોટો માલ છે, પણ સારા સારા રંગમાં શી વિસાત છે? પણ તે વાત સારા રંગના શરીરવાળો સમજે નહીં, પણ સારી જાતમાં (જાત) જન્મેલો હોય તે જાણે.

અને પેલા કવિયોવિશે, એવો અર્થ સમજાવ્યો કે, વાણી છે તે કવિતાનું શરીર છે, અને અર્થ છે તે જીવ છે, માટે જેમ જીવ વગરની કાયા નકામીછે, તેમજ કાયાવિના જીવથી કાંઈ થઈ શકતું નથી, માટે હરેક દેશના કવિયોએ એમજ લખેલું છે, કે સારા શબ્દોમાં સારો અર્થ હોય તે કવિતા સારી પણ એકલા અર્થ ઉપરજ નજર રાખવા વિષે, કોઇએ લખ્યું નથી. માટે "સુ-વર્ણમાં" એટલે સારા અક્ષરોમાં મોટો માલછે; સોનારૂપા જેવા હાથ પગ કહ્યા તેમાં શી વિસાત છે? કેમકે એતો અલંકાર એટલે ઘરેણાં કહેવાય. તે અલંકાર કંઈ શરીર કરતાં વધારે નહીં, પણ તે વાતમાં સારા રંગનો શરીર વાળો સમજે નહીં, પણ સારી જાતનો હોય તે સમજે.

એક સરદાર બોલ્યો કે તમે એમ કેમ કહોછો, કે સારી જાતના લોકજ એ વાત જાણે? ત્યારે કવિ બોલ્યો કે;—

दोहरो.

जात जातमां जे वसे, जुओ जगतनी रीत;
सुवर्ण सुवर्ण ज्यां मळे, थाय परस्पर प्रीत. २३.

મતલબ કે પોતપોતાની જાતવાળામાં જઈને મળે તો બંનેને પરસ્પર પ્રીત ઉપજેછે. અને બીજી જાતવાળો તેઓમાં જઈને બેસેતો, કાંઈક અતડાપણું બંને પક્ષમાં રહે; જેમકે સોનું સોનામાં મળે તો શોભેછે. પણ સોનામાં બીજી જાતની ધાતુ ભળે તો તે સોનાને પણ બગાડે, અને પોતાનું રૂપ પણ બગાડે છે; તેમજ બીજા અર્થમાં સારા અક્ષરો સારી જાતના લોકના મોંમાંથી નીકળે, તોતે અક્ષરો ને મુખ બંને શોભા પામેછે; પણ જો સારા અક્ષરોને ઉચ્ચાર કરતાં, આ પરદેશીના છોકરા જેવાને શિખવીએ તો તેના મુખને અને અક્ષરોને કાંઈક અતડાપણું રહેશે.

એવામાં એક માળી કણબી, અને બીજા બે મિત્રો હતા, તેઓ આવીને રાજા અને કવિની વચમાં બેઠા, એટલે ચોપદારે તેઓને કહ્યું કે ઉઠો ઉઠો અહિયાં ક્યાં બેસોછો, પોતાના બરાબરીઆ બેઠા હોય ત્યાં જઈને બેસો.

કવિ—બેસવાદ્યો; તેઓ અમારા બરાબરીઆજ છે; જેઓનામાં એક ગુણ મળતો આવે તે બરાબરીઆ કહેવાય.

એક સરદાર—તમારામાં ને તેઓમાં કિયો ગુણ મળતો આવેછે?

કવિ— दोहरो.

कोश वेगळे जो कदी, होय हरघडी क्यांहि;
कवि माळी कणबी नृपति, मित्र दुखि मनमांहि. २४.

મતલબકે હરઘડી કોશ વેગળો રખાય નહીં એ ગુણ મળતો આવેછે; કવિયે અમરકોશ વગેરે શબ્દનો કોશ, વેગળો રખાય નહીં, માળીએ કુવામાંથી પાણી કાઢવાનો કોશ, અને કણબીએ ખેતરમાં ખોદવાની લોઢાની કોષ, અને રાજાએ ધનનો કોષ એટલે ખજાનો વેગળો રખાય નહીં, અને બે મિત્રો કોશ એટલે ગાઉ જેટલે છેટે જુદા પડીને રહી શકે નહીં.

એવામાં એક સોદાગર સો હાથી લઈને વેચવા આવેલો હતો તે સભામાં આવીને ઉભો રહ્યો, તેણે જોયું કે બધા સરદારો ગાલીચા ઉપર બેઠા હતા, અને તેને પોતાને બેસવાનો માગ ગાલીચા ઉપર નહોતો, અને જાજમ ઉપર બેસવું તે ભોંય બેસવા બરોબર તેને લાગતું હતું, તેથી ઉભો રહ્યો; તેને હાથે બાજુબંધને ઠેકાણે સોનાનો કાતરો બાંધેલો હતો.

ત્યાં રાજાનો દરજી ગજ કાતર લઈને આવ્યો, તે પણ પેલા સોદાગરની જોડે ઉભો રહ્યો, એટલે કવિયે તેના સામું જોઈને એક દોહરો કહ્યો.

दोहरो.

गुणवाळो जो गजपती, साथे छे गज सोय;
कर शोभेछे कातरे, कदी न बेसे भोंय. २५.

મતલબ કે ગુણ એટલે દોરાવાળો ગજનો ધણી આ દરજી જુઓ; તેની સાથે ગજ તથા સીવવાની સોય પાસ

યાએ કારભારી પાસે રૂ ખરીદ કરવા માગ્યું; પણ બીજા અર્થમાં તેના લમણા ઉપરનો ડાઘ રૂમાલ વડે સાફ કરવાનું કહ્યું.

दोहरो.

होय तमारा हाथमां, जो रूडो रूमाल;
करिने कृपा कपोळपर, हाथो ठोको हाल. २६.

હાથો ઠોકવો એટલે સાફ કરવું અને બીજા અર્થમાં લમણે હાથ લગાવવો. કપોળ—લમણો.

એવામાં એક દિલ્લિનો કવિ આવ્યો, તે રાજાને ભેટીને સભામાં બેઠો. એવામાં વળી સભામાં એવી ચરચા ચાલી કે ફક્ત પુસ્તકો વાંચવાથીજ આત્મજ્ઞાન પમાય કે નહીં. તે વિષે જુદા જુદા મત પડ્યાથી ઘણી તકરાર થઈ, ત્યાં દિલ્લિના કવિયે કહ્યું કે મારી પાસે ખરચી નથી માટે એક દોહરો ભેટ કરવા આવ્યોછું. હાલ તે એકજ દોહરાની કિંમત થાય, તે મને આપો એટલે હું લઈ જઈને શહેરમાં ઉતારો કરૂં, અને મોદીખાનેથી શીધુ સામાન લઉં; રાજાએ કહ્યું કે દરબારથી જે જોઇએ તે લ્યો; પણ કવિયે કહ્યું કે હું કોઈનું મફત કાંઈ લેતો નથી.

વળી એવામાં એક વિદ્યાર્થીએ આવીને કહ્યું કે ગઈ રાતે મારાથી પાઠ થઈ શક્યો નહીં, કારણ કે દીવો બુઝાઈ ગયો હતો. તે પાછલી રાતે ક્યાંથી કરી લાવું? કોડિયું, દિવેલ, દિવેટ, એતો હતાં, પણ દેવતા નહોતો.

રાજાએ દિલીના કવિને પુછ્યું? કે તમે કિયો ધર્મ પાળો છો? અને કેનું ભજન કરોછો? કવિ બોલ્યો કે હું નાથ પંથને માનુંછું. અને ગુરૂ ગુરૂ ભજન કરૂંછું. ગુરૂ એટલે મોટો અને પરમેશ્વરથી કોઈ મોટો નથી, માટે પરમેશ્વરનું ખરૂં નામ ગુરૂછે; તે નામથી ભજન કરૂંછું.

રાજાએ પુછ્યું કે દિલી શહેર કેવુંછે? ત્યારે કવિયે દિલીનાં ઘણાં વખાણ કરીને પછી કહ્યું, કે ગમે તેટલા રૂપૈઆ કે ગમે તેવા ગુણ માણસમાં હોય, પણ દીલી વચ્ચે તે રહેતો હોય, તોજ તેની નામના આખા દેશમાં પ્રસિદ્ધ થાય. બીજા ગામમાં રહેવાથી એવી નામના ફેલાય નહીં.

સભાસદોએ વાદ લીધો કે સુપાત્ર માણસ હોય, અને સૌ સાથે સ્નેહ રાખતો હોય, તથા તેનામાં સારા ગુણ હોય, તો તેની કીર્ત્તિનો પ્રકાશ આખા દેશમાં પડે, પછી તે ગમે તે ગામમાં રહેતો હોય તે વાત કવિયે કબુલ કરી નહીં, અને કહ્યું કે,—

દોહરા.

સુપાત્ર સ્નેહી ગુણછતાં, પડે ન આત્મ પ્રકાશ;
પડે હોય ગુરૂદત્ત જો, દીલી વચ્ચે વાસ. ૩૭.

એનો અર્થ એવો થયો કે સુપાત્ર માણસ હોય, સ્નેહી હોય અને તેનામાં ગુણ હોય, તોપણ તેનો પોતાનો પ્રકાશ એટલે કીર્ત્તિ ઘણે ઠેકાણે પડે નહીં, પણ જો પરમેશ્વરે આપેલો દીલી વચે વાસ હોય, તોજ કીર્ત્તિનો પ્રકાશ પડે; એટલું બોલીને કહ્યું કે લાંબી વાત કરવાની મને ફુરસદ નથી; આ દોહરાની કિંમત મને આપો. રાજાએ બધા કવિયોને પુછ્યું કે એ દોહરાની કિંમત કરો; પછી બીજાઓને તો તેની કિંમત કંઈ જણાઈ નહીં; ત્યારે પેલા પરદેશી જુના કવિએ કહ્યું કે ભોજરાજાની વખતમાં તો આવી કવિતાની ઘણી કિંમત ઉપજતી હતી, હરેક વસ્તુની કિંમત તેના ગ્રાહકના આધાર ઉપર રહી છે, જેપુરના રાજાએ બિહારીદાસને બિહારી સતશાઈના દરએક દોહરાની કેટલી કિંમત આપી હતી? તે કોઈ જાણોછો? સભાએ કહ્યું કે તે દરએક દોહરાની એકેકી સોના મહોર આપી હતી. અને તે કવિ દરરોજ એકેકો દોહરો કરીને લઈ જતો હતો, એવું સાંભળ્યું છે. પણ એટલું તો ખરૂં કે તે રાજાએ મોટી ઈમારત બંધાવવામાં કે બીજા કામમાં લાખો રૂપૈઆ ખરચ્યા હશે, તે વાત કોઈ જાણતું નથી, અને બિહારી સતશાઈથી તે રાજાનું નામ આખા દેશમાં પ્રસિદ્ધ થયું છે, તે જોતાં તો તેની કિંમત લાખો રૂપૈઆની છે; કવિયે કહ્યું કે બિહારી સતશાઈના એક દોહરા સાથે આ દોહરો મેં તોળી જોયો; તો તેની બરાબર થાયછે, ફક્ત એટલોજ ફેર છેકે પેલા વ્રજ ભાષામાં છે, અને આ ગુજરાતીમાં છે, તેનું કારણ એછે કે હાલ મહારાજની મરજી ગુજરાતી ભાષાને શણગારવાની છે, માટે તેણે ગુજરાતીમાં દોહરો કહ્યો છે.

પછી રાજાએ સોળ રૂપૈઆ તે દોહરાના આપ્યા. તે લઈને એતો ગયો. પણ સભાસદોએ પેલા કવિને કહ્યું કે તમે આટલી બધી કિંમત એક દોહરાની શા કારણથી અપાવી? શું તેણે હદથી જાદે દિલીની તારીફ કરી, તે તમે કબુલ કરોછો?

એક સભાસદે કહ્યું કે દિલી વિષે તે દોહરો નથી, પણ આ વિદ્યાર્થીએ પ્રથમ કહ્યું હતું કે કોડીઉં, દીવેલ, અને દીવટ છતાં દેવતા વગર અમે દીવો કરી શક્યા નહીં, તે વિષે આ દોહરોછે. અને તેનો અર્થ એવો છે કે દીવો કર-

વાને, સારું પાત્ર તે વળી સ્નેહી એટલે તેલે ભરેલું હોય, તથા ગુણ એટલે દીવટ અથવા સુત્ર હોય, તોપણ પોતાની આગળ પ્રકાશ પડે નહીં; પણ જો "દીલી" શબ્દની વચ્ચે "વાસ" શબ્દ એટલે ઈશ્વરે આપેલી "દીવાસળી" હોય તો પ્રકાશ પડે.

પેલે બાવે કહ્યું કે એમાં કાંઈ વધારે ચમત્કારી અર્થ નથી; અમસ્તા સોળ રૂપૈઆ અપાવ્યા. કવિયે કહ્યું કે એનો ત્રીજો અર્થ એવો છે કે સભામાં પ્રથમ વાત ચાલતી હતી કે ફક્ત પુસ્તકો વાંચવાથી કે ગુણ મેળવવાથી સારું માણસ હોય તે આત્મજ્ઞાન પામે કે નહીં? તે વિષે એ દોહરો છે, તેનો અર્થ એવો છે કે સુપાત્ર માણસ હોય, સ્નેહી હોય, અને તેનામાં ગુણ હોય, તોપણ આત્માનો પ્રકાશ તેના અંતરમાં પડે નહીં.

એતો જ્ઞાનદીપક પ્રગટવાની "દીવાસળી" એટલે ગુરૂની આપેલી કળા હોય તોજ આત્મજ્ઞાનનો પ્રકાશ પડે; એવામાં એક માણસ ગુરૂદત્તાત્રીનું ભજન કરનાર બેઠો હતો, તે બોલ્યો કે એ ત્રણે પ્રકારના અર્થ જુઠાછે, અને ખરો ચોથો અર્થછે તે એમછે કે જેમ "ગુજરાત" એ નામછે અને "ગુજરાતી" એ વિશેષણ છે; તેમજ દીલ એટલે મન તે નામછે અને "દીલી" એ વિશેષણ છે, તેનો અર્થ દીલવાળો એટલે આત્મા. તે આત્મામાં ગુરૂદત્ત એટલે ગુરૂદત્તાત્રીનો વાસ હોય, તોજ આત્મજ્ઞાનનો પ્રકાશ પડે વાસ એટલે સુગંધ અથવા નિવાસ તે સાંભળીને બધી સભા ખુશી થઈ.

એવામાં સાંજનો સમય થયો, અને ગાનારીયો ગાન કરવા આવી હતી. તેઓએ નૃત્ય સાથે થોડુંક ગાન કર્યું; પછી રાજાના એક કુંવરે એક કવિને કહ્યું કે આ નાયકાનું વર્ણન કરો. તે કવિને નાયકાનું વર્ણન કરવું ગમતું ન હોતું પણ રાજાના કુંવરે ઘણી હઠ લીધી. એટલે કવિયે લાંબી નજર કરીને ચારે કોરે જોયું, ત્યાં દરબારની ગાયો ચરીને દરબારમાં આવતી હતી તેમાંની એક ગાયનું વર્ણન કર્યું તે નીચે પ્રમાણે:—

દોહરો.

પગમાં ઝાંઝણ ઝણઝણે, ટકટક જોતી જાય;
પાછળ કાળા કેશછે, દેખો ગોરી ગાય. ૩૮.

મનહર છંદ.

કાળા લાંબા કેશવાળી રંગે તો રૂપાળી ભાળી,
ઝાંઝરના ઝમકાળી વડી વખણાય છે;
ઠમક ઠમક ચાલ ચાલતી ચંચળતાથી,
સમીપ સકળ જન સામું જોતી જાયછે;
પતિવૃતા નહીં પણ પ્રજાતો પ્રસવે પોતે,
સ્વરોદય વાળી જાતે સુંદરી જણાય છે;
દાખે દલપતરામ દેખો દુનિયાના લોકો,
રાજદ્વારમાંહી ગોરી ગુણવંતી ગાય છે. ૩૯.

તે સાંભળીને કુંવરે જાણ્યું કે કવિયે આ ગાનારીનું વર્ણન કર્યું, તેથી તે રાજી થયો.

એવામાં એક સોનીયે સોનાની કટોરી લાવીને રાજાની આગળ મુકી અને કહ્યું કે હનુમાનને તેલ ચઢાવવા સારું આપે કટોરી મગાવી હતી, તે આ હું ઘડી લાવ્યોછું. પછી સભાસદોએ તે હાથમાં લઇને જોઇને વખાણી એટલે એક સરદારે કવિને કહ્યું કે આ કટોરીનું વર્ણન કરો. એટલે બીજા એક સરદારે કહ્યું કે વિક્ટોરિયા મહારાણીના વર્ણનનું એક કવિત બોલો.

કવિ— મનહર છંદ.

સુઘડછે, સરસછે, નિર્મળછે, નાજુકછે,
ગોરી જાતથી જનમી જુઓ જાતે ગોરી આ;
તે પનોતીના પતિને પ્રભુએ કૃપાથી આપી,
તેણે પણ પ્યારી ગણી જેવી જીવાદોરી આ;
જેનો મહિમા જગતમાં પુરો પ્રસિદ્ધ થયો,
એવી તો અધિક છે સુભાગ્યની સજોરી આ;
દયાના દૈવતનો જો દરિયો ન દીઠો હોય,
દાખે દલપતરામ દેખ"વિ કટોરીઆ." ૪૦.

કટોરી વિષે અર્થ.

તે સારા ઘાટનીછે, સરસછે, મેલવગરનીછે, નાજુકછે, અને તે ગોરારંગની જાતથી એટલે સોનાથી પેદા થયેલીછે; અને જુઓ પોતે પણ જાતે ગોરારંગની છે. તે કટોરી હનુમાનજીને રામચંદ્રજીએ મહેરબાનીથી આપી. તે હનુમાનજીએ પણ જીવાદોરીના જેવી વહાલી ગણી. તે કટોરીનો મહીમા જગતમાં સંપૂર્ણ પ્રસિદ્ધ થયો. એવી તો સારા નશીબના જોરવાળી આ છે; રામચંદ્રજીની દયાના તત્વનો સમુદ્ર દીઠો ન હોય તો કવિ કહેછે કે આ કટોરી જોઈ લેવી. જ્યારે સિતાની ખબર લૈને હનુમાનજી આવ્યા ત્યારે રામચંદ્રજી નહાવા બેઠા હતા, અને શરીરે મરદન કરવાના તેલની કટોરી તેમની પાસે હતી, અને હનુમાનજી ઉપર તેઓ ઘણા પ્રસન્ન થયા, તથા ઘણી મહેરબાની થઈ. અને જાણ્યું કે હાલ હાલ વખતે હું તેને શું આપી દઉં? પછી

યાએ કારભારી પાસે રૂ ખરીદ કરવા માગ્યું; પણ બીજા અર્થમાં તેના લમણા ઉપરનો ડાઘ રૂમાલ વડે સાફ કરવાનું કહ્યું.

दोहरो.

होय तमारा हाथमां, जो रूडो रू-माल;
करिने कृपा कपोळपर, हाथो ठोको हाल. २६.

હાથો ઠોકવો એટલે સાફ કરવું અને બીજા અર્થમાં લમણે હાથ લગાવવો. કપોળ—લમણો.

એવામાં એક દિલ્લિનો કવિ આવ્યો, તે રાજાને ભેટીને સભામાં બેઠો. એવામાં વળી સભામાં એવી ચરચા ચાલી કે ફક્ત પુસ્તકો વાંચવાથીજ આત્મજ્ઞાન પમાય કે નહીં. તે વિષે જુદા જુદા મત પડવાથી ઘણી તકરાર થઈ, ત્યાં દિલિના કવિયે કહ્યું કે મારી પાસે ખરચી નથી માટે એક દોહરો ભેટ કરવા આવ્યોછું. હાલ તે એકજ દોહરાની કિંમત થાય, તે મને આપો એટલે હું લઈ જઈને શહેરમાં ઉતારો કરૂં, અને મોદીખાનેથી શીધુ સામાન લઉં; રાજાએ કહ્યું કે દરબારથી જે જોઈએ તે લ્યો; પણ કવિયે કહ્યું કે હું કોઈનું મફત કાંઈ લેતો નથી.

વળી એવામાં એક વિદ્યાર્થીએ આવીને કહ્યું કે ગઈ રાતે મારાથી પાઠ થઈ શક્યો નહીં, કારણ કે દીવો બુઝાઈ ગયો હતો. તે પાછલી રાતે ક્યાંથી કરી લાવું? કોડિયું, દિવેલ, દિવેટ, એતો હતાં, પણ દેવતા નહોતો.

રાજાએ દિલીના કવિને પુછ્યું? કે તમે કિયો ધર્મ પાળો છો? અને કેનું ભજન કરોછો? કવિ બોલ્યો કે હું નાથ પંથને માનુંછું. અને ગુરૂ ગુરૂ ભજન કરૂંછું. ગુરૂ એટલે મોટો અને પરમેશ્વરથી કોઈ મોટો નથી, માટે પરમેશ્વરનું ખરૂં નામ ગુરૂછે; તે નામથી ભજન કરૂંછું.

રાજાએ પુછ્યું કે દિલી શહેર કેવુંછે? ત્યારે કવિયે દિલીનાં ઘણાં વખાણ કરીને પછી કહ્યું, કે ગમે તેટલા રૂપૈઆ કે ગમે તેવા ગુણ માણસમાં હોય, પણ દીલી વચ્ચે તે રહેતો હોય, તોજ તેની નામના આખા દેશમાં પ્રસિદ્ધ થાય. બીજા ગામમાં રહેવાથી એવી નામના ફેલાય નહીં.

સભાસદોએ વાદ લીધો કે સુપાત્ર માણસ હોય, અને સૌ સાથે સ્નેહ રાખતો હોય, તથા તેનામાં સારા ગુણ હોય, તો તેની કીર્ત્તિનો પ્રકાશ આખા દેશમાં પડે, પછી તે ગમે તે ગામમાં રહેતો હોય તે વાત કવિયે કબુલ કરી નહીં, અને કહ્યું કે,—

દોહરો.

સુપાત્ર સ્નેહી ગુણછતાં, પડે ન આત્મ પ્રકાશ;
પડે હોય ગુરૂદત્ત જો, દીલી વચ્ચે વાસ. ૩૭.

એનો અર્થ એવો થયો કે સુપાત્ર માણસ હોય, સ્નેહી હોય અને તેનામાં ગુણ હોય, તોપણ તેનો પોતાનો પ્રકાશ એટલે કીર્ત્તિ ઘણે ઠેકાણે પડે નહીં, પણ જો પરમેશ્વરે આપેલો દીલી વચ્ચે વાસ હોય, તોજ કીર્ત્તિનો પ્રકાશ પડે; એટલું બોલીને કહ્યું કે લાંબી વાત કરવાની મને ફુરસદ નથી; આ દોહરાની કિંમત મને આપો. રાજાએ બધા કવિયોને પુછ્યું કે એ દોહરાની કિંમત કરો; પછી બીજાઓને તો તેની કિંમત કંઈ જણાઈ નહીં; ત્યારે પેલા પરદેશી જુના કવિએ કહ્યું કે ભોજરાજાની વખતમાં તો આવી કવિતાની ઘણી કિંમત ઉપજતી હતી, હરેક વસ્તુની કિંમત તેના ગ્રાહકના આધાર ઉપર રહી છે, જેપુરના રાજાએ બિહારીદાસને બિહારી શતશાઈના દરએક દોહરાની કેટલી કિંમત આપી હતી? તે કોઈ જાણોછો? સભાએ કહ્યું કે તે દરએક દોહરાની એકેકી સોના મહોર આપી હતી. અને તે કવિ દરરોજ એકેકો દોહરો કરીને લઈ જતો હતો, એવું સાંભળ્યું છે. પણ એટલું તો ખરૂં કે તે રાજાએ મોટી ઈમારત બંધાવવામાં કે બીજા કામમાં લાખો રૂપૈઆ ખરચ્યા હશે, તે વાત કોઈ જાણતું નથી, અને બિહારી શતશાઈથી તે રાજાનું નામ આખા દેશમાં પ્રસિદ્ધ થયું છે, તે જોતાં તો તેની કિંમત લાખો રૂપૈઆની છે; કવિયે કહ્યું કે બિહારી શતશાઈના એક દોહરા સાથે આ દોહરો મેં તોળી જોયો; તો તેની બરાબર થાયછે, ફક્ત એટલોજ ફેર છેકે પેલો વ્રજ ભાષામાં છે, અને આ ગુજરાતીમાં છે, તેનું કારણ એછે કે હાલ મહારાજની મેરજી ગુજરાતી ભાષાને શણગારવાની છે, માટે તેણે ગુજરાતીમાં દોહરો કર્યો છે.

પછી રાજાએ સોળ રૂપૈઆ તે દોહરાના આપ્યા. તે લઈને એતો ગયો. પણ સભાસદોએ પેલા કવિને કહ્યું કે તમે આટલી બધી કિંમત એક દોહરાની શા કારણથી અપાવી? શું તેણે હદથી જાદે દિલીની તારીફ કરી, તે તમે કબુલ કરોછો?

એક સભાસદે કહ્યું કે દિલી વિષે તે દોહરો નથી, પણ આ વિદ્યાર્થીએ પ્રથમ કહ્યું હતું કે કોડીઉં, દીવેલ, અને દીવટ છતાં દેવતા વગર અમે દીવો કરી શક્યા નહીં, તે વિષે એ દોહરોછે. અને તેનો અર્થ એવો છે કે દીવો કર-

વાને, સારું પાત્ર તે વળી સ્નેહી એટલે તેલે ભરેલું હોય, તથા ગુણ એટલે દીવેટ અથવા સુત્ર હોય, તોપણ પોતાની આગળ પ્રકાશ પડે નહીં, પણ જો "દીલી" શબ્દની વચ્ચે "વાસ" શબ્દ એટલે ઇશ્વરે આપેલી "દીવાસળી" હોય તો પ્રકાશ પડે.

પેલે બાવે કહ્યું કે એમાં કાંઈ વધારે ચમત્કારી અર્થ નથી; અમસ્તા સોળ રૂપૈઆ અપાવ્યા. કવિયે કહ્યું કે એનો બીજો અર્થ એવો છે કે સભામાં પ્રથમ વાત ચાલતી હતી કે ફકત પુસ્તકો વાંચવાથી કે ગુણ મેળવવાથી સારું માણસ હોય તે આત્મજ્ઞાન પામે કે નહીં? તે વિષે એ દોહરો છે, તેનો અર્થ એવો છે કે સુપાત્ર માણસ હોય, સ્નેહી હોય, અને તેનામાં ગુણ હોય, તોપણ આત્માનો પ્રકાશ તેના અંતરમાં પડે નહીં.

એતો જ્ઞાનદીપક પ્રગટવાની "દીવાસળી" એટલે ગુરૂની આપેલી કળા હોય તોજ આત્મજ્ઞાનનો પ્રકાશ પડે; એવામાં એક માણસ ગુરૂદત્તાત્રીનું ભજન કરનાર બેઠો હતો, તે બોલ્યો કે એ ત્રણ પ્રકારના અર્થ જાદાછે, અને ખરો ચોથો અર્થછે તે એમછે કે જેમ "ગુજરાત" એ નામછે અને "ગુજરાતી" એ વિશેષણ છે; તેમજ દીલ એટલે મન તે નામછે અને "દીલી" એ વિશેષણ છે, તેનો અર્થ દીલવાળો એટલે આત્મા. તે આત્મામાં ગુરૂદત્ત એટલે ગુરૂદત્તાત્રીનો વાસ હોય, તોજ આત્મજ્ઞાનનો પ્રકાશ પડે વાસ એટલે સુગંધ અથવા નિવાસ તે સાંભળીને બધી સભા ખુશી થઈ.

એવામાં સાંજનો સમય થયો, અને ગાનારીયો ગાન કરવા આવી હતી. તેઓએ નૃત્ય સાથે થોડુંક ગાન કર્યું; પછી રાજાના એક કુંવરે એક કવિને કહ્યું કે આ નાયકાનું વર્ણન કરો. તે કવિને નાયકાનું વર્ણન કરવું ગમતું ન હોતું પણ રાજાના કુંવરે ઘણી હઠ લીધી. એટલે કવિયે લાંખી નજર કરીને ચારે કોર જોયું, ત્યાં દરબારની ગયો ચરીને દરબારમાં આવતી હતી તેમાંની એક ગાયનું વર્ણન કર્યું તે નીચે પ્રમાણે:—

દોહરો.

પગમાં ઝાઝણ ઝણઝણે, ઠકઠક જોતી જાય;
પાછળ કાળા કેશછે, દેખો ગોરી ગાય. ૩૮.

મનહર છંદ.

કાળા લાંબા કેશવાળી રંગે તો રૂપાળી ભાળી,
ઝાંઝરના ઝમકાળી વડી વખણાય છે;
ઠમક ઠમક ચાલ ચાલતી ચંચળતાથી,
સમીપ સકળ જન સામું જોતી જાયછે;
પતિવૃતા નહીં પણ પ્રજાતો પ્રસવે પોતે,
સ્વરોદય વાળી જાતે સુંદરી જણાય છે;
દાખે દલપતરામ દેખો દુનિયાના લોકો,
રાજદ્વારમાંહી ગોરી ગુણવંતી ગાય છે. ૩૯.

તે સાંભળીને કુંવર જાણ્યું કે કવિયે આ ગાનારીનું વર્ણન કર્યું, તેથી તે રાજી થયો.

એવામાં એક સોનીયે સોનાની કટોરી લાવીને રાજાની આગળ મુકી અને કહ્યું કે હનુમાનને તેલ ચઢાવવા સારું આપે કટોરી મગાવી હતી, તે આ હું ઘડી લાવ્યોછું. પછી સભાસદોએ તે હાથમાં લઇને જોઇને વખાણી એટલે એક સરદારે કવિને કહ્યું કે આ કટોરીનું વર્ણન કરો. એટલે બીજા એક સરદારે કહ્યું કે વિક્ટોરિયા મહારાણીના વર્ણનનું એક કવિત બોલો.

કવિ— મનહર છંદ.

સુઘડછે, સરસછે, નિર્મળછે, નાજુકછે,
ગોરી જાતથી જનમી જુઓ જાતે ગોરી આ;
તે પનોતીના પતિને પ્રભુએ કૃપાથી આપી,
તેણે પણ પ્યારી ગણી જેવી જીવાદોરી આ;
જેનો મહિમા જગતમાં પુરો પ્રસિદ્ધ થયો,
એવી તો અધિક છે સુભાગ્યની સજોરી આ;
દયાના દૈવતનો જો દરિયો ન દીઠો હોય,
દાખે દલપતરામ દેખ"વિ કટોરીઆ." ૪૦.

કટોરી વિષે અર્થ.

તે સારા ઘાટનીછે, સરસછે, મેલવગરનીછે, નાજુકછે, અને તે ગોરારંગની જાતથી એટલે સોનાથી પેદા થયેલીછે; અને જુઓ પોતે પણ જાતે ગોરારંગની છે. તે કટોરી હનુમાનજીને રામચંદ્રજીએ મહેરબાનીથી આપી. તે હનુમાનજીએ પણ જીવાદોરીના જેવી વહાલી ગણી. તે કટોરીનો મહીમા જગતમાં સંપૂર્ણ પ્રસિદ્ધ થયો. એવી તો સારા નશીબના જોરવાળી આ છે; રામચંદ્રજીની દયાના તત્વનો સમુદ્ર દીઠો ન હોય તો કવિ કહેછે કે આ કટોરી જોઈ લેવી. જ્યારે સિતાની ખબર લૈને હનુમાનજી આવ્યા ત્યારે રામચંદ્રજી નહાવા બેઠા હતા, અને શરીરે મરદન કરવાના તેલની કટોરી તેમની પાસે હતી, અને હનુમાનજી ઉપર તેઓ ઘણા પ્રસન્ન થયા, તથા ઘણી મહેરબાની થઈ. એ જાણ્યું કે હાલ હાલ વખતે હું તેને શું આપી દઉં? પ

તેલની કટોરી હતી, તે બક્ષીસ આપી તે હનુમાનજીને પણ ઘણી પ્યારી લાગી, એજ કારણથી લોકો હનુમાનજીને તેલ ચઢાવે છે.

### વિક્ટોરિયા વિષે અર્થ.

વિક્ટોરિયા કેળવાએલી છે, સરસ છે, તનથી અને મનથી મેલ વગરની છે, નાજુક છે, અને ગોરી જાતથી જન્મેલી પોતે ગોરીછે, તે પનોતી એટલે વિસ્તારવાળીના ધણીને એટલે પ્રીન્સ આલ્બર્ટને પરમેશ્વરે મહેરબાનીથી આપી, તે પ્રીન્સે પણ જીવા દોરી જેવી પ્યારી ગણી. જે વિક્ટોરિયાનો મહિમા જગતમાં સંપૂર્ણ પ્રસિદ્ધ થયો, એવી સારા નસીબની વધારે જોરવાળી આ છે, જો દયાનો તત્વનો સમુદ્ર દીઠો ન હોયતો કવિ કહેછે કે વિક્ટોરીઆને જો. મતલબકે તેનામાં દયા ઘણી છે. તે સાંભળીને બધી સભા રંજન થઈ.

પછી એક સરદારે કવિને પુછ્યું કે કેવો રાજા હોય તે જશવાળો અને જયકારી હોય. કવિયે કહ્યું કે ભાઈ, ગુણવાન, ગતિમાન એટલે જ્ઞાનવાન, ગંભીર અને ગણીત જાણ એટલે હીસાબી કામ જાણનાર, એવા સારા સારા "ગગા" ગકાર જે રાજાના કારભારી છે, ત્યાં શ્રીકૃષ્ણ સૌના ઉપર પ્રેમની નજર રાખે, અને જ્યાં હમેશાં સંતોષની સલાહ સારીછે. વળી શૌર્ય, ધૈર્ય, સુવિચાર, દીર્ઘદ્રષ્ટિ, દયા, અને દાન, એવા છ ગુણની સાથે તો જેને મિત્રતા છે, અને શહેરના લોકો દરરોજ પ્રીતી ભાવ રાખે, એવા રાજા હોય તે જશવાળો અને અતિશય જયકારી છે.

સરદાર—એ તો તમે ખરું કહ્યું પણ તમે કહ્યું એટલોજ અર્થ આવે એવું એક કવિત કહો?

કવિ— મનહર છંદ.

ગુણવાન, ગતિમાન, ગંભીર, ગણીત જાણ,
એવા ભલા "ગગા ભાઈ" જેના કારભારી છે;
શામળ ત્યાં સર્વપર પ્રેમની નજર રાખે,
સદાકાળ જ્યાં સંતોકની સલાહ સારી છે;
શૌર્ય, ધૈર્ય, સુવિચાર, દીર્ઘદૃષ્ટિ, દયા, દાન,
છગુનની સાથે તો સદૈવ દોસ્તદારી છે;
પ્રતિ દીન પ્રીતિ "ભાવ નગરના" લોક રાખે,
એવો રાજા જશવંત અતિ જયકારી છે. ૪૧.

એવામાં પરદેશી એક મુસલમાન સરદાર મક્કે હજ કરવા જતો હતો. તે કોઈ રાજાની શીપારશનો કાગળ ઠાકોર સાહેબ ઉપર લાવ્યો હતો. તેમાં એવું લખ્યું હતું કે આ પત્ર લાવનારને સાથે માણસ આપીને હજ કરવા પોતાડ જો. તેથી ઠાકોરે ગુલામ નામના એક નવા રાખેલા આરબને પાંચ આરબસહીત પેલાની સાથે મોકલ્યો હતો. પણ એક બે મજલ ગયા પછી પેલા મુસાફરને એવો વહેમ આવ્યો કે, આ ગુલામ મને દગો કરીને લુંટી લેશે, તેથી કાંઈ બાહાનું કાઢીને પાછો વાળ્યો. અને રાજાની કચેરીમાં આવ્યો. ત્યારે રાજાએ પેલા ગુલામને પુછ્યું કે, કેમ, પાછા આવ્યા. ત્યારે ગુલામે કહ્યું કે હું મારા ખરા દીલથી તેમને હજ કરવા પોચાડત, પણ તેમને કંઈ વહેમ આવ્યો તેથી તેતો પાછા વળી આવ્યા. એટલે પેલા સરદારે એક દોહરો કહ્યો.

દોહરો.

કેવે દિલ પોતાડ હજ, ગુલામ તું ભલિ વિધ;
જતાં તમારા રૂપપર, અમે એજ ગુણ લીધ. ૪૨.

એ રાજાની રીત એવી હતી કે, સભામાં જે કોઈ કવિતા બોલાય તે એક દફતરમાં લખી લેવાતી હતી. પણ ઉપલો દોહરો કહ્યો તે વખતે ફકત એક કારકુન ભુલા વધા નામે બેઠો હતો બીજો કોઈ ન હોતો. ત્યારે ઠાકોરે કહ્યું કે દફતરમાં રાખવા વાસ્તે આ દોહરો લખી લેવો જોઈએ, પણ ભુલા મેહેતા તો કાના માતર ભણેલા નથી માટે કોણ લખશે? ભુલા મેહેતો બોલ્યા, કે કાનામાતરની શી જરૂર છે, જુના કારભારીઓ કોઈ કાનામાતર ભણતા ન હોતા, માટે શું મોટાં મોટાં દફતર લખાતાં ન હોતાં?

ઠાકોર—ઠીકછે ત્યારે તમે લખી લ્યો. અને આજની તારીખ પણ નાંખજો.

પછી ભુલા મેતાએ એક કાગળ ઉપર તે દોહરો કાનામાતર વગર લખી લીધો તે નિચે પ્રમાણે લખાયો.

કવ દલપત ડહજ, ગલમત ભલવધ;
જત તમર રૂપ પર, અમ અજ ગણ લધ.
સંવત ૧૯૧૫ આસો શુદ ૨

ઉપર પ્રમાણે લખી લઈને તે કાગળ દરબારના કવિના હાથમાં આપો ને કહ્યું કે તમે દફતરમાં નોંધાવજો. થોડીક વાર પછી કવિએ સૌ સાંભળતાં ભુલા મેહેતાને કહ્યું કે મેં તમને આજ સવારે રૂ ૫૫૨) આપીને તમારા હાથની પોહોંચ લખાવી લીધીછે તે રૂપૈઆ મારે આજને આજ પાછા લેવાની જરૂર પડીછે, તે સાંભળીને ભુલા મેહેતાને ઘણી રીસ ચડી, અને કહ્યું કે, તમે જુઠું બોલોછો. હું રૂપૈઆમાં કાંઈ જાણતો નથી ને મેં પોહોંચ પણ લખી આપી નથી. જો મારા હાથની પોહોંચ દેખાડો તો રૂપીઆ આપું. પછી તે કવીએ પેલા દોહરાવાળી ચીઠી દેખાડી, ને નિચે લખ્યા પ્રમાણે વાંચી સંભળાવી.

કવી દલપત દોહા જોગ લ મેતા ભુલા વધા;
જત તમારા રૂ ૫૫૨) અમે આજ ગણી લીધા.
સંવત ૧૯૧૫ અસો શુદ ૨.

એ પ્રમાણે જોઈને ભુલા મેહેતો ગભરાયા અને થોડીક વાર પછી તેને યાદ આવ્યું કે આતો પેલો દોહરો મેં લખી લીધો હતો તે છે. પછી તેણે કબુલ કર્યું કે કાના માતર વગર લખવું તે ખોટું છે. અને તે તમાસો જોઈને સભા બધી રંજન થઈ.

---

### વિરોધાભાસ અલંકાર.

રાજાએ કવિયોને કહ્યું કે હવે વિરોધાભાસ અલંકારની કવિતા બોલો.

કવિ— દોહરા.

પાપીને તો પ્રભુ રિઝે, પાપી જન ગુણવાન;
પાપી તો સ્વર્ગે વસે, પ્રીતે હરિ રસ પાન. ૪૩.
પાપી પવિત્ર તીર્થ જળ, હરિરસ પાપિ તથાપિ;
કદિ નહિ પાપી વિશય રસ, નિંદા રસ નહિ પાપિ. ૪૪.

તે સાંભળીને એક ખવાસ બોલ્યો કે પાપીને પ્રભુ રીઝે, અને પાપી સ્વર્ગમાં જાય એ બધું ખોટુંછે, પછી બીજા કવિયે અર્થ સમજાવ્યો કે એ દોહરામાં એમ કહ્યુંછે કે હે ગુણવાન જન તું પ્રીતથી હરિ રસ બીજાઓને પા અને પોતે પી તો તને પ્રભુ રીઝે, અને તું સ્વર્ગમાં જા; માટે પવિત્ર તીર્થનું જળ પા અને પી. પણ વિશય રસ અને નિંદા રસ કોઈને પાઈશ નહીં, અને પીશ નહીં. તે સાંભળીને સભા રંજન થઈ. એવામાં એક મારવાડનો કવિ, બેઠો હતો, તેનાં લુઘડાં મેલાં હતાં, તેને એક ખવાસે કહ્યું કે તમારાં લુઘડાં મેલાં કેમછે?

કવિ— દોહરો.

દીઠું મેં મરૂ દેશમાં, નવ નદિયોમાં નીર;
વસ્ત્ર સાફ શાથી કરૂં, શાથી ધોઊં શરીર. ૪૫.

ખવાસ બોલ્યો કે નવ નદીઓમાં પાણી દીઠું તેમ છતાં વસ્ત્ર શાથી ધોઉં એમ કેમ કહોછો?

પછી બીજા એક સભાસદ કહ્યું કે એનો અર્થ એવોછે કે મેં મારવાડની નદીઓમાં પાણી નવ દીઠું, મતલબ કે દીઠું નહીં. એક કવિ બોલ્યો કે એક સમે ભોજરાજાની સભામાં એક કવિ આવ્યો. તેણે રાજાની ક્ષમાની પરીક્ષા કરવા સારૂ ઘાંટો તાણીને કહ્યું કે,—"બળદ ભોજભૂપાળ" તે સાંભળીને બધા સભાસદોને ખોટું લાગ્યું. અને જાણ્યું કે રાજાને પણ ક્રોધ ચડશે.

રાજાએ ધીરજ રાખીને કહ્યું કે કવિરાજ એ દોહરો પુરો કરો.

કવિ— દોહરો.

જળદ જગતમાં મેઘછે, ફળદ બાગનો ફાલ;
પણ નિર્બળ નરનારનો, બળદ ભોજ ભૂપાળ. ૪૬.

મતલબ કે જળનો દેનાર તે જળદ કહેવાય માટે જગતમાં પાણીનો આપનાર વરસાદ છે, અને બાગનો ફાલ, ફળ આપેછે, અને ગરીબ માણસોને બળ રાજાભોજ આપે છે. તે સાંભળીને રાજા પ્રસન્ન થયો.

પછી સભામાં કંઈ વરસાત સંબંધી વાત નીકળી ત્યારે એક કવિયે અરધો દોહરો કહ્યો, એટલે બીજા કવિયે તેનાથી ઉલટા અર્થમાં તે દોહરો પુરો કર્યો. તે નીચે પ્રમાણે.

દોહરો.

જો વરસે વરસાત તો, થાશે લીલા લેર;
જો વરશે વરસાત તો, થાશે અકરા કેર. ૪૭.

એ દોહરાનું ઉતરાર્દ્ધ બોલનારો કવિ ફડીયાનો વેપાર કરતો હતો. દુકાળનો લાભ ખાવા સારૂ તેણે ઘણા દાણા સંઘરી રાખ્યા હતા. માટે તેણે કહ્યું કે વરસાત વરસે તો અકરા કેર થશે. પણ એવું સાંભળીને બધા સભાસદોએ તેને ફિટકાર કરવા માંડ્યો ત્યારે તે બોલ્યો કે મેં તો એમ કહ્યું છે કે કોઈ કન્યા સાતવરને પરણશે તો અકરોકેર થશે.

પછી એક કવિ બોલ્યો કે એક રાણીને વર સો પરણ્યા છે. બીજો બોલ્યો કેઃ—

દોહરો.

એક રાયને હોયછે, રાણિ પાંચ કે સાત;
એક રાણિ વર સો વરે, અચરજ એતો વાત. ૪૮.

તે સાંભળીને સૌ વિચારમાં પડ્યા; ત્યારે કવિયે અર્થ સમજાવ્યો કે તે ઠાકોરનું નામ વરસોજી છે.

પછી એક સરદાર બોલ્યો કે વખતના વજનનો તોલ બતાવે તેને હું મારો ગુરૂ માનું એટલે એક કવિ બોલ્યો કે સૂર્યોદયના સમયનો તોલ હું બતાવું.

સરદાર—બતાવો જોઈએ.

કવિ— દોહરો.

સાખ્ય પુરાવું સર્વની, નહીં ફાર કે ફેર;
સૂર્યોદયનો સમય તો, થાય સવા પાસેર. ૪૯.

સરદાર—તમે હરેક કવિતાનો અર્થ આડો અવળો બતાવોછો, પણ એ દોહરામાંથી કોઈ પ્રકારનો સાચો અર્થ નીકળવાનો નથી, તે હું ખાતરીથી કહુંછું.

કવિ—અમે શું બતાવીએ. અમારી સરસ્વતિ માતા અમને સુજાડે છે, એ દોહરાના ચોથા ચરણનો અર્થ એવોછે કે "સવા" શબ્દની પાસે "ર" લખીએ એટલે સવારનો વખત થાયછે; એવું સાંભળીને પેલો સરદાર અચરજ પામ્યો.

પછી એક સરદારે પુછ્યું કે વરસના બાર મહિના કહેવાય છે. તેમાં ધર્મવાળો મહિનો કીયો હશે? તે સાંભળીને કોઇએ શ્રાવણ કોઇએ ભાદરવો, અને કોઇએ પુરૂષોત્તમ મહિનો કહ્યો. એટલે એક કવિ બોલ્યો કે;—

દોહરો.

શું શ્રાવણ શું ભાદ્રપદ, શું પુરૂષોત્તમ માસ;
રહે રાત્રી દિન ધર્મ તો, ફાલ્ગુન વિના નિરાશ. ૫૦.

તે સાંભળીને કેટલા એક સભાસદો હશી પડયા, અને કહ્યું કે એ દોહરો ખોટોછે, કવિ બોલ્યો કે દોહરો ખરોછે. તમે ધર્મવાળો કીયો, એમ પુછ્યું હતું, અને હું સમજ્યો કે ધર્મ એટલે યુધીષ્ટિર અને અર્જુનનું નામ ફાલ્ગુન છે, માટે મેં કહ્યું કે શ્રાવણ ભાદરવો કે અધિક માસ હોય, પણ અર્જુન વિના યુધિષ્ટીર તો રાત દિવસ નિરાશ રહે.

એવામાં એક કવિ આવ્યો, તે એક કાને બહેરો હતો. તેને રાજાએ પુછ્યું કે તમે કીયે ગામ રહોછો? કવિ બોલ્યો કે—

દોહરો.

બિજે કાન તો જાઠ છે, જૂઠ ન કરૂં ઉચાર;
શાહેર અમદાવાદમાં, રહુંછું દરિયા પાર. ૫૧.

તેનો અર્થ એવો થયો કે મારો બીજો કાન જુદો પડેલો છે. માટે તે કાને હું સાંભળતો નથી, અને હું અમદાવાદમાં દરિયાપાર રહુંછું; તે સાંભળીને એક સરદારે પુછ્યું કે શહેરમાં દરિયો ક્યાંથી આવ્યો? ત્યારે બીજે કવિયે તે દોહરાનો અર્થ એવો કર્યો કે, "દરિયાપાર" એ શબ્દમાંનો બીજો કાનો જુદો છે, એટલે "દરિયાપરમાં" રહુંછું, એમ કહ્યું. પછી એક સભાસદે કહ્યું કે એક સ્ત્રીયે પોતાની બેનપણી આગળ એક દોહરો કહ્યો હતો, તેનો અર્થ મને સમજાતો નથી. માટે કોઇ કવિ અર્થ સમજાવે તો ઘણું સારૂં.

દોહરો.

જેઠ જતાં આવ્યાતણી, આપિ ગયા પિયુઆશ;
જેઠ ગયો નહિ ને ગયા, દશરા પછિ દશ માસ. ૫૨.

તે સાંભળીને બધા સભાસદો વિચારમાં પડયા, અને કહ્યું કે દસરા પછી દસ મહિના ગયા, પણ જેઠ મહિનો ગયો નહીં, એમ કહ્યું. તે વાત સંભવતી નથી.

પછી એક કવિયે કહ્યું કે તે સ્ત્રીના ધણીએ એવો દિલાસો આપ્યો હશે, કે મારો મોટોભાઈ ત્યાં આવશે, ત્યારે હું પાછો ઘેર આવીશ. ધણીનો મોટો ભાઈ તે સ્ત્રીનો જેઠ કહેવાય. માટે તે સ્ત્રીએ કહ્યું કે દસરા પછી દસ મહિના ગયા પણ મારો જેઠ ત્યાં જતો નથી. એવો એ દોહરાનો અર્થ છે, એજ મતલબનો એક સવૈયો નીચે પ્રમાણે:—

ઈંદ્રવિજય છંદ.

નાથ વિદેશ ગયા દસરા દિન, સૂણ સખી મુજ વીતક વાતો;
જેઠ ગયે વળવાનું ફરી, મળવાનું મને કહિ એમ ગયા તો;
કેમ બને મળવાનું ફરી, રળવાનું દિલે બળવાનુંજ આતો;
જો દસરા પછિ તો દસમાસ, ગયા પણ જેઠ હજી નથિ જાતો.૫૩

---

વક્રોક્તિ અલંકાર.

રાજાએ કવિયોને કહ્યું કે હવે વક્રોક્તિ અલંકારની કવિતા બોલો. ત્યારે એક કવિ બોલ્યો કે જ્યારે શ્રીકૃષ્ણ મથુરાં ગયા હતા, ત્યારે ગોકુળમાં રાધિકાજી કૃષ્ણવિના બહુ ઉદાશી રહેતાં હતાં, તેમણે એક સખી આગળ કહ્યું કે એ રશિયે કૃષ્ણ જો અહીં આવે તો હું ખુશી થઇને ખૂબ ખર્ચ કરૂં. તે સાંભળીને સખીએ વક્રોક્તિમાં જવાબ દીધો, તેનો અરધો દોહરો રાધિકાજીએ કહ્યો અને અરધો સખીઓએ કહ્યો, તે નીચે પ્રમાણે.

દોહરો.

ઓ રસિયો આવે અહીં, ખૂબ કરૂં તો ખર્ચ;
સખિ ઓરશિયો શું કરિશ, ચંદન આપું ચર્ચ. ૫૪.

મતલબ કે તારે ઓરશીયો શું કરવો છે, તૈયાર ચંદન આપું તે લઇને ચોપડ.

બીજો કવિ બોલ્યો કે એક ઠેકાણે જુવાન બેનપણીયો મળીને વિનોદ કરતી હતી. ત્યાં વરસાતના છાંટા થયા, એટલે એક સખીએ બીજીને મશ્કરીમાં કહ્યું કે,—

દોહરો.

અલી સખી જો આવિયા, આતારે "વર સાત;"

ઉત્તર.

છોતારે "વર સો" ભલે, શી મારે પંચાત. ૫૫.

મતલબ કે પહેલી સખીએ કહ્યું કે આ તારે વાસ્તે વરસાત આવ્યા, પણ તેમાં વક્રોક્તિથી એવું જણાવ્યું કે સાત વર આવ્યા, ત્યારે બીજીએ કહ્યું કે. વરસાદ આવ્યા ત્યારે તે ભલે વરસો, પણ વક્રોક્તિમાં જણાવ્યું કે તારે ભલે સો વર હોય, તેમાં મારે શી પંચાત છે?

એવામાં એક સોની બેઠો હતો, તેના ઉપર કંઈ વાત ચાલી, ત્યારે તે સોનીએ કહ્યું કે મને તો લોકો ઉપર બહુ દયા આવેછે, માટે માતાના સમખાઇને સાચું કહુંછું કે હું કોઈનું સોનું ચોરતો નથી, ત્યારે એક કવિયે વક્રોક્તિમાં દોહરો કહ્યો,—

દોહરો.

સ્વવર્ણ ચોર સોની જુઓ, દયાવંત દેખાય;

દુબળાના સમ ખાય નહિ, માતાના સમખાય. ૫૬.

મતલબ કે શરીરે માતેલો હોય, તેના સમ ખાયછે, પણ દુબળાના સમ ખાતો નથી. માટે તે દયાવંત છે.

એ ટાણામાં ત્યાં એક બાઈ આવી તે નાતે ચારણ હતી અને તે કવિતા જાણતી હતી, તેણે કેટલીએક સારી કવિતા સંભળાવી અને ઇનામ માગ્યું, ત્યારે એક કવિયે તેની નિંદાનો અરધો દોહરો કહ્યો, એટલે તે બાઈએ ઉત્તરમાં વક્રોક્તિથી તે દોહરો પુરો કર્યો તે નીચે પ્રમાણેઃ—

દોહરો.

કવિતા શીખિ ચતૂર થઈ, પણ માગણની જાત;

ઉત્તર.

મા ગણ તો દે મૂજને, ખાન પાન ભલિભાત. ૫૭.

મતલબ કે જો તું મને તારી મા ગણતો હોય, તો સારી પેઠે ખાવા પીવાનું આપ, કવિયે તેને માગણ કહી હતી. તે શબ્દનો તેણે જુદો અર્થ કર્યો. તે સાંભળીને સભા રંજીત થઈ.

---

રત્નાવળી અલંકાર.

દોહરો.

સજનારો "રવિ સોમ"નો, ભજતાં "મંગળ" થાય;

"બુધ" "ગુરૂ"ના જે "શુકર" ગણ, "શનિ"ની પીડા જાય. ૧.

ગાય "ધોળ કે" ગરબિયો, ખૂબ "સુરત"ની નાર;

શુણી "નગર"ના લોકને, ઉપજે ખુશી અપાર. ૨.

"ધોળ કા"મની ગાયછે, જો "ઇ ડર" દિલ ઘાલ;

વસે "ભુજંગ" "વડો દરે", "સુરત" રાખિને ચાલ. ૩.

મનહર છંદ.

"ધોળે રા"ય રીઝે એવાં "ધોળ કા" મનીઓ ગાય,
"સુરત" રાખીને જેવાં સંભવે સજાતમાં;
સાંભળવા રાખે ભલો "ભાવ નગર"ના લોક,
"સિદ્ધ પુર"શો પણ રીઝે વિવેક વાતમાં;
"માંડવી"માં રીઝે વળી જાનઈઆ જે પુરૂશ,
"ચૂડા"વાળીયોના પતિ રહે રળીઆતમાં;
"જોધપુર"શોની નારી જો કરે નઠારૂં કામ,
દાખે દલપત આમ મરે આપ ઘાતમાં. ૪.
"જાને વારી" રાખતો હું નથી તને જતાં આજ,
હાં"ફ્રે વર વારી" વારી તોય તું તો તેની છે;
"માર ચ" ખાડયા વિના તને નહિ મનાય પણ,
[1]"અપ રેલ" આવીછે તે કષ્ટકારી કેવીછે;
"મે"ની ઝડી મંડાણી છે, તે તો તું તપાસ કર,
ગ"જુ ન"હી ગીધનું જે ઉડી શકે એવી છે;
હ"જુ લાઈ"કી હેડે ન પામી દલપત કહે,
"અગસ્ત" ને વાય દે ફરી આવવા દેવી છે. ૫.

દોહરો.

બએ મદાવા દ"જ ઉપડયું, કહે કરો "વૌઠા"ર;

"જે તલ પર" ભાર્યા જમે, ખાય "ન રોડુ" નાર. ૬.

ધ્રોળના રાજાને આશિર્વાદ.

દોહરો.

જગત વિદિત જે સિંહજી, હળધો[2] રાણી હાલ;

ધર્મ ધુરંધર ધ્રોળપતિ, પા"અરિધર" ભૂપાળ. ૭.

છપ્પય છંદ.

પા"અરિધર" ભૂપાળ, સુજસ"ના લોભિ સુખાળા;
સખણ "હરદે રામ," વહી નો"બત્તો વાળા;
ગુરૂ"વાછો" ભોગવો, સદા "હક્રો" રહિ સાજા;
"દેવેશ્વર" સમ દિત્ય, "રામચંદ્ર" તુલ્ય રાજા;

---

[1] પાણીની રેલ.
[2] હળધરજીને હળવોરજી કહેછે, તે હળવોરજીના વંશના તેઓ હળવોરાણી કહેવાય છે.

કવિ— દોહરો.

સાખ્ય પુરાવું સર્વની, નહીં ફાર કે ફેર;
સૂર્યોદયનો સમય તો, થાય સવા પાસેર. ૪૯.

સરદાર—તમે હરેક કવિતાનો અર્થ આડો અવળો બતાવોછો, પણ એ દોહરામાંથી કોઈ પ્રકારનો સાચો અર્થ નીકળવાનો નથી, તે હું ખાતરીથી કહુંછું.

કવિ—અમે શું બતાવીએ. અમારી સરસ્વતિ માતા અમને સુજાડે છે, એ દોહરાના ચોથા ચરણનો અર્થ એવોછે કે "સવા" શબ્દની પાસે "ર" લખીએ એટલે સવારનો વખત થાયછે; એવું સાંભળીને પેલા સરદાર અચરજ પામ્યો.

પછી એક સરદારે પુછ્યું કે વરસના બાર મહિના કહેવાય છે. તેમાં ધર્મવાળો મહિનો કીયો હશે? તે સાંભળીને કોઇએ શ્રાવણ કોઇએ ભાદરવો, અને કોઇએ પુરૂષોત્તમ મહિનો કહ્યો. એટલે એક કવિ બોલ્યો કે;—

દોહરો.

શું શ્રાવણ શું ભાદ્રપદ, શું પુરૂષોત્તમ માસ;
રહે રાત્રી દિન ધર્મ તો, ફાલ્ગુન વિના નિરાશ. ૫૦.

તે સાંભળીને કેટલા એક સભાસદો હશી પડ્યા, અને કહ્યું કે એ દોહરો ખોટોછે, કવિ બોલ્યો કે દોહરો ખરોછે. તમે ધર્મવાળો કીયો, એમ પુછ્યું હતું, અને હું સમજ્યો કે ધર્મ એટલે યુધીષ્ટિર અને અર્જુનનું નામ ફાલ્ગુન છે, માટે મેં કહ્યું કે શ્રાવણ ભાદરવો કે અધિક માસ હોય, પણ અર્જુન વિના યુધિષ્ટીર તો રાત દિવસ નિરાશ રહે.

એવામાં એક કવિ આવ્યો, તે એક કાને બહેરો હતો. તેને રાજાએ પુછ્યું કે તમે કીયે ગામ રહોછો? કવિ બોલ્યો કે—

દોહરો.

બિજો કાન તો જાઠ છે, જૂઠ ન કરૂં ઉચાર;
શહેર અમદાવાદમાં, રહુંછું દરિયા પાર. ૫૧.

તેનો અર્થ એવો થયો કે મારો બીજો કાન જુદો પડેલો છે. માટે તે કાને હું સાંભળતો નથી, અને હું અમદાવાદમાં દરિયાપાર રહુંછું; તે સાંભળીને એક સરદારે પુછ્યું કે શહેરમાં દરિયો ક્યાંથી આવ્યો? ત્યારે બીજે કવિયે તે દોહરાનો અર્થ એવો કર્યો કે, "દરિયાપાર" એ શબ્દમાંનો બીજો કાનો જુદો છે, એટલે "દરિયાપરમાં" રહુંછું, એમ કહ્યું. પછી એક સભાસદે કહ્યું કે એક સ્રીયે પોતાની બેનપણી આગળ એક દોહરો કહ્યો હતો, તેનો અર્થ મને સમજાતો નથી. માટે કોઇ કવિ અર્થ સમજાવે તો ઘણું સારૂં.

દોહરો.

જેઠ જતાં આવ્યાતણી, આપિ ગયા પિયુઆશ;
જેઠ ગયો નહિ ને ગયા, દશરા પછિ દશ માસ. ૫૨.

તે સાંભળીને બધા સભાસદો વિચારમાં પડ્યા, અને કહ્યું કે દસરા પછી દસ મહિના ગયા, પણ જેઠ મહિનો ગયો નહીં, એમ કહ્યું. તે વાત સંભવતી નથી.

પછી એક કવિયે કહ્યું કે તે સ્રીના ધણીએ એવો દિલાસો આપ્યો હશે, કે મારો મોટાભાઈ ત્યાં આવશે, ત્યારે હું પાછો ઘેર આવીશ. ધણીનો મોટો ભાઈ તે સ્રીનો જેઠ કહેવાય. માટે તે સ્રીએ કહ્યું કે દસરા પછી દસ મહિના ગયા પણ મારો જેઠ ત્યાં જતો નથી. એવો એ દોહરાનો અર્થ છે, એજ મતલબનો એક સવૈયો નીચે પ્રમાણેઃ—

ઈંદ્રવિજય છંદ.

નાથ વિદેશ ગયા દસરા દિન, સૂણ સખી મુજ વીતક વાતો;
જેઠ ગયે વળવાનું ફરી, મળવાનું મને કહિ એમ ગયા તો;
કેમ બને મળવાનું ફરી, રળવાનું દિલે બળવાનુંજ આતો;
જો દસરા પછિ તો દસમાસ, ગયા પણ જેઠ હજી નથિ જાતો. ૫૩

---

વક્રોક્તિ અલંકાર.

રાજાએ કવિયોને કહ્યું કે હવે વક્રોક્તિ અલંકારની કવિતા બોલો. ત્યારે એક કવિ બોલ્યો કે જ્યારે શ્રીકૃષ્ણ મથુરાં ગયા હતા, ત્યારે ગોકુળમાં રાધિકાજી કૃષ્ણવિના બહુ ઉદાશી રહેતાં હતાં, તેમણે એક સખી આગળ કહ્યું કે એ રશિયે કૃષ્ણ જો અહીં આવે તો હું ખુશી થઇને ખૂબ ખર્ચ કરૂં. તે સાંભળીને સખીએ વક્રોક્તિમાં જવાબ દીધો, તેનો અરધો દોહરો રાધિકાજીએ કહ્યો અને અરધો સખીઓએ કહ્યો, તે નીચે પ્રમાણે.

દોહરો.

ઓ રસિયો આવે અહીં, ખૂબ કરૂં તો ખર્ચ;
સખિ ઓરશિયો શું કરિશ, ચંદન આપું ચર્ચ. ૫૪.

મતલબ કે તારે ઓરશીયો શું કરવો છે, તૈયાર ચંદન આપું તે લઇને ચોપડ.

બીજો કવિ બોલ્યો કે એક ઠેકાણે જુવાન બેનપણીયો મળીને વિનોદ કરતી હતી. ત્યાં વરસાતના છાંટા થયા, એટલે એક સખીએ બીજીને મસ્કરીમાં કહ્યું કે,—

દોહરો.

અલી સખી જે આવિયા, આતારે "વર સાત;"

ઉત્તર.

છોતારે "વર સો" ભલે, શી મારે પંચાત. ૫૫.

મતલબ કે પહેલી સખીએ કહ્યું કે આ તારે વાસ્તે વર-સાત આવ્યા, પણ તેમાં વક્રોક્તિથી એવું જણવ્યું કે સાત વર આવ્યા, ત્યારે બીજીએ કહ્યું કે. વરસાદ આવ્યા ત્યારે તે ભલે વરસો, પણ વક્રોક્તિમાં જણવ્યું કે તારે ભલે સો વર હોય, તેમાં મારે શી પંચાત છે?

એવામાં એક સોની બેઠો હતો, તેના ઉપર કંઈ વાત ચાલી, ત્યારે તે સોનીએ કહ્યું કે મને તો લોકો ઉપર બહુ દયા આવેછે, માટે માતાના સમખાઇને સાચું કહુંછું કે હું કોઈનું સોનું ચોરતો નથી, ત્યારે એક કવિયે વક્રોક્તિમાં દોહરો કહ્યો,—

દોહરો.

સ્વવર્ણ ચોર સોની જુઓ, દયાવંત દેખાય;
દુબળાના સમ ખાય નહિ, માતાના સમખાય. ૫૬.

મતલબ કે શરીરે માતેલા હોય, તેના સમ ખાયછે, પણ દુબળાના સમ ખાતો નથી. માટે તે દયાવંત છે.

એમાં ત્યાં એક બાઈ આવી તે નાતે ચારણ હતી અને તે કવિતા જાણતી હતી, તેણે કેટલીએક સારી કવિતા સંભળાવી અને ઇનામ માગ્યું, ત્યારે એક કવિયે તેની નિંદાનો અરધો દોહરો કહ્યો, એટલે તે બાઇએ ઉત્તરમાં વક્રોક્તિથી તે દોહરો પુરો કર્યો તે નીચે પ્રમાણેઃ—

દોહરો.

કવિતા શીખિ ચતૂર થઈ, પણ માગણની જાત;

ઉત્તર.

મા ગણ તો દે મૂજને, ખાન પાન ભલિભાત. ૫૭.

મતલબ કે જો તું મને તારી મા ગણતો હોય, તો સારી પેરે ખાવા પીવાનું આપ, કવિયે તેને માગણ કહી હતી. તે શબ્દનો તેણે જુદો અર્થ કર્યો. તે સાંભળીને સભા રંજન થઈ.

---

રત્નાવળી અલંકાર.

દોહરો.

સજનારો "રવિ સોમ"નો, ભજતાં "મંગળ" થાય;
"બુધ" "ગુરૂ"ના જે "શુક્ર" ગણ, "શનિ"ની પીડા જાય. ૧.
ગાય "ધોળ કે" ગરબિયો, ખૂબ "સુરત"ની નાર;
સુણી "નગર"ના લોકને, ઉપજે ખુશી અપાર. ૨.
"ધોળ કા"મની ગાયછે, જો "ઇ ડર" દિલ ઘાલ;
વસે "ભુજંગ" "વઠો દરે", "સુરત" શખિને ચાલ. ૩.

મનહર છંદ.

"ધોળે રા"ય રીઝે એવાં "ધોળ કા" મનીઓ ગાય,
"સુરત" રાખીને જેવાં સંભવે સજાતમાં;
સાંભળવા રાખે ભલો "ભાવ નગર"ના લોક,
"સિદ્ધ પુરૂ"ષો પણ રીઝે વિવેક વાતમાં;
"માંડવી"માં રીઝે વળી જાનઇઆ જે પુરૂશ,
"ચૂડા"વાળીયોના પતિ રહે રળીઆતમાં;
"જોધપુર"શોની નારી જો કરે નઠારૂં કામ,
દાખે દલપત આમ મરે આપ ઘાતમાં. ૪.
"જાને વારી" રાખતો હું નથી તને જતાં આજ,
હાં"ફ્રે વર વારી" વારી તોય તું તો તેવી છે;
"માર ચ" ખાડચા વિના તને નહિ મનાય પણ,
[1]"અપ રેલ" આવીછે તે કષ્ટકારી કેવીછે;
"મે"ની ઝડી મંડાણી છે, તે તો તું તપાસ કર,
ગ"જુ ન"હી ગીધનું જે ઉઠી શકે એવી છે;
હ"જુ લાઈ"કી હેડે ન પામી દલપત કહે,
"અગસ્ત" ને વાય દે ફરી આવવા દેવી છે. ૫.

દોહરો.

"એ મદાવા દ"જ ઉપડ્યું, કહે કરો "વીઠા"શ;
"જે તલ પર" ભાર્યા જમે, ખાય "ન રોહુ" નાર. ૬.

ધ્રોળના રાજાને આશિર્વાદ.

દોહરો.

જગત વિદિત જે સિંહજી, હળધો[2] રાણી હાલ;
ધર્મ ધુરંધર ધ્રોળપતિ, પા"મરિધર" ભૂપાળ. ૭.

છપ્પય છંદ.

પા"મરિધર" ભૂપાળ, સુજસ"ના લોભિ સુખાળા;
સખણ "હરદે રામ," વળી ના"ગ્રત્તો વાળા;
ગુરૂ"વાછો" ભોગવો, સદા "હક્કો" રહિ સાજ;
"દેવેશ્વર" સમ દિત્ય, "રામચંદ્ર" તુલ્ય રાજ;

[1] પાણીની રેલ.
[2] હળધરજીને હળવોરજી કહેછે, તે હળવોરજીના વંશના તેઓ હળવોરાશ્રી કહેવાય છે.

તુજ "દેવ શંભ"[9] રક્ષા કરે, "ત્ર્યંબક"[10] પણ તુજગામની;
"ડાહ્યા"[12]છો આશિશ દિલ ધરે, દિન દિન "દલપતરામ"[13]ની. ૮.

"એ છપામાં કવીની બાર પેઢીયોનાં નામછે અને નીચે લખેલા કવિતમાં ધોળના રાજાની ૧૬ પેઢીયોના નામ છે.

कवित.

जाये जादौ कुलमें सजोर "हलधोर"[1] "जसा"[2],
"वामनीया"[3] पृथीवी "पचान"[4] न चहाइ है;
"कला"[5] कोटि कोटि करी "जूनो"[6] देश लीनो जीती,
"खेत"[7] में खुमारी बडी "वाघ"[8]सी बताई है;
"दादा"[9] और "वाप"[10]को देखायो धर्म धरा "नाथ,"[11]
म्लेच्छ मान "मोड"[12] लीनी "भूपते"[13] भलाइ है;
जैसे करे "जयसिंह,"[14] हाथीको हिंमत "हरि"[15]
अरीको हराइ देश "दौलत"[16] बसाइ है. ९.
जैसे हलधोरज्युं ने जोर नीशी भोर करी,
चोर दगाखोरका अंकोरको निकारे है;
घोर कली कालमें न ठोर चाल तोर दारी,
फोरडारी फैल धूर्त लोकको धिकारे है;
भूपत तनुज भूपी पाल जयसींह ज्युंहै,
जीन्हे सुधराइ सदगुनको स्वीकार है;
पा ओ जस ठाम ठाम कहे दलपतिराम,
जाम आठो जीन्हे शुभ काम अंगीकारे है, १०.

## પ્રશ્નોત્તર વિશય.

### પ્રશ્ન બત્રીશી.

ઉતરના અક્ષરો આઠ.

| | | | |
|---|---|---|---|
| पा | से | र | हे |
| रो | वा | जा | मो. |

દોહરા.

| પ્રશ્ન. | ઉત્તર. | પ્રશ્ન. | | ઉત્તર. |
|---|---|---|---|---|
| ચતુર્થાંશનું[1] નામ શું?, | पा. | શેણે[2] રમે જુગાર; | | पासे. |
| અઢાર ટાંકે થાય શું[3]?, | पासेर. | ક્યાં[4] રહે જગકર્તાર. | ૧. | पासे रहे. |
| કહો[5] અક્ષર ઉદ્ગારનો?, | हे. | કવિતા શોભે[6] કેમ; | | रसे. |
| હરિ રસ પાંણ? કોઇને, | पा. | પમાયછે શું[8] એમ. | ૨. | पार. |
| ઠગે ઠગ્યો હું[9] શું કરૂં, | रो. | દીપક શત્રુ[10] બતાવ; | | वा. |
| કાશી કેમ વિલોકું[11] હું, | जा. | શોભિત ગાત્ર[12] ગણાવ. | ૩. | मो. |
| કોઈ પ્રવાહી[13] ધાતુ છે, | पारो. | સેવક શું[14] કરનાર; | | सेवा. |
| શું[15] માગે ચાકર જતાં, | रजा. | હેમ ચંદ ટુંકાર[16]. | ૪. | हेमो. |
| વાડીમાં શું[17] વાવિએ, | रोपा. | ક્યાં[18] રહિએ જઈ રાત; | | वासे. |
| ઇચ્છે[19] કોણ પરસ્ત્રિને; | जार. | શા[20] કારણથી ભ્રાત. | ૫. | मोहे. |
| શિર ઢાંકી ક્યાં[21] જાય જન, | रोवा. | શું[22] આવે દે દાવ; | | वारो. |
| વરનિજ અંગે શું[23] ધરે, | जामो. | કેર[24] જલધિના બતાવ. | ૬. | मोजा. |

જયે મોતિને શું બને, શોરો.
કનક કંણીનું નામ શું, રવા.
પતાઈનો ગઢ તે કિયો, પાવા.
એંટ બતાવ કમાણિનો, જાવા.
મન શા ગુણે તપાય; રોષ.
વિલંબ શું કહે વાય. ૭. વાર.
શું કરિયે મળિ મિત્ર; રમો.
પક્ષી કિયો પવિત્ર. ૮. મોર.

ચતુર્થાંશનું નામ શું, શું કહું સામો તીર;
કોણ લોહ કાંચન કરે? કોણ જણે શુરવીર. ૯.

ઉત્તર.—પારશણ.

શુમોત્તરઃ—મનહર છંદ. ઉત્તર.

ભાગ ચોથાને શું ભણું, સામા કાંઠાનું શુ નામ;—પા. પાર.
કનક બનાવનાર કેમણી ગણાય છે;— પારસ.
પર ઉપકારી પ્રજા જાતે કે નારીએ જણી, પારસણે.
દેવળ સરસ કહો શા વડે ચણાય છે; પાણે.
શુરવીર ધીર કહો શેણે થાય રાજી રાજી;— રણે.
રેશમ રૂ વિના શેણે વસ્તર વણાય છે; શણે.
પ્રશ્ન શુણી પારશણે જલદી દીધો જવાબ;
જાણે ન અજાણ જાણને તો તે જણાયછે. ૧૦.

આઠ પ્રશ્નનો ત્રણ અક્ષરમાં એક ઉત્તર.

સાળવે વેપાર માટે જન કીએ ગામ જાય,
શાથી આ અનાજ મહારાજ માપી આલીએ;
ઘાસ ઘણું નોય ત્યારે પશુ શાથી પેટ ભરે,
રૂપૈઆનું શેર તો પાશેરે કેટલા લીએ;
શાથી સરોવર રહે શાથી શેલડી છોલાય,
બોલિયે જે બોલ તેને શી રીતે સંભાળિયે;
જે મરે સંગ્રામ ઠામ શાથી રહે તેનું નામ,
પ્રશ્ન શુણી પ્રિયાનાં પતિયે કહ્યું પાલિયે. ૧૧.

પુનઃપ્રશ્ન.

પિયુજી પ્રલંબ પાગ કેમ ગોળાકાર બની;
શું કરૂં સાકર ગંઠો ચાવવો વિષમ છે;
શું કરૂં ગંગાજળ ને શું કરૂં કઠે ફળ ને,
સુધાની માસ શું નામ, કહો તે સુગમ છે;
તીર્થે પરાન્ને[1] શું થાય, પક્ષી ઘરશાં ગણાય;
આઠમી કહે કહો લખો તો મારા સમછે;
વીંટી વાટવોને પાન, તજ, સૂંઠી, જાયફળ,
આળા ગ્રેલી તેથી સાતે સમજી મરમ છે. ૧૨.

[1] પારકું અન્ન ખાવાથી.

પુનઃપ્રશ્ન.

શું કરૂં સુ દર્પણને, (જો) શું ઇચ્છેછે જોગી જન (જોગ)
ચોસઠ દેવિયો કેવે નામે કહેવાયછે; (જોગણી)
ચંદ્રનું ગ્રહણ ક્યારે (જો, ગણિત) શા દાણા સો એક
વાલ, (જોગણીતલ)
જોગી વિના તલસતી, સ્ત્રી, કેઈ જણાયછે; (જોગણી તલસે)
શત્રુ આવે શહેરનું રક્ષણ શી રીતે થશે, (જોગણી તલસેના)
રૂક્ષ્મણીના ત્રણ પ્રશ્ન પછીથી પુછાય છે;
કેઈ સુખી,? શાક કેમ કરૂં?, શિવસુત કોણ,
જોગણી, તલ, સેનાની ઉત્તર અપાય છે. ૧૩.

પુનઃપ્રશ્ન.

વાણીની દેવી તે કોણ (સારદા) કોણ મોટું સર્વ થકી, (ગગન)
ખરો શુરવીર તે જણાય કિયા ઠામમાં; (રણમાં)
રમાતણો તાત કોણ; (સાગર) કહો ત્રીજો ગણ કિયો, (ગણ);
કીરતી વિશેષ મળે કહો કિયા કામમાં; (દાનમાં)
સો, ની સાથે કિયા ત્રણ અક્ષરે વેપારી નામ, (સોદાગર)
કિયા લાકડામાં ગુણ ગણે ધરી ધામમાં; (સાગમાં)
કહે દલપતરામ ઉત્તર આઠેને આપ્યા,
સારદા, ગગન, રણમાં, એ ત્રણ નામમાં. ૧૪.

ઉત્તરનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| સા | ર | દા |
| ગ | ગ | ન |
| ર | ણ | માં |

ગુમોત્તર—દોહરા.

શું,!. જેથી બેડે જમિન, કિયો પક્ષ શિવરાત;
ઉત્તર જો નહિ આવડે, ભણ હળ,વદ,[1] જઈ ભ્રાત. ૧૫.

[1] એ ગામનુ નામ છે.

ઉત્તરઃ—હળ, અને વદ.

"ષડરિપુ[1]" સાથે શું કરૂં, "જળવાહન" શું જાણ;
ઉત્તર જો નહિ આવડે, જા કહુંછું વઢવાણ. ૧૬.

ઉત્તરઃ—વઢ, અને વાણ.

સોરઠો.

છે શીધુ તૈયાર પણ બળતણ વાસણવિના;
શો કરિયે આહાર ઉત્તર ઊંધો ખાટલો. ૧૭.

ઉત્તર—"ખાટલો" એ શબ્દને ઊંધો વાંચીએ એટલે "લોટખા" વંચાય.

ચોપાઈ.

"અમે" હતા ત્યાં કવિજન કોય, "રિકા"બિ જાતો લાવ્યો જોય;
ત્યારે ચારે અક્ષર બેશ, કિયો કહો ત્યાં લખિયો દેશ. ૧૮.

ઉત્તર—અમેરિકા.[2]

ઉત્તરાલંકાર—દોહરો.

કાં[3] નવિનાં અડવાં ફરે, કાં શાનું શુભપાત્ર;
કોઠીમાં ફળ નીપજે, કેને માથે માત્ર. ૧૯.

ઉત્તર—કાનાવિના, કાંસાનું, કોઠીના ઝાડમાં કે અક્ષરને માથે માત્રા હોય.

મનહર છંદ.

શાપછે સદા અશુભ શાકને સોંપાય ધન,
શી રોજ સુવસ્તુ છે સુવાવડીની જાતને;
સોનાની સુમાળ એક સુંદરીને ગળે શોભે,
શેનો હોય તે સરસ અંગરખો આતને;
સો નારનો ધણી ધારી શકે એક પત્ની વૃત,
એક સતી આતુર થૈ ઇચ્છે વર સાતને;
કોઠીમાંહી ફળ થાય કૃષ્ણે એવા પ્રશ્ન શુણી,
એજ વાક્યો ઉચારીને વાળી ટુંકી વાતને. ૨૦.

ઉત્તર—શાપ, શા[4], કને, શીરો, સોનાની, શેનાનો સોનારણનો, વરસાતને, કોઠીમાં.

સમસ્યા પૂર્તિ.

ઈંદ્રવજા છંદ.

મિત્રોતણા દામ કબુલિ લૈને, બીજે ત્રિજે ભાગ દશાંશ દૈને;
સાઠે પુરા કેમ કર્યાજ એતે, ગોવિંદ દામોદર માધવે તે. ૨૧.

[1] ષડરિપુ-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.
[2] અમે એવા બે અક્ષર હતા ત્યાં બીજા તો રિકા અક્ષર લાવ્યો. [3] નવિ સ્ત્રિનાં છોકરાં અડવાં કેમ ફરે? કેમ, શાનું સારૂ વાસણ ગણાય? ઠીકરાની કોઠીમા ફળ નિપજે? કીઆ અક્ષરને માથે માત્રાદાર? એ પ્રશ્નના ઉત્તર એજ દોહરમાં છે. [4] શાહુકાર.

ઉત્તર—ઉપજાતિ વૃત્ત.

ભાગે રૂપૈઆ સમ દિધ આના, તથા અધેલા પણ તે સમાના;
ઘટ્યાં તથાપી વળિ બાર પાઈ, તે આપતાં પાઈ પુણી મુકાઈ. ૨૨.

સમસ્યાઓ.

મનહર છંદ.

નેતરવાળી છે પણ એ કદી અનાજમાંથી,
કાંકરા ન કાઢે કે ન ઠાઠ માઠ ઠામની;
પગ સાજા સારા પણ પતિને ન પાણી પાય,
ભુજા છતાં ભોજન ન ભુંજી આપે ભામની;
પ્રજાતો પ્રસવે નહિ જેથી વંશ વૃદ્ધિ થાય,
નાજુક દેખાય ને લેખાય નારી નામની;
નાણું નાખી એવી લાવી રાખી દલપત કહે,
કેવળ કજાત ઘર શોભાવાના કામની. ૧.

ઉત્તરઃ—ઈંદ્રવિજય છંદ.

સ્વામિ મને શણગાર સજે, ન સજે પણ હું ન રહુંજ રિસાઈ;
કોઈ સમે કશિ બાબત કારણ, લાજ તજી ન લઢુંજ લડાઈ;
હુકમ હોય તહાં રહુ બેશિ, ખમું સુખ દુઃખ રહું ગમ ખાઈ;
એજ ગુણે દલપત્ત શુણો, ખુરશી કહે હું ગુણવંતિ ગણાઈ. ૨.

દોહરા.

નેતરછે પગ હાથછે, નારી જાતે નામ;
ખુરશી સુતા શ્રીમંતની, કરે ન પતિ ઘરકામ. ૩.

મનહર છંદ.

ગાત્ર જોતાં ગોરે રંગ ભુંશલો વિભુતી અંગ,
સળગતી ધુણી સંગ તેવો તપધારી છે;
કોઈ લઈ જાયતો ત્યાં જાય અવરાવ્યું ખાય,
નહિતો સદાય સ્થિર રહે નિરાહારી છે;
છુટી જીભ[1] છે તથાપિ મુનિ વૃત્ત રાખે મુખ;
કુંડળ છે જોડ કાને નોળીક્રિયા[2] કારી છે;
એણે ઓકી કાઢેલું તે દેવને નૈવેદ્ય થાય,
કહે દલપત્ત બાવો બાળ બ્રહ્મચારી છે. ૪.

છપ્પો.

ચતુરા શિર ચોટલો, કરી તતબીર તપાસ્યો;
ગજ પોણા આઠસેં, ભરતરે લાંબો ભાસ્યો;

[1] જીભ-કડછો. [2] મોઢેથી ખાવું પીવું ને તે પાછું મોઢેથીજ કાઢવું તે. અથવા નાકે પાણી પીવું, મુકે પાણી ખેંચવું ઇત્યાદી પણ નોળીક્રિયા ગણાય છે.

૧૯ ૬૮॥
પહોળો ગજે પુરાણ, અધિક અધ ગજ ઉચેરો;
લટકે લટ બાવીશ, આઠ આઠે શુભ સેર્યો;
ધન લાખ સવા પાંચે સજ્યો, દેખી દલપત દિલઠર્યાં;
ગુજરાત શહેરને ગોંદરે, મન જનનાં મોહિત કર્યાં. ૫.

દોહરા.

આપું ઉત્તર એહનો, કરજો શુણી કબુલ;
સાભ્રમતી શિર શોભિતો, પેખ્યો એતો પૂલ[1]. ૬.
પુરૂશ એકને પગ નહિ, નહિ માથું નહિ હાથ;
થિર રહેછે પણ આપણે, જ્યાં જઇએ ત્યાં સાથ. ૭.

ઉત્તર—આકારા.

પૂરા અવયવ બાર પણ, પ્રગટ નામમાં ચાર;
અધિક માસમાં અવતર્યું, એ મોકલજો યાર. ૮.

ઉત્તર.—બુદ્ધિપ્રકાશ ચોપાનિયું અધિકમાસનું.

ભમે ભુમીમાં પગવિના, આણે વસ્તુ અનેક;
જીવ વિના જગ જીવ છે, એ મોકલજો એક. ૯.

ઉત્તર—રૂપૈઆ.

તાપ વિશે રહિ તપ કરે, નીર કુંડમાં ન્હાય;
સુઘડ થઈ ગેરૂ ધરે, ભાળી જન ભર્માય. ૧૦.

ઉત્તર—સન્યાશી અથવા સોનું.

શું
પાણીયારિ પાણી ઇશાંણિ ટેકાં અકળાય;
બીજી બે બેડાં ભર્યાં, શિરપર ધરે સદાય. ૧૧.

ઉત્તર.—પાણીના બેડાં વાળી સ્ત્રી, તથા પાણીનાં બેડાં મુકવાની પાણિયારી.

ઓઝા ફેરે આગણે, કોઠી દીઠી કોઈ;
ઉપજાવેલી ઈશ્વરે, જરૂર જીવતી જોઈ. ૧૨.

ઉત્તર—કોઠીનું ઝાડ.

નાનો આ નીશાળિયો, જો પાટી લઈ જાય;
ચોડી તો તસુ ચારછે, ગજ સો લાંબિ ગણાય. ૧૩.

ઉત્તરઃ—ખાટલા ભરવાની પાટી.

મુખમાંથી રચના રચે, નહિ કરોળિયો જાત;
એનું એઠું ખાય સૌ, નહિ માખીની નાત. ૧૪.

ઉત્તર—કવી.

"દલ" વીચારી પ્રથમ બે, વાંચો કરી વિગત્ત;
અંતે બેતે અમતણું, નામ કહું નરપત્ત. ૧૫.

[1] પૂલ—ગણેશબાારીનો પૂલ.

ઉત્તર—દલપત્ત.

ધાંચણ, મોચણ, બાવચણ, કહી કમાચણ ચાર;
પછી રહી ચણ પાંચમી, તે નાતે હું નાર. ૧૬.

ઉત્તર.—ઓદીચણ.

ગોરાણી ફકીરાણિને, મેતરાણિ ઠકરાણિ;
પછી રાણિ રહિ પાંચમી, તે નાતે હું જાણિ. ૧૭.

ઉત્તર.—નાગરાણિ.

સોગર હિત સજિએ સદન, નિર્ધન ગરીબ નાત;
વળિ ઘર કરિએ "વાણ"માં, એજ અમારી જાત. ૧૮.

ઉત્તર.—ખલાસી અથવા વાઘરણ.

મતલબ કે સાગ-રહિત એટલે સાગનાં લાકડાં શિવાયનાં હલકાં ઘર કરિયે, અને વળી "વાણ" શબ્દની વચ્ચે "ઘર" લખીએ એટલે "વાઘરણ".

સુણ સખિ શંકર સુત[1] ગયો, ગયો યુધિષ્ટિર વીર[2];
જેઠાણી પતિ પણ ગયો, ધરૂં કેમ કરિ ધીર. ૧૯.

સમશ્યા પૂર્તિ[3]—મનહર છંદ.

"પુત્ર વર્શ પાંચનો ને બાપ માસ બારનો."
પેરંભના હિંદુ પાદશાહ પાસે પોતે રહ્યો,
કચ્છી રજપૂત સુત સારા સરદારનો;
પિતા તેનો આવ્યો પછી સૂતની સંભાળ લેવા,
વેઠી શક્યો સૂતનો વિજોગ વર્શ ચારનો.
એને પણ એક વર્શ રાજાજીએ રોકી રાખ્યો,
દાખે દલપત્ત સોંપ્યો ભાર કારભારનો;
પછી તે સ્વદેશ જવા પોતાનો પગાર માગે,
પુત્ર વર્ષ પાંચનો ને બાપ માસ બારનો. ૨૦.

"સાસુ પરણેલી પણ સસરો કુંવારોછે."
વિપ્રતણી પુત્રિ એક કુરૂપીને કૂબડીછે,
વિશ્વમાં ન મળ્યો વર તેને વરનારોછે;
પિંપળાને પરણીને એક દત્ત પુત્રિ કીધી,
કીધો દલપત્ત એમ ઉમર ગુજારો છે;

[1] સુત—કાર્તિક. [2] વીર—ફાલ્ગુન.
[3] પૂછનાર એવો વિચાર કરીને પુછેછે કે હું કોઈ એવું અણમળતું વાક્ય કહું કે તે કદી મળતું આવીજ શકે નહિ, પછી કવિ તેને મળતું લાવીને છંદ પૂરો કરી આપેછે; એવી રીતે જુદી જુદી વખતે કોઈ કોઈ મિત્રોએ પુછેલી સમસ્યા પૂર્તિઓનો સંગ્રહ કરીને આ લખ્યોછે, પુછનારને કહ્યું હોયછે તમેજ તે વાક્ય મળતું લાવીને વાત કહો જોઇએ, તો તેનાથી કહિ શકાય નહિ.

ચાર ફેરાફરે તેજ પરણ્યું પોતે ગણાય,
એવો ધરણીમાં બધા હિંદુઓનો ધારોછે;
પુછ્યાથી પ્રતિ ઉત્તર જમાઈ તેનો કહે જે,
સાસુ પરણેલી પણ સસરો કુંવારો છે. ૨૧.

"મતલબ કે પીંપળો ફેરા ફરેલા નથી."

"પ્રભા કર પેખી ચિત્ત હરખ્યું ચકોરિનું."

ચંદ્રવિના ચકોરિના દીલમાં દેખાય દુઃખ,
પતિવિના પ્રૌઢ દુઃખ ગણો જેવું ગોરીનું;
ઉઘાડી ઉઘાડી આંખ આદિત્ય આભાસ દેખી,
બીહે જેમ બાળ દેખી અશન[1] અઘોરિનું;
અસ્ત થાય સૂર્ય તો સમસ્ત વ્યથા વ્યસ્ત થાય,
જાણે જોઈ ચંદ્ર રૂપી ડોળ જીવા દોરીનું;
જોયું વળી જેવે સમે એવે સમે આથમતો,
પ્રભાકર પેખી ચિત્ત હરખ્યું ચકોરિનું. ૨૨.

"હ ય વ ર લ, ચ ટ ત ક પ."

દોહરા.

પરમાર્થે તજ પ્રાણનું, શિદ મન ધર સંકોચ;
હય વર લઈ હથિઆર ધરિ, ચટ તક પર જઈ પહોચ. ૨૩.

"ત્રગડે ત્રણ."

જીતે એકને એકલો, કદિ બેને પણ કોય,
પછી કહ્યું છે પાઠમાં, ત્રગડે ત્રણ જો હોય. ૨૪.

"બે બગડે બાવીશ."

બાવા મોક્ષ જઈશ જો, બાવી નહિ પરણીશ;
બાવો થઈ બાવી વરે, બે બગડે બાવીશ. ૨૫.

ચોપાઈ ચારતાળની.

એક હતી બાવી બીજી જ્યારે આવી;
તેણે લડાઈ શિખાવી, બે બગડે બાવી. ૨૬.

"બગડ તગડ તેવી."

દોહરા.

અભિમાની જન ઉચર્યો, સ્ત્રી બગડે શું એવિ;
એને વળિ એવી મળી, બગડે તગડે તેવિ. ૨૭.

"બે એકડે અગ્યાર."

અલગ પડીને એકડા, એકેક ધન લેનાર;
સંપીને સાથે વસે, બે એકડે અગ્યાર. ૨૮.

"બે તગડે તેત્રીશ."

સરખે સરખા તો લડે, વિપતી સામા વીશ;
જેહ મરણિયા થૈ પડે, બે તગડે તેત્રીશ. ૨૯.

દોહરો.

એક કોઈ કુળવાનને, પ્રાપ્ત થયો નહિ પુત્ર;
ફરિ ફરિ પરણીને કર્યાં, નવાં આઠ ઘર સુત્ર. ૩૦.

"આઠ નવાં બોંતેર."

એક નવું કે બે નવાં, ચારે કાળો કેર;
બોળે પરિયા બાપના, આઠ નવાં બોંતેર. ૩૧.

મનહર છંદ.

"જનેતા જણી દીકરે."

સૂરત શહેર માંહી ત્રાહ્યતણી લાહ્ય લાગી[1],
બહુ લોક બાપડા ખુદાની બંદગી કરે;
તણખો તેનો તનુજ ઉઠી તેના તાપમાંથી,
આપમાંથી લાહ્ય અંન્ય થાનકે ઉભી કરે;
ભયાનક રસની ભવાઈ તે નવાઈ જેવી,
છાપરે છવાઈને છવાઈ ઠામ ઠીકરે;
છેક દલપત્ત કહે, છે નહિ છુપાણી વાત;
ઘણે જને જાણી જે જનેતા જણી દીકરે. ૩૨.

પછી રાજાએ કહ્યું કે મ[illegible]ન વિવેકવિષે બોલો.

**વચ્ચનવિવેક બાવની.**

કુંડળિયા તોટક.

વદિયે વેણ વિચાર કરિ, શાંત થાય શુણનાર;
સ્નેહ ઉપજે સર્વને, ખચિત નઉપજે ખાર;
શુણિ ખાર ખચીત નકોઈ કરે, કથનો શુણવા વળિ કાંન ધરે;
ખુશિથી જન સૌ કહેવાત ખરી, વદિએ મુખવેણ વિચાર કરી. ૧.
વાતવિષે વશિકરણ વિધિ, રહિછે રૂડી રીત;
વેર ઉપજે વાતથી, પરમ ઉપજે પ્રીત;
ઉપજે પુરિ પ્રીતનિ રીત રૂડી, ઉરમાંથિ અદાવદ જાય ઉડી;
અણદોસ્તિ છતાં પણ દોસ્તિ દિશે, વશિકર્ણ વિધી બધિ વાતવિષે. ૨.
વાતથકી વખણાય નર, વાતથકી નિંદાય;
વાતથકી હલકો પડે, વાતે કીમતથાય;
થિર કીમત વાતથકીજ થશે, હલકૂ વદશે હલકોજ હશે;
નચળે કદિ નીયમ એજ નકી, વખણાય ઘણો નરવાતથકી. ૩.

[1] અશન—ખાણું.

[1] લાગી—સંવત ૧૮૯૩ ના ચૈત્ર માસમાં.

મનમાં જેવું મતરહે, એમજ થાય ઉચાર;
ઓડકાર એવો ઉઠે, જે ચિજનો આહાર;
જન જે ચિજનોજ અહાર કરે, મુખ શ્વાસ નિવાસ સદા પસરે;
નહિ છાનુ જરૂર રહે જનમાં, મત જે રહ્યું માનવિના મનમાં. ૪.
કશિને કીમત હેમની, પારખ કરે પ્રમાણુ;
વચનથકી આવિશ્વમાં, જનની કીમત જાણ;
જનની કર કીમત વેણથકી, વળિ નેહનિ કીમત નેણથકી;
વસિને કર કીમત વેમતણી, કશિને કર કીમત હેમતણી. ૫.
દુર્જન દુર્વાયક થકી, ઉપજાવે જુધ અત્ર;
સજ્જન કરે સુવાક્યથી, સમાધાન સર્વત્ર;
સરવત્ર સુપુરૂષ શાંતિકરે, અતિ જુક્તિથિ ઉક્તિ રૂડી ઉચરે;
પુરલોક લડે પુરનાયકથી, કૂર દુર્જન તે દુરવાયકથી. ૬.
વચનો શુણિ ઉપદેશનાં, ધરે અધર્મી ધર્મ;
વચનો શુણિને વિષયનાં, કંઈ જન કરે કુકર્મ;
જન કેક કુકર્મ અનેક કરે, કથનો ખળનાં નિજ કાન ધરે;
કુળછેદન થાય કલેશતણાં, વચનો શુણિને ઉપદેશતણાં. ૭.
વચન શુણી વિતરાગિ થઈ, સદ્ય તજે સંસાર;
વચન શુણી વિષયી બની, વળી કરે વ્યભિચાર;
વ્યભિચાર કરે વચનો શુણિને, ઉપજે ઉર દુર્ગુણ સદ્ગુણિને;
દિલમાં વચનો શુણિ થાય દયા, વચનો શુણિને વિતરાગિ થયા. ૮.
વચન શુણી વિશ્વેશની, ભક્તિ કરે ધરિ ભાવ;
નાસ્તિક નર થઈ વચન શુણિ, ઠગવા કરે ઠરાવ;
ઠગવા બહુ લોક ઠરાવ કરે, દિલમાં જગદીશ થકી નડરે;
ઘટમાંહિ ધરે જન બીક ઘણી, વચનો શુણિને વિશવેશતણી.૯.
વચનથકીજ વિકર્મ કરિ, નર બહુ નરકે જાય;
વચનથકીજ વિશુદ્ધ થઈ, પળમાં સ્વર્ગ પમાય;
પળમાં પણ સ્વર્ગ પમાય ખરૂં, વિનતી હરિની વચને ઉચરૂં;
વચનોથકી કે ભવસિંધુ તરે, વચનોથકી કેક વિકર્મ કરે. ૧૦.
વચનથકી સુખ વિશ્વમાં, વચનથકી દુખ વીર;
વચન ખટકતાં ખળખળી, નયણે વરસે નીર;
નયણે વરસે બહુ નીર સદા, દુરવાક્યથિ દીલ દુખાય જદા;
દલપત્ત કહે નહિ એમ દિસે, વચનોજ થકી સુખ વિશ્વવિષે. ૧૧.
ઘાવ ટલે તરવારનો, તીરતણો પણ તેમ;
કદી નરૂઝે કથનનો, જીવ કપાયો જેમ;
જયમ જીવ કપાય રૂઝાય નહીં, કથનોનિ પિડા પણ તેમ કહી;
ઘટમાંહિ કરેજ કલેશ ઘણો, કદિ ઘાવ ટલે તરવારતણો. ૧૨.
વિદ્યા ભણવી વચનથી, વચનથકી વેપાર;
વચન વિના પશુ પ્રાણિયો, ગોથાં ખાય ગમાર;
અથડાય ગમાર ઉચાર વિના, પછિ થાય પિડા પણ પાર વિના;
ગણના પ્રભુના ગુણની ગણવી, વચનોથકિ થાય વિદ્યા ભણવી ૧૩.
વેણ વિના વનવાસિ પશુ, ત્યમ જાણ પણ તે તુલ્ય;
વચન વસ્તુ આ વિશ્વમાં, ઉત્તમ જાણ અમુલ્ય;
અતિ ઉત્તમ જાણ અમુલ્ય ગિરા, વચનો શુભ સ્નેહથિ શીખ વિરા;
નર હોય ભલે કદિ નેણ વીના, વનવાસિ પશૂસમ વેણ વિના. ૧૪.
આદરથી અભ્યાસ કર, ધરિને મનમાં ધીર;
બહુ જનમાં ક્યમ ખોલવું, તેનિ સમજ તદબીર;
તદબીરથિ વીર વિચાર ધરી, વદવી મુખ વાત ખચીત ખરી;
શિખવી રૂડિ રીત સુઠામ ઠરી, અતિ આદરથીજ અભ્યાસ કરી.૧૫
વેણ થકીજ જણાયછે, ખાનદાન નાદાન,
ખેડૂ પંડિત ખારવા, અગુણી કે ગુણવાન;
ગુણવાન સુવાયકથી ગણિયે, દુર વાક્યથિ દુષ્ટ ભુંડો ભણિયે;
પરખાય ઉદારત્વ દેણથકી, જન જાતિ જણાયજ વેણથકી. ૧૬.
વચન ઉગારે મોતથી, વચન પમાડે મોત;
વચન લજાવે લોકમાં, સગા સબંધી સોત;
પિતુ સોત સબંધિ લજાઈ મરે, જન મુરખ એમ ઉચાર કરે;
અંધકાર ટલે જયમ જ્યોતથકી, વચનોથિ બચે જન મોતથકી.૧૭
વેણથકી વિશ્વાસ પણ, ઘટે વધે ઘડીમાંહિ;
સાહુકારિ શુભ વેણથી, મળે કસુર નહિ કાંહિ;
નહિ કાંઈ કસૂર જરૂર રહે, વચનોથકિ લાભ અલભ્ય લહે;
કદિ જે ઘરથી લક્ષ્મી નમટે, પણ વેણથકી વિશવાસ ઘટે. ૧૮.
ખળ કુત્સિત શબ્દો કહે, ગર્વ ધરી દે ગાળ;
વચન નસામું વાળશો, કરો ક્ષમા તતકાળ;
તતકાળ ક્ષમા કરજોજ તમે, ગુણિને દુરવાક્ય મુખે નગમે;
કટુ ભાષણ તે કથવા નચહે, ખળજો કદી કુત્સિત શબ્દ કહે. ૧૯.
ગર્ધવ ભુંકે ગર્વથી, તે શુણિ શિખે ન ગાય,
જૂદી જાતે જે જુઓ, એમ ન સ્વર ઉચરાય;
ઉચરાય નહીં સ્વર એમ નકી, ત્યમ સજ્જનથી ન શકાય બકી;
ખળ કો બકતા મદમાંહિ છકી, ઉચરે જયમ ગર્ધવ ગર્વ થકી. ૨૦.
શૂળો શોભે બાવળે, ફૂલ મોગરા રૂખ[1];
કુવચન શોભે કુટિલ મુખ, સુવચન સજ્જન મૂખ;
મુખ સજ્જનને શુભ વેણ વસે, ખળના મુખથી ખળતા નખસે;
કુટિલો જન એજથકી કળિયે, જ્યમ શૂળી સદા બહુ બાવળિયે ૨૧
શંખથકી ક્યમ નીસરે, સારંગીનો સાદ;
તેમજ સારંગીથકી, નહીં શંખનો નાદ;
નહિ નાદ બિજી રિતનો નિકળે, ત્યમ સજ્જનથી નકુવાક્ય મળે;
ઉચરે નર દુષ્ટ નિશંકથકી; મધુરો સ્વર થાયન શંખથકી. ૨૨

[1] રૂખ-ઝાડ.

ઊંઘેલો જન ઉચરે, એમ ઉચરે એક;
એક વિચારી ઊચરે, વધતો ધરી વિવેક;
વધતાજ વિવેકથિ એક વદે, રૂડિ રીત મનુષ્યનિ રાખિ રૂદે;
વણ કારણ તે કથવા નકરે, ઊંઘમાં જન જેમ વૃથા ઉચરે. ૨૩.
એકતણા અક્ષરબધા, લખિરાખે સઉ લોક;
દે તેનુ દૃષ્ટાંત પછિ, ફૂંક તુલ્ય નહિ શ્લોક;
નહિ ફૂંક બરાબર શ્લોકથશે, હિતકારિ હજારતણાજ હશે;
કરશે શુણિ લોક કબૂલ ઘણા, અતિ લાયક અક્ષર એકતણા. ૨૪.
દુષ્ટપણુ દેખાડતાં, દુષ્ટ વચન દૃષ્ટાંત;
એમ વચન અજ્ઞાનિનાં, ભારિ ભરેલાં ભ્રાંત;
બહુ ભ્રાંતિ ભરેલ ભણેલ ભુંડાં, અઘટીત અનર્થિ અધર્મિ ઉંડાં;
ગરબીત દિસે અભિમાન ઘણુ, પરખાય કુવાક્યથિ દુષ્ટપણુ. ૨૫.
રાવણનાં શિશુપાળનાં, કંસતણાં જે કહેણ;
આજ સુધી આરોગ્યછે, દુનિયામાં દુખદેણ;
દુખદેણ કુશીળ કથેલ દિસે, કવિયે કિધ દાખલ ગ્રંથવિષે;
કથનો નિજ કૂળ લજાવણનાં, શિશુપાળ અને વળિ રાવણનાં. ૨૬
ગણતાં નહીં ગણાઇએ, જગમાં તેની જોડ;
બોલી તેવી બોલીએ, ખલક નકાઢે ખોડ;
નહિ ખોડ કઢાય ખચીત ખરી, વદિયે સુખ એમ વિવેક કરી;
વળિ સજ્જન સ્નેહ કરે શુણતાં, નગણે ખળમાં ગણતી ગણતાં. ૨૭
દુર્વાયૂ ને દુર્વચન, બહુ વિધિ કરે બગાડ;
વિખથી વધતો વિશ્વમાં, ભળી કરે ભંજાડ;
ભંજવાડ કરે ભુવિમંડળમાં, પકડે નરને નિજ ઉંડળમાં;
નશકાય પછી કદિયે નિકળી, દુરવાયુ અને દુરવાક્ય વળી. ૨૮.
પરખો પાત્ર કુપાત્ર પણ, જેમ શબ્દ શુણિ જોઈ;
કંસારે કીધું ઘડી, કે કુંભારે કોઈ;
કદિ કોઈ કંસાર કુંભાર ઘડે, પરિક્ષા સદ્ય શબ્દથકીજ પડે;
રણકો નિકળે સ્વર બે સરખો, પછી પાત્ર કુપાત્ર તમે પરખો. ૨૯.
છે સુખમાં કે શોકમાં, ચંચળ કે જડ ચિત્ત;
પ્યાર ખાર પણ પરખિયે, વચન શુણી વિપરીત;
વિપરીત શુણી વચનો જનનાં, કળિયે વળિ કારણ તો મનનાં;
ઉભરો નિકળે ઉરનો સુખમાં, સમજાય પછી દુખ કે સુખમાં. ૩૦
ગુપ્ત રહે નહિ ગુણ કશા, શુભાશુભ સરખાય;
ધારે વેશ નરેશનો, પણ વચને પરખાય;
પરખાયજ પામર ને નૃપતી, પરખાય જરૂર ગૃહસ્થ જતી;
વપુએ વિલુતી કદિ ધારી લહે, ગુણ કર્મ કદાપિ ન ગુપ્ત રહે. ૩૧.
વેશ ધરી વૈષ્ણવતણો, નિંદે અંબામાય;
છીક આવતાં છટકેને, હે અંબે ઉચરાય;
ઉચરાય અંબે નિજ આનનથી, જન શક્તિ ઉપાસક જો મનથી;
ખુલિ થાય કદી પણ વાત ખરી, ઠગવા ચહે વૈષ્ણવ વેશ ધરી. ૩૨.
હશે ફૂલ કે હિંગ તે, ગંધથકીજ ગણાય;
સજ્જન દુર્જન વચનથી, જગમાં તરત જણાય;
જગમાંહિ જણાય ભલો નભલો, નહિ ગુપ્ત રહે સબળો નબળો;
પુછગાછ વિનાજ પ્રસિદ્ધ થશે, જયમ જાણિયે ફૂલ કે હિંગ હશે. ૩૩
બાળપણાથી બોલવા, અદબ શીખિયે એમ;
મેળવિયે બહુ મિષ્ટતા, જનમન રીઝે જેમ;
જન જેમ રિઝે શુણિ શાંત થઈ, નહિ દૂષણ દે કદિ દૂર જઈ;
કરૂણા કરશેજ કૃપાળપણે, શિખિયે શુભ બોલજ બાળપણે. ૩૪
પસ્તાવું પછિથી પડે, ચડે કોઇને ક્રોધ;
બોલ ન એવા બોલિયે, વધતો થાય વિરોધ;
વધિ જાય વિરોધ સુબોધ ટળે, મુરખાઈ દિસે નહિ માલ મળે;
નકહ્યું નવ થાય સહાય નડે, પછિથી અતિશે પસતાવું પડે. ૩૫.
બોલથકી બખશીશ બહુ, મળે સહિત સનમાન;
બોલથકી બહુ લોકમાં, અધિક મળે અપમાન;
અપમાન મળે અપકીર્તિ વધે, શુભ કારજ એથિ ન એક સધે;
હલકા પડિયે તૃણ તોલથકી, બખશીશ મળે બહુ બોલથકી. ૩૬.
કથનો બીજાં કાટ સમ, સાંધા તોડણહાર;
ભાગ્યાં મન ભેગાં કરી, ટાંકે ટંકણખાર;
જયમ ટંકણખાર લગાર પડે, તુટ ફાટ ટળે બધિ તેહ નડે;
ત્યમ સજ્જન શબ્દ સિધા પથનો, અને કાટ સમાન બિજાં કથનો. ૩૭.
ધન અર્પણ કીધાથકી, પરમ ન ઉપજે પ્રીત;
મધુર વચન શુણિ મનવિષે, ઉપજે સ્નેહ સુરીત;
શુભ રીત સનેહ વિશેષ વધે, બહુ કાળથિ એવિજ રીત બધે;
દરિયાવ કરો દિલ દર્પણથી, ઉપજે ન પ્રિતી ધન અર્પણથી. ૩૮.
અતહા રહી અમલ કરે, દે પ્રતિમાસ પગાર;
તે માટે નહિ તેહથી, લાગ્યો સ્નેહ લગાર;
નહિ સ્નેહ લગાર થયો મળવો, અતહાઈ થકીજ ઉઠ્યો બલવો;
ભુપ સાથ લડ્યા પછિ શુભટડા, ઉપરીજન એથિ રહ્યા અતડા ૩૯
વિના પગારે પણ વળી, પળમાં અર્પે પ્રાણ;
જો કદિ મીઠી જીભથી, બાંધ્યું પ્રિત બંધાણ;
પુરિ પ્રીત બંધાણથી પ્રાણ દિયે, કવિ પંડિત લોક પ્રમાણ દિયે;
ઉપજે નહિ મિષ્ટ ઉચાર વિના, પરિપૂરણ પ્રીત પગાર વિના. ૪૦.
માત પિતા સુત સુંદરી, દુસ્મન થઈ રહે દૂર;
વચન મિષ્ટથી વણસગો, રહે હમેશ હજૂર;
હરરોજ હમેશ હજૂર રહે, મળવા ચિત ખૂબ ખચીત ચહે;
વળિ તે નિજ વાણિ ગમે વદિતા, મનમાં નગમે નિજ માત પિતા ૪૧

પરણી નારી પરહરે, કુળવાળી રૂપાળિ;
શંખે ગુણકા ગુણહિણી; કુબડી કે બહુ કાળિ;
બહુ કાળિ અને કુબડી કુલટા, વશિકર્ણ સુશબ્દ વદે સુલટા;
ઘરમાંહિ રહે થઇને ઘરૂણી, રહિ પીયર પેટ ભરે પરણી. ૪૨.
પેટતણો સુત તે નહીં, પામે પૈસો એક;
પ્રિય થઇને સુત પારકો, છત બધિ પામે છેક;
છત છેક બધી હરિ હાથ કરે, વિગતીથિ ઉચાર રૂહા ઉચરે;
ભરથાર બને બધિ ભેટતણો, પરઘેર વસે સુત પેટતણો. ૪૩.
વખાણનાં પણ વચનછે, વચન સુગીત રસાળ;
નરનિંદાનાં વચન છે, વચન ગોબરી ગાળ;
વચનોથિજ ગોબરિ ગાળ ઉઠે, વચનોથિજ અંતર ઝાળ ઉઠે;
વચનો ફૂળ તીક્ષણ બાણતણાં, વચનોજવિશુદ્ધ વખાણતણાં૪૪
ધર્મ કર્મનાં વચન છે, વચન કૂટાણાં ફાગ;
વચનો પ્રભુની પ્રાર્થના, વચન રસીલા રાગ;
રસિલા શુભ રાગથિ રાયરિઝે, ખળ વાક્ય શુણી જન સર્વ ખિજે;
વચનો મન ભેદક મર્મતણાં, વચનો શુભ ધીરજ ધર્મતણાં.૪૫.
ભલે ભણ્યો ભલિ ભાતથી, બહુ વિધિ જાણ્યા બોલ;
વચન ન શિખ્યો વિવેકનાં, તે નર ખરને તોલ;
ખર તોલ દિસે નર તેજ ખરો, ઉચરે ઉર જેમ ઉઠે ઉભરો;
જન તો નહિ કુતરિયે જણિયો, ભલિભાતવિશેષ ભલે ભણિયો૪૬
અધિકારી થઈ ઉચરે, કુવચન ઝેર સમાન;
ભલા ભુંડાને જ્યમ ભસે, સેનાપતિનો શ્વાન;
જ્યમ શ્વાન ભસે નરનાથતણો, ન મરાય ધકો હઠિ હાથતણો;
પણ ગાળ વદે જન દૂર જઇ, ઉચરે કટુ જો અધિકારી થઈ. ૪૭.
પંડિત કે પૃથ્વીપતિ, સદ્ગુણિ કે શ્રીમંત;
વિના વિવેક વચન વદે, અઘટિત દિસે અનંત;
અઘટીત અનંત અશુદ્ધ દિસે, વળિ રાજનિતીથિ વિરૂદ્ધ દિસે;
મનમાંહિ ગણે જન હીણમતી, કદિ પંડિત કે બધિ પૃથ્વિપતી૪૮
ભણતાં કદિ થોડું ભણ્યો, શીખ્યો વચન વિવેક;
સભા વિષે શોભે ભલો, એ ગુણ પામી એક;
ગુણ એક અનેકતણો ઉપરી, નહિ જાણવુ કારણ જૂઠ જરી;
શુભ વાક્યથિ સજ્જન બેશ બણ્યો, ભણતાં નર જો કદિ થોડું ભણ્યો. ૪૯.
શ્વાન ઘૂડ ને ગર્ધવો, મહિષી ને માંજાર;
ઊંટ કાગ અજ સ્વર શુણી, સઉ નિંદે સંસાર;
શુણિ સર્વ સંસાર ધિકાર કરે, શુક કોકિલનો સતકાર કરે;
નહિ વાંક જરૂર જહાનતણો, સ્વરમિષ્ટ નહીં ઘુડ શ્વાનતણો.૫૦
રાજકુમારે રીઝને, કહ્યું ખસોજી આમ;
પૂછ્યું બીજે પ્રીતથી, માન દીધુ શા કામ;
દિધુ માન કહો કુણ કારણથી, કહ્યું કે અપશબ્દ ઉચારણથી;
રસના અપશબ્દની ટેવ રહે, બગડે મુખ રાજકુમાર કહે. ૫૧.
બાવનિ વેણ વિવેકની, રચી સરસ શુભ રીત;
વાંચી સુજન વિચારશે, પૂરણ રાખી પ્રીત;
પરિપૂરણ પ્રીતનિ રીતથકી, શિખતાં શુધ બુદ્ધિ વધેજ નકી;
દલપત્ત કહે ભલિભાત ભણી, શુભ બાવનિ વેણ વિવેકતણી.૫૨

દોહરા.

અધમ વચન અભિમાનનાં, અધમ અનિતી વેણ;
પરનિંદાનાં પણ અધમ, અધમાધમ કુટેણ[1]. ૧.
વચન શુદ્ધ તો વિનયનાં, સત્ય સહિત પણ શુદ્ધ;
પરમશુદ્ધ પરહિતતણાં, વળિ નહિ સમય વિરૂદ્ધ. ૨.
શુદ્ધ વચન પણ સમય વિણ, દિસે વિરૂદ્ધ વિશેષ;
રામનુ નામ વિવાહમાં, ગતજિવ પાસ ગણેશ. ૩.
સુંદર ગીત વિવાહનાં, મરણ સમે ન ગવાય;
કરૂણા રસમય કૂટણાં, નવિવાહે વખાણાય. ૪.
રામનામ પોપટ પઢે, અર્થ ન જાણે એહ;
શબ્દ વદે સમજ્યા વિના, તે પણ સરખો તેહ. ૫.
પાત્ર પરીક્ષા પ્રથમ કરિ, વદિયે વચન સદાય;
પાત્ર હોય પાશેરનુ, શેર ન કદી સમાય. ૬.
ઉલટુ બગડે પાત્ર એ, વસ્તુ વ્યર્થ વહિ જાય;
પાસે બીજાં પાત્ર પણ, બગડેલાં બહુ થાય. ૭.
વચન વિવેક વિચારિને, ઉચરો જો મુખ આમ;
દુનિયામાં દલપત કહે, કદી ન બગડે કામ. ૮.

---

આ સાંભળીને રાજાએ કવિયોને કહ્યું કે ભાઈ વિશે કવિતા બોલો.

ભાઈવિષે.

ભાઈ કદાપી ભાઈથી, આપ રહે અણમીલ;
તોપણ તેનું ભાઈને, દુખે દાઝશે દીલ. ૧.

ભુજંગી છંદ.

દુખે દાઝશે ભાઈનું દીલ જેવું,
કદી અન્યનું દીલ દાઝે ન એવું;
સદા કાળ તે સાથ સાચી સગાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૨.
ભિખે ભાઈતો ભાઇને લાજ આવે,
નહિ લાજતો લોકની લાજ લાવે;
દયા લાવશે દીલમાં તે દુખાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૩.

[1] કુટ-જુઠ.

કદી તે લડી બોલ બૂરા કહેશે,
કદાપી બિજાને કહેવા ન દેશે;
ડરે વીર ને દેખિને વેર વાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૪.

શિળી હોય છાયા કટૂ લિંબડા છે,
ભુંડો તોય ભાઈ બિજી તે ભુજા છે;
જુદાઈ ન જાણો દિસે જો જુદાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૫.

મળે જો ઘણા માનવી અન્ય મિત્ર,
ભલે હોય પ્રેમી પુરા ને પવિત્ર;
નહિ ભાઈની તુલ્યતાતો ગણાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૬.

સગાઈ જુની તોય સોના સમાણી,
નવી પ્રીત તે પીતળે જ્યોત જાણી;
સદાકાળ તેતો નહિ સૂખદાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૭.

વિના ભાઈ તે માનવી હોય કેવું,
રહે રાનમાં એકલું ઝાડ જેવું;
અરે સંકટે કોણ એનો સહાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૮.

થશે ભાઈને ઘેર જો રિદ્ધિ સારી,
વળી ભાઈએ આબરૂ જો વધારી;
કૂતે આપણી બોલશું તો ફુલાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૯.

લડયા તોય લોકો કહે એક લોહી,
સભા મધ્ય જાતાં રહે જોડ સોહી;
વિના જોડ સર્વત્ર લાગે લુખાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૧૦.

જુઓ આંખની કાનની જોડ જેવી,
જુઓ હાથની પાવની જોડ તેવી;
તથા ભાઈની જોડ શોભે સદાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૧૧.

પુરૂકામ જામે નહિ જોડ ટાળી,
કહો એક હાથે પડે કેમ તાળી;
નથીરે કશી કાંઈ એમાં નવાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૧૨.

પ્રિતેથીજ માગે કરીને પ્રણામ,
રમાનાથની પાસ દલપત્તરામ;
રહો વીરની જોડ જુક્તે જડાઈ,
ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ. ૧૩.

દોહરો.

ભાઈ ભલો ભૂંડો ભલે, તોપણ તેની તુલ્ય;
જોડ જડે નહિ જગતમાં, મહા ખરચતાં મૂલ. ૧૪.

રાજાએ કહ્યું કે અંગ્રેજી તારીખોના વાર તથા ગુજરાતિ તિથીઓને મળતી તે તારીખો શી રીતે આવે તે કહો.

## વરસ માસ તથા દહાડા વિષે.

### અંગ્રેજી વર્ષ.—દોહરા.

દિન ત્રણસેં પાંસઠ સવા, રાશિ ક્રૂરે રવિ બાર;
ઓછિ મિનિટ અગ્યારવળિ, સેકન પણ અગ્યાર. ૧.

### ગુજરાતી વર્ષ.

ત્રણસેં ચોપન દિન અવર, આઠજ અડતાળીશ;
મિનિટે વર્ષ મહામદી, છે સેકન છત્રીશ. ૨.

### અંગરેજી વર્ષનો વાર.

ઈસ્વીસનના વારનો, ભેદ કહું શુણ ભ્રાત;
સોમ શની ગુરૂ મંગળે, સદ્દીની શરૂઆત. ૩.
વાર જુઓ જે વર્ષનો, કરો સવાયો અંક;
પાણ નહિ તો એક તજિ, સાતે હરો નિશંક. ૪.

### તારિખ અને વાર.—હરિગીત છંદ.

જે આદિજા અકટોબરે ફ્રેમા નવંબર પાંચમી,
એપ્રિલ જુલાઈ બીજિ તે જુન ચોથિ મેની સાતમી;
છઠ્ઠી અગષ્ટે એજ સપટેંબર ડિસેંબર ત્રિજિએ,
દર ચોથિ સાલે માર્ચથી એકવાર વધતો લીજિએ. ૫.

### તીથિ કાહાડવા વિષે—શિર્ષા છંદ.

૧૧ ૨૨ ૩૩ ૪૪ ૫૫ ૬૬ ૭૭ ૮૮ ૯૯ ૧૧૦ ૧૨૧ ૧૩૨ ૧૪૩ ૧૫૪
પા મા પા પી માં પા પી, મેં પા મા પા પી મા પી;
૧૬૫ ૧૭૬ ૧૮૭ ૧૯૮ ૨૦૯
પા મા પા મા મા સ્થાપી, ઈસ્વી સનથી અદ્યાપી. ૬.

### સન ૧૮૬૩ થી અધિકમોસ.

श्राज्ये वैभा अज्ये आ, श्राज्ये चैभा अज्येभा;
श्राज्ये चैश्रा अवैभा, वोलो चारे वारे आ. ૭.

### ખુલાસો.

ત્રીજા દોહરાની મતલબ એવી છેકે ઇસ્વી સનના સૈકડાનું પહેલું વર્ષ સોમવાર, અને બીજા સૈકડાનું પહેલું વર્ષ

રાની વાર. ત્રીજા સૈકડાનું પહેલું વર્શ ગુરૂવાર, અને ચોથાનું મંગળવાર, એજ અનુક્રમે હમેશાં આવેછે; હાલ ઓગણીસમું સૈકુ ચાલેછે; માટે ઓગણીસને ચારે ભાગતાં ત્રણ વધે માટે ત્રીજુ સૈકડુ કહેવાય, તેથી ઇસ્વી સન ૧૮૦૧ નું વર્ષ ગુરૂવાર હતું એમ જાણવું. સદી—એકથી સો સુધીનાં વર્ષ. ચોથા દોહરાની મતલબ એવીછે કે સૈકડામાના જેટલામા વર્ષનો વાર જોયો હોય, તેના આંકને સવાયો કરીને; જેટલી પાનો ઉપર આવે, તે બાદ કરવી, અને પાણ આવી ન હોય તો એક બાદ કરવો. પછી સાતે ભાગતાં જે વધે તેટલામો વાર સદીની શરૂઆતના વારથી જાણવો જેમકે સન ૧૮૭૮ મું વર્ષ કીયા વાર બેઠું તે જાણવું હોય તો ૭૮ ને સવાયા કરીએ એટલે ૯૭ાા થાય; તેમાંથી બેપાણો બાદ કરીને સાતે ભાગતાં ૬ વધે અને આ ઓગણીસામી સદી ગુરૂવારી બેઠીછે, માટે ગુરૂવારથી ગણતાં છઠ્ઠો વાર મંગળ આવે માટે અઢારસેં ૭૮ મુ વર્ષ મંગળવાર બેઠું એમ જાણવું.

હરિગીત છંદનો ખુલાસો—જાનેવારીની પહેલી તારીખે જેવાર હોય તે અક્ટોબરની પણ પેહેલી તારીખે હોય; અને ફેબ્રુઆરી, માર્ચ અને નવંબરની પાચમી તારીખે; તથા એપ્રીલ અને જુલાઈની બીજી તારીખે, જુનની ચોથી તારિખે; અને મેની સાતમી તારીખે, અગસ્ટની છઠ્ઠીએ, અને સપટંબર તથા ડીસંબરની ત્રીજીએ, એજ વાર એટલે જાનેવારીની પહેલી તારીખે જે વાર હોય, તેજ વાર આવે. પણ દર ચોથા વર્ષમાં ફેબ્રુઆરી ઓગણત્રીસ દહાડાનો હોયછે માટે તે વર્ષમાં માર્ચની પહેલી તારીખથી એકવાર વધારે; મતલબ કે રવીવારી આવતી હોય, તો સોમવારી ગણવી.

શીર્ષા છંદની મતલબ એછે કે અંગરેજી વર્ષ માગશર મહિનામાં કે પોસ મહિનામાંજ બેસેછે. અને ઓગણીશ વર્ષ સુધી આ છંદમાં બતાવેલા ઓગણીસ અક્ષરના અનુક્રમ પ્રમાણે આવેછે; તેમાં પપો હોય ત્યાં પોસ અને મમો હોય ત્યાં માગશર સમજવો. ઇસ્વી સનનાં જેટલાં વર્ષ ગયાં હોય, તે આંકને ઓગણીસેં ભાગતાં જેટલા વધે તેટલાનો અક્ષર તે વરસનો જાણવો. જેમકે સન અઢારસે અઠોતેરમું વર્ષ હિંદુના કીયા મહિનામાં બેઠું; તે જાણવું હોય તો અઢારસેં અઠ્યોતેરને ઓગણીશે ભાગીએ એટલે ૧૬ વધે માટે શીર્ષા છંદમાં સોળમો અક્ષર મમોછે માટે માગશર મહિનામાં તે વર્ષ બેઠું એમ જાણવું. પહેલા પપાથી અગ્યાર અગ્યાર ચઢતા દરેક અક્ષર ઉપર આંક લખ્યાછે તેની મતલબ એછે કે પહેલા પપાનું વર્ષ શુદ અગ્યારશે બેસે, અને બીજુ વર્ષ ૨૨ મી તીથીએ એટલે વદ ૭ મે બેસે, અને ત્રીજુ વર્ષ ત્રીજા અક્ષર ઉપર તેત્રીશનો આંક છે, તેમાંથી ત્રીસ બાદ કરતાં, ત્રણ રહ્યા માટે શુદ ૩ ને રોજ બેસે, હવે સોળમા અક્ષર ઉપર ૧૭૬નો આંક છે, તેને ત્રીશે ભાગતાં ૨૬ વધે માટે ૧૮૭૮ મું વર્ષ માગશર વદી ૧૧ બેસે. પણ તેરશે બેઠું છે. એ રીતે એક બે દીવસનો ફેર પણ પડી જાયછે, તેનો ભેદ ઝીણોછે. તોપણ ઉપર લખેલી રીત કરતાં બીજી સહેલી રીત મળી શકતી નથી.

બીજા શીર્ષા છંદની મતલબ એછે કે ઉપલ્યા છંદમાં પપા પછી મમો આવતો હોયતો તે પપાના વર્ષમાં અધિકમાસ હોય; ઓગણીશ વર્ષમાં સાત અધિકમાસ આવે. ઇસ્વી સન અઢારસેં ત્રેસઠમાં શ્રાવણ અધિક હતો. તે વરસથી ૧૧૪ વર્ષના અધિકમાસ આ છંદમાં બતાવ્યા છે. એ છંદનું ત્રીજુ ચરણ ફરી ફરીને ચારવાર બોલવું એમાં અ હોય ત્યાં અષાઢ અને આ હોય ત્યાં આસો જાણવો.

---

રાજાએ કહ્યું કે અતિશય હોય તે કેવું કહેવાય તે વિષે બોલો.

### અતિશય સર્વ અસાર.

દોહરા.

અતિશય શરમ ધરી રહે, ઉચરે નહિ ઉચ્ચાર;
અર્થ સરે નહીં એહનો, અતિશય સર્વ અસાર. ૧.
અતિશય પરોપકારીતે, મોત વગર મરનાર;
કરે વછૂટ્યો વાઘ[1]ને, અતિશય સર્વ અસાર. ૨.
અતિશય દયા દીલે ધરે, દિસે મલીન દે દાર;
વસ્ત્ર વિંછળતાં પણ ડરે, અતિશય સર્વ અસાર. ૩.
અતિશય સાચું ઉચરતાં, લાજ ન રહે લગાર;
ચાહિ કહે સૌ "ચાડિયો," અતિશય સર્વ અસાર. ૪.
અતિશય સંતોશી તજે, ઉદ્યમનો આધાર;
તેથી શું સારૂં થશે, અતિશય સર્વ અસાર. ૫.
અતિશય કહે ઉડાણ સણ, જો અતિ થાય ઉદાર;
કષ્ટ ભોગવે કરજનું, અતિશય સર્વ અસાર. ૬.
અતિશય સ્નેહિપણું સદા, સૌ સાથે સજનાર;
ઠામો ઠામ ઠગાય બહુ, અતિશય સર્વ અસાર. ૭.

---

[1] ઘણો પરોપકારી હોય તે વાઘ જેવાને પણ બંધનમાંથી છોડવા જાય.

અતિશય હિંમત હોયતે, કરે કામ અવિચાર;
મૂર્ખ કહે સૌ માનવી, અતિશય સર્વ અસાર. ૮.
અતિશય વિદ્યાભ્યાસમાં, પામે આયુશ પાર;
પણ પૂરૂ ન ભણી રહે, અતિશય સર્વ અસાર. ૯.
અતિશય ઉદ્યોગી નહીં, વિશ્રામ લે પળ વાર;
પછિ પોતે માંદો પડે, અતિશય સર્વ અસાર. ૧૦.
અતિશય પરદુખ દિલ ધર્યે, બળ્યાં કરે બહુ વાર;
સ્વપને નહીં સુખની ઘડી, અતિશય સર્વ અસાર. ૧૧.
અતિશય ભક્તી આદરે, વશિને વન મોઝાર;
નિરૂપયોગિ તે થાય નર, અતિશય સર્વ અસાર. ૧૨.
હદમાં સઘળુ હોય તે, ઠીક ગણો સઉ ઠાર;
દુનિયામાં દલપત કહે, અતિશય સર્વ અસાર. ૧૩.

પ્રશ્નોત્તર.

આ મીઠું કે ખાર છે, કહો ખરૂં શું નામ;
થોડું તે મીઠું કહો, ઝાઝુ ખાર તમામ. ૧૪.
થોડું તે મીઠું સઉ, એ રાખો ઉર યાદ;
હદથી વધતી હોયતો, સાકર પણ નિઃસ્વાદ. ૧૫.
ઘણી ટાઢ પણ નહિ ભલી, ઘણો ભલો નહિ ઘામ;
ઘણી રિદ્ધિ કે ભૂખપણ, દુઃખમય દલપતરામ. ૧૬.
આગળ છોડાં છોડાં છોતરાં, ઠળિયા છેલ્લે લાગ;
એ સાધારણ નિયમ છે, ભલોજ વચલો ભાગ. ૧૭.

પછી મહારાજા વિજયસંગજી સાહેબે બધા કવિયોને યથાયોગ સિરપાવ આપ્યા. અને કવિ દલપતરામને પોતાના રાજના "કવિરાજ"ની પદવી આપી. અને સભા બરખાસ્ત થઈ.

इति विजयविनोद प्रकरण समाप्त.

# प्रकरण १२ मुं.

## વેનચરિત્ર.

### બાંળલગ્ન નિષેધ અને પૂનર્વિવાહોત્તેજન વિશે.

રાગની દેશીઓ.

આ પુસ્તકમાં ૪૨ દેશીઓ છે. તેમાંની ૧-૨-૩-૭-૨૧ અને ૨૮ મી પિંગળમાં કહેલા ચોપાયા છંદમાં પણ વાંચી શકાશે. અને રાગમાં ગાવાની મરજી હોય, તેને આ નીચે લખેલી દેશીઓમાં વંચાશે.

દેશી દાખલા.

૧ અહો સદાશિવ અહો સદાશિવ બળી તમારી ટેવ.
૨ વૈષ્ણવ નથી થયો તુંરે, હરિજન નથી થયો તુંરે.
૩ ઓખલે પંડ પત્રજ આપ્યું, મહેતાજીને હાથજી.
૪ મામેરૂં મોંઘા મૂલનું,
૫ માતા જસોદા પોઢાડે પુત્ર પારણે.
૬ મારૂં સોનાનુંછે બેડુંરે, છેલ છબીલા છોગાળા.
૭ જંજાળી જીવડે મુક્તીની જુક્તિ ન જાણી.
૮ ઓખા કહેછે સુણ સાહેલી, લાવ નાથને વહેલી વહેલી.
૯ ગુરૂ ગોવિંદને હુ નમુ, વણઝારારે.
૧૦ વૈદરભી વનમાં વલ વલે.
૧૧ હોલી હોલી કહેછે રે, પ્રભુ મારી વહારે ચડો.
૧૨ વનચર વીરા વધામણી, કહેને ક્યાં થકી આવ્યો.
૧૩ વળતી લાડડીને રાણગારીરે, પીઠી ચોળીને પાટ બેસારીરે.
૧૪ નેણ ઓલા લાગ્યારે પનાંને, નેણ ઓલારે.
૧૫ સઈઅર શું કીજે, અનીહાંરે કે દહાડલા કેમ લીજે.
૧૬ જનની જીવોરે ગોપીચંદની.
૧૭. જમનાં તીરે, ક, જોયા વહાલો જમનાંતીરે.
૧૮ ફરી હવે ફાર્બસ જેવોરે, અમલદાર ક્યાં મળે એવા.
૧૯ દવારકાના વાસીરે, વહેલેરા પધારજોરે.
૨૦ તુળસી કાષ્ટમાં ભાર ઘણેરો મહેતા, માળા મનની રાખોરે.
૨૧ પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાશે.
૨૨ કુબજા શું તપ કીધુંરે ઓધાજી એવું.
૨૩ સનેહી શામળોરે, મારા નેણાંનો શણગાર, સુંદરશામ રંગીલા શામળો.
૨૪ અનીરૂધજીની ઘોડલી.
૨૫ મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદથી, કર્મના જીવ તે મર્મ બોલે.
૨૬ વેણ વગાડી, વેણ વગાડી, વેણ વગાડી, વાલીડે વેણ વગાડી.
૨૭ ઓખા કરતી અતી પોકાર, હોરે હઠીલા રાણા.
૨૮ અલબેલીરે અંબે માત, જોવાને જઈએ.
૨૯ ગણેશ વધાવાના ગીતની દેશી.
૩૦ છૈએ ઓળામાં લીધું ખાસડું.

૩૧ વરકન્યા બેઠાંછે એક પાટિજી.
૩૨ અમે ઇડરીઆ ગ્રહ જીત્યારે, પ્રસિદ્ધછે.
૩૩ વળિ વેગે વહેલા પધારજો, લાલ ગોવર્ધન ધારીરે.
૩૪ ખજુરીનો વીંઝણો ડાંડી દાંતનીરે.
૩૫ ભર્યા ભર્યા રે રતનાગર ગાજેછેરે.
૩૬ માતા જશોદા પૂછેરે રાયવર કેમ પોખ્યારે.
૩૭ ગણેશ પાટ બેસારિયા, ભલાં નિપેજે પકવાન.
૩૮ જીવે માણીગર બંદલા.
૩૯ મોહનજીએ મોકલ્યુંરે મોશાળુ.
૪૦ વાઇશું વીઠલરે, પાલવ નવ ઝાલો.
૪૧ પ્રાણિયા ભજીલેને કર્તાર, આતો સ્વપ્નુંછે સંસાર.
૪૨ જે હરીહરા જે હરીહરા.

## ભાગ ૧ લો.

### પદ ૧ લું.—દેશી ૧ લી.

પ્રથમ પ્રણામ કરૂં કર જોડી, ગૌરી પુત્ર ગણેશ;
શુભ પગરણમાં સમરે જેને, સુર નર અને સુરેશ. ૧.
મંગળ કરે અમંગળનું, છે એની એવી ટેવ;
અવળાનું સવળું કરિ આપે, એવા દુંદાળા દેવ. ૨.
ભાગ્યું ઘર સાજું કરી આપે, રાંડયાનું મંડાવે;
એ બેસે ત્યાં સૂતક કે કાંઈ, આભડછેટ ન આવે. ૩.
લાડુ દેખે ગીત સાંભળે, ત્યાં તે જાય સ્વછંદી;
રૂએ કુટે ત્યાંથી રહે અળગો, એવો છે આનંદી. ૪.
જ્યાં જઈ બેસે ત્યાં વીવાનાં, વાજાં છત્રીશ વાગે;
ભાત ભાતનાં ભોજન ભાસે, ભૂખ સરવની ભાગે. ૫.
બ્રાહ્મણને અને ગણપતિને, દોસ્તી છે કહિ દેખાડું;
બ્રાહ્મણને લાડુ ભાવે, લંબોદરને પણ લાડૂ. ૬.
રામનામ કરતાં છે રૂડું, શ્રીગણપતીનું નામ;
વિવાહમાં બહુ વિપરિત લાગે, જો કહિએ ભાઈ રામ. ૭.
દયા કરે દુંદાળો તો, ભલી ભણાય મંગળ ભાષા;
માટે હું મુખથી માગુંછું, પુરો અમારી આશા. ૮.
વળતી વંદુ વાગદેવીને, જે કવિ જનની માતા;
પ્રતાપ જેનો પામી કવિ જન, પ્રસિદ્ધ થયા પંકાતા. ૯.
ઉત્તમ પદવી એવી આપે, મળે નહીં શીર સાટે;
ગરિબ તવંગર સૌ સંસારી, કવીનું ખોટયું ચાટે. ૧૦.
સેવક જનને સુવર્ણનો તે, અખુટ ખજાનો આપે;
સંકટતો તેને રહે શેનું જો માથે કર થાપે. ૧૧.
અમર રહે કીરતી વળી એવું, સુખમાં અમૃત મૂકે;
ઢળી પડે નાણાના ઢગલા, જ્યાં તે થૂ કહિ થુંકે. ૧૨.
સરસ્વતીનો મહિમા મોટો, એનું અકળ સ્વરૂપ;
અમર કર્યા કવિયોને એણે, ભુંસાઈ ગયા કઈ ભૂપ. ૧૩
શ્રોતા સજ્જન લોક તમે સઉ, સુણજો રાખી ધ્યાન;
સરસ્વતીનું સ્મરણ કરી કહું, વેનતણું આખ્યાન. ૧૪.

### પદ ૨ જું.—દેશી બીજી.

સુણજો સભાસદો સારા, સુણજો સભાસદો સારા;
વેનચરિત્ર સુણનારા, શુણજો સભાસદો સારા. ટેક.
ચતુર જ્ઞાતિ ચિતપાવન, બ્રાહ્મણ પૂનામાં પ્રખ્યાત;
નિર્મળ ચિત મોરોબા નામે, યજુર્વેદી વિખ્યાત. શુણજો. ૧.
ધન દોલત ને ઉત્તમ ધંધો, પુત્ર તથા પરિવાર;
નાત જાતમાં નામ વડું, સન્માન કરે સરકાર. શુણજો. ૨.
બીયાંબાઈ પુત્રી બહુ ડાહી, હતી બાળ રંડા તે;
પણ તેને બહુ પ્યારી ગણતા, પ્રાણ સમાન પિતા તે. શુણજો. ૩.
વેદ ધર્મમાં મનની વૃત્તિ, શિવ પૂજન પર પ્રીત;
સંધ્યા સ્નાન સદૈવ કરે, વળી ગાયત્રી જપ નિત્ય. શુણજો. ૪.
શાણા સદ્ગુણિ શાસ્ત્રી પાસે, વંચાવે વેદાંત;
કોઈ સમે સ્મૃતિયો વંચાવે, ભાગે મનની ભ્રાંત. શુણજો. ૫.
કુટંબ સહીત સદૈવ બિરાજી, કથા શુણે શાસ્ત્રીની;
મિત્રો પોતા પાસે બેસે, સ્ત્રિયો સમિપમાં સ્ત્રીની. શુણજો. ૬.
એક સમે વંચાવી એણે, મનુસ્મૃતિ સ્વેચ્છાયે;
પુનર્વિવાહતણું પ્રકરણ, આવ્યું નવમે અધ્યાયે. શુણજો. ૭.
છાસઠમો ને સડસઠમો બે, શ્લોક[1] શાસ્ત્રીએ વાંચ્યા;
અર્થ શુણી શાસ્ત્રી પ્રત્યે, મોરોબા બોલ્યા વાચા. શુણજો. ૮.
એ બે શ્લોકતણો શાસ્ત્રીજી, ભણો ફરી ભાવાર્થ;
કહ્યો પછી તે શાસ્ત્રીજીએ, સંક્ષેપે શ્લોકાર્થ. શુણજો. ૯.
રાજા વેને દ્વિજાતિયોમાં, સખત હુકમ ફરમાવી;
નાત જાતનો નિયમ ન રાખ્યો, વિધવાઓ પરણાવી. શુણજો. ૧૦.
ત્યારે દ્વિજ વિદ્વાનોએ પણ, નિયોગ[2] રાહ ચલાવ્યો;
મિશ્રિત વર્ણ થવાનો રસ્તો, એમ કરી અટકાવ્યો. શુ. ૧૧.

[1] नियोगधर्म. अयंद्विजैर्हिविद्वद्भिः पशुधर्मोविगर्हितः।
मनुष्याणामपिप्रोक्तो वेनेराज्यंप्रशासति ॥ ६६ ॥
समहीमखिलांभुंजन् राजर्षिप्रवरःपुरा
वर्णानांसंकरंचक्रे कामोपहतचेतसः ॥ ६७ ॥

[2] વિધવા બીજા પુરૂષથી પુત્ર ઉપજાવે તે.

શુણિ બોલ્યા વળી વદે, એ તો મોટું આશ્ચર્ય;
નિયોગ રસ્તો છેક નઠારો, કેમ કરે [1]દ્વિજવર્ય. શુણજો. ૧૨.

પદ ૩ જું.—દેશી ત્રીજી.

પરણ્યા વિનાજ પ્રજા ઉપજાવે, એક નહીં તો બીજેજી;
એ વ્યભિચારનો ચાલ નઠારો, ખેદ ધરો કે ખીજોજી. ૧.
શા માટે તે સ્મૃતિયોમાં લખ્યું જે, આમ કિધે નહિ [2]પાપજી;
કળિજુગ કરતાં સતજુગના ધર્મ, ઉત્તમ કહોછો આપજી. ૨.
એ રીત કરતાં તો પુનરવિવાહનિ, રૂડિ લાગે છે રીતજી;
જંગલિ જન પણ જો સાંભળે તો, ખેદજ પામે ખચીતજી. ૩.
એવા સમયમાંહિ સ્વજ્ઞાતિમાં શું, વર ન મળ્યા વિધવાનેજી;
સંકર વરણ શામાટ કર્યાં, એવિ જરૂર હતી શી રાજાનેજી. ૪.
અહો શાસ્ત્રીજી કહો મને, એતે વંશ કિયાનો રાજાજી;
શા માટે એમ તેણે સૌની, મૂકાવિ કુળની માજાજી. ૫.
કિયા પુરાણ વિષે તે રાજા, વેનતણી છે વાતજી;
વળી વિશેષે વિસ્તારીને મને, સમજાવો સાક્ષાતજી. ૬.
શુણિને સંશય કાંઈ રહે નહિ, પૂછવું ન પડે ફરિનેજી;
એવી રિતે સમજાવો શાસ્ત્રી, મુજપર કરૂણા કરીનેજી. ૭.
શાસ્ત્રનિ વાતો શુણતાંજ મારા, પાવન થાશે કાનજી;
ભાગ્ય ભલાં જે મને તમે મળિયા, વિપ્ર વડા વિદ્વાનજી. ૮.
તે શાસ્ત્રીને સરસ્વતીએ, દિધું હતું વરદાનજી;
હું હાજર થઈ રહિશ, તમે જ્યાં ધરશો મારૂં ધ્યાનજી. ૯.
સ્મરણ કર્યું શાસ્ત્રીએ ત્યાંતો, સરસ્વતી સાંચરિયાંજી;
કેમ તમે સંભારી મુજને, એમ મુખે ઉચરિયાંજી. ૧૦.
શાસ્ત્રી કહે આ અગમ્ય વાર્તા, જથાર્થ હું નવ જાણુંજી;
જો દેવી મુજ જીભે વસો તો, વેન ચરિત્ર વખાણુંજી. ૧૧.
જગદંબા પછિ જીભે વશાં, અને આપ્યું જ્ઞાન અખૂટેજી;
મુખથી વાણી એમ છૂટી જયમ, ગંગાનો પ્રવાહ છૂટેજી. ૧૨.

પદ ૪ થું.—દેશી પેહેલી.

પવિત્ર પ્રશ્ન ભલો તમે પૂછ્યો, છે સૌને સુખકારી;
શાસ્ત્રતણી વાતો સાંભળતાં, શુદ્ધ થાય સંસારી. ૧.
વેનતણી વાતો સંક્ષેપે, છે શુકદેવે ગાઈ;
સ્કંધ ચતુર અધ્યાય ચૌદમે, ભાગવતમાં છે ભાઈ. ૨.
વેદ પુરાણતણી વાતો શુણિ, કરિએ પવિત્ર કાન;
આ સંસાર અસાર વિષે, ભાઈ સાર ન એહ સમાન. ૩.
પવિત્ર જનનાં ચરિત્ર મુનિજન, લખી ગયા નિરધાર;
શાસ્ત્ર વિષે સંક્ષેપ લખે, પછિ કવી કરે વિસ્તાર. ૪.
સાત શ્લોક ઉપરથી વ્યાસે, ભાગવત પુરાણ ભાખ્યું;
પાણિનિયે પણ ચૌદ સૂત્ર પર, રચ્યું વ્યાકરણ આખું. ૫.
બાળ ચરિત્ર ચતુર્ભુજનૂ, નરસૈયે જેમ વધાર્યું;
ઓખાહરણ અશલ ઉપર, પ્રેમાનંદે વિસ્તાર્યું. ૬.
વિક્રમ ચરિત્ર વિસ્તાર્યું છે, કવિ શામળભટ શાણે;
એમ બિજાં આખ્યાનકર્યાં, કવિયોએ કંઈ ઠેકાણે. ૭.
તેમજ આજ તમે પુછ્યુ તો, મરજી થઈ છે મારી;
પૃથુરાજાના પિતાતણિ, હું વાત કહું વિસ્તારી. ૮.
ચોવિસ જન્મ ચતુર્ભૂજ કેરા, શાસ્ત્ર કહે છે સાર;
તે મધ્યે પૃથુરાજ ગણ્યા છે, ઈશ્વરનો અવતાર. ૯.
જેના અંગથિ ઈશ્વર જન્મ્યા, એથકિ કોણ પવિત્ર;
માટે તેનું મનમાં લઈને, ચરચ્યું હવે ચરિત્ર. ૧૦.
બ્રહ્માના સ્વાયંભુમનુ, બર્હિ[1]ષ્મતિપુરી ગઢ જેનો;
તેનો પ્રિયવ્રત પુત્રથયો, ઉત્તાંનપાદ સુત એનો. ૧૧.
ધ્રુવનામે ઉત્તાનપાદ. રાજાનો પુત્ર પ્રમાણ;
તેનો વત્સર પછિ પુષ્યારણ, સર્વ પ્રકાર સુજાણ. ૧૨.
પુષ્યારણનો વ્યુષ્ટ થયો, નેં સર્વ તેજ સુત તેનો;
પછિ મનુ ઉલ્મુક અનુક્રમથી, પછિ અંગ થયો સુત એનો. ૧૩.

પદ ૫ મું.—દેશી ત્રીજી.

અંગની અંગના નામે સુનીથા, સંતાન તેને ન એકેજી;
દેવની માનતા તીરથ ને વ્રત, કીધા ઉપાય અનેકેજી. ૧.
યથાર્થ વિધિયે યજ્ઞ કર્યા બહુ, પણ ન થયું સંતાનજી;
ભૂપ ભવનમાં બ્રહ્મસભા ભરિ, પ્રશ્ન પુછે રાજાનજી. ૨.
સર્વે કહોછો જે યજ્ઞ કિધે, મન કામના પુરણ થાયજી;
મારિ ઈચ્છા નથી પૂર્ણ થતી તેનું, કારણ શું કહેવાયજી. ૩.
વિપ્ર સભાએ વિચાર કરી, પછિ ઉત્તર આપ્યો એવોજી;
હે નૃપતી હુતદ્રવ્ય તમારૂં, લેતા નથી કોઈ દેવોજી. ૪.
શું જાણીએ એવું દૂષણ શું છે, કેમ ગણે અપવિત્રજી;
રાય કહે મારો [2]દોષ બતાવો, છો તમે મારા મિત્રજી. ૫.
વળતી વિશેષ વિચારીને વિપ્રો, બોલ્યા ત્યાં એવો બોલજી;
જે જનને પેટે પુત્ર નહીં હોય, તે જન નીચને તોલજી. ૬.

[1] ઉત્તમ દ્વિજ.

[2] मनुः॥ यस्तल्पजः प्रमीतस्य क्लीवस्य व्याधितस्यवा॥ स्वधर्मेण नियुक्तायां स ज्ञेयः क्षेत्रजः सुतः ॥१॥

[1] ब्रह्मावर्तमां.

[2] नागच्छंत्याहुता देवान गृह्णंति गृहानिह ॥ सदसस्पतयोब्रूतकिमवद्यंमयाकृतं ॥२०॥ नरदेवाहिभवता नोघतावत्मनाकस्थितं॥अस्त्येकंप्राक्तनमघंयदिहेदृक्त्वमप्रजः॥२७॥

બેની ઢાળોને સાંગામાંચી સોહામણી,
ખેંચે રેશમ દોરી ખૂબ લડાવે લાડ;
દેખી કાંતિ કુંવરની અતિ રૂડી રળિઆમણી,
મનમાં પૂરણ માને પરમેશ્વરનો પાડ. માતા. ૪.
આપી ચાલણગાડી ચતુરા શિખવે ચાલવા,
ચટક ચટક ચાલે પગ કંકુવરણા લાલ;
થેઈ થેઈ રાખીને આપે આંગળિઓ ઝાલવા,
ચાંપે છાતીમાં આંણીને અદકું વહાલ. માતા. ૫.
નિર્મળ જળ ઝાઝુ લઈ ન્હવરાવે નિરાંતથી,
રૂડાં રંગ ભર્યાં દેખાડે ચિત્ર વિચિત્ર;
આપે મેવાને મિઠાઈ ખાવા ખાંતથી,
વળિ કાંઈ વિધ વિધનાં આપે નહાનાં વાજિંત્ર. માતા. ૬.
આપે મોર ચકોર ચરકલી હાથીદાંતની,
ઘુંઘરો ઘણણ બજાવી રાખે છાનૂં બાળ;
હાથી ઘોડાને પૂતળિયો ભાત ભાતની,
માગે ચાંદો તો પાણીનો પૂરે થાળ. માતા. ૭.
આપે ભમરડી ચકરડી કોયલ ફેરવે,
દેખી સરસ રમકડાં બાળક રાજી થાય;
ચતુરાં ચપટિ બજાવે કર આંગળિને ટેરવે,
હરખ પસાડી તાળી પાડી ગરબી ગાય. માતા. ૮.
શિખવી ભાષા શુદ્ધ મટાડે બોલી તોતળી,
શિખવે કાકા કાકી મામા મામી નામ;
ગણતાં એક થકી સો સૂધી શિખવે છે વળી,
હરતી ફરતી નેં વળિ કરતી ઘરનૂં કામ. માતા. ૯.
શિખવી કક્કાના અક્ષર પદ જૂદાં પાડિયાં,
શિખવે પંદર તિથિ ને પૂરા સાતે વાર;
શિખવે બાર મહિના ખટ રૂતુ નેં પખવાડિયાં,
શિખવે નક્ષત્રો સત્યાવિશ રાશી બાર. માતા. ૧૦.
નહિ શીખે તોપણ માતા તેને મારે નહીં
બીજા બાળક લાવી સરખા સરખો જોડ;
તેની સાથ રમાડે પ્રેમવતી પાસે રહી,
વધતું કોણ ભણે એમ કહી કરાવે હોડ. માતા. ૧૧.
કુંવરજી ઘણું-જીવો કુળનો દીવો તું થશે,
નવજુગ નામ રહે એવાં કાંઈ કરજે કામ;
તારાં જન્મચરિત્ર ગણીને ગ્રંથો ગુંથશે,
જન મન રંજન કવિતા રચિને દલપતરામ. માતા. ૧૨.

પદ ૮ સું.—દેશી પેહેલી.

સંભાળી રાખે સુતને જેમ, જડયું રાંકને રત્ન;
લાડ લડાવે અને રમાડે, પૂરણ કરે પ્રયત્ન. ૧.
બહુ ચંચળતા બાળપણાથી, જોતાં સરસ જણાય;
રૂપાળો સુત રમતો જોઈને, રૂદયે હરખે રાય. ૨.
કિશોર વયનો કુંવર થયો, અને ભણતર પણ બહુ ભણિયો;
વામા ને દક્ષિણાજ નામે, પરણ્યો બે પદમણિયો. ૩.
ધનુર્વિદ્યાં ધીમંત શિખ્યો અને, મલ્લ વિદ્યા પણ માંડે;
ઉન્મત પણ એનાથી લડતાં, પ્રાણ પલકમાં છાંડે. ૪.
વિશ વરસની વયમાં આવ્યો, દુશમન હરપે દેખી;
રાજ કાજમાં દ્રષ્ટી રાખે, પિતાનું ઘડપણ પેખી. ૫.
અવની ઉપર એ કહેવાયો, પ્રબળ પરાક્રમી પૂરો;
કોઈનો પણ અંકુશ નહિ એને, સ્વતંત્ર એવો શૂરો. ૬.
માત પિતાની તો મર્યાદા, રાખે રૂડી રીત;
બ્રાહ્મણ ઉપર ભાવ ધરે નેં, પ્રજા ઉપર પણ પ્રીત. ૭.
જગત વિષે જુના ધારા કોઈ, દુખદાયક જો દેખે;
તે ફેરવવાને તતખીરથી, કરે ઉપાય અલેખે. ૮.
સાર અસાર વિચાર કરીને, શુભ કરવાનું ધાર્યું;
પછિ પોતાનો મમત ન મૂકે, કરે ન કોઈનૂં વાર્યું. ૯.
બોલ્યા તે તો બોલ પાળવો, એવો સ્વભાવ એને;
જો કોઈ તેનો હુકમ ન માને, તો બહુ દંડે તેને. ૧૦.
કપટ ભરિ કોઈ વાત કરે તો, તરત કળી લે તેહ;
વદતાં વાદ વકિલને બાંધે, એવો ચંચળ એહ. ૧૧.
કુંવર પદે નૃપ વેન હતો, અધિપતિ તો રાજા અંગ;
એવામાં એક બનાવ બનીયો, ઉચરૂં એહ પ્રસંગ. ૧૨.

પદ ૯ સું.—દેશી ત્રીજી.

રાજ ગુરૂ રૂષિકેશ્વર નામે, વિશેષ વિદ્યાવંતજી;
તેની નિશાળે ભણતર ભણવા, આવે શિષ્ય અનંતજી. ૧.
વેન કુંવર પણ ત્યાંજ જતો હતો, ભણતર રૂડું ભણવાજી;
તે ગુરૂ પાસે તમામ શિખેલો, ગણિત રૂડું ગણવાજી. ૨.
વૈદક જ્યોતિષ નેં વ્યાકરણ, શિખ્યો કવિતા પણ સારીજી;
રાજ નિતી ઈતિઆદિક ચૌદે, વિદ્યાઓ લીધી ધારીજી. ૩.
ગુરૂજીની અને ગુરૂપત્નીની, સદા કરી બહુ સેવાજી;
રાજકુંવરને ગુરૂ સ્નેહી તે, પુત્ર પિતાના જેવાજી. ૪.
તે ગુરૂને સંતાન નહીં તેથિ, મનમાં રહે ઉદાસીજી;
નાથ સમીપ નિસાસા નાંખે, નારિ થઈ નિરાસીજી. ૫.
કંથ કને વળિ એમ કહે, ધિક બાળ વિના ઘરબારજી;
પુત્રીજ જો કદિ એકજ હોય તો, સફળ થાય સંસારજી. ૬.
જઈ જઈ મસ્તક નિત્ય નમાવે, અનેક દેવો આગેજી;
એકજ પુત્ર કે પુત્રિ આપો, મુખથી એવું માગેજી. ૭.
પછિ સંતાન ગોપાળતણા, ગુરૂએ બહુ જપિયા જાપેજી;
પત્નીએ એક પુત્રી પ્રસવી, તે તપને પરતાપેજી. ૮.

પુત્ર પ્રસવ કરતાં પણ વધતો, એથિ થયો આનંદજી;
મનમાં જાણ્યું જે મુજ ઉપર, રીઝયા બાળમુકુંદજી. ૯.
જાત કરમ જુગતીથી કીધું, તોરણ બાંધ્યાં ટોડેજી;
મંગળ ગીત ભલાં ગવરાવ્યાં, કિધો ઓછવ કોડેજી. ૧૦.
વધાઈનાં વાજાં વગડાવ્યાં, સાકર વહેંચી સહુનેજી;
સગાં સંબંધી ને શિષ્યોને, જમાડિયા જન બહુનેજી. ૧૧.
સ્તુતિ કરી પરિપૂરણ આન્યો, ઇશ્વરનો ઉપકારજી;
દેવ ભલે આ દીકરી દીધી, સફળ થયો અવતારજી. ૧૨.

પદ ૧૦ મું.—દેશી છઠ્ઠી.

મળી માત પિતા મુખ બોલેરે, દેવ ભલે દીધી દિકરી;
ઘેર રાંક રતનને તોલેરે, દેવ ભલે. ૧.
ઉપજાવે આનંદ એવીરે, દેવ ભલે;
જાણીશું જીવન જેવીરે, દેવ ભલે. ૨.
સાચવશું સારી રીતેરે, દેવ ભલે;
પાલણ કરિ પૂરણ પ્રીતેરે, દેવ ભલે. ૩.
નેણાં હરખે છે નરખીરે, દેવ ભલે;
શોભે સુરકુંવરી સરખીરે, દેવ ભલે. ૪.
ધન્ય ધન્ય અવતાર અમારોરે, દેવ ભલે;
પરિપૂરણ પાડ તમારોરે, દેવ ભલે. ૫.
ધન્ય ધન્ય ઘડિને ધન્ય દહાડોરે, દેવ ભલે;
ઉજળો અવસર દેખાડયોરે, દેવ ભલે. ૬.
મોતીડે મેહુલા વુઠયારે, દેવ ભલે;
ત્રિભુવનપતિ અમને તુઠયારે, દેવ ભલે. ૭.
સોનાના સૂરજ ઉગ્યારે, દેવ ભલે;
મનનાજ મનોરથ પૂગ્યારે, દેવ ભલે. ૮.
દિલ દિઠી લાખ દિવાળીરે, દેવ ભલે;
મન ભાવતિનૂ મુખ ભાળીરે, દેવ ભલે. ૯.
રંગે રૂડી રૂપાળીરે, દેવ ભલે;
દેખાશે ડહાપણવાળીરે, દેવ ભલે. ૧૦.
ભણતર ભણશે ભલિ ભાતેરે, દેવ ભલે;
સદગુણિ સખિયો સંઘાતેરે, દેવ ભલે. ૧૧.
કીરતી કવિ મુખ કહેવાશેરે, દેવ ભલે;
ગણિ ગણિ લોકો જશ ગાશેરે, દેવ ભલે. ૧૨.

પદ ૧૧ મું.—દેશી પેહેલી.

વિપ્રે તે પુત્રીનુ પાડ્યુ, વિરજા કુંવરી નામ;
ગુરૂજી પુત્રી પામ્યા તેથી, હરખ્યું આખું ગામ. ૧.
ચંદ્રકળા દિનદિન વાધે તેમ, વધવા લાગી બાળી;
તન મન ધનથી માત પિતા, તેને રાખે સંભાળી. ૨.
ચાર વરસની વય થાતાં, નિશાળે ભણવા મૂકી;
એક વરસમાં અતિશય શીખી, ચિતથી જાય ન ચૂકી. ૩.
રાજકુમારી કરતાં તે, દીસે ઝાઝી રૂપાળી;
એની તુલ્ય ન થાય અપ્સરા, ભૂપ રહે સઉ ભાળી. ૪.
પાંચ વરસની વય થઈ પણ તે, આઠ વરસની લાગે;
ઉત્તમ કુળના પણ આવીને, એ કન્યાને માગે. ૫.
સ્વામી આગળ સાધવી કહેછે, શુણો ભલા ભરથાર;
આજ આપણી વૃદ્ધ અવસ્થા, તનનો નહિ નિરધાર. ૬.
બહુ લાખેણો લાવો લઇએ, પુત્રીને પરણાવી;
સારો દહાડો નજરે જોઇએ, સગાં સરવ તેડાવી. ૭.
મંગળ પગરણ માંડીને, નિજ નાત બધી નોંતરિયે;
નાણું ખરચી હાથ ઠારિયે, કિરતી પ્રસિદ્ધ કરિયે. ૮.
એવો દહાડો કદી ન દીઠો, મેં આખી ઉમરમાં;
માટે તે જોવાની મુજને, ઇચ્છાછે અંતરમાં. ૯.
મોટી થાતાં ઊંચા કુળનો, વર સાંપડશે કયાંથી;
એવા વરતો પરણી બેસે, ન્હાની ઉમરમાંથી. ૧૦.
મોડ ઘાલિ રામણ દીવો લઈ, હું કદી એ નવ ચાલી;
કશિએ લહાણ કદી નવ લીધી, જનમી જગમાં ઠાલી. ૧૧.
એ રીતે વીચાર કહ્યોતે, નાથે મનમાં લીધો;
ઉત્તમ કુળનો વર શોધી, પુત્રીનો વીવા કીધો. ૧૨.

પદ ૧૨ મું.—દેશી ચોથી.

વળતી વીવા કર્યો રૂડો વર જોઈ,
મનમાં એમ જાણે માત તાત, ઉત્તમ દહાડો આજનો;
લગ્ન દિવસ જોઈ નીરધારીયો,
ભલાં વસ્ત્ર વહોર્યાં ભાત ભાત; ઉત્તમ. ૧.
ઘણા સોનાના ઘાટ ઘડાવીયા,
ધામ રંગી કિધાં ધાતકાર, ઉત્તમ;
કંકુ છાંટી કંકોતરી મોકલી,
સગાં સ્નેહિ તેડાવ્યાં અપાર; ઉત્તમ. ૨.
રચી મંડપની રચના ઘણી,
દેખી દેવ રહે મોહ પામી, ઉત્તમ;
પ્રજા સહિત રાજાની સહાયતા,
પછી શોભામાં શી રહે ખામિ; ઉત્તમ. ૩.
નાણું ખરચતાં કસર કરી નહીં,
જાણો ધન્ય ઘડી ધન્ય વાર, ઉત્તમ;
ફરિ ફરિને આ અવસર નહિ મળે,
એમ જાણિ થયાછે ઉદાર; ઉત્તમ. ૪.
જાન આવી જ્યારે ઘર આગણે,
હોંશે વરસાવ્યા મોતીના મેહ, ઉત્તમ;

ચાલી પ્રીતથી પ્રેમદા પોષવા,
થાય દંપતિ પુલકિત દેહ. ઉત્તમ. ૫.
આવ્યા સાજનમાં સુબા સાહેબો,
આવ્યા ઉમદા અમીર વજીર, ઉત્તમ;
રાણી સહિત રાજાજી પધારીયા,
મોટા જનથી ભરાયું મંદીર. ઉત્તમ. ૬.
હાથી ઘોડાની હાર ઉભી રહી,
રથ પાલખિનો નહિ પાર, ઉત્તમ;
કન્યાદાન દિધું ઘણા કોડથી,
સારા સારા સજ્યા શણગાર; ઉત્તમ. ૭.
મોડ ઘાલી ચાલી નારી મલપતી,
કોડે ચોરિમાં પિરશો કંસાર, ઉત્તમ;
જાણે સ્વર્ગના સુખની સિમા મળી,
પામ્યાં હરખ હજાર પ્રકાર; ઉત્તમ. ૮.
ભાતભાતનાં ભોજન આપીને,
ઘણી જુગતે જમાડીછે જાન, ઉત્તમ;
પછી નાત આખી ઘેર નોતરી,
પ્રેમે પીરશાં ભલાં પકવાન; ઉત્તમ. ૯.
લાણુ કરીને શોભા લીધી લોકમાં,
એવું કોણ બિજો કરનાર, ઉત્તમ;
પછી જાનને કીધી પહેરામણી,
નાંણાં ખરચ્યાં હજારો હજાર; ઉત્તમ. ૧૦.
નિત્ય પ્રત્યે નચાવીછે નાયકા,
કરે ગાયક કિરતીનું ગાન, ઉત્તમ;
જાણે મારા સમો જનકોઈ નહીં,
ભલા મુજને તુઠયા ભગવાન. ઉત્તમ. ૧૧.
નર નારી તેઓ નથી જાણતાં,
બિજે દિવસ શો બનશે બનાવ, ઉત્તમ;
જુઓ ગહન ગતીછે ગોવિંદની,
તેનો કોઈ ન કળી શકે ભાવ; ઉત્તમ. ૧૨.

---

## ભાગ ૨ જો.

---

### પદ ૧૩ મું.—દેશી ૭ મી.

ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી;
અકળ કળા ઇશ્વિરની એમાં, શું સમજે સંસારીરે, ગમ. ટેક.
ઉજળો દિન દેખી જન જાણે, ખ્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એતો ઇશ્વર જાણેરે. ગમ. ૧.
પુત્ર જનમ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઈ;
પલક વાર પછી શું નીપજશે, કળી શકે નહિ કોઈરે. ગમ. ૨.
રૂડી રસોઈ તૈયાર કરીને, ભોજન પિરશાં ભાણે;
ભાગ્યવિના ભોજન કરવાની, આશા ફોકટ આણેરે. ગમ. ૩.
ચૂનાબંધ હવેલી ચણાવે, જોવાલાયક જેવી;
વાસ્તુ દિન વૈકુંઠ સિધાવે, ઈશ્વરકૃત ગતિ એવીરે. ગમ. ૪.
મોટા મોટા મનસૂબા કરી, મોટાં પગરણ માંડે;
જાણે નહિ જે જમના કિંકર, કાલ પકડશે કાંઠેરે. ગમ. ૫.
ખારા રણનાં ખૂબ ઝાંઝવાં, ભાળી નહિ ભરમાવું;
દુનિયાનાં સુખ એવાં દેખી, ફોકટ શું ફૂલાવુંરે. ગમ. ૬.
સંસારિક સુખ સ્વપના જેવાં, નહીં ભરૂસો ઝાઝો;
સુખ પાંમી મગરૂર થવું નહિ, દુખ દેખી નવ દાઝોરે. ગમ. ૭.
મુઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળોછે સંસારરે. ગમ. ૮.
પળમાં છાંયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બનેછે, રાંક બનેછે રાયરે. ગમ. ૯.
એક ઘડી આનંદ વધે અને, એક ઘડીમાં શોક;
એકેની સ્થીરતા નથિ અંતે, ફૂળ તેનાં છે ફોકરે. ગમ. ૧૦.
કરિ શકિયે તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઈશ્વરની ઈછા પરમાણે, જેમ રાખે તેમ રહેવુંરે. ગમ. ૧૧.
સુખને છેડે દુખ દેખાશે, સુખછે દુખને છેડે;
દિવસ પછી રજની દેખાશે, દિનછે રજની કેડેરે. ગમ. ૧૨.

### પદ ૧૪ મું —દેશી પેહેલી.

ગુરૂએ પુત્રી પરણાવી પણ, જાન વિદા નથી કીધી;
પેહેરામણિ પરિપૂર્ણ કરીને, લાયક કિરતી લીધી. ૧.
કાંકણ દોરા વરકન્યાને, છે હાથે નથિ છોડયા;
વરને કંકુ ચંદ્ર કરીને, ચોખા છે માંહિ ચોડયા. ૨.
ભલિ ભાતે ભોજન આપીને, કરશે જાન વિદાય;
એવામાં બાળકનીટોળી, પાદર રમવા જાય. ૩.
વર અણવર તે સાથે ચાલ્યા, ગયા વડી વાડીમાં;
રમત ભલી ત્યાં રમવા લાગ્યા, ઝાડતણી ઝાડીમાં. ૪.
કેને માંથે દાવ મૂકવો, તેનો કર્યો વિચાર;
અવાવરૂ ઊંડો પાણીનો, કૂપ હતો તે ઠાર. ૫.
તે પોહોળો ત્રણ હાથ હતો, જોઈ એવો કર્યો ઠરાવ;
સાતવાર જે કદી ન શકે, તેને માંથે દાવ. ૬.
બીજા બાળક કૂદિ ગયા પછી, વરનો આવ્યો વારો;
ચારવાર કૂદિ ગયો પછિ, ચૂકયો ચોટ બિચારો. ૭.
પથ્થર સાથે માંથૂ ફૂટ્યૂં, થયો લોહિ લોહાણ;
પડયો ઊંડા પાણીમાં ત્યાંતો, પળમાં નિકળ્યો પ્રાણ. ૮.

બાળક બિજા બૂમો પાડે, બાગવાન શુણિ આવ્યા;
જોઈ કરી પછિ પાછા જઈને, લાંબી રાશો લાવ્યા. ૯.
અંદર ઉતરીને તતખિરથી, મડદુ કાઢ્યું બહાર;
ત્યાંતો ગુરૂના ઘરસુધી, પહોંચ્યો ત્યાંનો પોકાર. ૧૦.
રાંધિ રસોઈ ધરી રહી ને, વાડિ ભણી સઉ ધાયા;
જઈને જોયું ત્યાંતો દીઠી, પ્રાણ વિનાની કાયા. ૧૧.
તે મડદુ ત્યાંથી પરભાર્યું, લઈ ગયા સમશાન;
ગુરૂજી તો ગભરાઈ ગયા, જ્યાં કથન પડ્યું તે કાન. ૧૨.

પદ ૧૫ મું.—દેશી ૮ મી.

હાહાકાર થયો ઘેર ઘેર,
એતો કહેવાયો કાળોકેર;
હડતાળ પડી હાટે હાટે,
ઘણા લોક રૂએ વાટે ઘાટે. ૧.
સગાં વહાલા ને શેહેરના લોક,
ગયા પાછળ મૂકતા પોક;
નરનારિયો વૃદ્ધ ને બાળ,
લાગ્યાં કલ્પાંત કરવા તે કાળ. ૨.
અંગ રાજાએ એ વાત જાણી,
રોવા લાગ્યાં રાજા અને રાણી;
વેન પંડે ગયો સમશાન,
દીઠા સઉને શોકાતુરવાન. ૩.
કઇકે રોઇને કરી આંખો રાતી,
કઇકિ કરથકિ કુટેછે છાતી;
કઇકિ મૂકેલા હાથ કપોળે,
આજ ગજબ થયો એમ બોલે. ૪.
પરણેતરને થયા દિન પાંચ,
આવી એવામાં મોતની આંચ;
બેહો પુત્રિનો બાપ ત્યાં રડવા,
લાગ્યો બળતી ચિતા મધ્ય પડવા. ૫.
ચિતા સમિપ ગયો જ્યારે ચાલી,
વેને ઝડપથી રાખિયો ઝાલી;
ઝાલતાં પણ નવ રહે ઝાલ્યો,
ચિતા તરફ જોરે જાય ચાલ્યો. ૬.
દેખિ વેન વિશેષ મુંઝાયો,
પામ્યો સઉતાથિ ખેદ સવાયો;
કદિયે દીઠેલ નહિ એવો ઘાટ,
તેથિ તેને થયો ગભરાટ. ૭.
શબ દહન કરી કર્યું સ્નાન,
ભૂલ્યા ગુરૂજી તો શરિરનું ભાન;
ચાલ્યાં પુરમાંહિ પુરૂષોને સામા,
ગુરૂજી દોડે સમશાન સામા. ૮.
લોકો જઈને તેના હાથ ઝાલે,
સાથે લઈને શેહેરભણિ ચાલે;
એમ ઘર સુધિ લાવિયા ઘેરી,
રૂએ ને કૂટે શમા ઘણેરી. ૯.
જોવા લોકો મળ્યા ટોળે ટોળે,
આંસુ પાડે ને ચક્ષુઓ ચોળે;
કઇક કહે આતો થયું અતિ અવળું,
સુતા[1] મુઈ હોતતો આથિ સવળું. ૧૦.
કઇકિ કહે આતો દૈવનો કોપ,
રોપ્યો આજથિ દુઃખનો રોપ;
ત્યાંતો ત્રાહ ત્રાહની પડે તાળી,
લોકો કકળે તે કન્યાને ભાળી. ૧૧.
સાસુ રોઈને કહે હો સલૂણા,
ક્યાં ગયો તું પ્રવાસી પરૂણા;
આમ તરત જવું હતું તારે,
શિદ આવ્યો તો આંગણે મારે. ૧૨.

પદ ૧૬ મું.—દેશી ૯ મી.

શિદને આવ્યો મારે આંગણે, હો સલૂણારે;
દગો દઈને ગયો દૂર દેશ, પ્રવાસી પરૂણારે;
નિશ દિન તારા નામની, હો સલૂણારે;
હોળિ હઈયામાં બળશે હમેશ, પ્રવાસી. ૧.
દાવ વાળ્યો કિયા દિવસનો, હો સ;
કિયા ભવનું તે વાળ્યું આ વેર, પ્રવાસી.
નવ નિદ્રા છતાં આજથી, હો સ;
મારા મુખમાં તેં નાંખ્યું ઝેર, પ્રવાસી. ૨.
ધિક ધિક આ હવે જીવવું, હો સ;
બળ્યો ઉત્તમ આ અવતાર, પ્રવાસી.
ધિક સુખપાલની સાહેબી, હો સ;
ધન મિલકતને ધિક્કાર, પ્રવાસી. ૩.
કાળજું કાપ્યું તેં કારમું, હો સ;
આખો ભવ નહિ ઘાવ રૂઝાય, પ્રવાસી.
વૈદ વારૂ નથી એહનુ, હો સ;
કદિ આ નહિ લાહ્ય ઓલાય, પ્રવાસી. ૪.
છળ કરિને મને છેતરી, હો સ;
માર્યો ગેબી ગોળીનો ઘાવ, પ્રવાસી.

૧ દીકરી.

વેર તું વાળવા અવતર્યો, હો સ;
લાગ દેખીને દીધો દાવ, પ્રવાસી. ૫.
દુઃખે દહાડા કેમ કાઢશે, હો સ;
મારી લાડડી લાડકવાઈ, પ્રવાસી.
દયા આવી નહિ દૈવને, હો સ;
ક્યાંથિ આવ્યો આ કાળ કસાઈ, પ્રવાસી. ૬.
ઘડપણમાં ગભરાવિયાં, હો સ;
મારા પળિયાંમાં નાંખી ધૂળ, પ્રવાસી.
દુખ દરીયામાં ડુબાવીયાં, હો સ;
મારા મનખાનાં કાપ્યાં મૂળ, પ્રવાસી. ૭.
સ્વર્ગનુ સુખ મારે હતું, હો સ;
હું તો મનમાં હતી મગરૂર, પ્રવાસી.
આવો દિવસ વળી આવવો, હો સ;
ન હોતી જાણતી જરીએ જરૂર, પ્રવાસી. ૮.
છતી વસ્તીએ ઉજડ વળ્યૂં, હો સ;
છતે અન્ને પડયો મહાકાળ, પ્રવાસી.
દરિદ્રિ થયાં છતિ દોલતે, હો સ;
વણ આગે લાગી આતો ઝાળ, પ્રવાસી. ૯.
પુત્રિ પામી હોત મરણ તો, હો સ;
વરસ એકમાં વીસરી જાત, પ્રવાસી.
સમજી બેસત મન વાળિને, હો સ;
મને આટલું દુઃખ ન થાત, પ્રવાસી. ૧૦.
મોત થયું હોત માહરૂં, હો સ;
ભલી ભાગ્યશાળી કહેવાત, પ્રવાસી.
પેખવું પડત ન આટલું, હો સ;
શુણવી ન પડત આ વાત, પ્રવાસી. ૧૧.
રિદ્ધિ—હવે કશા કામની, હો સ;
મારૂં જીવતર શી રિતે જાય, પ્રવાસી.
આ વેદના કેમ વીસરે. હો સલૂણારે;
મને શાંતિ શેણે કરી થાય, પ્રવાસી. ૧૨.

પદ ૧૭ મું.

રાગ ઉપર પ્રમાણે.

ધાડ આવી જમરાણની, હો શું કરવુંરે;
ભર્યા શેહેરમાં પાડી ભેળ, મારે હવે મરવુંરે.
વાડી વિખેરી ઉજડ કરી, હો શું;
ગુડી દુશમને કાચી કેળ, મારે હવે. ૧.
દરિયા વચ્ચે વહાણ ડુબિયું, હો શું;
ખુટયા ખારવા કિધાં ખુવાર, મારે હવે.
રણ વગડામાં રિપુ મળ્યા, હો શું;
લુટી સાસરવાસણી નાર, મારે હવે. ૨.
માંડવો માંડ્યો વિખાઈ ગયો, હો શું;
લીલે તોરણે લાગી લ્હાય, મારે હવે.
ફૂટ્યાં ચોરીનાં માટલાં, હો શું;
કેમ દાઝ આ તે ઓલવાય, મારે હવે. ૩.
કાળ કસાઈ કયાંથી આવિયો, હો શું;
માર્યો નિર અપરાધી મોર, મારે હવે.
રિધ સિધ સર્વે રોળાઈ ગઈ, હો શું;
મારાં નિર્બળ કર્મ નઠોર, મારે હવે. ૪.
સાગર સુખનો સુકાઈ ગયો, હો શું;
ખાઈ હબક ઉડી ગયા હંસ, મારે હવે.
દૈવ રૂઠયો મારા ઉપરે, હો શું;
કૃષ્ણ[1] શિર જેમ કોપ્યો કંસ, મારે હવે. ૫.
સોનાની લંકા લુટાઈ ગઈ, હો શું;
સુખ સિંધુ થયો ખારો ઝેર, મારે હવે.
છળ કરી મસ્તક છેદિયું, હો શું;
કટ્ટા વેરિયે વાળ્યું વેર, મારે હવે. ૬.
દુઃખ માંહી પડી દીકરી, હો શું;
મેં તો કાંઈ ન લડાવ્યાં લાડ, મારે હવે.
અમૃત જાણિને વાવિયાં, હો શું;
ઉગ્યાં જન્મથી ઝેરી ઝાડ, મારે હવે. ૭.
મેં ન વળાવી સાસરે, હો શું;
સારા સજીયા નહીં શણગાર, મારે હવે.
સમય દીઠો ન સિમંતનો, હો શું;
મેં ન કીધું મોસાળું સાર, મારે હવે. ૮.
દૌહિત્ર[2] મેં નવ દેખિયો, હો શું;
મેં તો લીધિ નહીં કશિ લહાણ, મારે હવે.
મનની ઇચ્છા મનમાં રહી, હો શું;
મારા પરવશ પડિયા પ્રાણ, મારે હવે. ૯.
કંકુ હતું તે કાજળ થયું, હો શું;
થઈ નાહાછડી કાળિ ઊંન, મારે હવે.
પૂરણ પાપ આવી મળ્યાં, હો શું;
મારૂં પરવારિ ચૂક્યું પુન્ય, મારે હવે. ૧૦.
કુંવર કલઇયો કપાઈ પડયો, હો શું;
હું તો દેખુંછું ઉજ્જડ દેશ, મારે હવે.
ઝાંખી દિશાઓ દિસે મને, હો શું;
હું તો અલ્પ ન દેખું ઉજેશ, મારે હવે. ૧૧.

[1] ગત કલ્પના કૃષ્ણ. [2] દીકરીના દીકરો.

ઘરમાં મને ગમતું નથી, હો શું,
મને ભાસે ભવન ભયંકાર, મારે હવે;
જીવ્યામાં સુખ જરિયે નથી, હો શું,
હું તો નહિ કરૂં અન્ન આહાર, મારે હવે મરવુંરે. ૧૨.

દોહરો.

પછો પિતા પુત્રીતણો, કહે કથન તે કાળ;
કોઈ કદી ન વરાવશો, બાળપણામાં બાળ.

પદ ૧૮ મું.—દેશી ૧૦ મી.

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઈને, વડું ઉપજે વિઘન. બાળ. ૧.
જેમ આંબે મોર જેટલો, ધારે કેરીઓ કોઈ;
નિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ. બાળ. ૨.
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમરમાં એહને, દીસે દુઃખનો દેખાવ. બાળ. ૩.
અણ બનતીતણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાયછે ગોર. બાળ. ૪.
સમજણ કાચી શીશુપણે, નહિ મનસ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર. બાળ. ૫.
અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો[1] જમાન;
શું સરે ? શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બાળ. ૬.
માબાપનો મુરખાઈનો, એતો છે આડો આંક;
વાંકું થએ પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ. ૭.
લહાવો લેવાની લાલચે, કઈક લાજને કાજ;
આંખો મિચીને ઊંડે કુવે, પડે કરિ પતરાજ. બાળ. ૮.
પાછળ શું પસતાઈએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બાળ. ૯.
સંકટ દેખી સુતાતણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ. બાળ. ૧૦.

પદ ૧૯ મું.—દેશી ૧ લી.

રાજ ગુરૂને ગુરૂપત્ની, નીશ વાસર કરે વિલાપ;
ખાય નહીં અને પિયે નહીં, તનમાં ઉપજે પરિતાપ. ૧.
પાંચ દિવસ ઉપવાસ થયા, પણ કર્યું નહીં જળ પાન;
સમજાવા જન જાય ઘણા પણ, કોઈનું કહ્યું ન માને. ૨.
અંતર નિશ્ચય એમ કર્યો જે, અનશન વ્રત લઈ મરવું;
આ દુઃખ નહિ ઓછું થાવાનું, જીવીને શું કરવું. ૩.

[1] ચોરીમાં હોમ કરીને અગ્નિ દેવને જમાન આપે છે કે એમે એક દીલથી ચાલીશું.

રાજા અંગ ને સુનિથા રાણી, મળી ગયાં સમજાવા;
તોપણ ગુરૂજી ને ગુરૂ પત્ની, ખચિત ન બેઠાં ખાવા. ૪.
કઈક જનો ગુરૂજીને લીધે, આપ કરે ઉપવાસ;
રૈયતમાં ગભરાટ ઉઠ્યો, અને અતિશય ઉપજ્યો ત્રાસ. ૫.
પાંચ વરસની પુત્રી તું, નથિ વસ્ત્ર પેહેરવા શીખી;
એટલામાં રંડાપો આવ્યો, વાત અઘાત સરીખી. ૬.
કહે ગુરૂ અમે નજરે દીઠો, પ્રલયકાળ પ્રત્યક્ષ;
જીવવાનું અમને નથિ ગમતું, ભાવે નહિ હવે ભક્ષ. ૭.
બહુ દિન ખાધું બહુ દિન પીધું, બહુ દિન સુખ ભોગવિયાં;
છેલી વારે કર્મ સંજોગે, આવાં દુઃખ અનુભવિયાં. ૮.
દેહ તજી આ દુનિયામાંથી, હવે જશું પરલોક;
વચન તમારાં વ્યર્થ જશે, કથણી નવ કરશો ફોક. ૯.
અંગ કહે ગુરૂ એમ ન કરવુ, છો તમે સમજુ શાણા;
શું ઝાઝું તમને કહિયે, અમે શિષ્ય સરવ કહેવાણા. ૧૦.
તમે ગુરૂ બીજા સઉને, સમજણ દઈ સમજાવો છો;
માટે તમને ન ઘટે આવી, જે દિલગિરિ લાવો છો. ૧૧.
અહો ગુરૂ કદિ પણ કશિ વાતે, મુંઝાઈ નવ મરિએ;
વિષમ મહા વિપતી વેળાએ, ધીરજ અંતર ધરિએ. ૧૨.

પદ ૨૦ મું.—દેશી ૭ મી.

વિપતી વેળાએ,
ધીરજ અંતર ધરિએ;
કોટિ પ્રકારે કષ્ટ પડે પણ,
મુંઝાઈ નવ મરિએરે. વિપતી. ટેક.
ઈશ્વરની ઇચ્છાથી આવે,
સુખ દુઃખ તે તો સહિએ;
મરવાથી મટનાર નથી,
રૂદયામાં સમજી રહિએરે. વિપતી. ૧.
કદી કોઈ કારાગ્રહમાંથી,
છળ કરિ છાનો છૂટે;
બહુ વિધ બળિયો રાજા બમણો,
ક્રોધ કરીને કુટેરે. વિપતી. ૨.
ઈશ્વરની ઈચ્છા આગળથી,
છળથી કેમ છૂટાશે;
ઘર લૂટયાનુ સુણિ ઘર બાળ્યે,
ખુબ ખાસરાં ખાશેરે. વિપતી. ૩.
ધણિએ જે કરવાનુ ધાર્યું,
મિથ્યા શાથી થાશે;
અખિલ સ્થળે એનોજ અમલ છે,
જીવ નાશી કયાં જાશેરે. વિપતી. ૪.

સીતા[1] સરખી શુદ્ધ સતીને,
પકડી ચાલ્યો પાપી;
દ્વાદશ વર્ષ વશ્યાં દુખમાં,
નિજ તન નહિ તજ્યું તથાપીરે. વિપતી. ૫.
પંચ વચે પંચાળીનાં પટ,
તુચ્છમતીએ તાણ્યાં;
રૂડી સતીએ ધીરજ રાખી,
અકાળ મોત ન આણ્યાંરે. વિપતી. ૬.
લાજ ઘટે સુખ સાજ ઘટે,
કે રાજ ઘટે કદી રૂડું;
દેહ વિષે મહા દુઃખ પડે કે,
કલંક આવે કુડુંરે. વિપતી. ૭.
મોટા મોટા ને માથે પણ,
આપદ પડીયાં એવાં;
પાપતણાં ફળ આપતણાં તે,
લેખે ગણીને લેવાંરે. વિપતી. ૮.
જોઈ બાળક રડતું જનનીની,
આંખે આંસુ આવે;
પણ તેના તનનો મળ તેતો,
ધોઈ પછી ધવરાવેરે. વિપતી. ૯.
એમજ ઈશ્વિર શીક્ષા આપી,
સઉને શુદ્ધ કરે છે;
સમજૂ જન સમજીને સાંખે,
મૂરખ રોઈ મરેછેરે. વિપતી. ૧૦.
કોઈ રોગીની કાયા કાપે,
વૈદ ભલુંજ વિચારી;
એમજ આપણને ઈશ્વર જે,
કરશે તે સુખકારીરે. વિપતી. ૧૧.
માતાના સ્તનમાં પય મેલ્યું,
સઘળું કીધું સવળું;
દલપતરામ કહે દુનિયાનું,
એ કેમ કરશે અવળુંરે. વિપતી. ૧૨.

### પદ ૨૧ મું.—દેશી પેહેલી.

પટરાણી ગુરૂ પત્નીની પાસે, વળતી બોલી વાણી;
જરીએ દુઃખનો અંત ન જાણો, અંત દેહનો આણી. ૧.
કરતારે ધાર્યું કરવાનું, તે નહિ મિથ્યા થાય;
તન રૂપી અંચળ તજવાથી, જીવની પિડા ન જાય. ૨.
દુનિયામાં કેટલાંક દુઃખતો, હરિ ઈચ્છાથી આવે;
કઈક દુઃખતો પ્રાણી પોતે, અણસમજ્યાં ઉપજાવે. ૩.
કુપથ્ય કરિયેતો કાયામાં, વધે રોગનો રોષ;
આપે દુઃખ ઉપજાવ્યું એમાં, દૈવનણો શો દોષ. ૪.
બાવળિઆ આંગણામાં રોપે, સૂળો પગમાં વાગે;
એમાં કેનો વાંક કહાઢિએ, કહિએ કેની આગે. ૫.
ઊંનુ ખાતાં મુખમાં દાઝે, તે પોતાની ભૂલ;
કઠણ ઉપાને[1] પગ પિડાયે, તે પણ તેની તુલ્ય. ૬.
બાળપણે બાળક પરણાવે, ઉપજે ફળ પછિ આવું;
કહો પછી તે કષ્ટ થવામાં, કેનો વાંક ગણાવું. ૭.
રોગ થયો નેં ઓષડ ન કરે, વાંક કરમનો કહાડી;
મહીમંડળમાં મૂરખ એવા, દુઃખ વેઠેછે દહાડી. ૮.
છતે ઉપાએ સંકટ સાંખે, એ પણ મૂરખ એવો;
વિવેક સહિત વિચાર વિના કદિ, દૈવને દોષ ન દેવો. ૯.
મર્મ વચનમાં મહારાણીએ, સરવે સાર જણાવ્યો;
પણ તે વિચાર ગુરૂ પત્નિના, અંતરમાં નહિ આવ્યો. ૧૦.
રૂએ કુટે મસ્તક પોતે, પછાડે પૃથ્વી સાથ;
મુનિથાયે પછી ત્યાં સંભળાવિ, ગરૂડ પુરાણની ગાથ. ૧૧.
મરનારાની પાછળ રડતાં, લાભ નથીજ લગાર;
આપણને પીડા ઉપજે, મહાદુઃખ પામે મરનાર. ૧૨.

### પદ ૨૨ મું.—દેશી ૭ મી.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવુંરે. વાલાની. ટેક.
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈરે. વાલાની. ૧.
લીંટ લાળનેં આંસુ ઝરે તે, જમચર પાય પરાણે;
રૌરવ મહારૌરવના દુઃખથી, એ દુઃખ અદકુ જાણેરે. વાલાની. ૨.
કોઈ છાતી કુટે શિર કુટે, ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારાને માથેરે. વાલાની. ૩.
લોક વખાણે કે ન વખાણે, તે સઉ સાંખી રહિએ;
જો હઈયામાં હેત વધે તો, દુઃખ તેને શિદ દઈએરે. વાલાની. ૪.
શત્રૂતા સંપૂરણ હોયતો, રડો કુટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાં ને વળિ મારોરે. વાલાની. ૫.
કુટ્યા થકી જો કાંઈ દેખો તો, કુટો લઈનો પાણો;
શા માટે તમે કુટી શરિરમાં, રોગ ઉપાવી આણોરે. વાલાની. ૬.
એવી શોભા મેલો અળગી, વળગી રહો માં વેહેમે;
જેથી સુખ ઉપજે એ જીવને, પુણ્ય કરો કંઈ પ્રેમેરે. વાલાની. ૭.

[1] સીતા, દ્રુપદી વગેરેની વાતો કલ્પ ભેદની જાણવી.

[1] ખાસડાંએ.

રેશો તોપણ તે નહિ જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દિલ શોધી, માનો શિક્ષા મારીરે. વાલાની. ૮.

પદ ૨૩ મું.—દેશી ૮ મી.

એવી રીતે રાજા રાણીએ, કહ્યાં કથન ઘણાં વાણીએ;
તોય દંપતિ દિલગિર થાય, કરે ક્લેશ તે જોયો ન જાય. ૧.
પાંચે પરધાનને ત્યાં તેડાવ્યા, એજ અવસરમાં તેઓ આવ્યા;
નર નારીનો શોક બુઝાવા, સર્વે મળિને લાગ્યા સમજાવા. ૨.
થાકયા સરવે જનો સમજાવી, તોય તેઓને ધિરજ ન આવી;
વેન ને ગુરૂને ઘણી માયા, જીવ એક ને જુદી છે કાયા. ૩.
એવું જાણીને એને બોલાવ્યો, વેન તતક્ષણ ત્યાં કણે આવ્યો;
તેણે વચન કહ્યાં મન માન્યાં, તોય દંપતિ નવ રહ્યાં છાનાં. ૪.
સરદારો પરસ્પર બોલે, દુખી લોકના દાખલા ખોલે;
એક કહેજે અમારો પાડોશી, મુઓ શેઠ ને જીવે છે ડોશી. ૫.
એની પુત્રિ આ રીતે રંડાઈ, નથિ કાકો ભોજાઈ કે ભાઈ;
બહુ એવાં બન્યાં છે રે બાઈ, નથી આપણે ઘેર નવાઈ. ૬.
બીજો બોલિયો લાવી વિવેક, કોટિધ્વજ સાહુકાર છે એક;
એને ઉદર છે એકજ કંન્યા, આથિ વધતો એને થયો અન્યા. ૭.
કન્યાદાન આનંદથી દીધું, નથી કંસાર ભોજન કીધું;
ચોરીમાં હજી પગ નથિ મુકયો, પૂરો વર પરણી નથી ચુકયો. ૮.
વરને મુર્છિ આવીજ એવામાં, તરત પ્રાણ તજ્યોજ તેવામાં;
કર્યો કુટંબ બધે કકળાટ, અતિ ઉપજ્યા સઉને ઉચાટ. ૯.
પણ એનો નથીરે ઉપાય, દૈવ ઉપર દાવો ન થાય;
કન્યા છે સાત આઠ વરસની, નથી થઈતે હજી પૂરાં દસની. ૧૦.
તેજ કન્યાનાં માત ને તાત, દુઃખ પામે છે દિવસ ને રાત;
કુટી રોઈને કરેછે પોકાર, વળતિ બોલિયો વેન કુમાર. ૧૧.
ખાલી રૂદન કરે પામી ખેદ, ભાઈ ભાળવો ઈશ્વરી ભેદ;
કરતારે જે નિયમ કરેલા, નથિ જગતમાં કોઈથી ફરેલા. ૧૨.

પદ ૨૪ મું.—દેશી ૧૧ મી.

કર્ત્તારે કરેલારે, નિયમો ન ફરવાના;
ઘણા લોકો ઘેલારે, રોઈને શું કરવાના. ટેક.
આગળથી એણે અતિ વિચારિને, રચના રચી છે રૂડી રીત;
સર્વને ફાવતું તો શિ રીતે આવે, ખોળી જુઓને ખચીત;
સ્વારથના સાથીરે, અવળું ઉચરવાના. કર્ત્તારે. ૧.
ફળ પત્ર માટે ને છાંયાને માટે, આંબા બનાવ્યા અધીક;
હાથી કહેજે ઊંચા હોતતો સારૂં, અને બકરી કહેજે નિચા ઠીક;
કરતારે કેનારે, ભાળો દેહ ભરવાના. કર્ત્તારે. ૨.
દિલગિર થાય કે દિલમાં ખુશી રહે, થવાનું તેજ થનાર;
મળવાનું વખતે આવીને મળશે, જવા બેઠું તે જનાર;
નિયમો ન મટેરે, મરણુ અવતરવાના. કર્ત્તારે. ૩.
વિશ્વપતિને નથી વહાલો કે વેરી, સઉપર સરખો છે સ્નેહ;
સઉનું સારૂં ધારી સર્વ કર્યું છે, એમાં નથીરે સંદેહ;
ઉપાય આપ્યા છે રે, હરકતો હરવાના. કર્ત્તારે. ૪.
વરસાદ વરસે ને વાટે જવું હોય, છત્રી ઓઢો નિજ શીશ;
ભીંજાય વસ્ત્ર તો ભગવત ઉપર, રૂદય ન રાખવી રીશ;
તમે કોપો તેથીરે, દેવ નથી ડરવાના. કર્ત્તારે. ૫.
વાટે વટી જવાની વટેમારગુની, વાટ જુએ જો વરસાદ;
વરસવાનો કદિએ વારો મળે નહિ, માટે બાંધી છે મરજાદ;
આઠ માસ કોરારે, વાટમાં વિચરવાના. કર્ત્તારે. ૬.
ટાઢ પડે ત્યારે ટાઢે છાંયે જઈ, વસવું કરીને નિવાસ;
ઘરમાં ન વસે તો પામે ઘણું દુઃખ, તે કેની કહિએ કચાશ;
સૃષ્ટા[1] તો સામગ્રીરે, ધરણીમાં ધરવાના. કર્ત્તારે. ૭.
ટાઢ પડે ત્યારે તાપે કે ઓઢે, રાજા અને વળિ રાંક;
તેમ ન કરે તો તે દુઃખ પામે તેમાં, વિશ્વપતિનો નહિ વાંક;
છે છતા ઉપાયોરે, એમાંથી ઉગરવાના, કર્ત્તારે. ૮.
કોઈ પદારથ નાશ પામ્યા અને, જો તેની હોય જરૂર;
તો તેવાને તેવા બીજા તપાસો, દિલનો વેહેમ તજી દૂર;
પ્રલય જે પામ્યારે, એ નથી ઉછરવાના. કર્ત્તારે. ૯.
એક સ્થાનકમાં દુઃખ દેખો તો, બીજે સ્થળે રહો આપ;
જુની જગ્યા સાથે જીવ જોડીને, શિદને પામોછો સંતાપ;
હઈએ હઠ રાખીરે, નથી કોઈ હરવાના. કર્ત્તારે. ૧૦.
ટાંકાનું જળ ખુટે તો લાવે કુવેથી, કુવો ખુટે તો બીજે જાય;
ટાંકું ખુટયું માટે પાણીજ નહિ પિવું, એમ કહીને અકળાય;
એ તો મૂર્ખ મોટારે, મુંઝાઈને મરવાના. કર્ત્તારે. ૧૧.
છેક ઉપાય જેનો એકે ન સુજે ત્યારે, ધારવી ધીરજ ઘણીજ;
જાણવું જે કદિ જગતમાં જમી પર, હતીજ નહિ તે ચીજ;
સંભારી સંભારીરે, અર્થ નથી સરવાના. કર્ત્તારે. ૧૨.

પદ ૨૫ મું.—દેશી ૧ લી.

વળતી વેને વિવિધ પ્રકારે, ગુરૂને ધીરજ દીધી;
પણ ગુરૂએ અને ગુરૂપત્નીએ, આંખ ઉંચી નવ કીધી. ૧.
વેનકુમાર વિચાર કરેજો, શો કરિએ ઉપાય;
દુઃખ વિસરીને ગુરૂના દિલમાં, શાંતી શાથી થાય. ૨.
ઘાટ ઘણા મનમાંહિ ઘડે પણ, કશું ન સૂજે કરવા;
ગુરૂની પુત્રીનૂ દુખ પેખી, લાગ્યાં આંસૂ ઝરવા. ૩.
વેન કહે એક વાત કહું જો, ગુરૂજી કરો ક્ષમાય;
આ ગભરાટ બધો મટવાનો, એકજ છે ઉપાય. ૪.

[1] જગતકર્ત્તા.

પાંચ વરસની પુત્રી આ, પરણ્યાની વાત ન પ્રીછે;
તો તેનો ફરિ વિવાહ કરવો, એમાં અડચણ[1] શી છે. ૫.
ગુરૂ કહે ફરિ લગ્ન કર્યાનો, નથી અમારો ચાલ;
તે માટે ફરિ વિવાહ કરતાં, હરકત મોટી હાલ. ૬.
સારસ્વત જેવા વિપ્રો વળિ, જન જે કણબી જેવા;
પુનર્લગ્ન તો એજ કરે, અમે નથી અધર્મી એવા. ૭.
બનવાનું તે બનિયું પણ, એક વાતે છે ગભરાટ;
પુત્રીનૂ પોષણ કોણ કરશે, એજ મને ઉચાટ. ૮.
કુંવર કહે ધીરજ ધારો તો, ઉચાટ ટાળુ એહ;
બેહેન ગણીને હુ પાળિશ, જ્યાં સૂધી મારો દેહ. ૯.
ગુરૂ પુત્રીને પોષણ થાવા, વળિ આપ્યું એક ગામ;
વિવેક વાતે ગુરૂપત્નીનુ, દુખ ટાળ્યું તે ઠામ. ૧૦.
અન્ન જમ્યાં અને જળ પીધું ત્યારે, ખુશી થયા સઉ લોક;
વેને કઈક દિવસ વીત્યે, મૂકાવ્યો સઘળો શોક. ૧૧.
શોભીતો સિરપાવ દઈને, જમાડિ કીધા તૃપ્ત;
વેનકુંવરને વાત ન વિસરે, ગુરૂથી રાખે ગુપ્ત. ૧૨.

---

## ભાગ ૩ જો.

### પદ ૨૬ મું.—દેશી ૧ લી.

દક્ષિણ દેશે સંયમની પુરિ, ત્યાંનો જે સરદાર;
તાત તેહ સુનિથા રાણીનો, સઉ જાણે સંસાર. ૧.
એક દિવસ કાશદ આવ્યો તે, ત્યાંથી કાગળ લાવ્યો;
સુનિથાએ શિરનામુ વાંચી, લઈ કાગળ વંચાવ્યો. ૨.
લાયક શબ્દ લખેલા તેમાં, પ્રીત સહીત પિતાએ;
ઉલટ ધરીને એક ચિત્તથી, સર્વ સુણ્યા સુનિથાએ. ૩.
રે પુત્રી પરણી ને ગઈ તું, પછી ફરી નહીં આવી;
માત પિતાનું કદી સ્મરણ તું, લક્ષવસા નહિ લાવી. ૪.
મેં ફરિ મુખ તારૂં નવ દીઠું, ઉદાસ છું હું એથી;
આ કાગળ વાંચીને વહેલી, તરત આવજે તેથી. ૫.
માતા તારી નિશદિન ઝંખે, મનમાં તુજને મળવા;
દેખું મુખ દૌહિત્રતણું તો, ચિંતા લાગે ટળવા. ૬.
વરસ ઘણાના વિજોગ ભાગે, તો હું હઈએ હરખું;
પેટતણી જો પ્રજા મળે પછી, સારૂં શું તે સરખું. ૭.
તુજને અહિંનાં સગાં સંબંધી, સદૈવ સઉ સંભારે;
બાળ સનેહી સઈરો કહેછે, સુનિથા મળશે ક્યારે. ૮.
મેં તુજને મનમાંહિ ગણી છે, પુત્ર થકી પણ પ્યારી;
તુજને દિઠાવિના દાઝે છે, છણ છણ છાતી મારી. ૯.
તે માટે સુતને સાથે લઈ, અહીં આવજે વેહેલી;
થોડા દિન રહિ પાછી જાજે, માસ પુરાથી પહેલી. ૧૦.
જો સ્વામી સાથે આવે તો, તે વળી સૌથી સારૂં;
સારા સગા મળે અમને તો, અંતર ઠરે અમારૂં. ૧૧.
આ કાગળમાં અલ્પ લખ્યાથી, અતિશય સમજી લેજે;
ઉતાવળી આવીને અમને, દિલમાં શાંતી દેજે. ૧૨.
તુજને સંભારૂં ત્યાં આંખે, આવે આંસૂ ધાર;
સુનિથા સુનિથા એમ કરૂંછું, આઠ પોહોર ઉચ્ચાર. ૧૩.

### પદ ૨૭ મું.—દેશી ૮ મી.

પત્ર હેતથી લઈ નીજ હાથે,
દાબ્યો સુનિથાએ છાતીનિ સાથે;
પ્રેમે આંખોમાં આવિયાં પાણી,
સ્નેહ સ્મરણથિ છાતી ભરાણી. ૧.
પટરાણી ગઈ પતિ પાશ,
કર્યાં વિનયનાં વચન પ્રકાશ;
સ્વામીછો મારા પ્રાણથિ પ્યારા,
એક નિમિષ ન મેલું હું ન્યારા. ૨.
મારાં વૃદ્ધ થયાં માત તાત,
વાસ્તે મળવાની કહાવે છે વાત;
મને આગના આપોજો આપ,
કરૂં માત પિતાનો મેળાપ. ૩.
સાથે તેહીને વેન કુમાર,
મળિ આવું જઈ એકવાર;
પ્રાણનાથ જો આપ પધારો,
ફળે મનનો મનોરથ મારો. ૪.
એવું સાભળિને કહે અંગ,
મારાથી ન અવાય તુજ સંગ;
રાજ્ય સૂનુ કદી ન રખાય,
કેડે કંઈક ઉપદ્રવ થાય. ૫.
જંવા ઇચ્છા થઈછે તમારી,
નથી રાખતો તમને હું વારી;
પણ વેહેલાં તરત જઈ વળજો,
પૂરાં બોલ પ્રમાણેજ પળજો. ૬.
વીશ દિવસ વિજોગના જાશે,
વીશ વરસ મનેતો જણાશે;
જેને હોય કુભારજા નારી,
તેને વેળા વિજોગની સારી. ૭.
તું તો પ્રેમનિ પેટી છે પ્યારી,
તારી નમ્રતા વિશ્વથી ન્યારી;

[1] उद्वाहितापिया कन्या नचेत्संप्राप्तमैथुना॥पुनःसंस्कार-महर्ते यथाकन्यातथैवसा ॥ निर्णया सिंधौनारदोक्तं॥

તારા બોલ મધુર રસ ભરિયા,
મારા અંતર માંહિ ઉતરિયા. ૮.
સાવધાન થઈને સંચરજો,
રસ્તે કુંવરનું રક્ષણ કરજો;
વળતિ વેન કુંવરને બોલાવી,
સર્વે વાત કહી સમજાવી. ૯.
વળી મંત્રીને કહ્યું મહીનાથે,
સેના સારી મોકલજો સાથે;
એટલામાં આવ્યા જોશીબાવા,
જોવા બેઠા મુહૂર્તત્યાં જાવા. ૧૦.
જન્મ પત્રિકા વેનની કહાડી,
વેને ઝડપીને તે નાંખી ફાડી;
ગુરૂ પુત્રી લગન નિરધાર,
તે તમેજ હતા કરનાર. ૧૧.
જન્મ પત્રી સાચી કહે કોય,
નામ વિધવા જગતમાં ન હોય;
ઢાંકી રાખો તમારાં હાચાં,
નથી શુકન મુહુરત પણ સાચાં. ૧૨.

પદ ૨૮ મું—દેશી ૧૨ મી.

શુકન મુહુરત સાચાં નથી, એતો ભ્રમણા છે ભાઈ;
જન્મોતરી પણ જાણજો, ઠાલી ઠગની ઠગાઈ. ટેક.
સારા શુકન જોઈ સાંચરે, આવે જો ખત્તા ખાઈ;
તોપણ વેહેમ ટળે નહીં, મોટી એ મુરખાઈ. શુકન. ૧.
શોધિ મુહુરત રાજશત્રૂએ, બંડ કારમાં કીધાં;
વણ મુહુરતેજ વિજય કરી, રાયે ફરિ રાજ લીધાં. શુકન. ૨.
શુકન જોતાં સમો જાય છે, જાય હાથથી બાજી;
કાંતો હિમત હટી જાય છે, તતકાળની તાજી. શુકન. ૩.
મુહુરત જોતાં મનુષ્યનાં, કઈનાં વણશાં છે કામ;
માટે મુહુરત મેલો પડચાં, લોને દેવનું નામ. શુકન. ૪.
અડચણો આડી હોય જે, એજ છે અવજોગ;
વાર કવાર ન વાંચશો, આપે કરતાં ઉદ્યોગ. શુકન. ૫.
આ કહુંછું અનુભવ થકી, નહિ મિથ્યા મમતથી;
વેહેમ તજો મારા વહાલાઓ, કરો કામ હિમતથી. શુકન. ૬.
કઈક કહે ટાળ્યા નવ ટળે, લખ્યા છઠ્ઠીના લેખ;
તોપણ તે શોધે શુકનને, પુછેછે મીન મેખ. શુકન. ૭.
શોધે શરોદા શોખીને, ચંદ્ર સૂરજ નાડી;
સત્ય અસત્ય શોધ્યા વિના, દંભ રાખેછે દહાડી. શુકન. ૮.
રોગીનો રોગ મટાડવા, શોધો વૈદકે સાચું;
જંત્ર ને મંત્ર જુઠા ગણી, કાંટો દંભીનું હાચું. શુકન. ૯.
મૂર્ખ લોકો કરે માનતા, જાણે રોગ ઘટાડે;
દેવો દેવો નથી લાંચીયા, લાંચ લઈને મટાડે. શુકન. ૧૦.
માનતાથી જો મરે નહીં, જર વાળાજ જીવે;
પૂરી રચાવે પાંચસે, દીપ માળાઓ દીવે. શુકન. ૧૧.
ભ્રમણા ભાગો બાઈ ભાઈયો, ઉરમાં સમજીને આમ;
ભાવે ભલે પ્રભુને ભજો, કરે પૂરણ કામ. શુકન. ૧૨.

પદ ૨૯ મું.—દેશી ૧ લી.

એવું શુણિને અંગ કહેછે, સાંભળ સુજ્ઞ કુમાર;
વિપ્રતણું અપમાન ન કરિએ, ઉન્મત થઈ કોઈ વાર. ૧.
રાજ્ય બધું છે વિપ્ર વડે, વિપ્રો રઈયતમાં મુખિયા;
વિપ્રો સાથ વિષાદ કરીને, કોઈ થયા નથિ સુખિયા. ૨.
રઈયત આ અવસર રાખેછે, વિપ્રોનો વિશ્વાસ;
વિપ્રોને છંછેડીશ તો તું, નિશ્ચે પામિશ નાશ. ૩.
સેનાપતિને વશ સેના રહે, કે ન રહે અંતરમાં;
પણ વસ્તી વિપ્રોને વશ છે, સઘળી આ અવસરમાં. ૪.
રાજકાજના બધા કાયદા, દ્વિજ વર બાંધી દેછે;
તેઓની સ્મૃતિયો અનુસારે, અધિપતિ અમલ કરેછે. ૫.
ક્રિયે અવસરે કારજ અનુકુળ, મુહૂર્ત્ત મતલબ એછે;
વળી ઠરેલો સમય ફરે નહિ, એ પણ ફિકર રહેછે. ૬.
તે માટે વિપ્રોને પૂછી, કારજ સગળાં કરિએ;
જો વિપ્રો અનુકુળ હોયતો, વિચાર પાર ઉતરિએ. ૭.
એમ કહીને વેનકુંવરને, દ્વિજને પગે નમાવ્યો;
વાત પિતાએ સત્ય કહી એમ, વિચાર અંતર આવ્યો. ૮.
પછિ મુહુરત મોસાળ જવાનુ, વેને પૂછી લીધું;
શુભ મુહુરત રવિવારે છે, જોશીએ ઝાહેર કીધું. ૯.
ચાર દિવસ આગળથી સેના, સજ કરવાને માંડી;
રસ્તાની સામગ્રી સર્વે, કીધી આળસ છાંડી. ૧૦.
સઉને મન આનંદ ઘણો પણ, વેન રહે ઉદાશી;
મનની પીડા મનમાં રાખે, કહે ન ક્યાંઈ પ્રકાશી. ૧૧.
જે દીઠું તે નથિ વીસરતું, ગુરૂ પુત્રીનૂ દુઃખ;
દિલગિરિમાં નિસ દિવસ રહે અને, ઉદાસિ દીસે મુખ. ૧૨.

પદ ૩૦ મું.—દેશી ૮ મી.

ગુરૂપુત્રિ જે રાંડેલિ ફરતી, નથી વેનને વાત વિસરતી;
એક રાંડયાથિ મનમાંહિ આણ્યું, સર્વે વિધવાનું સંકટ જાણ્યું. ૧.
એથિ ઉરમાંહિ ધારિયું આવું, ક્યારે પુનરવિવાહ ચલાવું;
કઈક શેઠ અને સાહુકાર, કઈક ક્ષત્રિ શાણા સરદાર. ૨.

એક એકે બોલાવિ એકાંત, ભાગે સર્વના મનતણી ભ્રાંત;
વેન સઉને બહુ સમજાવે, પુનર્લગ્નથિ લાભ બતાવે. ૩.
શુણિ સઉ કહે વેનકુંવર શું, વિપ્રો કરશે પછી અમે કરશું;
વેને વિપ્રોને બહુ સમજાવ્યા, એ તો ઉલટાજ હઠપર આવ્યા.૪.
ત્યારે વેને અંતરમાં વિચાર્યું, આમ તો ન બને મારૂં ધાર્યું;
કંઈકિ રઇયિત વિપ્રોથિ રૂઠે, વાદ વદવા સામી થઈ ઉઠે. ૫.
ત્યારે મારૂં કહેલું મનાય, વિધવાના વિવાહ કરાય;
એવો લાગ તપાસ તપાસે, કેમ વિપ્રોથી વસ્તી ઉદાસે. ૬.
એવું માંડયું કુસંપનું મૂળ, એથિ અંતે તો ઉપજીયું શૂળ;
વેન સમજુ હતો ઘણો સારો, પણ માણસં જાત બિચારો. ૭.
વિધવા દુઃખ દેખી અકળાયો, નાંખ્યો સહસા સુધારાનો પાયો;
ઇચ્છા ઇશ્વિરની હશે એવી, તેથી ઉપજી તેને મતિ તેવી.૮.
શુભ કરવા બેઠો તે તો સાચું, પણ તે કામ રહી ગયું કાચું;
જ્યારે હોય જુવાનિનું જોર, ત્યારે આવે ઉતાવળો તોર. ૯.
કુદિને કરે સાહસ કામ, કાંતો સુધરે કાં બગડે તમામ;
ધાર્યું કામ પડે કદિ પાર, તો વખાણે સરવે સંસાર. ૧૦.
નહિતો નિંદા કરી કહે એમ, બાળ બુદ્ધિવિના કરે કેમ;
જ્યારે જન હોય જોબનવાન, ત્યારે હિમત હોય જુવાન.૧૧.
વૃદ્ધ વયમાં હિંમત વૃદ્ધ થાય, નહિ સાહસ કામ કરાય;
સારૂં નરસું જે કામ થવાનું, જુવાનીમાં બહુ બનવાનું.૧૨.
શ્રોતા સાંભળજો સઉ ભ્રાત, વળી વેનતણી કહું વાત;
વસ્તિ વિપ્રમાં અંટસ ધરવા, વેન તદબીર લાગ્યો કરવા. ૧૩.

પદ ૩૧ મું.—દેશી ૧ લી.

એક સમે શુભ રાજ સભામાં, ધર્મ કથા ગુરૂ વાંચે;
રાજા રાણી રાજકુંવર ત્યાં, પ્રધાન બેઠા પાંચે. ૧.
કહે ગુરૂજી જે રાજાની, પ્રજા કરે પુણ્ય પાપ;
તેમાંથી કાંઈ ભાગ ભોગવે, અધિપતિ આપો આપ. ૨.
માટે પ્રજા વિષે રાજાએ, ધર્મ પ્રવૃત્તી કરવી;
અધર્મનો અટકાવ કરીને, હરકત સર્વે હરવી. ૩.
એવું સુણતાં તતક્ષણ વેને, પ્રણામ કરિને પુછયું;
અહો ગુરૂ મને ઉત્તર આપો, શિષ્ય તમારો હુંછું. ૪.
કણબી આદિક કુળની વિધવા, ફરી વિવાહ કરેછે;
વૈષ્ણવ કે શિવ મારગમાં રહિ, ધર્મ વિશુદ્ધ ધરેછે. ૫.
સારસ્વત બ્રાહ્મણ સમજે છે, જુના અમારા ધારા;
સંધ્યા વંદન શિવપૂજન કરિ, ગાયત્રી જપનારા. ૬.
પુનર્લગ્ન વિધવાનાં કરતાં, પણ નથિ ગણતા પાપ;
તથાપિ તેને નિપદાનો, ઉપદેશ કરોછો આપ. ૭.
ક્રિયા ક્રિયા કુળને શાસ્ત્રે, આપીછે આજ્ઞા એવી;
ક્રિયા શાસ્ત્રમાં લેખ લખ્યોછે, કહી શ્રુતી છે કેવી. ૮.
કહે ગુરૂ સઉ વિપ્રતણો, આચાર શાસ્ત્રમાં એક;
ચારે વરણતણા જૂદાછે, વધતો એજ વિવેક. ૯.
પણ પરણેતરના ધારાતો, શાસ્ત્રે સઉના સરખા;
પુનર્વિવાહ કરેછે તે તો, પાપી પૂરા પરખ્યા. ૧૦.
વિવાહ[૧] ધર્મ નથી જૂદો, શૂદ્રાદિક કોઈ વરણનો;
એવાને ઉપદેશ કરે તે, મારગ પેટ ભરણનો. ૧૧.
અધર્મનો પૈસો આવ્યાથી, ભૂપ પાપમાં ગરક;
એ માટે સઉ એમ કહેજો, રાજાને અંતે નરક. ૧૨.

પદ ૩૨ મું.—દેશી ૧૩ મી.

વેને જાણ્યું ભલો આવ્યો લાગરે,
વસ્તિ વિપ્રને કરૂં અણરાગરે;
એવું ધારિ બોલ્યો તતખેવરે,
તમે સત્ય કહ્યું ગુરૂ દેવરે. ૧.
પુનર્લગ્ન જે લોકો કરેછે રે,
મહા પાપનો ભાર ભરેછેરે;
એનો ભૂપને આવેછે ભાગરે.
એથી હરકતો નૃપને અથાગરે. ૨.
કર આવે કોટી રૂપૈયાનોરે,
તોય તરતો ન થાય ખજાનોરે;
નાણાવટીને પેદાશ લગારરે,
તોય પાસે રૂપૈયા અપારરે. ૩.
એનુ કારણ એજ જણાયરે,
પુનર્લગ્નનું પાપ ભરાયરે;
હમણાં તો હું જઇશ મોસાળરે,
પણ પાછો આવીશ જે કાળરે. ૪.
ત્યારે બાંધવો પાકો પ્રબંધરે,
કોઈ કરે નહિ વિધવા સંબંધરે;
સઉને કહેજો સમાચાર આવારે,
નહિ દઈએ પુનર્લગ્ન થાવારે. ૫.
એતો તમનેજ સોંપુંછું કામરે,
વાત કરજો પ્રસિદ્ધ તમામરે;
એવું શુણિને ગુરૂજી સિધાવ્યારે,
એતો પોતાતણે ઘેર આવ્યારે. ૬.
ગુરૂએ ઊંડો મર્મ નવ જાણ્યોરે,
અતિ આનંદ અંતર આણ્યોરે;
તેજ દિવસથિ લાગ્યા કહેવારે,
પુનર્લગ્ન થવા નથિ દેવારે. ૭.

[૧] પુનર્વિવાહ.

બિજે દિવસ ભૂપાળનો બાળરે,
માતા સાથે સિધાવ્યો મોશાળરે;
સાથે સેના લીધી ચતુરંગીરે,
ગયો દક્ષણ દેશ ઉમંગીરે. ૮.
ઘણાં બખતર પાખર ખળકેરે,
અસ્ત્ર શસ્ત્ર અતી ઘણાં ચળકેરે;
સેનામાં વડી નોબતો વાજેરે,
જાણે ગગન વિષે ઘન, ગાજેરે. ૯.
ફરકે પચરંગિ નિશાનરે,
જાણે ઓપેછે ઈંદ્રકમાનરે;
હય હહણે ને ચિંકારે હાથીરે,
ભાલા વાળા શોભે સાથે ભાથીરે. ૧૦.
વેન પહોંચ્યો મામાના પુરમાંરે,
સઉને આનંદ ઉપજ્યો ઉરમાંરે;
ત્યાં જઈ દિવસ રહ્યા દશબારરે,
સગાં વહાલાંનો મેળવ્યો પ્યારરે. ૧૧.
સુનિથા મળિ માત પિતાનેરે,
વેન મળિયો મામી મામાનેરે;
પછી ઘેર જવા રજા લીધીરે,
આસે સારિ વિદાગિરિ દીધીરે. ૧૨.

પદ ૩૩ મું.—દેશી ૮ મી.

વેન મોશાળથી પાછો વળિયો, પુરપંથે પોતાને તે પળિયો;
હેતે હથિયાર પકડ્યાં છે હાથે, માતા સુનિથા છે વેનની સાથે. ૧.
એક કોશ રહ્યું એનુ ગામ, અલ્પ દિવસ રહ્યો એવે ઠામ;
ઝુકી રહી છે ત્યાં વનતણી ઝાડી, પ્રૌઢ પહાડછે એક અગાડી. ૨.
ત્યાંથી સુંદર સરિતા વહે છે, જોગ સાધવા જોગી રહેછે;
આંબા આદિક વૃક્ષની ઓળ, ઉપર પક્ષી કરે કલ્લોળ. ૩.
લીલાં ઘાસ ત્યાં ગાયો ચરેછે, ત્યાં શિકારી શિકાર કરે છે;
હરણ વાનર રીંછ ને હાથી, કહેતાં પાર ન આવે કહ્યાથી. ૪.
સિંહ વાઘ કરે મહા સોર, લિલી ભૂમિ ભાસે ચારે કોર;
પુષ્પના છોડ છે મન ગમતા, ભોગી ભમરા ઉપર દિસે ભમતા. ૫.
વાયુ શીળો સુગંધિત વહાય, એવું દેખી બોલી સુનિથાય;
પુત્ર અહિં થોડીવાર ઉતરિયે, ફુલ ઝાડના ઝુંડમાં ફરિયે. ૬.
વેને માતની વાત પ્રમાણી, ઉતર્યાં રાજકુંવર અને રાણી;
સેના સઘળિયે વિશ્રામ કીધો, વેન વન જોવા ચાલિયો શીધો. ૭.
એકે અનુચર લીધો ન સાથ, હેતે સાહ્યો સુનીથાનો હાથ;
વનમાં વિચર્યાં માતુશ્રી ને તંન, પુષ્પ વીણી વખાણિયું વંન. ૮.
એવે દુરથી આવ્યું શુણવામાં, મહા દુઃખથી રુએ કોઈ રામા;
લાગી કૌતક જેવી તે વાત, ત્યારે પુત્ર પ્રત્યે બોલી માત. ૯.
અરે પુત્ર આ સાંભળ આપ, કોઈ વનિતા કરેછે વિલાપ;
હશે વ્યંતરિ એ વનમાં તો, હશે જોગણિ જક્ષણી કાંતો. ૧૦.
માટે આપણે અહિંથીજ ફરિયે, સેના સાથે શેહેરમાં વિચરિયે;
વેન કહે હુંતો જઈશ તે જોવા, રામા કોણ બેઠીછે એ રોવા. ૧૧.
માયે વેનને બહુ વિધ વાર્યો, તોય વેન તે તરફ પધાર્યો;
મેલું કુંવરને એકલો કેમ, માયે અંતરમાં ધાર્યું એમ. ૧૨.
માટે હેત ઘણું હઈએ ઘાલી, માતા પુત્રની પાછળ ચાલી;
મહા હિંમત રાખીને મનમાં, વેન જાયછે ચાલ્યો તે વનમાં. ૧૩.

પદ ૩૪ મું.—દેશી ૧૦ મી.

વેન કુંવર વનમાં ગયો, સુનિથા થઈ સાથ;
નદિ તટમાં નજરે પડી, એક અબળા અનાથ. વેન. ૧.
કાષ્ટ ચિતા ખડકી કરી, ત્યાં કિધેલિ તૈયાર;
બળિ મરવાની તે બાઈને, હતીવાર લગાર. વેન. ૨.
અબળાએ દીઠાં આવતાં, રાણિ રાજકુમાર;
શરમાઈ ગઈ મન સુંદરી, છાની રહી તેણી વાર. વેન. ૩.
રોઈ રોઈ આંખો રાતી થઈ, આંખે ખારા દેખાય;
શરિરમાં હાડકાં ચામડી, જરિએ લોહિ ન જણાય. વેન. ૪.
ડોળ દેખી એના દેહનુ, તરત અનુભવ થાય;
માહાદુઃખનુ માર્યું માનવી, મનમાં મરવાને ચહાય. વેન. ૫.
જોતાંજ રાણીના જીવમાં, દયા ઉપજી અપાર;
અરેરે આવાં પણ દુખીઆં, દીસે દુનિયાંમોઝાર. વેન. ૬.
રાણીએ ચાંપી રૂદે વિષે, આપી ધીરજ અંગ;
વેન કહે બેહેન બોલ તું, તારા દુઃખનો પ્રસંગ. વેન. ૭.
બાઈ બોલી મારા દુઃખનું, તમારે શું છે કામ;
જાઓ તમે ચાલ્યાં મારગે, મારૂં લેશો ન નામ. વેન. ૮.
જે દુઃખ મટવાનો જગતમાં, નથી એકે ઉપાય;
એતો અંતરમાંજ રાખવું, કહેવાથી શું થાય. વેન. ૯.
તમથી આ દુઃખ તલ જેટલું, ઓછું કરિ ન શકાય;
આકાશ તે જ્યાં તુટી પડે, દિરીથી ન ઝિલાય. વેન. ૧૦.
દેવ જે દુઃખ ટાળી શકે, માનવી કોણ માત્ર;
માટે મારે મરી છુટવું, ગોરાં બાળીને ગાત્ર. વેન. ૧૧.
જેની ઉપર થાય જગતમાં, કાળો દૈવનો કોપ;
શી કરે મનુષ્ય સહાયતા, થાય અમર અલોપ. વેન. ૧૨.
કુંવર કહે તું છું આજથી, મારી ધર્મની બેહેન;
આ સુનિથા માતા આપણી, હવે દુઃખ રહે ન. વેન. ૧૩.
જો તારૂં દુઃખ ન ટાળિ શકું, તો તજું જીવ આપ;
નહિ તો મારે માથે માનની, પ્રસેકાળનું પાપ. વેન. ૧૪.
કાળજું ખોલિને કહે તું, કર તારૂં પ્રકાશ;
વગર કહ્યો વેદનાતણો, નવ થાય વિનાશ. વેન. ૧૫.

શરમ કશી જોતું રાખ તો, બ્રહ્મહત્યા હજાર;
નામ ને ઠામ સુધાં નક્કી, તારૂં કર તું ઉચ્ચાર. વેન. ૧૬.

દોહરો.

વેનતણાં વચનો શુણી, સ્ત્રી બોલી તે ઠામ;
અરે કુંવરજી હું રહું, સદા તમારે ગામ. ૧.

પદ ૩૫ સું.—દેશી ૧ લી.

અરે કુંવરજી હું રહુંછું અહિં, સદા તમારે ગામ;
છું દિલની દુખિયારી મારૂં, કમળાગૌરી નામ. ૧.
જન્મ ધર્યો મેં ભૃગુગોત્રી, ભાર્ગવ બ્રાહ્મણને ઘેર;
સાત વરસની વયે પિતાએ, પરણાવી શુભ પેર. ૨.
બિજે વરસ બળીઆને રોગે, સ્વર્ગ ગયો મુજ સ્વામી;
રોતિ હતી મુજ માતા, હું પૂરી સમજણ નવ પામી. ૩.
સુવાસણીનો સ્વાંગ મને, મારી માએ ન તજાવ્યો;
બહુ લડાવ્યાં લાડ પિતાએ, પ્રેમ વિશેષ જણાવ્યો. ૪.
બિજી મારી બેહેનપણીઓ, સાસરિએ જઈ આવે;
સજ્યા હોય શણગાર, નિરખતાં તે મારે મનભાવે. ૫.
મા મુજને મોકલશો ક્યારે, એમ કહેતી હું જ્યારે;
મારી માની આંખે ખરખર, આંસૂ ખરતાં ત્યારે. ૬.
સાસૂ સસરો સ્વર્ગ ગયાં, ઘર વેચી જમાડી નાત;
હું પીયરમાં રહું અને, નવ સમજુ કશિએ વાત. ૭.
માત પિતા ગત થયાં. મને જ્યાં વર્ષ થયાં અગ્યાર;
બાવિશ વર્ષતણો મુજ બાંધવ, રાખે મુજપર પ્યાર. ૮.
પહ્લું મારૂં વેચીને, ભાઇને પરણાવી નારી;
મેં જાણ્યું ભોજાઈ આવીને, સેવા કરશે મારી. ૯.
પણ ઘર કામ કરાવે ને, ભોજન આપે ભોજાઈ;
સોળ વરસની હું થઈ અને, સમજાણી પણ કહેવાઈ. ૧૦.
તિરથ જઈ ઉતરાવ્યો માહારો, સુવાસણીનો વેષ;
માથે મુંડો કરતાં અંતર, ઉપજ્યો અતિ કલેશ. ૧૧.
પાછી આવી ઘેર નિરંતર. છણ છણ બળતી છાતી;
વૃદ્ધ બિજી વિધવાઓ સાથે, કથા સાંભળવા જાતી. ૧૨.
એક સમે સધવા વિધવાના, વિવિધ ધરમ વંચાયા;
તે સાંભળતાં તો તતક્ષણ ત્યાં, કંપી મારી કાયા. ૧૩.
કઈ વિધવા તે કહ્યા પ્રમાણે, પાળી શકશે પ્રીતે;
સોળ વરસની વયમાં હું કેમ, રહી શકું એ રીતે. ૧૪.

પદ ૩૬ સું.—દેશી ૩ જી.

પ્રસંન કરવો નિજ પતિને, સધવાનો એજ સ્વધર્મજી[1];
વિધવાના[2] છે ધર્મ વિશેષે, મુનિજન જાણે મર્મજી. ૧.
પલંગ ઉપર વિધવા પોઢે, તો તે પાપી થાયજી;
જો કદિ બીજીવાર જમે તો, જરૂર નરકે જાયજી. ૨.
સારાં વસ્ત્ર શરીર સજે નહિ, જેમાં કંઈ જરિયાનજી;
નહિ તો વિધવા નારિ અંતે, નરકે પડેજ નિદાનજી. ૩.
એક દિવસ ઉપવાસ કરે, જો છબે [3]પુરૂષનો છેડોજી;
નહિતો તેનો નકી જાણજો, બુડે નરકમાં બેડોજી. ૪.
વરકન્યાના વરણનનાં, કદિ વિધવા નવ ગાય ગીતજી;
નહિતો વિધવા નારી નરકની, ખાણે પડેજ ખચીતજી. ૫.
વ્રત ઉપવાસે દેહ દમન કરી, રસ કસ ભોજન તજવુંજી;
આભૂષણ કશુંએ પણ અંગે, સુવરણનુ નહિ સજવુંજી. ૬.
ધોળાં વસ્ત્ર શરીરે ધરવાં, સન્યાસણિના સરખાંજી;
નહિ તો તેનાં કુળ એકોતેર, નરકે જાતાં નરખ્યાંજી. ૭.
એ સાંભળતાં અંતરમાં હું, અતિશે થઈ ઉદાશજી;
સ્વર્ગે જવાની આશા છોડી, નિશ્ચય થઈ નિરાશજી. ૮.
શી રીતે એ સગળું પાળું હું, બારે વરસે બાળાજી;
આ ભવ બગડ્યો પરભવ બગડ્યો, અરે કરમના કાળાજી. ૯.
પલંગ તજી જો કરૂં પથારી, શરીર સઘળું દૂખેજી;
જો બે વાર જમૂં નહિ તો હું, મરૂંજ ભુંડી ભૂખેજી. ૧૦.
જરકશિનાં મોળિયાંતણી તો મને, કાંચળિનું મન થાયજી;
પુરૂષતણા છેડા તો રસ્તે, જાતાં અડકી જાયજી. ૧૧.
એક ઘડી ભુખિ હું રહી ન શકું, કેમ બને ઉપવાસજી;
ધોળાં વસ્ત્ર શરીર ધરૂં તો, લોક કરે ઉપહાસજી. ૧૨.

પદ ૩૭ સું.—દેશી ૧ લી.

કાળાં પટ ક્ષત્રિણિયો પેહેરે, ભાતવિના વૈશ્યાણી;
બ્રાહ્મણિયો શ્રુતિ વચનો ઉપર, પગ દઈ રેડે પાણી. ૧.

---

૧ स्त्रिभिर्भर्तृवचःकार्यमेषधर्मःपरःस्त्रियः ॥ इतियाज्ञवल्क्यः ॥

૨ निर्णयसिंधौ ॥ विधवाकबरीबंधोभर्तुबंधायजायते
सिरसोवपनंतस्मात्कार्यंविधवयासदा ॥ १ ॥
एकाहारःसदाकार्योनद्वितीयःकदाचन
मासोपवासंवाकुर्याचांद्रयणमथापिवा ॥ २ ॥
पर्यंकशायिनीनारीविधवापातयेत्पतिम् ॥
नाधिरोहेदनड्वाहंप्राणैःकंठगतैरपि ॥
कंचुकंनपरिदध्याद्वासोनविकृतंवसेत् ॥
तांबुलाभ्यंजनंचैवकांस्यपात्रेचभोजनम् ॥
यतिचब्रह्मचारीचविधवाचविवर्जयेत् ॥

३ स्वासन्नसंबंधहीनानरास्पृश्यानकर्हिचित् ॥
शृंगारवार्त्ताननृणांकार्याश्रव्यानवैकचित् ॥
नहोलाखेलनंकार्यंनभूषादेश्चधारणं ॥
नधातुसूत्रयुक्सूक्ष्मवस्त्रादेरपिकर्हिचित् ॥

જેઠે જમીન તપે ઘણી, તપે વિજોગણ તન;
એક તાપ ઉપરતણો, બિજે તાપે તપે મુજ મન. સંકટ. ૯.
અષાઢે ઘન ચડિ આવિયો, મધુરા બોલે મોર;
કુદકા મારે કાળજું, સારૂં જાગે જુવાનીનું જોર. સંકટ. ૧૦.
શ્રાવણમાંહિ સુહાગણી, પિયુશું રમે ચોપાટ;
કોટે વળગી કંથને, હેતે હીંચે હીંચોળા ખાટ. સંકટ. ૧૧.
ભાદરવો ગાજે ભલો, દિલ દાઝે તે ઠામ;
દશ દિશ બોલે દેડકા, એતો દાઝયા ઉપર જેમ ડામ. સંકટ. ૧૨.
નદિયે હું ન્હાવા ગઈ, છાયા લીલા છોડ;
ચકવા ચકવી ત્યાં દિઠાં, સારા ભાગ્યનાં દીસે સજોડ. સંકટ. ૧૩.
અરે નદી ઉનાવળી, પિયુને મળવા જાય;
ઉછરંગેથી ઉછળે, એને હઈડે હરખ ન સમાય. સંકટ. ૧૪.
આસો માસે નોરતાં, ગોરી ગરબા ગાય;
લેરખડી લટકાં કરી, સ્વામી સામું તે જોતી જાય. સંકટ. ૧૫.
દીવાળીના દહાડલા, સરસ ગણે સઉ કોય;
શણગરાઈને સાંચરે, મારે હોળી હૈયામાં હોય. સંકટ. ૧૬.

પદ ૪૦ મું.—દેશી ૧૫ મી.

બપૈયો તો નિર્લજ થઈને, પિયુ પિયુ એમ ઉચારે;
હું મુખ પિયુ પોકારૂં નહિ પણ, મનતો પિયુ પિયુ પોકારે;
ધિરજ હું તે કેમ ધારૂં, રાણિજાયા રૂદય બળી જાય મારૂં;
મારા દિલની હું દાઝ કેમ કરી ઠારૂં. ૧.
મોભ ગયો ને મૂળ ખવાયાં, ખાલિ પડ્યું ખંડેર;
નિર ઉપયોગી નહારૂ લાગે, તેથી ન શોભે શેહેર. ધિરજ. ૨.
આ દુનિયામાં એવિજ મુજને, અણખપની અવતારી;
અપશકની લોકોને અમથી, અડચણની કરનારી. ધિરજ. ૩.
જેનૂ અરધું ગળું કપાયું. જરૂર નથી જીવનારૂં;
તરફડીયાં મારે તે કરતાં, તરત મરે તો સારૂં. ધિરજ. ૪.
કાળ કસાઈ જગત જંગલમાં, સુખિ જીવને સંહારે;
માંસ વિનાનાં મુજસરખાં દુખિ, તેને તો તે ન વિદારે. ધિરજ. ૫.
સુતાર કરવતથી કાપે તે, દુનિયાના જન દેખે;
પણ ઘણ ખોતરી ખાય કાઠ તે, પ્રત્યક્ષ કોઈ ન પેખે. ધિરજ. ૬.
આ દુનિયાંનો એવો ધારો, પર પીડા ન વિચારે;
સતો બળતી પોકાર કરે જન, જે અંબે અંબે ઉચારે. ધિરજ. ૭.
ચિતામાં બળતાં ચાર ઘડીમાં, આવે દુખનો આરો;
મુજ દુઃખના મહાસાગરનો હું, ક્યાંઈ ન દેખું કિનારો. ધિરજ. ૮.
અરે અળશિયાં આ પૃથિવમાં, મુજથી સુભાગ્યવંત;
ચાતુર માસ પછિ તો એની, આવે આવરદાનો અંત. ધિરજ. ૯.
વિવેક હીન વિધાતા છે, દુખીઆને બહુ જીવાડે;
કલોલ કરતાં કુમળાં ફુલને, સ્વલ્પ સમયમાં નસાડે. ધિરજ. ૧૦.
જીવ વિનાની કાયા જેવી, જળ વિણ નદી નહારી;
પાંજરિયું પોપટ વિણ, તેવી, નાથ વિનાની નારી. ધિરજ. ૧૧.
ક્યાં જઈને ફરિયાદ કરૂં, કોણ ચડશે મારી વારે;
કોઈ ન મારી બૂમ સાંભળે, ક્યાં કરૂં દુઃખનો પોકારે. ધિરજ. ૧૨.

પદ ૪૧ મું.—દેશી ૧ લી.

કઈકિ દિવસ મેં કષ્ટે કાઢ્યા, ઘડી ન દીઠી સુખની;
પણ વળિ શી કહું વાત વરણવી, આજ દિવસના દુઃખની. ૧.
હેલ ઉપાડી પાણી ભરવાં. હું ગઈ આજ દહાડે;
વળતાં મારગ વચમાં મારો, ખશી પડયો પગ ખાડે. ૨.
પડી જવાથી મુજને વાગ્યું, હેલ હતો તે ભાગી;
રોતી રોતી ઘેર ગઈ, ત્યાં ભાભી લડવા લાગી. ૩.
રીસ કરીને ભાભી બોલી, ગાળો દેતી ગાલે;
આ રીતે નિત્ય જાન કિધે, મારા ઘરમાં નહિ ચાલે. ૪.
તારા ઘરનો ભમરો ભુંશી, હોળી વાળી મોટી;
હવે આવીને હમેશ મારા, કપાળમાં તું ચોંટી. ૫.
પરણી તરત ધણીને ખાધો, સસરાનું સુખ ટાળ્યું;
અરે રાંડ અપશકની, તારે પગલે ઊંધું વાળ્યું. ૬.
અભાગણી તું કેમ ન મૂઈ, જીવી શું સુખ લેછે;
ઘરનો ધંધો કરતાં તારા, હાથ કેમ દુખેછે. ૭.
ખાવાનું તો ખુબ જોઈએ, અને કામ કર્યાનો સાંસો;
મુજ સાથે તું વાદ વદિશ તો, ભાગીશ તારો વાંસો. ૮.
ભાભીએ મુજ ભાઇને જુઠી, વાત કહી વિસ્તારી;
તેથી ભાઈ ભરાયો ક્રોધે, મુજને લાતો મારી. ૯.
મારી વાત કશી નહિ માની, વહુની માની વાત;
મુજને મારી તેથી ભાભી, રૂદે થઈ રળિઆત. ૧૦.
બે પૈસાનું જાન કર્યું છે, આજ ન ખાવા દેવું;
એમ કહીને ભાઈ ગયો, જે ફરીને ન કરે એવું. ૧૧.
જમી નથી અને જળ નથિ પીધું, લાંઘણ આખો દન;
રાજ કુંવરજી આજ દિવસ મે, નથીજ ખોટયું અન્ન. ૧૨.

પદ ૪૨ મું.—દેશી ૭ મી.

ધણીની માનેલી, ધારેલો અર્થ સુધારે;
ઘીના ગાડુ ઘરમાં ફોડે, કોઈ ન પૂછે ક્યારેરે. ધણીની. ટેક.
લોકો સર્વ ધણીઆતીનો, પક્ષ કરીને બોલે;
જેને માથે ધણી નહિ, તે નારી તરણાં તોલેરે. ધણિની. ૧.
જે નારીને ધણિએ માની, લોકો તેને માને;
એજ ગણાયે ડહાપણવાળી, એજ વડી ગુણવાનેરે. ધણિની. ૨.
ઘરમાં બહુ બીગાડ કરે કે, ખવરાવી દે ખેત;
તોપણ તેને કોઈ ન કહે જો, હોય ધણીનું હેતરે. ધણિની. ૩.

પર્વ ક્રોડી હશે પુણ્યની, તેથી મહિતળ માંયજી;
વિપ્રવરણમાં હું અવતરી, પામી રંઢાપો રાયજી. કર૦ ૪
નથીરે બીજું સગું સાગવું, ભુંડાં ભાઇને ભોજાઇજી;
અન્ય નથી મારે આશરો, મરવું મનમાં મુંઝાઇજી. કર૦ ૫.
વિખ ખાઊંકે જઈ કુવે પડું, ઉપજે એવા વિચારજી;
અરે મને મોત ન આવીયું, બળ્યો આ અવતારજી. કર૦ ૬.
બળોરે આ સુખડાં સંસારનાં, બળ્યું જીવતર જંનજી;
હાય હાય હું હવે શું કરૂં, દીઠા દુખડાના દનજી. કર૦ ૭.
ખાતી પિતી ખાંતે ખેલતી, કશી સમજું ન વાતજી;
ઓચિંતો આભ તુટી પડયો, અતિ થયો ઉતપાતજી. કર૦ ૮.
ભલાંરે આ પંખી સુભાગીયાં, શોભે બેઠાં સજોડજી;
ભુંડો તો હુંજ અભાગણી, જેવો જંગલનો છોડજી. કર૦ ૯.
અરેરે ઓ નિર્દય દૈવડા, મને આપ મરણજી;
છેક આ દુખનો છેડો નથી, જાઊં કેને શરણજી. કર૦ ૧૦.
મૂર્છા ખાઇને રામા પડી, આંખે આંસુની ધારજી;
કરૂણા આવેરે કસાઇને, કરતી એવા પોકારજી. કર૦ ૧૧.
ભાન આવે ત્યારે ભામની, બોલે બળિ બળિ થાઊંજી;
અરેરે મને નથી સૂજતું, હુ તે કયાં હવે જાઊંજી. કર૦ ૧૨.

પદ ૪૬ મું.—દેશી ૨૬ મી.

કયાં હવે જાઊં, કયાં હવે જાઊં, કયાં હવે જાઊં;
અરેરેરે કયાં હવે જાઊં, ખરે ખરૂં લઈ વિખ ખાઊંરે. અરેરેરે. ટેક.
અરેરે શું થઈ ગયું આતે, જનમની હું દુખણી જાતે;
મનોરથ મનમાં કરી કરિને હું મુંઝાઊં. અરેરેરે કયાં. ૧.
દિશા નથિ સૂજતિ એકે, વિઘન ચઢિ આવ્યું વશેકે;
આવી મહા આગની બળતિ હું કેમ ઓલાઊં. અરેરેરે કયાં. ૨.
નથી સુખ મળવાની આશા, નાંખું નિત્ય નિત્ય નિસાસા;
કયાં સુધી આ કષ્ટના કર્વતે રોજ કપાઊં. અરેરેરે કયાં. ૩.
કેવી આપદા છે આ ટાણે, તેતો મારો જીવજ જાણે;
મહી[1] મને માગ આપે તો તે માંહિ સમાઊં. અરેરેરે કયાં. ૪.
અરે આ ડુંગર ગડગડતા, કેમ નથિ મુજ પર પડતા;
ખુશીથિ ખરેખરિ દુઃખનિ મારી હટાઊં. અરેરેરે કયાં. ૫.
કાં તો શિર શસ્ત્રથિ કાપું, કાં તો કાયા વાઘને આપું;
કાં તો કોઈ હાથીતણા પગ હેઠ પિલાઊં. અરેરેરે કયા. ૬.
સંકટ મેં તો નથિ સંખાતું, જીભેથી કહ્યું નથિ જાતું;
કરૂં પ્રાણ હત્યા તો હત્યારી હું કહેવાઊં. અરેરેરે કયાં. ૭.
મુઆં મારાં મા બાપ જ્યારે, ન મુઈ કેમ હું પણ ત્યારે;
હવે કેનું હેત દેખીને હઈએ હરખાઊં. અરેરેરે કયાં. ૮.

[1] પૃથ્વી.

અરે વહાલી માતા મારી, તેડાવી લે આગળ તારી;
તારા વિના કેની છાતીમાં હું જઇને છુપાઊં. અરેરેરે કયાં. ૯.
અરે મારા બુજોરગ બાવા, આવો મને લાડ લડાવા;
તમો વિના કષ્ટ મારૂં કેની આગળ ગાઊં. અરેરેરે કયાં. ૧૦.
સોર મારો કોણ સાંભળશે, દુખે દહાડા કેમ નિકળશે;
શોકાતુર થઈને શરીરે સદૈવ સુકાઊં. અરેરેરે કયાં. ૧૧.
અરે આ સુભાગણી વેલી, તરૂ કંઠે રહિ વળગેલી;
અભાગ્યથી હુંજ અભાગણી એક ગણાઊં. અરેરેરે કયાં. ૧૨.

પદ ૪૭ મું.—દેશી ૧૮ મી.

અરેરેરે એ દુઃખ એવું રે,
જોયું નથી બીજું એ જેવું. ટેક.
ધરણી ઉપર પડી થર થર ધ્રૂજે,
ગઈ સુધ બુધ ને સાન;
બહુ દુઃખની મારી બળિ બળિ બોલે,
ત્રાહિ ત્રાહી ભગવાન. અરે. ૧.
વનનાં પશૂ પણ રોવાને લાગ્યાં,
ડોલવા લાગ્યા પહાડ;
પંખીની આંખોથિ આંસુ પડયાં અને,
ઝૂરવા લાગ્યાં ઝાડ. અરે. ૨.
આકાશમાં રવિનો રથ અટકયો,
નદીઓનાં થંભ્યાં નીર;
એવું કહણ હોય કાળજું કેનું જે,
ધારી શકે ત્યાં ધીર. અરે. ૩.
ચાલતો પળમાં પવન પણ અટકયો,
તપસીને ઉપજ્યો ત્રાસ;
ચરતી ગાયો તેણે ચારો તજ્યો અને,
મુખમાં લિધું રહ્યું ઘાસ. અરે. ૪.
માણસનું લોહિ પીનારા રાક્ષસ,
જાતિતિ તેની જમાત;
એ દુઃખ દેખીને રોવા લાગ્યા તો,
બીજાની શી કહું વાત. અરે. ૫.
પૃથ્વી પ્રલય જાણે પળમાં થશે,
કાંતો તૂટીને પડશે આભ;
અબળા બિચારિના આવા નિસાસાથી,
કોપશે કમળનાભ[1]. અરે. ૬.
રાણીની આંખમાં પાણી આવ્યાં,
અને વાણી બોલી સુતસંગ;

[1] પ્રભુ.

વેદના આની તું કરજે નિરવાણ,
જો ઉપજ્યો મુજ અંગ. અરે. ૭.
રાજકુંવર પણ રોવાને લાગ્યો,
આંસુએ ભીંજાયાં વસ્ત્ર;
હિંમત છુટી અને હાથમાંથી,
સઘળાં પડી ગયાં શસ્ત્ર. અરે. ૮.
કહે તો બાઈ તને કોહાર આપું,
કહેતો આપું બધું રાજ;
કોટી ઉપાયે કષ્ટ મટાડું,
પાળું પ્રતિજ્ઞા આજ. અરે. ૯.
શું કરૂં રાજાજી રાજ તમારૂં,
શું કરૂં ધન ભંડાર;
સ્વામીવિના એતો સળગતી હોળી,
એોખાનિ વાત વિચાર. અરે. ૧૦.
કુંવર કહે જગમાંહિથિ જે કશિ,
વસ્તુનો થયો વિનાશ;
તેને સંભારીને શોક શો કરવો,
એ મળવાનિ ન આશ. અરે. ૧૧.
નાવમાં બેશી જતાં જળધીમાં[૧],
હાથમાંથી પડ્યું રત્ન;
રોયા પોકાર્યાથિ પાછું મળે નહિ,
કોટી કરે જો પ્રયત્ન. અરે. ૧૨.
કમળા કહે મેં પ્રથમથિ કહ્યું હતું,
મુજ દુઃખ નહિ મટે વીર;
સમજ્યા વિના શિદ તેં સમ ખાધા,
જાતું તારે મંદીર. અરેરે. ૧૩.
કુંવર કહે હું પ્રતિજ્ઞા તો પાળિશ,
મરિશ બળિ તુજ સાથ;
એવું નક્કી કરી માની સ્તુતિ કરી,
હેતે જોડીને હાથ. અરેરે. ૧૪.

---

પદ ૪૮ મું.—દેશી ૧૯ મી.

કુંવરજી કહે છેરે સુનિથા માતા સાંભળોરે,
મનમાં તમે કેશો ન કરશો ક્લેશ;
પુર વિષે પધારોરે રાજ રૂડું સાચવો રે,
હું અહિ કરીશ પાવક માંહિ પ્રવેશ. કુંવરજી. ૧.
પ્રેમે મુજ પિતાનીરે સેવા કરજો સર્વદારે,
કરવા દેશો નહીં કદી કલપાંત;
મુજ વિજોગે મરશેરે મારો પિતા ઝૂરિનેરે,
એ વાતમાં ભાસતી નથી કશી ભ્રાંત. કુંવરજી. ૨.
મનમાની મારાથીરે સેવા ન થઈ તાતનીરે,
મુજ પીતા ન પામ્યા સુતનૂ સૂખ;
ઘડપણમાં ગભરાશેરે મન સંભારી મૂજનેરે,
દિલગિર થઈને દિલડામાં પામશે દૂખ. કુંવરજી. ૩.
જઈ મારા પિતાનેરે કહેજો કથન એટલુંરે,
મારી કસુર હોય તે કરજો માફ;
હું અભાગી એવોરે સેવા ન થઈ તાતનીરે,
ઇશ્વિર આગળ કેવો થશે ઈનસાફ. કુંવરજી. ૪.
માતાજી તમારોરે ગુણ મેં ન માનીઓરે,
સેવા મેં ન કીધી સારીપેર;
નીમક હરામોરે હુંતો થયો આપનોરે,
બાળાપણમાં અજ્ઞાનનું અંધેર. કુંવરજી. ૫.
માજી મેં કદાપીરે આજ્ઞા તોડી આપનીરે,
એનો મને પસ્તાવો થાય છે આજ;
માણસના ભવમાંહીરે મેં કશું કીધું નહીરે,
મારા ઉપર રીઝશે કેમ મહારાજ. કુંવરજી. ૬.
મા બાપે ઉછેરીરે કીધી મારી ચાકરીરે,
હઈયા ઉપર લઈને લડાવ્યો હમેશ;
જેણે મને જાણ્યોરે પ્યારો અતી પ્રાણથીરે,
તેનો બદલો વાળી શક્યો નહિ લેશ. કુંવરજી. ૭.
ઘડપણના સુખ માટેરે ઈચ્છે પુત્ર પામવારે,
વળખાં મારે પુત્ર સારૂ નર નાર;
માનગતો કરેરે બહુ દેવી દેવનીરે,
પુત્ર વિના જાણે જનમ ધિક્કાર. કુંવરજી. ૮.
એમાં સાબાપોનેરે મેં રઝળતાં મેલિયાંરે,
અદૃષ્ટમાં મારે લખેલું આમ;
મારી વતી જઈનેરે માજી મારા બાપનેરે,
કહેજો મારો છે આ છેલોજ પ્રણામ. કુંવરજી. ૯.
પ્રજા ઉપર પ્રીતીરે રૂડી રીતે રાખજોરે,
સમદૃષ્ટીથી પાળજો ન્યાય સહીત;
દુઃખી પ્રજા દેખીરે દિલમાં દયા આણજોરે,
રાજાની છે એજ સનાતન રીત. કુંવરજી. ૧૦.
પરણીને મુજ પ્યારીરે કેશું સુખ પામી નહીરે,
રંડાપાના દહાડા આવ્યા દુઃખદાન;

---

[૧] સમુદ્રમાં.

મનવાળીને બેસતરે એ બીચારી આ સમેરે,
છ મહિનાનું એક જો હોત સંતાન. કુંવરજી. ૧૧.
મારી વહાલી સાથેરે ન થઈ છેલી વારતારે,
અંત આવ્યો દેહનો અંતરિયાળ;
રૂદયાની વાતો તેરે રૂદયામાં રહી ગઈરે,
કાયાનો તો આવી પહોચ્યો હવે કાળ. કુંવરજી. ૧૨.

સાખી.

શુણિ સુનિથી દિલગિર થઈ, કહે કથન તે કાળ;
એ શું મુખથી ઉચ્ચર્યો, લાડકવાયા લાલ. ૧.

---

પદ ૪૯ મું. દેશી ૧૪ મી.

મારા લાડકવાયા લાલ, કુંવરજી કેમ હું જીવું;
તારા ગોરા ગમે મને ગાલ, કુંવરજી કેમ હું જીવું;
તને દહન થતો દેખી હાલ, કુંવરજી કેમ હું જીવું. ટેક.
અતિ કષ્ટે ઉછેરીઓ, લાડ લડાવ્યાં લાખ;
દહનથાય મુજ દેખતાં, મારૂં રૂદય બળી થાય રાખ. કુંવરજી. ૧.
પશુ પંખી પણ પુત્ર પર, હઈએ રાખે હેત;
તો હું જાતે માનવી, રહું સુત વિના કેમ સચેત. કુંવરજી. ૨.
પારધી દેખી પાંશરી, મૃગલી દૂર પળાય;
બચ્ચું પકડી ચાલિયો, ત્યારે મૃગલી કેડે ચાલી જાય. કુંવરજી. ૩.
બચ્ચાં બળતાં શ્વાનનાં, કરે લોક પોકાર;
કુતરી આવી કારમો, પડી બળતી ઝાળ મોઝાર. કુંવરજી. ૪.
વનચર જાતે વાંનરી, ગર્ધવી ઘોડી ગાય;
બચ્ચાં માટે બાપડી, મહા સંકટ સાંખે માય. કુંવરજી. ૫.
પ્રાણ તજે પોતાતણો, પણ બચ્ચું ન તજાય;
પર કોઈ આવે પકડવા, માતા મરવાને સામી થાય. કુંવરજી. ૬.
મિત્ર પુત્ર પ્રમદાતણી, પ્રીતી સ્વાર્થ સમેત;
વણ સ્વારથ સંસારમાં, હોય માના હઈયાનું હેત. કુંવરજી. ૭.
જો જમ માગે જીવડો, થઈ પ્રત્યક્ષ પ્રમાણ;
તો માતા પેહેલી મરે, પણ પુત્રના રાખે પ્રાણ. કુંવરજી. ૮.
જો કયારે દુષ્કાળમાં, હોય અહાર લગાર;
તો માતા ભૂખી મરે, અને પુત્રને આપે આહાર. કુંવરજી. ૯.
દિલના દાહ્યા દીકરા, એ શી બોલ્યો વાત;
પુત્ર મુએ સુખમાં જીવે, એવી કોણ ગોઝારી[1] માત. કુંવરજી. ૧૦.
કુપુત્ર કદિ માતાતણો, તરત કરે તિરસ્કાર;
તોપણ માના મન વિષે, પુત્ર ઉપર ઉપજે પ્યાર. કુંવરજી. ૧૧.

[1] ગોહત્યારી.

રાજપાટ રીદ્ધી બધી, કરૂં તુજપર કુરબાન;
તારા તનડા ઉપરે, મારા સો વાર વારૂં પ્રાણ. કુંવરજી. ૧૨.
વજ્જર જેવી છાતડી, ફુટ દઈ ફાટી જાય;
રાજકુંવર જીવતો બળે, સગી માએ તે કેમ સંખાય. કુંવ૦ ૧૩.
સાથેજ મરવું જીવવું, સઉથી સારૂં એહ;
એમ વિચારી ત્રણ જણે, ધાર્યાં બળવા ચિતામાં દેહ. કુંવ૦ ૧૪.

સાખી.

શુક કહે રાજા સાંભળો, રાખીને અનુરાગ;
વરણન વેન ચરિત્રનો, ભાખ્યો ચોથો ભાગ. ૧.

---

## ભાગ ૫ મો.

પદ ૫૦ મું.—દેશી ૨ જી.

હરિની જુઓ અકળમાયા, હરિની જુઓ અકળમાયા;
કળિ નશકે કોઈ દાહ્યા, હરિની જુઓ અકળમાયા. ટેક.
ત્રણે જણાંએ ત્યાં નદિ તટમાં, દેહ ચિતામાં ધાર્યાં;
તીરથ ફરતા ત્યાં તતકાળ, પરાશર રૂષી પધાર્યા. હરિની. ૧.
અરે ન મરશો માનવિયો, એમ કહિને રાખ્યાં વારી;
પછિ મરવાનૂં કારણ પૂછ્યું, ત્યાં બધિ વાત ઉચારી. હરિની. ૨.
કુંવર કહે મુજ તુટે પ્રતિજ્ઞા, કહો હું જીવું કેમ;
હું કહું એમ કરો હીંમતથી, ઉચર્યા રૂષિજી એમ. હરિની. ૩.
પારાશરી સ્મૃતીનો કાઢ્યો, ત્યાં ચોથો અધ્યાય;
વળિ ત્રિશમો [1]શ્લોક બતાવી, અર્થ કહે રૂષિરાય. હરિની. ૪.
જતો રહે કે જાય મરી પતિ, કે બાવો બનિ જાય;
હોય નપુંસક કે વટલે તો, સ્ત્રિયે બિજો પતિ થાય. હરિની. ૫.
કહે કુંવરજી એ સ્મૃતિ તો, કીધીછે કળિજુગ માટે;
સતજુગની તો મનુસ્મૃતીછે, કેમ બને એ ઘાટે. હરિની. ૬.
આતમઘાત કરિ આવી રીતે, ત્રણના જીવ તજી દેવા;
અરે કુંવરજી એ કરતાં પછિ, કહિએ કળિજુગ કેવા. હરિની. ૭.
પાંચે ભૂત પરસ્પરમાં, પ્રતિભૂત વિષે ભાસેછે;
તેમજ જુગ ચારે મધ્યે, પ્રતિજુગમાં જુગ વાસેછે. હરિની. ૮.
જ્યાં શાંતી ત્યાં સતજુગ જાણો, ક્લેશ તહાં કળિકાળ;
એજ ખરો મારા અક્ષરનો, ભાવારથ ભૂપાળ. હરિની. ૯.
પુત્ર પૌત્ર પરિપુરણ લક્ષ્મી, વળિ વય વૃદ્ધ ગણાય;
કળિમાં પણ એવી વિધવાને, સતજુગ જાણ સદાય. હરિની. ૧૦.
વેદ વચન સમ વિધવાનું વ્રત, કળિ જુગમાં કરનારી;
વાસ વસે વૈકુંઠ વિષે વળિ, બહુ તેની બલિહારી. હરિની. ૧૧.

[1] नष्टेमृतेप्रव्रजितेक्लीबेचपतितेपतौ;
पंचस्वापत्सुनारीणांपतिरन्योविधीयते. ॥ ३६

વિધવા ધર્મ પળી ન શકે તો, સમજી થાવું સધવા;
પુનર્લગ્નમાં પાપ નથી, વળિ વિષય ન પામે વધવા. હરિની. ૧૨.

---

પદ ૫૧ મું.—દેશી ૧ લી.

કથન શુણીને કમળા કહેછે, શુણો રૂડા રૂષિરાય;
એમ કિધે આ જુગમાં મારી, નિશ્ચે નિંદા થાય. ૧.
ઊંચી નાતોમાં કદિ એવું, કેમ બને મહારાજ;
કરિએ તો અઘટિત કહેવાયે, ઘટે લોકમાં લાજ. ૨.
કહે રૂષી મનમાં તેં માન્યું, ખચીત એતો ખોટું;
મરજી આવે તેમ માનીલે, મનનૂ કારણ મોટું. ૩.
ઇંદ્રથકી ઊંચી જ્ઞાતીનો, નર કે સુર નથિ કોઈ;
તેતો વિધવાને પરણેછે, જરૂર તે લે જોઈ. ૪.
નળ તજિ જાતાં દમયંતીનો, ફરિ વીવા આદરશે;
વરવાને રૂતુપર્ણ જશે પણ, કોઈ નિંદા નહિ કરશે. ૫.
કૌશળ દેશતણો તે રાજા, પવિત્ર કુળ રૂતુપર્ણ;
અયોગ્ય છે એવું નહિ ધારે, એનૂ અંતઃકરણ. ૬.
ભીમક નૃપ વૈદર્ભ દેશનો, દમયંતીનો તાત;
પુનર્લગ્ન પુત્રીનાં લખતાં, નહિ ગણે નીચી વાત. ૭.
દશરથના સુત રામચંદ્રજી, ધર્મ ધુરંધર થાશે;
મંદોદરી વિભીષણને, ફરિ વરાવશે રહિ પાસે. ૮.
નાગતણી વિધવા કન્યાને, અર્જુન આપે વરશે;
એવાં લગ્ન અનેક થશે પણ, કોઈ સંશય નહિ કરશે. ૯.
સંસારિક સુખ સ્વપનામાં પણ, દિઠું નહીં જે દારા;
તેને ફરિ વરતાં નિંદે, તે નિર્દય લોક નઠારા. ૧૦.
તુજ સરખી બાળક રાંડેલી, જે ફરિ ચોરિએ ચડશે;
તેની નિંદા કરનારાં જન, રૌરવ નરકે પડશે. ૧૧.
રે કમળા તું ફરિ પતિ કરજે, પામિશ સુખ સંતાન;
અતિ પ્રસંન થઈને આપું છું, વળિ તુજને વરદાન. ૧૨.
પતિવ્રતા વ્રત પાળી થાજે, પાંચ પુત્રની માતા;
એક પુત્રિ અવતરશે ને, સંપૂરણ પામિશ શાતા. ૧૩.

---

પદ ૫૨ મું.—દેશી ૩ જી.

જશ તારો જગમાં વિસ્તરશે, ગુણિજન હરખે ગાશેજી;
તારિ કથા સાંભળશે તેનાં, પાપ પ્રલય થઈ જાશેજી. ૧.
માઘ માસમાં મહિમા મોટો, તારિ કથા શુણવાનોજી;
પ્રતિવર્ષે નહિ શુણશે તેનો, વ્યર્થ જનમ જાવાનોજી. ૨.
કદિ વિધવા સજાતપર સૂતિ, કે જમિ બોજી વારજી;
તારિ કથા શુણવાથી તેનૂં, પાપ જરૂર જનારજી. ૩.
આશિષ દઈ રૂષિરાય ગયા, બદ્રીકાશ્રમને રસ્તેજી;
કુંવરે ડોલ દિધો કરથી, હશિને કન્યાને હસ્તેજી. ૪.
પતિ રૂડો તુજને પરણાવિશ, ભાગિશ તારી ભૂખજી;
ભલિ ભાતે ભોગવજે ભામા, તું સંસારિક સૂખજી. ૫.
મુનિથાએ સમજાવિ કહ્યું જે, નથી એ કામ નઠારૂંજી;
પાળજે પુત્રિ તું પતિવ્રતા વ્રત, તેથિ ભલું થશે તારૂંજી. ૬.
પાવન રૂષિએ પ્રમાણ કર્યું માટે, તે નથિ વેદ વિરૂદ્ધજી;
શ્રૌત પ્રમાણે તું સધવાનો, સાચવજે ધર્મ શુદ્ધજી. ૭.
તારા જેવાં થશે બહુ ત્રિવરણમાં, નવું થતાં નિંદાશેજી;
જુનું થયા પછિ કોઈ નહિ જાણે, કુળની રીતી કહેવાશેજી. ૮.
અણગળ પાણી કે દૂધ પિવાનૂં, ધર્મ ગુરૂ ધિક્કારેજી;
પણ કુળ રીત જો પુનરવિવાહનિ, તે કરતાં નહિ વારેજી. ૯.
વૈધવ્ય ધર્મ પળી ન શકે તો, સધવા ધરમ સાચવવોજી;
ઉભયભ્રષ્ટ એજ અધરમ મોટો, એ અનુભવ અનુભવવોજી. ૧૦.
ધર્મ તો તન મનથી નવ ધારે ને, વેષ રાખે વિધવાનોજી;
અકલહીણા જન એને વખાણે, છળ ન તપાસે છાનોજી. ૧૧.
લોકનિ બીક ન રાખીશ બાઈ, દેવ થકી દિલ ડરજેજી;
પુનરવિવાહ પ્રસિદ્ધ ભલે કર, છાનુ કુકર્મ ન કરજેજી. ૧૨.
એમ શિખામણ દઈ મુનિથાએ, શોક ટાળી કરિ શાંતજી;
વેન કહે કશિએ નવ રાખિશ, ભીંતરમાં હવે ભ્રાંતજી. ૧૩.

---

પદ ૫૩ મું.—દેશી ૨૦ મી.

કમળા કહેછે શુણો કુંવરજી હું, નહિ વરૂં જેને તેનેરે;
મારીજ નાતતણો વર મેળવ, તોજ વરીશ હું તેનેરે. ટેક.
વિદ્યા ભણેલો ને સદગુણવાળો, કાંઈક હશે જો કમાતોરે;
એવા નાતીલાને હું નહિ નિંદું, કદિ કુળે કનિષ્ટ ગણાતોરે. ક૦ ૧.
કુંવર કહે હું એવો વર મેળવીશ, નિશ્ચે તારીજ નાતેરે;
રે બાઈ કાંઈ રૂદે નવ રાખિશ, ઉચાટ તું એ વાતેરે. ક૦ ૨.
કહે કુંવરજી મુજ દુખ ભાગે, એવી નથી મને આશારે;
વિપ્ર નો પરણે વિધવાને કદિ, દેઈશ ન ખોટા દિલાસારે. ક૦ ૩.
સમજ્યા વિના તું સપથ નવ ખાઈશ, જાશે પ્રતિજ્ઞા તારીરે;
જો કયાંઈ મારૂં નામ લઈશ તો, થાશે ફજેતી ભારીરે. ક૦ ૪.
કાં તો બ્રાહ્મણો ભેળા થઈને, ફેરવશે તારી વાતરે;
કાં તો તુજને ક્રોધ કરીને, ઠપકો દેશે તુજ તાતરે. ક૦ ૫.
અનેક હરકતો છે એ માંહી, નથી બાળકના ખેલરે;
તે માટે તું તારે મારગ જા, મિથ્યા લવરી મેલરે. કમળ. ૬.
જો મુજ ભાઈને જાણ થશે તો, મુજને દેશે ઝેરરે;
કાં તો ઘરમાં કેદ કરીને, વાળશે પાકું વેરરે. કમળા. ૭.

જેમ સહસ્ત્રાર્જુન સાથે દ્વિજ, લડી મુવ્યા કઈ હામરે;
અરે કુંવરજી ફરિ ફરિ કહુંછું, આ છે એવુંજ કામરે. ક૦ ૮.
કુંવર કહે જો હું તારૂં સગપણ, ન કરૂં નાત મોઝારરે;
સ્ત્રીહત્યા મને બાળહત્યા વળી, હત્યા વિપ્ર હજારરે. ક૦ ૯.
સારે કે મરવાને ઉઠે, બાઈ કદી મુજ બાપરે;
તોપણ વીવા ન કરૂં તો શત, પૂર્વજ માર્યાનું પાપરે. ક૦ ૧૦.
વસ્તી બધી વિપરીત થાય કે, થાય ઉજડ એ દેશરે;
તોય પ્રતિજ્ઞા તજું નહીં હું, છું મનુવંશી નરેશરે. ક૦ ૧૧.
મેરૂ ચળે રવિ પશ્ચિમ ઉગે, સમુદ્ર સૂકાઈ જાયરે;
પણ નહિ જાય પ્રતિજ્ઞા મારી, પૃથિવ પ્રલય જો થાયરે. ક૦ ૧૨.
આઠ માસની અવધી આપી, કરમાં આપ્યો કોલરે;
મુનિથા રાણીનો સુત નહિ જો, વ્યર્થ કરૂં આ બોલરે. ક૦ ૧૩.
મુનિથાએ પણ સર્વ પ્રકારે, પક્કી પ્રતિજ્ઞા કીધીરે;
કન્યાનૂ મન શાંત કરીને, વાટ શેહેરની લીધીરે. કમળા. ૧૪.

સાખી.

શ્રોતા આગળ શાસ્ત્રિએ, કહી કથા ધરિ હેત;
કરૂણા રસથી કાળજાં, સઉનાં થયાં અચેત. ૧.

---

પદ ૫૪ મું.—દેશી ૧ લી.

કરૂણા રસમય કથાથકી, મન સઉનાં મૂર્છિત લાગ્યાં;
છાતિજ જાણે છેદી નાંખી, બાણ વિરહનાં વાગ્યાં. ૧.
સભા બધી શુન્યકાર થઈ, સઉ ભુલ્યાં શરિરનૂ ભાન;
શાસ્ત્રીજી હવે શું કહેછે, તે કોઈ સુણે નહિ કાન. ૨.
આંખોમાંથી આંસૂ કેરા, પ્રવાહ લાગ્યા પડવા;
અરર અરર ઉચ્ચાર કરી, કઈ રાવા લાગી રડવા. ૩.
કઈક મુખે ડસકાં ભરિ ભરિને, નાંખે ઊંડા નિસાસા;
કઈ તો નિજ કપડાને છેડે, લુએ આંખ ને નાસા. ૪.
કઈ તો નાતતણા ધારાનો, કરે અધિક ધિક્કાર;
કષ્ટ સુણી કમળા ગૌરીનૂ, ઉપજી કૃપા અપાર. ૫.
ઉભા હતા તે બેશિ ગયા, કઈ સૂતા લાંબા થઈને;
કઈક કપોળે કર ધરિને, બેઠા ઓશીગણ દઈને. ૬.
કઈક કરે પ્રભુની પ્રારથના, જાતે ઊંચું જોઈને;
અરે પ્રભૂ આવું સંકટ તો, કદી ન પડશો કોઈને. ૭.
મોરોબા મુર્છા પામીને, રહ રહ રોવા લાગ્યા;
કથા બંધ કરી શાસ્ત્રીજીએ, જગાડતાં નહિ જાગ્યા. ૮.
બે ઘડિ તો બેભાન રહ્યા, પછિ ઝબકી જાગ્યા જ્યારે;
કથા પ્રસંગ વળી શાસ્ત્રીને, પુછવા લાગ્યા ત્યારે. ૯.
ત્રણે જણાંએ નદિ તટમાં, બળવા કીધો ઉપાય;
ત્યાર પછી તેનું શું થયું તે, શાસ્ત્રી કહો કથાય. ૧૦.
કરૂણારસ અનહદ ઉપજ્યો, શાસ્ત્રી સમજ્યા સાક્ષાત;
પછિ શાસ્ત્રીએ પરાશર રૂષિની, વરણવિ ફરિને વાત. ૧૧.
વળી વિચાર કર્યો જે અતિ, કરૂણારસે કથા અટકશે;
સભાબધી શુન્યકાર થશે તો, વરણન અધર લટકશે. ૧૨.
ખટાશ કરૂણારસ રૂપીથી, દાંત અંબાવા લાગ્યા;
પછિ શાસ્ત્રી રસહાસ્ય કથામાં, ઉમેરવા અનુરાગ્યા. ૧૩.
હાસ્ય રિપૂ કરૂણારસનો છે, ખટાશનો જેમ પાણી;
શ્રોતાનાં આંસૂ સૂકવવા, એવી જુક્તિ આણી. ૧૪.

સાખી.

શ્રોતાને શાસ્ત્રી કહે. સુણો કથા સાક્ષાત;
એતો વાત અહીં રહી, વરણવું પુરની વાત.

---

પદ ૫૫ મું.—દેશી ૩ જી.

એતો વાત અહીં રહિને હવે, વરણવું પુરની વાતજી;
વિધવા વરવા નહિ દે રાજા, વાત થઈ વિખ્યાતજી. ૧.
કણબણ આદિક વિધવા કહેછે, કહો કરીશું કયમજી;
મહિપતિએ તો કરવા માંડયો, જુઓ આ મોટો જુલમજી. ૨.
વિપ્ર વણિકની વિધવાઓનાં, દેખિ ન શકીએ દુઃખજી;
આપણને પણ આજથકી હવે, સંભવશે નહિ સૂખજી. ૩.
કંથતણી તો કાચીકાયા, રાંડો કઈક રખડશેજી;
રંડાપો આખો ભવ રાખી, લોહિ બાળવું પડશેજી. ૪.
પુનર્લગ્નમાં પાપ હોત તો, વાત આ એક વિચારોજી;
દઈ ઉપદેશ ને કેમ ન કાઢત, ધર્મ ગુરૂ એ ધારોજી. ૫.
ડુંગળિમાં જો દોષ કહ્યો છે, ખરા વૈષ્ણવ નથિ ખાતાજી;
મદ્યાદિક મહા પાપ કહ્યુંતો, ચિતમાં તે નથિ ચહાતાજી. ૬.
અરે અધરમી રાજા તારો, વનમાં થાજો વિનાશજી;
લેવા બેઠો લાખો અબળા, નારિયોના નિશ્વાસજી. ૭.
તારી રાંડ મરે ને તું પછિ, વાંઢો રહિજો વારૂજી;
કેવું દાઝે કાળજડું તે, તપાશ દુખડું તારૂંજી. ૮.
જેણે તુજને આપી ઊંધી, સલાહ મહાદુખદાઈજી;
તેનાં છૈયાં ઘેર ઘેર જઈ, ભીખ માગજો ભાઈજી. ૯.
એમ અનેક વિલાપ કરેને, આંખે આસૂ પાડેજી;
એવામાં આપેજ પધાર્યા, નૃપગુરૂ કણબી વાડેજી. ૧૦.
ગુરૂને દેખી કણબણ સઉને, રીસ રૂદેમાં વ્યાપીજી;
કહે ગોર તેં રાજકુંવરને, ઊંધી મત્ય કેમ આપીજી. ૧૧.
ચોટલાવાળી ચતુરાને માથે, કરવા બેઠો મુંડાજી;
આશું સૂજ્યું ને તેં આશો, ગજબ કર્યો ગોર ભુંડાજી. ૧૨.

પદ ૫૬ મું.—દેશી ૨૧ મી.

આશો ગજબ કર્યો ગોરભુંડા, કર્યા અંતરના ઘા ઊંડા, આશો. ટેક.
ઘેર અમે ઘરધણીને કહેતાં, એને દક્ષણા આપો;
આજ તું અમને દેવા બેઠો, બળ બળતો રહાપો. આશો. ૧.
જમડા ચૂડો ભાગે તો, અમે નવો પહેરતાં ચૂડો;
તેં તો આખો ભવનોભાગ્યો, ભાઈ તું જમથી ભુંડો. આશો. ૨.
કેમ અદેખાઈ તુજને આવી, શાથી ઉપજ્યું ઝેર;
અરે અમારે ને તારે આ, કિયા જનમનાં વેર. આશો. ૩.
બ્રાહ્મણીઓ તો ભવ કાઢે તે, ભીખ માગિને ખાય;
અમે ગૃહસ્થ ઊંચી ગણતીમાં, ભીખ અમે ન મગાય. આશો. ૪.
સાત દિવસ ભૂખ્યો રહે પણ, કણબી મુખથી નવ માગે;
અન્ન મળે નહિ તો તે અંતે, પ્રાણ પોતાના ત્યાગે. આશો. ૫.
જા તું હવે અમારી નજરથી, કર તારૂં મ્હો કાળું;
આવિશ નહીં અમારે ફળિયે, તારો છેડો વાળું. આશો. ૬.
દેશ પતીનો દેશ છોડશું, પછી શું અમને કરશે;
કણ પકવી નૃપના કોઠારો, બ્રામણિયા જઈ ભરશે. આશો. ૭.
શું ઘરડા લોકો ઘેલા જે, કોઇએ ન કર્યું આવું;
છો બ્રાહ્મણિયો સ્વર્ગે જાતી, નથી અમારે જાવું. આશો. ૮.
ઘરડે ગોરે ઘણિ પરણાવી, છેક નથી તે છાનું;
તેં તો આજ નવાઈનું કાઢયું, કઈ પોથીનૂં પાનું. આશો. ૯.
ગોર પધારે ધન્ય જાણતાં, કરતાં કંસાર કલવા;
અપશકના તું હવે આવજે, મડદાં મોક્ષ મોકલવા. આશો. ૧૦.
રાજકુંવરને જઈ તું કહેજે, લેજે નામ અમારૂં;
અબળાનાં અંતર બાળિશ તો, ઉજડ વળશે તારૂં. આશો. ૧૧.
ગુરૂજી તો ગભરાઈ ગયા ને, ઉઠી ચાલ્યા ઘેર;
મનમાંહી પસ્તાયા આતો, થાશે કાળો કેર. આશો. ૧૨.
કણબી સઉને કોપ થશે તો, જમાડશે નહિ લાડુ;
વહુ દીકરી પરગામ જતાં, નહિ આપે માગ્યું ગાડું. આશો. ૧૩.
પાછળથી સઉ કણબણ કહેછે, એજ આપણો શત્રૂ;
પીઠયો ક્યાંથી હવે પામશે, કંકોતરીનૂં પત્ર. આશો. ૧૪.
કઈ કે પાછળ કકડા બોળ્યા, કઈ કે દીધી ગાળો;
કંઈકે કહે જે ભલું થયું, તે આંગણે આવતો ટાળ્યો. આશો. ૧૫.

---

પદ ૫૭ મું.—દેશી ૭ મી.

વસ્તીના લોકે, વિપ્રસાથે પાડયો વાંધો;
કહે કોઈ દ્વિજનૂં કામ ન કરવું, બંધી એવી બાંધોરે. વ૦ ટેક.
ઘર ઘરથી ભેળા થઈને સઉ, મુખથી બોલ્યા માળી;
પુષ્પ પત્ર દ્વિજને નહિ દઈએ, અમે ગાંઠ એ વાળીરે. વ૦ ૧.
કહે સુતાર અમે કોપ્યા તો, ભોગ[1] ભટોના મળશે;
ઘંટીનો ખિલડો ભાગે તો, દાણા શેણે દળશેરે. વ૦ ૨.
ઘાંચી કહે અમે નહિ દઈએ, દિવેલ દીવા સારૂં;
દિવા વિના ઘર દેખાશે જેમ, અપાશરે અંધારૂંરે. વ૦ ૩.
દરજી કહે કોઈ દ્વિજને માટે, થિગડી એક ન માડો;
કાંચળિ વિના ઉકાંચળિ ફરશે, રૂપિ સઘળાની રાંડોરે. વ૦ ૪.
વણકર કહેછે વસ્ત્ર ન દેવાં, એટલે અડચણ મોટી;
ચકલે ચકલે ચિંથરાં વિણી, છો વાળે લંગોટીરે. વ૦ ૫.
કડીઆ કહેછે ઘર પડશે તો, કોણ હવે ચણિ દેશે;
હાથે રોડાં ગોઠવશે, એનિ રાંડ તગારાં વહેશેરે. વ૦ ૬.
મોચી કહે અમે કોપ્યા તો, ઉડશે એના આટા;
ખરે બપોરે જવું પડે તો, પગે બાંધશે પાટારે. વ૦ ૭.
કહે હજામ હવે બ્રાહ્મણના, કદિએ વાળ ન લેવા;
દાઢાં વધવાથી દેખાશે, બધાય બકરા જેવારે. વ૦ ૮.
કહે લુવાર કરો એવું કે, તરતજ તેઓ થાકે;
લોઢી કે કડછી નહિ દેવી, છો પછિ આટો ફાકેરે. વ૦ ૯.
કહે ભરવાડ હવે બ્રાહ્મણનાં, નહિ ચારિએ ઢોર;
ભણવું ગણવું ભૂલી ગાયો, ચરાવશે જઈ ગોરરે. વ૦ ૧૦.
કહે કુંભાર ન દેવાં વાસણ, તેથી તરત અકળાશે;
હાથે હાંલ્લાં ઘડશે તો, બ્રાહ્મણ ઓઝા કહેવાશેરે. વ૦ ૧૧.
ઘર ચણવા માટીના ગુણા, દિધાનિ વાત હવેશી;
માટીખાણે માટી લેવા, જશે ગધાડે બેશીરે. વ૦ ૧૨.
ધોબી કહેછે વસ્ત્ર ન ધોવાં, પછી કકળશે કેવા;
ગોર બધા મેલા ગંધાશે, જતી ઢુંઢિયા જેવારે. વ૦ ૧૩.
કોળી કહે અમે બ્રાહ્મણને, ખૂણે ખાતર દેશું;
ગૌમૂખીને આસનિયાં, સુદ્ધાં જઈ ચોરી લેશુંરે. વ૦ ૧૪.
ભાંડ ભવાયા ચારણ ગાંધ્રવ, એ વળિ બોલ્યા એવું;
અમે ફજેત ફજેત્ત કરીને, કરશું જોવા જેવુંરે. વ૦ ૧૫.

---

પદ ૫૮ મું.—દેશી ૮ મી.

ગુરૂજી ગામમાં જ્યાં જ્યાં જાય, લોકો લડવાને સામા થાય;
ઘણા એવું કહે વાટે ઘાટે, બાંધો પાપ કિયા ભવ માટે. ૧.
બાળરંડાના લેશો નિસાસા, એમાં શી છે તમારે આશા;
એવાં વચન અંતરમાં ખુંચે, તેથી બહાર જવું નવ રૂચે. ૨.
બેશિ ઘરમાંજ કાળ ગુજારે, વળિ મનમાંહિ એમ વિચારે;
વેન આવે ગોરાણિથિ વહેલો, તો હું પાસે જાણી સઉ પેહેલો. ૩.

---

[1] હાસ્યરસમાં મશકરીના શબ્દો આવેછે. જેમ કે નળાખ્યાનમાં કવિએ લખ્યુંછે કે ઈંદ્રાદિક દેવાએ કહ્યું કે વિરસેન અમારો બાપ.

આ વિચારતણો બંધ વાળું, મારે માથેથિ અપજશ ટાળું;
એમ રાત વિતી ઘડિ ચાર, પેઠો પુરમાંહિ વેનકુમાર. ૪.
શુણ્યા શ્રવણે વાજીત્રના સોર, થયા આકુળ વ્યાકુળ ગોર;
પેઠા ધોતિયું પેહેરવા ઘરમાં, સાડિ સુંદરિની આવિ કરમાં. ૫.
અંગે પહેરિ લિધી એજ ટાણે, બીજાં વસ્ત્ર તો ભૂલ્યા અજાણે;
કુંવર આગળ જઈ ભેટ કરવા, શોધ્યું શ્રીફળ આગળ ધરવા. ૬.
ઠાલો ઉલખો આવ્યો હાથમાંહી, તોય ખબર પડી નહિ કાંહી;
ગયા અસ્વારોમાં અથડાતા, ઘોડા બળદોતણી લાતો ખાતા. ૭.
કુંવર જઈને કચેરિમાં બેઠા, ગોર રાજસભા મધ્ય પેઠા;
દૂર દૂર કહે છડિદાર, કઈ કે હશિને કર્યો ધિક્કાર. ૮.
ઉતરિ કેડે પડેલિ જનોઈ, ઓળખી ન શકયા જન કોઈ;
અરે વેન હું છું રાજગોર, ઊંચે ઘાંટે પાડયો એમ સોર. ૯.
વેને સાદથિ ઓળખ્યા જ્યારે, તેને આવવા દો કહ્યું ત્યારે;
અશ્વે લાતથિ લલા બનાવ્યા, એથિ ખોડંગતા ગોર આવ્યા. ૧૦.
ઉલખો મૂકી બોલ્યા ગડબડજી, કહ્યું આછડવાદ કુંવડજી;
ગભરાતા બોલ્યા એવું ગદ્ય, હાસ્યરસની તો ત્યાં વળિ હદ્ય. ૧૧.
વરવો વેષ વિલોકિ તે વાર, હશા સર્વ સભા સરદાર;
વેને પાધરો કીધો પ્રણામ, આસન આપિને ઉચર્યો આમ. ૧૨.

---

પદ ૫૯ મું.—દેશી ૧ લી.

અહો રૂષીજી ભલે પધાર્યા, કરૂં તમારી સેવા;
પાપ નિવારણ ભવજળ તારણ, નથી બિજા તમ જેવા. ૧.
બ્રાહ્મણને ભગવાન ગણુંછું, હું બ્રાહ્મણનો દાસ;
દ્વિજ મારૂં કલ્યાણ કરે, મને વિપ્રતણો વિશ્વાસ. ૨.
અર્ઘ પાદ્ય પંચામૃત લાવી, રૂષિનૂં પૂજન કીધું;
અગર ધૂપ આરતી ઉતારી, પાદોદક લઈ પીધું. ૩.
વિબુધ બધા મંત્રોને વશછે, તે મંત્રો તમપાસ;
માટે દેવોથી દ્વિજ મોટા, વદેછે વેદવ્યાસ. ૪.
પછિ પૂછ્યું જે કેમ પધાર્યા, કહો કાજ સ્વામી તે;
હું બ્રાહ્મણની આજ્ઞા પાળું, પૂજ્ય ગણીને પ્રીતે. ૫.
રૂષિજી બોલ્યા રાજકુંવર શુણ, વિધવા લગ્ન વિચાર;
કણબી આદિક કુળનો એતો, અશલતણો આચાર. ૬.
બંધ પાડતાં બહુ શ્રમ પડશે, પ્રજા પામશે ત્રાસ;
આપણને વળિ લાગે અગણિત, અબળાના નિશ્વાસ. ૭.
એ લોકોને પાપ નહીં, એનો છે અશલી ચાલ;
માટે તે લોકોનો મારગ, હઠાવવો નહિ હાલ. ૮.
રાય કહે રૂષિ એવું બોલ્યા, એ વાતે તો શર્મ;
પાપી મારગ બંધ પાડવો, એ રાજાનો ધર્મ. ૯.
જૂના ચાલ મટાડી દેવા, પ્રસિદ્ધ જેમાં પાપ;
પુનર્લગ્નમાં પાપ ન હોયતો, એમ આદરો આપ. ૧૦.
પુત્રીના નીસાસા લેશો, તેમાં શો છે માલ;
પ્રથમ તમે તમારે ઘેરથી, નવો ચલાવો ચાલ. ૧૧.
ભણે રૂષી એ ભોળા ભૂપતિ, એ શી વાત ઉચારી;
જો આવું ફરિથી બોલ્યા તો, થશે અકીર્ત્તિ તમારી. ૧૨.
પારાશરી સ્મૃતિમાં લખિયુંછે, વિધવાને વરવાનૂં;
પણ તે શાસ્ત્ર પ્રમાણે સઘળું, કળિજુગમાં કરવાનૂં. ૧૩.
મનનો મમત તજી જોતાં તે, સરસ દિસેછે ધારો;
પણ શું કરિએ ચાલ અમારી, નાતે પડયો નઠારો. ૧૪.
કહે કુંવરજી કળિજુગમાં વળિ, એવા વિપ્રો થાશે;
સ્મૃતિયો નહિ સંભાળે, જૂને ચાલે ચાલ્યા જાશે. ૧૫.

---

પદ ૬૦ મું.—દેશી ૮ મી.

જાશે ચાલ્યા જુનેજ કુચાલે, એવા વિપ્રો થશે કળિ કાળે;
જમતાં દેખે[1] શ્વપચ કે શ્વાન, નહિ જમવું એવે મેદાન. ૧.
જમે તો લાગે પાપ જરૂર, એવાં વચન તો નહિ ધરે ઉર;
ભુંડી ભુમિમાં બેશિને જમશે, ભીક્ષા લેવા સરવમાં ભમશે. ૨.
વિપ્ર મ્લેછનિ નોકરિ કરશે, પુત્રિ વેચિને પૈસા સંઘરશે;
તેનુ શાસ્ત્રમાં કેમ લખ્યું છે, તે તો કોઈ કોઈને નહિ પૂછે. ૩.
કઈક વિધ વિધ કરશે વ્યસન, ત્યારે નહિ પૂછે વેદ વચન;
મનનિ મરજીને મળતું રહેશે, ત્યાં તે વેદ વચન આડું દેશે. ૪.
જમશે બેશિને મદ્યપ જોડે, એવા ચાલતા ચાલ ન તોડે;
બાળ વિધવાને પરણાવા કાળ, કહેશે કેમ તુટે જુના ચાલ. ૫.
નેષ્ટ હોયજો નાતનો રાહ, કહેશે નાત ગંગાનો પ્રવાહ;
કરશે લગ્ન જો વિધવા નાર, તેને નાતથિ કાઢશે બહાર. ૬.
નહિ પૂછે કોઈ ભેદ આનો, કેમ બગડે પ્રવાહ ગંગાનો;
મ્લેછ સાથે રમી જાશે જાર, તેનો નહિ તુટે નાત આચાર. ૭.
સતિ વિધવા જો સધવા થાશે, તેથિ નાતનો આચાર જાશે;
વિપ્ર કનક ચોરે કોઈ વારે, તેનિ જોડે ન જમવું ક્યારે. ૮.
જમે તો લાગે પાપ અથાહ, નથિ તે તુલ્ય વિધવા વિવાહ;
ચોરિ કરનારા નાતમાં જમશે, ભુંડા ભ્રષ્ટ પંગતમાં ભમશે. ૯.
એવા નાતોના બંધાશે ધારા, વેદ ધર્મથિ વિરૂધ નઠારા;
શાસ્ત્ર ધર્મ તો સંતાઈ જાશે, ધારા નાતના ધર્મ ગણાશે. ૧૦.
એક કહેશે કણિક અભડાય, બીજો કહેશે તેતો ન છોવાય;
અગ્નિ અડકયો નહીં જેહ ઠામ, તો તે કેળવે કણિક હજામ. ૧૧.

---

[1] मनुः ॥ चांडालश्चवराहश्चकुकुटःश्वानचैवच ॥
रजस्वलाचषंढश्चनेक्षेरन्नश्नतोद्विजान् ॥१॥

મહાપાપને[*] માનશે છોટાં, મન કલ્પિત માનશે મોટાં;
વિપ્રો લડશે નાતો જુદિ થાશે, તેનું પાણિ પિતાં વટલાશે. ૧૨.

---

### પદ ૬૧ મું.—દેશી ૧૩ મી.

[1]ગાજર લસણ નેં ડુંગળી ખાતાંરે, કહેશે કાંઈ નથી વટલાતાંરે;
વટલે કઈ નાતથી કઈ નાતરે, તેનિ વેદને નહિ પુછે વાતરે. ૧.
[2]સોનિ સુતારથી વટલાશેરે, અબ્રાહ્મણતો એમ ગણાશેરે;
[3]અબ્રાહ્મણ જેને શ્રુતિ ગણશેરે, તેને તો ભલો બ્રાહ્મણ ભણશેરે. ૨
સંધ્યા વંદન ન કરે ખચીતરે, તેની જોડે જમે નાતરીતરે;
જન્મ્યો નાતમાં તે નાતભાઈરે, બીજ યવન કે કર્મ કસાઈરે. ૩.
હશે નાતમાં ગરિબ એકાદરે, એને શિર મુકશે અપવાદરે;
કહેશે તેં નીચું કામ કર્યુંછેરે, પક્ષવાળાને કોઈ નહિ પુછેરે. ૪.
વેદ ભણશે તે નીચ ગણાશેરે, મ્લેછકિંકર શ્રેષ્ટ મનાશેરે;
શુકલ કહેતાં કોપે એજ ઠામેરે, ખુશિ મુનસી નેં બખશી નામેરે. ૫.
ફકિર દોલત હિમત મિરાતરે, નામે વિપ્ર થશે સાક્ષાતરે;
તમે કહોછો આખર આવે તનનીરે, તોય ભણવી ન[4]ભાષાયવનનીરે ૬
સ્વાર્થ માટે તે સઘળું એ કરશેરે, પરદુઃખે દયા નહિ ધરશેરે;
ખરો ધર્મ તો બેસશે ખોઈરે. જણાશે વિપ્ર દીઠે જનોઈરે. ૭.
મૃગચર્મ[5] ગણોછો પવિત્રરે, તેને કહેશે એતો અપવિત્રરે;
શાસ્ત્રે રેશમ બહુ નિંદાયરે, પહેરિ શ્રૌત કરમ ન કરાયરે. ૮.
તેને તો કહેશે સઉથી એ શુદ્ધરે, એમ વરતશે વેદ વિરૂદ્ધરે;
મામાની પુત્રીને પરણનારેરે, કહેશે દેશનો ચાલ અમારેરે. ૯.
રાખે ઉપરથી વિધવાનો વેષરે, પાળે વૈધવ્ય ધર્મ ન લેશરે;
એવી વિધવા ઉત્તમ કહેવાશેરે, ફરી પરણે તે પતિત ગણાશેરે ૧૦.
એવો ઊંધો ચલાવશે ધારોરે, માટે આજથી વાત વિચારોરે;
કિધિછે મેં પ્રતિજ્ઞા એવીરે, વિપ્ર વિધવાને પરણાવિ દેવીરે. ૧૧.
શેષ નાગથકી ભૂમિ છૂટેરે, તોય મારી પ્રતિજ્ઞા ન તૂટેરે;
પછિ ગુરૂજી ગયા ત્યાંહ થકીરે, એકે વાત ઠરી નહિ નકીરે. ૧૨.

## ભાગ ૬ ઠો.

### પદ ૬૨ મું.—દેશી ૮ મી.

કમળા ગૌરીના કષ્ટની કહાણી, ભૂપ કુંવરના મનમાં ભરાણી;
સુતાં નેણમાં નીદ્રા ન આવી, બેઠો દિલમાંહિ દિલગિરી લાવી. ૧.
અતિ અંતરમાં અકુળાય, ઉઠે બેસે અને સુઈ જાય;
કરે ચિત્તમાં અનેક વિચાર, ઘડે ઘાટ હજાર પ્રકાર. ૨.
અરે નર નિરદય થયા કયમ, અબળા ઉપર આરો જુલમ;
વહું દુખ હશે શઉ વિધવાને, પીડા અદભુત મારી પ્રજાને. ૩.
ધિક રાજકુંવર ધિક રાય, પ્રજા જેની અંતરમાં પિડાય;
તન મન ધન કુરબાન કરવાં, સઉ વિધવાનાં સંકટ હરવાં. ૪.
રણ ભૂમિ ભયાનક ભાળું, ત્યાં હું તલભર હિંમત ન હારું;
માથાં મરદનાં દેખું રખડતાં, કઈક શરિર દેખું નગ્ગરનાં. ૫.
દયા તદપિ ન દિલ ઉપજાવે, વિધવાને દુખે દયા આવે;
નથિ ધીરજ ધારી શકાતી, છેક નરમ થઈ મુજ છાતી. ૬.
દેખી શકતા હશે દુઃખ એવાં, તેનાં હઈડાં કઠણ હશે કેવાં;
હશે પથ્થરનાં કે વજરનાં, જનનાં હશે કે જનાવરનાં. ૭.
વરૂ વાઘ જનાવર રાનો, પિડા પેખિ શકે ન બચ્ચાંની;
પુત્રી વિધવાપણાથિ પિડાય. કેમ સંસારિ જનથી સંખાય. ૮.
પછી જૈને કહ્યું સુનિથાને, ગમતું શું હશે સઉ વિધવાને;
કોઈને વૈધવ્ય વ્રત હશે વહાલું, કોઈ તો દુખ ગણતી હશે ઠાલું. ૯.
સઉને શરમ સગાં સહોદરની, વાત ઉચ્ચારે કેમ અંતરની;
સાચી મરજી જેની હોય જેવી, તેને તેમજ ચાલવા દેવી. ૧૦.
ધ્વંશ કરિયે જો કોઈનો ધર્મ, તો તે કહેવાય મોટું કુકર્મ;
નર કોઈ થવા ચહાય સન્યાસી, તેને કરવો નહીં ગૃહવાસી. ૧૧.
ગમે કોઈને સંસાર આદરવો. તેને પકડી સન્યાસી ન કરવો;
પણ સાચું તે શી રીતે બોલે, ખરો મનનો મરમ કેમ ખોલે. ૧૨.

---

[*] યાજ્ઞવલ્ક્ય ॥ ब्रह्महा मद्यपस्तेनस्तथैव गुरुतल्पगः ॥ [illegible]
एते महापातकिनो यश्च तैः सह संवसेत् ॥

[1] मनुः । लशुनं गृंजनं चैव पलांडु कवकानि च
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवानि च १

[2] સોનુ ચોરે તે પતિત કહ્યોછે, માટે તે સર્વ જાતિના કરતાં નીચ છે.

[3] निराचारस्य विप्रस्य निषिद्धाचरणस्य च
अन्नं भुक्त्वा द्विजः कुर्याद्दिनमेकमभोजनम् ॥१॥ मिताक्षरा.

[4] नोवदेत् यावनीभाषां प्राणैः कंठगतैरपि ॥

[5] બ્રહ્મચારીને મૃગચર્મ પહેરવાનું, અને ગૃહસ્થને મૃગચર્મ ઉપર બેશીને દેવની ષોડશોપચાર પૂજા, વશ્વદેવાદિ કર્મ કરવાનું લખ્યુંછે. પણ આજતો મૃગચર્મથી રસોઈ અભડાય છે.

એક પ્રેમદાનો લેતાંજ પારરે, ન પમાય વિતે વર્ષ બારરે;
એક દિવસમાં લક્ષ કળાયરે, આજી એ વાત કેમ મનાયરે. ૬.
હાલ મુજને ધિરજ દિલ દેવારે, આપ દ્યોછો દીલાસાજ એવારે;
પણ જો કરશો દાખલો દેખુંરે, તો હું વાત ખરેખરી લેખુંરે. ૭.
નરની વાત કે નારીની વાતરે, કેની તરત કળાય કહો માતરે;
સુનિથા કહે સંશય છાંડીરે, જો આ કાચનાં તકતો ને હાંડીરે. ૮.
એક જાતનાં જાણ વિચારીરે, એક નરછે અને એક નારીરે;
નરના અંતરમાં જેસમાયરે, તે તો કોઈથી કળી ન શકાયરે. ૯.
પણ પ્રમદાતણા પેટમાંનુરે, રજ ભાર રહે નહિ છાનુરે;
દેખી દાખલો દૃષ્ટિ કરીનેરે, પછિ રહે તે તું ધિરજ ધરીનેરે. ૧૦.
વળતી વેનને વિશ્વાસ આવ્યોરે, માતાએ ખરો ખેલ બતાવ્યોરે;
કાંઇકિ કરશે માતાજી ઉપાયરે, જેથી સઉનિ ઇચ્છા સમજાયરે. ૧૧
હું છું બાળક મુજ મતિ છોટીરે, એતો વૃદ્ધ એની મતિ મોટીરે;
એવું સમજીને કારણ સર્વરે, ગળ્યો વેનના મનનો ગર્વરે. ૧૨.

---

પદ ૬૪ મું.—દેશી ૧ લી.

રાણીએ પછિ રાજગુરૂને, બોલાવ્યા બહુ પ્રીતે;
કરજોડી પરણામ કરી, ઉચ્ચાર કર્યો આ રીતે. ૧.
અરે ગુરૂ હું પિયર ભણી, ગઇતી સુતને લઈ સાથે;
રસ્તામાં એક ઘાત ગઈ, મોટી કુંવરને માથે. ૨.
મહાભયંકર વનમાં ભેટી, એક જોગણી એવી;
ભસ્મ કરત પરજાળીને તે, વેનને વનની દેવી. ૩.
વિનતિ કરી મેં મિષ્ટ વચનથી, ત્યારે બોલી તેહ;
ત્રણ દિન જો ઊજાણી કરો તો, રહે કુંવરનો દેહ. ૪.
પ્રથમ દિવસ સઉ કુમારીકાને, એક ઉજાણિ અપાવો;
બિજે દિવસ સધવા સગળીને, ભોજન ભલાં કરાવો. ૫.
ત્રિજે દિવસ વિધવા ત્રિવરણની, બાગ વિષે બોલાવી;
જો પરિપૂર્ણ પ્રસંન કરોતો, કદી નડું નહિ આવી. ૬.
અમે કબૂલ કર્યાં તે કથનો, દિલ રીઝી વનદેવી;
તે માટે ત્રણ દિવસ લગી, કરવી ઉજાણી એવી. ૭.
શેહેર બધામાં સાદ પડાવ્યો, ઉચરી એજ પ્રમાણે;
બાગ વિષે સઉ બાળકિયો, બોલાવી વેહેલી વહાણે. ૮.
બાગ સમિપ સરિતા તટ, શિવ મંદિરમાં લાગી રમવા;
ત્યાં ગુરૂ મુખથી કથા સુણીને, બાગ વિષે ગઈ જમવા. ૯.
સરિતામાં સઉ સ્નાન કરીને, કથા શુણે ગુરૂ મુખથી;
રમીજમી આખો દિન રહિ, પછિ શેહેરવિષે ગઈ સુખથી. ૧૦.
બિજે દિવસ સધવા સગળીને, જુગતી કરી જમાડી;
પટ ભૂષણ બખશીશ દઇને, પુરમધ્યે પહોચાડી. ૧૧.
ત્રિજે દિવસ વિધવા ત્રિવરણની, બહુ હેતે બોલાવી;
પ્રભાતમાં ત્યાં ગુરૂની પાસે, ધર્મ કથા વંચાવી. ૧૨.

---

પદ ૬૫ મું.—દેશી ૩ જી.

વેદ વિહિત વૈધવ્ય ધર્મ, વંચાવ્યા ગુરૂની પાસેજી;
સઉ વિધવા સાંભળવા બેઠી, ઉત્તમ ભોજન આશેજી. ૧.
વેનકુંવર નેં સુનિથા રાણી, ત્યાં બેઠેલાં દીસેજી;
ગુરૂ જાણે વિધવા સઘળીને, દઉ ઉપદેશ અતીશેજી. ૨.
સાંભળતાં સઉના મનની, સ્થિરતા સ્વધરમમાં થાશેજી;
વેનતણા વિપરીત વિચારો, વ્યર્થ બધા વહિ જાશેજી. ૩.
જે વિધવા વૈધવ્ય ધરમથી, આપે હશે જો અંજાણીજી;
તે પણ આજ જથારથ જાણશે, સાંભળીને મુજ વાણીજી. ૪.
સાંભળિને કદિ ભૂલિ ગઈ હશે, સાંભરિ આવશે એનેજી;
જો કદિ વારતા જૂનિ થઈ હશે, તાજિ થશે વાત તેનેજી. ૫.
વૈધવ્ય ધર્મનું વરણન કરતાં, કશી ન રાખું કચાશજી;
મોટા મોટા મુનિના મત લઇને, વાત કરીશ પ્રકાશજી. ૬.
એવું ધારિને ઊંચા સ્વરથી ગુરૂ, બોલીઆ તાળી પાડીજી;
સાંભળજો સઉ એકજ ચિત્તથી, વાત ન કરશો આડીજી. ૭.
વેદ પ્રમાણે ધરમ વિધવાનો, સ્નેહ સહિત સંભળાવુંજી;
સ્વર્ગ વિષે સુખ ભોગ ભોગવશો, આદરશો વ્રત આવુંજી. ૮.
જો કદી કિંચિત ચૂક કરી તો, પડશો નરકની ખાણેજી;
જમના દુત જોરાવર તમને, મારશે મોટાં બાણેજી. ૯.
લાલચ લોભ હજાર દેખાડે, પણ ન કદી લલચાવુંજી;
પ્રાણ જતાં પણ ધર્મ પોતાનો, તે તજીને નહિ જાવુંજી. ૧૦.
ધર્મ ધરી તમે ધન્ય ગણાશો, દેવ લોકે થશો દેવીજી;
રાણીથકી પણ રિધસિધ ઝાઝી, અલખત પામશો એવીજી. ૧૧.
તે માટે હવે તમને કહું તે, પૂરાં વચન શુણિ પરખોજી;
વિધવા સ્ત્રિયોનો વેદે કહ્યોછે, ધર્મ સન્યાસિના સરખોજી. ૧૨.

---

પદ ૬૬ મું.—દેશી ૭ મી.

વિધવા વામાનો, ધર્મ[૧] સન્યાસીના સરખો;
પ્રીતસહિત જે પાળે નહિ તે, પરવશ પશુ સમ પરખોરે. વિધ૦ ટેક.
વિધવા કે સન્યાસી જો કદિ, બળદનિ[૨] ગાડિએ બેસે;
ધર્મસિંધુનો ધારો જોતાં, પ્રૌઢ નરકમાં પેસેરે. વિધવા. ૧.

---

[૧] ત્રીજા ભાગમાં શ્લોક લખ્યાછે.

[૨] એક ભોળાસવારે ઘોડાની દયાથી ઘોડા ઉપર બેશીને મોટા ઘાસનો ભારો હતો તે પોતાના માથા ઉપર લીધો. તેમજ કેટલાએક ધારેછે કે બળદ ઉપર ન બેસવું પણ ગાડી ઉપર બેસવું.

કાંસાના વાસણમાં કોઈ દિન, જો વિધવા સ્ત્રી જમસે;
પતિ સુધાં નરકે જઈ પડશે, બહુ પિડા ત્યાં ખમશેરે. વિધવા. ૨.
બાગ બગીચા કે નૃત્ય નાટક, જો કદિ નજરે જોશે;
તો તે વિધવાનું વ્રત તતક્ષણ, ખરે ખરૂં ત્યાં ખોશેરે. વિધવા. ૩.
વિવાહનાં કદિ વિધવા નારી, ગીતો લાગે ગાવા;
તો તે પાપથકી ત્રિભુવનમાં, સમર્થ નથિ છોડાવારે. વિધવા. ૪.
રેશમનું કે રંગેલું, કદિ અંચળ ધારે અંગે;
તો તેના [1]પરિયાં જમપુરિમાં, સંચરશે તે સંગેરે. વિધવા. ૫.
કનક કદી તલભાર ધરેજો, વિધવા કે સન્યાસી;
પાપ ખસે નહિ વસે કદી જો, ક્રોડ વરસ જઈ કાશીરે. વિધવા. ૬.
વિધવા હાસ્ય વિનોદ કરે નહિ, રહે ઉદાસી આપે;
વાત કરે વૈરાગ્યતણી, નહિતો પડશે મહાપાપેરે. વિધવા. ૭.
સંસારિક ઉત્સવમાં કે કદિ, ઉજાણિએ નવ જાય;
એકજ વાર દિવસ આખામાં, ખાણું સાદું ખાયરે. વિધવા. ૮.
પૃથ્વી ઉપર કરે પથારો, જેમ જંગલના જોગી;
ઈશ્વર ઈશ્વર મુખે ઉચારે, સ્મશાનના જેમ શોગીરે. વિધવા. ૯.
જોણું કશું જોવા નહિ જાવું, વાજે જ્યાં કાંઈ વાજું;
દેખે નહિ મુખ દર્પણમાં, તો રહે વિધવા વ્રત તાજુંરે. વિધવા. ૧૦.
તે જો કદિ તાંબુળ[2] ખાયતો, મૂળ પાપનું મોટું;
વિશેષ લોભથકી વિધવાવૃત, ખચીત થાશે ખોટુંરે. વિધવા. ૧૧.
શ્રદ્ધાથી વૈધવ્ય ધર્મ, નવ પાળે તે તો કેવી;
એકાદશી ઉપવાસ કરે, બાંધેલી બકરી જેવીરે. વિધવા. ૧૨.

### પદ ૬૭ મું.—દેશી ૧ લી.

કથા શુણીને ભોજન કરવા, ઉઠી સઉ હરખાઈ;
પીળા રાતા મુગટા પેહેરી, બેઠી સરવે બાઈ. ૧.
પતરાળી થાળી પીતળની, દઈ કાંસાના થાળ;
જમ્યા પછી પાછા નહિ લઈએ, કહ્યું એમ તે કાળ. ૨.
લાલચને લીધે કાંસાનાં, વાસણ સઉને ગમીયાં;
પહોર દિવસ પૂરો ચડતાં સઉ, ખટરસ ભોજન જમીયાં. ૩.
પાનબિડાં આપ્યાં તે ચાવી, હોઠ કર્યા બહુ રાતા;
દર્પણ આપ્યાં તેમાં [3]અધરો, દિઠા ભલા દેખાતા. ૪.
આભૂષણ અંચળ લાવીને, એક કર્યો અંબાર;
સદા શરીર ઉપર રાખો તે, સજો તમે શણગાર. ૫.

[1] तद्दैगुण्याद्विसर्गात्पतति:पतति सर्वथा
तस्या: पिता च माता च भ्रातृवर्गास्तथैव च ॥
[2] ताम्बुलाभ्यंजनं चैव कांस्यपात्रे च भोजनम्
यतिश्च विधवा चैव वर्ज्जयेच्चंदनादिकम् ॥
[3] હોઠ.

એવું શુણતાં અબળા સર્વે, ભૂષણ સજવા લાગી;
કનકતણી ગુજરિયો કોઈએ, મુખથી લીધી માગી. ૬.
કોઈએ ધરી કનકની કંઠી, વળિ વીંટી આંગળિએ;
સાડી કશબી છેડાની, શરીરે લઈ સજી સઘળિએ. ૭.
કોઈએ કાને ધર્યા વેડલા, કાંચળિ રેશમકેરી;
બાંહે લઈ માદળિયાં બાંધ્યાં, શોભીતાં સોનેરી. ૮.
નર્તક ગાયક ત્યાં બોલાવ્યા, નાટક રૂડાં રચાવ્યાં;
તે દેખી દિલ ખુશી થયાં, સઉ ભામનિયોને ભાવ્યાં. ૯.
બાગ વિષે એક હતો બંગલો, પલંગ ત્યાં પાથરિયા;
ખરે બપોરે સઉ ત્યાં સૂતી, ધર્મ ન મનમાં ધરિયા. ૧૦.
ચાર ઘડી જ્યાં દિવસ રહ્યો, સઉ જમીઓ બીજીવાર;
ઘૂઘરિયાળા રથ જોડીને, ત્યાં કીધા તૈયાર. ૧૧.
બળદ બહુ બળવંતા જોડ્યા, બાઈઓ રથમાં બેઠી;
ગીત વિવાનાં ગાતી ગાતી, પુર મધ્યે સઉ પેઠી. ૧૨.

### પદ ૬૮ મું—દેશી ૩ જી.

બૂમો પાડીને ત્યાં ગુરૂજી બોલે, સઉછો શુદ્રો સરખીજી;
વ્રત વિધવાનું વિસારી મુક્યું, પાપણિયો મેં પરખીજી. ૧.
કથન ગુરૂનાં કાન ધરે નહિ, મન માને તેમ મહાલેજી;
રથમાં બેઠી ગીત ગાય અને, રથ ધમધમતા ચાલેજી. ૨.
કઈક જણીતો એમ કહેજે, છો ગુરૂ કહેતા જાયજી;
વૈધવ્ય ધર્મ કહ્યા પરમાણે, આપણથી ન પળાયજી. ૩.
મરણ પછી તો ગમે તેમ બાઈ, હશે થવાનું તે થાશેજી;
પણ ખાન પાનને ખાટલો તેતો, જીવતાં કેમ તજાશેજી. ૪.
સઉ કરતાં હોય તેમજ કરિયે, નિંદા કરે નહિ કોઈજી;
જો કશું આપણે એકલાં કરિયે, જગત કહે ભુંડું જોઈજી. ૫.
રથમાંહિ બેશીને ગાઈએ ગીતો, એમાં તે અડચણ શી છે જી;
કંઈ વિધવા નથિ બેસતી ગાડીએ, એમાં શી વાત નવીછેજી. ૬.
કનકનાં કંકણ તે નવ પેહેરે, જેને મળે નહિ ખાવાજી;
પુત્ર કે ભ્રાત પરણતાં વિધવા, કંઈ નથિ બેસતી ગાવાજી. ૭.
આપણે બાઈ સંસારમાં રહેવું ને, એવું તે કેમ પળાયજી;
વહાલાં સગાં તજી થાય વેરાગણ, તેનાથિ તેમ કરાયજી. ૮.
એકજ વાર જમી દિન આખો, ભૂખ્યાં તે કેમ કઢાયજી;
મુઓ ધણી આપણે નથિ માર્યો, મુઆ પાછળ ન મરાયજી. ૯.
હોંશેથી શણીએ ઉજાણી આપી, તો શિદ રાખીએ શોકજી;
મન આપણું ખુશિ કરવાને માટે, રૂપૈયા ખરચ્યા રોકજી. ૧૦.
આજ દિવસ મહારાજ કુંવર શિર, ધણિ વિતી છે ઘાતજી;
ઉત્તમ દહાડો આજનો ગણિએ, વિવાહ જેવી વાતજી. ૧૧.

તે માટે આજ ભલાં ગીત ગાઈએ, હઈયામાંહી હરખાઈજી;
જેમ પોતાના પુત્રની પામીએ, વિવાહ કેરી વધાઈજી. ૧૨.

---

પદ ૬૯ મું દેશી ૪ થી.

કોડે કામની કહે શુણો કંથજી,
અતિ હરખે પામી હું તો આજ; વિવાની વધામણી.
માટે મોટો મંડાવો ને માંડવો,
તેડો સગળો કુટંબી સમાજ. વિ. ૧.
કંકુ છાંટીને લખજો કંકોતરી,
પામે પ્રેમથી સધળા સ્વજંન; વિ.
છજે છાજતા રંગ છંટાવીએ,
દિલે ધારિને દિન ધન્ય ધન્ય. વિ. ૨.
શણગાર સજાવિએ શોભતા,
હેતે લાવો રૂડાં હીર ચીર; વિ.
મોધાં મોતી માણક મણી મૂલવો,
વેગે જાઓ મારી નણદીના વીર. વિ. ૩.
હેમ સાંકળો કાચની હાંડીએ,
ઝાઝાં ઝૂમર ઝાકઝમાળ; વિ.
કાજુ[૧] કાચના તખતા કરાવજો,
વડા ઊંચા ને વિમળ વિશાળ. વિ. ૪.
ખૂબ ખીલે તેવી ઘણી ખૂરશી,
મેલો મંડપમાં મોટા મેજ; વિ.
રૂડાં કાચ ને દાંતનાં રમકડાં,
આણો ઓપે એવાં ઘણાં એજ. વિ. ૫.
વાજાંગાજાં વિવિધ વજડાવીએ,
ગાશે ગોરિયો મંગળ ગિત; વિ.
આવી ખેલાડી આપણે આંગણે,
ખાંતે માંડશે ખેલ ખચિત. વિ. ૬.
મીઠા મેવા મગાવોને મૂલથી,
કેળાં કેરી અંજીર અનાર;[૨] વિ.
આજ સાજન મહાજન આવશે,
ખુબ ખાસો તમાસો થનાર. વિ. ૭.
મંને સાંભળતાં સુખ સાંપડયું,
મારા મનમાં આનંદ ન માય; વિ.
રૂડો દિવસ દીવાળીથી દશગણો,
ગણું એથિ અધિક તો ગણાય. વિ. ૮.
ભાવે હું મારાં ભાઈ ભોજાઈને,
લેખ લાયકી સહિત લખીશ; વિ.
મારી બેહનપણીને બોલાવવા,
મારાં માણસને મોકલીશ. વિ. ૯.
મારી સાસુજીને કહું સ્નેહથી,
રાજી રાજી થશે સુણી સર્વ; વિ.
આજ ગોર ગોરાણીને નોતરૂં,
આજ પરમ પવિત્ર છે પર્વ. વિ. ૧૦.
પાકાં પાન ને સારી સોપારીઓ,
લાવો ઇલિચિ લીલાં લવિંગ; વિ.
કાથો ચુનો કપૂર પુરી કરી,
રચો બીડાં રહે જેમ રંગ. વિ. ૧૧.
હું તો હરખે દેખું દશે દીશમાં,
આજ અદકો દિસે છે ઉજેશ; વિ.
કહું દિલ થકી હું જગદીશને,
હરિ આપજો અમને હમેશ. વિ. ૧૨.

---

પદ ૭૦ મું.—દેશી ૧ લી.

ગીત શુણી કમળા ગૌરીનુ, હઈયું બહુ હરખાયું;
જાણ્યું જે મુજ વિવાહનું આ, ગીત જરૂર ગવાયું. ૧.
રાજ કુંવરને રાણીજી પછિ, બાગ બહાર નીસરિયાં;
સંધ્યા ટાણે શિવનાં દર્શન, કરવાને સાંચરિયાં. ૨.
ત્યાં વિધવાઓ પાંચ હતી, ભાસે મુખડાં ભૂખાળાં;
કોઈએ ધોળાં વસ્ત્ર ધર્યાં, કોઈ કશબ વિનાનાં કાળાં. ૩.
સુનિથાએ તે સગળીઓને, પૂછી લીધું પોતે;
કેમ તમે ભોજન નથિ કીધું, કારણ મને કહો તે. ૪.
બાઈઓ સુનિથા પ્રત્યે બોલી, અમે શુણી ગુરૂ ગાથા;
એજ રિતે વિધવાનો ધર્મ, ધરીશું અમે અનાથા. ૫.
પ્રાણ જતાં પણ નહીં પેશિએ, બાગ વિષે કદિ બાઈ;
જોણું જોવા નહિં જઈએ, હઈયામાંહી હરખાઈ. ૬.
સ્વર્ગથકી કોઈ સુર આવીને, લાગે જો લલચાવા;
તો પણ અમે ધરમ નહિ તજીએ, લાગે દૈત્ય ડરાવા. ૭.
માથા સાટે અમે રાખશું, ધર્મ અમારો આપ;
આપદકાળ પડે મહા આવી, તો પણ શા સંતાપ. ૮.
કાપીને કોઈ કાયા કેરા, કરશે ચૂરે ચૂરા;
તો પણ કાંઈ નુકશાન નથી, અમે ધર્મ પાળશું પૂરા. ૯.
પછિ વેને તેઓને પૂછયું, જો દિન આખો જાગ્યાં;
કહો આજ આ બાગ વિષે, વાજીત્રો શાં શાં વાગ્યાં. ૧૦.
બાઈઓ કહે અમે એના સ્વર, શુંણ્યા નથી શું કહિએ;
એવે સમે ઉપદેશતણાં પદ, અમે ઉચરતાં રહિએ. ૧૧.
વેન કહે તમે પદ ગાયાં તે, બોલો અહિયાં બેશી;
પછિ વિધવાઓ ગાવા લાગી, ઉત્તમ પદ ઉપદેશી. ૧૨.

---

[૧] સુંદર. [૨] દાડમ.

કઇંકિ જણીને કશો ન દીઠો, એકે ગમ આધાર;
માંસ રૂધિર તનમાંહિ મળે નહિ, પિંજર હાડ પ્રકાર. ૧૧.
દયા અધિક ઉપજી દિલમાંહી, જુવતી એવી જોઇને;
વેને અતિ ચિંતાથી આખી, રાત ગમાવી રોઇને. ૧૨.

દોહરો.

શુકજી કહે પરિક્ષિત શુણો, રાખી અનુરાગ;
વરણન વેનચરિત્રનો, ભાખ્યો છઠ્ઠો ભાગ. ૧.

---

## ભાગ ૭ મો.

પદ ૭૪ મું.—દેશી ૧ લી.

વેનકુંવરની વાત શુણી, રૂષિ ઘેર ગયા તે વાર;
નિશિ આખી નીદ્રા નવ આવી, વિધ વિધ કર્યા વિચાર. ૧.
અંતે અંતર એમ ઠર્યું જે, એ તો કામ ન કરવું;
સ્ત્રી શુદ્રો તો તાબામાં રહે, એજ રિતે આચરવું. ૨.
સેવાનો અધિકારજ તેને, સ્વતંત્રતા નહિ દેવી;
અધિક ગુણો એને ન શિખવવા, રાખવિ શૂદ્રજ જેવી. ૩.
પણ નૃપકુંવરે લિધિ પ્રતિજ્ઞા, તે શી રીતે તૂટે;
રાજા અંગ ઉપાય કરે તો, છેક કુંવર મત છૂટે. ૪.
બિજે દિવસ ગુરૂદેવ ગયા, જ્યાં અધિપતિ બેઠો અંગ;
આસન આપ્યું ત્યાં તે બેઠા, પછિ તે કહ્યો પ્રસંગ. ૫.
વેન વિવા વિધવાના કરશે, મહાજન મન દુખાશે;
જરૂર કશું તોફાન જાગશે, સઉ જન સામા થાશે. ૬.
રાજા કહે ફિકર નવ રાખો, વારિશ વેનકુંવરને;
ચાલ નવો નહિ દેઊં ચલાવા, નહિ દુખ દેઉ કોઈ નરને. ૭.
કહે ગુરૂ સમ ખાઈ કહો તો, અધિક ભરૂંસો આવે;
પુત્ર ઉપરની પ્રીત પિતાની, તે તો સત્ય તજાવે. ૮.
પુત્રતણુ પોષણ કરવા, કંઈ પિતા કરે છે પાપ;
સુતનો ગુનો છુપાવા માટે, ઉચરે જૂઠું આપ. ૯.
નરપતિ કહે નક્કી હું વારીશ, વચન ન લોપે વેન;
વેનતણો વિશ્વાસ મને છે, જાઓ કરો સુખચેન. ૧૦.
જો લોપે તો પુત્રતણુ પછિ, જીવતાં મુખ નવ જોઊં;
જો જોઊં તો બ્રહ્મહત્યાથી, હત્યારો હું હોઊં. ૧૧.
ક્ષિતિપતિએ એવા સમ ખાધા, વિપ્ર થયાજ વિદાય;
પછી કુંવરને કહ્યું બોલાવી, એમ કદી ન કરાય. ૧૨.

સોરઠો.

જો તું તારે ચિત્ત, ઇચ્છે રૂડું આપનું;
તો કહું તારે હીત, રાજનીતિ શુણ રાજવી. ૧.

---

પદ ૭૫ મું.—દેશી ૧૦ મી.

રાજનીતી શુણ રાજવી, ઉચરે રાય અંગ;
રઈયત રૂદયે રાજી રહે, એવા ધારિએ ઢંગ. રાજનીતી. ટેક.
જે નૃપતી થકિ જન ઘણા, દિલ થાય ઉદાસ;
રાજ્યનો કે તેના પંડનો, નકિ થાય વિનાશ. રાજ. ૧.
પુત્રને જેમ પાળે પિતા, એમ રઈયત રાય;
પાળે સદા પૂરા પ્રેમથી, તોજ કલ્યાણ થાય. રાજ. ૨.
કેવળ સ્વારથ કારણે, રાજા રાખે જે રાજ;
રઈયતનૂં ન રૂડું કરે, એનું થાય અકાજ. રાજ. ૩.
પાંચ પ્રધાનને પૂછિને, કામ કરવું હમેશ;
એકલિ આપ અકલથકી, નવ કરિયે વિશેષ. રાજ. ૪.
જો પ્રજા મુખ્યને પૂછિને, રાજનીતિ રખાય;
તો વળિ સઉથી સરસ દિસે, કદિ કલેશ ન થાય. રાજ. ૫.
ચરચા સાંભળિયે ચૌટાતણી, જસ અપજશ વાત;
અપજશથી ડરિયે અતિ, તેમાં છે સુખ સાત. રાજ. ૬.
શિક્ષક જન જેમ શિષ્યને, શિખવે ગુણ સાર;
સર્વને એમ સૂધારિયે, પૂરો રાખીને પ્યાર. રાજ. ૭.
સરસ રિતી પણ સર્વને, આવે નહિ અનુકૂળ;
તો તે તરત ન ચલાવિયે, એજ સંપનું મૂળ. રાજ. ૮.
એવું કશું કરિયે નહિ, જેથી જુલમ જણાય;
ધીમે ધીમે સમજાવિયે, શુભ રીતે સદાય. રાજ. ૯.
જેને પ્રજા ધન્ય ધન્ય કહે, એજ ઉત્તમ રાય;
નહિતો પ્રજા કે રાજાતણા, દહાડા સુખમાં ન જાય. રાજ. ૧૦.
કોઇએ ધારેલા ધર્મનો, નહિ કરિયે વિધ્વંશ;
ધર્મ વિધ્વંશ કિધાથકી, દિલમાં લાગેછે દંશ. રાજ. ૧૧.
અલ્પ કહ્યું પણ આટલું, શિખિ રાખે જે રાય;
એજ રાજાતણા રાજ્યના, પાયા ઊંડા રોપાય. રાજ. ૧૨.

—o—

પદ ૭૬ મું.—દેશી ૧૪ મી.

વળી એમ બોલ્યો અંગરાય, શુણો જન રાજ સભાના;
સદ્ય સારો સુધારો ન થાય, સુણો જન રાજ સભાના;
એક ઘાએ કુવો ન ખોદાય, શુણો જન રાજ સભાના; ટેક.
જૂનો ચાલ જરૂર જો, દુખદાયક દેખાય;
રઈયતને સમજાવીને, કરે રૂડો સુધારો રાય. શુણો. ૧.
સમજાવ્યે સમજે નહીં, તો ન કરે તતકાળ;
કળે કળે જુગતી કરી, કામ પાર પાડે ભૂપાળ. શુણો. ૨.
કઇંક કામ શરૂવાતથી, સો વર્ષે સિદ્ધ થાય;
રાયણ[1] રોપણહાર નર, તે તો ફળ તેહનાં નવ ખાય. શુણો. ૩.

[1] કહેછે કે સો વરસની થાય ત્યારે રાયણને ફળ થાયછે.

ધિરે ધીરે જો સાધિયે, કારજ ભલું સધાય;
આગ અધિક લગાડતાં, જુઓ પાક બધો બળિજાય. શુણો. ૪.
અવસર આવ્યે થાય છે, સઘળાં કારજ સિદ્ધ;
ફળ પાકે ન રૂતુ વિના, વઢી વાતો કર્યે વિધ વિધ. શુણો. ૫.
પ્રથમ ધણી રઇયિતતણે, અંતર ઉતરે વાત;
ત્યાર પછી તે કામની, ભલે કરજો ભલામણ ભ્રાત. શુણો. ૬.
જ્યાં લગિ મન માને નહીં, કરશો ત્યાં લગિ કેમ;
વસ્તુ ન ગમતી નાકને, જુઓ જીભ જમે નહિ જેમ. શુણો. ૭.
અભાવતું આરોગતાં, ગળા થકી ન ગળાય;
આગ્રહ કરી ગળાંવતાં, એથી અંતે તો ઉલટી થાય. શુણો. ૮.
રોજ રોજ ઉપજાવતાં, ઉપજે રૂચી અપાર;
થોડે થોડે અફિણ પણ, અંતે થાયછે પ્રાણ આધાર. શુણો. ૯.
બાળક શીખે બોલતાં, આગળથી ઉચ્ચાર;
પછિ લખતાં નેં સમજતાં, અને વળતિ બધો વ્યવહાર. શુણો. ૧૦.
પાઠ સુધારાનો પ્રથમ, સઉને શિખવો એમ;
પછિ અમલમાં આણવા, તતખીરથી શોખવો તેમ. શુણો. ૧૧.
સઉનું સારૂં ચાહોતો, ચિતમાં કરી વિચાર;
સ્નેહ સહિત સંભળાવજો, ધીરે ધીરે સુધારાનો સાર. શુણો. ૧૨.

---

૫૬ ૭૭ મું.—દેશી ૨૩ મી.

સજજન સંભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહીત સંભળાવજો. ટેક.
છોટી અકલ વાળા આગળે, મુખે વદિએ ન મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજ્જન. ૧.
લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરિ જાય;
ભૂકો કરી ભભરાવિયે, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન. ૨.
માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કૂદી પાણીને પૂર. સજ્જન. ૩.
જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવિએ તેમ;
બેરો તો સમજે સાનમાં, ત્યારે કરિયે લવારો કેમ. સજ્જન. ૪.
બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળક રૂપ;
ભૂ બાઉ તાત્યા ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન. ૫.
પલક ટકે નહિ પેટમાં, જો ખાય બિલાડી ખીર;
ખાંમુખાં શિદ ખવરાવિએ, તે વિચારો ને મારા વીર. સજ્જન. ૬.
જંગલ કેરાં જનાવરો, આપે પાળવા કરિએ જો આશ;
એવું આદરિએ કે આપણી, પાસે વશે કરી વિશ્વાસ. સજ્જન. ૭.
ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અકલ શિખવીએ અનેક;
હળિ મળિ હેત વધારિએ, પણ છૂટા ન પડિએ છેક. સજ્જન. ૮.
નિશાળિયાને ગમે નહીં, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશિને જાય નિશાળિયા, મળે શીક્ષકને કેવું માન. સજ્જન. ૯.
છણછણતે તેલે છાંટિએ, લઇને નિર્મલ ટંઢુ જો નીર;
સળગી ઉઠે એતો સામટૂં, વળી સામાનુબાળે શરીર. સજ્જન. ૧૦.
સજ્જનને મન શુદ્ધછે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુજનમાં નહિ બોલિએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સ. ૧૧.
સંસારી જનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત. સજ્જન. ૧૨.

દોહરો.

सुंदर जेमां शांनरस, कशिये नहीं कचाश;
अधिपतिये एवां कह्यां, कथन कुंवरनी पास. ॥१॥

---

૫૬ ૭૮ મું.—દેશી ૧ લી.

પુત્ર સહિત સઉ સભાસદોને, નૃપે કહ્યાં એમ વેણ;
વેન કુંવર વળતી ત્યાં બોલ્યો, નીચાં ઢાળી નેણ. ૧.
વેનનિ આંખે આંસુ વહ્યાં, અને ગદગદ વાણી બોલે;
ચિતમાં ચિંતા અધિક વધી જે, રખે પિતા રિસ બોલે. ૨.
વનની કથા બધી કહિ દીધી, વરણવિને વિસ્તાર;
અહો પિતા મેં આવી પ્રતિજ્ઞા, કરિ સમ ખાઈ હજાર. ૩.
અબળાના દુખનો અનુભવ મેં, કીધો મારી જાતે;
અરે પિતા અત્યંત દયા, ઉપજે મુજને એ વાતે. ૪.
તજું પ્રતિજ્ઞા તો પુરવજની, લાજે પેઢી સાત;
પછી પ્રતિજ્ઞા કોઈ નહિ પાળે, મનુવંશી સાક્ષાત. ૫.
તો પણ તાત તમે ફરમાવો, તેમજ હું તૈયાર;
સુણિ રાજાએ જાણ્યું બનિયો, ભાવિ ભાવ બનનાર. ૬.
કથન કશું મુખથી કેહેવાનું, એકે ન સુજ્યું એને;
કશી પ્રતિજ્ઞા કરી પિતાએ, વાત ન જાણી વેને. ૭.
રાજા રાતે એકાંતે જઈ, સુતો ઉદાસી લાવી;
અરધી રાતે જતો રહ્યો, ખરખબર ફરી નવ આવી. ૮.
વિગત સહિત તે વાત બધી, વહાણામાં વેને જાણી;
પિતા ઉપર બહુ પ્યારથકી, આંખ્યોમાં આવ્યાં પાણી. ૯.
કુટિ કુટિને કલ્પાંત કર્યો, રોયો નીસાસા નાંખી;
રૂષિ ઉપર બહુ રીસ ચઢી પણ, મનની મનમાં રાખી. ૧૦.

---

*શ્લોક: ॥ एवं स निर्विण्णमना नृपो गृहा
न्निशीथ उत्थाय महोदयोदयात्
अलब्धनिद्रो ऽनुपलक्षितो नृभि
र्हित्वा गतो वेनसुवं प्रसुप्ताम्

કઈક જણીને કશો ન દીઠો, એકે ગમ આધાર;
માંસ રૂધિર તનમાંહિ મળે નહિ, પિંજર હાડ પ્રકાર. ૧૧.
દયા અધિક ઉપજી દિલમાંહી, જુવતી એવી જોઈને;
વેને અતિ ચિંતાથી આખી, રાત ગમાવી રોઈને. ૧૨.

દોહરો.

શુકજી કહે પરિક્ષિત શુણો, રાખી અનુરાગ;
વરણુન વેનચરિત્રનો, ભાખ્યો છઠ્ઠો ભાગ. ૧.

---

## ભાગ ૭ મો.

### પદ ૭૪ મું.—દેશી ૧ લી.

વેનકુંવરની વાત શુણી, રૂષિ ઘેર ગયા તે વાર;
નિશિ આખી નીદ્રા નવ આવી, વિધ વિધ કર્યાં વિચાર. ૧.
અંતે અંતર એમ ઠર્યું જે, એ તો કામ ન કરવું;
સ્ત્રી શુદ્રો તો તાબામાં રહે, એજ રિતે આચરવું. ૨.
સેવાનો અધિકારજ તેને, સ્વતંત્રતા નહિ દેવી;
અધિક ગુણો એને ન શિખવવા, રાખવિ શુદ્રજ જેવી. ૩.
પણ નૃપકુંવરે લિધિ પ્રતિજ્ઞા, તે શી રીતે તૂટે;
રાજા અંગ ઉપાય કરે તો, છેક કુંવર મત છૂટે. ૪.
બિજે દિવસ ગુરૂદેવ ગયા, જ્યાં અધિપતિ બેઠો અંગ;
આસન આપ્યું ત્યાં તે બેઠા, પછિ તે કહ્યો પ્રસંગ. ૫.
વેન વિવા વિધવાના કરશે, મહાજન મન દુખાશે;
જરૂર કશું તોફાન જાગશે, સઉ જન સામા થાશે. ૬.
રાજા કહે ફિકર નવ રાખો, વારિશ વેનકુંવરને;
ચાલ નવો નહિ દેઊં ચલાવા, નહિ દુખ દેઉ કોઈ નરને. ૭.
કહે ગુરૂ સમ ખાઈ કહો તો, અધિક ભરૂંસો આવે;
પુત્ર ઉપરની પ્રીત પિતાની, તે તો સત્ય તજાવે. ૮.
પુત્રતણુ પોષણ કરવા, કંઈ પિતા કરે છે પાપ;
સુતનો ગુનો છુપાવા માટે, ઉચરે જૂઠું આપ. ૯.
નરપતિ કહે નક્કી હું વારીશ, વચન ન લોપે વેન;
વેનતણો વિશ્વાસ મને છે, જાઓ કરો સુખચેન. ૧૦.
જો લોપે તો પુત્રતણુ પછિ, જીવતાં સુખ નવ જોઊં;
જો જોઊં તો બ્રહ્મહત્યાથી, હત્યારો હું હોઊં. ૧૧.
ક્ષિતિપતિએ એવા સમ ખાધા, વિપ્ર થયાજ વિદાય;
પછી કુંવરને કહ્યું બોલાવી, એમ કદી ન કરાય. ૧૨.

સોરઠો.

જો તું તારે ચિત્ત, ઇચ્છે રૂડું આપનું;
તો કહું તારે હીત, રાજનીતિ શુણ રાજવી. ૧.

---

### પદ ૭૫ મું.—દેશી ૧૦ મી.

રાજનીતી શુણ રાજવી, ઉચરે રાય અંગ;
રઈયત રૂદયે રાજી રહે, એવા ધારિએ ઢંગ. રાજનીતી. ટેક.
જે નૃપતી થકિ જન ઘણા, દિલ થાય ઉદાસ;
રાજ્યનો કે તેના પંડનો, નકિ થાય વિનાશ. રાજ. ૧.
પુત્રને જેમ પાળે પિતા, એમ રઈયત રાય;
પાળે સદા પૂરા પ્રેમથી, તોજ કલ્યાણ થાય. રાજ. ૨.
કેવળ સ્વારથ કારણે, રાજા રાખે જે રાજ;
રઈયતનૂ ન રૂડું કરે, એનું થાય અકાજ. રાજ. ૩.
પાંચ પ્રધાનને પૂછિને, કામ કરવું હમેશ;
એકલિ આપ અકલથકી, નવ કરિયે વિશેષ. રાજ. ૪.
જો પ્રજા મુખ્યને પૂછિને, રાજનીતિ રખાય;
તો વળિ સઉથી સરસ દિસે, કદિ કલેશ ન થાય. રાજ. ૫.
ચરચા સાંભળિયે ચૌટાતણી, જસ અપજશ વાત;
અપજશથી ડરિયે અતિ, તેમાં છે સુખ સાત. રાજ. ૬.
શિક્ષક જન જેમ શિષ્યને, શિખવે ગુણ સાર;
સર્વને એમ સુધારિયે, પૂરો રાખીને પ્યાર. રાજ. ૭.
સરસ રિતી પણ સર્વને, આવે નહિ અનુકૂળ;
તો તે તરત ન ચલાવિયે, એજ સંપનું મૂળ. રાજ. ૮.
એવું કશું કરિયે નહિ, જેથી જુલમ જણાય;
ધીમે ધીમે સમજાવિયે, શુભ રીતે સદાય. રાજ. ૯.
જેને પ્રજા ધન્ય ધન્ય કહે, એજ ઉત્તમ રાય;
નહિતો પ્રજા કે રાજાતણા, દહાડા સુખમાં ન જાય. રાજ. ૧૦.
કોઈએ ધારેલા ધર્મનો, નહિ કરિયે વિધ્વંશ;
ધર્મ વિધ્વંશ કિધાથકી, દિલમાં લાગેછે દંશ. રાજ. ૧૧.
અલ્પ કહ્યું પણ આટલું, શિખિ રાખે જે રાય;
એજ રાજાતણા રાજ્યના, પાયા ઊંડા રોપાય. રાજ. ૧૨.

—o—

### પદ ૭૬ મું.—દેશી ૧૪ મી.

વળી એમ બોલ્યો અંગરાય, શુણો જન રાજ સભાના;
સદ્ય સારો સુધારો ન થાય, સુણો જન રાજ સભાના;
એક ઘાએ કુવો ન ખોદાય, શુણો જન રાજ સભાના; ટેક.
જૂનો ચાલ જરૂર જો, દુખદાયક દેખાય;
રઈયતને સમજાવીને, કરે રૂડો સુધારો રાય. શુણો. ૧.
સમજાવ્યે સમજે નહીં, તો ન કરે તતકાળ;
કળે કળે જુગતી કરી, કામ પાર પાડે ભૂપાળ. શુણો. ૨.
કઈક કામ શરૂવાતથી, સો વર્ષે સિદ્ધ થાય;
રાયણ[૧] રોપણહાર નર, તે તો ફળ તેહનાં નવ ખાય. શુણો. ૩.

[૧] કહેછે કે સો વરસની થાય ત્યારે રાયણને ફળ થાયછે.

ધિરે ધીરે જો સાધિયે, કારજ ભલું સધાય;
આગ અધિક લગાડતાં, જુઓ પાક બધો બળિજાય. શુણો. ૪.
અવસર આવ્યે થાય છે, સઘળાં કારજ સિદ્ધ;
ફળ પાકે ન રૂતુ વિના, વઢી લાતો કર્યે વિધ વિધ. શુણો. ૫.
પ્રથમ ઘણી રઇયતતણે, અંતર ઉતરે વાત;
ત્યાર પછી તે કામની, ભલે કરજો ભલામણ ભ્રાત. શુણો. ૬.
જ્યાં લગિ મન માને નહીં, કરશો ત્યાં લગિ કેમ;
વસ્તુ ન ગમતી નાકને, જુઓ જીભ જમે નહિ જેમ. શુણો. ૭.
અભાવતું આરોગતાં, ગળા થકી ન ગળાય;
આગ્રહ કરી ગળાવતાં, એથી અંતે તો ઉલટી થાય. શુણો. ૮.
રોજ રોજ ઉપજાવતાં, ઉપજે રૂચી અપાર;
થોડે થોડે અફિણ પણ, અંતે થાયછે પ્રાણ આધાર. શુણો. ૯.
બાળક શીખે બોલતાં, આગળથી ઉચ્ચાર;
પછિ લખતાં ને સમજતાં, અને વળતિ બધો વ્યવહાર. શુણો. ૧૦.
પાઠ સુધારાનો પ્રથમ, સઉને શિખવો એમ;
પછિ અમલમાં આણવા, તતબીરથી શીખવો તેમ. શુણો. ૧૧.
સઉનું સારૂં ચાહોતો, ચિતમાં કરી વિચાર;
સ્નેહ સહિત સંભળાવજો, ધીરે ધીરે સુધારાનો સાર. શુણો. ૧૨.

---

પદ ૭૭ મું.—દેશી ૨૩ મી.

સજજન સંભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજજન સ્નેહ સહીત સંભળાવજો. ટેક.
છોટી અકલ વાળા આગળે, મુખે વદિએ ન મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજજન. ૧.
લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરિ જાય;
ભૂકો કરી ભભરાવિયે, તો તે ખાસી રીતેથી ખાય. સજજન. ૨.
માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કૂદી પાણીને પૂર. સજજન. ૩.
જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવિએ તેમ;
બેરો તો સમજે સાનમાં, ત્યારે કરિયે લવારો કેમ. સજજન. ૪.
બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળક રૂપ;
ભૂ બાઉ તોત્યાં ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજજન. ૫.
પલક ટકે નહિ પેટમાં, જો ખાય બિલાડી ખીર;
ખાંમુખાં શિદ ખવરાવિએ, તે વિચારો ને મારા વીર. સજજન. ૬.
જંગલ કેરાં જનાવરો, આપે પાળવા કરિએ જો આશ;
એવું આદરિએ કે આપણી, પાસે વશે કરી વિશ્વાસ. સજજન. ૭.
ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અકલ શિખવીએ અનેક;
હળિ મળિ હેત વધારિએ, પણ છૂટા ન પડિએ છેક. સજજન. ૮.
નિશાળિયાને ગમે નહીં, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશિને જાય નિશાળિયા, મળે શીક્ષકને કેવું માન. સજજન. ૯.
છણછણતે તેલે છાંટિએ, લઇને નિર્મલ ઠંડુ જો નીર;
સળગી ઉઠે એતો સામટૂં, વળી સામાનુ બાળે શરીર. સજજન. ૧૦.
સજજનને મન શુદ્ધછે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુજનમાં નહિ બોલિએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સ. ૧૧.
સંસારી જનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત. સજજન. ૧૨.

દોહરો.

सुंदर जेमां शांतरस, कशिये नहीं कचाश;
अधिपतिये एवां कह्यां, कथन कुंवरनी पास. ॥१॥

---

પદ ૭૮ મું.—દેશી ૧ લી.

પુત્ર સહિત સઉ સભાસદોને, નૃપે કહ્યાં એમ વેણ;
વેન કુંવર વળતી ત્યાં બોલ્યો, નીચાં ઢાળી નેણ. ૧.
વેનનિ આંખે આંસુ વહ્યાં, અને ગદગદ વાણી બોલે;
ચિતમાં ચિંતા અધિક વધી જે, રખે પિતા રિસ બોલે. ૨.
વનની કથા બધી કહિ દીધી, વરણવિને વિસ્તાર;
અહો પિતા મેં આવી પ્રતિજ્ઞા, કરિ સમ ખાઈ હજાર. ૩.
અબળાના દુખનો અનુભવ મેં, કીધો મારી જાતે;
અરે પિતા અત્યંત દયા, ઉપજે મુજને એ વાતે. ૪.
તજું પ્રતિજ્ઞા તો પુરવજની, લાજે પેઢી સાત;
પછી પ્રતિજ્ઞા કોઈ નહિ પાળે, મનુવંશી સાક્ષાત. ૫.
તો પણ તાત તમે ફરમાવો, તેમજ હું તૈયાર;
સુણિ રાજાએ જાણ્યું બનિયો, ભાવિ ભાવ બનનાર. ૬.
કથન કશું મુખથી કેહેવાનું, એંદે ન સુજ્યું એને;
કશી પ્રતિજ્ઞા કરી પિતાએ, વાત ન જાણી વેને. ૭.
રાજા રાતે એકાંતે જઈ, સુતો ઉદાસી લાવી;
અરધી રાતે જતો રહ્યો, ખરખબર ફરી નવ આવી. ૮.
વિગત સહિત તે વાત બધી, વહાણામાં વેને જાણી;
પિતા ઉપર બહુ પ્યારથકી, આંખ્યોમાં આવ્યાં પાણી. ૯.
કુટિ કુટિને કલ્પાંત કર્યો, રોયો નીસાસા નાંખી;
રૂષિ ઉપર બહુ રીસ ચઢી પણ, મનની મનમાં રાખી. ૧૦.

---

*શ્લોક: ॥ एवं स निर्विण्णमना नृपो गृहा
न्निशीथ उथ्थाय महोदयोदयात्
अलब्धनिद्रो ऽनुपलक्षितो नृभि
र्हित्वा गतो वेनसुवं प्रसुताम्

કઇક દિવસ ગાદી રહિ સૂની, બેઠો વેન વિવેકે;
વિપ્રોએ વિધિવત રાજાને, શિર કીધો અભિષેક[1]. ૧૧.
હોમ કર્યો દ્વિજ જાતિ જમાડયા, કસર ન રાખી કાંઈ;
ઉપરથી પૂજ્યા અરચ્યા પણ, ઈરિષા અંતર માંઈ. ૧૨.
એક દિવસ નૃપ એમ વિચારે, અરે દૈવ શું કરવું;
મારિ પ્રતિજ્ઞા નહીં પળે તો, મારે પણ છે મરવું. ૧૩.

---

પદ ૭૯ મું.—દેશી ૩ જી.

પુરપતિ તે પુર ચરચા જોવા, વિચર્યો અરધી રાતેજી;
પુરમાં ફરીને પછી પુર બાહર, જઈ ચઢીઓ નિજ જાતેજી.૧.
ત્યાં શિવનું મંદિર શોભીતું, અધિપતી પેઠો એમાંજી;
કૌતક એક માહાભયકારી, તતક્ષણ દીઠું તેમાંજી. ૨.
એક પુરૂષ કર ખડગ લઇ, મરતો હતો દુખનો માર્યોજી;
હાં હાં કહિ રાયે હોંકારો, કરિને તેને વાર્યોજી. ૩.
આતમઘાત કરીને અરે તું, પાડિશ નહિ નિજ પ્રાણજી;
જો તું મરે તો હવે તુજને છે, આ શિવજીની આણજી.૪.
આતે શું એમ અચરજથી, ઉપજ્યો અદભુત રસ એવોજી;
આખે શરીરે રોમાંચ થયો, પૂરપતિને વળ્યો પરશેવોજી. ૫.
ભૂત હશે કે હશે કોઈ ભૈરવ, કે દુખિ નર કે દેવજી;
હિંમતે જઈને તેના હાથમાંથી, ખડગ લિધું તતખેવજી.૬.
ત્યાં તે બોલ્યો અરે ભાઈઆ અવસર, મુજને ન વારિશ મરતાંજી;
દુઃખથકી દરરોજ રિબાવું, મોત ભલું તે કરતાંજી. ૭.
રાય કહે તુજ નામ ઠામ વળિ, વિસ્તારિને કહે વાતજી;
ક્રોડ ઉપાય કરી દુખ તારૂં, ભાગિશ સરવે ભ્રાત જી. ૮.
ભાખે પુરૂષ હું છું ભાર્ગવ બ્રાહ્મણ, નવરંગી મુજ નામ જી;
કર્મસંજોગ કારણ થકી કન્યા, મળી નહીં કોઈ ઠામજી. ૯.
રે મુજ માથે રહ્યું પિતરીરૂણ, પુત્રવિનાનો હું પાપી જી;
પિંડદાન કરિ કોણ સારશે, કુળમાં શ્રાદ્ધ કદાપી જી. ૧૦.
મુજ પછિ કદિએ પૂર્વજ મારા, તલ પાણી નહિ પામે જી;
પુત્રવિનાનો સ્વર્ગે[2] ન પહોચે, લખિયુંછે ઠામે ઠામેજી. ૧૧.
બહુ બહુ મેં બાધાઓ રાખી, ઘણા જપાવ્યા જાપ જી;
પણ મારૂં ન થયું પરણેતર, પૂરણ એવાં પાપજી. ૧૨.

---

પદ ૮૦ મું.—દેશી ૧ લી.

જન્મકુંડળી લઈ જોશીને, પ્રશ્ન પૂછવા જાઉં;
જોશી જૂઠી અવધો કહે પણ, હું હઇએ હરખાઉં. ૧.
મશકરીમાં પણ જો કોઈ મારી, કરે વિવાની વાત;
હું તો સાચે સાચી માનું, થાઉં રૂદે રળિયાત. ૨.
અરે પ્રભૂ તેં અગણિત નારી, અવની પર ઉપજાવી;
પણ મુજ અરથે એકજ ઘડતાં, આળસ તુજને આવી. ૩.
ઢેઢ ચમાર ગમાર ઘણા પણ, પરણેલા ઘરબારી;
એ કરતાં પણ અભાગિયો હું, નહિ મારે ઘેર નારી. ૪.
રોજ રસોઈ કરીને પિરસે, મુખે બોલતી મીઠું;
મેં તો જન્મ ધરી એવું સુખ, સ્વપનામાં નહિ દીઠું. ૫.
મુખનાં મરકલડાં કરિ કરિને, જુએ પતીના સામું;
દેખી મારૂં દિલ દાઝે ને, પસ્તાવો બહુ પામું. ૬.
વરકન્યા ચોરીમાં બેઠાં, એક બિજાને જમાડે;
અરે પ્રભૂ એવું સુખ ઉત્તમ, દેખીશ હું કે દહાડે. ૭.
ચૌટેથી ચિતમાં હરખાતો, ચાલ્યો ચાલ્યો આવે;
બાળક કાલું કાલું બોલી, બાપા કહિ બોલાવે. ૮.
પુત્ર પુત્રીને પરણાવે કે, વ્રત ઉદ્યાપન વેળા;
હોમ કરે જોડે બેશીને, ભાળે જન થઈ ભેળા. ૯.
અરે એવા પુરૂષો એ મોટાં, પુણ્ય કર્યાં હશે કેવાં;
મેં શાં મોટાં પાપ કર્યાં હશે, મળ્યાં નહીં સુખ એવાં. ૧૦.
મૂરખ જેવાનાં મંદિરમાં, નિરખી બે બે નારી;
અરે વિધાત્રી અભાગણી, આતે શી બુદ્ધી તારી. ૧૧.
અહો મિત્ર મારા સંકટની, શી કહું વાતો ઝાઝી;
વિશ્વ વિષે પુરૂષોના વૈભવ, દેખિ મરૂંછું દાઝી. ૧૨.

---

પદ ૮૧ મું.—દેશી ચાલતી.

પનઘટ ઉપર પ્રભાતમાં જઈ, બગની પેરે બેસું;
વિધ વિધના વીચાર કરૂં પણ, એથી અર્થ સરેશું. ૧.
રસ્તે જાતાં રામાઓનાં, ટોળેટોળાં દેખું;
નિરખીને નીસાસા નાખું, અભાગ્ય મારાં લેખું. ૨.
પછિ ઘેર જઈ પોતાને હાથે, નીર ઉકાળી ન્હાવું;
બળ્યા જળ્યા ભાખરા બનાવી, ખાંત વિનાનું ખાવું. ૩.
સ્મશાન સરખું ઘર ભાસે ને, ચિતા સળગતી સજ્યા;
અધિક અંતરની વાત ઉચરતાં, લાગે છે મને લજ્યા. ૪.
વાસણની ઉતરેવડને એક, રાતું વસ્ત્ર ઓઢાડું;
ઉભાં છો વહુ એમ કહી, મારા મનને હું રમાડું. ૫.
એની જોડે ઉભો રહિને, એમ વિચારૂં આપ;
આ જેવડી કન્યા આવે તો, વળતી શા સંતાપ. ૬.

---

[1] वीरमातरमाहूय सूनीथांब्रह्मवादिनः
प्रकृत्यसंमतवेन मभ्यषिंचन्पतिं भुवः ॥२॥
श्रुत्वानृपासनगतं वेनं मत्युग्रशासनं
निलिल्युर्दस्यवःसर्वेसर्पत्रस्ताइवाखवः ॥३॥

[2] अपुत्रस्यगतिर्नास्तिस्वर्गोनैवच ॥ इतिगारुडे ॥

એક દોરડું લઈ તેની, વરમાળા બેશ બનાવી;
મારા ને ઉતરેલવડના, મેં કંઠ વિષે પેહેરાવી. ૭.
કહ્યું ચાલો વહુ ચોરીમાં, તમને આપીશ મુખ માગ્યું;
ખેંચાયાથી ખશી પડી, વાંસામાં મુજને વાગ્યું. ૮.
હસતાં મારે લાતો જો ભાઈ, હોય પ્રિયાની પ્રીત્યો;
મેં મારે મન એમ ગણ્યું મને, આજ ઓરિયો વીત્યો. ૯.
નારિ વિના દુખનો નહિ છેડો, મરૂંછું એ દુખ માટે;
પુરપતિ કહે તુજને પરણાવિશ, ન મરિશ એ ઉચાટે. ૧૦.
નારી તારી નાતતણી છે, વિધવા પણ ગુણવાન;
સોળ વરસની સુંદરિ છે, તન રંગે રતી સમાન. ૧૧.
હમણાં તો દુખની દાઝી, દીસેછે જેવી ડોશી;
પણ રંભા જેવી બનશે, જો રાખિશ પાળી પોષી. ૧૨.
પણ તારા નાતીલા તુજને, કરશે પંગત બહાર;
માટે હીંમત હોય તને તો, પરણાવું તે નાર. ૧૩.

---

પદ ૯૨ મું.—દેશી ૮ મી.

શુણી અંતરે અધિક ઉમંગી, નરનાથને કહે નવરંગી;
પારાસર [illegible]ત્ર છે મારૂં, માટે તેનાં વચન ન વિસારૂં. ૧.
એની [illegible]તન ન માનું હું ઓણ, તો તે કથનને માનશે કોણ;
મારા [illegible]માં છે ઘણી હામ, નથી નાતતણું મારે કામ. ૨.
આશા છે મારે અંતરે એવી, દુઃખ ભાગશે ગાયત્રિ દેવી;
જે કોઈ નર પરણ્યો નહિ નારી, નહિ યજ્ઞનો તે અધિકારી. ૩.
અગ્નિહોત્ર એણે ન હોમાય, એતો બ્રાહ્મણ ભ્રષ્ટ ગણાય;
રામ રૂષિ આશ્રમે જ્યારે પેઠા, રૂષિ અવળું મોહું કરી બેઠા. ૪.
કહ્યું કે જેને નવ હોય નારી, તેનું મુખ જોતાં પાતક ભારી;
એવો વેદનો ધર્મ વિસારી, શિદ સાચવું નાત નઠારી. ૫.
વિના ધર્મ નરકનિ મોઝાર, નહિ નાતથી થાય ઉદ્ધાર;
એક નાતમાં જમવાને લોભે, મુકું વેદ ધરમ શીદ મોભે. ૬.
નહિ પરણું સ્વગોત્રની કન્યા, વેદ મત તજી નહિ કરૂં અન્યા;
સાત પેઢી તજીશ પિતાની, પાંચ પેઢી તજું પ્રસુતાની.[1] ૭.
જુદી જાતનીને નહિ પરણું; નાતિલી સાથે કરિશ ઘઘરણું;
નકી જાણું જો દુર્ગુણિ નારી, તો હું કદિ ન વરૂં અવિચારી. ૮.
મનમાં જડ હશે ધર્મના મુળની, તો હું કહિશ તે ઉત્તમ કુળની;
નહિતો જો શુભ કુળ જનમેલી, તેને કહિશ હું કુળ ઉતરેલી. ૯.
થોડા બોલી કે કાયાયે કાળી, તો પણ જાણિશ રૂડી રૂપાળી;
શીળો સ્વભાવ રહી હશે સાહી, તેને કહિશ હું દશાગણી ડાહી. ૧૦.

[1] માતાની.

લક્ષ્મિ રત્ન કે કેસર નામે, પણ જોઈશ હું ગુણ પરિણામે;
ભલે નામ હશે કદી ભોળી, તોય જોઈશ તેના ગુણ તોલી. ૧૧.
સદાચરણ તપાશિશ સાચું, રૂપ રંગથિ હું નહિ રાચું;
વણ જાણે ન કરૂં વિશવાસ, ભલો ભાળી ઉપરનો આભાસ. ૧૨.

---

પદ ૯૩ મું.—દેશી ૨૪ મી.

ભલો ભાળી ઉપરનો આભાસ, રૂપે નહિ રાચીએ;
તેના ગુણતણો કરિએ તપાસ, સદા બુદ્ધિ સાચીએ. ટેક.
થાળે ભર્યું દુધ થોરનુ રે, ઉજળું અધિક પ્રમાણ;
ભેંશના દૂધથી દીસે ભલુંરે, પિતાં પીનારાના જાય પ્રાણ. રૂપે. ૧.
ઇંદ્રવરણાનાં ફળ અતિ ભલાં રે, દેખતાં દૃષ્ટિ લોભાય;
રૂડાં દીસે રળિઆમણાં રે, પણ ખાતાં તો ખેદ પમાય. રૂપે. ૨.
નીર નિહાળી રૂડું નિર્મળું રે, મોતીની સેર સમાન;
ખારૂં લાગ્યુંને ખેદ ઉપજ્યોરે, પાસે જઈને કિધું જ્યારે પાન. રૂપે ૩.
કડકા કાચ બિલોરનારે, સાકર સરખા શોભાય;
ભુલથી ભોજનમાં ભેળવેરે, તો તે જમનારનો જીવ જાય. રૂપે. ૪.
ખુરદા વટાવી ભિખારિયે રે, લીધો રૂપૈયો રોક;
તાંબાનો જાણ્યો જ્યારે તે વળીરે, પામ્યો ત્રાસ પછી મેલી પોક. રૂ. ૫
આકડાનાં ફળ ઓપતાં રે, આંબાના ફળનો આભાસ;
રસ લેવાને રસના ધરીરે, કાપી જોતાં તો નીકળે કપાસ. રૂપે. ૬.
સોનાથી સરસ સોહામણીરે, સાંકળી શેઠ સમક્ષ;
તાપે તપાવી તપાસતાં રે; પૂરૂં પીતળ પેખ્યું પ્રતક્ષ. રૂપે. ૭.
ધ્યાનમાં ઉભા બગ આપડોરે, પૂરો તપસ્વી પ્રમાણ;
માંછલિયે મુનિવર ગણ્યોરે, પાસે જઇને ખોયા તેણે પ્રાણ. રૂપે. ૮
ઘુંઘટોતાણે ઘણી લાજથીરે, અબળા એવી એક દામ;
નામ પુછ્યું ત્યારે નીસરી, નારી ગુણકા ચંદા એનુ નામ. રૂપે. ૯.
વચન ઉચારે વિવેકનાં રે, નર એક ઉજળે અંગ;
પાસે વશીને પરીક્ષા કરીરે, ત્યારે જાણ્યા ધુતારાના ઢંગ. રૂપે. ૧૦.
ગાય ગાથા ગુરૂજ્ઞાનનીરે, આપે અધિક ઉપદેશ;
કપટ [illegible]ર્યું એને કાળજેરે, વળી વિષઈ તે હોય વિશેષ. રૂપે. ૧૧.
ખોળ [illegible]રો ખબ ખાંતથીરે, ઠગાશો નહિ કોઈ ઠામ;
રૂડયામાં નહિ રીઝવુંરે, ડોળ દેખી કે સાંભળી નામ. રૂપે. ૧૨.

દોહરો.

સદગુણ વાળીને વરૂં, દિલ નહિ રાખું ડરજ;
નથી ગરજ કંઈ નાતની, ગણું ઈશ્વરની ગરજ. ૧.

---

પદ ૯૪ મું.—દેશી ૧૩ મી.

એક ઈશ્વરની રાખું ગરજરે,
નથી નાતનું કાઢ્યું મેં કરજરે;

માથે ભૂપનો ભય નવ હોયરે,
તો કાંઈ નાતથી નવ ડરે કોયરે. ૧.
નાતે ઘર નહિ લૂટી લેવાયરે,
નાતે દેશ બ્હાર ન કઢાયરે;
નાત શુળિયે ચડાવી ન શકેરે,
છોને બળતી ગમે તેમ બકેરે. ૨.
નાત કન્યા મનેં નથી દેતીરે,
માંટે નાતને મેલીશ વેહેતીરે;
વિના પુત્ર નરક જાઉં જ્યારેરે,
એવી નાતને શું કરૂં ત્યારેરે. ૩.
મને નોંતરૂં નહિદે નાતરે,
તેમાં શીછે મહા મોટી વાતરે;
મારી રસિલી જે કરશે રસોઇરે,
જુગતે જમીશ એનૂ મુખ જોઈરે. ૪.
શંભુ વિષ્ણુ ને સૂરજ શેષરે,
લક્ષ્મી ગૌરી ગંગાને ગણેશરે;
મારી નાત હું એજ ગણીશરે,
નિત્ય નૈવેદ્ય કરીને જમીશરે. ૫.
નથી કરતો હું કૂડું કાજરે,
વિધવા લગ્ન કર્યાંનિ શિ લાજરે;
પ્રભુ જો મને સંતાન દેશેરે,
મળતે મળતો વિવા મળી રહેશેરે. ૬.
પુત્ર પુત્રીને પરણાવા માટરે,
શીદ આજથી રાખું ઉચાટરે;
કઈક જઈ રહેછે પરગામરે,
નિજ નાતનું જ્યાં નહિ નામરે. ૭.
તેનું કામ નભેછે જેમરે,
નાત વિના નભાવિશ એમરે;
વેદ ધર્મ હું પાળીશ હરખેરે,
એથી ઈશ્વર કલ્યાણ કરશેરે. ૮.
સંધ્યા વંદન કરીશ ત્રિકાળરે,
ગળે રાખીશ રૂદ્રાક્ષ માળરે;
પિતૃ તરપણ કરિશ હું પ્રીતેરે,
વૈશ્વદેવ વળી રૂડી રીતેરે. ૯.
સ્વહા સ્વધા ને વષટ્કારરે,
એજ કરશે મારો ઉદ્ધારરે;
એક જાતમાં નાતો અનેકરે,
એમાં અધિક ગણિશ વળી એકરે. ૧૦.
અગ્નિ હોત્ર હું હોમીશ હાથે રે,
મારી સુંદરી બેસશે સાથે રે;
શુદ્ધ ધર્મ હું સાચવીશ ઠીકરે,
કશી નાતની નહિ રાખું બીકરે. ૧૧.
એટલે વેને વચન કહ્યું આવુંરે,
થોડા દીનમાં તને પરણાવું રે;
કમળાગૌરી નામે એક કંન્યા રે,
તારી નાતની છે નથી અન્યા રે. ૧૨.
વિપ્ર કહે એના ગુણ જાણું હુંય રે,
તે જો વરશે તો વરનાર છુંય રે;
રાજા કહે વાત પેટમાં ધરજેરે,
કોઈ જડમતિ જનને ન કરજેરે. ૧૩.

---

પદ ૮૫ મું.—દેશી ૨૫ મી.

પેટમાં રાખવી વાત પડદાતણી,
કઠણછે કામ જડ બુદ્ધિ જનમાં;
જીરવે જગતમાં વાત તો જેવલા,
અવરને આફરો થાય તનમાં. પેટમાં. ૧.
પેટની વારતા પ્રગટ કરવા થકી,
મર્મનો ભર્મ તે ભાગિ જાશે;
અકળ બળ બુદ્ધિ જન સકળ દે[illegible],
કલ્પના તરત તેની કળાશે. પેટમાં. ૨.
જેમ આહાર જેવો કર્યો જે જને,
ઓળખી લીજીએ ઓડકારે;
તેમ વાણી થકી જાણીએ જનતણા,
મનતણો મર્મ સર્વે સુમારે. પેટમાં. ૩.
જો ન દેખાય જગમાંહિ જ્વાળામુખી,
જમિનનુ પેટ કળિ કોણ જાણે;
પાણી પાષાણ કે ખાણ જરની હશે,
એમ અંદેશો ઉરમાંહિ આણે. પેટમાં. ૪.
પેટની વાત તખતો ન પરગટ કરે,
દૃષ્ટ ગુણ દોષ પરના દેખાડે;
હાંડી હઈઆતણી ભોળી જે ભામની,
પેટની વાત ખુલ્લીજ પાડે. પેટમાં. ૫.
પેટની વાત ખુલ્લીજ જે પાડશે,
ઉપજશે નિત્ય પરિતાપ તેમાં;
તેહને કાળજે તેલ રેડી અને,
આગ સળગાવશે લોક એમાં. પેટમાં. ૬.

જેમ ઇલિમી વિના આદમી અવરતા,
પેટમાં રહે નહીં કાચો પારો;
તેમ આ જગતમાં વાત જે જીરવે,
એજ ઇલિમી ખરો એવું ધારો. પેટમાં. ૭.
જેમ કુંભારે કંસારે વાસણ ઘડ્યું,
વિશ્વજન લે ઠકોરો વગાડી;
ખોખરો સ્વર કહી ખાંમુખાં નીકળે,
એમ એથીજ થાશે ઉઘાડી. પેટમાં. ૮.
પરણવા બેસતાં તરત પરિક્ષા થઇ,
બોબડો બોલ મુળચંદ[1] બોલ્યો;
વૃદ્ધ જન વારિને થાકિયા તોય તે,
મૂરખે મનતણો મર્મ ખોલ્યો. પેટમાં. ૯.
મૂકવા નાણું ઠેકાણું છાનૂં મળે,
જ્યાં થકી કોઈ તેને ન કળશે;
વાત કરવાનુ ઠેકાણું તો વિશ્વમાં,
મિત્ર મુશકેલિથી કોઇક મળશે. પેટમાં. ૧૦.
નારીની જાતને જાત નાપિકતણી,
તેહને પેટ નહિ વાત ટકશે;
તેમ વાચાળ ત્રીજો ગણો તેહમાં,
બોલતાં છાનીએ વાત બકશે. પેટમાં. ૧૧.
પારકી વાત કે વાત પોતાતણી,
સારી કે બૂરી સઉનેજ સોંપે;
ટેવ એવી પડે ટાળિ તે કેમ ટળે,
જીવ જો જાય બંધાય તોપે. પેટમાં. ૧૨.
સોંપતાં માલ વિશ્વાસ હોય સો ગણો,
વાત કરતાં ન વિશ્વાસ આણો;
દલતણી વાતને યોગ્ય દુનિયાંવિષે,
જરૂર જન લાખમાં એક જાણો. પેટમાં. ૧૩.

દોહેરો.

તે માટે તું કોઇને, કહિશ નહીં આ કામ;
એમ કહી એતો ગયા, પોત પોતાને ઠામ. ૧.

## ભાગ ૮ મો.

પદ ૮૬ મું.—દેશી ૧ લી.

શિવ મંદિરથી શેહેર વિષે તે, ચંચળ રાજા આવ્યો;
દૂરથકી દરબારતણો, મહીપતિએ મારગ ઝાલ્યો. ૧.
એકાએક અસુરી વખતે, સિપાઈ પણ નહિ સાથે;
પૂનમની અજવાળી રાત્રી, ચંદ્ર ચડ્યો છે માથે. ૨.
સગળા શેહેર ઉપર સુંદર છે, ચંદ્ર પ્રકાશ છવાયો;
જાણે પુર ઉપર ચંદન, વરસાદ રૂડો વરસાયો. ૩.
નભ મંડળ ચળકે નક્ષત્રો, પુરપર કળશો ચળકે;
બંનેની શોભા નિરખતો, હૈયો હલકે હલકે. ૪.
કોઈ ઠેકાણે નાટક નિરખ્યાં, ક્યાંઈ કરે કોઈ ગાન;
સુંદર ઘરથી નગરી શોભે, ઇંદ્રપુરી અનુમાન. ૫.
નજરબાગછે ઘરઘર આગળ, ક્યાંઈ વાગે ઘડીયાળાં;
ક્યાંઈ દીપકનાં જાળીમાંથી, આવિ પડે અજવાળાં. ૬.
ક્યાંઈ હીંડોળાખાટે હીંચે, નવલવધૂ વર સાથે;
ક્યાંઈ દંપતિ[1] પાસા ખેલે, હરખે લઇને હાથે. ૭.
શબ્દો તેના શુણતો શુણતો, પુરપતિ ચાલ્યો જાય;
પ્રજા સરવને સુખમાં દેખી, છાતી શીતળ થાય. ૮.
દુખથી કોઇને રોતું દેખી, અતિ અકળામણ આવે;
દુખનુ કારણ પૂછી તેને, દુખમાંથી છોડાવે. ૯.
ક્યાંઈ પ્રિયાપ્રિય મળી પરસ્પર, પિયે પ્રેમરસ પ્યાલા;
ક્યાંઈ રીસાએલીને સ્વામી, કરેછે કાલાવાલા. ૧૦.
કોઈ હરિ કીર્તન કરે ભક્તજન, તાળ મૃદંગ બજાવી;
વેદાભ્યાસી વિપ્ર વેદની, રહ્યા છે ધુન્ય મચાવી. ૧૧.
ક્યાંઈ નાંણાવટિ નામુ લખેછે, નાણામેળ તપાસે;
વારે વારે ગણે રૂપૈયા, ભૂલ પડેલી ભાસે. ૧૨.

પદ ૮૭ મું.—દેશી ૮ મી.

એવે સમય દીઠો એક માળ, નર નારી હુલાવેછે બાળ;
ઘણા હરખથી ઘુઘરો બજાવે, લઈ પુત્રને લાડ લડાવે. ૧.
સ્વામી બોલિયો સુંદરિ સાથ, આજ સુખીયોછે નગરીનો નાથ;
એના સુખમાંહિ ખામીછે એક, નથી સંતાન સાંપડ્યું છેક. ૨.
રાજ્યપાટનુ સુખ શા લેખામાં, પુત્ર પામ્યો નહીં સ્વપનામાં;
ધરે મનુષ્ય જનમ નર નારી, પછી સંતતિ પામે ન સારી. ૩.
એનો અવતાર જાણવો વ્યર્થ, ભલે શ્રીમંત હોય સમર્થ;
વેને સાંભળ્યાં સર્વે તે વેણ, લાગ્યાં દિલમાં મહાદુઃખ દેણ. ૪.
પણ સમજ્યો જે વાતછે સાચી, મારા કર્મની રેખાછે કાચી;
સુખ સંતાનનૂં નવ મળિયુ, વડું રાજ્ય મળ્યાથિ શું વળિયું. ૫.
પામું પુત્ર જેવું જો રતન, કરૂં જીવથિ વિશેષ જતન;
એમ ચિંતવતો ચાલ્યો જાય, એવામાં એક કૌતક થાય. ૬.
પુત્ર આકાશમાંહિથી પડિયો, નરનાથનિ નજરે તે ચડિયો;
રાયે જાણ્યું ત્રુઠ્યા મહારાજ, માટે પુત્ર આપ્યો મને આજ. ૭.

[1] દીવાની ઝાળ માંડવાને લાગતી જોઇને તે બોલ્યો કે આ માંયવો બઈ જશે. તો વય, ને વઉ બેય બઈ જશે, વઈ કહેશો કે મુચંદ બોયો.

[1] સ્ત્રી પુરૂષ.

મારા સફળ મનોરથ થાશે, વિશ્વમાં મારૂં સુખ વખાણાશે;
આજમારૂં નસીબ બહુ બળિયું,મનમાં ધારતાં સંતાનમળિયું.૮.
મારી ગાદીનો વારસ થાશે, મેણું વાંઝિયાનું મટી જાશે;
ખોળે લઇને બેશીશ સભામાં, હેતે દાબિશ લઇને હઇયામાં. ૯.
થાશે પાંચ વરસનો જે કાળે, ત્યારે ભણવા મુકીશ નિશાળે;
ભણિ ગણિને થશે હુંશીઆર, કહેવાશે તે રાજકુમાર. ૧૦.
ઊંચા કુળમાં એને પરણાવું, જોવા જેવી તો જાન જોડાવું;
નાણું ખરચતાં નહીંજ વિચારૂં, પુત્ર પરણાવીને મન ઠારૂં. ૧૧.
વળી વેનને ઉપજ્યો વિચાર, કેઈ રાણીને આપું કુમાર;
પછી કીધું નકી કાળજામાં, વડી રાણીતો છે આજ વામા. ૧૨.

---

પદ ૮૮ મું.—દેશી ૧૩ મી.

માટે સોંપવો તેને આ સૂતરે,
એને હરખ થશે અદ્દભૂતરે;
જન્મ ઉત્સવ કરિશ સવારેરે,
સઉને સાકર વેંહેચીશ ત્યારેરે. ૧.
જ્યારે તેની વધામણી જાશે રે,
સગા વહાલાને સંતોષ થાશે રે;
શણગારીશ નગરી સવારે રે,
લીલાં તોરણ બંધાવું દ્વારે રે. ૨.
સરદારોને સિરપાવ આપું રે,
બંધીવાનનાં બંધન કાપું રે;
વગડાવું વધાઇનાં વાજાં રે,
જમાડું સઉને ભોજન તાજાં રે. ૩.
દઇશ જાચક લોકને દાન રે,
અન્ય હરખ નહીં આ સમાન રે;
દેવાળયમાં રચું દીપમાળા રે,
ગાશે ધોળ મંગળ બહુ બાળા રે. ૪.
વડા હરખના વાવટા ચડશે રે,
મોટાં ત્રંબાળુ નાદ ગગડશે રે;
નૃત્ય કરશે અપસરાઓ આવી રે,
ગાશે ગાયક વાજાં વજાવી રે. ૫.
પુત્ર પ્રાપ્તી થઈ કહેવાશે રે,
આખી નગરીને આનંદ થાશે રે;
આજ હરિએ કરી લીલા લેહેર રે,
ઘણા હરખશે જન ઘેર ઘેર રે. ૬.
મારે કશિએ રહી નહિ ખામી રે,
મને ત્રૂઠયા ત્રિલોકનો સ્વામી રે;
નવ કરવા પડયા જપ જાપ રે,
નવ કરવા પડયા તપ તાપરે. ૭.
કશી માનતા મેં નવ કીધી રે,
મનમાં ધારતાં મહા સિદ્ધિ દીધી રે;
મારી નગરી છે પુણ્ય નિધાન રે,
સાચિ છે કલ્પવૃક્ષ સમાન રે. ૮.
પુત્ર પૃથ્વી ઉપર આવી પડીયો રે,
પણ પડતાં લગાર ન રડીયો રે;
નાંખ્યો ઈશ્વરે તે મુજ આગે રે,
વાસ્તે તેને કશુ કેમ વાગેરે. ૯.
એમ અચરજ પામિ અંતરમાંરે,
નીચે નમિને લિધો સુત કરમાં રે;
કરમાંલઇને ચુંબન ગાલે કરિયુંરે,
ત્યાંતો ભાળ્યું મોઢૂ [1]ભસ્મ ભરિયુંરે. ૧૦.
જોયું બાળ તરત જનમેલું રે,
ગળે નખ દઈ મારિ નાખેલું રે;
મુખે ઠાંશીને ભસ્મ ભરેલી રે,
કોઇએ પ્રાણની ઘાત કરેલી રે. ૧૧.
દેખી રાજા થયો દિલગીર રે,
એના નેણમાં આવિયાં નીર રે;
સ્નેહે બોલીયો બાળક સાથે રે,
તારિ હત્યા થઈ કેને હાથે રે. ૧૨.

---

પદ ૮૯ મું.—દેશી ૮ મી.

કેણે માર્યો તને ક્રૂર થઈ, બોલ બાળારે;
તારો કોણ મળ્યો વેરવાઈ, વિના વાંક વાળારે;
રૂડા અમારા રાજ્યમાં, બોલ;
એવો કોણ વસેછે કસાઈ, વિના. ૧.
કેનુ તેં કાંઈ બગાડીયું, બોલ;
કેનુ ચોરિ લિધું ધન માલ, વિના;
કાયા તારી રૂડી કોમળી, બોલ;
ગોરા રૂડા ગુલાબ શા ગાલ, વિના. ૨.
તારૂં મનોહર મુખછે, બોલ;
હેત ઉપજે તારા જોઈ હાથ, વિના;
હોઠ તારા રળિયામણા, બોલ;
ક્યાંથી આવિયો કેને સાથ, વિના. ૩.

---

[1] રાખ.

નમણું રૂડું તારૂં નાકછે, બોલ;
તારા કોમળ રૂડા કાન, વિના;
જો તું થતો હોય જીવતો, બોલ;
આપું મારી આવરદાનું દાન, વિના. ૪.

મન કેમ માન્યું મારતાં, બોલ;
તજ્યો ઈશ્વરનો પણ ત્રાસ, વિના;
રાજાની બીક રાખી નહીં, બોલ;
તારો નિર્દયે કીધો નાશ, વિના. ૫.

નાણું ખરચતાં નવ મળે, બોલ;
રૂડું પુત્ર સરીખું રતન. વિના;
કેમ ધર્યો તને ધૂળમાં, બોલ;
તારૂં કેમ ન કીધું જતન, વિના. ૬.

શો અપરાધ એવો કર્યો, બોલ;
તારો પાપીએ લીધો પ્રાણ, વિના;
મોત તારૂં આવું દેખીને, બોલ;
મારે કાળજે વાગ્યુંછે બાણ, વિના. ૭.

ગાય થકી તું ગરીબ છે, બોલ;
વળિ સાધુથી શીળો વિશેષ, વિના;
ક્રોધ ચડાવે કોઈને, બોલ;
એવું લક્ષણ દીસે ન લેશ, વિના. ૮.

હત્યા કરી પરમહંસની, બોલ;
કોણે કીધો આવો કાળો કેર, વિના;
શોધિશ હું તારા શત્રુને, બોલ;
તારૂં જરૂર હું વાળિશ વેર, વિના. ૯.

ઈશ્વરની આજ્ઞા થકી, બોલ;
આવ્યો આ દુનિયાંમાં તું એમ, વિના;
તને માર્યો તેહનો ગુનો, બોલ;
કદી ઈશ્વર સાંખશે કેમ, વિના. ૧૦.

ક્રૂર કરમ જે આવું કર્યું, બોલ;
અહિં છાનુ નહીં રહે છેક, વિના;
પાપ પ્રસિદ્ધ બધું થશે, બોલ;
કદિ કરશે ઉપાય અનેક, વિના. ૧૧.

ધિક ધિક હું પ્રજાનો ધણી, બોલ;
તારિ કરિ ન શક્યો રક્ષાય, વિના;
આ વેળા નહિ મને વીસરે, બોલ;
મારૂં બહું કાળજું બળિ જાય, વિના. ૧૨.

---

પદ ૯૦ મું.—દેશી ૧ લી.

પછિ તે બાળક ક્યાંથી પડિયો, તેનો કર્યો તપાસ;
પડ્યો નજરમાં ગોખ પછી તે, જ્યાં જોયું આકાશ. ૧.
આ ગોખેથી બાળક પડીઓ, એવો સંશય આવ્યો;
કોણ રહેછે ત્યાં તે જોવું, એમ ઠરાવ ઠરાવ્યો. ૨.
મરદું ત્યાં એકાંતે મેલી, ફરી વળ્યો ઘર ફરતો;
પૂર્વાભીમુખ મુખ્ય બારણે, આવ્યો ચિંતા કરતો. ૩.
ચોર ચોર કહિ બૂમો પાડી, ત્યાં જન આવ્યા ધાઈ;
મહિપતિએ કહ્યું આ મંદિરમાં, ચોર ભરાયા ભાઈ. ૪.
કહોજે આમાં કોણ રહેછે, કહીએ મંદિર કેનું;
પછી લોકોએ પુરપતિ આગળ, નામ બતાવ્યું તેનું. ૫.
વણીક વિધવા વીસ વરસની, એક રહેછે એમાં;
તેની માતા માસ થયો, તે સાથે રહિછે તેમાં. ૬.
ત્રીજું કોઈ તેમાં નથિ રહેતું, છે ઘર આબરૂદાર;
જરૂર જરને લોભે પેઠા, હશે ચોરી કરનાર. ૭.
બૂમો પાડી ઘર ઉઘડાવ્યું, તે પછિ બધે તપાશ્યું;
સુવાવડી સજ્યામાંસૂતી, ભૂપતિને મન ભાસ્યું. ૮.
નામ ઠામ નોંધી લઇને, ગત રાજા રાજદ્વારે;
લોકો સઉ સઉના ઘરમાં જઈ, સુખથી સૂતા ત્યારે. ૯.
બિજે દિવસ પુરપતીએ પેલી, બાઈઓને બોલાવી;
સત્ય ન બોલો તો શિક્ષા કરૂં, ધમકી દઈ ધસકાવી. ૧૦.
બાનાં તો બહુ બહુ કાઢ્યાં પણ, અંતે સત્ય ઉચાર્યું;
પુત્રીએ બાળક પ્રસવ્યું તે, માએ તરતજ માર્યું. ૧૧.
લાજ ઘટે લોકોમાં માટે, કીધું એવું કામ;
સર્વ વાતનો સાર એટલો, એથી નિકળ્યો આમ. ૧૨.

---

પદ ૯૧ મું.—દેશી ૮ મી.

પછી રાજાએ એમ ઉચાર્યું, જેણે બાળક જીવથિ માર્યું;
એના એજ રીતે પ્રાણ લેવા, સર્વ હાલ કરૂં તેના જેવા. ૧.
કહે ઘાતકને નરનાથ, એને લઈ જાઓ પકડીને હાથ;
ઘાલો જબરી ગળામાંહિ ફાંશી, ભરો રાખ મોઢામાંહિ ઠાંસી. ૨.
નાંખો કોટ ઉપર થકી પાડી, અમે રસ્તામાં રહિએ અગાડી;
મારી નજર આગળ એમ મરશે, મારૂં અંતર ત્યારેજ ઠરશે. ૩.
પછી ઘાતક પકડીને ચાલ્યા, ગળામાં ફાંશીના બંધ ઘાલ્યા;
કોટ ઉપર એને ચડાવી, રાજા આગળ ઉભો છે આવી. ૪.
અધિપતિએ એવું સંભળાવ્યું, અરે મોત હવે તારૂં આવ્યું;
બોલ છેલું જે હોય ઉચરવું, કર હરિનુ સ્મરણ હોય કરવું. ૫.

ફળ ભોગવ તારા કરમનાં, ઝાડ ઉપજ્યાં અધિક અધરમનાં;
કોઈ કરશે તારા જેવું કામ, અતી કષ્ટ ભોગવશે તે આમ. ૬.
તારા મનથી કરી લે પસ્તાવો, શીદ અધરમ કીધો તેં આવો;
માર્યું વણ વાંકે જીવતું બાળ, ક્રૂર કર્મ કર્યું વિકરાળ. ૭.
ત્યારે બોલી વચન મુખ બાઈ, ભલે માર મને આજ ભાઈ;
પછિ પસ્તાવું તુજનેજ પડશે, દોશ કરનાર દ્રષ્ટિએ ચઢશે. ૮.
આજ જેટલું બોલિશ હુંય, કશુ સાચુ ન માનશે તુંય;
જુઠું નિમિત મારે શીર આવ્યું, મારૂં મરણ તેં આજ ઠરાવ્યું. ૯.
મોટો જુલમ માંડયો છે તું જેહ, તને ઈશ્વર પૂછશે એહ;
હું તો અબળા મારૂં નથી જોર, પણ નિરખે છે નંદકિશોર. ૧૦.
શાથી બાળકનો થયો નાશ, પૂરો તેં નથી કીધો તપાસ;
મારનારોતો મોજ કરેછે, સુખે ફીકર તજીને ફરે છે. ૧૧.
મને મારે છે તું વણ વાંકે, નથી વાંક મારો નવટાંકે;
ઊંડી વાત તો તેં ન વિચારી, નથી હત્યાની હું કરનારી. ૧૨.

પદ ૯૨ મું.—દેશી ૧૦ મી.

હત્યાની કરનારી હું નથી, વડો નહિ હુંજ વાંક;
વગર ગુને મારી જાઉછું, હું તો અબળાછું રાંક. હત્યાની. ૧.
બાળક સાથે મારે કશું, વડું નવ હતું વેર;
મારૂં તેણે ન બગાડીયું, જેથી ઉપજે ઝેર. હત્યાની. ૨.
માયા પુંજી રોકડ કશી, નહોતી બાળક પાસ;
જે માટે જીવ તેનો લઊં, એવી નવ હતી આશ. હત્યાની. ૩.
એને ગળે નખ મારતાં, મારા ધ્રુજીઆ હાથ;
આંસુ પડયાં મારી આંખથી, જાણે જગતનો નાથ. હત્યાની. ૪.
પણ પછી એમ વિચારિયું, મને નહિ આનું પાપ;
પાપ તો ભોગવશે ભિન્ન, મારે શાછે સંતાપ. હત્યાની. ૫.
વાંક વિના મને મારશો, જોશે જગ કરતાર;
પંડે આનુ ફળ પામશો, નથી ભૂલ લગાર. હત્યાની. ૬.
હાકમ કેરા હુકમથી, લડે શુરવીર જેહ;
નોકરી છોડી નરેશના[૧], થાય નોકર તેહ. હત્યાની. ૭.
નોકર ઉપર નરપતી, જાતુ રાખે ન ઝેર;
સામા શત્રૂનાજ ઉપરે, ચહાય વાળવા વેર. હત્યાની. ૮.
એક હું પુછુછું એટલું, શુણો ઘાતક આપ;
જો મને વણ વાંકે મારશો, કેને શિર તેનું પાપ. હત્યાની. ૯.
ઘાતક તે ઘડીએ કહે, કર્યો રાજાએ ન્યાય;
અન્યાય હોય તો એહને, પુછશે જગરાય. હત્યાની. ૧૦.
રામા કહે રાય સાંભળો, આમાં ઊંડોછે મર્મ;
ઘાતક તુલ્ય તો હું ખરી, મ્હારે શિર નહિ કર્મ. હત્યાની. ૧૧.
જો મને જીવતદાન દો, લઊં તેહનું નામ;
સાચું તે ભાસે જો સર્વને, તો હું જીવું આ ઠામ. હત્યાની. ૧૨.

પદ ૯૩ મું.—દેશી ૧ લી.

વળતી રાજા વેન કહેતું, બતાવ્ય નામ નિશાન;
જો તે વાત ખરી ઠરશેતો, તુજને જીવતદાન. ૧.
બાઈ કહેછે બળવંતા નૃપ, સાંભળ મારી વાત;
પુનર્લગ્નને અટકાવે, ધણિ કીધી આવી ઘાત. ૨.
કળિજુગમાં વળિ અતિશે કરશે, બાળકની હત્યાઓ;
ગર્ભપાત તો ગણતિ વિનાના, વળિ કરશે વિધવાઓ. ૩.
દર વર્ષે મોટા શેહેરોમાં, એક બે બાળક મરશે,
સઘળાં શેહેરોનાં ગણિયે તો, પાંચ સાતસેં ઠરશે. ૪.
દશ વર્ષોનાં ગણિ દેખો તો, પાપતણો નહિ પાર;
પુનર્લગ્ન અટકાવ એટલી, હત્યાઓ કરનાર. ૫.
શું કરિએ રસ્તો નથિ બીજો, માટે બાળક માર્યું;
આથિ અધિક ફિટકાર મળત, જો બાળક હોત ઉગાર્યું. ૬.
મુજને ફાંસી દેવાથી, બાળકનાં મોત ન મટશે;
જો તે ચાલ મટાડી દેશો, ઘણી હત્યાઓ ઘટશે. ૭.
નહિ જો ક્રોડ ઉપાય કરો પણ, બાળક હત્યા થાશે;
તેનુ પાપ બધું એવા, મતવાળાનિ શિર જાશે. ૮.
પ્રજાતણું પ્રતીપાલન કરવા, તમે જો મનમાં ધારો;
તો એવા બહુ નિર્દોષિ, બાળકના જીવ ઉગારો. ૯.
એક દિઠું બાળક મરતાં તો, તમને ઉપજ્યો ત્રાસ;
પણ એવાં તો પૃથવી ઉપર, વિશેષ થાય વિનાશ. ૧૦.
અનુભવિતો અનુભવથી જાણે, મૂરખ જોઈને જાણે;
વણ દીઠેલી વાત કદી તે, અનુભવમાં નવ આણે. ૧૧.
પુનર્લગ્ન અટકાવ કર્યાથી, અનેક અધરમ થાય;
જેમ નદી જળબંધ કર્યાથી, જો તે રસ્તે જાય. ૧૨.

પદ ૯૪ મું—દેશી ૮ મી.

વળતી વેને કર્યો ત્યાં વિચાર, સાચું બોલી તે નિર્બળ નાર;
પુનર્લગ્નનો જ્યાં અટકાવ, આવા બનતા હરેજ બનાવ. ૧.
માટે આને જો નાંખીએ મારી, નથી હત્યાઓ બંધ થનારી;
પુનર્લગ્નનો રસ્તો પકડશે, ત્યારે બાળ હત્યા બંધ પડશે. ૨.
પુનર્લગ્ન નિષેધ છે જેહ, સાચો શત્રુ બાળકનોજ તેહ;
માટે તેનિ સાથે વેર રાખું, નહિ અબળાને હું મારી નાંખું. ૩.
ભાખ્યો વેને પછી એવો ભેદ, સાત વર્ષનિ ભોગવ કેદ;
તને દીધું મેં જીવતદાન, શીક્ષા અપરાધને અનુમાન. ૪.

[૧] સામા રાજાના.

પછી કેદમાં લઈ ગયા તેને, વેર લીધું નહીં એમ વેને;
પુનર્લગ્ન નિષેધનિ સાથે, નકી વેર ધર્યું નરનાથે. ૫.
જાણું છો જતું હોય જો રાજ, ધારો તોડું નિષેધનો આજ;
સામું લશકર લડવાને આવે, હર ઝાઝો દેખાડી ડરાવે. ૬.
કદી ખાલિ થાય જો ખજાનો, પડે ઉલટો વિચાર પ્રજાનો;
તોય મારો વિચાર ન મેલું, ભલે ક્ષત્રિ થઈ રણ ખેલું. ૭.
મારા મતથિ વિરૂદ્ધ થનારા, તેને માનિશ શત્રુઓ મારા;
સામ દાન અને ભેદ દંડ, કરૂં ચારે ઉપાય અખંડ. ૮.
છેલિ વારનાં શસ્ત્ર ચલાવું, પણ પાપનો પંથ મેલાવું;
વણ વાંકે બાળક માર્યાં જાય, ત્યારે મેં શી કિધી રક્ષાય. ૯.
હવે હિંમત રાખવી હઈએ, કાયાનો ખપ કરવો ન કંઈએ;
પરમારથનું કરિ કર્મ, તન તજવું તે ક્ષત્રિનો ધર્મ. ૧૦.
મોટી લોહીની ચાલશે નીક, તોય જાણિશ જે થયું ઠીક;
બધી પૃથ્વી પ્રલય થઈ જાય, ભલે થાઓ તથાપિ શું થાય. ૧૧.
ભલે સારૂં કહે કે નઠારૂં, ધારિ ધારણા પાર ઉતારૂં;
એવો નિશ્ચે કર્યો નરનાથે, ગયો રાજભવન જન સાથે. ૧૨.

---

પદ ૯૫ મું.—દેશી ૧લી.

પ્રૌઢ પ્રધાનોને બોલાવી, વેને કહિ તે વાત;
પુનર્લગ્ને અટકાવ દિસે છે, મહા ભયંકર ભ્રાત. ૧.
બહુ બહુ તેથી બાળહત્યાઓ, થતી હશે ને થાશે;
માટે તે રસ્તો તોડયાથી, સઉનું સંકટ જાશે. ૨.
વિધવા સ્રીને વાંઢા નરનાં, લોહિ ઉકળતાં ઠરશે;
પ્રજાતણી વૃદ્ધિ પૃથ્વી પર, કુળ સગળામાં કરશે. ૩.
સમજાવ્યાથી જો સમજે તો, જઈ સઉને સમજાવો;
જરૂર નહિ તો જોર જુલમથી, પુનર્વિવાહ કરાવો. ૪.
અરે હવે મેં એક ઘરી પણ, ધીરજ નથી ધરાતી;
પુનર્વિવાહ નિષેધે મારી, છેદી નાંખી છાતી. ૫.
નાણું ખરચ્યાથી નિપજે તો, ખરો ખજાનો ખોલો;
કેશું હવે એમાં કહેવાનું, બાકી હોય તો બોલો. ૬.
પછી પ્રધાનો પુરપતિ પાસે, બોલ્યા મુખથી બોલ;
કથન શુણીને કઈકતણાં તો, પેટ થશે ઢમઢોલ. ૭.
જુનો ચાલ તજે નહિ જલદી, લોક અધિક છે એવા;
કઈક મનુષના મનમાં રહેછે, હઠ પકડયાનો હેવા. ૮.
સાર અસાર વિચાર કરે નહિ, મમત કરી મત તાણે;
પોતાને પીડા ન પડે તો, પર પીડા નવ જાણે. ૯.
કઈક પુરા પીડાય ખરા પણ, રહે અહોનિશ રોઈ;
ઉલટા અંતરમાં ચીડે, જો કહે જઈને કોઈ. ૧૦.

અમને તો ઉત્તમ દીસે છે, તમે વિચાર્યું તેમાં;
પુનર્લગ્નમાં ગુણ છે પૂરા, અવગુણ પણ છે એમાં. ૧૧.
વેન કહે સગળી વસ્તુમાં, ગુણ અવગુણ છે ભેળા;
પણ ગુણકારી કારજ કરવું, જોઈએ જેવી વેળા. ૧૨.

---

પદ ૯૬ મું.—દેશી ૨૫ મી.

ગુણ અને અવગુણો એકઠા ઉપજે,
તે તમે તોલ કરીને તપાસો;
દેખિ અવગુણ કદી ગુણ ન વિસારિએ,
ધારિએ ખોળિને માર્ગ ખાસો. ટેક.
ઘોડે ચઢનાર નર દેખિ લૂલા ઘણા,
કોણ ઘોડું નહીં ઘાલે ઘરમાં;
જર થકી જીવનાં કઈક જોખમ થયાં,
તેથિ નહિ માલ કહે કોણ જરમાં. ગુણ. ૧.
પાણીને કારણે કોઈ કીધો કુવો,
માનવી કોઈ પડી માંહિ મરશે;
તો તે પાણીનો કુવો નથી કામનો,
કલ્પના એવિ કદિ કોણ કરશે. ગુણ. ૨.
ઝેર સાથે બધા વિશ્વને વેર પણ,
રોગનો ઝેર તો ઝેર પાડે;
મૂલ ખરચીને લેછે સઉ માનવી,
કોણ કહે નહિ લઉં કોઈ દહાડે. ગુણ. ૩.
કઈક વેપારિયો હૂલતા દેખિને,
કોણ નહિ જાય વેપાર કરવા;
કઈક તરવા શિખ્યા તેજ બૂડી મુઆ,
તે થકી કો નહિ શીખે તરવા. ગુણ. ૪.
આગની આંચથી પાંચસેં ઘર બળ્યાં,
ભાળિને કોઈ સાચુંજ ભાખે;
આગના અવગુણો અધિક એવા ગુણી,
કોણ નહિ આગનો ભાગ રાખે. ગુણ. ૫.
કોઈ સંતાન જો ચાલવા શીખશે,
ચાલિને ચોરિ કરવા વિચરશે;
માટે તેને નહીં ચાલવા શીખવું,
ધારણા એવી મન કોણ ધરશે. ગુણ. ૬.
નાવ બૂડયાથી નર કઈક બૂડી મુઆ,
માટે નહિ નાવમાં કોણ બેસે;
પાણીમાં પેસતાં મગર તાણી ગયા,
તેથિ નહિ પાણીમાં કોણ પેસે. ગુણ. ૭.

ભણી ગણી કઇકિ ભુંડેજ રસ્તે ચડયા,
તેથિ ભણતર નહીં કેમ ભણવું;
કઇકિ પરણ્યા પછી બહુજ પસ્તાયછે,
માટે શું કોઈને નહિ પરણવું. ગણ. ૮.
વાવિયાં બીજ પણ વૃષ્ટિ વરશ્યા વિના,
ઉગીયો એક નહિ છોડ એમાં;
વાસ્તે શું કોઈ વરષે નહીં વાવવું,
તેવું વિચારિને બીજ તેમાં. ગુણ. ૯.
પડિ જતાં ઘર જનો કઇકિ પીલાયછે,
માટે શું ઘર વિષે નહિજ રહેવું;
સત્ય કહેવા થકી ક્રોધ કઇને ચઢે,
માટે શું સત્ય કદિ નહિજ કહેવું. ગુણ. ૧૦.
કઈક મૂસાફરે માર્ગમાં મરિ ગયા,
માટે પરગામ શું નહિજ જાવું;
અન્ન ખાતાં મુઆ કઈંક અંત્રસ ગયે,
માટે શું અન્ન કદિ નહિજ ખાવું. ગુણ. ૧૧.
ગુણ વિશે અવગુણો અવગુણે ગુણ સદા,
છેજ સંસારમાં સર્વ ઠામે;
માટે હઈઆ થકી હિમત નવ હારિયે,
દિધું દ્રષ્ટાંત દલપત્તરામે. ગુણ. ૧૨.

---

### પદ ૯૭ મું.—દેશી ૭ લી.

ગુણ ઝાઝા કે અવગુણ છે, તે તોળી કરો તપાસ;
કણબી વગેરેને જઈ પૂછો, જ્યાં તેઓનો વાસ. ૧.
જો અવગુણ અધિકા દીસે તો, કોઇએ પણ નવ કરવું;
ઉત્તમ રીતી લાગે તેમજ, સઉ લોકે આચરવું. ૨.
ત્રિવરણતણી તરૂણ વિધવાઓ, દશહજાર મેં દીઠી;
એ દુખથી એના અંતરમાં, સળગે છે અંગીઠી. ૩.
વિધવાવ્રત પૂરૂં ન પળિ શકે, સધવા પણ ન થવાય;
પુત્રવિના નહિ સદગતિ પ્રાપ્તી, વ્યર્થ જનમ વહિ જાય. ૪.
ઘેર ઘેર જઈ જુઓ દુઃખની, દીસે સળગતી હોળી;
દુખથી દરરોજે રામાઓ, રૂએ છે ચક્ષૂ ચોળી. ૫.
પુનર્લગ્ન કરનારી નાતો, પછી તપાસો પેખી;
કેટલા છે અવગુણ ઉપજતા, લેખું માંડો લેખી. ૬.
પુનર્લગ્નથી પ્રજા વધે છે, સુખમાં છે સુંદરિયો;
મહા વિકટ વૈધવ્યપણાનો, દુખનો દરિયો તરિયો. ૭.
કદિ અવગુણ એકાદ દિસે તે, એક ત્રાજવે કરવો;
બાળરંડા બહુનગો બળાપો, બિજે ત્રાજવે ધરવો. ૮.
હું જાણું છું દુખનુ ત્રાજવું, પડશે જઈ પાતાળે;
અવગુણનું ઊંચું ચડીને, આકાશ જશે આ કાળે. ૯.
ઝાઝા અવગુણ છે કે ગુણ છે, તેથી તરત જણાશે;
મમત તજી મન ઘાલી જોતાં, એનો અનુભવ થાશે. ૧૦.
પરમેશ્વર માથે રાખીને, સાચેસાચું કહેજો;
મિથ્યા મમત કરીને મનમાં, હઠ પકડી નવ રહેજો. ૧૧.

---

### પદ ૯૮ મું.—દેશી ૮ મી.

પછિ મંત્રિએ કરવા તપાસ, કણબિ આદિક મેળવ્યા વાસ;
સઉને સમજાવીને કહિ વાત, પુનર્લગ્ન તજો તમે ભ્રાત. ૧.
એમાં અવગુણ છે રે અધિક, એમ ઉચરે છે વિપ્ર વણીક;
ત્યારે બોલ્યા તેઓ તેજ ટાણે, વિપ્ર વણિક તે એમાં શું જાણે.૨.
જે કંઈ ચીજ જેણે નથી ચાખી, તે શું કહેશે તેનો સ્વાદ ભાખી;
કવિતા રચતાં ન આવડે જેને, કશું કવિતાનુ પારખું તેને. ૩.
આવડે નહિ સો સુધી ગણતાં, તે શું સમજે જે ભૂલે છે ભણતાં;
ખેતી કીધી નહિ કોઈ વાર, તે શુ જાણે ખેતીનો વિચાર. ૪.
લખી જાણે ન અક્ષર એક, તે શું જાણે અક્ષરનો વિવેક;
પરદેશ ભમ્યો નહિ ભ્રાત, તે શું જાણે વિદેશની વાત. ૫.
દિઠું ચાખ્યું તે તો કાંઈ સાચું, કાને સાંભળ્યું તે બધું કાચું;
જ્યાં સુધી કારેલું ન ચખાય, લિંબડા જેવું શુણિ સમજાય. ૬.
જેનો માવરો જેને ન થાય, તે શું આપે એમાં અભિપ્રાય;
જુનો ચાલ અમારો છે જોય, એનો અનુભવ અમનેજ હોય.૭.
પુનર્લગ્નથિ વંશ વધે છે, બાળ વિધવાઓ સુખમાં રહે છે;
એથી અમને તો નિશ્ચે થયો છે, પુનર્લગ્નમાં ગુણ રહ્યો છે. ૮.
ખુશિથી દેશ તજશું ખચીત, નહિ તજીએ પુનર્લગ્ન રીત;
રાજા ચહાય તો શુળિયે ચડાવે, ઘરબાર બધાંય લુંટાવે. ૯.
અમે એ વાતથી નહિ ડરશું, પુનર્લગ્નતો કરશુંજ કરશું;
પછી વિપ્ર વણિકનો જ્યાં વાસ, કીધો ત્યાં જઈ તેનો તપાસ. ૧૦.
બોલી વિપ્રતણી એક નાર, બળો વિપ્ર વણિક અવતાર;
સાત વર્ષની છોકરી રાંડે, છતી દોલતે સુખ સર્વ છાંડે. ૧૧.
એવાં વચન એનાં શુણિલઈને, કહ્યાં અધિપતિ આગળ જઈને;
અમે તો પુરો અનુભવ આણ્યો, પુનર્લગ્નવિષે ગુણ જાણ્યો.૧૨.
પણ વિપ્ર વણિક નહિ માને, થશે એમાંથિ મોટૂં તોફાનેં;
માટે રાજનીતીતણે ન્યાય, તમે સમજાવો તેહને રાય. ૧૩.

---

### દોહરો.

પરિક્ષિતને શુકજી કહે, શુણ રાખી અનુરાગ;
વરણન વેનચરીત્રનો, ભણ્યો આઠમો ભાગ. ૧.

## ભાગ ૯ મો.

### પદ ૯૯ મું.—દેશી ૩ જી.

બાપના બોલ સંભારિ રાજાએ, રાજનીતીની રીતેજી;
સઉ દ્વિજને સમજાવવાને ધાર્યું, પ્રથમથી પ્રેમ સહીતેજી. ૧.
ભૃગુરૂષિ આદિક બ્રાહ્મણોને પછિ, બીજે દિવસ બોલાવ્યાજી;
ચંદનથી અરચા કરીને પછિ, પુષ્પના હાર પેહેરાવ્યાજી. ૨.
કરિ પ્રણામ પ્રદક્ષણા કીધી, ને ઉચ્ચાર કીધો આવોજી;
કરજોડીને કરગરિને હું કહું છું, વિધવાઓને પરણાવોજી. ૩.
કહોતો હું તમને દક્ષણા દઈને, જરૂર જમાડું લાડુજી;
અસલ થકીજ અમારા ઘરના, પૂજ્ય છો નથી સપાડુજી. ૪.
વિપ્રો કહે વિધવા વરવાથી, અનેક અડચણો થાયજી;
વરણાવરણનો વિવેક રહે નહિ, જાતો તૂટી જાયજી. ૫.
બીજા પતીને પરણવા માટે, વિખ દેઈ વરને મારેજી;
કામનિયો કબજામાંહિ ન રહે, ઉન્મત થાય અત્યારેજી. ૬.
રાય કહે રૂષિ શું ઉચરોછો, વેહેમ ભરેલી વાતોજી;
પાટીદારોની પ્રેમદાઓમાં જુઓ, અધર્મ નથી જણાતોજી.૭.
વિપ્ર વણિકની વનીતાઓ, વિખ દેઈ વરને મારેછેજી;
કુલટા નારી કે નર દુષ્ટો, સુતને સંહારેછેજી. ૮.
એવાં એવાં ઓઠા નવ લેવાં, સઉ લોકો નથી એવાજી;
વિધવાઓની દેખિ વિપત્તિ, વેહેમ બધા તજી દેવાજી. ૯.
નારિઓ કરતાં નર ઝાઝા છે, ક્રૂર કરમ કરતારાજી;
કેદીખાનું નજર કરીને, મિત્રો તપાસો મારાજી. ૧૦.
પુનર્લગ્ન કરનારી નાતો, જુઓ જતી નથી તુટીજી;
પ્રજા વધારો પામેછે જો, છે વિધવાની છુટીજી. ૧૧.
કરગરીને કહુંછું તે માનો, નહિતો રોઈ રહેશોજી;
જોજો રાજા જુલમ કરે છે, કથન એવાં પછિ કહેશોજી. ૧૨.
વિપ્ર કહે સાંભળ વસુધાપતિ, કોપ અમે જો કરશુંજી;
દેશું શાપ તને તો તારૂં, નિશ્ચે થાશે નરસુંજી. ૧૩.

---

### પદ ૧૦૦ મું.—દેશી ૨ જી.

જો કદિ જોગણિયો ફરશે, અને મરકી બહુ ફેલાશે;
હોમ હવન અમે નહિ કરિયે તો, મનુષ બધાં મરિ જાશે. ૧.
મંત્ર ભણી પિંપળે પાણી કોણ, નમાવશે રહિ પાસે;
સ્વર્ગ વિષે પછિ તો સઉના, પૂર્વજ તરશા પોહાશે. ૨.
શ્રાદ્ધ અમે નહિ સરાવિયે, કોઈ જીવ મોક્ષે નહિ જાય;
ભૂત થઈને ભમતા ભાળી, ભોળાને ભ્રમ થાય. ૩.
લગ્ન દિવસ નહિ લખિ દઈએ તો, લગ્નજ કેમ કરાશે;
વણ લગ્ને વીવા કરશો તો, રાંડો સઉ રંડાશે. ૪.
કોઈના કરની રેખા જોઈને, કર્મ અમે નહિ કહિયે;
જન્મોતરી વરષફળ જોઈને, આયુષ નહિ કહિ દઈએ. ૫.
વરસતણા નહિ ભાવ ભાખિએ, વાંચિ વરસનો સારો;
વાયદાના વેપારીને, કોણ કહેશે ભાવ થનારો. ૬.
કોઈના ઘર ઉપર બેશીને, ઘૂડ કે ચીબડી બોલે;
શાંતિ અમે નહિ કરાવિએ તો, ઉજડ થશે વન તોલે. ૭.
ઊંટ મહિષ કે ગર્ધવ ઉપર, બેસે સ્વપના માંય;
તો તેનુ ફળ નહિ કહિએ અમે, શોધી સ્વપનાં ધ્યાય. ૮.
સર્પ, વાઘ, વીંછી હત્યાએ, શેનું કરવું દાન;
અમે નહીં એ બતાવિએ તો, ન મટે પાપ નિદાન. ૯.
મરણ પથારી સમે મનુષનું, જો નહિ લઈએ દાન;
જમપુરીને રસ્તે જાતાં તે, હશે ભુખ્યો હેરાન. ૧૦.
દક્ષિણમાં અહિંથી નેઉ હજાર, જોજન જમપુરી થાય;
સડક નથી કે ગાડિ નથી, નગ જંગલ ઝાડી જણાય. ૧૧.
વચમાં વૈતરણી નદી તરવી, ગાયનું પુંછડું ઝાલી;
જો ગોદાન અમે નહિ લઈએ, ક્યાંથી જશે ગાય ચાલી.૧૨.
લોઢાના કાંટા બહુ વાગે, અસીપત્રના વનમાં;
જો જોડાનું દાન ન લઈએ, તો તે પીડાય તનમાં. ૧૩.
ગ્રહ પીડા કે દશા પનોતી, કદિ નહિ કહિએ કોઈને;
સોંધારત મોંઘારત પણ, નહિ કહિએ જોતિષ જોઈને. ૧૪.
જજ્ઞ[1] નહીં કરિયે તો જગમાં, જળ વૃષ્ટી કોણ કરશે;
હાથી ઘોડા બળદો તારા, બધાય તરસે મરશે. ૧૫.
વિપ્રોની વચમાં રહિ બોલ્યો, નવરંગો સ્વર તાણી;
હાસ્ય કરીને લોક હસવા, વિદુષક જેવી વાણી. ૧૬.
લચપચતા બહુ લાડુ જમીને, જાપ કોણ પછી જપશે;
મોદીનાં ઘી ગોળ ને આટો, કહો કેમ કરિ ખપશે. ૧૭.

---

### પદ ૧૦૧ મું.—દેશી ૮ મી.

શુણી રાજાને બહુ ચડિ રિસ, જેમ ફુંફાડો મારે ફણીશ;
હોઠ ફફડે ને હાથ પછાડે, મૂછ મરડે ને ડોળા દેખાડે. ૧.
રીસે લોચન થઈ ગયાં રાતાં, દીસે અંગારા સરખાં દેખાતાં;
મહા સિંધુ તજે જેમ માજા, રૌદ્ર રસમય થઈ ગયો રાજા. ૨.
જાણે મરૂં કે આ સર્વને મારૂં, તેના મનતણો ગર્વ ઉતારૂં;
હાક મારીને કીધો હોંકારો, કેમ હુકમ તોડો તમે મારો. ૩.
રોમ ઉપડયા કાયા સગળિએ, જેવી બહુ શુળો હોય બાવળિએ;
ક્રોધે થર થર કંપેછે કાયા, ખૂબ ફરકતા હોઠ દેખાયા. ૪.

---

[1] यज्ञेनयुष्मद्विषयोद्विजातिभि र्वितायमानेनसुराःकलाहरेः॥ स्विष्टाःसुतुष्टाःप्रदशंतिवांछितं तद्धेलनंनार्हसिवीरचेष्टितम्॥ २२

દાંત પીશિ મુખે ગાળો ભાંખે, શસ્ત્રસાંમિ નજર પણ નાંખે;
જાણે પૃથ્વીનુ પડ ઉધું પાડું, કાંતો આભના તારા ઉખાડું.૫.
ક્રોધે શરિરનુ ભાન ભુલાય, ક્રોધે ન કર્યાનુ કામ કરાય;
ક્રોધે અઘટિત ઉચરી જવાય, ક્રોધે દેખતાં અંધ થવાય. ૬.
ક્રોધે પાપ કે પુણ્ય ન જણાય, ક્રોધે ગુણ અવગુણ ન ગણાય;
ક્રોધે પરનુ પોતાનુ ન જાણે, ક્રોધવંત વિવેક ન આણે. ૭.
મહા પ્રલય સમયમાં જેવો, રૂદ્રદેવ કરે ક્રોધ કેવો;
રામ ઉપર રાવણ કોપ્યો, એવો ક્રોધ તે વેનને ઓપ્યો. ૮.
સુતા સિંહને જેમ છંછેડયો, કાળા નાગને તરજીને તેડયો;
એવી આંખોની ભમરો ચઢાવે,અંગે સ્વેદ અધિક વળિ આવે.૯.
દશે દીશ ડોળા તાણી ડોલે, બરાડા બહુ પાડીને બોલે;
કોઈ હાજર છે રે સીપાઈ, મારો બાંધો ને પકડોરે ભાઈ. ૧૦.
વસુધા કરૂં વિપ્ર વિનાની, ત્યારે ઉતરે દાઝ હઈયાની;
મારા તાતને ભોળવી ભમાવ્યો, પિતાથી મને જૂદો પડાવ્યો.૧૧.
જીવું ત્યાં સુધિ જાણજો તે તો, નહિ વિસારૂં વેર હું એતો;
નથી રાખતા લાજ કે શરમ, નથિ માનતા હુકમનો મર્મ. ૧૨.
તમે કપટ કરમ કરનારા, તમે ધૂર્તપણે ધુતનારા;
એક વાતે નથીરે અધૂરા, વિપ્રો છો તમે પાખંડી પૂરા. ૧૩.

---

પદ ૧૦૨ મું.—દેશી ૨૧ મી.

વિપ્રો પુરા તમે પાખંડી, શિદ પૂજો પૃથરા પિંડી. વિપ્રો. ટેક.
રાજાએ બહુ રીસ ચઢેલી, દ્વિજને ગાળો દીધી;
વેગ ચઢ્યાથી વેદ ધરમની, કાંઈ પણ નિંદા કીધી. વિપ્રો. ૧.
જજ્ઞ કર્યાથી જળ વરસે છે, એ તો હું નવ માનું;
અરે દ્વિજો અભિમાન તમારૂં, છેકજ રાખો છાનુ. વિપ્રો. ૨.
પાવક પૂજો પૃથવી પૂજો, પુજો પવન ને પાણી;
મહીપતિનો તો હુકમ ન માનો, એમ અકલ વેચાણી. વિપ્રો. ૩.
પૃથવી[1] આદિક પાંચે દેવો, વસે છે નૃપને અંગે;
માટે નૃપને માન આપવું, અંતર અધિક ઉમંગે. વિપ્રો. ૪.
નદી પૂજો વરસાદને પૂજો, પૂજો સૂરજ ચંદ;
સ્નેહે શિવનું લિંગ પુજો છો, કરોછો ફોગટ ફંદ. વિપ્રો. ૫
વિધ વિધના બહુ વેહેમ વધારી, પાપે પેટ ભરોછો;
અરે તમે ઠગના પણ ઠગ છો,સ્વારથ સિદ્ધ કરોછો. વિપ્રે
કયાં છે બ્રહ્મા કયાં છે વિષ્ણુ, કયાં છે ઈંદ્ર કુબેર;
કલ્પિત એવા દેવ કરીને, ધૂત્યું સગળું શેહેર. વિપ્રો
હું બ્રહ્મા ને હું વિષ્ણું છું, હુંજ ખરો મહાદેવ;
ધણિને તજિ વ્યભિચારિણિ[1] સમ,શિદ કરો બિજાની સેવ. વિ. ૮
રાજા જો રક્ષણ ન કરે તો, એ દેવો શું કરશે;
ચોર ઠગારા લૂંટી લેતાં, કોણ આડો કર ધરશે. વિપ્રો. ૯.
રાજા મારે ને ઉગારે, સુખ દુખ દાતા એછે;
તે માટે રાજા તે ઇશ્વર, લાયક કવી લખે છે. વિપ્રો. ૧૦.
અબળાનાં અંતર બાળો છો. એવા તમે અધર્મિ;
મનમાં મિથ્યા માન ધરો જે, અમેજ શુદ્ધ સ્વધર્મી. વિપ્રો. ૧૧.
સુધર્મની સમજણ નથી લેતા, દયા ધરમનું મૂળ;
બાળરંડાનાં લોહિ બાળ્યાથી, પ્રભૂ થશે પ્રતિકૂળ. વિપ્રો. ૧૨.
જાઓ ઉઠી નહિ તો સઉના જીવ, છંડાવું કે છાંડું;
એમ કહી ઉભો થઇને ત્યાં, ખુલ્લું કીધું ખાંડું. વિપ્રો. ૧૩.

---

પદ ૧૦૩ જું.—દેશી ૮ મી.

નાઠા વિપ્રો ત્યાં મુઠીઓ વાળી, કોઈ પાછુ જુવેન સંભાળી;
કઇક દોડતા જાય લથડતા, કઇક ઉઠિ ઉઠિ અને પડતા.૧.
કઈનાં ખાસડાં જાયછે ખશી, કઈની પાઘડીઓ પડી ધશી;
કઇકની ઉતરી પડીછે જનોઈ. નગ્ન થઈ ગયા નાસતાં કોઈ. ૨.
કઈક ફરિ ફરિ કાછડી વાળે, કઇક પાટલી સાજી સંભાળે;
કઈ ન દોડી શકે એવા જાડા, કઈના પહેરણામાં થયા ગાડા. ૩.
કઈક થરથર ધ્રૂજતા અંગે, કઈક સોર પાડે સ્વર ભંગે;
કઈક રસ્તામાં પડિયા રખડતા, કઈક ઉપરા ઉપર જઈ પડતા. ૪.
જેમ સાંભળી સિંહનો નાદ, મૃગ નાસે મેલી મરજાદ;
એમ નાઠા સરવ જીવ લઇને, અતિ આકુળ વ્યાકુળ થઈને. ૫.
રસ ભાશો ભયાનક ભારી, કોળાહળ થયો બહુ ભયકારી;
અરે આવો અરે કોઈ આવો, આજ મોતથી અમને મુકાવો.૬.
ક્ષમા કરો રાજાજી આ કાળ, તમે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
એવા શબ્દ ઉચારે [illegible] હુ બળવં[illegible] બીક. ૭.
કઈની આખોમાં [illegible] ,કઈક [illegible]લી
અરે નૃપતિ ન માર [illegible] લાં ચં[illegible]

---

[1] एतेचान्येचविबुधाः प्रभवो वर शापयोः
देहे भवंति नृपतेः सर्व देवमयो नृपः २

[1] વા[illegible] વમે
વે[illegible] ના।
અ[illegible]
ના[illegible]
શ્લો[illegible]
લોક[illegible]
સ્તિ[illegible]

કઈને ભયથી લાગે ભણકારા, કઈકે જાણ્યું જરૂરજ માર્યા;
પિતા પુત્રનો ન કરે તપાસ, સઉએ મેલી ઉગરવાની આશ. ૯.
એમ વિપ્રોનું દેખીને ખસવું, આવ્યું વેનને વળતી ત્યાં હસવું;
હણવાનો નહોતો વિચાર, ડર દેખાડ્યો એ તો લગાર. ૧૦.
નાશી પાઠશાળા માંહિ પેઠા, બારણાં બંધ કરિ સઉ બેઠ ;
કરવા વિધ વિધ લાગ્યા વિચાર, હવે વેનને કોણ વારનાર. ૧૧.
પછી અરજી ઉચરવાની આશે, ગયા પાંશરા સુનીથાની પાસે;
રાણીએ નમીને દીધું માન, બોલ્યા વિપ્રો થઈ સાવધાન. ૧૨.
રાજા બેઠો જુલમ બહુ કરવા, અમે આવિયા અરજ ઉચરવા;
રાણી કહે શુણીએ મહારાજ, તમને કરગરીને કહું આજ. ૧૩.
તમે હઠ ને મમત હવે મૂકો, મહા ચતુર થઈ શિદ ચૂકો;
દિલમાં લાવોને વાત દયાની, વળી વિપત શુણો વિધવાની. ૧૪.

### પદ ૨૦૪ થું.—દેશી ૧૦ મી.

વિપત શુણો વિધવાતણી, તજી વાદ વિવાદ;
સજજનો જ્ઞાન સ્મશાનનું, ઉરમાં આણોને યાદ. વિપત. ટેક.
છોકરી છેક છ વર્ષની, ફરતી ઉઘાડે અંગ;
પરણ્યાની વાત ન પ્રીછતી, ભાગે થઈ ચુડી ભંગ. વિપત. ૧.
માત પિતા ને સગાં મળી, કરે અતિ કલપાંત;
રૂદય ફાટે એવાં રૂએ, શોકે થાય ન શાંત. વિપત. ૨.
ત્રાહે ત્રાહેની તાળી પડે, કહે થયો કાળો કેર;
સાંભળતાં જન સર્વને, મનમાં ઉપજે મેહેર. વિપત. ૩.
કેનું કઠણ હોય કાળજું, નિરખી નરમ ન થાય;
પથ્થર પણ ફાટી પડે, જોતાં જોયું ન જાય. વિપત. ૪.
સાચો દયાળું જે દીલનો, દેખે જો તે દેખાવ;
વય આંખીમાં કેમ વિસરે, બહુ માઠો બનાવ. વિપત. ૫.
શબ લઈ જાય સ્મશાનમાં, એને મૂકતાં આગ;
છાતી કુટે સસરો પિતા, રૂએ તાણીને રાગ. વિપત. ૬.
ત્રણે ભુવનમાં તેવે સમે, ભાસેછે ભયંકાર;
એ અવસર એમ ઉચરે, બળ્યો આ અવતાર. વિપત. ૭.
ભુંડી બ્રાહ્મણ વાણિઆતણી, નઠારી છે આ નાત;
છોકરી છેક છ વર્ષની, કશી સમજે ન વાત. વિપત. ૮.
જો દીકરી મરી જાત તો, આથી તે અનુકૂળ;
દિન દિન દેખવું દાઝવું, આખા ભવનું આ શૂળ. વિપત. ૯.
છત હોય જો ઘરમાં છતી, પુત્રને પરિવાર;
પણ દુખ દેખીને પુત્રિનું, સુનો લાગે સંસાર. વિપત. ૧૦.
અગિયાર દિન પછી એ બધું, ભોળા જન ભુલી જાય;
રોઈ કુટીને બેશી રહે, બીજું કશું ન કરાય. વિપત. ૧૧.
સંકટ શિદ એવું સાંખીએ, છે જો છતો ઉપાય;
દિલગીરી દીલની એવી મટે, ફરી લગન જો થાય. વિપત. ૧૨.

### પદ ૨૦૫ મું.—દેશી ૧૫ મી.

વયમાં આવી વિધવા ત્યારે, રૂ એ છે ચક્ષુ ચોળી;
સૈયર સાથ સજોડે દેખી, હઈએ બળે નિત્ય હોળી.
સંકટ એવું શીદ સાંખો, અરેરેરે એ ચાલ નાશ કરી નાંખો;
મારા વહાલાં હીમત હૈયે રાખો. ૧.
લાખેણાં તો લાડ લડાવ્યાં, દિઠા ન છાયા તડકા;
બાળ રંડાપે બળિ બળિ થાતી, ભીતરમાં લાગે ભડકા. સંકટ. ૨.
પર્વતથી પડવું તે સારૂ, કાયા ખાઈ જાય કીડા;
આતો આખો ભવ રોબાવું, પાર ન આવે તે પીડા. સંકટ. ૩.
શૂળીનું દુખ સોગણું સારૂં, તરતજ પ્રાણ તજાવે;
આ દુખ લખતાં અંત ન આવે, લાખ પુસ્તક જો લખાવે. સં૦ ૪.
સારે દિન શણગાર સજીને, દર્પણમાં છબી દીઠી;
રંડાપો રૂદયે સાંભરતાં, અંગમાં લાગી અંગીઠી. સંકટ. ૫.
સારાં વસ્ત્ર શરીર સજ્યાં પણ, માથે જોતાં મુંડો;
આંખે ખરખર આંસુ ખરિયાં, નાખ્યો નિસાસો ઊંડો. સંકટ. ૬.
યમરાજાને વિધવા દેતી, શત્રૂ કહિ ને શાપ;
પ્રગટ થઈ જમ પોતે બોલ્યા, બાઈ તારો શત્રૂ તારો બાપ. સં૦ ૭.
ઈંદ્ર મરે તો ઈંદ્રાણી પણ, પતિ બીજાને પામે;
રાવણની રાણી પણ સોંપી, વિભિષણને રાજા રામે. સંકટ. ૮.
પુરૂષતણું મન પથ્થર જેવું, અરે ન ઉપજે એને;
પણ ગોઝારી માતાઓ છે, તિલભર દયા નથિ તેને. સંકટ. ૯.
ફોગટ રહીને ફૂંદ ફૂટેછે, ખેરવે આંસૂ ખાલી;
નાત જાતની રીત નઠારી, પુત્રી થકી એને વહાલી. સંકટ. ૧૦.
નાત બળો ને જાત બળો, ને બળો લોકની લાજે;
કાલ જતી હોય કુળની શોભા, છો ઉછળી જતી આજે. સં. ૧૧.
બળ્યા હેનના બોલ તમારા, બળી તમારી માયા;
લાડકડીનું લોહી પીયો છો, લોકની લાજે લજાયા. સંકટ. ૧૨.

### પદ ૨૦૬ ઠું.—દેશી ૮ મી.

બાણાસુર મહારાજની બેટી, જેને પારશમણીની તો પેટી;
હતી રહેવા હવેલી અમૂલી, તે તો જાણિ તેણે જેવી શૂળી. ૧.
હતા શણગાર સજવાને સારા, એ તો ગણતિ'તે ધિખતા અંગારા;
સુવા સેજ સુવર્ણની સારી, તે તો માનતી મરણ પથારી. ૨.
રત્નવાળો દિસે પાસે દરિયો, તે તો ભાસતો રૂધિરનો ભરિયો;
બાણાસુર રાજા જેવો તો તાત, શત્રૂ તુલ્ય ગણ્યો સાક્ષાત. ૩.
એને સુખમાંહિ શી હતી ખામી, પણ કંથવિના કષ્ટ પામી;
ભુંડી હઠ તજીને તમે ભ્રાત, વાંચો ઓખાહરણતણી વાત. ૪.
હતું શોણિતપૂર સોહાતું, એ તો ઓખાને ખાવાને ધાતું;
હતા અનુચર બળ અદભૂત, તે તો જાણતી જમના છે દૂત. ૫.

દાંત પીશિ મુખે ગાળો ભાંખે, શસ્ત્રસામિ નજર પણ નાંખે;
જાણે પૃથ્વીનુ પડ ઉધું પાડું, કાંતો આભના તારા ઉખાડું.૫.
ક્રોધે શરિરનુ ભાન ભુલાય, ક્રોધે ન કર્યાનુ કામ કરાય;
ક્રોધે અઘટિત ઉચરી જવાય, ક્રોધે દેખતાં અંધ થવાય. ૬.
ક્રોધે પાપ કે પુણ્ય ન જણાય, ક્રોધે ગુણ અવગુણ ન ગણાય;
ક્રોધે પરનુ પોતાનુ ન જાણે, ક્રોધવંત વિવેક ન આણે. ૭.
મહા પ્રલય સમયમાં જેવો, રૂદ્રદેવ કરે ક્રોધ કેવો;
રામ ઉપર રાવણ કોપ્યો, એવો ક્રોધ તે વેનને ઓપ્યો. ૮.
સુતા સિંહને જેમ છંછેડયો, કાળા નાગને તરછીને તેડયો;
એવી આંખોની ભમરો ચઢાવે,અંગે સ્વેદ અધિક વળિ આવે.૯.
દશે દીશ ડોળા તાણી ડોલે, બરાડા બહુ પાડીને બોલે;
કોઈ હાજર છે રે સીપાઈ, મારો બાંધો ને પકડોરે ભાઈ. ૧૦.
વસુધા કરૂં વિપ્ર વિનાની, ત્યારે ઉતરે દાઝ હઈયાની;
મારા તાતને ભોળવી ભમાવ્યો, પિતાથી મને જૂદો પડાવ્યો.૧૧.
જીવું ત્યાં સુધિ જાણજો તે તો, નહિ વિસારૂં વેર હું એતો;
નથી રાખતા લાજ કે શરમ, નથિ માનતા હુકમનો મર્મ. ૧૨.
તમે કપટ કરમ કરનારા, તમે ધૂર્તપણે ધુતનારા;
એક વાતે નથીરે અધૂરા, વિપ્રો છો તમે પાખંડી પૂરા. ૧૩.

---

પદ ૧૦૨ જું.—દેશી ૨૧ મી.

વિપ્રો પુરા તમે પાખંડી, શિદ પૂજો પથ્થરા પિંડી. વિપ્રો. ટેક.
રાજાએ બહુ રીસ ચઢેલી, દ્વિજને ગાળો દીધી;
વેગ ચઢ્યાથી વેદ ધરમની, કાંઈ પણ નિંદા કીધી. વિપ્રો. ૧.
જજ્ઞ કર્યાથી જળ વરસે છે, એ તો હું નવ માનું;
અરે દ્વિજો અભિમાન તમારૂં, છેકજ રાખો છાનુ. વિપ્રો. ૨.
પાવક પૂજો પૃથવી પૂજો, પુજો પવન ને પાણી;
મહીપતિનો તો હુકમ ન માનો, એમ અકલ વેચાણી. વિપ્રો. ૩.
પૃથવી[1] આદિક પાંચે દેવો, વસે છે નૃપને અંગે;
માટે નૃપને માન આપવું, અંતર અધિક ઉમંગે. વિપ્રો. ૪.
નદી પૂજો વરસાદને પૂજો, પૂજો સૂરજ ચંદ;
સ્નેહે શિવનું લિંગ પુજો છો, કરોછો ફોગટ ફંદ. વિપ્રો. ૫.
વિધ વિધના બહુ વેહેમ વધારી, પાપે પેટ ભરોછો;
અરે તમે ઠગના પણ ઠગ છો,સ્વારથ સિદ્ધ કરોછો. વિપ્રો. ૬.
કયાં છે બ્રહ્મા કયાં છે વિષ્ણુ, કયાં છે ઈંદ્ર કુબેર;
કલ્પિત એવા દેવ કરીને, ધૂત્યું સઘળું શેહેર. વિપ્રો. ૭.
હું બ્રહ્મા ને હું વિષ્ણું છું, હુંજ ખરો મહાદેવ;
ધણિને તજિ વ્યભિચારિણિ[1] સમ,શિદ કરો બિજાની સેવ. વિ. ૮
રાજા જો રક્ષણ ન કરે તો, એ દેવો શું કરશે;
ચોર ઠગારા લૂંટી લેતાં, કોણ આડો કર ધરશે. વિપ્રો. ૯.
રાજા મારે ને ઉગારે, સુખ દુખ દાતા એછે;
તે માટે રાજા તે ઈશ્વર, લાયક કવી લખે છે. વિપ્રો. ૧૦.
અબળાનાં અંતર બાળો છો, એવા તમે અધર્મિ;
મનમાં મિથ્યા માન ધરો જે, અમેજ શુદ્ધ સ્વધર્મી. વિપ્રો. ૧૧.
સુધર્મની સમજણ નથી લેતા, દયા ધરમનું મૂળ;
બાળરંડાનાં લોહિ બાળ્યાથી, પ્રભૂ થશે પ્રતિકૂળ. વિપ્રો. ૧૨.
જાઓ ઉઠી નહિ તો સઉના જીવ, છંડાવું કે છાંડું;
એમ કહી ઉભો થઈને ત્યાં, ખુલ્લું કીધું ખાંડું. વિપ્રો. ૧૩.

---

પદ ૧૦૩ જું.—દેશી ૮ મી.

નાઠા વિપ્રો ત્યાં મુઠીઓ વાળી, કોઈ પાછુ જુવેન સંભાળી;
કઈકિ દોડતા જાય લથડતા, કઈકિ ઉઠિ ઉઠિ અને પડતા.૧.
કઈનાં ખાસડાં જાયછે ખશી, કઈની પાઘડીઓ પડી ધશી;
કઈકની ઉતરી પડીછે જનોઈ, નગ્ન થઈ ગયા નાસતાં કોઈ. ૨.
કઈક ફરિ ફરિ કાછડી વાળે, કઈક પાટલી સાજી સંભાળે;
કઈ ન દોડી શકે એવા જાડા, કઈના પહેરણામાં થયા ગાડા. ૩.
કઈક થરથર ધ્રૂજતા અંગે, કઈક સોર પાડે સ્વર ભંગે;
કઈક રસ્તામાં પડિયા રખડતા, કઈક ઉપરા ઉપર જઈ પડતા. ૪.
જેમ સાંભળી સિંહનો નાદ, મૃગ નાસે મેલી મરજાદ;
એમ નાઠા સરવ જીવ લઈને, અતિ આકુળ વ્યાકુળ થઈને. ૫.
રસ ભાશો ભયાનક ભારી, કોળાહળ થયો બહુ ભયકારી;
અરે આવો અરે કોઈ આવો, આજ મોતથી અમને મુકાવો.૬.
ક્ષમા કરો રાજાજી આ કાળ, તમે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
એવા શબ્દ ઉચારે અધિક, બહુ બળવંતની લાગિ બીક. ૭.
કઈની આખોમાં આવિયાં પાણી, કઈકિ વિનયની બોલીયા વાણી;
અરે નૃપતિ ન મારશો અમને,ચકલાં ચૂંથ્યાથિ જશ નથિ તમને.૮

---

[1] एतेचान्येचत्रिबुधाः प्रभवो वर शापयोः
देहे भवंति नृपतेः सर्व देवमयो नृपः २७.

[1] बालिशा बत यूयंवा अधर्मे धर्म मानिनः
ये वृत्तिदं पतिं हीत्वा जारंपति मुपासते ॥ ५४
अवजानं त्यमी मूढा भूप रूपीण मीश्वरं ॥
नानु विंदन्ति ते भद्र मिहलोके परत्रच ॥ २४

આ શ્લોકથી જણાય છે કે વેન, બ્રાહ્મણોથી ઉલટો થયો, પણ પરલોક એટલે સ્વર્ગ અને નરક છે, એવું જાણતો હતો. માટે નાસ્તિક ન કહેવાય.

કેઈને ભયથી લાગે ભણકારા, કઈકે જાણ્યું જરૂરજ માર્યાં;
પિતા પુત્રનો ન કરે તપાસ, સઉએ મેલી ઉગરવાની આશ. ૯.
એમ વિપ્રોનું દેખીને ખસવું, આવ્યું વેનને વળતી ત્યાં હસવું;
હણવાનો નહોતો વિચાર, ડર દેખાડયો એ તો લગાર. ૧૦.
નાશી પાઠશાળા માંહિ પેઠ, બારણાં બંધ કરિ સઉ બેઠ;
કરતા વિધ વિધ લાગ્યા વિચાર, હવે વેનને કોણ વારનાર. ૧૧.
પછી અરજ ઉચરવાની આશે, ગયા પાંશરા સુનીથાની પાસે;
રાણીએ નમીને દીધું માન, બોલ્યા વિપ્રો થઈ સાવધાન. ૧૨.
રાજા બેઠો જુલમ બહુ કરવા, અમે આવિયા અરજ ઉચરવા;
રાણી કહે શુણીએ મહારાજ, તમને કરગરીને કહું આજ. ૧૩.
તમે હઠ ને મમત હવે મૂકો, મહા ચતુર થઈ શિદ ચૂકો;
દિલમાં લાવોને વાત દયાની, વળી વિપત શુણો વિધવાની. ૧૪.

પદ ૧૦૪ થું.—દેશી ૧૦ મી.

વિપત શુણો વિધવાતણી, તજી વાદ વિવાદ;
સજજનો જ્ઞાન સ્મશાનનું, ઉરમાં આણોને યાદ. વિપત. ટેક.
છોકરી છેક છ વર્ષની, ફરતી ઉઘાડે અંગ;
પરણ્યાની વાત ન પ્રીછતી, ભોગે થઈ ચુડી ભંગ. વિપત. ૧.
માત પિતા ને સગાં મળી, કરે અતિ કલપાંત;
હૃદય ફૂટે એવાં રૂએ, શોકે થાય ન શાંત. વિપત. ૨.
ગાલ હૈડાની તાળી પડે, કહે થયો કાળો કેર;
સાંભળતાં જન સર્વને, મનમાં ઉપજે મેહેર. વિપત. ૩.
કેનું કઠણ હોય કાળજું, નિરખી નરમ ન થાય;
પથ્થર પણ ફાટી પડે, જોતાં જોયું ન જાય. વિપત. ૪.
સાચો દયાળું જે દીલનો, દેખે જો તે દેખાવ;
વય આખીમાં કેમ વિસરે, બહુ માઠો બનાવ. વિપત. ૫.
શબ લઈ જાય સ્મશાનમાં, એને મુકતાં આગ;
છાતી કુટે સસરો પિતા, રૂએ તાણીને રાગ. વિપત. ૬.
ત્રણે ભુવનમાં તેવે સમે, ભાસેછે ભયંકાર;
એ અવસર એમ ઉચરે, બળ્યો આ અવતાર. વિપત. ૭.
ભુંડી બ્રાહ્મણ વાણિઆતણી, નઠારી છે આ નાત;
છોકરી છેક છ વર્ષની, કશી સમજે ન વાત. વિપત. ૮.
જો દીકરી મરી જાત તો, આથી તે અનુકૂળ;
દિન દિન દેખવું દાઝવું, આખા ભવનું આ શૂળ. વિપત. ૯.
છત હોય જો ઘરમાં છતી, પુત્રને પરિવાર;
પણ દુખ દેખીને પુત્રિનું, સુનો લાગે સંસાર. વિપત. ૧૦.
અગિયાર દિન પછી એ બધું, ભોળા જન ભુલી જાય;
રોઈ કુટીને બેશી રહે, બીજું કશું ન કરાય. વિપત. ૧૧.
સંકટ શિદ એવું સાંખીએ, છે જો છતો ઉપાય;
દિલગીરી દીલની એવી મટે, ફરી લગન જો થાય. વિપત. ૧૨.

પદ ૧૦૫ મું.—દેશી ૧૫ મી.

વયમાં આવી વિધવા ત્યારે, રૂએ છે ચક્ષુ ચોળી;
સૈયર સાથ સજોડે દેખી, હઈએ બળે નિત્ય હોળી.
સંકટ એવું શીદ સાંખો, અરેરેરે એ ચાલ નાશ કરી નાંખો;
મારા વહાલાં હીમત હૈયે રાખો. ૧.
લાખેણાં તો લાડ લડાવ્યાં, દિઠા ન છાયા તડકા;
બાળ રંડાપે બળિ બળિ થાતી, ભીતરમાં લાગે ભડકા. સંકટ. ૨.
પર્વતથી પડવું તે સારૂ, કાયા ખાઈ જાય કીડા;
આતો આખો ભવ રીબાવું, પાર ન આવે તે પીડા. સંકટ. ૩.
શૂળીનું દુખ સોગણું સારૂં, તરતજ પ્રાણ તજાવે;
આ દુખ લખતાં અંત ન આવે, લાખ પુસ્તક જો લખાવે. સં૦ ૪.
સારે દિન શણગાર સજીને, દર્પણમાં છબી દીઠી;
રંડાપો રૂદયે સાંભરતાં, અંગમાં લાગી અંગીઠી. સંકટ. ૫.
સારાં વસ્ત્ર શરીર સજયાં પણ, માથે જોતાં મુંડો;
આંખે ખરખર આંસુ ખરિયાં, નાખ્યો નિસાસો ઊંડો. સંકટ. ૬.
યમરાજાને વિધવા દેતી, શત્રૂ કહિ ને શાપ;
પ્રગટ થઈ જમ પોતે બોલ્યા, બાઈ તારો શત્રૂ તારો બાપ. સં૦ ૭.
ઈંદ્ર મરે તો ઈંદ્રાણી પણ, પતિ બીજાને પામે;
રાવણની રાણી પણ સોંપી, વિભિષણને રાજા રામે. સંકટ. ૮.
પુરૂષતણું મન પથ્થર જેવું, અરે ન ઉપજે એને;
પણ ગોઝારી માતાઓ છે, તિલભર દયા નથિ તેને. સંકટ. ૯.
ફોગટ રડીને રૂદ કરેછે, એરવે આંસૂ ખાલી;
નાત જાતની રીત નઠારી, પુત્રી થકી એને વહાલી. સંકટ. ૧૦.
નાત બળો ને જાત બળો, ને બળો લોકની લાજે;
કાલ જતી હોય કુળની શોભા, છો ઉછળી જતી આજે. સં. ૧૧.
બળ્યા હેતના બોલ તમારા, બળી તમારી માયા;
લાડકડીનું લોહી પીયો છો, લોકની લાજે લજવાયા. સંકટ. ૧૨.

પદ ૧૦૬ ઠું.—દેશી ૮ મી.

બાણાસુર મહારાજાની બેટી, જેને પારશમણીની તો પેટી;
હતી રહેવા હવેલી અમૂલી, તે તો જાણિ તેણે જેવી શૂળી. ૧.
હતા શણગાર સજવાને સારા, એ તો ગણતિ તે ધિખતા અંગારા;
સુવા સેજ સુવર્ણની સારી, તે તો માનતી મરણ પથારી. ૨.
રત્નવાળો દિસે પાસે દરિયો, તે તો ભાસતો રૂધિરનો ભરિયો;
બાણાસુર રાજા જેવો તો તાત, શત્રૂ તુલ્ય ગણ્યો સાક્ષાત. ૩.
એને સુખમાંહિ શી હતી ખામી, પણ કંથવિના કષ્ટ પામી;
ભુંડી હઠ તજીને તમે ભ્રાત, વાંચો ઓખાહરણતણી વાત. ૪.
હતું શોણિતપૂર સોહાતું, એ તો ઓખાને ખાવાને ધાતું;
હતા અનુચર બળ અદભૂત, તે તો જાણતી જમના છે દૂત. ૫.

દાંત પીશિ મુખે ગાળો ભાંખે, શસ્ત્રસાંમિ નજર પણ નાંખે;
જાણે પૃથ્વીનુ પડ ઉધું પાડું, કાંતો આભના તારા ઉખાડું.૫.
ક્રોધે શરિરનુ ભાન ભુલાય, ક્રોધે ન કર્યાનુ કામ કરાય;
ક્રોધે અઘટિત ઉચરી જવાય, ક્રોધે દેખતાં અંધ થવાય. ૬.
ક્રોધે પાપ કે પુણ્ય ન જણાય, ક્રોધે ગુણ અવગુણ ન ગણાય;
ક્રોધે પરનુ પોતાનુ ન જાણે, ક્રોધવંત વિવેક ન આણે. ૭.
મહા પ્રલય સમયમાં જેવો, રૂદ્રદેવ કરે ક્રોધ કેવો;
રામ ઉપર રાવણ ક્રોપ્યો, એવો ક્રોધ તે વેનને ઓપ્યો. ૮.
સુતા સિંહને જેમ છંછેડયો, કાળા નાગને તરજીને તેડ્યો;
એવી આંખોની ભમરો ચઢાવે,અંગે સ્વેદ અધિક વળિ આવે.૯.
દશે દીશ ડોળા તાણી ડોલે, બરાડા બહુ પાડીને બોલે;
કોઈ હાજર છે રે સોપાઈ, મારો બાંધો ને પકડોરે ભાઈ. ૧૦.
વસુધા કરૂં વિપ્ર વિનાની, ત્યારે ઉતરે દાઝ હઈયાની;
મારા તાતને ભોળવી ભમાવ્યો, પિતાથી મને જૂદો પડાવ્યો.૧૧.
જીવું ત્યાં સુધિ જાણજો તે તો, નહિ વિસારૂં વેર હું એતો;
નથી રાખતા લાજ કે શરમ, નથિ માનતા હુકમનો મર્મ. ૧૨.
તમે કપટ કરમ કરનારા, તમે ધૂર્તપણે ધુતનારા;
એક વાતે નથીરે અધૂરા, વિપ્રો છો તમે પાખંડી પૂરા. ૧૩.

---

પદ ૧૦૨ જું.—દેશી ૨૧ મી.

વિપ્રો પુરા તમે પાખંડી, શિદ પૂજો પૃથરા પિંડી. વિપ્રો. ટેક.
રાજાએ બહુ રીસ ચઢેલી, દ્વિજને ગાળો દીધી;
વેગ ચઢ્યાથી વેદ ધરમની, કાંઈ પણ નિંદા કીધી. વિપ્રો. ૧.
જજ્ઞ કર્યાથી જળ વરસે છે, એ તો હું નવ માનું;
અરે દ્વિજો અભિમાન તમારૂં, છેકજ રાખો છાનુ. વિપ્રો. ૨.
પાવક પૂજો પૃથવી પૂજો, પુજો પવન ને પાણી;
મહીપતિનો તો હુકમ ન માનો, એમ અકલ વેચાણી. વિપ્રો. ૩.
પૃથવી[1] આદિક પાંચે દેવો, વસે છે નૃપને અંગે;
માટે નૃપને માન આપવું, અંતર અધિક ઉમંગે. વિપ્રો. ૪.
નદી પૂજો વરસાદને પૂજો, પૂજો સૂરજ ચંદ;
સ્નેહે શિવનું લિંગ પુજો છો, કરોછો ફોગટ ફંદ. વિપ્રો. ૫.
વિધ વિધના બહુ વેહેમ વધારી, પાપે પેટ ભરોછો;
અરે તમે ઠગના પણ ઠગ છો,સ્વારથ સિદ્ધ કરોછો. વિપ્રો. ૬.
ક્યાં છે બ્રહ્મા ક્યાં છે વિષ્ણુ, ક્યાં છે ઈંદ્ર કુબેર;
કલ્પિત એવા દેવ કરીને, ધૂત્યું સગળું શેહેર. વિપ્રો. ૭.

---

[1] एतेचान्येचत्रिबुधाः प्रभवो वर शापयोः
देहे भवंति नृपतेः सर्व देवमयो नृपः २७.

હું બ્રહ્મા ને હું વિષ્ણું છું, હુંજ ખરો મહાદેવ;
ધણિને તજિ વ્યભિચારિણિ[1] સમ,શિદ કરો બિજાની સેવ. વિ. ૮
રાજા જો રક્ષણ ન કરે તો, એ દેવો શું કરશે;
ચોર ઠગારા લૂંટી લેતાં, કોણ આડો કર ધરશે. વિપ્રો. ૯.
રાજા મારે ને ઉગારે, સુખ દુખ દાતા એછે;
તે માટે રાજા તે ઈશ્વર, લાયક કવી લખે છે. વિપ્રો. ૧૦.
અબળાનાં અંતર બાળો છો, એવા તમે અધર્મિ;
મનમાં મિથ્યા માન ધરો જે, અમેજ શુદ્ધ સ્વધર્મી. વિપ્રો. ૧૧.
સુધર્મની સમજણ નથી લેતા, દયા ધરમનું મૂળ;
બાળરંડાનાં લોહિ બાળ્યાથી,-પ્રભૂ થશે પ્રતિકૂળ. વિપ્રો. ૧૨.
જાઓ ઉઠી નહિ તો સઉના જીવ, છંડાવું કે છાંડું;
એમ કહી ઉભા થઈને ત્યાં, ખુલ્લું કીધું ખાંડું. વિપ્રો. ૧૩.

---

પદ ૧૦૩ જું.—દેશી ૮ મી.

નાઠા વિપ્રો ત્યાં મુઠીઓ વાળી, કોઈ પાછું જુવેન સંભાળી;
કઈકિ દોડતા જાય લથડતા, કઈકિ ઉઠિ ઉઠિ અને પડતા.૧.
કઈનાં ખાસડાં જાયછે ખશી, કઈની પાઘડીઓ પડી ધશી;
કઈકની ઉતરી પડીછે જનોઈ, નગ્ન થઈ ગયા નાસતાં કોઈ. ૨.
કઈક ફરિ ફરિ કાછડી વાળે, કઈક પાટલી સાજી સંભાળે;
કઈ ન દોડી શકે એવા જાડા, કઈના પહેરણામાં થયા ઝાડા. ૩.
કઈક થરથર ધ્રૂજતા અંગે, કઈક સોર પાડે સ્વર ભંગે;
કઈક રસ્તામાં પડિયા રખડતા, કઈક ઉપરા ઉપર જઈ પડતા. ૪.
જેમ સાંભળી સિંહનો નાદ, મૃગ નાસે મેલી મરજાદ;
એમ નાઠા સરવ જીવ લઈને, અતિ આકુળ વ્યાકુળ થઈને. ૫.
રસ ભાશો ભયાનક ભારી, કોળાહળ થયો બહુ ભયકારી;
અરે આવો અરે કોઈ આવો, આજ મોતથી અમને મુકાવો.૬.
ક્ષમા કરો રાજાજી આ કાળ, તમે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
એવા શબ્દ ઉચારે અધિક, બહુ બળવંતની લાગિ બીક. ૭.
કઈની આખોમાં આવિયાં પાણી, કઈકિ વિનયની બોલીયા વાણી;
અરે નૃપતિ ન મારશો અમને,ચકલાં ચૂંથ્યાથિ જશ નથિ તમને.૮

---

[1] बालिशा बत यूयंबा अधर्मे धर्म मानिनः
ये वृत्तिदं पतिं हीत्वा जारंपति मुपासते ॥५४
अवजानं त्यमी मूढा भूप रूपीण मीश्वरं ॥
नानु विंदन्ति ते भद्र मिहलोके परत्रच ॥२४

આ શ્લોકથી જણાય છે કે વેન, બ્રાહ્મણોથી ઉલટો થયો, પણ પરલોક એટલે સ્વર્ગ અને નરક છે, એવું જાણતો હતો માટે નાસ્તિક ન કહેવાય.

ઈને ભયથી લાગે ભણકારા, કઈંકે જાણ્યું જરૂરજ માર્યા;
પેતા પુત્રનો ન કરે તપાસ, સઉએ મેલી ઉગરવાની આશા. ૯.
એમ વિપ્રોનુ દેખીને ખસવું, આવ્યું વેનને વળતી ત્યાં હસવું;
કણવાનો નહોતો વિચાર, ડર દેખાડયો એ તો લગાર. ૧૦.
નાશી પાઠશાળા માંહિ પેઠા, બારણાં બંધ કરિ સઉ બેઠા;
કરવા વિધ વિધ લાગ્યા વિચાર, હવે વેનને કોણ વારનાર. ૧૧.
પછી અરજી ઉચરવાની આશે, ગયા પાંશરા સુનીથાની પાસે;
રાણીએ નમીને દીધું માન, બોલ્યા વિપ્રો થઈ સાવધાન. ૧૨.
રાજા બેટો જુલમ બહુ કરવા, અમે આવિયા અરજ ઉચરવા;
રાણી કહે શુણીએ મહારાજ, તમને કરગરીને કહું આજ. ૧૩.
તમે હઠ ને મમત હવે મૂકો, મહા ચતુર થઈ શિદ ચૂકો;
દિલમાં લાવોને વાત દયાની, વળી વિપત શુણો વિધવાની. ૧૪.

પદ ૧૦૪ થું.—દેશી ૧૦ મી.

વિપત શુણો વિધવાતણી, તજી વાદ વિવાદ;
સજજનો જ્ઞાન શ્મશાનનું, ઉરમાં આણોને યાદ. વિપત. ટેક.
છોકરી છેક છ વર્ષની, ફરતી ઉઘાડે અંગ;
પરણ્યાની વાત ન પ્રીછતી, ભોગે થઇ ચુડી ભંગ. વિપત. ૧.
માત પિતા ને સગાં મળી, કરે અતિ કલપાંત;
રૂદય ફાટે એવાં રૂએ, શોકે થાય ન શાંત. વિપત. ૨.
ત્રાહુ ત્રૂંહુની તાળી પડે, કહે થયો કાળો કેર;
સાંભળસાં જન સર્વને, મનમાં ઉપજે મેહેર. વિપત. ૩.
કેનું કઠણ હોય કાળજું, નિરખી નરમ ન થાય;
પથ્થર પણ ફાટી પડે, જોતાં જોયું ન જાય. વિપત. ૪.
સાચો દયાળું જે દીલનો, દેખે જો તે દેખાવ;
વય આખીમાં કેમ વિસરે, બહુ માઠો બનાવ. વિપત. ૫.
શબ લઈ જાય શ્મશાનમાં, એને મૂકતાં આગ;
છાતી કુટે સસરો પિતા, રૂએ તાણીને રાગ. વિપત. ૬.
ત્રણે ભુવનમાં તેવે સમે, ભાસેછે ભયંકાર;
એ અવસર એમ ઉચરે, બળ્યો આ અવતાર. વિપત. ૭.
ભુંડી બ્રાહ્મણ વાણિઆતણી, નઠારી છે આ નાત;
છોકરી છેક છ વર્ષની, કશી સમજે ન વાત. વિપત. ૮.
જો દીકરી મરી જાત તો, આથી તે અનુકૂળ;
દિન દિન દેખવું દાઝવું, આખા ભવનુ આ શૂળ. વિપત. ૯.
છત હોય જો ઘરમાં છતી, પુત્રને પરિવાર;
પણ દુખ દેખીને પુત્રિનુ, સુનો લાગે સંસાર. વિપત. ૧૦.
અગિયાર દિન પછી એ બધું, ભોળા જન ભુલી જાય;
રોઈ કુટીને બેશી રહે, બીજું કશું ન કરાય. વિપત. ૧૧.
સંકટ શિદ એવું સાંખીએ, છે જો છતો ઉપાય;
દિલગીરી દીલની એવી મટે, ફરી લગ્ન જો થાય. વિપત. ૧૨.

પદ ૧૦૫ મું.—દેશી ૨૫ મી.

વયમાં આવી વિધવા ત્યારે, રૂ એ છે ચક્ષુ ચોળી;
સૈયર સાથ સજોડે દેખી, હઇએ બળે નિત્ય હોળી.
સંકટ એવું શીદ સાંખો, અરેરેરે એ ચાલ નાશ કરી નાંખો;
મારા વહાલાં હીમત હૈયે રાખો. ૧.
લાખેણાં તો લાડ લડાવ્યાં, દિઠ ન છાયા તડકા;
બાળ રંડાપે બળિ બળિ થાતી, ભીતરમાં લાગે ભડકા. સંકટ. ૨.
પર્વતથી પડવું તે સારૂ, કાયા ખાઈ જાયં કીડા;
આતો આખો ભવ રીબાવું, પાર ન આવે તે પીડા. સંકટ. ૩.
શૂળીનું દુખ સોગણું સારૂં, તરતજ પ્રાણ તજાવે;
આ દુખ લખતાં અંત ન આવે, લાખ પુસ્તક જો લખાવે. સં૦ ૪.
સારે દિન શણગાર સજીને, દર્પણમાં છબી દીઠી;
રંડાપો રૂદયે સાંભરતાં, અંગમાં લાગી અંગીઠી. સંકટ. ૫.
સારાં વસ્ત્ર શરીર સજ્યાં પણ, માથે જોતાં મુંડો;
આંખે ખરખર આંસુ ખરિયાં, નાખ્યો નિસાસો ઊંડો. સંકટ. ૬.
યમરાજાને વિધવા દેતી, શત્રુ કહિ ને શાપ;
પ્રગટ થઈ જમ પોતે બોલ્યા, બાઈ તારો શત્રુ તારો બાપ. સં૦ ૭.
ઈંદ્ર મરે તો ઈંદ્રાણી પણ, પતિ બીજાને પામે;
રાવણની રાણી પણ સોંપી, વિભિષણને રાજા રામે. સંકટ. ૮.
પુરૂષતણું મન પથ્થર જેવું, અરે ન ઉપજે એને;
પણ ગોઝારી માતાઓ છે, તિલભર દયા નથિ તેને. સંકટ. ૯.
ફોગટ રડીને રૂદ કરેછે, ખેરવે આંસૂ ખાલી;
નાત જાતની રીત નઠારી, પુત્રી થકી એને વહાલી. સંકટ. ૧૦.
નાત બળો ને જાત બળો, ને બળો લોકની લાજે;
કાલ જતી હોય કુળની શોભા, છો ઉછળી જતી આજે. સં. ૧૧.
બળ્યા હેતના બોલ તમારા, બળી તમારી માયા;
લાડકડીનુ લોહી પીયો છો, લોકની લાજે લજાયા. સંકટ. ૧૨.

પદ ૧૦૬ ઠું.—દેશી ૮ મી.

બાણાસુર મહારાજની બેટી, જેને પારસમણીની તો પેટી;
હતી રેહેવા હવેલી અમૂલી, તે તો જાણિ તેણે જેવી શૂળી. ૧.
હતા શણગાર સજવાને સારા, એ તો ગણતિ'વે ધિખતા અંગારા;
સુવા સેજ સુવર્ણની સારી, તે તો માનતી મરણ પથારી. ૨.
રત્નવાળો દિસે પાસે દરિયો, તે તો ભાસતો રૂધિરનો ભરિયો;
બાણાસુર રાજા જેવો તો તાત, શત્રુ તુલ્ય ગણ્યો સાક્ષાત. ૩.
એને સુખમાંહિ શી હતી ખામી, પણ કંથવિના કષ્ટ પામી.
ભુંડી હઠ તજીને તમે ભ્રાત, વાંચો ઓખાહરણતણી વાત.
હતું શોણિતપૂર સોહાતું, એ તો ઓખાને ખાવાને ધાતું
હતા અનુચર બળ અદભૂત, તે તો જાણતી જમના છે દૂત.

હતા બહુ રૂડા બાગ ને વાડી, તે તો ભાસી ભયંકર ઝાડી;
પામી ભોજન વિધ વિધ પેર, તે તો જાણ્યું હાળાહળ ઝેર. ૬.
છજાં ગોખ જરૂખાં ને જાળી, તે તો ભાસતું સમશાન ભાળી;
ચુવા ચંદન અંગે અથાગ, એ તો જાણતી બળતી છે આગ.૭.
ગાતી ગાંધર્વી ગીત સુવાણી, તેતો જાણે મહોકાણ મંહાણી;
સ્વામિ વિના ન ગમતાંએ સુખ, મોત માગી લેતી હતી મુખ.૮.
હતી શાસ્ત્રની વાતે સુજાણ, તોય પતિ માટે બાળતી પ્રાણ;
માગ માગ માયેં કંહ્યું જ્યારે, વર માગ્યો તેણે વારેવારે. ૯.
લોક લાજથી બોલ ન બોલે, પણ દિલ તો સ્વામીમાંહિ ડોલે;
સમજો વિધવાની એવીજ વાત, એ બીચારીઓ અબળા જાત.૧૦
જાય વિવાએ સાંભળે ગાણાં, ફાટે હાએ જ્યાં ગાય ફટાણાં;
મર્મ સમજીને મનમાંહિ ધરવો, હાલો મિથ્યા મમત નવ કરવો.૧૧
નથી વિધવાના દુખતણી સીમા, ધારો વાત તમે રહી ધીમા;
અરે દિલમાં દયા કાંઈ લાવો, બાળ વિધવાનાં લગ્ન કરાવો.૧૨.

---

પદ ૧૦૭ મું.—દેશી ૨૭ મી.

કરો કરોરે કન્યાનુ કલ્યાણ, હોરે હઠીલા હિંદુ;
તમે કેમ થયા પથર પ્રમાણ, હોરે. ૧.
દયા દિલમાં નથી લવલેશ, હોરે;
નથી લાગતો આ ઉપદેશ. હોરે. ૨.
કરો સુખિયાં પોતાનાં સંતાન, હોરે;
છોને જાય બીજા સમશાન. હોરે. ૩.
જ્યારે ધસમસતી આવે ધાડ, હોરે;
શસ્ત્ર લઈ કરિએ લડવાડ. હોરે. ૪.
એક આપણી સંતતિ કાજ, હોરે;
કાપી નાંખીએ કોટી સમાજ. હોરે. ૫.
તેનું પાપ નહીં પળમાત્ર, હોરે;
એમ સમજે છે સર્વ સુપાત્ર. હોરે. ૬.
પડે સંતતિને સંતાપ, હોરે;
તે ન ટાળે તેનાં પ્રૌઢ પાપ. હોરે. ૭.
રાજા રઈયતનો રખવાળ, હોરે;
પિતા પુત્રીતણો પ્રતિપાળ. હોરે. ૮.
તેના શત્રુ ઉપર કરિ રોષ, હોરે;
દળિ નાંખે તેનો નહીં દોષ. હોરે. ૯.
શત્રુ ઉપર જણાવતાં જોર; હોરે;
દયા રાખે તે દૈવનો ચોર. હોરે. ૧૦:
લોભ માટે કે લાજને હીત, હોરે;
પ્રજા પીડવા દે તે પતીત. હોરે. ૧૧.
ભલે જાય પોતાનાય પ્રાણ, હોરે;
પ્રજા પાલણ કરવું પ્રમાણ. હોરે. ૧૨.
મોટો પ્રાણથી શેમાંછે માલ, હોરે;
શા હિસાબમાં નાતનો ચાલ. હોરે. ૧૩.
તોડી નાંખો હઈએ ધરિ હામ, હોરે;
રાજી થાશે તેથી શ્રીરામ. હોરે. ૧૪.
બાળપુત્રી બીચારી અનાથ, હોરે;
એનુ દુખ સુખ બાપને હાથ. હોરે. ૧૫.
નીચી અવની ઊંચો આકાશ, હોરે;
નિરાધાર બિચારી નિરાશ. હોરે. ૧૬.
આપણે જો ન દઈએ આધાર, હોરે;
કોણ એનાં આંસૂ લોનાર. હોરે. ૧૭.
નાંખે પુત્રી નિસાંસા રોજ, હોરે;
અને માબાપ માણે મોજ. હોરે. ૧૮.
એતો ધિક પડયો અવતાર, હોરે;
મારા વહાલા કરોને વિચાર. હોરે. ૧૯.
હદ વળી હવે તો પડો બહાર, હોરે;
બાંધો હિંમતનાં હથિયાર. હોરે. ૨૦.
વાંસે કોઈની ન જોશો વાટ, હોરે;
પડો રણ પરમારથ માટ. હોરે. ૨૧.
કૃષ્ણ કરશે તમારી જીત, હોરે;
ખરી માનજો વાત ખચિત. હોરે. ૨૨.
સુતા થઈ હોય સૌભાગ્ય ભ્રષ્ટ, હોરે;
કુદી પડીને મટાડો કષ્ટ. હોરે. ૨૩.
સતિ જેમ બળે પતિ જોડ, હોરે;
જીભે બોલતી જે રણછોડ. હોરે. ૨૪.

—o—

પદ ૧૦૮ મું.—દેશી ૨૮ મી.

કરતાં કાંઈ રૂડું કામ, હિંમત નવ હારો;
તો પામો શુભ પરિણામ, જો ધીરજ ધારો. ટેક.
મોટાં કારજ માથે લેતાં, અડચણ પડે અપારરે;
એમ વિચાર કરો આગળથી, પાડો મતલબ પાર. હિંમત. ૧.
સંસારી જન સામા ઉઠે, નિંદે લાખો લોકરે;
અંતે એના એજ વખાણે, કરી ફજેતી ફોક. હિંમત. ૨.
આપદકાળ પડે અણજાણ્યો, વળી વધે બહુ વેરરે;
બોલે દુર્જન બોલ નઠારા, ઝાઝૂં રાખી ઝેર. હિંમત. ૩.
જે કારજમાં સંકટ જુલમી, જશ તેમાંહિ જરૂરરે;
તે માટે તે કારજ તજિને, દોડી ન જવું દૂર. હિંમત. ૪.

જુલમ કરે જે જન તેનૂં પણ, ઇચ્છો રૂડું આપરે;
તો અંતે શુભ થશે તમારૂં, ટળશે તનના તાપ. હિંમત. ૫.
બાળક કે અજ્ઞાની બોલે, તેનો તે શો તોલરે;
હસવા લાયક હોય હમેશાં, બાળક કેરા બોલ. હિંમત. ૬.
કારજ મોટાં કરનારાએ, પોતે ખોયા પ્રાણરે;
પણ તે કારજ પાર પડ્યું તો, વળતી થયાં વખાણ. હિંમત. ૭.
માથા કરતાં જશ છે મોંઘો, જે જન લેવા જાયરે;
જશને માટે જુદ્ધ વિષે જઇ, મરદો કેઇક મરાય. હિંમત. ૮.
જેનો જશ આ જગમાં જામે, પરાક્રમી પરમાણરે;
બિજા બિચારા બહુ જીવીને, લઈ ન શકયા કાંઈ લહાણ. હિંમત. ૯.
જર ખરચે છે જશને માટે, મળવું જે મુશકેલરે;
જશને માટે જીવતર તજતાં, સર્વ ગણે છે સહેલ. હિંમત. ૧૦.
માનવિને એક દિન મરવું છે, મરણ નથી મટનારરે;
તો તેનો કાંઈ ત્રાસ ન ધરશો, શુભ કારજ કરનાર. હિંમત. ૧૧.
પર ઉપકારે પ્રાણ સમરપે, ખડો રહી તતખેવરે;
તો રૂદયામાં તેને રીઝે, આ દુનિયાનો દેવ. હિંમત. ૧૨.

---

### પદ ૧૦૯ મું.—દેશી ૧ લી.

વિપ્રે બોલ્યા વાણી, શુણજો રાણી આણી પ્રીત;
પૂર્વ જનમનાં કર્મ પ્રમાણે, રાંડે એવી રીત. ૧.
જે નારીનાં નબળાં કર્મો, તે દુખિયારી થાય;
કર્મતણી આગળ રાણીજી, કોઈનો નહિ ઉપાય. ૨.
રાણી કહે શૂણો મહારાજો, ઘાટ ન ઘડશો ઘેલો;
વિવેક રાખી વાત વિચારો, મિથ્યા હઠ આ મેલો. ૩.
બાર વરસની બાળા કેરાં, કર્મ રહ્યાં છે બેશી;
કણબી આદીકની કન્યાનાં, કર્મ ગયાં કયાં પેશી. ૪.
તે કન્યા ફરિ લગ્ન કરીને, પાંચ જણે છે પુત્ર;
મંગળ ગીત ગવાતું તેનું, શોભિછે ઘર સુત્ર. ૫.
પુત્ર ન પામો તો તમે ફરિ ફરિ, ચાર વાર પરણો છો;
વિધવા વિવાહ માટે કરમની, વાત જુઠી વરણોછો. ૬.
ઘેર પડી જાય કદિ તો શું તમે, નથી ચણાવા દેતા;
કરતાં બીજું નવું કરમનું, નામ કેમ નથી લેતા. ૭.
બકવા તજીને બાળરંડાને, ફરી પરણાવી દેજો;
એના[1] કરમમાં એમ લખેલું, વળતી એમ કહેજો. ૮.

[1] उद्योगिनं पुरूषसिंह मुपैति लक्ष्मी,
दैवेन देय मिति कापुरूषा वदंति ॥
दैवं विहाय कुरू पौरुष मात्मशक्तया,
यत्ने कृते यदि नःसिध्यति कोत्र दोष. ॥१॥

ગાય બિચારી ગમાણે બાંધી, નવ માગે ખડ પાણી;
એના ઉપર દયા ન આણે, એતો પાપી પ્રાણી. ૯.
રાજા તો સમદ્રષ્ટી રાખી, પ્રજા બધીને પાળે;
ગાંડાં ઘેલાં સબળાં નબળાં, સઉને તે સંભાળે. ૧૦.
કોઈ પિતા સંતાનની ઉપર, જુલમ કરે બહુ જ્યારે;
પરમેશ્વર પ્રીતે રાજાએ, રક્ષણ કરવું ત્યારે. ૧૧.
બાળ બિચારી બળી મરે પણ, શરમ રાખિ નવ બોલે;
તેનાં આંતરડાં બાળો છો, કિયો જુલમ તે તોલે. ૧૨.

---

### પદ ૧૧૦ મું.—દેશી ૩ જી.

નિજ તનયાનું કદિ જો તમે તો, મસ્તક છેદન કરશોજી;
કહો નૃપતિ કરવા કેમ દેશે, શિક્ષાને લાયક ઠરશોજી. ૧.
વિધવાઓ પણ છે વસ્તી અમારી, અમેજ રક્ષણ કરશુંજી;
તન મન ધનથી તે વિધવાઓનાં, સંકટ સઘળાં હરશુંજી. ૨.
રે રૂષિયો વિખવાદ થશે, આમાંથી તમ સાથ અમારેજી;
તે માટે કાંઇક અમારે નમવું, ને નમવું કાંઇક તમારેજી. ૩.
જે રાંડે વય સોળ વરસમાં, તે કરવી માંડેલીજી;
એ ઉપરાંત ઉપરની રાંડે, રાખજો તે રાંડેલીજી. ૪.
છેલું અમારૂં એટલુંજ માનો, ખાલી શિદ થાઓ ખોટીજી;
નહિ તો હું વિધવા બધિએ વશવિશ, નહીં ગણું ન્હાની મોટીજી. ૫
રાજ્ય જશે તો જાવા દેશું, પ્રાણ આપીશું પેહેલાજી;
પણ વિધવાનાં વિઘન નિવારશું, શબ્દ કહ્યા આ છેલાજી. ૬.
જે કહું છું તે સત્ય કહું છું, એમ કહ્યું સમ ખાઈજી;
રાણીની વાણી શુણિને પછી, રૂષિ ચાલ્યા રીસાઈજી. ૭.
સર્વ મળીને વિચાર કર્યો હવે, શો કરવો ઉપાયજી;
કળિજુગમાં કરવાનિ ક્રિયાતે, કૃતયુગમાં ન કરાયજી. ૮.
કઇક કહે મુનિથાએ કહ્યું તે, વિચારો તો સારો વિવેકજી;
બહુરૂષિમત ત્યાંથિ [1]જૂદા પડયા, અને ઉપજી શાખાઓ અનેકજી. ૯.
કઈક વિચાર કરી વળિ બોલ્યા, આવડા કાં અકળાઓજી;
ઇશ્વર કરશે તો સારૂં થશે સઉ, થિર મન સાંસતા થાઓજી. ૧૦.
ધમકિ ગમે તેમ દે ધરણી પતિ, છેક દયા નહિ છોડેજી;
રાજા કદી રિસ નહિ જો તજે તોય, મુનિથી શરમ નહિ તોડેજી. ૧૧.
બોલ ગમે તેમ બોલે ભલે પણ, રક્ષણ કરશે રાણીજી;
વિપ્ર વિશેપ વિચાર કરી વળી, બોલ્યા પરસ્પર વાણીજી. ૧૨.

[1] स्मृत्यर्थसारे ॥ मृतेऽन्यस्मैप्रदातव्या, मृतेसप्तपदात्पुरा ॥
पुरापुरूषसंयोगात्मृतेदद्यतिकेचन ॥१॥
मृतावदृष्टकन्यैव, पुनर्दद्येतिकेचन ॥
आगर्भधारणात्कन्या, पुनर्दद्यातचापरे ॥२॥

પદ ૧૧૧ મું.—દેશી ૮ મી.

વિપ્ર બોલ્યા પરસ્પર વાણી, નિશ્ચે મોતની પુત્રીછે રાણી;
અંતે આપણું આણશે મોત, કાંતો લૂટશે ઘરબાર સોત. ૧.
એતો કરવા બેઠી અતિ અન્યા, રાણી અસુરના કુળની છે કન્યા;
નહિ આપણું બોલ્યું પ્રમાણે, એનુ પિયરછે અધમ ઠેકાણે. ૨.
એના પેટમાં પુત્ર આળોટયો, માંટે ઉપજ્યો [1]અધર્મી એ મોટો;
હતો બાળપણાથી એવો, દિસે ઉપર થકી સાધુ જેવો. ૩.
એના દુઃખથી ગયો રાય અંગ, પુત્રે પિતૃ વચન કર્યું ભંગ;
ત્યારે શુન્ય પડી રાજગાદી, પ્રજા પીડવા લાગ્યા ચૌરાદી. ૪.
આપણે જાણ્યું જે વેન સુધરશે, કહીશું આપણે એમ કરશે;
વળી રાખશે કાંઇક વિવેક, એમ જાણિ કર્યો અભિષેક. ૫.
દુધ[2] પાંઇને ઉછેરિયો સાપ, તેમ કરવા લાગ્યો સંતાપ;
એતો આપણુને નકિ નડશે, કાંઇક રસ્તો તો કાઢવો પડશે. ૬.
પછિ પુરપતિને કહેવરાવ્યું, ભૂપે ભાખ્યું તે અમને તો ભાવ્યું;
પણ ખુશિથિ એરીતે જે પરણે, તેને પરણાવો એવે આચરણે. ૭.
જેને અંતર નવ ગમે એવું, તેને જુલમ કરી નહિ કહેવું;
એવું સાભળિને રાય હરખ્યો, ઊંડો મર્મ તો મનમાંહિ પરખ્યો. ૮.
તોય કમળાનુ સાધવા કામ, બ્રાહ્મણોને બોલાવ્યા તે ઠામ;
વેને સઉનુ વચન લીધું આવું, એવાં પરણે તો પરણાવા જાવું. ૯.
વૃશ્ચિક મિથુન રાશી વર કન્યા, એનુ લગ્ન આપો તજી અન્યા;
કહે મહાશુદિ પંચમી જ્યારે, ગોધુળીક લગન થાય ત્યારે. ૧૦.
વેને વચન તે શીશ ચડાવ્યાં, વાજાં વિવાનાં ત્યાં વજડાવ્યાં;
પછી કમળાગૌરીને કહાવી, રાણીવાસમાં લીધિ તેડાવી. ૧૧.
નવરંગિને પણ કહિ વાત, બંને રૂદયે થયાં રળિયાત;
ખર્ચિ લાખો રૂપૈયા ખચીત, વેને વીવા કર્યો રૂડી રીત. ૧૨.

સોરઠો.

શુણ રાજા ધરિ રાગ, શુકજી કહેછે સ્નેહથી;
વેન કથાનો ભાગ, નિઃસંશય નવમો થયો. ૧.

[1] स बाल एव पुरूषो, मातामह मनुव्रतः
अधर्मांशो द्भवं मृत्युं, तेना भव दधार्मिकः २९
[2] अहे रविषयः पानं, पोष कस्याप्यनर्थ भृत्
वेन प्रकृत्यैव खलः सुनिथा गर्भ संभवः ॥१०॥

## ભાગ ૧૦ મો.

પદ ૧૧૨ મું.—દેશી ૧૩ મી.

પ્રથમ ગણપતિને લાગું પાયરે,
કહું કમળાગૌરીનો વિવાય રે;
રૂડો લગ્ન દિવસ નિરધારી રે,
રાયે નગરી સરસ શણગારીરે.
મોટો મંડપ રચિયો રૂપાળો રે,
બારી બારણાં જાળિયાં વાળો રે;
શોભે સોનાના થાંભલા સારા રે,
રૂડાં ચિતરેછે ચિત્ર ચિતારા રે.
ચોખા ચીરના બાંધ્યા ચંદરવા રે,
હાંડી ટાંગીઓ ત્યાં મન હરવા રે;
ઝાઝાં ઝમરખ લઈ લટકાવ્યાં રે,
રંગે છાંટણાં શુભ છંટકાવ્યાં રે.
મેનાં પોપટ પાંજરે પઢતાં રે,
એક એકથિ કિંમતે ચઢતાં રે;
માંહિ તખ્તા માંડયા મન ગમતા રે,
શોભે સ્ફટિકમણિતણી સમતા રે.
બહુ ઉમદા ગાલીચા બિછાવ્યા રે,
મણિ જડિત્ર બાજોઠ મુકાવ્યા રે;
ઉપર સોનાના થાળ ધરાવ્યા રે,
મોંઘાં મોતીના ચોક પુરાવ્યા રે.
ભીંતે કુમકુમના છડા દીધા રે,
કયાંઇક શોભિતા સાથિયા કીધા રે;
કઇક છબિયો મંડપમાં મુકાવી રે,
જાણે ઈંદ્રપુરી થકિ આવી રે.
સોના રૂપાનાં ઝાડ શોભીતાં રે,
અતિ અદભુત દીસે ઓપીતા રે;
પશુ પક્ષી ને બીજાં રમકડાં રે,
મુકયાં મોટાં ને કઇકિ ન્હાનકડાં રે.
તરિયા તોરણ બારણે બાંધ્યાં રે,
મંગળ સૂત્ર ત્યાં સર્વત્ર સાંધ્યાં રે;
આગળ કેળોના થંભ રોપાવ્યારે,
ચોક ચોખે જળે છંટકાવ્યા રે.
મંડપ મોંઘે મોતીડે છાયો રે,
શોભે સ્વર્ગપુરીથિ સવાયો રે;
ઉપર કનકના કળશ ચડાવ્યા રે,
તેના હેમમાં હીરા જડાવ્યા રે

ફરકે ફરતી ધજા ને પતાકા રે,
તેની શેડોના બોલે સડાકા રે;
ત્યાં તો ગાંધર્વ ગાન કરેછે રે,
ત્યાં તો અપસરા નૃત્ય આદરેછે રે. ૧૦.
સારા સાજન માંડવે મળિયા રે,
બેઠા મહારથી બાહુના બળિયા રે;
ચુવા ચંદન ચરચેછે અંગે રે,
તોરા ગજરા આપે ઉછરંગે રે. ૧૧.
હઇએ હાર ગુલાબના ધારી રે,
પછી વેહેંચેછે પાન સોપારી રે;
મળી માનની મંગળ ગાવા રે,
ગોરી ચાલિયો ગણેશ વધાવા રે. ૧૨.

---

પદ ૧૧૩ મું દેશી ૨૯ થી.

સરખી સમાણી સાહેલીયો રે, જાય ગોરી ગણેશ વધાવા.
વાજંતર વાજેછે રે;
જાણી જોશીને તેડાવીયા રે, લાયક લગન લખાવા. વાજંતર. ૧.
વામા ને દક્ષિણા રાણીયો રે, સોળે સજ્યા શણગાર; વાજંતર;
મસ્તકે મોડ મોતીતણા રે, હઇએ છે નવસરા હાર. વાજંતર. ૨.
રાજા ને રાણી સજોડલે રે, તતપર થયાં તત ખેવ; વાજંતર;
ગુણનિધિ ગણપતિ પૂજીને રે, પૂજ્યા ગોત્રજ દેવ. વાજંતર. ૩.
હુવન કર્યો ઘણા હેતથી રે, શુભ રીતે કરિ ગ્રહશાંતિ; વાજંતર;
વેદ ભણે વિપ્ર વેદીયા રે, ભાગીછે સર્વેનિ ભ્રાંતિ. વાજંતર. ૪.
મંડપમાં મળિ માનની રે, કન્યાને પીઠી ચોળાય; વાજંતર;
તેલ સંચારી ન્હાવણ કર્યું રે, હઇડામાં હરખ ન માય. વાજંતર. ૫.
પીળું પાનેતર પહેરીયું રે, કાંચળી જાદર કેરિ; વાજંતર;
ચળકતો ચૂડો પહેરાવીયો રે, ઘાઘરે ઘુઘરી ઘણેરી. વાજંતર. ૬.
સોવરાવ્યાં કલ્લાં ને સાંકળાં રે, ઝાંઝરનો ઝમકાર; વાજંતર;
છલા છમિટિયાં ને વીંછીયા રે, હઇએ એકાવળહાર. વાજંતર. ૭.
બાહે બાજુબંધ બેરખા રે, કાનમાં ઝળકતિ ઝાલ; વાજંતર;
નેણમાં કાજળ સારીયાં રે, કંકુનિ આડ કપાળ. વાજંતર. ૮.
નાકમાં નથડી હિરે જડી રે, નિરખતાં વાધિયું નૂર; વાજંતર;
ચાંકને ગોફણો ચોટલે રે, સેંથે સોભાવ્યું સિંદૂર. વાજંતર. ૯.
કસ્તુરીનૂ મરદન કર્યું રે, અતર લગાવીયું અંગ; વાજંતર;
પાનબિડી ચાવે પ્રેમદા રે, હોઠ થયા નવરંગ. વાજંતર. ૧૦.
મસ્તકે મોડીયો ચુંનડી રે, પોથીએ રંગિયા પાય; વાજંતર;
પછિ વરને ન્હવરાવવા રે, જુવતી ટોળે મળિ જાય. વાજંતર. ૧૧.
ન્હવરાવી વર શણગારીઓ રે, પોશમાં શ્રીફળ પાન; વાજંતર;
મિત્રોતણી મળિ મંડળી રે, જુગતેથી જોડીછે જાન. વાજંતર. ૧૨.

---

પદ ૧૧૪ મું.—દેશી ૪ થી.

પછી જાન જોડી ભલી જુગતીએ,
મળ્યા સઉ વર રાજાના મિત્ર; જીયા વરની જાનમાં.
વરને શણગારી અશ્વે બેસારીયા,
વસ્ત્ર ભૂષણ વેષ વિચીત્ર. જીયા. ૧.
સાથે પુત્ર શાણા નગરશેઠના,
રાજ કાજના કઈ કરનાર; જીયા;
શોભા સાજનની શી હું વરણવું,
બન્યા સાબેલા કઈ સરદાર. જીયા. ૨.
કઇકિ રાજકુંવર જેવા ફૂટડા,
પેહેરી આવીઆ ઉમદા પોશાગ; જીયા;
જામા પેહેરી મારગ ચાલે મલપતા,
માથે કસબી કસુંબલ પાગ. જીયા. ૩.
ફુલના તોરા દીસે શિર લટકતા,
હઇયા ઉપર ગુલાબના હાર; જીયા;
વાજાં વાજેછે વિધવિધ રાગમાં,
રથ પાલખીનો નહિ પાર. જીયા. ૪.
રાતા હોઠ દીસે રળીઆમણા,
મુખે ચાવે તમામ તંબોળ; જીયા;
કંકુ ચાંદલા કીધા કપાળમાં,
સરખે સરખા ચાલે સજી ઓળ. જીયા. ૫.
બની જાનડી મિત્રોની અંગના,
ગીતગાયને થાય આનંદ; જીયા;
જાણે કોયલડી ટહુકા કરે,
મુખ ચળકે પુનમતણો ચંદ. જીયા. ૬.
ચૂડા ચળકતા ચતુરાના હાથમાં,
જાણે વિજળીના ચમકાર; જીયા;
વાળ્યા કેશના વાંકા અંબોડલા,
સર્વે છેલ છબીલી છે નાર. જીયા. ૭.
સામી આવી કન્યાની સાહેલીયો,
નિરખે નવરંગી વરતણું રૂપ; જીયા;
કહે લાખેણો વર પામી લાડડી,
એનુ ભાગ્ય અથાગ અનૂપ. જીયા. ૮.
ધામધૂમથી નગરી ગાજી રહી,
થયું જન સઘળાને તે જાણ; જીયા;
રસ્તે લોકના થોક જોવા મળયા,
વરનાં વિધવિધ થાય વખાણ. જીયા. ૯.
વરને માથે મનોહર મોળીયું,
સજ્યા શોભીતા શુભ શણગાર; જીયા;

હાથે હેમ કડામાં હિરા જડ્યા,
કંઠે મોતીને હેમના હાર. જીયા. ૧૦.
લીધું પાણીચું શ્રીફળ પોસમાં,
માથે મોતિનુ છોગું અમૂલ્ય; જીયા;
વર વાંકડોને વરણાગીયો,
નહીં ત્રીભુવનમાં તેહ તુલ્ય. જીયા. ૧૧.
વાટ છાંટીને કુલડાં વેરીયાં,
રાયનું આંગણું અધિક વિશાળ; જીયા;
મેહેલ રંગી કિધેલી શોભા ઘણી,
જરૂખાં દીશે ઝાક ઝમાળ. જીયા. ૧૨.
ગયા તોરણે ગાજતે વાજતે,
રાણી દક્ષિણાનો હરખ ન માય; જીયા;
સામી જઈને સામૈયું કિધું ભલું,
પછી પોંખણે વરને પોંખાય. જીયા. ૧૩.

---

પદ ૧૧૫ મું.—દેશી ૨૪ મી.

પોંખણે પોંખે રાણી દક્ષિણારે, કરતી આનંદ કલોલ;
અંતરપટ આડું ધર્યુંરે, ત્યાં તો છબીલીએ છાંટયો તંબોળ.
બાળોવર તોરણ ચડયા. ૧.
ધુંશળ મુશળ રૈવૈયોરે, ત્રાક તથા વળો તીર;
ઈંડી પીંડો ઉતારીયાંરે, મુક્યું સંપટીયું ધારો ધીર. બાળોવર. ૨.
નાક તાણીને નિચી નમીરે, ગયા મંડપ મોઝાર;
પૂજા કરી મધુપર્કથીરે, વરનો સારો કિધો સતકાર. બાળોવર.૩.
ગોત્ર પ્રવર ગુરૂએ ગણ્યાંરે, વેદનુ કરીને વિધાન;
મંડપમાં કિધું માયરૂંરે, દીધું નરપતિયે કન્યાદાન. બાળોવર. ૪.
અરધો સૂરજ જ્યારે આથમ્યોરે, અર્ધબાકી રહ્યો બહાર;
હસ્ત મેળાપન હરખથીરે, વર કંન્યાનું કીધું તે વાર. બાળોવર. ૫.
બાંહે મદન[૧] ફળ બાંધીઆંરે, મૂકી ગળે વરમાળ;
વર કન્યાના વધ્યા પ્રેમથીરે, થયાં રોમાંચ તન તેજ કાળ. બાળો.૬.
એ અવસરના આનંદનુંરે, વરણન કરી ન શકાય;
શૃંગાર રસની સીમા વળીરે, એવાં હઈઆમાં તે હરખાય. બા. ૭.
ચોરી રચી રૂડી ચોકમાંરે, હેતે કર્યો લાજાહોમ;
ચારે મંગળ ત્યાંતો વરતિયાંરે, કીધું ધ્રુવ દરશન વળી વ્યોમ. બા.૮.
સપ્તપદી કરી સર્વથારે, પ્રિય જનને રાખી પાસ;
સર્વ ક્રિયા એમ સાચવીરે, તેમાં કશિયે ન રાખી કચાશ. બા. ૯.
સામસામાં પૂરા સ્નેહથીરે, જમે જમાડે કંસાર;
મંગળ ગિત ગાય સાનતીરે, ઉભાં નિરખે ઘણાં નરનાર. બા. ૧૦.

[૧] મીંઢળ.

દેશપતિએ કન્યાદાનમાંરે, દીધું વતન ઘરબાર;
મિત્રોએ મળી કીધા ચાંદલારે, સુનીથાએ દીધા શણગાર. બા. ૧૧.
વનિતાઓ લેછે વારણાંરે, આપે સરવ આશિષ;
સંતાનનાં સુખ પામજોરે, ઓઓ જશ આપજો જગદીશ. બા. ૧૨.
ત્રિભુવનનો પતિ તમતણારે, કરજો પૂરા કોડ;
વરસ ઘણાં સુધિ વરવહુરે, તમે જીવજો જગમાં સજોડ. બાળો. ૧૩.
કન્યા તરફની કામનિયોરે, પૂરણ પામી પ્રમોદ;
હાસ્યનાં ગીત હવે ગાયછેરે, કરિ હશિ હશિ હાસ્ય વિનોદ. બા. ૧૪.

---

પદ ૧૧૬ મું.—દેશી ૩૦ મી.

છૈયા ડુંગર ડુંગર આથડયો,
છૈયા છાણાની પેઠે તું રડવડયો;
તારે જુગતે જુગતી વહુ જોઈએ,
તને કન્યા ન દીધી કોઈએ. ૧.
આજ સૂધિ રહ્યો તુંતો ટેકમાં,
તેથી પીડાયો પીડ અનેકમાં;
જ્યારે આંખ વિવેકની ઉઘડી,
હવે હિંમત તારે હઈએ ચડી. ૨.
રાજા વેને તને સમજાવિયો,
તેથી સમજણ મનમાં તું લાવિયો;
નહિ તો મમતમાં માર્યો જાત તું,
વાંઢો રૂંઢો વિપતમાં પિહાત તું. ૩.
નામ રહેશે હવે તારા બાપનું,
મેણું મટશે કુંવારાની છાપનું;
તું તો હાથે શેકી ખાતો ખાખરા,
વેહેલો વહાણામાં દળતો દાણાખરા. ૪.
બેડાં પાણીનાં તું ભરી લાવતો,
ઓશિયાળ તું સઉની ધરાવતો;
રાજા વેન તારે કરમે મળ્યો;
તેથી તરતજ તારો દહાડો વળ્યો. ૫.
હવે આવ્યો માણસની ઓળમાં,
છૈયા કાઢજે કાળ કલ્લોલમાં;
તું તો ઘેર ઘેર કન્યા માગતો,
વેવીશાળિયાને પગે લાગતો. ૬.
તું તો જણ જણને જઈ જાચતો,
તું તો પરણવા કારણ નાચતો;
તને સઉથી સરસ મળ્યું સાસરૂં,
ભાગ્ય તારૂં ઉદે તો થયું ખરૂં. ૭.

તને કન્યા કોઈ નવ પરણતી,
તને વાંઢો વાંઢો કહી વરણતી;
મારો લાડડાને તેતો ભોળવી,
એતો અમારી થાપણ ઓળવી. ૮.
તું તો ચાખડીએ ચઢી ચાલતો,
તું તો મિથ્યા મુછે વળ ઘાલતો;
તું તો ફરતો બની છેલ વાંકડો,
પણ પરણવાને થતો શંકડો. ૯.
તારી વ્યર્થ ઉમર ઘણી વહી ગઈ,
હવે સમજ્યો ત્યારેજ સફળ થઈ;
તું તો દુર્મદમાં હાલો ડોલતો,
તું તો બોલ મોટા મોટા બોલતો. ૧૦.
માથે પાઘડી વાંકી તું મૂકતો,
તુંતો પાનબિડાં ચાવી થુંકતો;
બેશી ચોકમાં ચોટલી ચોલતો,
તું તો અંગમાં અત્તર ચોળતો. ૧૧.
તું તો રાખતો રેશમી વાટવો,
ઘરમાં કશુંછિ નહીં હતો ચાટવો;
એમ ગાય કન્યા તર્ફ જે હતી,
હવે ગાયછે જાનની જુવતી. ૧૨.

---

પદ ૧૧૭ મું.—દેશી ૩૧ મી.

લાડી તુંતો ભોજાઈની હતી લુંડીજી,
લાડી તુંતો દળતી દાણા ભરી કુંડીજી;
લાડી તારે તોય ખાવાની હતી ખામીજી,
લાડી તું તો પૂરણ સંકટ પામીજી. ૧.
લાડી તું તો છાણાં વિણવા વન જાતીજી,
લાડી તું તો વનવનમાં અથડાતીજી;
લાડી તું તો ભાઇની ગુલામી કરતીજી,
લાડી તું તો ફાટ્યાં લુગડાં પેહેરી ફરતીજી. ૨.
લાડી તેં તો બાળોતીયાં ન સુધાર્યાંજી,
લાડી તને ભોજાઈએ મેણાં માર્યાંજી;
લાડી તેં તો બેઠું માથેથી કેમ છોડયુંજી,
લાડી તારૂં ભાભીએ કામ વખોડયુંજી. ૩.
લાડી તારા બાપે તને ન પરણાવીજી,
લાડી તારી માને દયા નવ આવીજી;
લાડી તારૂં ભાગ્ય ઉદે થયું જ્યારેજી,
લાડી તને સુનિથા માતા મળી ત્યારેજી. ૪.
લાડી તારા કર્મની રેખા થઈ સામીજી,
લાડી તું તો નવરંગી વર પામીજી;
લાડી તેં તો ચુડો ચળકતો પેહેર્યોજી,
લાડી તારા તનનો ફરી ગયો ચેરોજી. ૫.
લાડી તું તો કોડે જમી કંસારજી,
લાડી તારો સફળ થયો સંસારજી;
લાડી તને ભલો મળ્યો ભરથારજી,
લાડી તારા પુણ્યતણો નહિ પારજી. ૬.
લાડી તું તો હહાપણદાર ગણાઈજી,
લાડી તારી હિંમત હવે વખાણાઈજી;
લાડી તેં તો નવરંગી વર વશ કીધોજી,
લાડી તેં તો તેને વેચાતો કરી લીધોજી. ૭.
લાડી તું તો થઈ બેઠી ઘરબારવાળીજી,
લાડી તું તો સાહેબી પામો રૂપાળીજી;
લાડી તારે હાથે પગે હતો મેલજી,
લાડી તેં તો છેતરીઓ વર છેલજી. ૮.
લાડી તેં તો ઉમર અમસ્તી ગમાવીજી,
હવે તું તો માણસની ઓળમાં આવીજી;
લાડી તને ટાઢા ટુકડા ખાવા મળતાજી,
લાડી તને વેન રાજા મળ્યા વળતાજી. ૯.
લાડી તું તો પરવશ પડી હતી કેવીજી,
લાડી તું તો, હતી બંધીવાન જેવીજી;
લાડી તને સુનિથા માતાએ છોડાવીજી,
તેણે તારા પગની બેડી તોડાવિજી. ૧૦.
લાડી તું તો ગણતિ કશીમાં ન ગણાતીજી,
લાડી તું તો લહાણમાં આવી લેખાતીજી;
લાડી તને નવરંગી લડાવશે લાડજી,
પૂરો રાજા વેનનો માનજે પાડજી. ૧૧.
એવી રીતે જાનરડીઓ ગાય ગીતજી,
વર કન્યા પરણી ઉઠ્યાં રૂડી રીતજી;
શામા સઘળી બોલેછે વચન શોભીતાંજી,
આજ અમે ઈડરીઓ ધડ જીત્યાંજી. ૧૨.

---

પદ ૧૧૮ મું.—દેશી ૩૨ મી.

અમે ઈડરીઓ ધડ જીત્યાંરે, આનંદ ભલા;
વિતનાર વિતક તે વિત્યાંરે, આનંદ ભલા. ૧.
ફતે ફતેની વાણી ફેલાઇરે, આનંદ ભલા;
કષ્ટ છુટયાં કેમળાગોરી બાઈ રે, આનંદ ભલા. ૨.

અમે લંકાનો કિલ્લો લીધો રે, આનંદ ભલા;
અમે દેશમાં ડંકો દીધો રે, આનંદ ભલા. ૩.
અમે સાગરનાં નિર કળિયાં રે, આનંદ ભલા;
સામા શત્રુનાં કાળજાં બળિયાં રે, આનંદ ભલા. ૪.
અમે મેરૂ ડુંગરને માપ્યો રે, આનંદ ભલા;
અમે જશનો પાયો થિર થાપ્યો રે, આનંદ ભલા. ૫.
ભારે લશકરમાં ભેળ પાડી રે, આનંદ ભલા;
શેષ નાગની દાંઢ ઉખાડી રે, આનંદ ભલા. ૬.
અમે દુર્જનનાં મુખ દાટયાં રે, આનંદ ભલા;
હવે વેરીનાં હઈડાં ફાટયાં રે, આનંદ ભલા. ૭.
આજ મનના મનોરથ ફળિયા રે, આનંદ ભલા;
આજ ઈશ્વર અઢળક ઢળિયા રે, આનંદ ભલા. ૮.
આજ મોતીડે મેહુલા વુઠયા રે, આનંદ ભલા;
આજ ત્રિભુવનનો ધણી તુઠયા રે, આનંદ ભલા. ૯.
આજ જય જયકાર જણાયો રે, આનંદ ભલા;
આજ ઉત્તમ દહાડો ગણાયો રે, આનંદ ભલા. ૧૦.
હવે સર્વેના સંશય ટળિયા રે, આનંદ ભલા;
વેહેમી લોકના ઠાટિયા ગળિયા રે, આનંદ ભલા. ૧૧.
અમે જાણ્યું વેન રાજા જુઠા રે, આનંદ ભલા;
એતો અષ્ટ મંગળ કરિ ઉઠયા રે, આનંદ ભલા. ૧૨.

---

### પદ ૧૧૯ મું.—દેશી ૩૩ મી.

પરણિ ઉઠયા પછી વરવહુ, ગોત્રજ પૂજેછે પ્રીતેરે;
એકી બેકી રમ્યાં બે જણાં, લાડડી જીતીછે રીતેરે. ૧.
વૃધ જનોને ને વિપ્રોને, પરણામ નમિ નમી કીધારે;
આશિરવાદ એઓતણા, લાયક ધારીને લીધારે. ૨.
સુનિથા માતાને સ્નેહે નમ્યાં, આશિષ દીધી છે એણેરે;
અખંડ સુહાગણ તું થજે, વળિ બહુ જશ લેજે વેણેરે. ૩.
વિપ્રોને આપીયાં વિધવિધે, દિલ ધરિ દક્ષિણા દાનરે;
ગાનારિયોને તો ઘરચોળાં, બીજાંને ફોફળ પાનરે. ૪.
પછિ વર પોતાના મિત્રોને, ભાવથિ ભેટી ને મળિયારે;
જયજયકારના શબ્દ ત્યાં, વિશ્વ વિષે વ્યાપી વળિયારે. ૫.
હરખની વાત હું શી કહું, આનંદ ઉભરાયો જાયરે;
રૂડી ઘડી રળિયામણી, લાયક લેખે લેખાયરે. ૬.
જાણે મહા નવેનિધ મળિ, વરવહુ હરખીયાં એવાંરે;
પુન્ય પુરવનાં ઉદે થયાં, કોઈ સમે કોધેલાં કેવાંરે. ૭.
એક બિજાનાં અંતર મળ્યાં, જેમ મળે નીરમાં નીરરે;
બંને પરસ્પર એમ કહે, તું મારા હઈઆનું હીરરે. ૮.
પંચની સાક્ષિએ પરણીને, બંધાણાં બોલીને બોલરે;
વિશ્વપતિ વચે આણીને, કર ઝાલી કીધો છે કોલરે. ૯.
વેદ વચન વિધિએ કરી, અગ્નિની દીધી છે આણરે;
તલભર નહિ તરછોડીએ, બાંધીયા પ્રાણથી પ્રાણરે. ૧૦.
સુખ દુખ ને ઘર સંપત્તિ, આપણી જાણીશું એકરે;
ઈશ્વર એમાં જમાન છે, છોડીએ જો ક્યારે છેકરે. ૧૧.
આવરદાની અવધ સુધી, આપણે જાણવું આમરે;
જો પ્રતિજ્ઞા નહિ પાળિયેં, નરકમાં નહિ મળે ઠામરે. ૧૨.
એમ નારી નરને નમી રહી, નર રહ્યો નારીને નમતોરે રે;
રાયે પછી રૂડી રીતથી, ગોરવ નોંતર્યો ગમતોરે. ૧૩.

---

### પદ ૧૨૦ મું.—દેશી ૩૪ મી.

રાયે પછી રૂડી રીતથી, ગોરવ નોંતર્યોરે;
મળ્યા જમવાને વરના મિત્ર, ઠરાવ એવો ઠર્યોરે. ૧.
દીવીએ હારદોર, દીવા અજવાળીયારે;
થિર થાપવા કંચન થાળ, ત્યાં બાજોઠ ઢાળિયારે. ૨.
ઢીંચણિયાં ઢગ મૂકીયાં, પંગતે પાટલારે;
જાણ જમનારનાં ગણી નામ, જે આવિયા આટલારે. ૩.
પહેર્યાં પિતાંબર અંગ, દુસાલા ઓઢિયારે;
બેશિ પંગતમાં પકવાન, જમે સઉ જોડીયારે. ૪.
લાડુ જલેબિ મેસૂબ, ખાજાં અને ખૂરમારે;
પેંડા બરફી અને દુધપાક, ચોળેલાં ચૂરમારે. ૫.
સૂતર ફેણી ને સેવ, ગગનને ગાંઠિયારે;
કરે જમતાં હાસ્ય કલોલ, લગારેક લાંઠિયારે. ૬.
અળવિ રતાળુનાં ભજીયાં, ભલાં ભાત ભાતનાંરે;
કર્યાં સ્વાદ ભરેલાં શાક, જુદી જુદિ જાતનાંરે. ૭.
કોળાં કારેલાં કંકોડાં, વંતાક વધારિયાંરે;
રચ્યાં રાઈતાં રૂડી રીત તે, સરસ સુધારિયાંરે. ૮.
ચટણિ અથાણાં અનેક, કર્યાં જુગતે કરીરે;
જાણે પાપડ પૂનમચંદ, કિધી ભલી કાચરીરે. ૯.
મુખમાં રહેજ મિઠાશ, બિરંજ એવો બન્યોરે;
રૂડો ગોરવ ગાવા જોગ્ય કે, નૌતમ નીપન્યોરે. ૧૦.
લવિંગ સોપારિ ઈલાઈચી, ને પડા પાનનારે;
એવો વળતી કરે મુખવાસ, જણાં સઉ જાનનાંરે. ૧૧.
ઉઠયાં જમીને એમ, બહૂ તૃપતાં બણિરે;
કરી રાજાએ રૂડી રીત, પછી પહેરામણીરે. ૧૨.

પદ ૧૨૧ મું.—દેશી ૩૫ મી.

પછી જાનને પહેરામણી કીધીજીરે,
રાયે ક્રોડગણી કીરતી લીધી. દિઠો દિલદરિયોજીરે. ૧.
વરને હેમ કડાં દીધાં હાથેજીરે,
મોટું મંદિલ બંધાવિયું માથે. દિઠો. ૨.
મોંઘાં મણિયોની માળા ધરાવીજીરે,
દીધાં કનકનાં સાંકળાં કરાવી. દિઠો. ૩.
જામો જરકશીનો પહેરાવ્યોજીરે,
ઉપર શાલનો જોડો શોભાવ્યો. દિઠો. ૪.
દીધા કન્યાને કનકના ભંડારજીરે.
હાથી ઘોડા ગાય ભેંશો અપાર. દિઠો. ૫.
ઘણા રથ આપ્યા ઘુઘરિયાળાજીરે,
આપી પેટિયો પટારા રૂપાળા. દિઠો. ૬.
દાસ દાસિયો દિધાં દસ બારજીરે,
આપ્યા શોભિતા સરસ શણગાર. દિઠો. ૭.
સર્વે જાનૈયાને દીધા સિરપાવજીરે,
બન્યો જોવા જેવો બેશ બનાવ. દિઠો. ૮.
જાનરડીઓને જરિયાનની સાડીજીરે,
આપી આપીને આનંદ પમાડી. દિઠો. ૯.
વળતિ રત્નાં કુળ ગોર ગોરાણીજીરે,
એને આપ્યાં આભૂષણ આણી. દિઠો. ૧૦.
સઉને કંકુના હાથા દીધાજીરે,
રંગ કેસરના છંટકાવ કીધા. દિઠો. ૧૧.
રંગ છાંટિને રૂદે રીઝયો રાયજીરે,
વળતિ જાનને કીધે વિદાય. દિઠો. ૧૨.

---

પદ ૧૨૨ મું.—દેશી ૩૬ મી.

કન્યા કમળાગૌરી આપે ચાલો સાસરેરે,
કહે સુનિથા માતા પુરો જણાવી પ્યાર, મારી દિલની વહાલી દીકરીરે;
દિકરી લાડે કોડે મેં તને લડાવી નાહિરે,
દિકરી ચાલી તું તો રહિને દહાડા ચાર, મારી. ૧.
દિકરી સ્વામીની સેવા તું કરજે સર્વદારે,
દિકરી પતિને તુ ગણજે તારો પ્રાણ, મારી;
દિકરી પોતાનોતુ ધર્મ પ્રીતે પાળજેરે,
દિકરી તેથિ તારૂં કરશે હરિ કલ્યાણ, મારી. ૨.
દિકરી જે જોઈએ તે જરૂર મગાવજેરે,
દિકરી હવે કદી તુ થઈશ નહીં હેરાન, મારી;
દિકરી તારાં આંસૂ તે તો મારૂં લોહી છેરે,
દિકરી તન મન ધન મેં કર્યાં તને કુરબાન, મારી. ૩.
દિકરી સ્વામીની આજ્ઞા લઈ મળવા આવજેરે,
દિકરી ઘડીએ નહિ તો જઈશ નહીં પરઘેર, મારી;
દિકરી સર્વેનું બોલ્યું તું સાંખી રાખજેરે,
દિકરી કોઈના ઉપર કદી ન રાખીશ ઝેર, મારી. ૪.
દિકરી કપટી લોકો બોલે ત્યાં નવ બેશીએરે,
દિકરી સુણતાં ઉપજે મનમાં મોટું શૂળ, મારી;
દિકરી સ્વામીનો તું સ્નેહ સદા વધારજેરે,
દિકરી તે છે તારા સર્વે સુખનૂ મૂળ, મારી. ૫.
દિકરી સદગુણ લેવા શાસ્ત્ર સારાં શીખજેરે,
દિકરી આળસ છાંડી કરજે તું અભ્યાસ, મારી;
દિકરી દુષ્ટ જનોથી દૂરજ રહિએ દેખીનેરે,
દિકરી વિષધરનો જેમ કરિયે નહિ વિશ્વાસ, મારી. ૬.
દિકરી મંત્ર તંત્ર જંત્ર જૂઠા જાણજેરે,
દિકરી એ તો સર્વે ધૂતારાના ઢંગ, મારી;
દિકરી ઈશ્વિરનું ધારેલું એકજ નીપજે રે,
દિકરી ભ્રમણાથી તો થાય ધરમનો ભંગ, મારી. ૭.
દિકરી દિલમાં દયા સૌની ઉપર આણીએ રે,
દિકરી પરઉપકારી કરિયે રૂડાં કામ, મારી;
દિકરી વૃદ્ધ મનુષની મરજાદા નવ મેલીએ રે,
દિકરી લાજ તજીને લઈએ નહિ કોઈ દામ, મારી. ૮.
દિકરી ગંભિરતાનો ગુણ હ્રદેમાં રાખીએ રે,
દિકરી વહાલામાંહી કરિયે નહિ વીરોધ, મારી;
દિકરી સર્વેનું બોલ્યું સાચું નવ માનીએ રે,
દિકરી અસત્ય સત્યનો સદાય કરીએ શોધ, મારી. ૯.
દિકરી સંસારનાં સુખ છે સર્વે સંપમાં રે,
દિકરી કુસંપ તે તો કષ્ટતણા કોઠાર, મારી;
દિકરી તુંકારો તો કદી ન કરિયે કોઈને રે,
દિકરી અદબ તજીને કરીએ નહિ ઉચ્ચાર, મારી. ૧૦.
દિકરી વસ્ત્ર ને વાસણ સ્વચ્છ રાખીએ રે,
દિકરી સર્વે ચીજો જોઈને કરિયે સોજ, મારી;
દિકરી આનંદમાં અવસર સગળો ગાળીએરે,
દિકરી રીસ કરી નવ રહીએ કોઈ રોજ, મારી. ૧૧.
એવી શીખામણ દઈને કમળાને સૂનીથાએરે,
ચુંબન લઈને ચાંપી સ્નેહે છાતી સાથ, મારી;
પડયાં પાંપણેથી આંસુ પૂરા પ્રેમનાં રે,
માથે દીકરીને માથે મૂક્યો હાથ, મારી. ૧૨.

---

પદ ૧૨૩ મું.—દેશી ૩૭ મી.

કુંદનપુર વીવા રચ્યો.—એ રાગ.

વેને પછી મિઠાં વચનથી, પરિપૂર્ણ જણાવ્યો પ્યાર;
બેહેન મેં સેવા બની નહીં, તારા લાયક કાંઈ લગાર. ૧.
આશિષ દીધી દીલ ઉલટથી, ભાઈ ભોગવજે ભલું રાજ;
મુજ સરખી મહા દુખણીઓનાં, કરજે આવાં શુભ કાજ. ૨.
વેને વચન વળી આપીયું, મનમાંહિ સમજીને મર્મ;
સંકટ ટાળિશ સર્વનાં, જાણી ધરણિપતીનો ધર્મ. ૩.
દક્ષિણા ને વામા રાણીઓ, હેતે મળ્યાં ગ્રહીને હાથ;
સર્વ સાહેલીઓને મળી, બેઠી શુભ રથમાં વર સાથ. ૪.
નરપતિયે નવરંગોને, દીધાં ભાવ ભરેલાં કહેણ;
એ અવસરે અન્યો અન્યનાં, દીઠાં નેહે ભીંજેલાં નેણ. ૫.
પઈ સૌંચ્યાં રૂડી પેરથી, સાથે સેના સજી ચતુરંગ;
ગાજતે વાજતે પહોચાડીયાં, દેખી લોક થયા દિલ દંગ. ૬.
પ્રિયજનની સ્ત્રીયે પોંખિયાં, પૂજ્યાં ગણપતિ ગોત્રજ દેવ;
કાંકણ દોરા છોડીયા, તાજાં ભોજન જમ્યાં તતખેવ. ૭.
આનંદમાં અહોનિશ રહે, ધર્મ કર્મ કરે ધરિ નેમ;
સંસારનાં સુખ ભોગવે, જાણે ઇંદ્ર ઇંદ્રાણી જેમ. ૮.
દિવસે દિવસે વધતો દિસે, નર નારીનો સંપ સનેહ;
કોટિ ગણી કાંતી વધી, દીસે દિવ્ય બંનેના દેહ. ૯.
કષ્ટના કુંડથી કાઢિને, મેલ્યાં સુખ સાગરમોઝાર;
કહો પછી એથી કિયો, મોટો પુન્યનો કહિએ પ્રકાર. ૧૦.
દયાળુનાં દેખી દીલ ઠર્યાં, કરે નિંદા તો નિરદય લોક;
અણસમજૂ અઘટિત કહે, તેનો કશો હરખ કે શોક. ૧૧.
કવિતામાં કમળાગૌરીનો, વિવા વરણવિ કીધો પ્રકાશ;
ગાય શિખે ને સાંભળે, તેનો વૈકુંઠમાંહિ નિવાસ. ૧૨.
શુકજી કહે નૃપ સાંભળો, સ્નેહ અંતરે આણિ અથાગ;
વરણન વેનચરિત્રનું, ભાખ્યો તેનો આ દશમો ભાગ. ૧૩.

---

## ભાગ ૧૧ ઓ.

પદ ૧૨૪ મું.—દેશી ૮ મી.

કમળા ગૌરિનો વિવાહ કીધો, સુનિથાએ સારો જશ લીધો;
વળતિ મનમાંહિ વાત વિચારી, બીજી બાળરંડાઓ બિચારી. ૧.
દાઝતી હશે એવેજ દુઃખે, માટે સર્વેને નાંખવી સૂખે;
પણ અણસમજુ આડા થાય, એનો શો કરવો ઉપાય. ૨.
એવા ઊંડા વિચારમાં પેઠી, કપોળે કરધારીને બેઠી;
એટલામાં ઉરમાંહિ ઉમંગી, રાણીપાસ આવ્યો નવરંગી. ૩.
દિલગિરિનુ કારણ દિલ જાણી, વિપ્ર બોલ્યો વિચારીને વાણી;
માતા માનો જો મારી સલાહ, સર્વે વિધવાઓ કરશે વિવાહ. ૪.
પ્રજા હજી એમ જાણેછે પંડે, વિધવા વરનારને રાય દંડે;
આતો રાયે વિવાહ આદરિયો, માટે માફ ગુનો એનો કરિયો. ૫.
બીજી કોઈ કરે એવું કામ, ધરી ગર્ધવે ફેરવે ગામ;
તેથિ વિધવા કોઈ નથિ વરતી, રહેછે રાજાના દંડથી ડરતી. ૬.
માટે આપની મરજી પ્રમાણે, કરો જગત બધામાંહી જાણ;
વિધવા વરવાનિછે હવે છૂટી, નહિ કેદમાં ઘાલિયે કુટી. ૭.
લખી પત્ર ચોડો ઠામો ઠામ, સદ્ય સિદ્ધ થશે ધાર્યું કામ;
સગા વહાલાની નવ રહે બીક, એવો ઠાઠ ઠરાવવો ઠીક. ૮.
વિધવાઓ પાડ માનિ લેશે, કઈક કુંવારા આશિષ દેશે;
એતો છે પરમારથ મોટો, બોદી નાંખો જુનો ચાલ ખોટો. ૯.
બહુ સુખિ થશે અબળા નાર, તેથી રાજી જગત કરતાર;
રાણી કહે ઠીક રસ્તો બતાવ્યો, પછિ વેનનને પાસે બોલાવ્યો. ૧૦.
અતિ કરૂણા અંતર ઉપજાવી, સર્વે વાત કહી સમજાવી;
વિધવાને સ્વતંત્રતા દેવી, કદી શિક્ષા ન કરવીજ એવી. ૧૧.
કરો જગતમાં જાહેરનામું, ત્યારે પૂરો હું સંતોષ પામું;
વેને માતાનો માન્યો વિચાર, જાહેરનામાં ચોડયાં ઠારોઠાર. ૧૨.

---

પદ ૧૨૫ મું.—દેશી ૨ જી.

વેને કર્યો નવો ધારો, વેને કર્યો નવો ધારો;
વિધવા દુખ હરનારો, વેને કર્યો નવો ધારો. ટેક.
આજ સુધી ઉત્તમ જાતીની, વિધવા નહીં વરાતી;
દ્વિજાતિ વિધવા લગ્ન કરે તો, તેને શિક્ષા થાતિ. વેને. ૧.
ખરવાહન કરી શેહેર ફેરવી, દેશપાર કરી દેતા;
કાન નાક કાપીને કાંતો. મિલકત લૂંટી લેતા. વેને. ૨.
વિધવાના વરને પણ પકડી, બંધીખાને ધરતા;
તેથી પુરૂષો વિધવા સાથે, સ્નેહ કર્યાથી ડરતા. વેને. ૩.
સગા મળી એવી વિધવાને, શસ્ત્રવડે સંહારે;
પુરપતિ તેને કશું ન પૂછે, એછે રિત અત્યારે. વેને. ૪.
આજ થકી એ ધારો તોડી, નવો કર્યો છે ધારો;
વિધવા લગ્ન કરે તેને; હવે કોઈ નહીં કહેનારો. વેને. ૫.
મરજી આવે તેને પરણી, ચૂડો પેહેરી લેશે;
બાપતણા કે સસરાના, ઘર સામું ઘર લઈ રહેશે[૧]. વેને. ૬.
પણ તેને જો કોઈ ટુંકારો, કરશે રાખી ખાર;
તો તેવી અબળાને, કરશે સહાયતા સરકાર. વેને. ૭.

---

૧ હાલમાં એક ટોળકિયા ઔદીચની રાંડેલી દીકરી, પુનર્લગ્ન કરીને બાપના ઘર સામું ઘર લઇને રહીછે, અને સરકારે તેના બાપના જમાન લીધાછે કે અદેખાઈ કરવી નહીં.

પછિ વિપ્રો પસ્તાયા પોતે; નાત તૂટવા લાગી;
લેખ જુના ફેરવવા લાગ્યા, આળસમાંથી જાગી. મનનો. ૧.
પુત્ર વિનાની ફરી પરણાવો, પુરપતિએ હઠ લીધો;
નિયોગ નામે ચાલ નહારો, કબૂલ વિપ્રે કીધો. મનનો. ૨.
જાર કરમ લીયર સાથે કરિ, વિધવા રાખે વંશ;
એમ કિધે નહિ થાય અમારા, સ્માર્ત ધરમનો ધ્વંશ. મનનો. ૩.
હઠિલા માણસ હઠ નવ મૂકે, સંકટ શિરપર લાવે;
જેમ જગાત પડે દેવી તો, માલ બધો સળગાવે. મનનો. ૪.
કઇકે ધારો એમ લખ્યો જે, આ અવસરમાં થાય;
પણ ફરિથી વિધવાનાં લગનો, કળિજુગમાં ન કરાય. મનનો. ૫.
જેમ જેમ હુકમ ન માન્યો વિપ્રે, રાજાને થયો રોષ;
વેદ ધરમપર વિવિધ પ્રકારે, દેવા લાગ્યો દોષ. મનનો. ૬.
દ્વિજ ઉપરથી આસ્તા ઉઠી, નાસ્તિક નિપજયો રાય;
અંતરમાં અભિમાન થયું જે, હુંજ કરૂં તેમ થાય. મનનો. ૭.
હોમ[1] હવનને બ્રાહ્મણ ભોજન, બંધ કર્યાં બળવંતે;
મહિપતિને પછિ માઠું ઉપજ્યું, એમાંથિ ફળ અંતે. મનનો. ૮.
વિપ્રોને બહુ વસમું લાગ્યું, આકું ઉપજ્યું ઝેર;
વસુધાપતિને વિપ્રો સાથે, વડું વસાયું વેર. મનનો. ૯.
સઉ વિપ્રોએ સંપ કરીને, વળતી મંત્ર વિચાર્યો;
અતિ ક્રોધે હુંકાર કરીને, વેન નૃપતિને માર્યો[2]. મનનો. ૧૦.
મુનિથા શોકાતુર થઇને, રજની દિન રોવા લાગી;
દક્ષિણા વામા દિલગિર થઇને, છાતી નાંખે ભાગી. મનનો. ૧૧.
બહુ દિન સુધી શોક તજે નહિ, કુટે કરે કલ્પાંત;
નવરંગીએ મુનિથાને પછિ, કહ્યુ જઇ એકાંત. મનનો. ૧૨.

---

પદ ૧૨૯ મું.—દેશી ૯ મી.

માનવિયો મરનારને નવ રોશો રે,
રોયે લાભ નથી લવલેશ, ખાલી આંખ ખોશોરે;
ધીરજ મનમાંહી ધારજો, નવ;
હઇયું કૂટિને રોતાં હમેશ, ખાલી. ૧.
નરનુ ધાર્યુંતો નથી થતું, નવ;
એક ધાર્યું ધણીનું થાય, ખાલી;
સગળું બને તેતો સાંખજો, નવ;
એનો એકે નથીરે ઉપાય, ખાલી. ૨.
જન મળીઆં જશે જેટલાં, નવ;
નથી સાથે સઉ સોંડનાર, ખાલી;
એકે આવ્યાંને એકે જેવું, નવ;
નહાનાં મોટાંનો નહિ નિરધાર, ખાલી. ૩.
જનમ્યાં તે સઉ મરી જાયછે, નવ;
નથી એમાં કશીરે નવાઇ, ખાલી;
કાળજું બાળી ન કુટશો, નવ;
ભેળાં થઇને ન કરશો ભવાઇ, ખાલી. ૪.
જયાં જયાં ગમે ત્યાં તમે જુઓ, નવ;
બહુ એવા બનાવ બનેલ, ખાલી;
પુત્ર મુઆ કઇક પરણીને, નવ;
ગુણવંતા ભણેલ ગણેલ, ખાલી. ૫.
મેલી બાળક એક માસનુ, નવ;
કઇક માતાઓ પામીછે મરણ, ખાલી;
તે જોઇ દુઃખ તમે તજો, નવ;
સ્મરો ઇશ્વિર અશરણ શરણ, ખાલી. ૬.
રામ જેવા ગયા રાજવી, નવ;
ગઇ સીતા સમી સતિ નાર, ખાલી;
કુંવર ગયા શ્રીકૃષ્ણના, નવ;
સ્થિર કોઇ ન ઠર્યું આ ઠાર, ખાલી. ૭.
ઇંદ્રપુરીઓ ઉજડ થઇ, નવ;
પાકી પૃથવીઓ પામી વિનાશ, ખાલી;
અગણિત પેઢિ ગઇ આપણી, નવ;
નથી આપણે રેહેવાનિ આશ, ખાલી. ૮.
કેને સંભારીએ કાળજે, નવ;
વળી કેની વિસારીએ વાત, ખાલી;

---

[1] नयष्टव्यंनदातव्यं नहोतव्यं द्विजाःक्वचित्
इतिन्यवारयद्धर्मं भेरीघोषेणसर्वशः ॥ ६ ॥

[2] इथ्य व्यवसिताहंतु मृषयो रूढमन्यवः ॥ निजघ्नुर्हुंकृतैर्वेनं हत मच्युत निंदया ॥ ३४ ॥ આ શ્લોકમાં એવું કહ્યું કે, તે વિષ્ણુની નિંદા કરતો તેથીજ માર્યો ગયો.

આજના લોકો, હોયતો પ્રતીપક્ષી ઉપર અનેક જુઠાં તોમત મૂકે; પણ ભાગવતમાં વેન ઉપર ચોરીનું, વ્યભિચારનુ, લાંચનું, ખુનનુ, કે ગેરઇનસાફ કર્યાનું તોમત મુકયું નથી. યજ્ઞ ધર્મ બંધ કર્યો માટે અધર્મી લખ્યો. અને એટલું લખ્યું કે, જ્યારે વેન બાળઅવસ્થામાં હતો ત્યારે શ્લોકઃ॥ आक्रीडे क्रीडतो बालान् वयस्या नति दारुणः॥ प्रसह्य निरनुक्रोशः पशु मार ममारयत् ॥ ४१ ॥ રમતમાં રમતાં બરાબરીના છોકરાને જોરથી તે નિર્દય, જેમ પશુને માર મારે તેમ મારતો હતો. તેના રાજ્યમાં ચોરી થઇ શકતી નહોતી. અને તેના મુઆ પછી, પ્રજાને ચોર લોકોએ હેરાન કરી. એવી રીતે તેના રાજ્યના બંદોબસ્ત વિષે તો તારીફ લખી છે.

જન્મ મરણ નદી જળ સદા, નવ;
રહે ચાલતું દિવસ ને રાત, ખાલી. ૯.
હિંમત ધારો હૈયા વિષે, નવ;
આપો બીજાંને ધીરજ એમ, ખાલી.
રડતાં દેખિને બીજાં રૂએ, નવ;
માટે કરિયે એવું કદિ કેમ, ખાલી. ૧૦.
વીતી તે વાત વિસારજો, નવ;
નહિતો પામશો પીડા પંડ, ખાલી.
રાખે હરી તેમ તો રહો, નવ;
એમાં આનંદ પામો અખંડ, ખાલી. ૧૧.
અજ્ઞાનીની પેઠે આરડી, નવ;
તજો રોવાતણી તુચ્છ ટેવ, ખાલી.
રામ કરે તે રૂડું ગણો, નવ;
ભજો દલપતરામનો દેવ, ખાલી. ૧૨.

દોહરો.

મુનિથાને સમજાવિને, ગયો રાણિયો પાસ;
ત્યાં જઇને ઉપદેશનાં, કથનો કર્યાં પ્રકાશ. ૧.

---

પદ ૧૩૦ મું.—દેશી ૩૮ મી.

કુટી કુટીને કાયા દુખશેરે, થશે રગમાંહી રોગ;
દયા ન ઉપજે દેવને, હાંરે શીદ રાખોછો શોગ.
સેજે થનારૂં તે થશે. ૧.
સગાં સંબંધિ સરવે મળીરે, શાને કરોછો સોર;
કાળની આગળ કોઈનું, હાંરે જરી ચાલે ન જોર. સેજે. ૨.
જનમ્યો તે દિવસથી જાણવીરે, માથે મરવાની લાહ્ય;
ઘડિએ વધે કે ઘટે નહિ, હાંરે કરે કોટી ઉપાય. સેજે. ૩.
મોટા મોટા એ મરી ગયા રે, ભીમ અર્જુન આદિ;
કોઇએ હમેશાં રહ્યા નહિ, હાંરે એવી રીતી અનાદિ. સેજે. ૪.
નહાનાં મોટાંનુ નકી નહિરે, મરે માસે છ માસ;
ગર્ભ ગળેછે ગોરીતણા, હાંરે કોઈ વર્ષે વિનાશ. સેજે. ૫.
નથી એ વાત નવાઈનીરે, રોજની છે એ રીત;
સેથી શોકાતુર શું થવું, હાંરે નેણે નિર્ખોછો નિત્ય. સેજે. ૬.
જુઓ કોઈ જાતના જીવડારે, જીવે એકજ જામ;[1]
એવાજ છૈએ આપણે, હાંરે તુલ્ય પ્રાણી તમામ. સેજે. ૭.
વિચાર આપ્યો વિશેષછે રે, જેણે માણસ જાત;
રહેવું તેની રૂચિ ઉપરે, હાંરે વધતી કરવી ન વાત. સેજે.૮.
કર્ત્તારને ગમે તે કરેરે, તેમાં રાખે જે રીસ;
શત્રુ તે સર્જનહારનો, હાંરે એને કોપેછે ઈશ. સેજે. ૯.
પડે ખરીને જેમ પાનડાંરે, નવાં આવે નિદાન;
તેમ આ લોકો તમામછે, હાંરે એનું કશું અભિમાન. સેજે.૧૦.
લાખો કરોડો વર્ષ વહિ ગયાંરે, ચાલ્યો આવેછે ચાલ;
બહુ ઉપજ્યાને બહુ ખપ્યા, હાંરે એવો ખોટોછે ખ્યાલ. સેજે. ૧૧
ખોટામાંથી ખરૂં ખોળજોરે, જનો કરિને જતન;
દલપતરામના દેવનું, હાંરે ભાવે કરજો ભજન. સેજે. ૧૨.

---

દોહરા.

એમ શિખામણ દઈ ગયો, નવરંગી નિજ ઘેર;
વેનતણા દરબારની, પછિથી શી થઈ પેર. ૧.
જે વિપ્રો એ વેનને, દીધું મૃત્યૂ દાન;
વેન અંગનાને વળી, ઉપજાવ્યાં સંતાન. ૨.

---

પદ ૧૩૧ મું.—દેશી ૮ મી.

વામા[1] અંગનો સુત ઉપજાવ્યો, તેનુ નામ નિષાદ ઠરાવ્યો;
[2]વળી અર્ચિ એ નામે સુતાજ, દક્ષિણાંગનો સુત પૃથુરાજ. ૧.
ગાદી વારસ કુંવર નિષાદ, મોટી વયનો થયો ત્યાર બાદ;
તેણે જાણ્યું વેન વૃત્તાંત, રાખ્યો વેનનો મનમાં મતાંત. ૨.
ધાર્યું બાપનુ વાળવા વેર, ઝાઝૂં વિપ્રો ઉપર ધર્યું ઝેર;
વેદ ધર્મમાં વૃત્તિ ન રાખે, ભાષા મુખથી ભયંકર ભાખે. ૩.
કહે ઠિલવું જો મારિએ એક, જમે પાછળ ઠિલવાં અનેક;
મળે આપણને પુણ્ય એમાં, શેનુ પાપ કહો ભાઈ તેમાં. ૪.
અભિષેક થયાથકિ પેહેલો, વિપ્રે જાણ્યું જે મનનો છે મેલો;
પૃથુરાજ મળ્યો વિપ્ર સંગે, અવનીશ થવાને ઉમંગે. ૫.
સમજાવ્યા બધા સરદારો, મોટી મેળવી ફોજ હજારો;
તાક્યા એકદમ કરવા તગાદો, જાણી વાત નાઠો રાયજાદો. ૬.
પહાડી લોક વિષે જઈ પેઠો, બહુ ફોજ જમાવીને બેઠો;
પૃથુરાજ સાથે જુદ્ધ કરવા, આવ્યો ધરણીપતીપણું ધરવા. ૭.

---

[1] પ્હોર.

[1] विनिश्चित्यैवमृषयो, विपन्नस्यमहीपतेः ॥
ममंथुरूरुंतरसातत्रासीद्‍बाहुकोनरः ॥ ४२ ॥
निषिदेत्यब्रुवंस्तं, सनिषादस्ततोऽभवत् ॥

[2] यमंगाद्वेपुः कुपिता, वाग्वज्रामुनयः किल ॥
गतासोस्तस्यभूपस्ते ममंथुर्दक्षिणंकरं ॥ १९ ॥
अयंतुप्रथमोराज्ञां पुमान्प्रथयितायशः ॥
पृथुर्नाममहाराजोभविष्यतिपृथुश्रवाः ॥ ४ ॥
इयंचसुदती देवी गुणभूषणभूषणा ॥
अर्चिर्नामवरारोहा, पृथुमेवावरुंधती ॥ ९ ॥

સજી સેના પછી પૃથુરાજે, નીકળ્યો જુદ્ધ કરવાને કાજે;
બંને તરફથી થઈ ત્યાં ચઢાઈ, લખવા જેવિ કીધી લડાઈ. ૮.
જુદ્ધમાંહિ મહારથી મળિયા, કોઈથી નવ જાય તે કળિયા;
સજ્યાં બખતર પાખર ટોપ, કરે એક બીજા પર કોપ. ૯.
અસ્ત્ર શસ્ત્ર અનેક પ્રકાર, હાથી ઘોડાતણી ઘણી હાર;
વીર રસનાં વાગે રણતુર, સુણી શૂરાને ઉપજે શૂર. ૧૦.
મહા નોબતના પડે ડંકા, મુછો મરડે વડા વીર વંકા;
હરખે અંતરમાં આણિ ગર્વ, જાણે પામ્યા ઉજાણિનુ પર્વ. ૧૧.
કઈકિ અસ્વાર ને કંઈકિ પાળા, ધરે પગ ત્યાં તો ધમકે રસાળા;
પૃથુરાજે ધર્યું શિર છત્ર, ફોજ ફેલાઈ ગઈ સરવત્ર. ૧૨.

---

પદ ૧૩૨ મું.—દેશી ૨૫ મી.

યુદ્ધનાં પકડી આયુધ યોદ્ધા મળ્યા,
ક્ષત્રિ રણક્ષેત્રમાં રાણિ જાયા;
પુત્ર પ્રમદાતણો પ્યાર મૂકી પડ્યો,
કીધિ લડવાને કુરબાન કાયા. ટેક.
કઈકિ તો પરણીને તરત ઉઠયા હતા,
મીંઢળો હાથથી પણ ન છોડયાં;
કેસરી રંગ રંગીત વાઘા કરી,
જુદ્ધમાં પ્રીતથી ચિત્ત જોડયાં. યુ. ૧.
પાછું વાળીને કોઈ પુંઠ પેખે નહિ,
મારરે માર મુખ બોલ બોલે;
મરણનો ભય તજી ચરણ સામા ધરે,
જીવવું તે ગણે તરણ તોલે. યુ. ૨.
બાણનો બહુજ વરસાદ વરસે તહાં,
શરિર શુરવીરને તીર વાગે;
ભાન તનનૂ નથી ધ્યાન છે યુદ્ધનૂ,
લોહિયાળાય લડવાજ લાગે. યુ. ૩.
એક જો હાથ ભેદાઈ હેઠો પડે,
એક હાથેજ આયૂધ ધારે;
ધન્ય છે ધન્ય છે ધર્મ ક્ષત્રીતણો,
અમર આકાશે એવું ઉચારે. યુ. ૪.
કઈક હેઠા પડયા તરફડે પૃથ્વી પર,
કઈક ધડ શીશ જૂદાં પડેલાં;
કઈકનાં આંત્ર લેઈ ગીધ ગગને ચડે,
કઈકનાં ચક્ષુ ઊંચાં ચડેલાં. યુ. ૫.
દેખી દારૂણ રણ કાયરો હરિ મરે,
ઉપજે શૂરને હરખ અંગે;
સાચને જૂઠનૂ થાય છે પારખું,
એમ મનમાં ગણિને ઉમંગે. યુ. ૬.
પાછું પગલૂ ભરી પ્રાણ જે પરહરે,
નરકમાં જાય થઈને નિરાશી;
શત્રુ સન્મુખ રહિ શરિરને જે તજે,
તરત તે થાય વૈમાન વાસી. યુ. ૭.
હાથી ઘોડા ઘણા ત્યાં પડયા તરફડે,
ભડકીને કઈકિ તો જાય ભાગ્યા;
રથ ઘણા રખડતા ભાગિ ભૂકા થયા,
લોહિના ખાડા ભરપૂર લાગ્યા. યુ. ૮.
છત્રના ખંડ થઈ દંડ જૂદા પડયા,
છત્ર પતિ કઈકિ પડિયાજ છૂટા;
ચામરો કઈકિ ચુંથાઈ ચુંથા થયા,
કનક છડિના થયા કઈકિ કૂટા. યુ. ૯.
અસ્ત્ર ને શસ્ત્રના કઈકિ કડકા પડયા;
કઈકિ આખાંજ રણમાં રખડતાં;
સિંધુડા રાગ ત્યાં ગાય છે ગાયકો,
સાંભળી શૂરને શૌર્ય ચડતાં. યુ. ૧૦.
બંદિજન વંશની બોલે બિરદાવળી,
શૂર સાબાશ સાબાશ કહિને;
ક્ષત્રિના પુત્રને ખેલ આ ખેલવો,
રણ વિષે અચળ ઉભાજ રહિને. યુ. ૧૧.
લાખ લશકર વિષે એકલા જઈ અડે,
તોય હઈયાથિ નહિ હામ છૂટે;
અવતર્યો તેહને મરવું તો અવશ છે,
એમ ગણિ લાખગણિ કીર્તિ લૂટે. યુ. ૧૨.

---

પદ ૧૩૩ મું.—દેશી ૧ લી.

એમ અનેક મુઆ શુરવીરો, નિષાદ અંતે નાઠો;
રાજ્ય મળ્યું નહિ તેથી તેનો, અવસર આવ્યો માઠો. ૧.
[1]પર્વતમાં જઈ વશિયો પોતે, બારવટાં બહુ કરતો;
લૂટે ચોરે ખાતર પાડે, રાત દિવસ રહે ફરતો. ૨.
પૃથુ રાજાને પછિ વિપ્રોએ, કીધો પટાભિષેક;
સઉ રઈયતની મરજી રાખી, પૃથુએ કરી વિવેક. ૩.
અતિ આગ્રહથી એકે કારજ, કદીન એણે કીધું;
સ્વેચ્છાથી સંસાર વિષે, થાતું તે થાવા દીધું. ૪.

---

[1] तस्यवंशास्तुनिषादा गिरिकाननगोचराः
येनाहरज्जायमानो, वेनकल्मषमुल्वणं ॥ ४६ ॥

જંગલમાં જન જ્યાં ત્યાં રહેતાં, ભમતાં મનમાં ભાવ્યાં;
નિષાદના ડરથી પૃથુરાજે, પુર ને ગામ વસાવ્યાં. ૫.
પૃથુ રાજાને લાયક પત્ની, કુળવાળી રૂપાળી;
શોધી પણ સંસાર વિષે ક્યાંઈ, ભૂમિમાં નવ ભાળી. ૬.
અર્ચી લાયક વર અવનીમાં, એ પણ ન મળ્યો એવો;
વિપ્રોએ મળિ એમ વિચાર્યું, કરવો ઉપાય કેવો. ૭.
અર્ચીને પૃથુ રાજા સાથે, વિપ્રોએ [1]પરણાવી;
તું [2]લક્ષ્મી ને તે વિષ્ણુ છે, એમ કહી સમજાવી. ૮.
કળિજુગ કરતાં કૃતજુગ કેરા, કહો ધરમ એ કેવા;
જીભ ન ઉપડે જે કહેતાં, સંતાડી મૂક્યા જેવા. ૯.
ક્ષિતિપતિએ ખેતર વાવેતર, સર્વ વિધે સુધરાવ્યાં;
ધેનુ કરિ ધરણીને દોહી, અન્ન અધિક ઉપજાવ્યાં. ૧૦.
રાજગોર ને સારસ્વત, મરૂદેશી, તપોધન, વ્યાસ;
ઈત્યાદિક વિપ્રોમાં રહિયો, પુનર્વિવાહ પ્રકાશ. ૧૧.
કઈકે નિયોગનો મત રાખ્યો, પુનર્લગ્ન નવ કીધું;
સઉ સઉની સ્વેચ્છા અનુસારે, પૃથુએ થાવા દીધું. ૧૨.

## ભાગ ૧૨ મો.

### પદ ૧૩૪ મું.—દેશી ૩ જી.

નૃપતિ પડ્યા પછી નવરંગીએ, સાધારણ સ્થિતિ રાખીજી;
લોક અદેખા દેખી ખમે નહિ, વિભૂતિ વેચી નાંખીજી. ૧.
દાસિયો દાસ વિદાય કર્યા, અને દંપતિ ઘરમાં દીસેજી;
મન માન્યાં ખાનપાન કરે પણ, છત ન જણાવે અતિશેજી. ૨.
અગ્નિહોત્ર હોમે અહોનિશ વળિ, શિવ પૂજા કરે સ્નેહેજી;
શ્રાદ્ધ કરી પૂર્વજ સંતોષે, રૂદ્રાક્ષ રાખે દેહેજી. ૩.
સજ્જનની નિત્ય સોબત રાખે, વેદ ભણે ને ભણાવેજી;
અંતરમાં અતિ લોભ ન રાખે, જરિએ ન ગર્વ જણાવેજી. ૪.
કમળા પણ નિત્ય અભ્યાગતને, આપે અન્નનું દાનજી;
પતિવ્રતા વ્રત કોણ પાળશે, સંસારમાં તે સમાનજી. ૫.
દિવસ દિવસ પ્રતિ વધતો પરસ્પર, દંપતિ સ્નેહ દેખાડેજી;
કોઈ કોઈ ને કડવાં કથનો કહિ, દૂભ્યાં નહીં કોઈ દહાડેજી. ૬.
એક બિજા પર મોહિત થઇને, અમૃત દૃષ્ટિયે દેખેજી;
ચાર આંખો એકઠી કરિ બેસે ત્યાં, લાખો મળ્યાં ધન લેખેજી. ૭.

[1] सोऽभिषिक्तो महाराज: सुरासुरसाध्वलंकृत: ॥
पत्न्याऽर्चिषाऽलंकृतया, विरेजेऽग्निरिवापर: ॥१३॥
[2] एषा विष्णोर्भगवत: कला भुवनपालिनी ॥
इयं च लक्ष्म्या: संभूति: पुरुषस्यानपायिनी ॥३॥

હાસ્ય વિનોદ કરે હર ઘડિએ, કૌતકમાં દિન કાઢેજી;
પત્નિ પતિ પરિપૂરણ પામ્યાં, આનંદ અંતર ટાઢેજી. ૮.
હેપ્રિયા હેપ્રિયા કહિને બોલાવે ને, આલિંગન કરે અંગેજી;
કોક કળામાંહિ કસર ન રાખે, રાચે પરસ્પર રંગેજી. ૯.
વેત છતાં જ્યારે સીમંત આવ્યું, ઉત્તમ ઉત્સવ કીધોજી;
મહીપતિએ ભલું કીધું મોસાળું, માલ અમૂલિક દીધોજી. ૧૦.
બબ્બે વરસ પ્રતિ બાળક જનમ્યું, વંશ થયો વિસ્તારજી;
ભાગ્ય ભલાં કમળાનાં વખાણે, નગરીતણાં નર નારજી. ૧૧.
કમળાએ પુત્ર પાંચ પ્રસવિયા ને, પુત્રી પ્રસવી એકજી;
અતિ આનંદે ઉછેરિયાં અને, લાડ લડાવ્યાં અનેકજી. ૧૨.

દોહરો.

આળસ ઊંઘ ઉદાસમાં, મૂરખની ઘડી જાય;
ઉદ્યમમાં આનંદમાં, રહે સુજાણ સદાય. ૧.

### પદ ૧૩૫ મું.—દેશી ૨૪ મી.

જે જે ઘડીયો સુજાણની જાય, રૂડી રળીઆમણી;
દિન દિન દિલમાં દેખાય સદાય, વિવાની વધામણી. ટેક.
હઈડું હરખ ભર્યું ભાળિયેરે, હસતુંજ મોઢું હમેશ;
પરગટ આંખ રૂપાળિયેરે, વરસે અમૃત વૃષ્ટિ વિશેષ. રૂડી. ૧.
કડવું કથન કોઈ જો કહેરે, રેશ ન રાખે રીસ;
હસી ટાળીને ખુશી રહેરે, દેખે હરખ ભરી દશો દીશ. રૂડી. ૨.
ભણે ભણાવે ભાવથીરે, ગમતથી ગાય ગાન;
ચિત્ર રચે રૂડા રચાવથી રે, કાંતો કવિતા કહે શુણે કાન. રૂડી. ૩.
કોટિક જન સુખ કારણે રે, આણીને ઉરમાં ઉમંગ;
ધંધો ધરે રૂડી ધારણે રે, એને અંગ ચપળતા અભંગ. રૂડી. ૪.
સદગુણના શણગારથી રે, બણી ઠણી રહે બેશ;
વસ્ત્ર ધરે સુવિચારથી રે, હઇએ હોય દીવાળી હમેશ. રૂડી. ૫.
ઝળમળ ઘર સ્વચ્છ ઝળમળે રે, મ્હોરે સુગંધી ફૂલ;
તરિયાતોરણ દીસે ટોડલે રે, આગળ આંગણે શોભા અમુલ્ય. રૂ. ૬
લેખે લાખેણા દિન લગ્નના રે, વાજીંત્ર વાય વિચિત્ર;
શબ્દ ન શુણે અપશુકનના રે, પઢે પ્રભુ ગુણ પોથી પવિત્ર. રૂડી. ૭.
જગપતિ ઇછાએ જે જડે રે, પોતે ગણે પકવાન;
સજ્જન સ્નેહ સરસ વડે રે, જમે જુગતી થકી જેમ જાન. રૂડી. ૮.
આપે આપે મુખ ઉજળે રે, સ્વપને ગમે નહિ શોક;
સાજન જેમ સજન મળે રે, રચે લાયક મંડળી લોક. રૂડી. ૯.
સંપની શોભે સંપતી રે, જુગતી જોવા જન જાય;
સાકર સરખી સરસ્વતી રે, જણ એકે વિવેકે વેંહચાય. રૂડી. ૧૦.

કંજુસપણુ કદી નવ કરે રે, ફોગટ રાખે ન ફૂલ;
વિચારીને ધન વાવરે રે, તે તો પોતાની આવક તુલ્ય. રૂડી. ૧૧.
સાહેબી સંતોષની લહે રે, દિલ દરિયાવ દેખાય;
કવિ દલપત કવિતા કહે રે, સિરપાવમાં પ્રીતિ પમાય. રૂડી. ૧૨.

---

દોહરો.

પાંચે પ્યારા પુત્રને, ભણાવિયા ભલિભાત;
કન્યાશાળાના ગુરૂ, વળતો બોલ્યા વાત. ૧.

---

પદ ૨૩૬ મું.—દેશી ૩૯ મી.

નાંનકડીને મોકલો ને નિશાળે,
વિદ્યાથી થશે બુદ્ધી વિશાળે. નાંનકડીને. ટેક.
બાળાપણથી નિશાળે જો બેસે,
પૂરા પંડમાં સદ્ગુણ પેસે. નાંનકડીને. ૧.
ભોળી મા મેલે છોકરાં ભમતાં,
લડે ને રડે રસ્તામાં રમતાં. નાંનકડીને. ૨.
કાંતો કઈકની જઈ કરે આળો,
કાંતો ગાવા શિખે ભુંડી ગાળો. નાંનકડીને. ૩.
જાય ફેલથી લૂગડાં ફાટી,
મેલાં ઘેલાં ફરે ચુંથે માટી. નાંનકડીને. ૪.
કઈકે ઘરમાં રમે તો કદાપી,
તાત માતને મેલે સંતાપી. નાંનકડીને. ૫.
મળે નહિ તે ચિન્જો મોઢે માગે,
લઈને રઢ પછી રડવાને લાગે. નાંનકડીને. ૬.
ખોટા હઠ નથી દેખી ખમાતા,
તેથી માર મારે તેની માતા. નાંનકડીને. ૭.
ભણશે ભણતર જો ભલિ ભાતેં,
શાણી સારી સાહેલી સંઘાતે. નાંનકડીને. ૮.
શિખે શુદ્ધ શિખામણ સારી,
ચાંપે ચિતમાં જુઓને વિચારી. નાંનકડીને. ૯.
દિસે ભણી ગણી ડહાપણ વાળી,
સદાચરણથી ચાલે સંભાળી. નાંનકડીને. ૧૦.
ચિતે ચેતી લેશે ચતુરાઈ,
ઠગી નહિ શકે ઠગની ઠગાઈ. નાંનકડીને. ૧૧.
ગણી લક્ષ લેશે સારી ગમના,
ભૂત પ્રેતની ભાગશે ભ્રમના. નાંનકડીને. ૧૨.
ધર્મ કર્મ કરે મન ધારી,
સારાં શાસ્ત્ર શિખે સુખકારી. નાંનકડીને. ૧૩.
સાચું સ્વર્ગનુ સાધન શોધે,
બીજી બેહેનપણીને પ્રબોધે. નાંનકડીને. ૧૪.
જેથી જગતમાં શુભ જશ જામે,
પૂરા પ્રેમથી પ્રભુપદ પામે. નાંનકડીને. ૧૫.
માત તાતને મન થાય ગમતી,
ભુંડી ભાતે ભમે નહિ ભમતી. નાંનકડીને. ૧૬.
આચરણ એવાં ઉત્તમ આવે,
શાણી થઈને સાસરિયું શોભાવે. નાંનકડીને. ૧૭.
હેતે હળી મળીને રહે હરખી,
શોભે સતી સીતા સુંદરી સરખી. નાંનકડીને. ૧૮.
તાત માતની કીરતીને તાજી,
સારા સંસારમાં રાખે સાજી. નાંનકડીને. ૧૯.
એતો આદરો વચન અમારૂં,
તે તો અંતે છે હેતુ તમારૂં. નાંનકડીને. ૨૦.
સારા શીક્ષક સઉને સુધારે,
વારે વારે વિવેક વધારે. નાંનકડીને. ૨૧.
એને આજથી આગના આપો,
સ્થિરતાથી નિશાળમાં સ્થાપો. નાંનકડીને. ૨૨.
પુત્રી હોય પોતાને જો પ્યારી,
સારૂં શીખવીને કરો સારી. નાંનકડીને. ૨૩.
કથ્યાં કથન સ્વદેશીને કામે,
રૂડી રીતથી દલપતરામે. નાંનકડીને. ૨૪.

---

દોહરો.

પુત્રી ભણવા પાઠવી, પછિ કમળા સખિ સાથ;
નિશાળ નિરખી આવિને, કહે કંથને ગાથ. ૧.

---

પદ ૨૩૭ મું.—દેશી ૪૦ મી.

અમે અજ ગયાંતાંરે, નિરખવા નિશાળે;
તે જુગતી જોતાંરે, તરત ચિંતા ટાળે. ૧.
બાળકિયો બેઠીરે, ભલી વિધ ભણતીછે;
કોઈ બીજગણિતનાં રે, ગણિત તો ગણતી છે. ૨.
કોઈ નિર્મળ નીતીરે, વિવેકે વાંચે છે;
પ્રકરણ તો જેમાંરે, પૂરાં પાચેછે. ૩.
કોઈ લેખણ લઈનેરે, લખવા બેઠીછે;
કોઈ ઊંડે વિચારેરે, પૂરી પેઠીછે. ૪.
કોઈ ગરબી ગીતોરે, હરીગુણ ગાતીછે;
કોઈ શિક્ષક પાસેરે, સમજવા જાતીછે. ૫.

કોઈ ચતુરપણાથીરે, ચિતર ચિતરતીછે;
કોઈતો ભલિ ભાતેરે, ભરત શુભ ભરતીછે. ૬.
કોઈ પ્રશ્નો પૂછેરે, પરસ્પર પ્રીતેથી;
કોઈ કવિતા કરતીરે, રૂડી રસ રીતેથી. ૭.
કોઈ ખગોળ ગોળોરે, નજરે નરખેછે;
સગળી વિધ સમજીરે, હઈડે હરખેછે. ૮.
કોઈ ખગોળ શિખેરે, ખરેખરી ખાંતેથી;
કોઈ નકશો નિરખેરે, નચિંત નિરાંતેથી. ૯.
કોઈ વાતો વાંચેરે, જુગતિ બહુ જેમાંછે;
કોઈ પાઠ પઢેછેરે, તવારિખ તેમાંછે. ૧૦.
કોઈ કળા કુશળતારે, શિખેછે સજ થઈને;
કોઈ પ્રયોગ બનતારે, જુએછે ત્યાં જઈને. ૧૧.
કોઈ તો ગ્રામાંતરરે, કે મનથી માપેછે;
કોઈ પુરૂં ભણીનેરે, પરીક્ષા આપેછે. ૧૨.
કોઈ ભણી ગણીનેરે, બિજીને ભણાવેછે;
કોઈ વાદ કરીનેરે, વિચાર જણાવેછે. ૧૩.
કોઈ ચંચળ ચતુરારે કે, નાજુક નહાનીછે;
કોઈતો વિદ્યાનીરે, અધિક અભિમાનીછે. ૧૪.
કોઈ સદગુણ વાળીરે કે, સમજુ સારીછે;
કોઈ પુત્ર બરાબરરે, પિતાને પ્યારીછે. ૧૫.
કોઈ લાયક ગુણનીરે કે, લક્ષણવંતીછે;
કોઈના તન ઉપરરે, કે વસ્ત્ર વસંતીછે. ૧૬.
કોઈ સારા ઘરનીરે કે, રંગે રૂડીછે;
કોઈના કરમાંહીરે, ચળકતી ચૂડીછે. ૧૭.
કોઈ દિલની દાહીરે, ભલીજ ભણેલીછે;
કોઈ લાડકવાઈરે કે, કોઈ અલબેલીછે. ૧૮.
કોઈ મોહબોલીરે, ઉમરમાં મોટીછે;
કોઈને વળિ કાનેરે, અમુલ્ય અકોટીછે. ૧૯.
કોઈ કેળ સરીખીરે કે, કોમળ વચનીછે;
કોઈતો મૃગ સરખીરે કે, નિર્મળનયનીછે. ૨૦.
કોઈ કેશ સમારીરે કે, વેણી ગુંથીછે;
કોઈતો સમજેછેરે કે, શોભા હુંથીછે. ૨૧.
દીકરીઓ જાણેરે કે, છે સઉ દેવતણી;
ઉપમા શી આપુંરે, ઘટિત એથીજ ઘણી. ૨૨.
જગદેવ દયાથીરે કે, એવી દીકરિયો;
ધન્ય છે જનનીનેરે કે, ઉદરે અવતરિયો. ૨૩.
જેના જશ જગમાંરે, વિવિધ વખણાયાછે;
ગુણ દલપતરામેરે, ગણી ગણિ ગાયાછે. ૨૪.

---

દોહરો.

વળતી તે નવરંગીએ, વિચારીને ઉર વાત;
પોતા સરખાં શોધીને, નોંખી બાંધી નાત. ૧.

---

પદ ૧૩૮ મું.—દેશી ૧લી.

પોતાના સરખાંની સાથે, નોંખી બાંધી નાત;
મન માન્યું પૂરૂં સુખ પામી, કસર નહીં કોઈ વાત. ૧.
ઈશ્વર કોઈનુ અહ્યું ન રાખે, સઉના પૂરે કોડ;
કમળાના સુતને કન્યા મળિ, જરતે જરતી જોડ. ૨.
પાદર વણઝારાનુ ઘી, સોંઘું લેવાને માટે;
એક એક ગાહવો ઉપાડી, વળિયાં પાછાં વાટે. ૩.
કમળાનો પગ ખાડામાં, ખસતાં આવ્યું અરબડીયું;
ફુટ્યો ગાહવો ને ઘૃત સગળું, પૃથવી ઉપર પડીયું. ૪.
ખમા ખમા કહિને ખંખેરું, રજે ભરાયું ચીર;
કહે વાલી તુજને કાંઈ વાગ્યું, પુછે નણદનો વીર. ૫.
ઘી ઢળિયું તો બલા ગઈ, તુજ અંગતણો એ મેલ;
તુજને વાગ્યું નહીં હોય તો, નથિ નુકશાન થયેલ. ૬.
કહે તો ભાડે ગાડી લાવું, જો ન શકે તું ચાલી;
તુજ કરતાં પૈસા નથિ વહાલા, તું પૈસાથી વહાલી. ૭.
અરે પ્રિયા જે રળવું ખપવું, વિચરી વાટે ઘાટે;
તે પોતાની સ્ત્રીને માટે, કે છૈયાંને માટે. ૮.
એમ કહી ઉમળકાથી, આલિંગન સ્ત્રીને લીધું;
છાતી સાથ દબાવીને વળિ, કપોળ ચુંબન કીધું. ૯.
સ્મરણ થયું બેહું ફુટ્યું હતું, એના એ આ ખાડા;
અરે પ્રભુ એવા પણ મારે, હતા દુઃખના દહાડા. ૧૦.
ભાઈ મને માગ્યો નવ દેતો, પૈસો ખાવા બોર;
પિયુ પાસે પૈસો માગું ત્યાં, મુજને આપે મહોર. ૧૧.
નૃપનો વૈકુંઠ વાસ થજોને, મુજને ફરિ પરણાવી;
કસાઈવાડામાંથી મુજને, કૃપા કરી છોડાવી. ૧૨.

---

પદ ૧૩૯ મું.—દેશી ૩ જી.

પુત્ર પછી પરણાવા માંડ્યો, કમળાએ બહુ કોડેજી;
સુતને શુભ રીતે શણગારીને, બેસાર્યો વર ઘોડેજી. ૧.
સરસ કસુંબલ સાડી ઓઢી, મોડ સરતકે ઘાલીજી;
કરમાં રામણદીવો લઈને, મંગળ ગાતી ચાલીજી. ૨.
વિપ્રતણી વિધવાઓ બીજી, બળી મુઈ ઈર્ષ્યાએજી;
અળગી રહી આંગળિયો ચાંપે, કરી નજર કમળાએજી. ૩.

કમળા ત્યાં મનમાંહી કહે છે, ઝખ મારો શંખણિયોજી;
દુઃખ વેઠી દહાડા કાઢોછો, વળી રહી વાંઝણિયોજી. ૪.
મારે તો આજ-ધન્ય ઘડી, સોનાના સૂરજ ઉગ્યાજી;
પુત્ર હરખથી પરણાવું, પરિપૂર્ણ મનોરથ પૂગ્યાજી. ૫.
રાંડો તમે રંડાપો ગાળો, છણ છણ બાળો છાતીજી;
ભલે મને આંગળીયો ચીંધો, લેશ નથી હું લજાતીજી. ૬.
સુખ મારૂં દેખો ન શકો તો, ભરો આંખોમાં મોઠુંજી;
આ ઈશ્વરે મુજને સુખ આપ્યું, દુખ થોડા દિન દિઠુંજી.૭.
કમળાએ પુત્રો પુત્રીને, પરણાવ્યાં શુભપેરજી;
વંશતણો વિસ્તાર વધ્યો અને, થઈ રહિ લીલાલેહેરજી. ૮.
સઉથી સરસ સંસાર ભોગવિયો, ધર્મ સાચવીયો શુદ્ધજી;
શિવ શક્તીનૂ સેવન કીધું, ન કર્યું વેદ વિરૂદ્ધજી. ૯.
આયુષની અવધી પહોચ્યા પછિ, વાસ કર્યો કૈલાશેજી;
શિવ પાસે નવરંગી રહ્યો, કમળા પારવતી પોસેજી. ૧૦.
સઉ દેવે સાબાશી આપી, ભલે જનમિયાં ભૂમાંજી;
જન્મ ધર્યાનુ સાર્થક કીધું, પ્રીતી રાખી પ્રભૂમાંજી. ૧૧.
જે પદવી રૂષિયો નહિ પામે, કે જજ્ઞો કરનારાંજી;
તે પદવી નરનારી પામ્યાં, ભલાં સુભાગ્ય તમારાંજી. ૧૨.
કળિજુગમાંહી તમારા જેવા, જે ધરશે શુભ ધર્મજી;
તે પણ આ કૈલાશમાં વસશે, કાંપો ભૌતિક કર્મજી. ૧૩.

---

દોહરો.

વેનતણી નિંદા ઘણી, કૈકે કરિ તે કાળ;
પાછળ પછી વખાણીઓ, જુઓ જગતનો ચાલ. ૧.

—o—

પદ ૧૪૦ મું.—દેશી ૨૮ મી.

જુઓ જુઓ જગતનો ચાલ, અવળો એવોછે;
કહે જીવતો જન જે કાળ, કપટી કેવો છે. ટેક.
રામ ગયા રૂષિ આશ્રમમાં ત્યાં, મુનિયે કર્યું અપમાનરે;
પાછળથી બહુ પુસ્તક રચિને, ગુણનૂ કીધું ગાન. અવળો ૧.
રૂષિપત્નીએ રમાપતીને, પૂજ્યા ગણી પવિત્રરે;
રૂષિયે રોષ રૂદયમાં આણ્યો, ચરચ્યું પછી ચરિત્ર. અવળો. ૨.
વેન નૃપતિને વિવિધ પ્રકારે, ધર્યાં અધિક ધિક્કારરે;
રાજર્ષી ન કહ્યો રાજાને, વિશ્વ વિષે તે વાર. અવળો. ૩.
પણ પછિથી મનુએ મનુસ્મૃતિમાં લખ્યું વધારી લાજરે;
પૂર્વે રાજા વેન થઈ ગયો, રાજર્ષી[1] મહારાજ. અવળો. ૪.
કામવિ વશ કામનીઓ વિધવા, દીઠી દેશ મોઝારરે;
કામે ચિતહત થયો કૃપાળુ, વરાવિ વિધવા નાર. અવળો. ૫.
એમ મરમમાં મનુએ લખિયું, સમજે શાણા લોકરે;
અણ સમજૂ અજ્ઞાનપણાથી, કરે [1]ફજેતી ફોક. અવળો. ૬.
સારૂં કે નરસું પણ ઉલટું, લોક રૂઢીથિ લગારરે;
સાંભળિને ભોળાજન ભડકે, તરત કરે તિરસ્કાર. અવળો. ૭.
ઈર્ષા કરિને લડવા ઉઠે, વળિ રાખે બહુ વેરરે;
જુલમ કરે જો બની શકે તો, ઝાઝું રાખે ઝેર. અવળો. ૮.
મળતો રહે જગતમાં તેનું, અયોગ્ય કૃત્ય ઢંકાયરે;
જુઓ ન નિંદ્યો, જેહ બેહેનને, પરણ્યો તે પૃથુરાય. અવળો. ૯.
પરમાર્થી પુરૂષોના કઈકે, પળમાં લીધા પ્રાણરે;
આગળ જતાંવિચાર ઉપજ્યો, વળતીકર્યાં વખાણ. અવળો. ૧૦.
સમજૂએ સમજણમાં લેવા, બાળકના પણ બોલરે;
સાર અસાર વિચાર કરીને, તેનો કરવો તોલ. અવળો. ૧૧.
પથરા સાથ પડેલો ક્યાંઈ પણ, હીરો હોય અમુલ્યરે;
સાધારણ સમજણમાં તેમજ, તત્વ વિચાર અતુલ્ય. અવળો. ૧૨.
મોરોબાના મુખ આગળ, શાસ્ત્રીએ કહી કથાયરે;
મોરોબા નિજ મનમાં સમજ્યા, પંડીતનો અભિપ્રાય. અવળો. ૧૩.

---

પદ ૧૪૧ મું.—દેશી ૪૧ મી.

સમજી સર્વકથાનો સાર, મોરોબાયે કર્યો વિચાર;
નિરખી સુતાનુ ઝાંખુ મૂખ, દિલમાં ઉપજ્યું એને દુઃખ. ૧.
પછિ પોતાના મંદિરમાંય, સૌ શાસ્ત્રી બોલાવ્યા ત્યાંય;
પૂછ્યો શાસ્ત્રતણો સિદ્ધાંત, સૌની ભાગી મનની ભ્રાંત. ૨.
સૌ શાસ્ત્રીજન બોલ્યા વાણ, પરણે વિધવા [2]શાસ્ત્ર પ્રમાણ;
પણ એવી રૂઢી નથિ આજ, હિંમત હોય તો કરજો કાજ. ૩.
પ્યારી પુત્રીના સુખમાટ, હિંમત રાખી માથા સાટ;
છો કદિ મુજને સંકટ થાય, પણ પુત્રીની પીડા જાય. ૪.
જો હું પંગતબાર રહીશ, તેની ચિંતા નહીં કરીશ;
શિવની સેવા કરિશ સદાય, તે છે તરવાનો ઉપાય. ૫.

---

[1] राजर्षि प्रवरःपुरा॥इतिमनुः રાજર્ષિ, એટલે પવિત્રરાજા. રાવણને, કે કંસને, કે દુર્જોધન જેવા દુષ્ટને રાજર્ષિ કેહેવાય નહિ.

[1] ગ્યાલિલીઓ વગેરેને પણ એજ રીત પ્રથમ ધિક્કાર કર્યા હતા, પણ પાછળથી વખાણ્યા.

[2] अध्या१ ले॥कृते तु मानवा धर्मा स्त्रेतायां गौतमा स्मृताः॥ द्वापरे शंख लिखिताः कलौः पाराशरा स्मृताः ॥२४॥ इति पाराशर स्मृतौ.

વળતી શાસ્ત્રીને કહિ વાત, વર શોધી લાવો સાક્ષાત:
વર જો મળે રૂડો વિદ્વાન, કોડે આપું [1]કન્યાદાન. ૬.
શાસ્ત્રી કરવા લાગ્યા શોધ, બહુ વિપ્રોને કીધો બોધ;
માતાને કહે બાયાંબાઈ, કરજો મારે ઘેર સગાઈ. ૭.
ઉત્તમ વર રત્નાગીરી ગામ, નારાયણ ભીડે છે નામ;
મુનસફ આદિકનો અધિકાર, એને મળેલ વારંવાર. ૮.
છે તે પુણે સનંદી વકીલ, તેને વરવાનું મુજ દીલ;
એ વર વરશો તોજ વરીશ, નહિ તો મહાકુપમાંહિ મરીશ. ૯.
શાસ્ત્રીને કહિ સઘળી વાત. તે પણ રૂડું થયા રળિયાત;
વરને વિનતી કરી વિશેષ, દીધો ઉપકારી ઉપદેશ. ૧૦.
કીધી તેણે વાત કબુલ, પછિ ત્યાં વેહેચ્યાં શ્રીફળ ફૂલ;
સંવત ઓગણિશેં બાવીશ, માગશર શુદ પાંચમ શુભ દીશ. ૧૧.
વિધિસર લગ્ન કર્યાં અભિરામ, જુગતે કરી જમાડી નાત;
જમવા [2]આવ્યા થોડા લોક, બીજા રહ્યા ધરીને શોક. ૧૨.
ધન્ય ધન્ય મોરેશ્વર પીનાય, ટાળી પુત્રીની પીડાય;
આહિને નવો ગઠાવ્યો આજ, રહેશે કીર્તિ આખા કાળ. ૧૩.
એમ વખાણે આખા લોક, કહિકે નિંદા કીધી ફોક;
પુનર્વિવાહોત્તેજક નામ, સભા સ્થપાઈ મુંબાઈ ગામ. ૧૪.

દોહરો.

મુખ્ય સભાસદ તેહના, શેત્ર રૂડા ગોપાળ;
એઓને અર્પણ કર્યું, રચિ આખ્યાન રસાળ.

---

પદ ૧૪૨ મું.—દેશી ૨૧ મી.

અર્પણ કીધી મેં આ પોથી, તેનુ નામ સુણો મુજ મહોંથી;અર્પણ.
પુર મુંબઈમાં પુનર્વીવાહોત્તેજક સભા [3]સ્થપાઈ;
સભાસદો સદ્‌ગૃહસ્થને, શાસ્ત્રી પણ થયા સહાઈ. અર્પણ. ૧.
ગુણિજન દ્વિજ ગોપાળરાવજી, ભલ્યા ભલી બુદ્ધિ લાવી;
જેણે અમદાવાદ[4] વિષે એવીજ સભા ઉપજાવી. અર્પણ. ૨.
પુનાના ચિતપાવન બ્રાહ્મણ. રિગવેદી શાખેથી;
શાખાતો શાકલ્ય અને, શાંડિલ્ય ગોત્ર છાજેથી. અર્પણ. ૩.
ત્રિલોપંથ જગતમાં ચહાવા, ફડનવીશ કહેવાયા;
બાજીરાવ પેશવા પાસે, કીર્તિ અધિક કમાયા. અર્પણ. ૪.
એના અનુજ હતા હરિભાઉ, બાપુ ગોખલા પાસે;
દશ હજારની જાગીર પામ્યા, પોતાનેજ પ્રયાસે. અર્પણ. ૫.
સુત તેના ગોપાળરાવજી, જન્મ દિવસ કહું જેનો;
અઢારસેં ત્રેવિશ ઈસવીશન, ફેબ્રુઆરિ તે તેનો. અર્પણ. ૬.
અઢારમી તારિખ ને વાસર, મંગળ મંગળ કારી;
કુળદીપક કરૂણા સાગર. ઉપજ્યો જગમાં અવતારી. અર્પણ. ૭.
વેદાધ્યયન વિવેકે કીધું. સંસ્કૃતનો લઈ સાર;
ઈંગ્રેજી અભ્યાસ કરીને, મેળવ્યું માન અપાર. અર્પણ. ૮.
વીશ વરષની વયથી જેણે, કરી નોકરી સરકારી;
ચઢતી ચઢતી પાયરીયે, પછી પામ્યા પદવી ભારી. અર્પણ. ૯.
સ્મોલકાજ કોરટમાં આજે, અમદાવાદ મોઝાર;
જેછે સાહિબ જજ્જ જુવો, પ્રતિમાસ સહસ્ત્ર પગાર. અ૦ ૧૦.
આ પુસ્તકથી એ સાહેબનુ મનરંજન કરી લીધું;
અધિક મદદ એણે આપી, કવિનુ મન રંજન કીધું. અ. ૧૧.
જ્યાં સુધી આ પુસ્તક જગમાં રહેશે હામોહામ;
ત્યાં સુધી આ ઉદાર નરનુ, અવિચળ રહેશે નામ. અર્પણ. ૧૨.

દોહરો.

આ આખ્યાન શુણ્યાતણું, શ્રુતીફળ કહું સમર્થ;
શ્રોતાજન સુણજો સહુ, વાત ન ગણશો વ્યર્થ. ૧.

---

પદ ૧૪૩ મું.—દેશી ૧ લી.

પૃથુરાજાના પૂર્વજ રાજા, વેનતણું આખ્યાન;
જે સાંભળશે તો તેને ફળ, સો ગંગાજળ સ્નાન. ૧.
પુત્ર વધે પરીવાર વધે વળી, વધે રીદ્ધ ને સિદ્ધ;
આયુષ લાંબી ઈશ્વર આપે, વળી આપે નવનીધ. ૨.
આ ઉત્તમ સુખકારિ કથાનો, મહિમા કહ્યો ન જાય;
કોટિક બ્રાહ્મણ ભોજનનૂ ફળ. આ સાંભળતાં થાય. ૩.
નંદતણો વસુદેવતણોકે, દશરથનો મહિમાય;
વેનતણો મહિમા એવો, જેના સુત વૈકુંઠરાય. ૪.
મોટા જન મોટાને કુવચન, કહિવા સમર્થ થાય;
વાઘે વાઘ લડે ને વચમાં, છોટા છુંદાઈ જાય. ૫.
કળિજુગમાં જો વેનતણી, કરશે નિંદા કોઈ પ્રાણી;
પાપે તેની જીભ ભરાશે, જમરા જાશે તાણી. ૬.
વિધવા ધર્મ વરણવ્યાછે માંહિ, શ્રુતિ સંમતી સમાન;
વિધવાઓ તો અવશ્ય કરિને, આ શુણવું આખ્યાન. ૭.
ઓખાહરણ કુંવારી શુણશે, રાસલિલા પરણેલી;
વિધવાઓતો વેનતણું, આખ્યાન શુણો મન મેલી. ૮.

---

[1] પુનર્લગ્નમાં શાસ્ત્ર પ્રમાણે કેવી રીત ક્રિયા કરવી તથા કન્યાદાન કોણે દેવું, ઇત્યાદિનો ખુલાસો, "વિધવાવિવાહ" નામનુ પુસ્તક અમદાવાદમાં છપાયું છે તેમાં છે.

[2] રા. ગોપાળરાવ હરિ જમવામાં હતા. તથા નારમન સ્કૂલના બધા સ્કાલરો પણ હતા.

[3] સંવત ૧૯૨૨ માગશર વદ [4]સંવત ૧૯૨૨ નવરાતરમાં

ચૈત્રે ઓખાહરણ શુણે, ને માઘે વેન ચરિત્ર;
માધવટો ન્હાયાસમ પ્રાણી, પળમાં થાય પવિત્ર. ૯.
અઠસઠ તીરથ ન્હાયાનૂ ફળ, પરિપૂરણ તે પામે;
કોટી જનમનાં પાપ ટળે, તન તાપ વેદના વામે. ૧૦.
રોગ દોષને ક્લેશ ટળે, નવ આવે તરિયો તાવ;
ડાકણ શાકણ ભૂત નડે નહીં, નડે નહિ ગ્રહ ભાવ.૧૧.
સ્નેહ સહિત જન જે સાંભળશે, ઉત્તમ આ ઇતિહાસ;
સુખલેશે સંસાર વિષે વળિ, વસશે વૈકુંઠ વાસ. ૧૨.
જો આ પુસ્તક અષ્ટોતર શત, દયાથિ દેશે દાન;
તો તેને ફળ દાન કર્યાનુ, સુવરણ મેરૂ સમાન. ૧૩.
પ્રતિમાસે પૂનમને દિવસે, શુણશે સ્નેહ સહીત;
એના ઉપર અખંડ રહેશે, પરમેશ્વરની પ્રીત. ૧૪.
વેદ પુરાણ અને ઉપનીષદ, ખટ શાસ્ત્રનો સાર;
વેનતણું આખ્યાન વખાણ્યું, યથામતી અનુસાર. ૧૫.
ગંગા જમનાં સરસ્વતી ને, સાભ્રમતીને રેવા;
આ શુણશે તેને થઇ ચૂકી, સઉ તીરથની સેવા. ૧૬.
કથા પવિત્ર સમાપ્તી કરતાં, કહે કવિજન કરજોડ;
શ્રોતાજન સઉ સ્નેહે બોલો, જય જય શ્રી રણછોડ. ૧૭.

---

### પદ ૧૪૪ મું—દેશી ૪૨ મી.

#### આરતી.

જય જય જગકર્તા, જય જય જગકર્તા;
ભગવત તું ભવભર્તા, હરકત સંહર્તા. જય દેવ જય દેવ. ટેક.
પૂરણ પરમ પરાક્રમિ, પ્રભુ વિભુ પરમાત્મા;
સકળ કળાધર શ્રીમત, ધીમત ધર્માત્મા. જય દેવ. ૧.
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી;
વિમળ મંડળ વિશ્રામી, ધન્ય અચળ ધામી. જય દેવ. ૨.
તત્વ સકળ ગુણ તારા, સર્વથકી સારા;
અંતરજામી અમારા, પ્રાણથકી પ્યારા. જય દેવ. ૩.
કરૂણાકર સુખ કારી, ધર્મ બીરદ ધારી;
તેં ભવપાર ઉતારી, અગણિત નર નારી. જય દેવ. ૪
જય જય જનમન રંજન, ભંજન ભવ ભીતી;
પૂરણ પુણ્યે પામું, પ્રભુ તુજ પદ પ્રતી. જય દેવ. ૫.
જય કોટિક જગ કારણ, ધારણ તું ધરણી;
તું સંકટ જળ તારણ, કહું શી શી કરણી. જય દેવ. ૬.
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તી;
સુરનર મુનિવર માગે, ભલિ તારી ભક્તી. જય દેવ. ૭.
તું અદભુત ઉપકારી, અકળ કળા તારી;
સકળ ભજે સંસારી, ધ્યાન્ન રૂદે ધારી. જય દેવ. ૮.
તુંજ પરમ પિતુ માતા, તું ભગની ભ્રાતા;
વિશ્વેશ્વર વરદાતા, સ્મરણે સુખ શાતા. જય દેવ. ૯.
રહું તારા ગુણ રટવા, મહા સંકટ મટવા;
ઘણાં કુકર્મો ઘટવા, વિપત બધી વટવા. જય દેવ. ૧૦.
હે હરી હરકત હરજે, કરૂણા ઘણિ કરજે;
અભય કરણ આદરજે, ઉર અરજી ધરજે. જય દેવ. ૧૧.
તું-ચૂરણ ચિત ચિંતા, ભૂધર ભગવંતા;
સર્વ સ્થળ વિલસંતા, ગંભિર ગુણવંતા. જય દેવ. ૧૨.
હરવા અવિચળ ઠામે, હરિ કરૂણા કામે;
આરતિ ઉત્તમ આમે, રચિ[1] દલપત રામે. જય દેવ. ૧૩.

---

#### પુનર્વિવાહ વિષે એક મિત્રે પૂછેલા પ્રશ્નના ઉત્તર.

##### દોહરા.

બાળ રંડ સ્ત્રી પુરૂષને, બાળે જ્યારે કામ;
સુનીતીનું જળસિંચીને, વિવેકિ લે વિશ્રામ. ૧.
હોય નાતનો ખપ અને, પુનરલગ્ન નહિ ચાલ;
તે કાંતો રતિ સુખ તજે, કે જ્ઞાતીને હાલ. ૨.
પેખીને સુખ પારકું, સમજૂ ન કરે શોક;
કદિ વાહન ચોરે નહિ, થાકેલા શુચિ લોક. ૩.
કામાગ્ની કબજે કરે, ઉત્તમ જન તો એજ;
પ્રાપ્ત થાય જો નીતિયે, ભોગ ભોગવે તેજ. ૪.
સમજાવે બે પક્ષને, ઉપદેશક જન આમ;
તોજ સમાધાને રહે, દુનિયાં દલપતરામ. ૫.

[1] સંવત ૧૯૨૪ માં વેનચરિત્ર રચ્યું.

वेनचरित्र प्रकरण समाप्त.

# પ્રકરણ ૧૩ મું.

## પદ તથા ગરબી સંગ્રહ.*

### પદ ૧ લું.—નરભમરને શિખામણ.

"પ્રભુ તને પ્રસંન તે કેમ થાય" એ રાગ.

નિર્ભય ન ભમિશરે નર ભમરા, બહુ બાવળ ક્યાંઈકજ ડમરા
નિર્ભય; ટેક.
આ સંસાર વિકટ વનછે, સ્થિર ચર તરૂવરમયતે છે;
ક્યાંઈ મોટા પર્વત દુખમયે ક્યાંઈ, સુખમય સરિતા વહેછે. નિ. ૧.
ક્યાંઈ ભયકારી શિકારિ ફરેછે, સૂક્ષમ જાળ પસારી;
પગ અડતાં પકડાઈ પડિશ તું, તો પછી શી ગતિ તારી. નિ. ૨.
કોઈ તરૂવરનો પરિમળ નિર્મળ, છે વિષમય કોઈ છાયા;
કુટિલ કઠણછે કોઈના કાંટા, કષ્ટ કરે પરકાયા. નિર્ભય. ૩.
ઉપર નિરખિ આકાર અધિક શુભ, અધિક સુવાસની આશે;
ગણ ગણ ગણ ગુંજારવ કરતો, પહોંચિશ નહિતે પાસે. નિ. ૪.
દિસે સરસ દેખાવ ખરોવળિ, ફૂલ અતુલ્ય ફુલેલાં;
પ્રાણ પ્રલય પળમાંહિ કરે, પગઠકવાથી પણ પહેલાં. નિ. ૫.
સરસ સુગંધિત અમળ કમળ, લોભે તરહિશ લપટાઈ;
અંધ થતાં બંધાઈ પડિશ તો, મુકરર મરિશ મુઝાઈ. નિ. ૬.
કોઈ તરૂનો ચિકણો રસછે ત્યાં, ચડપરહે પગ ચોટી;
એ પગ પછિ ઉખડે ન ઉખાડ્યો, પડે પિડા મહા મોટી. નિ. ૭.
રિસ ભરી સરખાં તરૂ રિસનાં, સેડેજે રિસે ભરાય;
પ્રિય ભાવે પણ સ્પર્શ કર્યાથી, ચડપ બહુ ચિડવાય. નિ. ૮.
કોઈ તરૂ ફોગટ ફુલે ખરાં પણ, સુગંધ નહિ માંહી સારો;
નિરખિ રહિશ પણ નકી નહિ સરે, તેથિ અરથ કાંઈ તારો. નિ. ૯.
કોઈક તરૂ કદળી જેવાં, ફળ આપે એકજવાર;
કાપે તેને ફરિફળ આપે, બીજા નિરાશ જનાર. નિ. ૧૦.
રાયણનો વળે રીત જુદી, શરૂમાં ફળશે સૌ વરષે;
સેવા કરનારો સુખ નહિલે, પછે કોઈને સુખ [illegible]રો. નિ. ૧૧.
ઠેકાણું ઠિક જોઈને હરજે, હરિ[illegible];
કથન અધિક તુજ હિતકારક, [illegible] રામે. નિ. ૧૨.

---

દોહરો.

જો વિચારીને જીવતું, આ [illegible] નારિ ઉર;
સદાચાર ધર સર્વદા, દુરાચાર કર દૂર. ૧.

### પદ ૨ જું—દુરાચારીને શીખામણનું.

"આજ વેલી અલબેલી પ્યારી રે ધ્યે" એ રાગ.

દુરાચારી વ્યભિચારી, જો વિચારી, થશે સારી કે નઠારી ગતી તારી;
દુખ વિદારણ માટે. તને ભવતારણ માટે, કહું સુખકારણ માટે;
ધીરજ તું તો ધારીધારી, જો વિચારી; દુરાચારી. ટેક.
તજી શર્મ તેં કુકર્મ ક્રોડ કીધાં, લકડ પાપનાં તેં આપ શીર લીધાં,
ખાન પાન દાન દીનને ન દીધાં;
તારૂં કેમ થશે કલ્યાણ, અંતર આણ, નરક ખાણ, જઈશ જાણ,
શું સુખમાણ, થશે હાણ, લેશે પ્રાણ. જમનાં બાણ;
ચોટાં મારી મારી; જો વિચારી. દુરાચારી. ૧.
રૂડી રીતે ચોતે ચેતી તું નચાલ્યો; ઝેર વિષયવ્યાળે ઝડપથી તેં
ઝાલ્યો, ફર્યો ફંદમાં ફરીને ફુલ્યો ફાલ્યો;
પુજ્યા નહિજ પ્રભુ પરમ, ભર્યો ભરમ, તજી ધર્મ, કેરાં કર્મ,
હાડચર્મ, રાખ્યાં ગરમ, ભુલ્યો મર્મ, જમ્યો નરમ;
રસોઈ સારીસારી; જો વિચારી. દુરાચારી. ૨.
કહું હેતથી તું ચેત હજી ચીતે, ધર્મ ઝાલ હવે ચાલ રૂડી રીતે,
મસ્તક નામ પ્રભુ પામ પુરી પ્રીતે;
સ્મરણ કર અશરણ શરણ, સંકટ હરણ, ધરણી ધરણ,
તારણ તરણ, ટાળે મરણ કરૂણા કરણ સદા ચરણ, સુધા ઝરણ;
પીલે હારીહારી; જો વિચારી. દુરાચારી. ૩.
શિક્ષા સંતની મહાંતની નમાની, કુડા ગ્રંથ કેરે પંથ ધરી પાની,
સાંભળ ભ્રાત આતો વાત નથી નાની;
દીસે દુષ્ટ અરસ દરસ, ઘણો નરસ, પીધા છરસ, કીધા સ્પરશ,
રહ્યા ચડસ, ન ગઈ તરસ, શિક્ષક સરસ, વરસો વરસ;
થાક્યા વારી વારી; જો વિચારી. દુરાચારી. ૪.
ખત્યો છે રતું છકેલ ખેલ ખોયો; સાર ઉરમાં જરૂર તેં ન જોયો,
કર્યાં ફેલ પાપ મેલને ન ધોયો;
ન લીધુંજ હરિનામ, ધરીહામ, દલપતરામ, કહે આમ,
દીધા દામ, વિષય કામ, હામેહામ, આઠેજામ;
ભજ્યો નારી નારી; જો વિચારી. દુરાચારી. ૫.

---

### પદ ૩ જું—ક્રોધ વિશે.

"નાથ કૈસેં ગજકો બંધ છોડાયો." એ રાગનું છે.

કોઈપર ક્રોધ ન કરશો કદાપી; અતિ ક્રોધ છે પૂરણ પાપી;
કોઈપર ક્રોધ ન કરશો. ટેક.

---

* આમાંનાં ઘણ ખરાં પદ તથા ગરબીઓ મુંબઈના શ્રીમંત્ર ચોપાનીઆને વાસ્તે રચ્યાં હતાં.

ક્રોધ કુબોધ અધિક ઉપજાવે, સદ્ય સુબોધને કાપી;
વહાલાં માંહી વિરોધ વધારે, સોધ સમૂળ ઉથાપી. કોઈપર. ૧.
કૃત્ય અકૃત્ય કશુ ન વિચારે, જ્યારે રહે રીસ વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોવે છાપી. કોઈ. ૨.
આપની સગળીએ વિસારિ સુમતિયો, ક્રોધે કુમતિ જેને આપી;
નહીં કરવાનાં કામ કરી નર, રોયાછે વનમાં વિલાપી. કોઈ. ૩.
ક્રોધ કરી ફરી ફરી પસતાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાતછે વાત અદ્યાપી. કોઈ. ૪.

---

### પદ ૪ થું.—લોભ વિશે.

રાગ ઉપર પ્રમાણે.

નકરવાનું લોભથી કર્મ જો કરશો, અંતે કષ્ટથી કેમ ઉગરશો;
નકરવાનું. ટેક.
લોભ લેખીને લાલચમાં લેવાશોને, પાપીપણે પેટ ભરશો;
કદિ દસ દિવશનું સુખ દેખશો પણ, ઠેઠ લગણ નહિ ઠરશો. ન. ૧.
દુષ્ટ કરમોને દોલત મંદ દેખી, આપે જો એવું આદરશો;
પડતા સાથે પોતે પડી પરવતથી, મોત વિના નકી મરશો. ન. ૨.
છાનાં કરીને કુકર્મો છુપાવી, જો દિલમાં નહિ ડરશો;
ઇશ્વિરથી નહિ રહેતે અજાણ્યું, ધરણી ખોદીને જો ધરશો. ન. ૩.
ખાંતે ખુશીથી જો લોભની ખાડીમાં, વગર વિચારે વિચરશો;
દલપતરામ કહે દેહ તજિને, નરકની વાટે વિચરશો. ન. ૪.

—o—

### પદ ૫ મું.—ઈશ્વરના ગુનાહથી ડરવા વિષે.

"જીવતું શાને શોચના ધરે કૃષ્ણને કરવું હોયતે કરે" એ રાગ.

દિલે દિલ જાણ થકી જોડરે, કમાંણી કપટ કરી કેમ કરે. ટેક.
ખૂનીને બાંધી ખાંડાની, ધાર તળે લઈ ધરે;
એ અવશર કોઈ આપે સુખડી, કેમ ગળામાં ગરે. કમાણી. ૧.
વાઘ મળે જનને વગડામાં, પંથ જતાં પાધરે;
ભય લાગે ને હિંમત ભાગે, ભૂપર પગ નવ ભરે. કમાણી. ૨.
જળ પંથે જાતાં જળધીમાં, જર આવે નજરે;
પણ ત્યાં કદિ કૈકી પડવાનું, અંતર નહીં ઉતરે. કમાણી. ૩.
ઘર બળતું દેખીને ઘર ધણી, રૂદન અતી આદરે;
પણ દોલત બળતી દેખીને, માંહી પડી નવ મરે. કમાણી. ૪.
માયા કારણ ઉપજે મૃત્યુ, એવું ન કોઈ આદરે;
મોતથકી હરિનો ડર મોટો, એમ વિચારી અરે. કમાણી. ૫.
આ જગનું સુખ અલ્પ, અરે ભાઈ અતિ દુખછે આખરે;
પછિ પીડાનો પાર ન પામે, સહસ્ત્રજુગને સરે. કમાણી. ૬.
આ સંસાર સ્વપ્નની સમૃદ્ધી, ભવ પછી નહીં સાંભરે;
સુકરમ કુકરમ રહેસે સાથે, ફેરાજ્યાં તું ફરે. કમાણી. ૭.
સ્વપ્નામાં કૂટે કેરૂએ, ને આંખે આંસૂ ઝરે;
જાગિ જુએ સ્વપ્નુ તો જૂઠું, કૂટ્યું ત્યાં ચરચરે. કમાણી. ૮.
રે પ્રાણી તેં પ્યાર ન રાખ્યો, પરમ પ્રભૂ ઉપરે;
દલપતરામ કહે દારૂણ દુખ, હરીવિના કોણ હરે. કમાણી. ૯.

---

### પદ ૬ ઠું.—સત્યવિષે રાગ ઠુમરી.

"જાદુગારો ધુતારો કહ્યુ કરી ગયોરે" એ રાગ.

ચિતે ધારી વિચારીને ઉચારી જુઓરે,
સત્ય કેવુંછે સુખકારી જુઓ; ચિતે. ટેક.
સત્ય ઉચારે તે સુખ ધારે,
હાંરે ન વિચારે તેની સ્થીતિતો નઠારી; જુ. સત્ય. ૧.
સત્યની વાંણી સઘળે પ્રમાણી,
હાંરે ઉરઆણી વખાણી નરનારી; જુ. સ. ૨.
સત્ય તજાયતો જશ ટળી જાયછે,
હાંરે ખાય ખત્તા અને થાયછે ખુવારી; જુ. સ. ૩.
સત્ય આધારે ધનને વધારે,
હાંરે વદ્ય વિદ્વાન વિવેકી વહેપારી; જુ. સ. ૪.
સત્ય ન બોલે તે ખર તોલે,
હાંરે સત્ય બોલે તે તો લે શોભા સારી; જુ. સ. ૫.
પરમ પીતાજી સત્યથી રાજી,
હાંરે પૂરાપાજી રહે રાજી સત્ય હારી; જુ. સ. ૬.
પરમ ધરમ પણ સત્ય પ્રમાણો,
હાંરે બોલી જાણો ઉર આણો સ્વર્ગ બારી; જુ. સ. ૭.
દલપતરામે કહ્યું શુભ કામે,
હાંરે સર્વે ઠામે સદા સત્યને સંભારી; જુ. સત્ય. ૮.

---

### પદ ૭ મું.—ભોળા જન વિશે.

"પ્રભુતને પ્રસંનતે કેમ થાય," એ રાગ.

ભાઈ જન ભોળા જે ભૂતળમાં, સમજે નહિ સવળ અવળમાં;
ભાઈ. ટેક.
જ્યાં જેવી સોબત ત્યાં જઈને, તરત ગરક તે થાય;
જેમ ગંગાજળથી મદિરાથી, માટો પલળી જાય. ભાઈજન. ૧.
સત્ય અસત્યની સમજણ નહિ, સમજે નહિ સાર અસાર;
છાતિએ ગાંઠ પડી નવછૂટે, હિકમત કરો હજાર. ભાઈ. ૨.
હસે રૂએ કે હઠ પકડે, વણ કારણ કરે લડાઈ;
વણ સમજ્યા દીવાદ કરે, તે ભોલા કહીએ ભાઈ. ભાઈ. ૩.

ભૂત પ્રેતની ભ્રમણા રાખે, મંત્ર જંત્રને માને;
સઘળી વાતો સાચી માને, કથન પડ્યું જે કાને. ભાઈ. ૪.
રૂપું આપી સોનું કરાવે, કોઈ કિમિયાગર પાસે;
સોનું બનતનતો તે શિદ રખડત, ભોળાને નવ ભાસે. ભાઈ. ૫.
વગર વિચાર ઉચાર કરે પણ, જોગ્ય અજોગ્ય ન જાણે;
શુભ રીતે શીખામણ દેતાં, ઉલટો અવગુણ આણે. ભાઈ. ૬.
મનસૂબા બહુ મોટા રાખે, જોગ બને નહિ જેનો;
પોતામાં જે ગુણ નહિ પૂરો, ધરે ગુરવ ઉર એનો. ભાઈ. ૭.
ભોળા ભૂપતિની ભૂમીમાં, પ્રજા અધિક પીડાય;
ચોરી કરીને ચોર જતો રહે, જોગી માર્યો જાય. ભાઈ. ૮.
અજ્ઞાની અજ્ઞાનપણાથી, વચન ઉચરતાં ચૂકે;
ભોળાજન ભીતરમાં ખીજે, મહા જુલમ કરિ મૂકે. ભાઈ. ૯.
ભવિષ્ય કારણથી ભોળપણું, એતો સઉમા આવે;
ડાહ્યાપણ બનિ જાય દિવાના, ભવિષ્ય જો ભૂલાવે. ભાઈ. ૧૦.
ભોળા થઈને સ્વારથ સાધે, તે કહીએ ઠગ ભોળા;
ગાગર સાટે લઈ જઈને, ગુપ્ત કરી દે ગોળા. ભાઈ. ૧૧.
કામ કરી પસ્તાવું પડે પછિ, કરેજ એવાં કામ;
ભોળાને ભીતરમાં બુદ્ધી, દિસે ન દલપતરામ. ભાઈ. ૧૨.

—o—

### પદ ૮ મું.—ભવિશ ભૂલવવા વિશે.

રાગ પ્રભાતિ,

"મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદથી, કર્મના જીવતે મર્મ બોલે"

એ રાગનું.

ભૂલવે ભવિષ તો કોણ ભૂલે નહિ. ભેદુ પણ ભૂલથી થાય ભોળા;
કોઈ દિન સાહસિક કામન કરે કશુ, તેતણા તુરત દેવાય ડોળા.
ભૂલવે ભવિ૦ ટેક.
ધર્મરાજા બધો મર્મ મન સમજતા, કર્મ તે દ્યુતનું કેમ માંડે;
વાળની પતિતણાં વચન સીતા સતી, છેક પતિ આણ તે કેમ છાંડે.
ભૂલવે. ૧.
નરપતિ નળતણી પ્રબળ બુદ્ધિ બહુ, જાગટે જીવ તે કેમ જોડે;
જાણિને દુર્લભા આણી જે વલ્લભા, તેતણો સંગતે કેમ તોડે.
ભૂલવે. ૨.
સંપીને શત્રુ સહુ જીતિ સંસારમાં, જાદવે જશ વિશેષે જમાવ્યો;
રાજનીતિતણી રીતચિતથી ટળી, કુમતિ સૂજીજ્યારે કાળ આવ્યો.
ભૂલવે. ૩.
ચતુરની ચતુરતા કાંઈ ચાલે નહિ, ભાવિ ભૂલાવતાં ચતુર ચૂકે;
અન્યને આપ ઉપદેશ આપે અતિ, આપ ઉલટો જઈ ટેક મૂકે.
ભૂલવે. ૪.
નાવની જેમ સરખીજ નરહે ગતિ, જ્યારે જળ પવન તોફાન જાગે;
વિબુધવિવેકીનું થાય વિપરીત મન, વિધિથી વિપરીત જો વેગ લાગે.
ભૂલવે. ૫.
દેવ નિર્દોષતે ભૂલિ દૂષિત થયા, દેવ ભૂલાવતાં દેવ ભૂલ્યા;
માનવી માત્ર અભિમાન મનમાં કશું, રાખીને ફોક ફરશો ન ફૂલ્યા.
ભૂલવે. ૬.
છંડિ દેવાંગના વિપ્રની અંગના, ઈંદ્રને રૂડિ શું અધિક લાગી;
બુદ્ધિ બહુ તોયતે સુદ્ધિ ભૂલીગયો, કામનીકાજ નિજલાજ ત્યાગી.
ભૂલવે. ૭.
જાણ પરવીણ ગોસાંઈ જદુનાથજી, આબરૂ કાજ જો અરજ કીધી;
સમજણા સેંકડો પાસ સેવક હતા, કોઈએ કેમ નહિ બુદ્ધિ દીધી.
ભૂલવે. ૮.
અગ્નિના અધિક ઉતપાતતે સાંભળી, સાચવી રાખવા સર્વ જાગે;
છેવટે ઈશ ઈચ્છા થકી છાપરે, આપણી ચૂકથી આગ લાગે.
ભૂલવે. ૯.
એહને કોઈ ઈચ્છા કહે ઈશ્વરી, કોઈ કહે કર્મના આંક એવા;
જે ન ચૂકે કદા તેજ ચૂકે તદા, કાંઈપણ છે ખરૂં એવું કહેવા.
ભૂલવે. ૧૦.
જાહુનો વેગ સત્યવાદીને જો ચડે, બોલતાં બોલ જૂઠાજ બોલે;
પરણી સ્ત્રી પરહરી વનવિષે વિચરી, પરવધૂ પેખિને દિલ ડોલે.
ભૂલવે. ૧૧.
એવું અભિમાન અભિમાની મનમાં ધરે, ઠોકરો ખાઉં નહિ કોઈ ઠામે
દૈવની આગળે કરવું ડહાપણ કશું, દીનતા દાખો દલપત્તરામે.
ભૂલવે. ૧૨.

---

### પદ ૯ મું.—ગુરૂઓને શીખામણ.

"વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે" એ રાગ.

સમજો શાણા ગુરૂઓ રે, સુણજો શાણા ગુરૂઓ રે;
શીપેરે પૂજાશો; સમજો. ટેક.
દુરાચરણથી દૂર થવાને, સદાચરણના સારૂ;
સંસારીને દ્યો શીખામણ તે છે કાસ તમારૂ. સમજો. ૧.
અનાચાર તજવાથી ઉલટું, આપો છો ખાઇએઠું;
બકરૂ ખેતર બહાર કાઢતાં, ઊંટ આવીને પેઠું. સમજો. ૨.
વીશય ભરેલાં પદ વંચાવી. કરો છો જનને કામી;
વ્રજપ્રનિને શીદ ખાલી વગોવો, જુએ છે અંતર જામી. સમજો. ૩.
અવળે રસ્તે ઈશ્વર ભજતાં, જગમાં સુખ નવ જેયું;
બહુ ઝાઝુ મળવાને બદલે, ખોળે હતું તે ખોયું. સમજો. ૪.
શરણ પામીને મરણ પછી, જમપુરમાં પીડા વેઠી;
પીંજારો ગઈ પૂત સામવા, ખસમ ખોઇને બેઠી. સમજો. ૫.

પાખંડી ગુરૂજન પોતાનાં, પાપન નજરે પેખે;
ઊંડાકુવામાં ઉતરેલો જેમ, ડુંગરને નહિ દેખે. સમજો. ૬.
સેવક જન સઘળાને સાચા, સમજો બેટા બેટી;
દાસતણી વહુ દીકરીયોને, ભ્રષ્ટ ન કરશો ભેટી. સમજો. ૭.
આ અવસર છે અવર તરહેનો, જે થાશે તે જોશો;
મમન તમારો નહિ મેલો તો, ખાલી સરવસ ખોશો. સમજો. ૮.
સેવા પામો શું સુધર્યું જો, પૂજ્યા જડથા જેવે;
દુરાચરણ નહિ દુર તજ્યેતો, સમજૂ જન નહિ સેવે. સમજો. ૯.
આમ તમારૂં કામ બગડશે, રામ રૂદે નહિ રીઝે;
ધામ દામને ગામ ગરાસ, તમામ જશે ઘેર ત્રીજે. સમજો. ૧૦.
ખાન પાન સનમાન મળે તોય, માન મૂકી દયો મનથી;
ભાન રાખી ભગવાન ભજો, નાદાનપણું તજી તનથી. સમજો. ૧૧.
વાત સુણીને વિવેક સાથે, વીચાર વળતી કરજો;
દલપતરામની વિનતિ દીલમાં, ધીરજ રાખી ધરજો. સમજો. ૧૨.

## પદ ૧૦ મુ.—પ્રીતી વિશે.

રાગ ઠુમરી.

"નાથ કૈસે ગજકો બંધ છોડાયો" એ રાગ.

દરદદિલ દરદીનું દરદીજ જાણે,
અણજાણ્યાં તો અંદેશો આણે; દરદ દિલ. ટેક.
પાણીથી દૂર લગાર પડ્યાથકો, તરફડે મચ્છ જે ઠાણે;
હાંડીઆને મન હસવું આવે, અને ઠીઠિ હસે ને ઠેકાણે. દરદ. ૧.
ચંદ્રમાં ચિત્ત ચકોરનું ચોખ્ખું, તે વાકેફ હોય તે વખાણે;
પોતાના જીવને પીડા પડિ હોય તે, પારકો જિવ શું પિછાણે. દ. ૨.
ચમકની તરફ ખેંચાયછે લોહડું, તેને કહો કોણ તાણે;
અકળિત કારણ એ અસાધારણ, પ્યારનું એજ પ્રમાણે. દર. ૩.
સારસ જોડું સનેહે વસે તેને, પાડતાં જુદાં પરાણે;
સુખની ઘડી તે તે સ્વપને મળે નહિ, ટળવળીને તજે પ્રાણે. દર. ૪.
દંપતીનાં દીલ તેમજ તરસેછે, બંધન પ્યાર બંધાણે;
જાણેછે અંતર અરસ પરસનાં, ગાઈ બતાવે શું ગાણે. દર. ૫.

## હોરી ૧ લી.

"સાંમરો અજહુ નહીં આવે." એ રાગ.

ઘેર આવો વસંત વિલાસી; વિલાસી ઘેર. ટેક.
આવે સમે કેમ આપ થયાછો, પિયુ પરદેશ પ્રવાસી;
અવધ ઉપર દિન અધિક ગયાછે, ફાગણની ગુણ રાશી;
પ્રિયા આવો પૂરણ માસી, ઘેર આવો વસંત વિલાસી. ૧.
લખિ લખિ કાગળ લખવાની લેખણ, ઘણું લખતાં ગઈ ઘાસી;
આપનો ઉત્તર એકે ન આવ્યો, એ થકી થઈછું ઉદાસી;
નકો બેઠી થઈને નિરાશી, ઘેર આવો વસંત વિલાસી. ૨.
કંથ કથનથકો કોલ કર્યો હતો, એક દિન બેશી અગાશી;
પ્યારિ તને નહીં પલક વિસારૂં, તે નથી જોતા તપાશી;
સ્વામી કેમ મળશે શાબાસી, ઘેર આવો વસંત વિલાસી. ૩.
પિયુ તમ અરથે પલંગ બિછાવું, ખાટ બાંધુ ખૂબ ખાસી;
ચંપા ચંબેલી ગુલબના ગજરા, હાર પેહેરાવું હુલાસી;
વદન જોઊં નેણ વિકાશી, ઘેર આવો વસંત વિલાસી. ૪.
આ રૂતુમાં રમે પિયુ સંગ પ્રેમદા, હેતે કરી કરી હાંસો;
દલપતરામના દેવ દીધા હેય, જોડજો રામ સીતાસી;
કશો કેમ રાખે કચાશી, ઘેર આવો વસંત વિલાસી. ૫.

## હોરી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

આવો પ્રાણપતી પીયુ પ્યારા, હો પ્યારા આવો; ટેક.
આ અવસરમાં ઉતાવળા આવી, પૂરો મનોરથ મારા;
વીતી જશે જો વસંતના દિવસો, સૌનાથી શોભિત સારા;
આગળ મળવાના ઉધારા, આવો પ્રાણ પતિ પિયુ પ્યારા. ૧.
ફૂલેલા ફૂલના ફૂલ તે તમવિના, નિરખતાં દીસે નઠારા;
સંત વસંતના રાગ આળાપે, લાગે છે તે તો લવારા;
સ્વામી હોય તોજ તે સારા. આવો. ૨.
કોયલના સ્વર કાળજું કાપે, શુક સ્વર દુખ કરનારા;
વાજે દુકડ[1] ડફ, ચંગ મૃદંગને ગાજે સરોદ સતારા;
ભિતર ઉપજે ભયભારા. આવો. ૩.
સેવા કરૂં આવો સાસુના જાયા, નહીં રાખું નેણથી ન્યારા;
નાથ તમે મારી નથડીનું મોતી, હઈડીના હાર હજારા;
તમે મારા નેણના તારા. આવો. ૪.
કંથવિના મને કશુંએ ગમે નહીં, ખટ રસ લાગેછે ખારા;
દલપતરામના દેવને કહુછું, તોડ વિજોગ અમારા;
તેથી પાડ માનશું તારા. આવો. ૫.

## હોરી ૩ જી.

રાગ ઉપર પ્રમાણે.

નણદી કેમ નાથ ન આવ્યા, ન આવ્યા; નણદી. ટેક.
જાને એણે પરદેશમાં જેને, જાથુ જમાવ જમાવ્યા;
જરીએ ફરી ઘર સામું ન જોયું, કરોડ સંદેસા મેં કહાવ્યા;
કાગળ એક લાખ લખાવ્યા. નણદી. ૧.
પરણીને તુરત જવા પરદેશે, શોધી સંઘાત સિધાવ્યા;
મારૂં કહ્યું કશુએ નહિ માન્યું, કરોડ તરેહ અટકાવ્યા;
રહ્યા નહિ મારા રોકાવ્યા. નણદી. ૨.

[1] નરઘાં.

નૂર આપી નવા નાવમાં જ્યારે, નવ નવા ભાર ભરાવ્યા;
એવે સમે છાંટા આંસુના મારી, આંખેથી ખૂબ ખરાવ્યા;
અવધ ખટ માસ ઠરાવ્યા; નણદી. ૩.
ખરેખરા સમખાઈ ખચિત કરી, ઉરવિશ્વાસ અણાવ્યા;
જર અરથે જળપંથ જવાના, અગણિત ગુણતો ગણાવ્યા;
ભલા ભલા ભેદ ભણાવ્યા; નણદી. ૪.
બહુ બહુ બંદર અંદર જૈને, મૂલથી માલ મગાવ્યા;
લાભ મળ્યો તેમ લોભિયા થૈને, લોભ અથોભ લગાવ્યા;
લોભે સમભારે ભગાવ્યા; નણદી. ૫.
વાટ જોતાં દસ વર્શ વિત્યાં પણ, લાજે ન કોઈના લજાવ્યા;
જોબન જોર તો જાયછે જલદી, નહિ શણગાર સજાવ્યા;
ભલા નહિ વેષ ભજાવ્યા; નણદી. ૬.
મુદત દિવાળીના દિવસની દીધી, વાયદા તે તો વટાવ્યા;
ફરિને અવશ્ય વળિ ફાગણની લખી. એ પણ દિવશતો આવ્યા;
હરખ હૈએ નહિ ઉપજાવ્યા; નણદી. ૭.
રંગે રમે હોરી મળીને રસીલી, કેશુડે રંગ રચાવ્યા;
પરણ્યોને પ્યારી પરસ્પર છાંટે, મનહર ખેલ મચાવ્યા;
ભાળી ભડકા પ્રગટાવ્યા; નણદી. ૮.
તાળ મદંગ વિણા ડફ વાજે, રાગ રસિક ગવરાવ્યા;
વિરહણીને તો વિશેષ વધે દુઃખ, વિષના રોપા વવરાવ્યા;
ચણ્યા લોહના ચવરાવ્યા; નણદી. ૯.
ચંપા ગુલાબ ચંબેલીને ચોદશ, ફૂલડે ફુલી ફૂલાવ્યા;
લોળવીને કોઈએ મુજ ભરથારને, ભાન જરૂર ભુલાવ્યા;
કાંતો રહેવા કબુલાવ્યા; નણદી. ૧૦.
હાહાહા વસંત રૂતુનો જે દુર્લભ, ગાફલ થૈને ગુમાવ્યા;
કાંતો કોઈએ મારા અવગુણ કહિ કહિ, મુજભરથાર ભમાવ્યા;
કોણે એવી અકલ કમાવ્યા; નણદી. ૧૧.
કર્મ ક્રિયા ભવના નડયાં નણદી, ઉરમાં અંગારા ધખાવ્યા;
દલપતરામના દેવને કહુંછું, પિયુથી વિજોગ રખાવ્યા;
એવા કેમ લેખ લખાવ્યા, નણદી કેમ નાથ ન આવ્યા. ૧૨.

---

### હોરી ૪ થી.

"મત ડારો પીચકારીરે મેં તો સગરી ભીંજાઈ ગઈ."—એ રાગ.

વસંત રૂતુ ખીલ્યો વનમાં રે,
મોટી ખુશી મારા મનમાં; ટેક.
દેશમાં વાગ્યો સુધારાનો ડંકો,
શુભ થયું એજ શુકનમાં રે; મોટી. ૧.
ધરણીમાં થઇછે કુધારાની કમતિ,
ગમતી સાફાઈ ગગનમાં રે; મોટી. ૨.
આજ પ્રજાતો સ્વતંત્રતા પામી,
વદનથી વદતાં વચનમાં રે; મોટી. ૩.
બાગમાં ફૂલ બહુ વિધ ફૂલ્યાં,
ફૂલ ફેલાઈ છે જનમાં રે; મોટી. ૪.
ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણા થાએ,
ગાયછે ગીત ગાયનમાં રે; મોટી. ૫.
રંગ ઉમંગે થયાં મુખ રાતાં,
હોય જેમ હોરી ખેલનમાં રે; મોટી. ૬.
ધાણીની પેઠે તો ધન વહેંચાયું,
ભળિયા છે લોક ભજનમાં રે; મોટી. ૭.
દલપતરામના દેવે દયાથી,
દીધો આનંદ આદનમાંરે; મોટી ખુશી. ૮.

---

### કેફ વિષે.—દોહરો.

ભાંગ અફિણ ગાંજા થકી, ઉપજ્યાં કષ્ટ અનેક;
રાજ ગયું દોલત ગઈ, વિદ્યા તથા વિવેક. ૧.

### ગરબી ૧ લી.

"ધન્ય અંબે માત વશીયાં ડુંગર માંહરે જાયગા જોઇને."
એ રાગ.

કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા,
નિર્લજ નરછે કેફતણા કરનારરે; જગમાં જેટલા. ટેક.
આ જગમાં જે જન કેફ કરે,
તેના તનમાં રોગ અનેક ઠરે;
તેની નિશ્ચે નરમાં લાજ નરહે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૧.
તેનાં બાળક બાજરીને રડશે,
તેને લેણા વાળાનિત નડશે;
પછી ગભરાઈ બઈરીને લડશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૨.
નિત નવી નવી ફરિઆદો થાશે,
વસતર હરરાજે વેચાશે;
કેફી સરકારે દોરાશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહું હું કેટલા. ૩.
બે ભાન થઈ ભૂલ્યો ભમશે,
નરશો જગ્યોમાં જઈ રમશે;
અભિમાન તજી ગાળો ખમશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૪.
તેને ઘરધંધો નહીં હાથ ચડે,
તેની બુદ્ધિ જાશે કેફ વડે;

તેને રસ્તો સુધો નહીંજ જડે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૫.
એવો અક્કલ હીણો કોણ હશે,
ધન ખરચીને દુખીઆરો થશે;
કોણ મરવા સામે પૂર જશે,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૬.
કાંઈ નથીરે એમાં સ્વાદ કશો,
કેફથી ઉલટા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૭.
તમે વિગતેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી કાંઈક ડરો;
દલપતની વિનતી દીલ ધરો,
કેફી લોકો કેફતણા અવગુણરે કહુ હું કેટલા. ૮.

---

ગરબી. ૨ જી.

"સુણજો સાજનો રે"—એ રાગ.

સજ્જન લોક વિચારી, સારી શિખામણ મન ધરીએજીરે;
જેમ તેમ મુખ બોલાએ, જેથી દિલમાં તેથી ડરીએ કેફ
ન કરીએજી. ૧.
તાળી પાડી દોષ દેખાડી, કહુંછું દહાડી દહાડીજીરે;
મારૂં વેણ તમે માનોતો, તજજો મદિરા તાડી. કેફ. ૨.
કેફ કર્યાથી ઘટશે ભાઈ, ચિતમાંથી ચતુરાઈજીરે;
ધન ખરચી લેવી લુચ્ચાઈ, મોટી એ મુરખાઈ. કેફ. ૩.
લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધોજીરે;
સાર નથી એમાં કાંઈ અંત્યે, ઘર ખોવાનો ધંધો. કેફ. ૪.
વેદ પુરાણ કુરાન કિતાબો, જોજ્યો તેહ તપાશીજીરે;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી સાબાશી. કેફ. ૫.
કાજી મુલાંનો મત એછે, એ મત અધ્યારૂનો જીરે;
હિંદુમાં ગૌહત્યાથી પણ, દોષ ઘણો દારૂનો. કેફ. ૬.
મદિરા સારૂં મારૂં તારૂં, ચોર્યાતું ચિત્ત થાશેજીરે;
કોઈ સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ. ૭.
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીત રખડશોજીરે;
કહે દલપત કરમાં દીવો લઈ, કોઈ ન કુવામાં પડશો. કેફ. ૮.

---

ગરબી ૩ જી.

"આવો હરિ શિવશંકર ભોળા."—એ રાગ.

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાયે મોત વિના મરવું. તજો તમે કેફ. ટેક.
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરથી વિચારો;
દુઃખી થશે કેફનો કરનારો, તજો તમે.
પિશે જે જન મદિરા તાડી,
તેનાં ફળ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશે પાડી, તજો તમે.
અફીણથી કૈક ગયા ઉડી,
ગમાવી ગાંઠથકી મૂડી;
મૂઆ દુઃખ દરિઆમાં બુડી, તજો તમે.
મૂરખને મૂર્ખ મળે સંગી,
લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણા એતો અડબંગી, તજો તમે.
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકોમાં નિંદાશે, તજો તમે.
પિએ કોઈ ગાંજો ગુણ જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી, તજો તમે.
તે સર્વે રોગ કરે તનમાં,
અમે સાભળ્યું વૈદો જનમાં;
મોટા તમે માની લેજ્યો મનમાં, તજો તમે.
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચિત્તે;
રેજ્યો રૂડા માણસની રીતે, તજો તમે.
પ્રભુ થકી જો દિલમાં ડરીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ, તજો તમે.
બનાની ગરબી બહુ સારી,
શુણી જે દેશે વિસારી;
તેના મુખ ઉપર પેન્જારી, તજો તમે. ૧૦
વારે વારે શું કહીએ વારૂ,
સ્નેહે કરી કહુંછું તમ સારૂં;
માનો દલપત કહે કહ્યું મારૂં, તજો તમે. ૧૧

---

ગરબી ૪ થી.—કેફના અવગુણ વિષે.

"લાલ પીઆરીનો સાહેબોરે"—એ રાગ.

શીખ કહુંછું તે સૌ સાંભળો રે,
ફેલ વિસારો અફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે; ટેક

અવગુણ અતિ ઝાઝા અફીણમાં રે,
એથી હોયછે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૧.
મોટે મેહેલ ચડીને બેસતા રે,
અફીણથી એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર ભોજન જમતા ભાવતાં રે,
રડતા દીઠા અન્નને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૨.
વાહન રથ ઘોડાને પાલખી રે,
ચાલ્યા પગ પાળા તજી તેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
રાતા માતા શરીરે શોભતા રે,
દીઠા તેના દુર્બળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૩.
જે નર ચતુર શીરોમણી જાગતા રે,
નીરખ્યા તે નિંદ્રાળે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર બહુ જુક્તિથી બોલતા રે,
તે નર ભાખે ભાગ્યાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૪.
જેની અતિ સંભલાતી આબરૂ રે,
તે નર લોકોમાં નિંદાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જેનું સાચપણું સૌ માનતા રે,
તે સાચો થાવા સમજાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૫.
તોપણ સાચ મનાય નહિ તેહનું રે,
સર્વે લોક તજે વિશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
તે નર દુનિઆમાં જીવતા મુએ રે,
સારૂં મનુષ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૬.
બહુ દુઃખછે એવા બંધાણમાં રે,
કોઈ દીન કરમગતી હોય હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
પૃથવી ઉપર પગ ઘસવા પડે રે,
તે ઘડી આવે મોઢે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૭.
જે કોઈ તજશે વસ્તુ કેફની રે,
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
શીક્ષા સુંદર દલપતરામની રે,
સજ્જન સહુ કોઈ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૮.

---

## ગરબી ૫ મી.

### કેફ વિષે.—પરજીયો.

"જીવે માણી ગર બંદલો"—એ રાગ.

કેફી સૈયર જેનો કંથડો રે, તેનાં પૂરણ પાપ;
મનનાં ઉદાસી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ. કેફી. ૧.
એવો દિસે અળખામણો રે, જાંણે જીવનો ટળેલ;
આડા બોલો અફીણીઓ, હાંરે એનાં ગાત્ર ગળેલ. કેફી. ૨.
એક ટકાની નહીં આબરૂ રે, પિટયો ચૌટાનો ચોર;
દહાડી દોરાય દરબારમાં, હાંરે પુઠે લોકોનો તોર. કેફી. ૩.
અપોચિઓ ને ઘણો આળસુ રે, કાંતો ઊંઘે કાંગાય;
રળવાની શક્તિ રહે નહીં, હાંરે રળ્યું રહનું ખાય. કેફી. ૪.
બારેથી આવે બે બાકળો રે, હીણા દેખાય હાલ;
ખૂણે ઢાળીને પડે ખાટલો, હાંરે બઈરી છૈયાંનો કાળ. કેફી. ૫.
બાળકને ખાવા નહીં બાજરી રે, પીઠો પ્રગટે ઉફાંદ;
છતે ધણીએ બળે છાતડી, હાંરે વેઠે રંડાપો રાંડ. કેફી. ૬.
લાજ હીણો લેખે નહીં રે, જશે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં, હાંરે બોલે જુઠડા બોલ. કેફી. ૭.
કોઈ કોઈ વખત થાય કેફથી રે, હૈયા ફુટો હેરાન;
તોય શિખ દલપતરામની, હાંરે કદી ધારે ન કાન. કેફી. ૮.

---

## ગરબી ૬ ઠી.

"ઓધવજી સંદેશો કહેજો શામને"—એ રાગ.

મા મુજને કેમ દીધી રે કેફી કંથને,
કાઢ્યાં શોધી કીયા જનમનાં વેર જો;
જનમ સમે નવ આણ્યો મારા અંતને,
ગળ ગુંથીમાં ઘોળી ન પાયું ઝેર જો. મા મુજને. ૧.
ઉછેરી નાંખી રે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યું રે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતાં વીતી જાય જો. મા મુજને. ૨.

આવરદા મારી રે અતિ લાંબી થઈ,
ત્રાગ નહીં જે તોડયે તુટયો જાયજો;
કર્મતણી કહાણી રે ક્યાં જાયે કહી,
છાંય કૂવાની કૂવાવિષે સમાયજો. મા મુજને. ૩.
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાયજો;
સાત જનમ પામું રે શોક અપારમાં,
પાર ન આવે કરતાં ક્રોડ ઉપાયજો. મા મુજને. ૪.
રમવું ને જમવું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડજો;
એ દુઃખથી છોડાવે મુજને આસમે,
પૂરણ માનું પરમેશ્વરનો પાડજો. મા મુજને. ૫.
ફરી જનમ ધરશું રે ત્યાં સુખ પામશું,
આ અવસર તો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ કરીને હિમ્મત રાખશું,
ભાગ્યે લખિયો દૈવે આ ભરતાર જો. મા મુજને. ૬.
પાપ નથી કીધાં મેં આવડાં આપળે,
પ્રગટયાં આવી પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા દૈવે તે ટાળ્યા નવટળે,
કર્મ કરે તે ન કરે મા ને બાપજો. મા મુજને. ૭.
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું રૂદેમાં કેના ઉપર રોષજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છૂટવું,
દલપતના સ્વામિને ન દેવો દોષજો. મા મુજને. ૮.

---

### ગરબી ૭ મી.

કેફીની સ્ત્રીના બાર મહિના વાલાજીના ગરબાનો રાગ.

૧ કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આએ અબળાના દુઃખનો નાવે અંત; સાંભળ સાહેલી.૧.
દીવસ ઘટે ને રજની મોટી થાશે રે. સાહેલી;
આ કેફીની અબળાના કેમ દિન જાશે; સાંભળ સાહેલી. ૨.
હિમાળાનો શીતળવાયુ વાયરે, સાહેલી;
આ, એ મહીનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૨ માગસર મહિને સુખ પામું શી પેરરે, સાહેલી;
આ, કેફીડેતો માંડયો અકરાકેર; સાંભળ સાહેલી. ૧.
ઉપજ ખરચની વાત કશી નહિ જાણી રે, સાહેલી;
આ, ખોઈ બેઠો નિજ બાપતણી કમાણી; સાંભળ સાહેલી. ૨.
પડયો રહે કયાંઈ કેફી રસ્તા માંયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૩ પોશેતો ઘર વેચી બેઠો પાપીરે, સાહેલી;
આ પીયર જવાની રજા વહુને આપી; સાંભળ સાહેલી. ૧.
જેણે મને પરણાવ્યું એવું પાપરે, સાહેલી;
આ પેલા ભવનાં દુસ્મન માને બાપ; સાંભળ સાહેલી. ૨.
એ રતમાં સાસરે જવા સહુ ચહાયરે, સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૪ મહા મહિનામાં બોલે લોક વસંત રે, સાહેલી;
આ તે દુખણી કેફીડો જેનો કંથ; સાંભળ સાહેલી. ૧.
વન પાલોયાં આંબે આવ્યો મોરરે, સાહેલી;
આ દુખણીને સુખ નથી એકે પહોરરે; સાંભળ સાહેલી. ૨.
ભમર ગાન સુણી પીયુ મલવા મન થાયરે, સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૫ ફાગણમાં નર નારી ખેલે ફાગરે, સાહેલી;
આ કેફીની અબળાને અંતર આગ; સાંભળ સાહેલી. ૧.
રમે જમેને હસે મળી નર નારરે, સાહેલી;
આ કેફીની પરણેલી ખાએ માર; સાંભળ સાહેલી. ૨.
જોવું ને રોવું ઘર ખૂણા માંયરે, સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૬ ચૈતરમાં કેમ ધીરજ રાખું ચીતરે, સાહેલી;
આ કેફ કરે કેફીડો નિતને નીત; સાંભળ સાહેલી. ૧.
ઓ પરમેશ્વર કેમ આવો વર આપ્યો રે, સાહેલી;
આ, એ વરથી તો અતિ ભલો રંડાપો; સાંભળ સાહેલી. ૨.
લેણાં વાળાની ફરિઆદો થાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૭ વિલખંતાં આવ્યો મહિનો વૈશાખ રે, સાહેલી;
આ, ધોમ ધખે દીલ થાય બળીને રાખ; સાંભળ સાહેલી. ૧.
સુરજ તપેતો છત્તર આડું રાખું રે, સાહેલી;
આ દિલ દાઝે તે કેની આગળ દાખું; સાંભળ સાહેલી. ૨.
રજની ઘટીને દહાડા મોટા થાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૮ જેઠેતો જીવડલો જલવા લાગ્યો રે, સાહેલી;
આ કેફીની અબલાનો આનંદ ભાગ્યો; સાંભળ સાહેલી. ૧.
પગ દાઝેતો મોજડીઓ લઈ ધારૂં રે, સાહેલી;
આ કાલજડું દાઝે તે કેમ કરી ઠારૂં; સાંભળ સાહેલી. ૨.
કેફીહને કોઇ ન કહે સમજાય રે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૯ અસાડમાં ચડી આવ્યોછે ઘનઘોર રે, સાહેલી;
આ મોટો હરખ ધરીને બોલે મોર; સાંભળ સાહેલી. ૧.
કેફી પીયુ બંદીખાનામાં માલેરે, સાહેલી;
આ પરણેલીના દિલમાં એ રત સાલે; સાંભળ સાહેલી. ૨.

લિલી ધરા વિધ વિધનાં અંનવવાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૧૦ શ્રાવણમાં મેં શીવ પૂજા નહિ કીધીરે, સાહેલી;
આ દૈવે મુજને કેફીને કર દીધી; સાંભળ સાહેલી. ૧.
ચિત્ત ટળેલો વ્યસની જુઠો ચોરરે, સાહેલી;
આ, એ સગપણ કરનારો મરજો ગોર; સાંભળ સાહેલી. ૨.
ભાગ્યવંતી જે પીયુ સાથે સોહાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૧૧ ભાદરવે ભર જોબન એળે જાયરે, સાહેલી;
આ કેફીની બાઈરીને કેમ સુખ થાય; સાંભળ સાહેલી. ૧.
નદીએ આવ્યાં પૂરણ જલનાં પૂરરે, સાહેલી;
આ પીયું સાંભરતાં આગ્ય જલેછે ઉર; સાંભળ સાહેલી. ૨.
માળે બેશી પંખીડાં મલકાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૧૨ દીવાળીના દહાડા આસો માસ રે, સાહેલી;
આ કેફીની બાઈરી નિત રહે ઉદાસ; સાંભળ સાહેલી. ૧.
રમે જમે જન ધરે નવા સણગારરે, સાહેલી;
આ કેફીની નારી નયણે જલ ધાર; સાંભળ સાહેલી. ૨.
ગુણવંતી મળિ મળિને ગરબા ગાયરે, સાહેલી;
આ, એ મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી. ૩.
૧૩ માસ અધિકમાં અધિકપણે શું કહીએરે, સાહેલી;
આ પીયુ બંદીખાંને એકલાં કેમ રહીએ; સાંભળ સાહેલી. ૧.
એ વરથી જો છુટકો મારો થાયરે, સાહેલી;
તો દલપતના સ્વામીને લાગું પાય; સાંભળ સાહેલી. ૨.

---

### કેફ વિષે.—લાવણી ૧ લી.

"એકવાર રામ રામ બોલો."—એ રાગની.

સખી મારો કંથ મને પ્યારો,
જેવો હઈઆનો હાર વળી જેમ નેણાનો તારો. ૧.
સખી મારો કેફી કંથ રૂડો,
મોટે મારગ જાય તો ભાગુ ભાવ ધરી ચુડો. ૨.
સખી મારો કંથ ગયો હાટે,
વણ દિઠે ઉદાસી થઈ હું બેઠી એ માટે. ૩.
સખી મારો પીયુ ગયો પીઠે,
વણ દિઠે સુખ થાય બળેછે દિલ મારૂં દિઠે. ૪.
સખી મારો પીઉછે વેપારી,
જાણે સઘળું શેહેર નથી અણજાણ્યાં નર નારી. ૫.
સખી મારો કંથ કરે ચોરી,
નિત્ય જાય રાજદુવાર બે ચાકર ચાલેછે દોરી. ૬.
સખી મારાં ભાગ્ય ભલાં જાણું,
મન ગમતા પિયુ સાથ સદા મન ગમતાં સુખ માણું. ૭.
સખી મારા કર્મતણી કાણી,
કેહેછે દલપતરામ બોલી એમ કેફીની રાણી. ૮.

---

### લાવણી ૨ જી.

"રાધીકૃષ્ણ કે દરશણ કારણ આયે સદાશિવ ગોકુલમેં,"—એ રાગ.

કરશો કેફ મગન થઈ ફરશો, ધરશો નહિ શીક્ષા મનમાં;
બુઢા પણ શિર કુટી કુટી મરશો, રહશો રોગ થયે તનમાં. ૧.
તે સારૂં હિત કહું તમારૂં, મારૂં વાયક માની લહો;
શરમ ધરીએ કરમ તજોતો, પરમ ધરમથી પૂર્ણ રહો. ૨.
ઝટપટ કેફની ખટપટ છોડો, અટપટી વાત નથી એમાં;
દામ ઉગરશે, કામ સુધરશે, રામ થશે રાજી જેમાં. ૩.
જશે બુરાઈ, થશે ભલાઈ, ખસે કમાઈ ન કરમાંથી;
કેફ લજાઈ, તજો તો ભાઈ, જશે લડાઈ ઘરમાંથી. ૪.
સ્વાદ વિચારો, ગુણ સંભારો, યારો કેફ પછી કરજો;
ગરથ ખરચી ગહ્લા શીદ બનિયે, ધીરજ ધરી મનમાં ધરજો. ૫.
નિરલજ ફરવું, મુખ નીચું કરવું, મરવું તેથી મહા સારૂં;
કેફી થવાથી કોઢી થવું તે, ઘણું સરસ મનમાં ધારૂં. ૬.
વાઘ અગની વિષ વૈરી મલજો, કદી ન મલજો કેફ કહીં;
પ્રેત પીસાચ ને ભૂત વળગજો, કદી વળગજો કેફ નહીં. ૭.
મુઆં મનુષ તો બહુ વખણાયે, જીવતાં કેફી નિંદાય અતી;
કેહેછે દલપતરામ ન થાશો, દુશમનની પણ એવી ગતી. ૮.

---

### લાવણી ૩ જી.

"બરદમેં બીલેશ્વર બંકા, અટલ છત્ર ધારી,"—એ રાગ.

ઉડી પલકમાં ગયા મુલકથી, કેફ જેઓ કરતા;
કેફ જેઓ કરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ટેક.
બાગ ફુવારા હોજ બનાવી, સુખથી વીચરતા;
ગજરા તોરા હાર ફૂલના, ધરી મગન ફરતા;
ધરી મગન ફરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૧.
જેની મુંછો મોટિ વાંકડી, ઉપર લીંબુ ઠરતાં;
દેશ વિજય કરિ, એક છત્ર ધરિ, દેવથિ નહિ ડરતા;
દેવથિ નહિ ડરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૨.
ગુણિજન નિજ જસ ગાન કરતા, મુખ અમૃત ઝરતા;
બડે જાઓ બડે જાઓ થાય અગાડી, શિર ચમર ઢળતા;
શિર ચમર ઢળતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૩.

શત્રુ સકળનાં શહેર લૂટીને, ભૂમિ ખણી ભરતા;
ન ખમે કદિ અપમાન ટુંકારો, તરત લડી મરતા;
તરત લડી મરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૪.
ધ્રિગડજાં ધ્રિગડજાંધિં ચોઘડિયે, ધડિ ઘડિ ઘાવ પડતા;
રૂમઝુમ ઝણણણ ઠણણ ચાલતી, નારિ સારિ વરતા;
નારિ સારિ વરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૫.
સોના સિંહાસન, બેઠક જાજમ, મખમલિ પાથરતા;
ઝળળળ કાંતી, અજબ ઝળકતી, ઘરની સુંદરતા;
ઘરની સુંદરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૬.
કેફ કરી ગફલતમાં નિશદિન, શયન અનુસરતા;
કહેછે દલપતરામ, ધામ ધન, શત્રુતણું હરતા;
શત્રુતણું હરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૭.

---

ગરબી ૧ લી.—આ દુનીયામાં કોઈ રહેવાનું નથી. એ વિષે.

"સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઈ અલબેલી" એ રાગ.

થિર ઠરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું;
કરીલો કાંઈ રૂડું કામ, રહેશે કહેવાનું: ટેક.
વિક્રમ સરખા વિર ગયા ને, ભૂપ ગયો વળી ભોજરે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ; રે નથી રહેવાનું.૧.
છતે ગયો શાહુ છત્ર પતિનો, દુનિયાથી દેખાવ રે;
બાજીરાવ ગયા બળવંતા, ગયા શિવાજીરાવ; રે નથી રહેવાનું. ૨.
બારોનેટ બહુ જશવંતા, શેઠ ગયા જમશેદ રે;
કહો રહ્યા ક્યાં ધનજી કામા, ખલક ધરેછે ખેદ; રે નથી રહેવાનું.૩.
જેણે બહુ જર જોડી જગતમાં, કર્યા ગુપત ઉપકાર રે;
કઈ દુખિયાનાં દુઃખ કાપ્યાં તે, સંભારે સંસાર; રે નથી રહેવાનું.૪.
મોતીશા મુંબઈમાં મોટો, સરસ હતો સાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું વળિ, ગયા ગરથ ભંડાર; રે નથી રહેવાનું. ૫.
કઇ ગુણવંતા ગયા ગવરનર, સરસ ગયા સરદાર, રે;
રાજા રાણા કોઈ રહ્યા નહીં, કઠા અમલ કરનાર; રે નથી રહેવાનું. ૬.
હેમાભાઈ હયાત હતા ને, શેઠ હતા હઠિ સંગરે;
તેપણ દુનિયા તજી ગયા ને, મનમાં રહ્યા ઉમંગ; રે નથી રહેવાનું.૭.
ક્યાં પ્રિન્સ આલબરટ પૃથ્વીપતિ, રાણીનો ભરથાર રે;
જોતાં જોતાં ગયા જગતથી, જરા ન લાગી વાર; રે નથી રહેવાનું.૮.
પડ્યું રહે નાણું પૃથ્વીમાં, અગણીત આડે આંક રે;
સમજી લેજો કાંઈ પણ સાથે, નહીં આવે નવટાંક; રે નથી રહેવાનું૯.
બાગ બગીચા બેઠક બંગલા, મોટા મોટા માળ રે;
એતો સઉ એમના એમ રહેશે, પરથમ ચણજો પાળ; રે નથી રે.૧૦
આરંભેલાં અધુરાં રહેશે, કઈકિ જગતમાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજિને જવું તમામ; રે નથી રહેવાનું.૧૧.
કાલ કર્યાનું આજ કરી લે, કોણે દીઠી કાલ રે;
પગલા હેઠે મોત પડ્યુંછે, ચેતી ચેતી ચાલ; રે નથી રહેવાનું. ૧૨.
લાચારોની આશિષ લેજો, નિશ્ચળ કરજો નામ રે;
સમજો તો સારી શીખામણ, દેછે દલપતરામ; રે નથી રહેવાનું.૧૩.

---

ગરબી ૨ જી.—જાુઠું ન બોલવા વિશે.

"વનમાં ભુલી પડી રે પેલો ક્યાં ગયો કાનુડો" એ રાગની છે.

ઠગમાં તે ઠરે રે જગમાં જે જન બોલે જાુઠું,
જાૂઠે રૂઠે જગતપતિ વળિ આબરૂ કહે હું ઉઠું. ઠગમાં તે ઠરે રે; ટેક.
જાુઠા જનનું કોઈ ન જાણે, સમખાતાં પણ સાચું;
વાટે ઘાટે વાત કરે જન, હાટો એનું હાચું; ઠગમાં. ૧.
સહજ સ્વભાવે હસતાં હેતે, વદો ન જાુઠી વાણી;
તજો તમે તે ટેવ નઠારી, જાુઠામાં દુખ જાણી; ઠગમાં. ૨.
ઢોંગીને વાગે ઠોંચણમાં, પીડા પીડા પોકારે;
શુણનારા કોઈ સત્ય ન માને, ઢોંગ હશે એમ ધારે; ઠગમાં. ૩.
પ્રથમ થકી પતિયાર ગયો તો, પછી ન પાછો પામે;
કોઈક ચોરી કરે પણ ચડશે, નર તસ્કરને નામે; ઠગમાં. ૪.
સોનાનો સણગાર સરસ જો, ઘડનારો ઘડી લાવે;
બદલી લેનારો બદલે પણ, સોનીને શિર આવે; ઠગમાં. ૫.
બીલાડો બહુ સાધુ બનીને, દયા ઘણી દીલ ધારે;
ઊંદરને વિશ્વાસ ન આવે, વીતી વાત વિચારે; ઠગમાં. ૬.
છે જાુઠું તે છાવરતાં પણ, છેક રહે નહીં છાનું;
વર્ષે કે બે વર્ષે વળતી, પછી ઉઘળશે પાનું; ઠગમાં. ૭.
જાુઠું બોલ્યાથી જર જામે, તોપણ દુખછે તેમાં;
કથન કહી લોકો ધિક્કારે, આગ ઉઠી જર એમાં; ઠગમાં. ૮.
કદી મળે ધન લાખ કરોડો, તોપણ તે શું કરવું;
બોજ કરમનો માથે બાંધી, મેલીને ધન મરવું; ઠગમાં. ૯.
છાનું જાુઠું છાવરીએ પણ, જગતપતી તો જાણે;
ભારે પીડ ભોગવિયે પછી, નહિ છૂટાએ નાણે; ઠગમાં. ૧૦.
આ જગમાં સુખ અલ્પ સમયનું, અતિ લાંબું દુખ અંતે;
પાને લખતાં પાર ન પામે, લખ્યું છે વિદ્યાવંતે; ઠગમાં. ૧૧.
તે જન ડાહ્યો તેજ કમાયો, જે નહીં જાુઠું બોલ્યો;
દલપતરામે દિલમાં દેખી, ખરેખરો મત ખોલ્યો; ઠગમાં. ૧૨.

---

ગરબી ૩ જી.—જવાસા વિશે.

"વાંસલડી વાગિ ને હું તો જાગી," એ રાગની.

જવાસા શિદને મરેછે સુકાઈ,
ભુંડું શું કીધું વરસાદે ભાઈ; જવાસા. ટેક.

દિવસમાં ઘડીએ ન જંપવા દેતો,
એવો હતો હું અનાડી રે; મારા. ૯.
ખાતાં પીતાં કે ખરા સુખ દુખમાં,
વિધ વિધ વાતે વિતાડી રે; મારા. ૧૦.
ચાર ઘડી એવી ચાકરીનો ગુણ,
મનથી શકું ન મટાડી રે; મારા. ૧૧.
દલપતરામ કહે દાસ થઈને,
આપીશ બદલો અગાડી રે; મારા. ૧૨.

ગરબી ૬ ઠી.

દિન દિન બહુ સુખદાતારે,
માયાળુ મારી માતા;
તું જગમાં ખરી ત્રાતારે,
માયાળુ મારી માતા. ટેક.
જેટલા ગુણ ગાઊં તેટલા થોડા,
સૌ નથી ઉચરી શકાતા રે; માયાળુ. ૧.
સંસારમાં સઉ સ્વારથી સરખા,
પેખ્યા સગા પરખ્યાતા રે; માયાળુ. ૨.
ભુંડો ભલો પણ માતા નિભાવે,
જોયા બીજા તજી જાતારે; માયાળુ. ૩.
જોયું નહીં હેત માતાના જેવું,
ચાહન તો બહુ ચહાતા રે; માયાળુ. ૪.
માતાના ગુણ નહીં માને તે પુત્રો,
પાછળથી પસતાતા રે; માયાળુ. ૫.
જેને માતા નહીં તે સુત જોયા,
મહા દુખમાંહિ મુંઝાતા રે; માયાળુ. ૬.
માતાનું મન તેતો સ્નેહનો સાગર,
વિશ્વમાં રચિયો વિધાતા રે; માયાળુ. ૭.
ભાવ ભરેલાં ભલે હોય ભૂમાં,
ભગની અને વળી ભ્રાતારે; માયાળુ. ૮.
માશીકે મામા ને કાકી કે કાકા,
સૌ ભલે હોય સોહાતા રે; માયાળુ. ૯.
નેહ ભરી ભલી નારીતણા ગુણ,
તારી તો તુલ્ય ન થાતા રે; માયાળુ. ૧૦.
આ ભવમાં ભલી તું આપનારી,
સર્વ વિધિ સુખ શાતારે; માયાળુ. ૧૧.
દલપતરામ કહે ખરા દિલથી,
ગુણ નથી ગણતાં ગણાતા રે; માયાળુ. ૧૨.

પિતાજિની સ્તુતિ.—ગરબી ૭ મી.

રામ કહે થઈ રાજીરે,
શુણો પ્યારા પિતાજી;
ગુણ ગણિ ગાઉછું ગાજીરે,
શુણો પ્યારા પિતાજી. ટેક.
લેશ તમારૂં વચન નહીં લોપું,
જે કહો તે કહું હાજી રે; શુણો. ૧.
તન મન ધન શિર સર્વસ સોપું,
નિશ્ચે કહું નહીં નાજીરે; શુણો. ૨.
વસ્તી તજીને વસું વાસ વનમાં,
જો જીભથી કહો જાજીરે; શુણો. ૩.
પાલણ પોષણ પાડ પિતાનો,
પુત્ર ભુલે તેતો પાજીરે; શુણો. ૪.
સારી સારી ચીજ સુતને જમાડે,
ભક્ષ કરે પોતે ભાજીરે; શુણો. ૫.
પેટે પાટા બાંધિ પૈસાની વસ્તુ,
તનુજને ખવરાવે તાજીરે; શુણો. ૬.
કાલાઘેલા પણે જેજે કહ્યા મેં,
બોલ સાંખ્યા તે બધાજીરે; શુણો. ૭.
અગુણી હતો પણ ગુણ ગણી લીધા,
દુર્ગુણ દૂર કિધાજીરે; શુણો. ૮.
સેવકની પેઠ સર્વ પ્રકારે,
સ્નેહથી કીધી સેવાજીરે; શુણો. ૯.
કહોજી કદાપિ હું કેમ વિસારૂં,
અતિ ઉપકાર એવાજીરે; શુણો. ૧૦.
સાદા રહી પોતે મુજને શોભીતા,
શુભ શણગાર સજ્યાજીરે; શુણો. ૧૧.
ખચિત ખરેખરી પ્રીતથી ખાંતે,
ભક્તની રીતે ભજયાજીરે; શુણો. ૧૨.
દુખ ખમી દેહે મને સુખ દીધું,
કીધું રક્ષણ કોટિધાજીરે; શુણો. ૧૩.
શિક્ષકની પેઠે મુજને સુધારવા,
દિન દિન બોધ દિધાજીરે; શુણો. ૧૪.
પુત્ર માગે પ્રીતે રાંક ને રાજા,
ભણિ ભણિ ભક્તિ ભાષાજીરે; શુણો. ૧૫.
ઘડપણમાં ઘણી ચાકરી કરશે,
અંતરે એવી આશાજીરે; શુણો. ૧૬.
છાતીમાં રાખીને છાંયડો કીધો,
દિલ ઘણી રાખી દયાજીરે; શુણો. ૧૭.

કોઈ દિવસે મને દુખમાં દીઠો તો,
આંસુ પ્રવાહ વહયાજીરે; શુણો. ૧૮.
જો કોઈએ મુજને જ્યારે દૂભ્યો,
ધીરજ છાંડી ધખ્યાજીરે; શુણો. ૧૯.
તાતજી તે ઉપકાર તમારા,
લખતાં ન જાય લખ્યાજીરે; શુણો. ૨૦.
મારૂં સારૂં થવા મનમાં હમેશાં,
કરોડ વિચાર કર્યાજીરે; શુણો. ૨૧.
આ પુત્ર કેમ પામે સુખ એવી,
ફીકર રાખી ફર્યાજીરે; શુણો. ૨૨.
આખી ઉમરના ઉચાટ આગળથી,
ધ્યાનમાં રોજ ધર્યાજીરે; શુણો. ૨૩.
દલપતરામ કહે દિલમાંથી,
વજિ તે નથી વિસર્યાજીરે; શુણો. ૨૪.

---

## ગરબી ૮ મી.

"લ લાગી મને તારી, અલ્લાજી લે લાગી મને તારી."

એ રાગની છે.

જે કહો તે પ્રેમથી હું પાળું, પિતાજી તમે જે કહો તે પ્રેમથી હું પાળું,
વીશવસા વાર નહિ ગાળું; પિતાજી તમે. ટેક.
પુત્ર થઈ ન પાળે વેણ પ્રેમથી પિતાનું,
કહે લોક તેનું મોઢું કાળું; પિતાજી. ૧.
વચને પિતાને વરયા રામ વનવાસે,
રાજપાટ છોડિને રૂપાળું; પિતાજી. ૨.
પાળ્યો મને બાળપણે પોતે કષ્ટ પામી,
શી રિતે એ સર્વ સાટું વાળું; પિતાજી. ૩.
નિમક હરામી કદી હું નથી થવાનો,
સોંપશો તે ચાકરી સંભાળું; પિતાજી. ૪.
વાંચિછે મેં વાત એક વહાણના ઉંદરની,
તેવિ એક ટેક કેમ ટાળું: પિતાજી. ૫.
જેનો સૂત જગતમાં દુષ્ટ જેવો જાગ્યો,
તેને ઘેર છતે સુતે તાળું; પિતાજી. ૬.
દાસ ગણીને ઘણી આશીષ મને આપો,
દીલ રૂડું રાખિને દયાળું; પિતાજી. ૭.
કહે આમ દલપતરામ કર જોડી,
માફ કરો વેણ ભૂલ વાળું; પિતાજી. ૮.

---

દોહરા.

સાંખે કથનો સ્નેહથી, બાળકનાં મા બાપ;
પછિ ઘરડાં માબાપનાં, સપૂત સાંખે આપ. ૧
અવગુણ એકે નવ ગણે, પ્રીતે પાળે લાડ;
પિતા માતને પાળવાં, પછિ તેમાં શો પાડ. ૨.
એક દિવસ પણ અન્નજો, જમિયે જેને ઘેર;
સદાકાળ સંભારિયે, પ્રીતે રૂડી પેર. ૩.
ચાર ઘડી પણ ચાકરી, કરે કોઈની કોય;
ભૂલે તે આભારતો, નિમક હરામી હોય. ૪.
ખરા દીલથી ખાંતથી, પ્રીતે માતપિતાય;
કરે ચાકરી આકરી, ભવમાં ક્યમ ભૂલાય. ૫.
ભૂલે તે ભગવાનનો, ચાહત મોટો ચોર;
નહિ તેનો પછિ નીસરે, નરક વિષે પણ નોર. ૬.

---

## ગરબી ૯ મી.—બાળકીઓનાં નિત્યકર્મની ગરબી.

"મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળીરે."—એ રાગ.

સુતાં ઉઠી શુભ રીતથી, સાહેલી રે;
પરમેશ્વર ભજવા પ્રીતથી; સાહેલી રે. ૧.
પછી દાતણ પાણી થાયછે, સાહેલી રે;
જેથી દુરગંધી જાયછે; સાહેલી રે. ૨.
નાહાવું નિત્ય નિરમળ નીરથી, સાહેલી રે;
સઘળો જાય મેલ શરીરથી; સાહેલી રે. ૩.
સંતોષે જમીએ જે મળ્યું, સાહેલી રે;
નહિ ખાઈએ નિત્ય ગળ્યું ગળ્યું; સાહેલી રે. ૪.
પટકુળ ઝીણાં નહિ પેહેરીએ, સાહેલી રે;
ગાવા ન જવું પરશેરીએ; સાહેલી રે. ૫.
આભ્રણ ઝાઝાં નહિ ઇચ્છીએ, સાહેલી રે;
સદગુણની શોભા પ્રીચ્છીએ; સાહેલી રે. ૬.
નીરલજની સોબત છોડીએ, સાહેલી રે;
વાહાલાંથી વેર ન જોડીએ; સાહેલી રે. ૭.
સઘલું સરખું નહિ લેખીએ, સાહેલી રે;
દલમાં ડાયાં થઈ દેખીએ; સાહેલી રે. ૮.

---

## ગરબી ૧૦ મી.—હિંદુઓની સ્ત્રિયોને ભણવા વિશે.

"લાલ હંમેડા."—એ રાગની.

તમે ભણો ભલી ભાત, બાઈ હિંદુવાણી;
રહો સુનિશ્ચીન રાત, બાઈ હિંદુવાણી. ૧.

દિવસમાં ઘડીએ ન જંપવા દેતો,
એવો હતો હું અનાડી રે; મારા. ૯.
ખાતાં પીતાં કે ખરા સુખ દુખમાં,
વિધ વિધ વાતે વિતાડો રે; મારા. ૧૦.
ચાર ઘડી એવી ચાકરીનો ગુણ,
મનથી શકું ન મટાડી રે; મારા. ૧૧.
દલપતરામ કહે દાસ થઈને,
આપીશ બદલો અગાડી રે; મારા. ૧૨.

ગરબી ૬ ઠી.

દિન દિન બહુ સુખદાતારે,
માયાળુ મારી માતા;
તું જગમાં ખરી ત્રાતારે,
માયાળુ મારી માતા. ટેક.
જેટલા ગુણ ગાઊં તેટલા થોડા,
સૌ નથો ઉચરી શકાતા રે; માયાળુ. ૧.
સંસારમાં સઉ સ્વારથી સરખા,
પેખ્યા સગા પરખ્યાતા રે; માયાળુ. ૨.
ભુંડો ભલો પણ માતા નિભાવે,
જોયા બીજા તજી જાતારે; માયાળુ. ૩.
જોયું નહીં હેત માતાના જેવું,
ચાહન તો બહુ ચહાતા રે; માયાળુ. ૪.
માતાના ગુણ નહીં માને તે પુત્રો,
પાછળથી પસતાતા રે; માયાળુ. ૫.
જેને માતા નહીં તે સુત જોયા,
મહા દુખમાંહિ મુંઝાતા રે; માયાળુ. ૬.
માતાનું મન તેતો સ્નેહનો સાગર,
વિશ્વમાં રચિયો વિધાતા રે; માયાળુ. ૭.
ભાવ ભરેલાં ભલે હોય ભૂમાં,
ભગની અને વળી ભ્રાતારે; માયાળુ. ૮.
માશીકે મામા ને કાકી કે કાકા,
સૌ ભલે હોય સોહાતા રે; માયાળુ. ૯.
નેહ ભરી ભલી નારીતણા ગુણ,
તારી તો તુલ્ય ન થાતા રે; માયાળુ. ૧૦.
આ ભવમાં ભલી તું આપનારી,
સર્વ વિધિ સુખ શાતારે; માયાળુ. ૧૧.
દલપતરામ કહે ખરા દિલથી,
ગુણ નથી ગણતાં ગણાતા રે; માયાળુ. ૧૨.

પિતાજિની સ્તુતિ.—ગરબી ૭ મી.

રામ કહે થઈ રાજીરે,
શુણો પ્યારા પિતાજી;
ગુણ ગણિ ગાઉછું ગાજીરે,
શુણો પ્યારા પિતાજી. ટેક.
લેશ તમારૂં વચન નહીં લોપું,
જે કહો તે કહું હાજીરે; શુણો. ૧.
તન મન ધન શિર સર્વશ સોપું,
નિશ્ચે કહું નહીં નાજીરે; શુણો. ૨.
વસ્તી તજીને વસું વાસ વનમાં,
જો જીભથી કહો જાજીરે; શુણો. ૩.
પાલણ પોષણ પાઠ પિતાનો,
પુત્ર ભુલે તેતો પાજીરે; શુણો. ૪.
સારી સારી ચીજ સુતને જમાડે,
ભક્ષ કરે પોતે ભાજીરે; શુણો. ૫.
પેટે પાટા બાંધિ પૈસાની વસ્તુ,
તનુજને ખવરાવે તાજીરે; શુણો. ૬.
કાલાઘેલા પણે જેજે કહ્યા મેં,
બોલ સાંખ્યા તે બધાજીરે; શુણો. ૭.
અગુણી હતો પણ ગુણ ગણી લીધા,
દુર્ગુણ દૂર કિધાજીરે; શુણો. ૮.
સેવકની પેઠ સર્વ પ્રકારે,
સ્નેહથી કીધી સેવાજીરે; શુણો. ૯.
કહોજી કદાપિ હું કેમ વિસારૂં,
અતિ ઉપકાર એવાજીરે; શુણો. ૧૦.
સાદા રહી પોતે મુજને શોભીતા,
શુભ શણગાર સજ્યાજીરે; શુણો. ૧૧.
ખચિત ખરેખરી પ્રીતથી ખાંતે,
ભક્તની રીતે ભજ્યાજીરે; શુણો. ૧૨.
દુખ ખમી દેહે મને સુખ દીધું,
કીધું રક્ષણ કોટિધાજીરે; શુણો. ૧૩.
શિક્ષકની પેઠે મુજને સુધારવા,
દિન દિન બોધ દિધાજીરે; શુણો. ૧૪.
પુત્ર માગે પ્રીતે રાંક ને રાજા,
ભણિ ભણિ ભક્તિ ભાષાજીરે; શુણો. ૧૫.
ઘડપણમાં ઘણી ચાકરી કરશે,
અંતરે એવી આશાજીરે; શુણો. ૧૬.
છાતીમાં રાખીને છાંયડો કીધો,
દિલ ઘણી રાખી દયાજીરે; શુણો. ૧૭.

કોઈ દિવસે મને દુઃખમાં દીઠો તો,
આંસુ પ્રવાહ વહ્યાજીરે; સુણો. ૧૮.
જો કોઈએ મુજને જ્યારે દૂભ્યો,
ધીરજ છાંડી ધંખ્યાજીરે; સુણો. ૧૯.
તાતજી તે ઉપકાર તમારા,
લખતાં ન જાય લખ્યાજીરે; સુણો. ૨૦.
મારૂં સારૂં થવા મનમાં હમેશાં,
કરોડ વિચાર કર્યાજીરે; સુણો. ૨૧.
આ પુત્ર કેમ પામે સુખ એવી;
ફીકર રાખી ફર્યાજીરે; સુણો. ૨૨.
આખી ઉમરના ઉચાટ આગળથી,
ધ્યાનમાં રોજ ધર્યાજીરે; સુણો. ૨૩.
દલપતરામ કહે દિલમાંથી,
વજિ તે નથી વિસર્યાજીરે; સુણો. ૨૪.

---

ગરબી ૮ મી.

"લાગી મને તારી, અલ્યાજી લે લાગી મને તારી."

એ રાગની છે.

જે કહો તે પ્રેમથી હું પાળું, પિતાજી તમે જે કહો તે પ્રેમથી હું પાળું,
વીશવસા વાર નહિ ગાળું; પિતાજી તમે. ટેક.
પુત્ર થઈ ન પાળે વેણ પ્રેમથી પિતાનું,
કહે લોક તેનું મોહું કાળું; પિતાજી. ૧.
વચને પિતાને વશ્યા રામ વનવાસે,
રાજપાટ છોડિને રૂપાળું; પિતાજી. ૨.
પાળ્યો મને બાળપણે પોતે કષ્ટ પામી,
કી રિતે એ સર્વ સારૂં વાળું; પિતાજી. ૩.
નિમક હરામી કદી હું નથી થવાનો,
સોંપશો તે ચાકરી સંભાળું; પિતાજી. ૪.
વાંચિછે મેં વાત એક વહાણના ઉંદરની,
તેવિ એક ટેક કેમ ટાળું; પિતાજી. ૫.
જેનો સુત જગતમાં દુષ્ટ જેવો જાગ્યો,
તેને ઘેર છતે સુતે તાળું; પિતાજી. ૬.
દાસ ગણીને ઘણી આશીષ મને આપો,
દીલ રૂડું રાખિને દયાળું; પિતાજી. ૭.
કહે આમ દલપતરામ કર જોડી,
માફ કરો વેણ ભૂલ વાળું; પિતાજી. ૮.

દોહરા.

સાંખે કથનો સ્નેહથી, બાળકનાં મા બાપ;
પછિ ઘરડાં માબાપનાં, સપૂત સાંખે આપ. ૧
અવગુણ એકે નવ ગણે, પ્રીતે પાળે લાડ;
પિતા માતને પાળવાં, પછિ તેમાં શો પાડ. ૨.
એક દિવસ પણ અજાન્તે, જમિયે જેને ઘેર;
સદાકાળ સંભારિયે, પ્રીતે રૂડી પેર. ૩.
ચાર ઘડી પણ ચાકરી, કરે કોઈની કોય;
ભૂલે તે આભારતો, નિમક હરામી હોય. ૪.
ખરા દીલથી ખાંતથી, પ્રીતે માતપિતાય;
કરે ચાકરી આકરી, ભવમાં કયમ ભૂલાય. ૫.
ભૂલે તે ભગવાનનો, ચાહત મોટો ચોર;
નહિ તેનો પછિ નીસરે, નરક વિષે પણ નોર. ૬.

---

ગરબી ૯ મી.—બાળકીઓનાં નિત્યકર્મની ગરબી.

"મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળીરે."—એ રાગ.

સુતાં ઉઠી શુભ રીતથી, સાહેલી રે;
પરમેશ્વર ભજવા પ્રીતથી; સાહેલી રે. ૧.
પછી દાતણ પાણી થાયછે, સાહેલી રે;
જેથી દૂરગંધી જાયછે; સાહેલી રે. ૨.
નાહાવું નિત્ય નિરમળ નીરથી, સાહેલી રે;
સઘળો જાય મેલ શરીરથી; સાહેલી રે. ૩.
સંતોષે જમીએ જે મળ્યું, સાહેલી રે;
નહિ ખાઈએ નિત્ય ગળ્યું ગળ્યું; સાહેલી રે. ૪.
પટકુળ ઝીણાં નહિ પેહેરીએ, સાહેલી રે;
ગાવા ન જવું પરશેરીએ; સાહેલી રે. ૫.
આભ્રણ ઝાઝાં નહિ ઇચ્છીએ, સાહેલી રે;
સદગુણની શોભા પ્રીચ્છીએ; સાહેલી રે. ૬.
નીરલજની સોબત છોડીએ, સાહેલી રે;
વાહાલાંથી વેર ન જોડીએ; સાહેલી રે. ૭.
સઘલું સરખું નહિ લેખીએ, સાહેલી રે;
દલમાં ડાહ્યાં થઈ દેખીએ; સાહેલી રે. ૮.

---

ગરબી ૧૦ મી.—હિંદુઓની સ્ત્રિયોને ભણવા વિશે.

"લાલ હીંમોડા."—એ રાગની.

તમે ભણો ભલી ભાત, બાઈ હિંદુવાણી;
રહો સુ[illegible]ન રાત, બાઈ હિંદુવાણી. ૧.

જેથી દુષ્ટ બુદ્ધિ જાય, બાઈ હિંદુવાણી;
સ્થિર સારી બુદ્ધિ થાય, બાઈ હિંદુવાણી. ૨.
રાખો સંપ સગા માંહિ, બાઈ હિંદુવાણી;
નહીં ક્લેશ કરો કાંહિ, બાઈ હિંદુવાણી. ૩.
સુખ સંપમાં સદાય, બાઈ હિંદુવાણી;
ગુણવંત એમ ગાય, બાઈ હિંદુવાણી. ૪.
શિખો સારાં કામ કાજ, બાઈ હિંદુવાણી;
વધે લોકમાંહિ લાજ, બાઈ હિંદુવાણી. ૫.
તજી પીયરમાં પ્રીત, બાઈ હિંદુવાણી;
રહો સાસરે સુ રીત, બાઈ હિંદુવાણી. ૬.
કોઈ કરે સારો બોધ, બાઈ હિંદુવાણી;
સુણી કીજિયે ન ક્રોધ, બાઈ હિંદુવાણી. ૭.
ભજો અકળ અભેવ, બાઈ હિંદુવાણી;
દલપત્તતણો દેવ, બાઈ હિંદુવાણી. ૮.

—o—

### ગરબી ૧૧ મી.—છોડીઓને ભણવા વિષે.

"આવો આવો શિવશંકર ભોળા."—એ રાગ.

બ્હેનો તમે ભાવ સહિત ભણજો,
ગાંડા લોકો નિંદે તે નવગણજો; બ્હેનો. ટેક.
ભણે તે તો ભગવતને ભાવે,
એથી દીલ જ્ઞાન અધિક આવે;
તજી અવગુણ સદગુણ લાવે. બ્હેનો. ૧.
ભણે તે તો અપજસથી ભાગે,
જેને ઘણી લાજનો ખપ જાગે;
મોટી સતિયોનું પદ માગે. બ્હેનો. ૨.
દુરાચાર હોય ન ભણે તેમાં,
જગ્યા જુઓ કેદી રહે જેમાં;
અધિકતા હશે અભણ્યા એમાં. બ્હેનો. ૩.
ભણેલી હતી રૂકમણી રાણી,
મીરાંબાઈ મુલકમાં વખણાણી;
જેની કવિતા જગ સૌ જાણી. બ્હેનો. ૪.
પ્રિયાને પાપ ભણે લાગે,
એવું કોઈ લખિ ન ગયા આગે;
મ્હોઢે બોલનારા જુતી માગે. બ્હેનો. ૫.
ભણ્યા વિના ક્યાંથી અક્કલ આણે,
નિતીની રીતી તે કેમ જાણે;
ભણ્યા વિના જણ પશુ પરમાં. બ્હેનો. ૬.
ભણી ઘણી નાગરની નારી,
શી રીતે નહિ કહિયે સારી;
ચતુર લેજો ચિતમાં વિચારી. બ્હેનો. ૭.
ભણો તમે આળસ ભ્રમ છોડી,
થશે તેથી લાજ નહિ થોડી;
કેહે દલપત બેઉ કર જોડી. બ્હેનો. ૮.

---

### ગરબી ૧૨ મી.—ભણવાના ઉપદેશ વીશે.

"મારી માત બહુ ચરારે લાલ."—એ રાગની.

ભણો ભલી ભાતથી રે લોલ[1], રૂદે રળીઆતથી રે લોલ;
સખી સંઘાતથી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧.
ભણ્યાથી ભલું થશે રે લોલ, મુરખતા મટી જશે રે લોલ;
હઈયામાં ભરી હશે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨.
શીખામણ સાંભળી રે લોલ, કુટેવ જશે ટળી રે લોલ;
વીવેક વધે વળી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૩.
ભાવેથી ભણો ગણો રે લોલ, તેથી તો તમોતણો રે લોલ;
સુધારો થશે ઘણો રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૪.
ભણ્યાવીના ભામની રે લોલ, ગદ્ધી જેવી ગામની રે લોલ;
કહો શા કામની રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૫.
કહુ વળી કાનમાં રે લોલ, અવગુણ અજ્ઞાનમાં રે લોલ;
સમજજો સાનમાં રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૬.
મુરખ મન મેલમાં રે લોલ, ફૂરે ફંદ ફેલમાં રે લોલ,
જુઓ જઈ જેલમાં રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૭.
ભલે ભણવા જશો રે લોલ, કુપંથ નથી કશો રે લોલ;
થતાં સુખીયાં થશો રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૮.
વિદ્યાગુણ વ્યાપશે રે લોલ, કુટીલતા કાપશે રે લોલ;
અધીક બુધી આપશે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૯.
એવું જાણી આપથી રે લોલ, પાછાં ફરો પાપથી રે લોલ;
ઉદ્યોગ અમાપથી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૦.
ધરમ મનમાં ધરો રે લોલ, કરમ શુદ્ધતો કરો રે લોલ;
પરમ પદ પરવરો રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૧.
ભજો ભગવાનને રે લોલ, તજો અભીમાનને રે લોલ;
સજો શુભ જ્ઞાનને રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૨.
ભણી ભરતારમાં રે લોલ, પ્યારી રહે પ્યારમાં રે લોલ;
સુખે સંસારમાં રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૩.
લડાઈ લડે નહીં રે લોલ, કુશબ્દ કહી કહી રે લોલ;
મોઘી ચીજને ચહી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૪.

---

[1] ચંચળ કુંડાળીમાં ગાતાં ફરનાર.

.ખો નીત્ય ચીતથી રે લોલ, રહે સતી રીતથી રે લોલ;
મુ ભજે પ્રીતથી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૫.
કે નહીં છંદમાં રે લોલ, ઓપે આનંદમાં રે લોલ;
સે નહીં ફંદમાં રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૬.
દા સંતોષથી રે લોલ, રહે નહીં રોષથી રે લોલ;
રે દીલ દોષથી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૭.
સાસરીયું શોભાવશે રે લોલ, એવા ગુણ આવશે રે લોલ;
ભરથારને ભાવશે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૮.
ભલી હોય જો ભણી રે લોલ, તારીફ ઘણી તેનણી રે લોલ;
ગુંથે ગ્રંથમાં ગણી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૧૯.
ઘણો જશ જામશે રે લોલ, વીપતથી વિરામશે રે લોલ;
પુરાં સુખ પામશે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૦.
શીધે પંથ સંચરે રે લોલ, દુરાચારથી ડરે રે લોલ;
સાસુની સેવા કરે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૧.
વધે લાજ લોકમાં રે લોલ, ચાલે વાત ચોકમાં રે લોલ;
થતા જન થોકમાં રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૨.
લેખણ ખડીઓ લઈ રે લોલ, નિશાળે નિત્યે જઈ રે લોલ;
ઠરે થીર ત્યાં થઈ રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૩.
મહેતાજીનું માનથી રે લોલ, કથણ સુણી કાનથી રે લોલ;
ધારે એક ધ્યાનથી રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૪.
રમાપતી રીજશે રે લોલ, ખોટા મતી ખીજશે રે લોલ;
કદી થાકી જશે રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૫.
ગોરી સહુ ગાંમની રે લોલ, શુણો કથા કામની રે લોલ;
દલપતરામની રે લોલ, ભણો ભલી ભાતથી રે લોલ. ૨૬.

---

ગરબી ૧૩ મી.—નિશાળે આવવા વિષે.

"તમે હરી હૈયાના હારછો."—એ રાગ.

આવજો આવજો આવજો રે,
આજ વહેલાં નિશાળે આવજો;
બેહેની મને બોલાવજો રે,
આજ વહેલાં નિશાળે આવજો. ટેક.
જો તમને અવકાશ ન આવે રે,
તો કોઈ સાથે કહાવજો રે; આજ. ૧.
પાટીને ખડીઓ લેખણ સાથે રે,
લખવાનો સામાન લાવજો રે. આજ. ૨.
કકો ભણાવી મને આંક ગણાવી રે,
બારાખડી શિખાવજો રે, આજ. ૩.
ભૂલ્યો પડે કદી ભણતાં ગણતાં રે,
તેમને તરત બતાવજો રે. આજ. ૪.
સારી શિખામણ શિખવીને સજની રે,
બહુ હુશિઆર બનાવજો રે. આજ. ૫.
સમજાવતાં કદી જો નવ સમજું રે,
શિળે સ્વભાવે સમજાવજો રે. આજ. ૬.
હતી ભણેલી સતજુગની સતીઓ રે,
એવો મને આબરૂ અપાવજો રે. આજ. ૭.
સારી સુધારી મારા મનની મનસારે,
દલના દોષ દળાવજો રે. આજ. ૮.

---

ગરબી ૧૪ મી.—ભરત ચિત્ર શિખવાની ગરબી.

"અલબેલી રે અંબે માત, જોવાને જઈએ" (એ રાગની.)

આવો આવો રે શિખિયે આજ, ભરતજ ભરવાને;
લાવો લાવો રે સઘળો સાજ, ચિત્ર ચિતરવાને; ટેક.
ચિતર ચિતરવાને ભરતજ ભરવા, માતપિતા મનહરવા રે;
જગ કરતાનાં કરતબ્યને, કાંઈ કાંઈ ઉત્તેજન કરવા; ભર. ૧,
પોપટ ચિતરો ને પાંજરૂ ચિતરો, ચિતરો ગાયો ચરવા રે;
ફૂલ ઝાડે તો ફૂલડાં ચિતરો મે, ચિતરો આંબે મરવા; ભર. ૨.
ચતુર મનુષ્યના ચેહેરા ચિતરો, સજ્જનને સાંભરવા રે;
ચિતરો મંડપ ચોરી મધ્યે, વરવહુ બેઠાં વરવા; ભર. ૩.
ભણતર ભણતી કુંવરી ચિતરો, શિખતી પાઠ સુધરવા રે;
પનઘટની પાણિયારી ચિતરો, હોય જતી જળ ભરવા; ભર. ૪.
નિર્મળ જળની નદિયો ચિતરો ને, ચિતરો ગિરિવર ગરવા રે;
નાટકશાળામાં નટ ચિતરો, ચિતરો નરપતિ નરવા; ભર. ૫.
પરવતના પાયામાંથી, જે ઝરણાં લાગે ઝરવા રે;
તે ચિતરીને વળિ હિમગિરિ ચિતરો, ટંઢકથી જળ ઠરવા; ભર. ૬.
શિતળ વાયુ વાય શિયાળે, લાગે પાન પિખર વા રે;
વૈશાખે વનવેલી ફુલે ને, જળ વરસે ભાદરવા; ભર. ૭.
ચિતરોને સજની મોતની મૂર્ત્તિ, દુષ્ટ કરમથી ડરવા રે;
ભાવે પ્રભુના ભજનિક ચિતરો, અવસર અંત ઉગરવા. ભર. ૮.
રતન સહિત રતનાગર ચિતરોને, ચિતરો નાવ ઉતરવા રે;
સુત ધવરાવતી સુંદરી ચિતરો, પ્રીતે પૂત્ર ઉછરવા; ભર. ૯.
ઝમરૂખ ચિતરોને હાંડિયો ચિતરો, લોયજાજમ પાથરવા રે;
ખૂબસૂરતની છબિયો ચિતરો, રંગ મેહેલમાં ધરવા રે. ભર. ૧૦.
વિધ વિધનાં કાંઈ વાસણ ચિતરો, ઘરમાં ઘણું વાપરવા રે;
ગાડિ બગીને ચારટ ચિતરો, સાંજ સવારે ફરવા. ભર. ૧૧.
ચિતર થકી ચિત ચિંતા ટળવા, શોક સકળ પરહરવા રે;
દલપતરામ કહે દુનિયામાં, સુખથી દીવસ નીસરવા રે. ભર. ૧૨.

### ગરબો ૧૫ મો.

"સોના કેરૂં મારૂં બેડલું મોહન વેણ વજાડે."—એ રાગ.

જગતનો રચના જેણે રચિ, પ્રભુ મને પ્રાણથિ પ્યારો;
હો બેહેન મોટો જેનો મહિ માય, પ્રભુ;
દેવ બધા જેના દાસછે, પ્રભુ મને; હો.[1] રાજરાજેશ્વરાય પ્રભુ. ૧.
પૃથ્વી પાણી ઝાડ પર્વતો, પ્રભુ; હો. સોમ સુરજ સ્રજનાર; પ્રભુ;
એવો લીલા એની અદ્‌ભુત, પ્રભુ; હો. કોટી ભુવન કરતાર; પ્રભુ. ૨.
અગણિત આપણને પણ, પ્રભુ; હો. એણે કીધા ઉપકાર; પ્રભુ;
દીન દયાળ ઉદાર છે. પ્રભુ; હો. નોધારા આધાર; પ્રભુ. ૩.
આંખ્યો અમુલ્ય એણે દિધિ, પ્રભુ; હો કીધા સાંભળવા કાન; પ્રભુ;
હાથને પગ દીધા હેતથી, પ્રભુ; હો. દીધુંછે જીવત દાન. પ્રભુ. ૪.
બીજા પ્રાણીને બખશી નથિ, પ્રભુ; હો. બુદ્ધિ દિધી એવિ બેશ, પ્ર;
સંભાળ રાખેછે સર્વની, પ્રભુ; હો. હરિવર એજ હમેશ. પ્રભુ. ૫.
ભોગ આપી ભલી ભાતના, પ્રભુ; હો. લાલ લડાવેછે લાડ, પ્રભુ;
ભોળે ભાવે કેમ ભુલિયે, પ્રભુ; હો. પરમ પુરૂષનો એ પાડ. પ્રભુ. ૬.
અંતરમાંથિ એકે ઘડિ, પ્રભુ; હો. કદિયે વિસારિયે કેમ, પ્રભુ;
ખાતાં પિનાં સુતાં બેસતાં, પ્રભુ; હો. પૂરણ રાખિશ પ્રેમ. પ્રભુ. ૭.
એ સાથેછે ઘણું આપણે, પ્રભુ: હો. આ દેને અંતે કામ, પ્રભુ;
તેના હુકમ કેમ તોડીએ, પ્રભુ; હો. જેછે જગતનો જામ[2]. પ્રભુ. ૮.
અંતરની ગતિ આપણિ, પ્રભુ; હો. એથી અજાણિ ન એક. પ્રભુ.
દેખેછે દુનિયાને દૃષ્ટીએ, પ્રભુ; હો. એનો કળાછે અનેક. પ્રભુ. ૯.
ભલુ કે ભુંડું નથિ ભૂલતો, પ્રભુ; હો. કરિએ જે આપણે કાંહિ. પ્રભુ.
અંતે એનાં ફળ આપશે, પ્રભુ; હો. માંન ખરૂં મનમાંહિ પ્રભુ. ૧૦.
સાચો સગો એક શ્રીહરી, પ્રભુ; હો વાહાલામાં વાહાલો એ વીર. પ્ર.
પાળે ગમે તો પ્રલે કરે, પ્રભુ; હો. સોપ્યું મેં એને શરીર, પ્રભુ. ૧૧.
જેથિ એ રીઝે જગતપતિ, પ્રભુ; હો. તેજ કરૂં તતખેવ, પ્રભુ;
ભાવે ભજું ભલી ભાતથી, પ્રભુ; હો દલપતરામનો દેવ, પ્રભુ. ૧૨.

---

### ગરબી ૧૬ મી.—પૃથ્વી રૂપી નટડી વિષે.

"બહુચરબાળા બેનડી, શોળ સજ્યા શણગાર,
રમવા નીસર્યાંમા." એ રાગ.

સખી જો મોટા મેદાનમાં, અદભૂત રીતે આજ; નટડી નાચેછે.
પેખીને અચરજ પામીએ, સૌ વિદ્વાન સમાજ; નટડી નાચેછે. ૧.
કોણ જાણે આવી ક્યાં થકી, ફરતી દેશ વિદેશ; નટડી નાચેછે.
નાટકના ભેદ ભલા ભણી, બની સ્વરૂપે બેશ; નટડી નાચેછે. ૨.
એક કીધો ખેલ ખરેખરો, વિગતે કહું તે વાત; નટડી નાચેછે.
અણજાણ્યા જન માને નહિ, એવી વાત અઘાત; નટડી નાચેછે. ૩.
નિજ શરીર સંકોચન કરી, થઈ ગઈ ગોળ મટોળ; નટડી નાચેછે.
મેં દીઠું તેના દેહનું, દડા પ્રમાણે ડોળ; નટડી નાચેછે. ૪.
તે ગુણવંતીએ ગોઠવી, અંગપર વસ્તુ અનેક; નટડી નાચેછે.
કોઈ ચોંટી એના અંગમાં, કોઈ તો છૂટી છેક; નટડી નાચેછે. ૫.
પશુ પક્ષી પ્રાણી બહુ ધર્યાં, સ્થાવર જંગમ જાત; નટડી નાચેછે.
કેટલાંએક છોટાં છોકરાં, મોટાં પણ પ્રખ્યાત; નટડી નાચેછે. ૬.
વળી ગાત્રઉપર બહુ ગોઠવ્યા, પ્યાલા પાણી ભરેલ; નટડી નાચેછે.
પછી દડાની પેઠે દડવડી, ખૂબ કર્યા ત્યાં ખેલ; નટડી નાચેછે. ૭.
પછી ઉલટ સુલટ કાયા કરી, ખૂબ ગોલાંટો ખાય; નટડી નાચેછે.
પણ એકે વસ્તુ અંગથી, જરીએ ખશી ન જાય; નટડી નાચેછે. ૮.
સ્થિર સ્થાપિત મોટો થાંભલો,[1] ધરિ એનો આધાર; નટડી નાચેછે.
પણ તેને સ્પર્શ કર્યા વિના, ફરતી કુંડાકાર; નટડી નાચેછે. ૯.
વળી તેથી રહી બહુ વેગળી, અધર ઉડી આકાશ; નટડી નાચેછે.
નિજ નજર ઠરાવી થાંભલે, ચકર ફરે ચોપાસ; નટડી નાચેછે. ૧૦.
પણ કશોએ ખશીને નવ પડે, અંગેથી ચીજ એક; નટડી નાચેછે.
પ્યાલા પાણી છલકાઈને, છોળ ન ઉડે છેક; નટડી નાચેછે. ૧૧.
વળી છૂટું તેનું છોકરૂં[2], ફરે તેને ચોફેર; નટડી નાચેછે.
જન અણજાણ્યા જાણે નહિ, ખેલ કર્યો શીપેર; નટડી નાચેછે ૧૨.
એ કૌતક દેખી કોઈને, મન સમજાય ન મર્મ; નટડી નાચેછે.
પણ[3] મોણવેલ મૂજને મળી, ભાગ્યો તેથી ભર્મ; નટડી નાચેછે. ૧૩
ધન રાજા ખુશી થયો ઘણો, દિધાં સરસ શણગાર; નટડી નાચેછે.
રૂડી સાડી લીલા રંગની, ઓઢાડીએ વાર; નટડી નાચેછે. ૧૪.
તે જોવા ખેલ ખરેખરો, સૌને ઉપજ્યો સ્વાદ; નટડી નાચેછે.
ત્યાં કવિ દલપતરામે કહ્યું, ધન્ય એનો ઉસ્તાદ;[4] નટડી નાચેછે. ૧૫

—o—

### શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

ખાનાં કોઈ વિષે વિશેષ ભરિ છે, ધાતૂ જુદી જાતની;
કોઈમાં રસ શીશિયો વિવિધની, ભાળી ભલી ભાતની;
કોઈમાં બહુ બીજ ઔશધિતણાં, બુટ્ટી જડી ક્વાથની;
પૃથ્વી કે બહુ વસ્તુ વાળિ ધરિ છે, પેટી પ્રજા નાથની. ૧.
સંકોચી નિજ ગાત્ર ગોળ દડુલા, જેવી થઈ દીસતી;
અંગે વસ્તુ અનેક ગોઠવિ અને, ગોલાંટ ખાતી જતી;
એકે વસ્તુ પડે ન જોઈ જન તે, ભોળાય છે ભ્રાંતથી;
પૃથ્વી કે નૃપ પાસ કોઈ નટડી, ખેલે ખરી ખાંતથી. ૨.

—o—

[1] પહેલા ચરણ સિવાય બીજામાં હો આગળ મીઠું કરે-લુંછે ત્યાં "હો બેન" વાંચવું.
[2] જામ—રાજા.

[1] સૂર્ય. [2] ચંદ્ર. [3] મોહનં વેલ. [4] ગુરૂ.

ગરબી ૧૭ મી.—વહેમ તજવા વિશે.

"જે કોઈ અંબિકાજી માતને આરાધશે રે લોલ."—એ રાગની.

શુણો શીખવા વિવેક, એક વાતડી રે, લોલ;
છૂટે મૂર્ખપણું છેક, ખુલે છાતડી રે, લોલ. ૧.
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ, ભણો ભાવથી રે, લોલ;
પામો સ્ત્રી સતીના પંથ, તે પ્રભાવથી રે, લોલ. ૨.
તજો વહેમ ભરી વાચ, વહેમીએ કહી રે, લોલ;
ભૂત પ્રેતને પિશાચ સાચ, છે નહિ રે, લોલ. ૩.
દોરા ચીઠી મંત્ર જંત્ર, જૂઠ જાણજો રે, લોલ;
આશા ટુચકાના તંત્રમાં, ન આણજો રે, લોલ. ૪.
દેતાં દામ કરે કામ, દેવ દેવિઓ રે, લોલ;
ઠેલે લોક ઠામ ઠામ, વાત એવીઓ રે, લોલ. ૫.
કરી મેખ વર્ખ કુંભ, ઠગે જોશીઓ રે, લોલ;
ઝાડા ઊંજણીને દંભ, ઠગે ડોશીઓ રે, લોલ. ૬.
કૈકં પૂત્ર પૂત્રી કાજ, ખત્તા ખાયછે રે, લોલ;
તજી લાજ જોગીરાજ, પાસે જાયછે રે, લોલ. ૭.
વશીકરણતણી વાતથી, લૂંટાય છે રે, લોલ;
ભોળી ભામનીનિ જાત, તે ઠગાયછે રે, લોલ. ૮.
ખરૂં માનીને ખચીત, ચિંતે ચેતજો રે, લોલ;
ધેરે ગાવા આવાંગીત, હૈયે હેતજો રે, લોલ. ૯.
જશે ભૂલ ભર્યા ભર્મ, મર્મ જાણશો રે, લોલ;
પાળવા પવિત્ર ધર્મ, ઈચ્છા આણશો રે લોલ. ૧૦.
ભજો રાજાધીરાજ, મહરાજને રે, લોલ;
થશે કાજવળી આજ, પામો લાજને રે, લોલ. ૧૧.
તજો તુચ્છ જેવી ટેવ, અહમેવ તારે, લોલ;
રિઝે દલપતનો દેવ, દેવ દેવતા રે લોલ. ૧૨.

---

ગરબી ૧૮ મો.—ડુંગરા દૂરથી રળિઆમણાની ગરબી.

"લાલ પિયારીનો સાયબો રે" એ રાગની છે.

ડુંગરા દૂર થકી રળિયામણા રે,
પાસે જાય ત્યાં પથરા હોય હોલાલ; ડુંગરા દૂર થકી;
નહિ ગુણ ગણીએ મોટા નામથી રે,
તેની તારીફ શુણિયે તોય હોલાલ; ડુંગરા. ૧.
સરોવરથી સાગર મોટો શુણી રે,
પંખી પહોચ્યાં રાખી પ્યાર હોલાલ; ડુંગરા.
પાણી પીને સુખ નહિ પામીઆં રે,
તેની તરસ ન ગઈ તલ ભાર હોલાલ; ડુંગરા. ૨.
જોઈને દીપક જોત પતંગિયા રે,
પડીઆ ઉપર ધરીને પ્રીત હોલાલ; ડુંગરા.
પાંખો દાઝી પીડા પામિયા રે,
ખુબ ખુબ પામ્યા ખેદ ખચીત હોલાલ; ડુંગરા. ૩.
ઈંદર વરણાં ફળ અતિ ઓપતાં રે,
મુખમાં મેલે નહિ મીઠાશ હોલાલ; ડુંગરા.
ઉજળું દૂધ અનૂપમ થોરનું રે,
તે તો પીતાં ઉપજે ત્રાસ હોલાલ; ડુંગરા. ૪.
ઝાઝા જળનાં દેખી ઝાંઝવાં રે,
મૃગના મનમાં હરખ ન માય હોલાલ; ડુંગરા.
દોડી દોડીને દુખ પામીઆ રે,
જઈને જોતાં કાંઈ ન જણાય હોલાલ; ડુંગરા. ૫.
આંબા જેવાં જોઈ આકોલીઆં રે,
કોયલ કરતી હતી આશ હોલાલ; ડુંગરા.
પછિ તે દીઠાં પૂરાં પાકવા રે,
કરડી જોતાં માંહિ કપાસ હોલાલ; ડુંગરા. ૬.
મણિની આશે મણિધર સેવિયો રે,
ઘણિ રૂડિ રીતે રાખ્યો ઘેર હોલાલ; ડુંગરા.
માસ ગયા બહુ પણ ન મળ્યો મણી રે,
ઝાઝું દીઠું ઉલટું ઝેર હોલાલ; ડુંગરા. ૭.
સોનું વાલજ દેતી શંખલી રે,
તે તજી લીધો શંખ લપોડ હોલાલ; ડુંગરા.
બહુ બોલે પણ દમડી દે નહીં રે,
કહેશે સેને લાખ કરોડ હોલાલ; ડુંગરા. ૮.
ભૂલ્યો ભમરો વનમાં ભટકતો રે,
ફૂલ્યાં જોઈ આવળનાં ફૂલ હોલાલ; ડુંગરા.
કાંઈ સુગંધ ન પામ્યો સુંઘતાં રે,
મનમાં સમજ્યો મોટી ભૂલ હોલાલ; ડુંગરા. ૯.
સુંદર હીરા સરખો શોભતો રે,
કીંમત પામે કાચ ન કોઈ હોલાલ; ડુંગરા.
કેરી કેળાં કિધાં કાઠનાં રે,
જનની ભૂખ ન ભાગે જોઈ હોલાલ; ડુંગરા. ૧૦.
શોભે દૂરથી દોલત સૂમની રે,
પણ તરશાંને પાણી ન પાય હોલાલ; ડુંગરા.
છેલે નરસા નિપજે છોકરા રે,
લક્ષ્મી લાખ રીતે લૂટાય હોલાલ; ડુંગરા. ૧૧.
શોભે પણ પથરાની પૂતળી રે,
સગળો ન ચલાવે સંસાર હોલાલ; ડુંગરા.
દસકત આછે દલપતરામના રે,
વાંચી કરજો સરવ વિચાર હોલાલ; ડુંગરા. ૧૨.

—o—

ગરબી ૧૯ મી.—પરમેશ્વરના રસ્તાની ગરબી.

"તમને કેઈ વહુ-ગોરાં ગમશે રાજ અચકો મચકો કારેલી."—એ રાગ.

જો પ્રભુનો મારગ પૂછો રાજ, વસ્તો રસ્તો શસ્તો છે;
નથી આડો અવળો ઊંચોરાજ, વસ્તો રસ્તો. ૧.
છે સૂત્ર બરાબર સીધો રાજ, વસ્તો રસ્તો;
કરતારે સેહેલો કીધો રાજ, વસ્તો રસ્તો. ૨.
નથી ખેતર ખાંડા ખડિયાં રાજ, વસ્તો રસ્તો;
નથિ પર્વત આડા પડિયા રાજ, વસ્તો રસ્તો. ૩.
નથિ કંકર ગોખરૂ કાંટા રાજ, વસ્તો રસ્તો;
નથિ આડા અવળા આંટારાજ, વસ્તો રસ્તો. ૪.
નથિ પથરા કાદવ પાણી રાજ, વસ્તો રસ્તો;
ત્યાં દાણ ન લે કોઈ દાણી રાજ, વસ્તો રસ્તો. ૫.
નથિ ઝુકી ભયંકર ઝાડી રાજ, વસ્તો રસ્તો;
નહિ જોઈએ ઘોડાં ગાડી રાજ, વસ્તો રસ્તો. ૬.
નહીં તાપ તપે મેહ વરસે રાજ, વસ્તો રસ્તો શસ્તો છે;
નહીં ઠંડ પડે તન ઠરશે રાજ, વસ્તો રસ્તો. ૭.
એ તો ખૂબ બન્યોછે ખાસો રાજ, વસ્તો રસ્તો શસ્તો છે;
નહિ વાઘ વરૂનો વાસો રાજ, વસ્તો રસ્તો. ૮.
વિશ્વાસ વળાવો લેવો રાજ, વસ્તો રસ્તો;
એક દામ પડે નહીં દેવો રાજ, વસ્તો રસ્તો. ૯.
લઈ સત્ય દયાને સાથે રાજ, વસ્તો રસ્તો;
ધરિ ઈશ્વર આજ્ઞા માથે રાજ, વાસ્તો રસ્તો. ૧૦.
તમે ચોંપ કરીને ચાલો રાજ, વસ્તો રસ્તો;
મન ગમતો મારગ ઝાલો રાજ, વસ્તો રસ્તો. ૧૧.
તમે સિધાવજો શુભ કામે રાજ, વસ્તો રસ્તો;
કહિ દીધો દલપતરામે રાજ, વસ્તો રસ્તો. ૧૨.

---

ગરબી ૨૦ મી.—ઈશ્વર ભજવા વિશે.

"આવો હરી શિવશંકર ભોળા"—"એ રાગ."

સેવો સખી સાહેબ સુખદાતા,
જેવાં જાણી તેજ પીતામાતા સેવો સખી. ટેક.
જગત થીર થાપેલું જેણે,
અધિક સુખ આપેલું એણે;
તેણે તારા તાપ હર્યા તાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૧.
અચળ પદ એજ ધણી આપે,
થાકેલાંને થીરતામાં થાપે;
કાપે સહુ સંકટ દે શાતા,
સેવો સખી સાહેબ સુખ દાતા. ૨.
જગતમાં જીવવું છે થોડું,
જરૂર જવું વહેલું મોડું;
જોડું તજી જાય ગોથાં ખાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૩.
ગયા કૈક જોશીને જાણ્યા,
રહ્યા નહીં રાજા કે રાણા;
શાણાને અજાણ્યા જોયા જાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૪.
જેને મન ગમતા રથ મેના,
ઉત્તમ અધિકાર હતા એના;
તેના જશ ગુણી જન નર ગાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૫.
જેને થતી છત્રવડે છાયા,
કમળ થકી કોમળ શુભ કાયા;
માયામાં જીવ બહુ જોડાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૬.
જમે નિત્ય મન ગમતા મેવા,
દીસે જાણી દેશ પતી જેવા;
એવા ગયા અગણિત અથડાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૭.
હતા રજપૂત શુરા પૂરા,
ચાહ ન કરે શત્રુતણા ચૂરા;
ખુશ હાલે હોમમાં હોમાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૮.
શરીરે સાજા ને તાજા,
રાજેશ્વરી રાજાના રાજા;
માજા જેની કોય ન તજી જાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૯.
સાહેબી સોતા સાહેબજાદા,
આવે નહીં નજરે એકાદા;
સાદા થૈ કબરમાં સમાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૧૦.
જેણે ભગવાન ભજી લીધા,
તેણે જશના ડંકા દીધા;
લીધા લાભને ગયા પંકાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૧૧.
મનો હર શિક્ષા જેમાને,
પુરા જશ પામે તે બાને;

પાને દલપત લખે પ્રખ્યાતા,
સેવો સખી સાહેબ સુખદાતા. ૧૨.

ગરબી ૨૧ મી.—સંસારમાં સુખ માગવાની ગરબી.
"માપાવાતે ઘટથી ઉતર્યાં મહાકાળરે"—એ રાગની.

સંસાર વિષે બહુ સુખ, ઈશ્વર આપોને;
દીલડાનાં ટાળો દુઃખ, કુમતી કાપોને. ૧.
સઉ સંબંધીમાં સંપ, ઈશ્વર આપોને;
વળી જીવમાં આપી જંપ, કુમતી કાપોને. ૨.
ભણવા ગણવાનું ભાન, ઈશ્વર આપોને;
ગુણવંતુ આપી જ્ઞાન, કુમતી કાપોને. ૩.
કોડીલો રૂડો કંથ, ઈશ્વર આપોને;
વળી પવિત્ર આપી પંથ, કુમતી કાપોને. ૪.
ધરડો સસરો ઘરમાંહીં, ઈશ્વર આપોને;
કંકાસ ન ઉપજે કાંઈ, કુમતી કાપોને. ૫.
સાસુ ગંગાજળ શુદ્ધ, ઈશ્વર આપોને;
વીચરૂ નહિ વચન વિરૂદ્ધ, કુમતી કાપોને. ૬.
જશવંતો રૂડો જેઠ, ઈશ્વર આપોને;
ઠરવા મળી આરો ઠેઠ, કુમતી કાપોને. ૭.
જેઠાણી કેરી જોડ, ઈશ્વર આપોને;
કરવાને પુરા કોડ, કુમતી કાપોને. ૮.
દીયર દીલનો દરીઆવ, ઈશ્વર આપોને;
દેરાણી રાણી રાવ, કુમતી કાપોને. ૯.
નાની નણદી નણદોઈ, ઈશ્વર આપોને;
જીવમાં હું હરખું જોઈ, કુમતી કાપોને. ૧૦.
પ્યારી પૂત્રી ને પુત્ર, ઈશ્વર આપોને;
સારૂં ચાલે ઘર સૂત્ર, કુમતી કાપોને. ૧૧.
વળી વેવાઈને વેવાણ, ઈશ્વર આપોને;
સદગુણ વાળાં સુજાણ, કુમતી કાપોને. ૧૨.
સજ્જન ને શુદ્ધ જમાઈ, ઈશ્વર આપોને;
દઈ કંથને ઘણી કમાઈ, કુમતી કાપોને. ૧૩.
ઘાટડી આળી ઘેર વહુ, ઈશ્વર આપોને;
દઈ બાળક બીજાં બહુ, કુમતી કાપોને. ૧૪.
અધિકો નિત્યે ઉદ્યોગ, ઈશ્વર આપોને;
રૂદીયાના ટાળી રોગ, કુમતી કાપોને. ૧૫.
સારી સાહેલી સંગ, ઈશ્વર આપોને;
આપી અધિકો ઉમંગ, કુમતી કાપોને. ૧૬.
વળી નિર્ભય નગર નિવાસ, ઈશ્વર આપોને;
આંગણીએ દઈ ઉજાસ, કુમતી કાપોને. ૧૭.
દીવાળી જેવા દીન, ઈશ્વર આપોને;
દઈ ઉચ્છવ નીત્ય નવીન, કુમતી કાપોને. ૧૮.
હેડામાં હર્ષ હમેશ, ઈશ્વર આપોને;
વધતો તે થાય વિશેષ, કુમતી કાપોને. ૧૯.
પ્રભુ ભક્તીમાં પણ ભાવ, ઈશ્વર આપોને;
કદી બને ન જુઠ બનાવ, કુમતી કાપોને. ૨૦.
પરી પુરણ તમારો પ્યાર, ઈશ્વર આપોને;
આપો અમને આધાર, કુમતી કાપોને. ૨૧.
લોકોમાં રૂડી લાજ, ઈશ્વર આપોને;
વળી આપી અખૂટ અનાજ, કુમતી કાપોને. ૨૨.
વળી સુધર્મમાં વિશ્વાસ, ઈશ્વર આપોને;
કાપી સઘળો કંકાસ, કુમતી કાપોને. ૨૩.
અંતરથી માગે આમ, ઈશ્વર આપોને;
દિનતાથી દલપતરામ, કુમતી કાપોને. ૨૪.

ગરબી ૨૨ મી.—સુંદર બાઈને શિખામણની ગરબી.
"અચકો મચકો કારેલી"—એ રાગ.

સુંદર બાઈ ચાલ્યાં સાસરીએ,
માબાપ શિખામણ આપે બેહેન; લાજ વધારજે લાખેણી.
નીચા કુળની નીરલજ નારી,
ભરથારનું વેણ ઉથાપે, બેહેન. લાજ વધારજે લાખેણી. ૧.
સાસુજી કહેતે સાંભળજો,
કોઈથી વઢવાડ ન કરશો બેહન, લાજ વધારજે લાખેણી;
સાંખી રહેજો બોલ્યું સહુનું,
અભિમાન ન અંતર ધરશો, બેહન. ૨.
ઘરમાં બેઠાં ધંધો કરીએ,
પરઘેર ઘણું નહીં જઈએ; બેહન લાજ.
તમે ભણ્યાં ગણ્યાં બહુછો ડાહ્યાં,
તમને ઝાઝું શું કહીએ, બેહન લાજ. ૩.
મેલાં ઘેલાં તો નવ રહીએ,
ચટકો મટકો નવ કરીએ; બેહન લાજ.
કોઈ વાત કરે વાંસે લોકો,
એવું ન કદી આચરીએ; બેહન લાજ. ૪.
જે સપૂતછે સારી છોડી,
માબાપની લાજ વધારે; બેહન લાજ.
મણી લોહતણું સોનું કરશે,
સોબતિને એમ સુધારે; બેહન લાજ. ૫.
જે સંપ સગાથી તોડેછે,
કોઈ વખતે હાથ ઘસેછે; બેહન લાજ.
જે સૌનું સારૂં ઈચ્છેછે,
તેના દલમાં દેવ વસેછે; બેહન લાજ. ૬.

ગરબી ૨૩ મી.—સખીઓને શાણપણું શીખવવા વિશે.

દોહરો.

શાણપણું સમજાવવા, વિગતે કરી વિચાર;
સખીઓને શાણી સખી, શીખામણ દે સાર.

ગરબી.—"માહા કોપ થયો તે કળીકાળમાં જો"—એ રાગ.

સખી શીખો તો શાણપણું શીખવું જો,
સંપી જંપી સંસારમાં સુખી થવું જો. સખી શી૦ ૧.
સાસુ સસરો કહે તે સરવ સાંખીએ જો,
કલેશ લેશ તો રૂદેમાં નહીં રાખીએ જો. સખી. ૨.
મીઠા મીઠા મોઢેથી બોલ બોલીએ જો,
ખોટાં વેણ તો કદાપી નહીં બોલીએ જો. સખી. ૩.
દાસ દાસી સુધાં ને માન દીજીએ જો,
કદી કોઈને ટુંકારો નહીં કીજીએ જો. સખી. ૪.
આપણી સંગતે ચઢે તેને સુધારીએ જો,
બોધ દઈને વિરોધ ન વધારીએ જો. સખી. ૫.
જીવ રાખવો જરૂર કામ કાજમાં જો,
લાખે લેખાંનો લાભ લેખો લાજમાં જો. સખી. ૬.
છેક છાની પગવાટે નહીં પેસીએ જો,
બુરાં બઈરાંની પાસે નહીં બેશીએ જો. સખી. ૭.
ગણી તુચ્છ કાળ વ્યર્થ નહીં ગળીએ જો,
ભરત ચીત્ર તથા ચોપડી સંભાળીએ જો. સખી. ૮.
ખોટી થઇને નકામાં નહીં ખેલીએ જો,
મેલાં ઘેલાં રેહેવાની રીત મેલીએ જો. સખી. ૯.
રૂડી રીતે ઘરબાર સાફ રાખીએ જો,
ભાષા જાડી કે આડી નહીં ભાખીએ જો. સખી. ૧૦.
ક્રોધી સામા તો ક્રોધી નહીં થઈ જવું જો,
આગ્ય દેખીને આપણે પાણી થવું જો. સખી. ૧૧.
ઉંડી આપદામાં ધીરજ તો ધારીએ જો,
હૈએ હરબડીને હીંમત ન હારીએ જો. સખી. ૧૨.
જ્ઞાન દાતાને માતા પીતા માનીએ જો,
પણ બુદ્ધી નહીં રાખીએ પાનીએ જો. સખી. ૧૩.
ચાડી ચોરીમાં ચીત્ત ન ચોટાડીએ જો,
ઘણું ખરચવાની ટેવ તે ઘટાડીએ જો. સખી. ૧૪.
સારૂં થાવા આગળથી સુરત સાંધવી જો,
બેહેનો પાણીથી પેહેલી પાળ બાંધવી જો. સખી. ૧૫.
વધે લાજ આજ કાજ તો એવાં કરો જો,
સદા રાખી સંતોષ દોષથી ડરો જો. સખી. ૧૬.
ખાનપાનતણું દાન દેવું દીનને જો,
આપી સુખ પાળો આપણા આધીનને જો. સખી. ૧૭.
ધર્મ કર્મનો તો મર્મ દીલે ધારીએ જો,
ઝેર વેરતણી વાતતો વીસારીએ જો. સખી ૧૮.
ભૂત પ્રેત તૂત જાણી ભ્રમ ભાગીએ જો,
જરૂર સૂરજ ઉગ્યાથી પ્રથમ જાગીએ જો. સખી. ૧૯.
જાદુ ટોણાં વગોણાં જેવાં જાણજો જો,
બાધા આખડીમાં આશા નહીં આણજો જો. સખી. ૨૦.
રૂડી રીતે રસોઈ શીખો રાંધતાં જો,
સારૂં શીખો વળી શીવતાં ને સાંધતાં જો. સખી. ૨૧.
થવું ઠીક થૈ ઠરેલ રાખી સ્થીરતા જો,
ગુણવંતાં થૈ રાખવી ગંભીરતા જો. સખી. ૨૨.
સોનાકેરો શણગાર નથી શોભતો જો,
લેજો લાયકી લેવાનો ઘણો લોભ તો જો. સખી. ૨૩.
શોધી લેવો તે સ્વર્ગ સુખ સાજને જો,
રટી રાજાધિરાજ મહારાજને જો. સખી. ૨૪.
રૂદયે રાખો રૂડી દલપતરામની જો,
કહી શીક્ષા તે છે તમારા કામની જો. સખી. ૨૫.

---

ગરબી ૨૪ મી.—સાહેલીયોને શિખામણની ગરબી.

"પ્રથમ પર્વતીના પુત્રને પાયે નમું રે લોલ." એ રાગે.

સરવ સ્નેહ ધરી સાંભળો સાહેલિયો રે લોલ;
ભાત ભાત ભાવ ભેદની ભણેલિયો રે લોલ. ૧.
કથું કથન તે કથેલું ધરો કાનમાં રે લોલ;
શીખ શીખવું તે શીખી લેજો સાનમાં રે લોલ. ૨.
શીખી સારા પાઠ સદગુણે શોભાવજો રે લોલ;
લખી વાંચીને ગંભીરપણું લાવજો રે લોલ. ૩.
કરો પ્રેમે પ્રભુ પ્રાર્થના પ્રભાતમાં રે લોલ;
તજો વાદ ને વિવેક લાવો વાતમાં રે લોલ. ૪.
બોલ બોલતાં વિચારી બહુ બોલજો રે લોલ;
તેમાં તત્વમાંથી તત્વવાત તોળજો રે લોલ. ૫.
આઠ પહોર ચીત રાખવું આનંદમાં રે લોલ;
ફોસલાઈને ફસાવું નહીં ફંદમાં રે લોલ. ૬.
કુટિલ થાય તે ભણેલી કશા કામની રે લોલ;
નફ્ટ નારિ રહે તે ભણેલી નામની રે લોલ. ૭.
ધડક ટાળિ દુર્ગુણાળિને ધિક્કારવિ રે લોલ;
ધર્મહીણિને તો ધૂળ જેવિ ધારવી રે લોલ. ૮.
ઘેર પારકે જે ઘૂમતી ફરે ઘણી રે લોલ;
તુચ્છતા જણાય તેવિ તારૂણીતણી રે લોલ. ૯.
હઠીલાઈ તો હૈયાથિ દૂર પરહરો રે લોલ;
શીખ સાસુની સદૈવ ધ્યાનમાં ધરો રે લોલ. ૧૦.

ાાંત ચિત્ત ધરી સૌનું બોલ્યું સાંખજો રે લોલ;
ક્રોધ ને વિરોધ જોધ કાઢી નાંખજો રે લોલ. ૧૧.
બહુ અદબ રાખિ બોલવું ને ચાલવું રે લોલ;
ભુંડાપો તજીને ભલપણું સંભાળવું રે લોલ. ૧૨.
અધમ આળસ તો અંગમાં ન આણવો રે લોલ;
જશ જમાવવાનો જુક્તિ જોડિ જાણવી રે લોલ. ૧૩.
પિયર સાસરે સુકીર્તિ સપડાવજો રે લોલ;
કુળ દીપિકા કુટુંબમાં કહાવજો રે લોલ. ૧૪.
ઘણું અંગમાં ઘરેણું નહીં ઘાલવું રે લોલ;
મેલી લોકની મરજાદ નહીં ચાલવું રે લોલ. ૧૫.
કરજ હોય તો વધારે કસર કીજિયે રે લોલ;
દેવા દામ તે તમામ વાળી દીજિયે રે લોલ. ૧૬.
સ્વામિને કુસંપથી નહીં સંતાપિયે રે લોલ;
ધિરજ ધારિને વધારે ધિરજ આપિયે રે લોલ. ૧૭.
રૂડું આંગણું સમારી સારૂં રાખવું રે લોલ;
ચાવણું તે સૌને વહેંચિ આપી ચાખવું રે લોલ. ૧૮.
સ્નેહ સંપ જંપ સર્વદા સંભાળિયે રે લોલ;
તાણ ખેંચતી તમામ ટેવ ટાળિયે રે લોલ. ૧૯.
ભરત ચિત્ર શીખી લેવાં ભાતભાતનાં રે લોલ;
જમણ રાંધિ જાણિ જોવાં જાતજાતનાં રે લોલ. ૨૦.
પુસ્તકો પવિત્ર વારેવારે વાંચિયે રે લોલ;
મારીએ નહીં ગપાટા બેશી માંચિયે રે લોલ. ૨૧.
પોતે સુધરી સાહેલીને સુધારવી રે લોલ;
તરત વહેમમાં તણાતી તેને તારવી રે લોલ. ૨૨.
સારા ભણતરનો એટલોજ સારછે રે લોલ;
નહિ તો તેથી ભલી અણ ભણેલી નારછે રે લોલ. ૨૩.
કહ્યાં કહેણ તેતો છે તમારા કામનાં રે લોલ;
રાખજો રૂદેમાં દલપતરામનાં રે લોલ. ૨૪.

---

ગરબી ૨૫ મી.—ઘેલી મુસાફરની ગરબી.

"અમે ઈડરીઆ ગઢ જીત્યારે આનંદ ભલા"—એ રાગ.

એક હતી મુસાફર ઘેલીરે, સૂણો સાહેલિયો;
તેની આગળ એક તપેલીરે, સૂણો સાહેલિયો. ૧.
ગઈ રાતની રાખી એઠીરે, સૂણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સૂણો સાહેલિયો. ૨.
ઘણી રીતે ઘશી ઘશિ થાકીરે, સૂણો સાહેલિયો;
બહુ દાધ રહ્યા તોય બાકીરે, સૂણો સાહેલિયો. ૩.
પુરી રીસે તપેલી ઉપાડીરે, સૂણો સાહેલિયો;
સામી ભિંતની સાથે પછાડીરે, સૂણો સાહેલિયો. ૪.
લઈ પથરો તપેલીને કૂટીરે, સૂણો સાહેલિયો;
પડ્યાં કાંકાં તપેલીતો ફૂટીરે, સૂણો સાહેલિયો. ૫.
થયા બપોર ભુખ તો લાગીરે, સૂણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગીરે, સૂણો સાહેલિયો. ૬.
એને વાસણ આપે ન કોઈરે, સૂણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સૂણો સાહેલિયો. ૭.
તોય થે ન તપેલી તો સાજીરે, સૂણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજીરે, સૂણો સાહેલીયો. ૮.
જેથી સ્વારથ આપણો જરિયેરે, સૂણો સાહેલીયો;
તેના ઉપર ક્રોધ ન કરિયેરે, સૂણો સાહેલીયો. ૯.
લાત દૂઝતી ગાયની ખમિયેરે, સૂણો સાહેલીયો;
તેને તજીએ તો દૂધ ક્યાં જમિયેરે, સૂણો સાહેલીયો. ૧૦.
કોઈની સાથે ટુંકારે લહિયેરે, સૂણો સાહેલીયો;
એમાં આપણે હલકાં પડિયેરે, સૂણો સાહેલીયો. ૧૧.
સાંખી ચાલે તે માણસ મોટુંરે, સૂણો સાહેલીયો;
દલે સાચું માનો નથી ખોટુંરે, સૂણો સાહેલીયો. ૧૨.

---

ગરબી ૨૬ મી.—સ્ત્રી રૂપી પેટીની ગરબી.

"મહા કોપ થયો તે કળી કાળમા જો."—એ રાગ.

શાને કાજે કારીગરે પેટી કરી જો;
સુણો કારણ કહું તે સર્વે સુંદરી જો. શાને. ટેક.
ઘણી માલ સોંપે તે સંભાળી રાખવા જો;
ચોરો પાઈએ તેમાંથી નહીં ચાખવા જો. શાને. ૧.
ધંધા માટે ધણી તો જ્યાં ત્યાં ધાયછે જો;
સરવે પેટીથીજ માલ સચવાય છે જો. શાને. ૨.
વાત છાની લખેલી સોંપે જોઈને જો;
કાયા છતાં જણાવે નહિ કોઈને જો. શાને. ૩.
તરખલા જેવી એ ચીજ સોંપે તેહને જો;
સોના મોહોરની પેઠે સંભાળે એહને જો. શાને. ૪.
સોંપે ચીજ તે મલીન થવા દે નહીં જો;
સારી રાખે સંભાળીને સદા સહી જો. શાને. ૫.
સોંપે દફતર તો તે પણ સંભાળશે જો;
ધણીની ઘણી ઘણીક ચીંતા ટાળશે જો. શાને. ૬.
ધણી પણ તેને પ્રાણ જેવી ધારશે જો;
કોઈ મારવા આવે તો તેને મારશે જો. શાને. ૭.
ધણીને પકો ભરુસો હોય પારનો જો;
પેટી માલ પાઈનો નથી બગાડતી જો. શાને. ૮.
કુંચી રૂપી ધણીની ચીઠી જોઈને જો;
આપે માલ તે વીના ન આપે કોઈને જો. શાને. ૯.

કરે રક્ષણ હરેક પ્રકારે ધણી જો;
વળી ચીંતા રાખે ચિત્તમાં ધણી જો. શાને. ૧૦.
ધણીથીજ તે પેટીને મોટું માનછે જો;
ધણીના પ્રતાપથીજ ધનવાનછે જો. શાને. ૧૧.
નહિ તો તે હેરાન થાય ટાઢ તાપમાં જો;
માનવી ગણે નહીંજ મોટા માપમાં જો. શાને. ૧૨.
સંપ હોય તો બંને સુખી ગણાયછે જો;
નહીં તો બંનેને નુકસાન થાયછે જો. શાને. ૧૩.
એક મૂરખાએ માલ પાછો માગતાં જો;
ભાગી પેટી લગારવાર લાગતાં જો. શાને. ૧૪.
સમજ્યો મર્મ ઉર રીસ જ્યારે ઉતરી જો;
પસતાઈને પોતે રોવા બેઠો ફરી જો. શાને. ૧૫.
શીખામણ કહીછે આ સૌના કામની જો;
દીલે રાખો વાત દલપતરામની જો. શાને. ૧૬.

---

**ગરબી ૨૭ મી.—ઘરસુત્રની આંટી ઉકેલવાની ગરબી.**

"મેંતો પેહેલ પાવઠડે પગ મેલ્યો."—એ રાગ.

સખિ આંટિ ઉકેલો સૂતરની,
કાંતો ઉચરો વાચા ઉત્તરની, આંટિ ઉકેલો સૂતરની. ટેક.
થિર રાખીને મન ઠેકાણે, આ આંટિ ઉકેલે આ ટાણે;
ઘર સૂત્ર ચલાવી તે જાણે; આંટિ. ૧.
આ આંટીમાં છે ધુંચ ઘણી, ઉકેલે તે મારિ બેન પણી;
ભલુ ભણતર તો તે બાઈ ભણી. આંટી. ૨.
સૈયર એ કામ નથી સહેલું, સાધારણ સમ ભાસે પહેલું;
પણ જાણે જેણે ચલાવેલું. આંટી. ૩.
આગળ જાતાં ધુંચો આવે, એતો અતિશે જીવને અકળાવે;
ફૂવડ નારીને નવ ફાવે. આંટી. ૪.
જો તંતુ ઘણો કોઈ તાણે, તો તરતજ તૂટે તે ટાણે;
જુદાઈ પડે તે જગ જાણે. આંટી. ૫.
સાંધે તો વચમાં ગાંઠ વળે, પછિ તે તો કોઈ કાળે ન ટળે;
સાંભરતાં ચર ચર ચિત્ત બળે. આંટી. ૬.
જે સમજણ વગર ગરવ આણે, તે આંટિ ઉકેલી નવ જાણે;
વણ સમજે તંતુ ઘણો તાણે. આંટી. ૭.
કાંતો વારે વારે તોડે, કાંતો તરછોડીને છોડે;
પછિ આંટીને તે અવખોડે. આંટી. ૮.
બેસે રોષ ધરી બહુ રોવાને, જન મળે તમાસો જોવાને;
ખાસ્દાં રાખો પત ખોવાને. આંટી. ૯.
સમજૂપણાનતણું ધારીને, પૂછે જઈ પ્રવીણ નારીને;
તે વચન કહે પાળો એ આંટી. ૧૦.
એકાદી ધુંચ કાઢી આપે, રૂડિ રીત બતાવી સ્થિર થાપે;
બધિ તો ધુંચ નવ કાઢે બાપે. આંટી. ૧૧.
પુરી સમજણ પોતાની જોઈએ, બીજો શું કરી શકે કોઇએ;
નવ અકળાઈએ ને નવ રોઈએ. આંટી. ૧૨.
જે મનડુ રાખે થિર ઠામે, તે આંટિ ઉકેલી જશ પામે;
દિધિ શીખામણ દલપતરામે. આંટી. ૧૩.

---

**ગરબી ૨૮ મી.—ઘરસૂત્ર રૂપી રાજ વિષે ગરબી.**

"સખી આજ મોહન દીઠારે. શેરીએ આવતા રે." એ રાગે.

સખી ઘર સૂત્રની શોભા રે, સુ રાજ્ય સમાન છે રે;
તે રાજ્યમાં રૂડી રામા રે, પ્રખ્યાત પ્રધાન છે રે. ૧.
રાજા તો રાજ્ય જમાવે રે, નિભેછે પ્રધાનથી રે;
સાગરમાં નાવ ચાલેછે રે, તે જેમ સુકાનથી રે. ૨.
પ્રવીણ પ્રધાન પમાયે રે, પ્રભૂનિ કૃપાથકી રે;
નઠારા પ્રધાનથી નૃપતિ રે, ન રહે સુખીઓ નકી રે. ૩.
પ્રજા પણ પીડાજ પામે રે, એના અણ બનાવથી રે;
રૂદે થાય રિપુ જન રાજી રે, દગો કરે દાવથી રે. ૪.
ખરેખરી ખૂબ ખરાબી રે, અંતે એથી ઉપજે રે;
ઉભયતણી થાય અકીર્ત્તિ રે, તથા લક્ષ્મી તજે રે. ૫.
રૂડો સીધો રસ્તો બતાવે રે, રાજી રાખી રાયને રે;
પ્રધાન વખાણ તે પામે રે, તજે નહીં ન્યાયને રે. ૬.
રાજા પણ કાજ આરંભે રે, પુછીને પ્રધાનને રે;
બંનેની સલાહથી સુધરે રે, પામે મોટા માનને રે. ૭.
જો બે મત તાણે જુદા રે, ખરાબી અંતે ખરી રે;
માટે મન રાખવાં મળતાં રે, મરમ મનમાં ધરી રે. ૮.
રૂડો રાજ્ય રૂપી તો રથછે રે, ઘોડા બે નીભાવશે રે;
હઠે એકને એક દોડે રે, તે રથ શું ચલાવશે રે. ૯.
ખચિત રથ ખાડામાં નાંખે રે, પોતે દુઃખમાં પડે રે;
રૂડી રીતે રથ તો ચલાવે રે, જોડે જોડુ જો જડે રે. ૧૦.
હરેક પ્રકારે તે હરકત રે, કરે નહીં કોઈને રે;
રાજી થાય રથ સજનારો રે, જુગતી રૂડી જોઈને રે. ૧૧.
વિવેકે આ વાત વિચારો રે, તમે તજી ગર્વને રે;
દીધી ભલી દલપતરામે રે, શીખામણ સર્વને રે. ૧૨.

---

**ગરબી ૨૯ મી.—રાધીકાનું રૂપણું.**

"મા તું પાવાની પટરાણી, ભવાંનીમા કાળકારે લોલ." એ રાગની.

સજની તું શા માટે રીસાણી, રાણી રાધીકારે લોલ;
સજની તારૂણી નથી તુજ તુલ્ય, અંકલમાં આધીકારે લોલ. ૧.

સજની સાંભળ સ્નેહ સહીત, શીખામણ સાર છે રે લોલ;
સજની જુવતી જનને જોગ, વીવેક વિચારછે રે લોલ. ૨.
સજની કંથની સાથે કેમ, રહે તું રીસમાં રે લોલ:
સજની કહું તે ધરજે કાન, ક્રોધ કરીશ માં રે લોલ. ૩.
સજની સાસરીયાંની સાથ, વસો સુભ સ્નેહથી રે લોલ;
સજની સુંદરી જનને સુખ, અધિક તો એહથી રે લોલ. ૪.
સજની કરમે મળીયો કંથ, ન છોડયો છૂટશે રે લોલ;
સજની તે સગપણનો તંતુ, ન તોડયો તૂટશે રે લોલ. ૫.
સજની નમ્રપણાથી નારી, સુખી સંસારમાં રે લોલ;
સજની સંપ વિષે શોભાય, નથી શણગારમાં રે લોલ. ૬.
સજની સાસુને દિલ્લ શુદ્ધ, સ્વભાવે સેવીએ રે લોલ;
સજની માતા સગી સમાન, તો તેને ટેવીએ રે લોલ. ૭.
સજની જે દિએર કે જેઠ, ભલા તે ભાઈ છે રે લોલ;
સજની સાસરીયાની સાથ, કે સાચી સગાઈ છે રે લોલ. ૮.
સજની પીયર પૈસાદાર, કહો શા કામનુ રે લોલ;
સજની ઘણીઆયુ પુત ધરાય, કે એય બદામનું રે લોલ. ૯.
સજની સસરાની સંપત્તિ, કે એતો આપણી રે લોલ;
સજની એમ ન સમજે આપ, તે પરતાય પાપણી રે લોલ. ૧૦.
સજની સસરો સાસુ સર્વ, સગાં સાચાં થયાં રે લોલ;
સજની જે પીયરનાં જંન, એતો અળગાં રહ્યાં રે લોલ. ૧૧.
સજની અવગુણ એનો એક, ઉરમાં આણીએ રે લોલ;
સજની હરકોઈ જે ગુણ હોય, વિશેષ વખાણીએ રે લોલ. ૧૨.
સજની એ સુખનો ઉપાય, નથી બીજો નકી રે લોલ;
સજની સ્વારથ તારો સર્વ, બગાડે કાં બકી રે લોલ. ૧૩.
સજની રીઝવીએ રે રસ રીતે, કંથને કેળવી રે લોલ;
સજની, પૂરણ કરીએ પ્રેમ, કે મનડું મેળવી રે લોલ. ૧૪.
સજની ભાગ્ય થકી ભરથાર, મળ્યો તે માનીએ રે લોલ;
સજની બુદ્ધિમાં લઈ બોધ, ન પરઠો પાનીએ રે લોલ. ૧૫.
સજની પરણ્યા સાથે પ્રીત, ગણો મનમાં ગળી રે લોલ;
સજની નખતો કાપ્યા જાય, કપાય ન આંગળી રે લોલ. ૧૬.
સજની અબળાનો અવતાર, દીસે જરા દોહલો રે લોલ;
સજની સાચવવો સંસાર, સદા નથી સોહલો રે લોલ. ૧૭.
સજની પરવશ પડવું પંડ, ગરજ રાખી ગળી રે લોલ;
સજની કડવાં મીઠાં કોઈ, વચન સાંખી વળી રે લોલ. ૧૮.
સજની અંતરમાં અભિમાન, અવશ્યં ન આણીએ રે લોલ;
સજની સ્વામી સાથે તંત, અત્યંત ન તાણીએ રે લોલ. ૧૯.
સજની કરે હમેશાં ક્લેશ, તે હલકી હોયછે રે લોલ;
સજની ભીણતણો પણ મરદ, ધણી તે તોય છે રે લોલ. ૨૦.
સજની બેપરવાઈના બોલ, ન બળમાં બોલીએ રે લોલ:
સજની રીસ ચડયાની રીસ, ખચીત ન બોલીએ રે લોલ. ૨૧.
સજની ધરીએ નહિ નિરધાર કે, આળસ અંગમાં રે લોલ;
સજની વસીએ જઈને વાસ, સદાસત સંગમાં રે લોલ. ૨૨.
સજની ઘર છોડી પરઘેર, બહુ નહિ બેસીએ રે લોલ;
સજની નીર્લજ નારી પાસ, ન પ્રેમ પેસીએ રે લોલ. ૨૩.
સજની વહેલાં વહાણાં માંહી, કે ઊઘી ઉઠીએ રે લોલ;
સજની કહીએ નહિ કદી કહેણ, કે જીભે જૂઠીએ રે લોલ. ૨૪.
સજની વિધવિધ થાય વખાણ, તે કારજ કીજીએ રે લોલ;
સજની પિયુનાં વચન પ્રમાણજ, પાણી પીજીએ રે લોલ. ૨૫.
સજની તેના મનની મરજી, ધરીએ ધ્યાનમાં રે લોલ;
સજની કહ્યાવિના પણ વેણ, સમજીએ સાનમાં રે લોલ. ૨૬.
સજની ચોખાં અંગે ચીર, સરસ શોભાવીએ રે લોલ;
સજની સંપતને અનુસારે કે, ઘર નીભાવીએ રે લોલ. ૨૭.
સજની વિનય થકી વશ થાય, સરવ સંસારમાં રે લોલ;
સજની અમૃત વિનય વચન, નકી નરનારમાં રે લોલ. ૨૮.
સજની કામણ ટુમણ મંત્ર, જરૂરછે જૂઠડા રે લોલ;
સજની વળગે જેને વહેમ, રઘૂવર રૂઠડા રે લોલ. ૨૯.
સજની વહાલપ ભરીયાં વેણ, ભલો વિધ ભાખીએ રે લોલ;
સજની હસ્તુ મૂખ હમેશ, રૂડાં થઈ રાખીએ રે લોલ. ૩૦.
સજની જશ વાધે જગમાંહી, પૂરાં સુખ પામીએ રે લોલ;
સજની સુત પરિવાર સહીત, જગતમાં જામીએ રે લોલ. ૩૧.
સજની વળી વિચરે વિખ્યાતિ, જુગે જુગ નામની રે લોલ;
સજની શીખામણછે શુદ્ધ, કે દલપતરામની રે લોલ. ૩૨.

---

ગરબી ૩૦ મો.—ભરથાર વશ કરવાની ગરબી.
"અલબેલી રે અંબેમાત, જોવાને જૈયે."—એ રાગની.

લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કશે;
આમંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પિયુજી છો પ્યારા, ન્યારા ન રહો નાથ રે;
સર્વ થકી લાગો છો સારા, હું વેચાઉ તમ હાથ. કામણ. ૧.
તનમનમાં રહું સાજી તાજી, રાજી દેખું રાજ રે;
જો કદિ જાણું કાંઈ કુરાજી, ડુબ્યાં દરિએ જહાંજ. કામણ ૨.
માત પિતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથ રે;
સુખ આપો કે દુખ આપો તમે, છો મસ્તકના નાથ. કામણ. ૩.
ગુણ સાગર ગંભીર છો સ્વામી, હું અવગુણ ભરિ આજ રે;
પોતાની ગણી પ્રેમ નિભાવો, બ્હાંહ્ય ગ્રહ્યાની લાજ. કામણ. ૪.
સ્નેહ તમારો જોઈને સ્વામી, જામી મિલ્કત જેમ રે:
ખૂબ ખુશી થઈ ન રહી ખામી, પામી પૂરણ પ્રેમ. કામણ. ૫.

ભલું કર્યું ભગવંતે મારે, સુફળ કર્યો અવતાર રે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર. કામણ. ૬.
સગાં સરવ તમ સારૂં તજીઆં, તજીયા સૈયર સંગરે;
દોસ્તી સરવની દૂર કરી હું, રાચિ તમારે રંગ. કામણ. ૭.
આભ ઊંચો ને નિચે અવની, અવર નથી આધાર રે;
આશા રાખું એક તમારી, છો સુખના દાતાર. કામણ. ૮.
જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગાર રે;
નહિ તો તે શણગાર સરવછે, આગ્યતણા અંગાર. કામણ. ૯.
દુનિયામાં નર તમને દેખું, બીજા લાલ ફકીર રે;
તુચ્છ ગણુંછું તે સઘળાને, હોય અમીર વજીર. કામણ. ૧૦.
જળ જંતુ ને જળ સંગાથે, જેવી પૂરણ પ્રીત રે;
પલક પડે જો દૂર તરફડે, એજ અમારી રીત. કામણ. ૧૧.
પાર ન લે પ્રીની વરણવતાં, સ્થિર બેશી એક ઠામ રે;
રાત્ય દિવસ કવિતા રચના જો, રચશે દલપતરામ. કામણ. ૧૨.

---

ગરબી ૩૧ મી.—વિજોગ વિષે.

"મારૂં સોનાનુંછે બેડુંરે છેલ છબીલા છોગાળા" એ રાગની.

કહે શામા શુણ સાહેલીરે, પીઉ પધાર્યા પરદેશે;
મુજને એકલડી મેલીરે, ભર જોબન બાળે વેષે. ૧.
સાસરીઆમાં સુખ શાનુંરે, વાલમજીના જોગવિના;
પીયર નગમે પોતાનુંરે, બનતી ન રહી બાકીબિના. ૨.
રોતાં વીતેછે રજનીરે, દિવસે દિલમાં દાઝુંછું;
શું કહીએ ઝાઝું સજનીરે, લોકની લાજે લાજુંછું. ૩.
સૈયર મારો સંદેશોરે, પોંચાડે કોણ પ્રીતમને;
ઉરમાં આવે અંદેશોરે, અવગુણ ગણી તજીઆં અમને. ૪.
અલબેલો જો નહિ આવેરે, જીવડલો મારો જાશે;
સમજણ દઈ કોણ સમજાવેરે, કંથ હત્યારો કહે વાશે. ૫.
જગમાં જન સઘળા જાણેરે, દિલમાં એને ખૂબ દયા;
તે ટેક તજી આટાણેરે, કંથ નમેરા કેમ થયા. ૬.
રૂદયામાં કરૂણા રાખોરે, મન મોહન આવે મળવા;
પરણીને પરવશ નાંખોરે, રસીઓ તુરત ગયો રળવા. ૭.
રૂદયામાં સમજી રહીએરે, વિજોગના દુખની વાતો;
ક્યાં જઈને દુઃખડાં કહીએરે, ઘરધણીએ કીધી ઘાતો. ૮.
મુજને પીઉ ક્યારે મળશેરે, કંથવિના સરવે કાચું;
તનનાં દુઃખ ક્યારે ટળશેરે, સજની તું કેને સાચું. ૯.
જો પંડ વિષે હોય પાંખોરે, ઉડી જઈ મળીને આવું;
એકવાર મેળાવું આંખ્યોરે, લલચાવીને ઘેર લાવું. ૧૦.
પોપટડા પાંખો વાળારે, વાલમ પાસે જા વીરા;
રસદસ આપીશ રૂપાળારે, વળી માણક મોતી હીરા. ૧૧.
પાંજરીયું તારૂં પ્યારારે, સરસ ઘડાવીશ સોનાનું;
જ્યાં જીવનજી છે મારારે, છેક વચન કહેજે છાનું. ૧૨.
અતિ રૂદન કરેછે રાધારે, જીવન વિચર્યા જે દિનથી;
બાંધી અનજલની બાધારે, તનડું દાઝે તે દિનથી. ૧૩.
તમવિના રહે ટળવળતીરે, શી રીતે સંતાપ સહે;
વાલમ પસ્તાશો વળતીરે, પ્યારીના નહિ પ્રાણ રહે. ૧૪.
પ્રિતમજી ઘેર પધારોરે, દિલમાં લાવો કંઈક દયા;
વનિતાનો હરખ વધારોરે, બળવંતા શું બેશિ રહ્યા. ૧૫.
શૂળીનું સંકટ સારૂંરે, વિજોગનું તેથી વસમું;
હળવે હળવે હણનારૂં રે, સંકટતો તેના ન સમું. ૧૬.
કોઈપણ પ્રિતમ પ્યારીને રે, વિશ્વવિશે ન વિજોગ થશો;
નવ નોંધી છતાં નારીને રે, કંથવિના નહિ લાવ કશો. ૧૭.
પરથમથી પ્રીત વધારીરે, સાથ ન રાખી શામાટે;
વળતી મેલી વિસારીરે, અંતર દાઝે આમાટે. ૧૮.
હવે ધણી થઈ ઘેર ચાલોરે, સમજુછો ઘણું શું કહીએ;
અબળાને ધીરજ આલોરે, રીસકરી ન હવે રહીએ. ૧૯.
થીરતા રાખીને થાકીરે, શાણપણે સુખ દુઃખ સહી;
બનવાની નરહી બાકીરે, હૈડામાં હીમત નરહી. ૨૦.
રોઈ રોઈને આંખો રાતીરે, કીધીછે તે કામનીએ;
છણ છણ દાઝેછે છાતીરે, ભજન ધર્યુંછે ભામનીએ. ૨૧.
તેનું દુઃખ ટાળે તેનીરે, જડી બુટી જગમાં ન જડે;
અતિ અદભુત પીડા એવીરે, નારીને નીત્ય નીત્ય નડે. ૨૨.
એટલું જઈ પીઉની આગળરે, કથન વિચારીને કેજે;
વળી લાવ લખાવી કાગળરે, જે જોઈએ તે તું લેજે. ૨૩.
રૂડી આ રસની રીતીરે, દલપતરામે કહી દીધી;
પ્રીતમ પ્યારીની પ્રીતીરે, લાયક જાણી દીલ લીધી. ૨૪.

---

ગરબી ૩૨ મી.—મહીના.

"ઓધવજી સંદેશો કેહેજો શ્યામને."—એ રાગે.

કારતક મહીને અબળા કેહેછે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામીનાથ જો;
હીમાળુ વા વાય રે હલકી ટાઢડી,
શું શોધો પરદેશ જવાના સાથ જો;
એ મહીને નવ જઈએ પિયુ પરદેશમાં. ટેક. ૧.
માગશર મહીને હોંશ ઘણી મનમાહ રે,
રસિયા સંગ રમ્યાની મહાજમ રાત જો;
હસીએ ને વસીએ રે હૈડે હેતથી,
પિયુ મેલો પરદેશ જવાની વાત જો. એ મહિને. ૨.

પોષે જે પરણીને પિયુડે પરહરી,
તે પ્રેમ દાનાં પુરણ મળીયાં પાપ જો;
સાસરીએ રહીને તે શું સુખ ભોગવે,
મૈયરમાં નવ ગોઠે મા ને બાપ જો. એ મહિને. ૩.
માહ મહીને નવ ફરીએ નાથ મુસાફરી,
ધર્ગ સાટે જઈ લાવો ખોરી જાર જો;
જે મળશે તે જમશું મારા વાલમા,
જરૂર નહીં જાવા દઉં ઘરથી બહાર જો. એ મહિને. ૪.
ફાગણ તો ફુલ્યો રે ફાલ્યાં ફુલડાં,
હસે રમે ને ગોરી હોરી ગાય જો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો. એ મહિને. ૫.
ચૈતરમાં ચતુરને પંથ નં ચાલવું,
જો ઘેર નારી સારી ચતુર સુજાણ જો;
વહાલપને વચને રે પિયુને વશ કરે,
નિરધાર્યું તે પડ્યું રહે પરીઆણ જો. એ મહીને. ૬.
વાવલીઆ વાયા રે પિયુ વૈશાખના,
રજ ઉડે ને માણક મેલું થાય જો;
નથડીનું મોતી રે હીરો હારનો,
કહો પર હાથે કેમ તે ધીરયો જાય જો. એ મહીને. ૭.
જેઠ તો પરદેશે જાવું દોહલું,
તાપ તપે ને લા જેવી લુવાય જો;
કોમળ છે કાયા રે મારા કંથની,
વણ સીંચ્યાં જેમ ફુલડીઆં કરમાય જો. એ મહીને. ૮.
અંબર ઘન છાયો રે મારા અશાઢમાં,
મોર બોલે મેહ વરસે મૂશળ ધાર જો;
કચરા ને કાદવ રે મચી આ મેદની,
પંખી માળા ઘાલે દારો દાર જો. એ મહીને. ૯.
શ્રાવણનાં વરસે રે સારાં સરવડાં,
ભરયાં સરોવર નદીએ નીર ન માય જો;
ચકવા ને ચકવી પણ જોયાં જોડલે,
બગલો પણ જોડું તજીને નવ જાય જો. એ મહીને. ૧૦.
ભાદરવો ભર જોબનનો ફરી નહીં મળે,
વહી જાશે જેમ નદીઓકેરાં નીર જો;
એ વારે દીવસ એળે નવ કાઢીએ,
વાત વિચારી જુઓ નણદનો વિર જો. એ મહીને. ૧૧.
આસોના દીવશ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું ફરવા નવલા ખેલ જો;
ભેગાં બેશી જમીએ રમીએ સોગટે,
રંગે રમતાં ઉપજે રંગની રેલ જો. એ મહીને. ૧૨.
માસ અધીકમાં અધીકપણે શુ કીજીએ,
રહો જોડીને નેણ સંધાથે નેણ જો;
જેમ ન છૂટે બૂટો કાચ બિલોરનો,
દલપતના સ્વામીછો, જાણ પ્રવેણ જો. એ મહીને. ૧૩.

---

ગરબી ૩૩ મી.—ભણેલી પુત્રીના હર્ષવિષે. ગરબા છંદ.
"આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો માં."—એ રાગ.

પુત્રી કહે મા પાસ, હુલ્લાસ કરી હેતેમા;
અતિ સાંધ્યો અભ્યાસ, આશ પુરી એ તેં મા. ૧.
ભણિ ભણતર ભલી ભાત, વાત વિવિધ વાંચી મા;
પુરણ થૈ પ્રખ્યાત, સાત સુણે સાચી મા. ૨.
દીલમાં લઈ ઉપદેશ, બેશ ઉજેશ થયો મા;
હૈડે હરખ હમેશ, લેશ કલેશ ગયો મા. ૩.
ધન ધન આ અવતાર, સાર લીધો સાચો મા;
ઈશ્વરનો આકાર,[1] વાર ઘણી વાંચ્યો મા. ૪.
જ્ઞાન પદારથ પાન, કાન વડે કીધુ મા;
લૈ વિદ્યાનું દાન, માન મહા લીધુ મા. ૫.
નમળ્યો ટપકો ટેશ, બેશ ભુગોળ ભણી મા;
વળી થૈ વાત વિશેષ, દેશ સમગ્ર ગણી મા. ૬.
પાક વિધી પરસીધ, સિધ કરી સારી મા;
આઠ સીધ નવનીધ, દીધ દયા તારી મા. ૭.
ગણતાં શીખી ગણીત, ગોત શબ્દ શાખીમા;
ચીત્ર ભરત દૈ ચીત, રીત શીખી રાખીમા. ૮.
દેખી અદભૂત દાવ, પાવ પ્રથમ દીધોમા;
ભણી ગણી ધરી ભાવ, લાવ ભલો લીધોમા. ૯.
ભટકે પણ નહીં ભાગ, લાગ જડે જેનોમા;
ઊંડો અરથ અથાગ તાગ, તેનો લીધો તેનોમા. ૧૦.
પછી બીજા પરચુણ, ગુણ લીધા ધારીમા;
એ આટામાં લુણ, સુણ માતા મારીમા. ૧૧.
પુરો સુરો રજપુત, ભૂત થકી ભાગેમા;
મન મારૂ મજબુત, તુત ગણી તાગે મા. ૧૨.
હીમ્મત ધરૂ હજાર, બાર જઈ બેશીમાં;
ભ્રમનાનો શો ભાર, પાર શકે પેશીમા. ૧૩.
કિધો વેહેમનો હોમ રોમ, નથી બીતીમા;
વાર ગણાયો ભોમ, સોમ ગયો વીતીમા. ૧૪.
મેં આભે ભરી બાથ, સાથ વીના સાથેમા;
દયા કરી દીનનાથ, હાથ ગ્રહી હાથેમા. ૧૫.

---

[1] આકાર નહીં પણ ઈશ્વર કેવાછે તે વિષે વાંચ્યું.

એ પ્રભુના જે પાડ, ખાડ ખાણી ડાટેમા;
તે જન મોટા તાડ, ઝાડ સુકા સાટેમા. ૧૬.
વિદ્યા કળા વિહીન, ચીન ચડી જાશેમા;
પણ તે પર આધીન, દીન થઈ થાસેમા. ૧૭.
નહિ વિદ્યા નવટાંક, રાંક જુવો જેવામા;
વળતી કાઢે વાંક, આંક કરમ એવામા. ૧૮.
ફાવે એવી ફોજ, હોજ ભર્યાં પાંણીમા;
જો નહીં જાણે ચોજ[1], રોજ ભણી રાણીમા. ૧૯.
તો તેનો અવતાર, છાર પડી છુટયોમા;
કહે કવી ધીક્કાર, તાર નશીબ તૂટયોમા. ૨૦.
હું હોસે કદિ હીર, ચીર નહીં ચાહતીમા;
નહિ પામી કદિ નીર, ખીર કદી ખાતીમા. ૨૧.
ઘડયા કનકના ઘાટ, કાટ ચડયા કીધામા;
મેં ભણવાને માટ, હાટ વળણ દીધામા. ૨૨.
ચાતુરતા હિર ચીર, ધીરજ જળ ધોયુંમા;
સોભે તેથિ સરીર, જીરણ નવ જોયુંમા. ૨૩.
હરિગુણ હાર હજાર, ભાર નહીં ભાસેમા;
સદગુણના સણગાર, પાર વિના પાસેમા. ૨૪.
કરતી પર ઉપકાર, ખારતજી ખોટોમા;
પુસ્તક પઢી અપાર, સાર મળ્યો મોટોમા. ૨૫.
અરધુ જમી અનાજ, કાજ લીધું સાધીમા;
લોક વિશેતો લાજ, આજ અધિક વાધીમા. ૨૬.
ગણ્યા ભલા સુખ ભોગ, રોગ ગણે રોગીમા;
એમ કિધો ઉદ્યોગ, જોગ જપે જોગીમા. ૨૭.
સરસ નરસ કદિ શાક, પાક નહીં ગણતીમા;
હતી ન કોયની હાક, થાક ભુલી ભણતીમા. ૨૮.
કાયા સુકી કાઠ, ઠાઠ જતે થૈતીમા;
પણ નહિ પાડયો પાઠ, આઠ વરશ ગઈતીમા. ૨૯.
આગળ તો ઉદમાત, રાત દિવસ કરતીમા;
પોઢી ઉઠી પ્રભાત, સાત સદન ફરતીમા. ૩૦.
પણ મારાં માબાપ, આપ અમુલ્ય થયાંમા;
ટાળ્યા સૌ સંતાપ, પાપ પતાળ ગયાંમા. ૩૧.
જેતૂ કથન કહીશ, શીશ ધરી સાંખુંમા;
મનમાં ગુણ માનીશ, રીશ નહીં રાખુમા. ૩૨.
નવ જુગ રેહેશે નામ, દામ વિના દીધેમા;
મળશે નિરમળ ધામ, કામ સરસ કીધેમા. ૩૩.
લહિ લહિ પેન સિલેટ, પેટતણી પાસેમા;
બહુ બહુ ચિતરૂ બેટ, ભેટ લિધી ભાસેમા. ૩૪.
માગુ ખૂરશી મેજ, એજ ઈછા આંણુમા;
આપૂં વાળિ અવેજ, તેજ હું હઠ તાંણુમા. ૩૫.
વળી વેઠે જેમ વેઠ, શેઠતણા અનુચરમા;
શું શ્રાવણ શું જેઠ, દેઠ નિશા અવસરમા. ૩૬.
બેઠી કશીને કેડ, હેડ રહી બાકીમા;
છાંડી નહીં છંછેડ, ખેડ ખરી પાકીમા. ૩૭.
નીચાં રાખી નેણ, કેણ શુણૂ કાનેમા;
વળી વાંચૂં સુખ દેણ, વેણ પેછી પાનેમા. ૩૮.
શિધ કરવા સંકેત[1], હેત સહિત હળતીમા;
રહે શરીર સચેત, વેત કરૂં વળતીમા. ૩૯.
કોટી પ્રકારે કેદ, ખેદ વિના ખમતીમા;
વિપ્ર ભણે જેમ વેદ, ભેદ લેવા ભમતીમા. ૪૦.
તપશી તપમાં જેમ, તેમ ઠરાવ ઠરચોમા;
પૂરો આંણી પ્રેમ, એમ અભ્યાસ કરચોમા. ૪૧.
ચુકથી ચોરાચોર, ફેર ફરક જોતીમા;
સુકાતૂ લોહી શેર, ઘેર ઘણું રોતીમા. ૪૨.
કુંવરીઓ કેટલીક, બીક નહીં ગણતીમા;
આળસ આંણી અધીક, ઠીક નહીં ભણતીમા. ૪૩.
હસ્તી હુકા હૂક, બૂક લહી બોખીમા;
ઠાલું વલોવિ થુંક, ચૂક કરે ચોખીમા. ૪૪.
ભણવાની નહિ ભૂખ, મુખ ગપો ગાતીમા;
તે દેખી થઇ દુઃખ, સુખ શાંતી જાતીમા. ૪૫.
છબડી લેવા છૂટ, કૂટ કરી મરતીમા;
હુંતો અરથ અખૂટ, લૂટ લઈ ભરતીમા. ૪૬.
હાંય ખરા જે હંસ, વંશ વિશે વળગ્યામા;
નીરખીર નિસ્સંશ, અંશ કરે અળગામા. ૪૭.
સાચ વિશે જોઈ જુઠ, પૂંઠ કરૂં પેહેલીમા;
રૂઠ ગમેતો તૂઠ, મૂઠ નહીં મેલીમા. ૪૮.
ફરતું કરતુ ફેલ, ખેલતણું ખાતુંમા;
રમતતણી રસ રેલ, તેલ ગણયું તાતુંમા. ૪૯.
શીરો સુંવાળી સેવ, દેવ ચળે ભાળીમા;
તે ખાવા તતખેવ, ટેવ દિધી ટાળીમા. ૫૦.
ચારે ચૌટે ચોક, લોક મળે કાલામા;
દેખિ હલાવે ડોક, થોક વચ્ચે ઠાલામા. ૫૧.
શોધે નહીં સુગંધ, અંધ ઘણા એવામા;
બોલે પણ નિરબંધ, ધંધ ધરે તેવામા. ૫૨.
જુદ્ધ વિષે જૈ જોધ, બોધ કરે બળથીમા;
શત્રુતણો કરિ શોધ, ક્રોધ કરે કળથીમા. ૫૩.

[1] મર્મ.

[1] સમશ્યા.

[૧]ગોપ કરી એમ કોપ, તોપ ભરી તંગેમા;
તો જશનો ધરિ ટોપ, ઓપ લિધો અંગેમા. ૫૪.
જો ભણિ હું નહિ હોત, જોત-નજર જાગીમા;
ખેદ્ય ખરે ખરિ ખોત, મોત લેત માગીમા. ૫૫.
જડથો ન કરૂં જુદ્ધ, બૂધ કરી આંણુમા;
ઉજળું એટલું દૂધ, શુદ્ધ સરવ જાંણુમા. ૫૬.
ભમતા દેખું ભૂપ, રૂપ રંગે રૂડામા;
ચેતી ચાલુ ચૂપ, કુપ ગણી કુડામા. ૫૭.
કરવા ફેલ ફિતુર, ઉર ઇછા ઠરતીમા;
પાપતણૂં ગણી પૂર, દૂર થકી ડરતીમા. ૫૮.
ઉપજે સંકટ શૂળ, ધૂળ તહાં ધરતીમા;
છળનું છેદી મૂળ, કુળ ઉજવળ કરતીમા. ૫૯.
આવ્યાં વિઘન અનેક, ટેક નહીં તૂટીમા;
ઈશ્વિર પ્રીતી એક, છેક નહીં છૂટીમા. ૬૦.
કરતી પૂરા કોડ, ખોડ નહીં ખાતીમા;
ઉગ્યા નશિબના છોડ, જોડય મળી જાતીમા. ૬૧.
પામી પરમ પવીત્ર, મિત્ર સરસ સ્વાંમીમાં;
વિદ્યાવંત વિચીત્ર, ચિત્રકળા જામીમા. ૬૨.
કરિ કરૂણા કરતાર, પાર નહીં પુન્યેમા;
લહિ ઉચાર લગાર, વાર રહી મુન્યેમા. ૬૩.
જડ બુદ્ધી મટી જાય, ગાય પઢે પ્યારૂંમા;
રિજે જગતનો રાય, થાય સરવ સારૂંમા. ૬૪.
ગાય બજાવી ગાલ, ચાલ કુડી ચાલેમા;
નહિ થાશે તે ન્યાલ, સાલ થઈ સાલેમા. ૬૫.
ગુણ લૈ ગરબો આમ, ગામ વચે ગાશેમા;
રાજી રહેશે રામ, કામ સુફળ થાશેમા. ૬૬.
સંવંત શ્રુતિ શશિ નાગ, “જગભાગભોક્તા[૨]”મા;
પક્ષ અશાડો પ્રાગ[૩], રાંગ તિથી પ્રોક્તા[૪]મા. ૬૭.
વશિને અમદાવાદ, સ્વાદ રચ્યો સારેમા;
નહિ અવગુણ એકાદ, યાદ કરે યારેમા. ૬૮.
બુદ્ધી વર્ધક પાસ, દાસપણે દીધોમા;
કરવા પ્રગટ પ્રકાશ, આશ દઈ લીધોમા. ૬૯.
વાસ પ્રથમ વઢવાંણ, જાણ ઘણા જેમાંમા;
રાજ સિંહ માહારાણ, આંણ ફરે એમાંમા. ૭૦.
નાગર પામાં નામ, ઠામ કવી સવિતામા;
રહિ ત્યાં દલપતરામ, કામ કરે કવિતામા. ૭૧.
અંતર પ્રેરકઇશ, રીશ નહીં રાખોમા;
જયજયશ્રીજગદીશ, વિશ વખત ભાખોમા. ૭૨.

---

### ગરબી ૩૪ મી.—સૈયરો મળવા વિશે.

“રંગ ભર રમતાં રાસમાંગે, હાંહાંરે રસ વાધ્યોછે ઠગલે.” એ રાગની.

આજ ઘડી આનંદની રે, હાંહાંરે મળી સૈયર સમાણી;
ચારે દિશાએ ચંદની રે, હાંહાંરે પસરી પથરાણી; આજ. ૧.
ટોળે મળી તેવ તેવડી રે, હાંહાંરે ગોરી ગરબીઓ ગાવા;
અકલ વિશે પણ એવડીરે, હાંહાંરે મચી ધૂમ મચાવા; આજ. ૨.
ફરતે ફેરે ફરે ફુદડીરે, હાંહાંરે પાડે તાનમાં તાળી;
ચળકતી ઓઢી ચુંદડી રે, હાંહાંરે રંગે રૂડી રૂપાળી; આજ. ૩.
મધુરસ્વરે મુખ ઓચરેરે, હાંહાંરે. કંઠ કોકિલા કહિએ;
હાવ ભાવે હૈડું હરેરે, હાંહાંરે જાણે જોઈજ રહીએ; આજ. ૪.
હંસની ચાલે ચાલતી રે, હાંહાંરે જાણે ઢેલ ઢળકતી;
આંગળે અંગુઠી ઘાલતી રે, હાંહાંરે ચૂનીદાર ચળકતી; આજ. ૫.
મરદંગ વાજે માનમાં રે, હાંહાંરે રાગ ગાય રસીલી;
ગાય ગીતો રૂડા ગાનમાં રે, હાંહાંરે છૂટે છેડે છબીલી; આજ. ૬.
લાડકડી લટકાં કરેરે, હાંહાંરે હોઠે દીસેછે હસતી;
ડગમગતી ડગલાં ભરેરે, હાંહાંરે ધીરે રહી ધસમસતી; આજ. ૭.
હૈયે ગુલાબના હારડારે, હાંહાંરે ચોખી ચંપક કળીઓ;
કપુરતણા જેવા ક્યારડારે, હાંહાંરે અંગે એવી ઉજળીઓ; આજ. ૮
ચતુરાઈથી ગુંથ્યા ચોટલારે, હાંહાંરે ધજ ધૂપેલ ધરિઆં;
પ્રેમતણા જાણે પોટલારે, હાંહાંરે એવાં ભાવનાં ભરિઆં; આજ. ૯
આકાશથી જાણે ઉતરીરે, હાંહાંરે પ્રિયા પ્રત્યક્ષ પરિઓ;
સુંદર જાણે શોભા ભરીરે, હાંહાંરે દીપે દેવ દિકરિઓ; આજ. ૧૦.
જોવા જેવી જુગતી થઈરે, હાંહાંરે શોભા શીં હું વખાણું;
ગમતમાં રાત વીતિ ગઈરે, હાંહાંરે વળી વાયું વહાણું; આજ. ૧૧.
ગઈ ગોરી હરખ ધરી ધરીરે, હાંહાંરે આપ આપને ધામે;
ઈશ્વિરી માયા એ ખરીરે, હાંહાંરે દીઠિ દલપતરામે; આજ. ૧૨.

—o—

### ગરબી ૩૫ મી.—નજર બાગની ગરબી.

ચાલ ગાગર ચાલ ગાગર જમનાં રે જઇએ.—એ રાગ.

બાગમાંજ લાગ જોઈ લાડડી રે બોલે,
સાહેબા બાગ બનાવ રે; આંગણાની આગે.
રૂડો દીસે રાજબાગ તેજ બાગતોલે,
રૂડાં રૂડાં ઝાડ રોપાવ રે; આંગણાની આગે. ૧.
લાવી લાવી વાવી કરો કેળ થંભ લાંબા,
કેળ થંબ કેરા મને કોડ રે; આંગણાની આગે.

---

[૧] છાનું.
[૨] યજ્ઞ ભાગના ભોક્તા તે પરમેશ્વર એકછે. સંવત ૧૯૧૪.
[૩] પ્રાક્ પેહેલા. [૪] કહી.

આંગણામાં લાવી આજ વાવીએ રે આંબા,
છુટાછુટા છાજશે છોડ રે; આંગણાની આગે. ૨.
કેલબંધ કોરના કરાવીએ રે કયારા,
ગુણવંત વાવીએ ગુલાબ રે; આંગણાની આગે.
સાંજને સવાર સમે શોભશેજ સારા,
હોંશનો હું શું કહું હિશાબ રે; આંગણાની આગે. ૩.
હોયજો હજારી ફુલ છોડ હારો હારે,
બાગ ભાગ બની રહે બેશ રે; આંગણાની આગે.
જથે થાય જાય જુઈ જોવા જોગ જ્યારે,
વધે વળી વાસના વિશેષ રે; આંગણાની આગે. ૪.
કાચનાં કરાવીએ કટોરા ઘાટ કુંડાં,
રૂડા રૂડા રંગથી રંગેલ રે; આંગણાની આગે.
મોગરોને માલતી મને ગમેજ રૂડાં,
વળી હોય નાગરવેલ રે; આંગણાની આગે. ૫.
કેવડાનાં ઝાડ ઝુંડ જેવડાં કરાવો,
વાવો વળી એવડાં અશોક રે; આંગણાની આગે.
છાંટી રંગ છજે નીર ચોકમાં છંટાવો,
લાખ લાખ જોવા મળે લોક રે; આંગણાની આગે. ૬.
પોપટનું ટાંગીએ ત્યાં પાંજરૂં રૂપાળુ,
મીઠા બોલે મોર ને ચકોર રે; આંગણાની આગે.
ભલી ભલી ભાતનાં ભણેલ પંખી ભાળું,
ચતુરના ચિત્તતણાં ચોર રે; આંગણાની આગે. ૭.
રહે આશ પાશ ગુલબાસ ફુલ ફુલી,
શોભે સારી ચાંદની સમાન રે; આંગણાની આગે.
ભમરા ભમે તે ભાળી ભાન જૈએ ભૂલી,
ગાય જેમ ગુણીજન ગાન રે; આંગણાની આગે. ૮.
મેંદીતણી વાડ ઝાડને કરાવી મેલો,
બેઠક કરી કઠેરાબંધ રે; આંગણાની આગે.
ફૂવતા ફુવારા પાસ ખાંતે વશી ખેલો,
અંતરમાં ઉપજે આનંદ રે; આંગણાની આગે. ૯.
મોટા મોટા મિત્ર મળી મંડળી મચાવો,
હું રમું સાહેલીઓ સાથ રે; આંગણાની આગે.
રૂડી રૂડી રસે ભરી વારતા રચાવો,
નેણાં ભરી નીરખું હું નાથ રે; આંગણાની આગે. ૧૦.
વાળી વાળી દીસે રૂડી આંગણે દીવાળી,
ભાળી ભાળી માનું મોટાં ભાગ્ય રે; આંગણાની આગે.
આંગણામાં મેલું રૂડા દીવડા ઉજ્વાળી,
જીવ ખુશી થાય જોઈ જાગ્ય રે; આંગણાની આગે. ૧૧.
લાખ લાખ ઈશ ઉપકાર ઉર લાવી,
નિત નિત જપશું નામ રે; આંગણાની આગે.
બેશ બેશ ગીત એજ બાગનાં બનાવી,
દેશે રૂડાં દલપતરામ રે; આંગણાની આગે. ૧૨.

---

**ગરબી ૩૬ મી.—શેરના સ્વપનાની ગરબીઓ.**[1]

"ઓ અરદેશર તારોરે ડંકોરે સુરત શહેરમાં." એ રાગ.

ઓ સઈશે રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભળો;
શુણિ સમજીને, ભવતારણ ભગવતનિ ભગતીમાં ભળો. ટેક.
ઈસ્વી શન અઢારસેં થાતાં, વળિ તે ઉપર ત્રેસઠ જાતાં;
બહુ મનુષ્ય થયાં ધનથી માતાં, ઓ સઈશે રે. ૧.
જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો, ત્યાંના રૂનો ધંધો ભાગ્યો;
આપણને લાભ ઘણો લાગ્યો, ઓ સઈશે રે. ૨.
તે નાણું ધંધે કયાં ધરવું, વેપાર વિશે કેમ વાવરવું;
સૂઝે નહિ જે આશું કરવું, ઓ સઈશે રે. ૩.
પછી સરખે ભાગે શેર કર્યા, ભેળા થઈ સૌએ ભાગ ભર્યા;
હિકમતથી લાખો દામ હર્યા, ઓ સઈશે રે. ૪.
કોઈ નાણાવટું કરવા લાગ્યા, કોઈ જમીન લેવાને જાગ્યા;
કોઈ તમામ ધંધો કરિ તાગ્યા, ઓ સઈશે રે. ૫.
પછિ ઉદ્યમ તો પસ્હયા આડા, ખાડીના પૂરાવ્યા ખાડા;
જર જોઈને ખુબ થયા જાડા, ઓ સઈશે રે. ૬.
થઈ અનેક કંપનિઓ એવી, જુગની દીસે જોવા જેવી;
દિઠિ ઉભરાતી લક્ષ્મી દેવી, ઓ સઈશે રે. ૭.
લોકો દોડે શેરો લેવા, જન સૌં બનિયા ગાંડા જેવી;
કોઈ પુછે નહીં ધણી છે કેવા, ઓ સઈશે રે. ૮.
ઉપરિયોએ ધાર્યું એવું, લોકોનું ધન લૂટી લેવું;
પછી કર્યું તરકટ જોવા જેવું, ઓ સઈશે રે. ૯.
જે જે કંપનિ જેણે કહાડી, અતિ ભાવ ચડાવ્યા ઉપાડી;
લોકોને લાલચ દેખાડી, ઓ સઈશે રે. ૧૦.
એમ કઈકે મેળવિ બહુ માયા, જોઈ લોકો બીજા લલચાયા;
કહુ કોણ દિવાના કોણ ડાહ્યા, ઓ સઈશે રે. ૧૧.
રોકડ ખરચી શેરો લીધા, ગાંઠેથી ગરથ ગણી દીધા;
પછિ શેરતણા સટ્ટા કીધા, ઓ સઈશે રે. ૧૨.
પાંસઠની સાલે પરિણામે, ઠગ ધંધો તે ઠામો ઠામે;
દીઠો નજરે દલપતરામે, ઓ સઈશે રે. ૧૩.

---

[1] ઈ. સ. ૧૮૬૫ માં શેઠ બેહેરામજી ફરદુનજીની કંપનીએ રૂ૫૦) ના ઈનામની જાહેર ખબર છાપી હતી, તેથી આ ગરબીઓ રચીને ઈનામ લીધું હતું.

ગરબી ૩૭ મી.

"કાનુડે કામણ કીધલાં આ એહેની, પેલે કાનુડે કામણ કીધલાં. એ રાગ.

જાગિયો વાયદો જુલાઈનો રે,
જુઓ જાગિયો વાયદો જુલાઈનો;
થાંભલો એજ ઠગાઈનો રે. જુઓ. ટેક.
લાભનાં તો લાખો લેખાં લખાંણાં,
વધિ ગયો ગર્વ વડાઈનો, રે. જુઓ. ૧.
સોનાં લાવીને ઘેર સોની બેસાર્યા,
ચુડો બનાવ્યો બેહેન બાઈનો રે. જુઓ. ૨.
બગી રાખીને વળિ બાગમાં બંગલો,
સારો કરાવ્યો સાફાઈનો રે. જુઓ. ૩.
વાદે કરીને વળી વેગે વધાર્યો,
સારો પગાર સિપાઈનો રે. જુઓ. ૪.
ચડતો દાહાડો ગણ્યો પોતે પોતાનો,
પડતો ગણ્યો પિત્તરાઈનો રે. જુઓ. ૫.
રૂપઈઆ ખરચીને રાંડો નચાવી,
મનમાં મદ મૂરખાઈનો રે. જુઓ. ૬.
બાસૂદિ આણિઓને કિધિ ઉજાણીઓ,
મેળવ્યો સ્વાદ મિઠાઈનો રે. જુઓ. ૭.
દયા તજીને ખૂબ ઘોડાં દોડાવ્યા,
કિધો આચાર કસાઈનો રે. જુઓ. ૮.
ન્યાલ થયા એવું નકિ વીચારી,
લાહાવો લિધો લુચ્ચાઈનો રે. જુઓ. ૯.
પુણ્યને મારગે એક પણ પૈસો,
કેમ જાય કૂડિ કમાઈનો રે. જુઓ. ૧૦.
સંપ હોય તો વળિ સારો શોભાવે,
ભભકો ભાઈ ભોજાઈનો રે. જુઓ. ૧૧.
દલપતરામે નજરે દીઠો,
વહિ ગયો વારો નવાઈનો રે. જુઓ. ૧૨.

---

ગરબી ૩૮ મી.

રાગ ઉપર પ્રમાણે.

સૌ જાય શેરબજારમાં રે,
વાત વસિ એજ વિચારમાં રે;
જન સૌ જાય શેરબજારમાં. ટેક.
નોકરિયા તે નોકરી છોડવા,
કિધા રિપોટ સરકારમાં રે; જન સૌ. ૧.
મેહેતાજીઓએ મેલી નિશાળો,
વળગ્યા એ વેપારમાં રે; જન સૌ. ૨.
હોંશથી જઈને નાણાં હજારનો,
લાભ લે વાર લગારમાં રે; જન સૌ. ૩.
ધમ ધોકારથી શેરનો ધંધો,
ઉછળ્યો વરણ અઢારમાં રે; જન સૌ. ૪.
મોચી ઘાંચી ને માળી હાળીમાં[1],
સાળવી સૌ સુતારમાં રે; જન સૌ. ૫.
ગાંધી ગાંઠે શેર બાંધીને રાખે,
વસાણું ન ભરે વખારમાં રે; જન સૌ. ૬.
જેમ તેમ કરિને નાણું જમાવવું,
સમજ્યા એટલું સારમાં રે; જન સૌ. ૭.
પોતાના કામનો કશો વિચાર પણ,
ન રહ્યો કોઈ નરનારમાં રે; જન સૌ. ૮.
ચાલતાને જોઈ જોઈને ચાલે,
જેમ લશકરની લારમાં રે; જન સૌ. ૯.
બેંકવાળા શેર સાટે બહુ ધન,
આપવા લાગ્યા ઉધારમાં રે; જન સૌ. ૧૦.
કરજ કરી એવો ધંધો કરતાં,
પોહોંચ્યા હદથી પારમાં રે; જન સૌ. ૧૧.
દલપતરામ કહે એવું દેખી,
કોપ ઉપજ્યો કરતારમાં રે. જન સૌ. ૧૨.

---

ગરબી ૩૯ મી.

"કઠણ થયા માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકો રે."—એ રાગ.

લાભ મળ્યો તેથી થઈ લોભી, શેર લાગ્યા સંઘરવા રે;
ગળપણ જાણિ કણિકનિ ગોળી, મછ ગળે જેમ મરવા રે;
લાભ મળ્યો તેથી થઈ. ટેક.
બાપનિ દોલત દસ વિસ લાખની, તેના તો શેર લીધા રે;
અધિક વળી કરજે ઉપાડી, દસ્તાવેજ લખિ દીધા રે; લાભ. ૧.
ઘર ધણિયાંણી કેરૂં ઘરાણું, વેચી શેર વસાવ્યા રે;
સગાં સંબંધીનાં વળિ નાણાં, લખિ આપી ખત લાવ્યા રે; લા. ૨.
પ્રામેસરિ નોટો પણ વેચી, લોભે શેરો લેવા રે;
શેર વળી બેંકોમાં સોંપી, દામ ઉપાડ્યા દેવા રે; લા. ૩.
શરભર ભાવે શેર મળેલા, તેથિ તૃપત નથી થાતા રે;
પંદર ગણું પ્રિમિયમ પણ આપી, વળિ લીધા વેચાતા રે; લા. ૪.
જમાન આપી જર ઉપાડ્યાં, મિત્રોને માંહિ મૂક્યા રે;
ધમ ધોકારે શેરનો ધંધો, ચલાવતાં નહીં ચૂક્યા રે; લા. ૫.

---

[1] હાળી—હળ ખેડનાર અથવા ખેડુત.

આંગણામાં લાવી આજ વાવીએ રે આંબા,
છુટાછુટા છાજશે છોડ રે; આંગણાની આગે. ૨.
કેસબંધ કોરના કરાવીએ રે ક્યારા,
ગુણવંત વાવીએ ગુલાબ રે; આંગણાની આગે.
સાંજને સવાર સમે શોભશેજ સારા,
હોંશનો હું શું કહું હિસાબ રે; આંગણાની આગે. ૩.
હોયજે હજારી ફુલ છોડ હારો હારે,
બાગ ભાગ બની રહે બેશ રે; આંગણાની આગે.
જ્યે થાય જાય જોઈ જોવા જોગ જ્યારે,
વધે વળી વાસના વિશેષ રે; આંગણાની આગે. ૪.
કાચનાં કરાવીએ કટોરા ઘાટ કુંડાં,
રૂડા રૂડા રંગથી રંગેલ રે; આંગણાની આગે.
મોગરોને માલતી મને ગમેજ રૂડાં,
વળી હોય નાગરવેલ રે; આંગણાની આગે. ૫.
દેવળનાં ઝાડ કુંડ જેવડાં કરાવો,
વાવો વળી એવડાં અશોક રે; આંગણાની આગે.
છાંટી રંગ છજે નીર ચોકમાં છંટાવો,
લાખ લાખ જોવા મળે લોક રે; આંગણાની આગે. ૬.
પોપટનું ટાંગીએ ત્યાં પાંજરૂં રૂપાળું,
રીઝ બોલે મોર ને ચકોર રે; આંગણાની આગે.
ભલી ભલી ભાતનાં ભરેલ પંખી ભાળું,
ચતુરના ચિત્તતણાં ચોર રે; આંગણાની આગે. ૭.
રહે આશ પાશ ગુલબાસ ફુલ ફુલી,
શોભે સારી ચાંદની સમાન રે; આંગણાની આગે.
ભમરા ભમે તે ભાળી ભાન જેમ ભુલી,
ગાય જેમ ગુણીજન ગાન રે; આંગણાની આગે. ૮.
મેંદીતણી વાડ ઝાડને કરાવી મેલો,
બેઠક કરી કઠેરાબંધ રે; આંગણાની આગે.
ફુવતા ફુવારા પાસ ખાંતે વળી બેસો,
અંતરમાં ઉપજે આનંદ રે; આંગણાની આગે. ૯.
મોટા મોટા મિત્ર મળી મંડળી મચાવો,
હું રમું સાહેલીઓ સાથ રે; આંગણાની આગે.
રૂડી રૂડી રસે ભરી વારતા રચાવો,
નેણાં ભરી નીરખું હું નાથ રે; આંગણાની આગે. ૧૦.
વાળી વાળી દીસે રૂડી આંગણે દીવાળી,
ભાળી ભાળી માનું મોટાં ભાગ્ય રે; આંગણાની આગે.
આંગણામાં એવું રૂડા દીવડા ઉજાળી,
જીવ ખુશી થાય જોઈ જાગ્ય રે; આંગણાની આગે. ૧૧.
લાખ લાખ કરી ઉપકાર ઉર લાવી,
નિત નિત જપશું નામ રે; આંગણાની આગે.
બેશ બેશ ગીત એજ બાગનાં બનાવી,
દેશે રૂડાં દલપતરામ રે; આંગણાની આગે. ૧૨.

---

### ગરબી ૩૬ મી.—શેરના સ્વપનાની ગરબીઓ.[1]

"ઓ સરદાર તારે ફેરે સુરત શહેરમાં." એ રાગ.

ઓ સખીરી રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભળો;
શુદ્ધિ સમજીને, ભવતારણ ભગવતને ભગતીમાં ભળો. ટેક.
ઈસ્વી સન અઢારસેં થાતાં, વળિ તે ઉપર ત્રેસઠ જાતાં;
બહુ મનુષ્ય થયાં ધનથી માતાં, ઓ સખીરી રે. ૧.
જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો, ત્યાંના રૂનો ધંધો ભાગ્યો;
આપણને લાભ ઘણો લાગ્યો, ઓ સખીરી રે. ૨.
તે નાણું ધંધે ક્યાં ધરવું, વેપાર વિશે કેમ વાવરવું;
સૂઝે નહિ જે આનું કરવું, ઓ સખીરી રે. ૩.
પછી મરજે ભાગે શેર કર્યા, લોભા થઈ લોકે ભાગ ભર્યા;
હિકમતથી લાખો દામ હર્યા, ઓ સખીરી રે. ૪.
કોઈ નાણાવટું કરવા લાગ્યા, કોઈ જમીન લેવાને જાગ્યા;
કોઈ તમામ ધંધો કરિ તાગ્યા, ઓ સખીરી રે. ૫.
પછિ ઉદ્યમ તો પડ્યા આરા, આશેના પુરાવ્યા આરા;
જન જોઈને ખુબ થયા જારા, ઓ સખીરી રે. ૬.
થઈ અનેક કંપનિઓ એવી, જુગતી દીસે જોવા જેવી;
લિધિ ઉતરાતી લક્ષ્મી દેવી, ઓ સખીરી રે. ૭.
લોકો દોડે શેરો લેવા, જન સૌ બનિયા વાંસ જેવી;
કોઈ પુછે નહીં ધણી છે કેવા, ઓ સખીરી રે. ૮.
ઉપરિયોએ ધાર્યું એવું, લોકોનું ધન લુટી લેવું;
પછી કહ્યું તરકટ જેવા જેવું, ઓ સખીરી રે. ૯.
જે જે કંપનિ જેણે કહાડી, અતિ ભાવ ચડાવ્યા ઉપાડી;
લોકોને લાલચ દેખાડી, ઓ સખીરી રે. ૧૦.
એમ કપટે મેળવિ બહુ માયા, જોઈ લોકો બીજા લલચાયા;
કહુ કોણ દિવાના કોણ ડાહ્યા, ઓ સખીરી રે. ૧૧.
રોકડ ખરચી શેરો લીધા, ગાંઠેથી ગરથ ગણી દીધા;
પછિ શેરતણા સટ્ટા કીધા, ઓ સખીરી રે. ૧૨.
પાંસઠની સાલે પરિણામે, ઠગ ધંધો તે ઠામો ઠામે;
દીઠો નજરે દલપતરામે, ઓ સખીરી રે. ૧૩.

---

[1] ઈ. સ. ૧૮૬૫ માં શેઠ બેહેરામજી કુરદુનજીની કંપનીએ રૂ૫૦) નાં ઈનામની જાહેર ખબર છાપી હતી, તેથી આ ગરબીઓ રચીને ઈનામ લીધું હતું.

ગરબી ૩૭ મી.

"કાનુડે કામણ કીધલાં ઓ બેહેની, પેલે કાનુડે કામણ કીધલાં." એ રાગ.

જાગિયો વાયદો જુલાઈનો રે,
જુઓ જાગિયો વાયદો જુલાઈનો;
થાંભલો એજ ઠગાઈનો રે. જુઓ. ટેક.
લાભનાં તો લાગ્યં લેખાં લખાણાં,
વધિ ગયો ગર્વ વડાઈનો, રે. જુઓ. ૧.
સોનાં લાવીને ઘેર સોની બેસાર્યા,
ચુડો બનાવ્યો બેહેન બાઈનો રે. જુઓ. ૨.
બગી રાખીને વળિ બાગમાં બંગલો,
સારો કરાવ્યો સફાઈનો રે. જુઓ. ૩.
વાદે કરીને વળી વેગે વધાર્યો,
સારો પગાર સિપાઈનો રે. જુઓ. ૪.
અહતો હાહાડો ગણ્યો પોતે પોતાનો,
પરતો ગણ્યો પિતરાઈનો રે. જુઓ. ૫.
રૂપઇઆ ખરચીને રાંડો નચાવી,
મનમાં મદ મરખાઈનો રે. જુઓ. ૬.
બાચૂદિ આણિઓને દિધિ ઉજાણીઓ,
ભોળવ્યો સ્વાદ મિઠાઈનો રે. જુઓ. ૭.
દયા તજીને ખૂબ ઘોડાં દોડાવ્યા,
કિધો આચાર કસાઈનો રે. જુઓ. ૮.
ન્યાલ થયા એવું નકિ વીચારી,
લાહાવો લિધો લુચ્ચાઈનો રે. જુઓ. ૯.
પુણ્યને મારગે એક પણ પૈસો,
કેમ જાય કહિ કમાઈનો રે. જુઓ. ૧૦.
સંપ હોય તો વળિ સારો શોભાવે,
ભભટો ભાઈ ભોજાઈનો રે. જુઓ. ૧૧.
દલપતરામે નજરે દીઠો,
વહિ ગયો વારો નવાઈનો રે. જુઓ. ૧૨.

---

ગરબી ૩૮ મી.

રાગ ઉપર પ્રમાણે.

સૌ જાય શેરબજારમાં રે,
વાત વસિ એજ વિચારમાં રે;
જન સૌ જાય શેરબજારમાં. ટેક.
નોકરિયા તે નોકરી છોડવા,
કિધા રિપોર્ટ સરકારમાં રે; જન સૌ. ૧.
મેહેતાજીઓએ મેલી નિશાળો,
વળગ્યા એ વેપારમાં રે; જન સૌ. ૨.
હોંશથી જઈને નાણાં હજારનો,
લાભ લે વાર લગારમાં રે; જન સૌ. ૩.
ધમ ધોકારથી શેરનો ધંધો,
ઉછળ્યો વરણ અઢારમાં રે; જન સૌ. ૪.
મોચી ઘાંચી ને માળી હાળીમાં[1],
સાળવી સૈં સૂતારમાં રે; જન સૌ. ૫.
ગાંધી ગાંઠે શેર બાંધીને રાખે,
વસાણું ન ભરે વખારમાં રે; જન સૌ. ૬.
જેમ તેમ કરિને નાણું જમાવવું,
સમજ્યા એટલું સારમાં રે; જન સૌ. ૭.
પોતાના કામનો કશો વિચાર પણ,
ન રહ્યો કોઈ નરનારમાં રે; જન સૌ. ૮.
ચાલતાને જોઈ જોઈને ચાલે,
જેમ લશકરની લારમાં રે; જન સૌ. ૯.
બેંકવાળા શેર સાટે બહુ ધન,
આપવા લાગ્યા ઉધારમાં રે; જન સૌ. ૧૦.
કરજ કરી એવો ધંધો કરતાં,
પોહોંચ્યા હદથી પારમાં રે; જન સૌ. ૧૧.
દલપતરામ કહે એવું દેખી,
કોપ ઉપજ્યો કરતારમાં રે. જન સૌ. ૧૨.

---

ગરબી ૩૯ મી.

"કહેણુ થયા માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકો રે."—એ રાગ.

લાભ મળ્યો તેથી થઈ લોભી, શેર લાગ્યા સંઘરવા રે;
ગળપણ જાણિ કણિકનિ ગોળી, મચ્છ ગળે જેમ મરવા રે;
લાભ મળ્યો તેથી થઈ. ટેક.
બાપનિ દોલત દસ વિસ લાખની, તેના તો શેર લીધા રે;
અધિક વળી કરજે ઉપાડી, દસ્તાવેજ લખિ દીધા રે; લાભ. ૧.
ઘર ધણિયાણી કેરૂં ઘરાણું, વેચી શેર વસાવ્યા રે;
સગાં સંબંધીનાં વળિ નાણાં, લખિ આપી ખત લાવ્યા રે; લા. ૨.
પ્રામેસરિ નોટો પણ વેચી, લોભે શેરો લેવા રે;
શેર વળી બેંકોમાં સોંપી, દામ ઉપાડ્યા દેવા રે; લા. ૩.
શરભર ભાવે શેર મળેલા, તેથિ તૃપ્ત નથી થાતા રે;
પંદર ગણું પ્રિમિયમ પણ આપી, વળિ લીધા વેચાતા રે; લા. ૪.
જમાન આપી જર ઉપાડ્યાં, મિત્રોને માંહિ મૂક્યા રે;
ધમ ધોકારે શેરનો ધંધો, ચલાવતાં નહીં ચૂક્યા રે; લા. ૫.

---

[1] હાળી—હળ ખેડનાર અથવા ખેડુત.

આંગણામાં લાવી આજ વાવીએ રે આંબા,
છુટાછુટા છાજશે છોડ રે; આંગણાની આગે. ૨.
કેલબંધ કોરના કરાવીએ રે ક્યારા,
ગુણવંત વાવીએ ગુલાબ રે; આંગણાની આગે.
સાંજને સવાર સમે શોભશેજ સારા,
હોંશનો હું શું કહું હિશાબ રે; આંગણાની આગે. ૩.
હોયજો.હજારી ફુલ છોડ હારો હારે,
બાગ ભાગ બની રહે બેશ રે; આંગણાની આગે.
જથે થાય જાય જુઈ જોવા જોગ જ્યારે,
વધે વળી વાસના વિશેષ રે; આંગણાની આગે. ૪.
કાચનાં કરાવીએ કટોરા ઘાટ કુંડાં,
રૂડા રૂડા રંગથી રંગેલ રે; આંગણાની આગે.
મોગરોને માલતી મને ગમેજ રૂડાં,
વળી હોય નાગરવેલ રે; આંગણાની આગે. ૫.
કેવડાનાં ઝાડ ઝુંડ જેવડાં કરાવો,
વાવો વળી એવડાં અશોક રે; આંગણાની આગે.
છાંટી રંગ છજે નીર ચોકમાં છંટાવો,
લાખ લાખ જોવા મળે લોક રે; આંગણાની આગે. ૬.
પોપટનું ટાંગીએ ત્યાં પાંજરૂં રૂપાળુ,
મીઠા બોલે મોર ને ચકોર રે; આંગણાની આગે.
ભલી ભલી ભાતનાં ભણેલ પંખી ભાળું,
ચતુરના ચિત્તતણાં ચોર રે; આંગણાની આગે. ૭.
રહે આશ પાશ ગુલબાસ ફુલ ફુલી,
શોભે સારી ચાંદની સમાન રે; આંગણાની આગે.
ભમરા ભમે તે ભાળી ભાન જેએ ભૂલી,
ગાય જેમ ગુણીજન ગાન રે; આંગણાની આગે. ૮.
મેંદીતણી વાડ ઝાડને કરાવી મેલો,
બેઠક કરી કઠેરાબંધ રે; આંગણાની આગે.
ફ્રાવતા ફુવારા પાસ ખાંતે વશી ખેલો,
અંતરમાં ઉપજે આનંદ રે; આંગણાની આગે. ૯.
મોટા મોટા મિત્ર મળી મંડળી મચાવો,
હું રમું સાહેલીઓ સાથ રે; આંગણાની આગે.
રૂડી રૂડી રસે ભરી વારતા રચાવો,
નેણાં ભરી નીરખું હું નાથ રે; આંગણાની આગે. ૧૦.
વાળી વાળી દીસે રૂડી આંગણે દીવાળી,
ભાળી ભાળી માનું મોટાં ભાગ્ય રે; આંગણાની આગે.
આંગણામાં ઝૂલું રૂડા દીવડા ઉજાળી,
જીવ ખુશી થાય જોઈ જાગ્ય રે; આંગણાની આગે. ૧૧.
લાખ લાખ ઈશ ઉપકાર ઉર લાવી,
નિત નિત જપશું નામ રે; આંગણાની આગે.
બેશ બેશ ગીત એજ બાગનાં બનાવી,
દેશે રૂડાં દલપતરામ રે; આંગણાની આગે. ૧૨.

---

**ગરબી ૩૬ મી.—શેરના સ્વપનાની ગરબીઓ.**[1]

"ઓ અરદેશર તારોરે ડંકોરે સુરત શાહેરમાં." એ રાગ.

ઓ સઈશે રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભળો;
શુણિ સમજીને, ભવતારણ ભગવતનિ ભગતીમાં ભળો. ટેક.
ઈસ્વી શન અઢારસેં થાતાં, વળિ તે ઉપર ત્રેસઠ જાતાં;
બહુ મનુષ્ય થયાં ધનથી માતાં, ઓ સઈશે રે. ૧.
જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો, ત્યાંના રૂનો ધંધો ભાગ્યો;
આપણને લાભ ઘણો લાગ્યો, ઓ સઈશે રે. ૨.
તે નાણું ધંધે ક્યાં ધરવું, વેપાર વિશે કેમ વાવરવું;
સૂજે નહિ જે આશું કરવું, ઓ સઈશે રે. ૩.
પછી સરખે ભાગે શેર કર્યા, ભેળા થઈ સૌએ ભાગ ભર્યા;
હિકમતથી લાખો દામ હર્યા, ઓ સઈશે રે. ૪.
કોઈ નાણાવટું કરવા લાગ્યા, કોઈ જમીન લેવાને જાગ્યા;
કોઈ તમામ ધંધો કરિ તાગ્યા, ઓ સઈશે રે. ૫.
પછિ ઉદ્યમ તો પમ્હચા આડા, ખાડીના પૂરાવ્યા ખાડા;
જર જોઈને ખુબ થયા જાડા, ઓ સઈશે રે. ૬.
થઈ અનેક કંપનિઓ એવી, જુગની દીસે જોવા જેવી;
દિઠિ ઉભરાતી લક્ષ્મી દેવી, ઓ સઈશે રે. ૭.
લોકો દોડે શેરો લેવા, જન સૌં બનિયા ગાંડા જેવી;
કોઈ પુછે નહીં ધણી છે કેવા, ઓ સઈશે રે. ૮.
ઉપરિયોએ ધાર્યું એવું, લોકોનું ધન લૂટી લેવું;
પછી કર્યું તરકટ જોવા જેવું, ઓ સઈશે રે. ૯.
જે જે કંપનિ જેણે કહાડી, અતિ ભાવ ચડાવ્યા ઉપાડી;
લોકોને લાલચ દેખાડી, ઓ સઈશે રે. ૧૦.
એમ કઈકે મેળવિ બહુ માયા, જોઈ લોકો બીજા લલચાયા;
કહુ કોણ દિવાના કોણ ડાહ્યા, ઓ સઈશે રે. ૧૧.
શેકડ ખરચી શેરો લીધા, ગાંઠેથી ગરથ ગણી દીધા;
પછિ શેરતણા સટ્ટા કીધા, ઓ સઈશે રે. ૧૨.
પાંસઠની સાલે પરિણામે, ઠગ ધંધો તે ઠામો ઠામે;
દીઠો નજરે દલપતરામે, ઓ સઈશે રે. ૧૩.

---

[1] ઈ. સ. ૧૮૬૫ માં શેઠ બેહેરામજી ફરદુનજીની કંપનીએ રૂ૫૦) ના ઈનામની જાહેર ખબર છાપી હતી, તેથી આ ગરબીઓ રચીને ઈનામ લીધું હતું.

ગરબી ૩૭ મી.

"કાનુડે કામણ કીધલાં આ એહેની, પેલે કાનુડે કામણ કીધલાં. એ રાગ.

જાગિયો વાયદો જુલાઈનો રે,
જુઓ જાગિયો વાયદો જુલાઈનો;
થાંભલો એજ ઠગાઈનો રે. જુઓ. ટેક.
લાભનાં તો લાખો લેખાં લખાણાં,
વધિ ગયો ગર્વ વડાઈનો, રે. જુઓ. ૧.
સોનાં લાવીને ઘેર સોની બેસાર્યા,
ચુડો બનાવ્યો બેહેન બાઈનો રે. જુઓ. ૨.
બગી રાખીને વળિ બાગમાં બંગલો,
સારો કરાવ્યો સાફાઈનો રે. જુઓ. ૩.
વાદે કરીને વળી વેગે વધાર્યો.
સારો પગાર સિપાઈનો રે. જુઓ. ૪.
ચડતો દાહાડો ગણ્યો પોતે પોતાનો,
પડતો ગણ્યો પિત્તરાઈનો રે. જુઓ. ૫.
રૂપઈઆ ખરચીને રંડી નચાવી,
મનમાં મદ મૂરખાઈનો રે. જુઓ. ૬.
બામૂદિ આણિઓને કિધિ ઉજાણીઓ,
મેળવ્યો સ્વાદ મિઠાઈનો રે. જુઓ. ૭.
દયા તજીને ખૂબ ઘોડાં દોડાવ્યાં,
કિધો આચાર કસાઈનો રે. જુઓ. ૮.
ન્યાલ થયા એવું નહિ વીચારી,
લાહાવો લિધો લુચ્ચાઈનો રે. જુઓ. ૯.
પુણ્યને મારગે એક પણ પૈસો,
કેમ જાય કૂડિ કમાઈનો રે. જુઓ. ૧૦.
સંપ હોય તો વળિ સારો શોભાવે,
ભલકો ભાઈ ભિજાઈનો રે. જુઓ. ૧૧.
દલપતરામે નજરે દીઠો,
વહિ ગયો વારો નવાઈનો રે. જુઓ. ૧૨.

---

ગરબી ૩૮ મી.

રાગ ઉપર પ્રમાણે.

સૌ જાય શેરબજારમાં રે,
વાત વસિ એજ વિચારમાં રે;
જન સૌ જાય શેરબજારમાં. ટેક.
નોકરિયા તે નોકરી છોડવા,
કિધા રિપોટ સરકારમાં રે; જન સૌ. ૧.
મેહેતાજીઓએ મેલી નિશાળો,
વળગ્યા એ વેપારમાં રે; જન સૌ. ૨.
હોંશથી જઈને નાણાં હજારનો,
લાભ લે વાર લગારમાં રે; જન સૌ. ૩.
ધમ ધોકારથી શેરનો ધંધો,
ઉછળ્યો વરણ અઢારમાં રે; જન સૌ. ૪.
મોચી ઘાંચી ને માળી હાળીમાં[1],
સાળવી સૈ સૂતારમાં રે: જન સૌ. ૫.
ગાંધી ગાંઠે શેર બાંધીને રાખે,
વસાણું ન ભરે વખારમાં રે; જન સૌ. ૬.
જેમ તેમ કરિને નાણું જમાવવું,
સમજ્યા એટલું સારમાં રે; જન સૌ. ૭.
પોતાના કામનો કશો વિચાર પણ,
ન રહ્યો કોઈ નરનારમાં રે; જન સૌ. ૮.
ચાલતાને જોઈ જોઈને ચાલે,
જેમ લશકરની લારમાં રે: જન સૌ. ૯.
બેંકવાળા શેર સાટે બહુ ધન,
આપવા લાગ્યા ઉધારમાં રે; જન સૌ. ૧૦.
કરજ કરી એવો ધંધો કરતાં,
પોહોંચ્યા હદથી પારમાં રે; જન સૌ. ૧૧.
દલપતરામ કહે એવું દેખી,
કોપ ઉપજ્યો કરતારમાં રે. જન સૌ. ૧૨.

---

ગરબી ૩૯ મી.

"કઠણ થયા માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકો રે."—એ રાગ.

લાભ મળ્યો તેથી થઈ લોભી, શેર લાગ્યા સંઘરવા રે;
ગળપણ જાણિ કણિકનિ ગોળી, મછ ગળે જેમ મરવા રે;
લાભ મળ્યો તેથી થઈ. ટેક.
બાપનિ દોલત દસ વિસ લાખની, તેના તો શેર લીધા રે;
અધિક વળી કરજે ઉપાડી, દસ્તાવેજ લખિ દીધા રે; લાભ. ૧.
ઘર ધણિયાંણી કેરૂં ઘરાણું, વેચી શેર વસાવ્યા રે;
સગાં સંબધીનાં વળિ નાણાં, લખિ આપી ખત લાવ્યા રે; લા. ૨.
પ્રામેસરિ નોટો પણ વેચી, લોભે શેરો લેવા રે;
શેર વળી બેંકોમાં સોંપી, દામ ઉપાડ્યા દેવા રે; લા. ૩.
શરભર ભાવે શેર મળેલા, તેથિ તૃપત નથી થાતા રે;
પંદર ગણું પ્રિમિયમ પણ આપી, વળિ લીધા વેચાતા રે; લા. ૪.
જમાન આપી જર ઉપાડ્યાં, મિત્રોને માંહિ મૂક્યા રે;
ધમ ધોકારે શેરનો ધંધો, ચલાવતાં નહીં ચૂક્યા રે; લા. ૫.

---

[1] હાળી-હળ ખેડનાર અથવા ખેડુત.

બાઈઓ પણ દિવાની બનિઓ, લોભનો પ્યાલો પીધો રે;
વસ્ત્ર ઘરેણાં વાસણ વેચી, શેરનો સોદો કીધો રે; લા. ૬.
ગરિબ તવંગર સૌ ગુંથાયા, માયા મોટી મળવા રે;
રાત દિવસ એ એકજ રસ્તે, રસથિ લાગ્યા રળવા રે; લા. ૭.
શેર સંઘરજો શેર સંઘરજો, શેરથી વેળા વળશે રે;
વળિ આવી રળવાની વેળા, મનખામાં ક્યાં મળશે રે; લા. ૮.
દલાલ દોડા દોડયો કરતા, દસે દિશાએ દેખું રે;
ઉથલ પાથલ થાય અતિશે, લાભનું ન મળે લેખું રે; લા. ૯.
શેર બજારનિ શોભા શી કહું, જાણે મોટો મેળો રે;
નાણું તો જેમ નિર ભરેલો, વહિ જાતો હોય વેળો રે; લા. ૧૦.
લાખનિ મૂડી નહિ લેખામાં, ક્રોડે લેખાં કીધાં રે;
હોંશે તપતા ઝમરૂપ હાંડી, લાભ દઈને લીધાં રે; લા. ૧૧.
કઈકિ પુરૂષ તો અચરજ પામે, નિકળ્યું ક્યાંથી નાણું રે;
દલપતરામ કહે દુનિયાની, અંદરથી ઉભરાણું રે; લા. ૧૨.

---

## ગરબી ૪૦ મી.

"અલબેલી રે અંબે માત જોવાને જૈએ."—એ રાગ.

એ સજની જોને આજ, શેરે શું કીધું;
લોકોની લિધિ લાજ, દુખ મોટું દીધું. ટેક.
પડવા લાગ્યો ભાવ પ્રથમથિ, રૂનો જાગ્યો રોળ રે;
શેરતણો તો સરતાં સરતાં, બેઠો જે ઘર બોળ; શેરે. ૧.
ચડવાની આશા રહિ ચિતમાં, કાઢિ શક્યા નહિ કોય રે;
પુંજીમાં પૈસો પણ ન રહ્યો, જન ગભરાયા જોય; શેરે. ૨.
કૈક જણે તો બદલા કિધા, તાજા લઈ તૈયાર રે;
મનમાં માને મેં કીધોછે, વિચારિને વેપાર; શેરે. ૩.
ક્રોડપતિ નાકાર કહે, શી ગરીબનિ ગુંજાશ રે;
ચોથે ભાગે ચુકવિ દેવા, પૈસો નમળે પાસ; શેરે. ૪.
શરમ ઘણી પણ શું કરવું, તે ઉપાય ન મળે એક રે;
કૂડ કપટ પછિ કરવા લાગ્યા, છાંડિ લજ્જા છેક; શેરે. ૫.
ઉપરિયોએ આપ સવાર્થે, શિર લીધેલા શેર રે;
એ પણ કંપનીને ઓઢાડયા, કીધો અકરા કેર; શેરે. ૬.
સત્ય તજ્યું સારા લોકોએ, મજબુત વાળી મૂઠ રે;
જ્યાં જોઈએ ત્યાં નજરે આવે, જૂઠ જૂઠ ને જૂઠ; શેરે. ૭.
નાણાવટિના નામિચા જે, ગુમાસતાઓ ગણાય રે;
શેઠનિ તેણે શિલિક ઉડાવી, એવા અધરમ થાય; શેરે. ૮.
શેરતણા પાશેર થયાને, કોઈ તો થયા ન કામ રે;
રોકડમાં પડિ રહી રસિદો, દિસે નહિ ક્યાંઈ દામ; શેરે. ૯.
લક્ષેશરિ લા લેવા ચાલે, પેઢિ તૂટે પ્રખ્યાત રે;
ક્રોડપતી દેવાળાં કાઢે, કેની કહિએ વાત; શેરે. ૧૦.
રાંડી રાંડો રોવા લાગી, રોવા લાગ્યાં રાંક રે;
જતું રહ્યું જીવકનું નાણું, અરે કરમના આંક; શેરે. ૧૧.
બાપનું દુખ બેટો ન મટાડે, બેટાનું દુખ બાપ રે;
દલપતરામ કહે દુનિયામાં, સઉને દિલ સંતાપ; શેરે. ૧૨.

---

## ગરબી ૪૧ મી.

"મા પાવે તે ગઢથી ઉતર્યાં, મા કાળી રે."—એ રાગ.

શેરે કીધો સંહાર, સઈયર શુ કરિયે;
બહુ લોક થયા લાચાર, ધીરજ કેમ ધરિયે. ૧.
લેણું નવ આપે લોક, સઈયર શુ કરિયે;
થઈ દીન હલાવે ડોક, ધીરજ કેમ ધરિયે. ૨.
માગે તે મૂકે કેમ, સઈયર શુ કરિયે;
વિડ અડચણ આવી એમ, ધીરજ કેમ. ૩.
શેરે તો લુટયાં શેહેર, સઈયર શું કરિયે;
કાંઈ કીધો કાળો કેર. ધીરજ કેમ. ૪.
દુનિયાંનો વાળ્યો દાટ, સઈયર;
અતિ ઉપજાવ્યા ઉચાટ, ધીરજ કેમ. ૫.
નર કઈક થયા નાદાર, સઈયર;
વળિ બંધ પડયો વેપાર; ધીરજ કેમ. ૬.
ઉપજી ઉરમાંહિ અધિર, સઈયર;
કઈ નરનાં ઉતર્યાં નિર, ધીરજ કેમ. ૭.
બહુએ ખોયાં ઘર બાર, સઈયર;
એકે ન રહ્યો આધાર, ધીરજ કેમ. ૮.
કઈ ગયા તજીને ગામ, સઈયર;
દેવાને ન મળ્યા દામ, ધીરજ કેમ. ૯.
કઈ ઉદર ભરે નહીં અંન, સઈયર;
કઈ મરવા ઈછે મંન, ધીરજ કેમ. ૧૦.
કઈ દેખાડે નહીં મૂખ, સઈયર;
કઈ દિલમાં પામ્યા દુઃખ, ધીરજ કેમ. ૧૧.
અણઘટતું દેખી આમ, સઈયર;
દિલગિર છે દલપતરામ, ધીરજ કેમ. ૧૨.

---

## ગરબી ૪૨ મી.

"અચકો મચકો કારેલી."—એ રાગ.

પછિ ચાહન ફૂરિયાદો ચાલી,
કઈને ખેંચ્યા કર ઝાલી રાજ; સુણો ફૂજેતી ફિનાનની[૧]. ૧.
કઈ હિસાબ સોંપ્યા કોરટમાં,
ખામી ન દિસે ખટપટમાં રાજ. સુણો. ૨.

---

[૧] કંપની.

ઉપરિઓએ ઊંધાં કિધાં,
લખી નામે નાણાં લીધાં રાજ. સુણો. ૩.
પછિ લખિ વાળ્યાં પોલે પાને,
લોકોનાં મન કેમ માને રાજ. સુણો. ૪.
ફરિ કોઈએ તો પાનાં ફાડયાં,
ચિતરિ બીજાં ચોંટાડયાં રાજ. સુણો. ૫.
જણશે માંડી રકમો જૂઠી,
એમ આગ મુલકમાં ઉઠી રાજ. સુણો. ૬.
નહિ નહિ એતો તરકટ નાહાનું,
કહો છેક રહે કેમ છાનું રાજ. સુણો. ૭.
જે શેઠ ગણાતા બહુ સાચા,
કેહેવાણા કથને કાચા રાજ. સુણો. ૮.
ફિણના પરપોટા જેમ ફુટે,
તેમ કંપનિયો નિત્ય તૂટે રાજ. સુણો. ૯.
વકિલોને રળવાનો વારો,
તે સમે મળ્યો બહુ સારો રાજ. સુણો. ૧૦.
લૂચા જનને આપી લાંચો,
ઓલવવા દુખની આંચો રાજ. સુણો. ૧૧.
ઠગ પકડાયા ઠામો ઠામે,
દિઠા નજરે દલપતરામે રાજ. સુણો. ૧૨.

---

## ગરબી ૪૩ મી.—ઇશ્વર પ્રાર્થના.

ઓ ઇશ્વિર અરજી ઉરધારો,
દુનિયાનાં દુઃખ નિવારો રાજ, દયા કરો હવે દિન બંધુ. ૧.
સારા જન સંકટમાં પડિયા,
નરસાના છાંટા નડિયા રાજ. દયા કરો. ૨.
જે પરોપકારી છે પૂરા,
એ પણ નથિ રહ્યા અધુરા રાજ. દયા કરો. ૩.
જે થંભ અડગ ડગશે જ્યારે,
જગ રેહેશે શા આધારે રાજ. દયા કરો. ૪.
જો મટી જશે મોટાં નામો,
કોણ કરશે સારાં કામો રાજ. દયા કરો. ૫.
શુભ સંપ વસો સગળા જનમાં,
વિશ્વાસ વસાવો મનમાં રાજ. દયા કરો. ૬.
જન પામેછે પીડા પાકી,
બનવાની ન રહિ બાકી રાજ. દયા કરો. ૭.
આ સંકટ તો નથી સંખાતું,
નજરે જોયું નથિ જાતું રાજ. દયા કરો. ૮.
ઓ ઇશ્વિર છો તમે ઇનસાફી,
માહારાજ કરો હવે માફી રાજ. દયા કરો. ૯.
પામ્યાં છે સૌ શીક્ષા પૂરી,
આ જોતાં નથી અધૂરી રાજ. દયા કરો. ૧૦.
ફરિથિ મનમાં કોઈ નહિ ફૂલે,
ભવમાં આ દુઃખ નહીં ભલે રાજ. દયા કરો. ૧૧.
સુખ પામો સૌ ગામો ગામે,
દિધિ આશિષ દલપતરામે રાજ. દયા કરો. ૧૨.

---

## ગરબી ૪૪ મી.

"ઓધવજી રે સંદેશડો, કહેજો મથુરા માંઝાર." એ રાગ.

શેર બજારે આ શું કર્યું, વાળ્યો દુનિયાનો દાટ;
લાજ લીધી લાખો લોકની, ઉપજાવ્યા ઉચાટ. શેર બજારે. ૧.
પ્રથમ તો પૈસા પમાડીઆ, લલચાવિયા લોક;
મૂડી વગર કીધાં માનવી, ફાંફાં મારતા ફોક. શેર બજારે. ૨.
બાગમાં બહુ સારો શોભતો, જેવો ફૂલનો ફાલ;
જેવો તમાસો જાદૂતણો, તેવો થઈ ગયો તાલ. શેર બજારે. ૩.
મુંબઈની મોટી સાહેબી, સુખ સ્વરગ સમાન;
દિલગિરિવાળી દેખાયછે, જેવું મોટું મશાણ. શેર બજારે. ૪.
નૂર ગયું નર નારીનું, મુખ ઝાંખાં જણાય;
શત્રુને લશકરે લૂટિયાં, એવાં ડોળ દેખાય. શેર બજારે. ૫.
કંઈકે વાસણ ઘર વેચિયાં, વેચ્યા બંગલા બાગ;
કોઈકે કરજ દરિયે પડ્યાં, તેનો ન જણાય તાગ. શેર બજારે. ૬.
ભલારે ભલાને ભુલાવિયા, ભૂલ્યા ડાહ્યા દિવાન;
હાણ અને હસવું થયું, ખોઈ શુદ્ધને સાન. શેર બજારે. ૭.
કશિ ચતુરાઈ ચાલે નહીં, દિસે દૈવનો કોપ;
ક્યાંથી આવ્યું નાણું ક્યાં ગયું, એમ થયું રે અલોપ. શેર બજારે. ૮.
એક સંકટ આ જુગારનુ, બીજો રૂતણો રોળ;
ત્રીજું કોગળિયું તુટી પડયું, ઘરા થઈ ઘર ખોળ. શેર બજારે. ૯.
સ્વપને જે સમૃદ્ધિ સાંપડી, ગઈ સ્વપનની સાથ;
અંગે પીડા ઉલટી વધી, વાગ્યા છાતિએ હાથ. શેર બજારે. ૧૦.
કઈકિ રામા મેલી રખડતી, મેલ્યાં રખડતાં બાળ;
નાશીછુટયા નર એકલા, આવ્યો કઠણ આ કાળ. શેર બજારે. ૧૧.
ક્રોડપતી હતા કઈકિ તે, થયા કોડીના આજ;
અતિશે વધારેલી આબરૂ, તેની લૂટાણી લાજ. શેર બજારે. ૧૨.
જ્યારે જવા બેઠી લક્ષમી, જુઓ દૈવનો ખેલ;
દરિઓ પુરાવાનું દિલ થયું, ભૂલ્યા અધિક ભણેલ. શેર બજારે. ૧૩.
નાણું નાખ્યું ખારા નીરમાં, જાણ્યું ઉગશે ઝાડ;
લક્ષ્મિતણાં ફળ લાગશે, થાશે સોનાના પાહાડ. શેર બજારે. ૧૪.

વાંક નથી એમાં વિશ્વનો, કીધો કરતારે કોપ;
આંખો અંજાઈ અજ્ઞાનથી, થઈ અકલ અલોપ. શેર બજારે. ૧૫.
ઓગણીસેં એકવીસમું, વિક્રમાજિત વર્ષ;
સાંભરશે આતો સર્વને, ઉતર્યો સઉનો અમર્ષ[1]. શેર બજારે. ૧૬.
ચતુર ઘણાએ ચેતાવતા, ભાખિ લખતા ભવિષ્ય;
ચેતિ શકે કેમ ચિત્તમાં, જ્યાં રૂઠ્યા જગદીશ; શેર બજારે. ૧૭.
ઘાયલ કંઈકિ ઘણા થયા, જોતાં એવા જણાય;
આખી ઉમર લગી એહના, નહિ ઘાવ રૂઝાય. શેર બજારે. ૧૮.
કુંકી કુંકી પગ માંડતા, બિહિતા માંખિથિ મન;
ફાંદામાં આવો ફશી પડ્યા, તેનાં તરફડે તંન. શેર બજારે. ૧૯.
દેશ આખે દવલાગિયો, એ તો કેમ ઓલવાય;
શું જાણીએ હવે શું થશે, કથ્યું કશું એ ન જાય. શેર બજારે. ૨૦.
કોઇકે હબક ખાધી કારમી, થયા ચિત ભ્રમરોગ;
નાણું જતાં લાજ નવ રહી, જો જો દૈવના જોગ. શેર બજારે. ૨૧.
સત્ય તજ્યાં સત્ય વાદીએ, તજ્યા બોલેલા બોલ;
ભડનર જે ભારે ખમહતા, તેનો પણ ઘટ્યો તોલ. શેર બજારે. ૨૨.
ઘરમાં સંતાઈ ઘણા રહે, લાગે લોકમાં લાજ;
મરણઇચ્છે કઈક માનવી, દેખીન ખમાય દાજ. શેર બજારે. ૨૩.
પ્રભુને જાચું કરિ પ્રાર્થના, એજ છેલો ઉપાય;
દલપતરામના દેવ તું, સઉનિ કરજે સહાય. શેર બજારે. ૨૪.

—o—

દોહરા.

ગયા શિકારે શેરને, શિકારના કરનાર;
ત્યાં સામો શેરે[2] કર્યો, શિકારિનો સીકાર. ૧.
મુંબઈ ઉપર વાદળાં, ચડ્યાં દિસે ચોપાસ;
બળે ચિતા બેંકોતણી, ધુમ્ર ચડ્યો આકાશ. ૨.

મનહર છંદ.

લેખણો ને ચાકાં રૂપી શુળ ને ખડગ લઈ,
ખાતા વહી ખપરમાં ખલકને ખાઈ ગઈ;
શેરની સવારી કરી ફરી સારા શહેરોમાં,
ચાચરમાં તાળિયો પડાવી ગીત ગાઈ ગઈ;
પ્રાણિયોનું લોહી પીવા પ્રથમ પ્રયાણ કરી,
દિવાના બનાવા મદપાન પણ પાઈ ગઈ;
કહે દલપતરામ કરવા પ્રલય કાળ,
કંપનિયો રૂપે જુઓ કાળિકા જણાઈ ગઈ. ૩.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રે તું કંપનિ કે નહિ નહિ અરે, હું કાંપિની છું સહી;
આ શું લેખણ કે નહિ, ત્રિશુળ છે, ત્રીજી અણી ક્યાં તહીં;
તે તો તૂટિ નિશુંભ શુંભ હણતાં, ક્યાં ખંડ ચાકુ બન્યું;
આવી કેમ અહિં ક્ષુધા તુર થઈ, લોહી પિવા લોકનું. ૪.

મનહર છંદ.

હીરા કંઠી હેમ હાર તરૂણીઓ તજી બેઠી,
તજ્યાં ઘર બાર વળી એવી વેળા આવીછે;
સો સો રૂપૈઆની સાડી, શરીરે શોભાવતી તે,
સવા રૂપૈઆની સાડી શરીરે ધરાવી છે;
શેરને કપાસ જેવાં જાણે સદગુરૂ મળ્યા,
તેણે દલપત્ત પોથી જ્ઞાનની પઢાવી છે;
ઓગણીસેં બાવીતણી બાવી રૂપે આવી સાલ,
બૈરીઓને બોધ કરી બાવીઓ બનાવી છે. ૫.
ખાતા વહીમાં દેખાતો સરસ શ્રુંગાર રસ,
જોતાં કરૂણા રસ હવે જુઓ જણાય છે;
આવરાની નોંધ એવી રસિક પ્રિયાના જેવી;
સુંદર વિલાસ જેવી હવે સમજાય છે;
બેંક રૂપી તીરથના નીર થકી ન્હાઈ ભાઈ,
વાસના વિસારી પૂરો વૈરાગ્ય પમાય છે;
દૈવતણી ગતિ દેખો દાખે દલપતરામ,
અનુભવી ગુરૂવિના અનુભવ થાય છે. ૬.

ધોળ ૧ લું.—પ્રભાતની પ્રાર્થના કરવાના ઉપદેશનું ધોળ.

"રાતો ઘોડો રણ પાખરીઓ."—એ રાગ.

સુતાં ઉઠો નીત્ય સવારે, પ્રભુ પ્રાર્થના કરીએ; બેહેની.
મહીમાતેનો મનમાં લાવી, ધ્યાન રૂદેમાં ધરીએ; બેહેની. ૧.
સૃષ્ટી સઘળી જેણે સરજી, સરજ્યા સૂરજ ચંદ્ર; બેહેની.
જગમગતા તારા જોઇને, ઉપજે ઉર આનંદ; બેહેની. ૨.
પૃથ્વી, પાણી, સાગર સરજ્યા, પશુ પર્વત ને પહાડ; બેહેની.
ધરણીમાં ધાતુઓ સરજી, ઝાઝાં સરજ્યાં ઝાડ; બેહેની. ૩.
સઉનાં ઉપરી માણસ સરજ્યાં, આપી બુદ્ધિ અનુપ; બેહેની;
અગણીત વસ્તુ ઉપજાવીછે, રૂડાં જેનાં રૂપ; બેહેની. ૪.
એકજ ઇશ્વર એવો એછે, બીજો નથી તે તુલ્ય; બેહેની.
ભજે બીજાને ભાવ ધરી તે, ભોળા મનની ભૂલ; બેહેની. ૫.
સૌનો કરતા હરતા સ્વામી, એવોછે એ એક; બેહેની.
જુદી રીતે જનો ભજેછે, એનાં નામ અનેક; બેહેની. ૬.
કરૂણાનિધીને રાજી કરવા, કામ દયાનુ કરવું; બેહેની.
બહુ બહુ તેની બીક ધરીને, દોષથકી દિલ ડરવું; બેહેની. ૭.
એનું કાંઇએ નથી અજાણ્યું, ઉરમાં સમજો આમ; બેહેની.
સમજો તો સારી શિખામણ, દેછે દલપતરામ. બેહેની. ૮.

—o—

[1] અભિમાન. [2] વાઘ.

## ધોળ ૨ જુ.—છોડીઓને ભણવા વિશે.

"રૂકમણી અંબીકા પુજવા ચાલી."—એ રાગ.

સૈયર ચાલોને ભણવા નિશાળે, દયા કીધીછે દેવ દયાળે;
આપણે ભણવાની થૈ હવે છુટી, થાક્યા દુર્જન ડાહાપણ ફુટી. ૧.
ઘણું જીવો સોસાઇટી સારી, જેણે દેશમાં વિદ્યા વધારી;
સૈયર આજ આનંદનીએલી, ભણીએ અંગથી આળસ મેલી. ૨.
આજ મોતીડે મેહુલા વુઠયા, ત્રણ લોકતણો નાથ ત્રુઠયા;
લૈએ લેખણ ખડીઓને પાટી, દેખી દુરીજન છોમરે ફાટી. ૩.
હેત હૈડામાં મા બાપે આણ્યાં, દીલમાં દિકરા જેવાં કરી જાણ્યાં;
તેથી છાંણ વાસીદાં છોડાવી, ભાવે ભણવા બેસાર્યાંછે આવી. ૪.
ભણી ગણિને શિખામણ લેશું, માત તાતને આશીશ દેશું;
સઘળી વાતનો થાશે સુધારો, દલમાં દીનદયાળ સંભારો. ૫.

---

## ધોળ ૩ જું.—પરણી ઉઠયા પછીનો હરખ.

"જ્યારે સિતાજી પરણીને ઉઠયાં ત્યારે પોતાની બેહેનપણીને પોતાના હરખની જે વાત કહી તે વિષેનું ગીત."

"છઈયે બાળામાં બાલી ખીચડી,
છઈયે ઘેર ઘેર માગી દીકરી."—એ રાગ.

ઉઠયાં પરણીને જે સમે જાનકી,
વધ્યો હઇયામાં હરખ વિવા થકી;
મળી શાણી સાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૧.
સખી સાંભળ કહુ એક વાતડી,
મારી આજ શીતળ થઈ છાતડી;
મારો હરિવરે હાથ તે ઝાલિયો,
મને અખંડ ચુડો એણે આલિયો. ૨.
વર પામી સુંદર વર વીઠલો,
મેં તો કાને સુણ્યો તો તે દીઠલો;
મને પળ ન ગમે હવે પિયરમાં,
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૩.
વર મળિયો મને છેલ વાંકડો,
હવે શિદને ન રાખીએ આંકડો;
વર પામી હું તો વરણાગિયો,
મેં તો ભવો ભવ એ વર માગિયો. ૪.
મને મનગમતું મળ્યું સાસરૂં,
હવે કેમ ધડક મનમાં ધરૂં;
મારી એ સંગે જેણે સગાઈ કરી,
એને આશિષ આપું ફરી ફરી. ૫.
ગુરૂને શીર નામુ લળી લળી,
મને પરણાવી એ વરને વળી;
હવે મન ગમતાં સુખ માણિયે,
કેમ કોઈની શરમ ઉર આણિયે. ૬.
મારે કસુર ન રહી કોઈ વાતની,
મારે માયા ઠળી માત તાતની;
આપું આશીષ માત ને તાતને,
ભલું થાજો કહું મારા ભ્રાતને. ૭.
મને માનીતિ કરી હરિ થાપશે,
હુંતો જે જે માગીશ તેતો આપશે;
મારે નીસરો ખાણ એ કરમની,
વાત મૂરખ ન જાણે એ મરમની. ૮.
પૂન્ય પૂર્વે કીધાં હશે મેં ઘણાં,
તેણે પામી ચરણ પિયુજીતણાં;
વ્રત દાન કરે જેને કારણે,
તેને પામી હુંતો સુતી પારણે. ૯.
હુંતો કાશી કેદારમાં નવ ફરી,
હુંતો ઘેર બેઠાં એ વરને વરી;
હવે સગાં સંબંધીને શું કરૂં,
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૦.
મન માન્યું છે દશરથ લાલમાં,
વર લખ્યા ભુધર મારા ભાલમાં;
ભુલી દુરમતિ દુરગુણી ટેવને,
પરણી દલપતરામના દેવને. ૧૧.

---

## ધોળ ૪ થું.—રામ તથા લક્ષમણ વનમાં જતાં સીતાને રામે કહેલું.

"મામેરૂ મોંઘા મૂલનું"—એ રાગ.

રામ લક્ષમણ વનમાં સીધાવતાં, સની સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.
નહીં તો અહીં રહો સસરાના રાજ્યમાં, હેતે હળી મળી સાસુસંગાત;
નહીં તો જોડી હાથ; પધારો. ૧.
અમે વસ્તીમાં નહીં વસીએ વીનતા, અમે કરશું જઈ વનવાસ;
તમે પામો ત્રાસ; પધારો.
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ;
કોઈ અમ પાસ; પધારો. ૨.
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલતાથી પામો થાક;
લીટો બેચો નાક; પધારો.

અમે વનફળ ખાઈ ખુશીમાં રેહેશું, કોઈ દિવસે તો કેવળ શાક;
વિના લૂણ પાક; પધારો. ૩.
વનમાં નથી મંદિર નથી માળીઆં, નથી પોઢવા કાજ પલંગ;
રંગિત નવ રંગ; પધારો.
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ; પધારો. ૪.
વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહીં મળે ફરતાં ફૂલેલ;
કે તેલ ધૂપેલ; પધારો.
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ. પધારો. ૫.
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ; પધારો.
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળેવાસ;
નહીં છત્ર પાસ; પધારો. ૬.
વનમાં ઘાતકી રહેછે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર;
જેનું ઘણું જોર; પધારો.
વનમાં વાઘ વરૂને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
બચે નહીં ઢોર; પધારો. ૭.
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ધાય; પધારો.
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય; પધારો. ૮.
ઘરમાં અંધારૂ દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર;
છો નાજુક નાર; પધારો.
તમે છોટી ઉમર વર્શ સોળનાં; નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઈ વાર; પધારો. ૯.
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છેછે માય;
આપે ચીત ચાય; પધારો.
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેસા આવે સદાય;
તેડાં પાછાં જાય; પધારો. ૧૦.
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પૂરાવીને થાળ; પધારો.
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તંતકાળ; પધારો. ૧૧.
રૂડી મિથિલાપૂરી સન માનતી, તેમાં પામશો પરમ વિરામ;
છે બાપનું ગામ; પધારો.
ગોરી તમને ગમે તેમ હુ કરૂં, એમ દલપતરામનો શ્યામ;
કહે રાજારામ; પધારો. ૧૨.

---

### ધોળ ૫ મું.—પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ.

રાગ ઉપર મુજબ.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી;
જુદાં પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ;
રઘુકુળ ભાણ. સાથે. ૧.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ; સાથે.
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂંવેશ;
જટા કરૂં કેશ; સાથે. ૨.
સ્વામી તમે રે સુખિ તો સુખ માહરે, તમે દુખમાં તો દુઃખ મારે દેહ;
એમાં શો સંદેહ; સાથે.
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધિક એહ;
મુઆ જેવી તેહ; સાથે. ૩.
સ્વામી તમ વિના મંદિર ને માળીયાં, ભાસે પર્વત મોટા સમાન;
વસ્તો તો વેરાન; સાથે.
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામોશ દરશન દાન;
કૃપાના નિદાન; સાથે. ૪.
સાસુ સસરો ને માત પીતા સઉ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ; સાથે.
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ; સાથે. ૫.
સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટંબ પરિવાર; સાથે;
મારાં લાડ પાળણ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર;
કે એકે આધાર; સાથે. ૬.
કાયા પ્રાણ થકી જો જૂદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક; સાથે;
જો કોઈ જળથી જુદી પાડી માછલી, રાખે દૂધમાં કરીને વિવેક;
જીવે પળ એક; સાથે. ૭.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ; સાથે.
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાના ઘાટ;
મટાડો ઉચાટ; સાથે. ૮.
હુંતો તમને દીઠે થાઉ દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત; સાથે.
મેહેતો સ્નેહ તોડયો સર્વે લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચીત; સાથે. ૯.

ઘેર ચાલો હવે તો ઘણી થઈ,
નહીંતો જીવડો જાશે જરૂર; કાગળ.
દૈવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ. ૪.

વાહાલા નીત્ય નવી વારતા વાંચીએ,
જેથી પાંમોએ પૂરો પ્રમોદ; કાગળ.
ચતુરાઈના ચોજ હું ચાળવું,
આવો વિદ્યાના કરીએ વિનોદ. કાગળ. ૫.

તાંબા કૂંડી ઊંડી રૂડી ઓપતી,
ભાવે ભરૂં માંહી નિર્મળાં નીર; કાગળ.
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. કાગળ. ૬.

કરૂં સરસ રસોઈ રૂડી રીતથી,
પ્રીતે પીરશીને બેસું હું પાસ; કાગળ.
એવા દીવસ તે કેદી દેખાડશો,
ક્યારે અંતરની પૂરશો આશ. કાગળ. ૭.

સ્વામી તમ વિના પીયરને સાસરૂં,
સુનો લાગેછે સઘળો સંસાર; કાગળ.
મારા માથાથી મોંઘા પ્રભૂ તમે,
મારા આતમાના છો આધાર. કાગળ. ૮.

આવે પરવના દીન સુખ સર્વને,
હું તો શોકે ઉદાસી સદાય; કાગળ.
ગાજે મેઘને દમકે જો દામની,
આખી જામની જંપ ન થાય. કાગળ. ૯.

હું તો સુની દેખું સુખસેજડી,
ખાલી મંદીર ખાવાને ધાય; કાગળ.
ભરી વસ્તી ઉજડ જેવી ભાસેછે,
એક તમવિના ત્રિભુવન રાય. કાગળ. ૧૦.

વાહાલા હું તમને કેમ વિસરી,
કેમ વીસર્યું દાદાનું વતંન; કાગળ.
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરનાં કરજો જતન. કાગળ. ૧૧.

કોઈને દુખીયાં દેખિને દુઃખ પામતા,
તેવી નાથ તમારી છે ટેવ; કાગળ.
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે દલપતરામના દેવ, કાગળ લખે કામની. ૧૨.

—o—

### ધોળ ૮ મું—શીઅળ વિશે.

"મામેરૂ મોઘા મૂલનું." એ રાગનું.

શુણો સમજુ સકલ નર નારિયો,
મોટો શીઅળતણો મહીમાઆય. શીઅળ પાળો સ્નેહથી.
જે કોઈ શીઅલ સારી રીતે સાચવે,
સરવે સુફલ મનોરથ થાઅ. શીઅળ. ૧.
સોના રૂપાની શોભા ન સમજીએ,
શોભા સરસ શીઅળ શણગાર; શીઅળ.
જેવાં નકટાંને ભૂશણ નાખીઆં,
એવાં શીઅળ વિના નરનાર. શીઅળ. ૨.
વધે લાજ અધિક ઠીક લોકમાં,
પરલોકમાં મુગતી પમાય; શીઅળ.
સુખ સંપતી શીઅલથી સેવીએ,
રીઝે જગકરતા જગરાય. શીઅળ. ૩.
માટે શિયળ સરવ વીધે સાચવો,
તજો કામી હરામીનો સંગ; શીઅળ.
જરીએ ડરીએ ન મરણનો ડર ધરી,
ભારે ડરીએ શીઅળ થતાં ભંગ. શીઅળ. ૪.
તજી લાજ બે અદબો ન બોલીએ.
નહીં ડોલીએ મદ છક માંય; શીઅળ.
નીચી નજરે સરળ ચીતે ચાલીએ,
હાંશી મશકરી કરીએ ન કાંઅ. શીઅળ. ૫.
ફુટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું દાટીએ માટીમાં મુખ; શીઅળ.
તજવી તજવી સોબત નીત્ય તેહની,
જેણે લજવી જનેતાની કુખ. શીઅળ. ૬.
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,
જેણે કુળને લગાડ્યો ન ડાઘ; શીઅળ.
ભણી ગણીને જે શીઅલ ન સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીઅળ. ૭.
હૈયા ફૂટા બોલે બોલ હાંશીએ,
દેખી ફાંશી ને નાશીએ દૂર; શીઅળ.
શીક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શીખો જરૂર. શીઅળ. ૮.

### ધોળ ૯ મું.—નર ભમરને ઉપદેશ વિષે.

"ક્યાં નાં તે,આવ્યાં ખીડલાં મોતીવાળા ભમરજી"—એ રાગનું.

ભૂલા પડી ભમશો નહિ, ભોળા નરરે ભમરજી;
ભમશો તો મળશે અભાગ્ય રે. ભલણ ભોળા નરરે ભમરજી:

કઠણને સંગે કઠણ થયા, મોચીવાળા પથરજી;
કીધો સ્વભાવ કઠોર રે, પલાળતાં ન પલળ્યા પથરજી;
વખણાએલામાં નહીં વસ્યા, મોચીવાળા પથરજી;
નિપજ્યા જગતમાં નઠોર રે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૮.
પૂરણ પસ્તાવો પામશો, મોચીવાળા પથરજી;
મુદગરના ખાશો માર રે, પલાળતાં ન પલળ્યા પથરજી;
મોચી દયા નહિ મન ધરે, મોચીવાળા પથરજી;
પોઠાના કરશો પોકાર રે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૯.
કાયાતણા કટકા થશે, મોચીવાળા પથરજી;
આવશે તોય ન અંતરે, પલાળતાં ન પલળ્યા પથરજી;
માટે ચેતો ચિત આજથી, મોચીવાળા પથરજી;
ભાવે ભજો ભગવંતરે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૧૦.
અંતે સાચો બેલી એજછે, મોચીવાળા પથરજી;
નિરભે થવા જપો નામ રે, પલાળતાં ન પલળ્યા પથરજી;
શીક્ષા સાચી માનો સાંભળી, મોચીવાળા પથરજી;
દે છે તે દલપતરામ રે, પલાળતાં ન પલળ્યા પથરજી. ૧૧.

# પ્રકરણ ૧૪ મું.

## નામાંકિત જનોવિષે.

### મુંબઈના પારસીઓની ગરબી.

સન ૧૮૫૭ માં શ્રી ખોધ ચોપાનીયાને વાસ્તે રચેલી.

"આ અરદેશર તારીરે ડંકોરે સૂરત શહેરમાં." એ રાગ.

સુણ સાહેલી, પૂરણ જસ પામ્યા મુંબઈના પારશી;
ગાઈએ ગરબી, મુખના ગુણ જેમ જણવી આપે આરશી. ટેક.
બહુ સુંદર મુંબઈ બંદર છે, વિખ્યાત જગતનો અંદર છે;
માંહિ પારશિનાં બહુ મંદિર છે, સુણ સાહેલી. ૧.
તે પશ્ચિમ હિંદુસ્તાનતણું, છે શોભીતું સંસ્થાંન ઘણું;
વેપાર વિશે જેનૂ મુખ્યપણું, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૨.
ઈનસાફ જુવો જ્યાં સારો છે, વિદ્યાનો અધિક વધારો છે;
જ્યાં સરવ પ્રકાર સુધારો છે, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૩.
જ્યાં લોક વસે સર્વે સુખિયા, દુઃખ દૂર તજે દરદી દુખિયા;
કહું માનવિ ત્યાંજેછે મુખિયા, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૪
પારશિઓ પ્રથમ ગણાયાછે, હિંદુ ને તુરક લખાયાછે;
વળિ ખ્રીસ્ની ખૂબ વસાયાછે, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૫
જોયા જન જુદી જાત્યોના, વળિ નાની મોટી નાત્યોના;
ધંધાધારિ ભલી ભાત્યોના, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૬.
નામાંકિત પારશિઓ તેમાં, છે સદગુણિને સમરથ જેમાં;
કશિ એકે નહિ ખાંમી એમાં. સુણ સાહેલી પુરણ જસ પામ્યા. ૭.
જે મુંબઈ શોભા પામેછે, વિખ્યાત થઈ બહુ ઠામેછે;
તે પારશિઓને નામેછે, સુણ સાહેલી પૂરણ જશ પામ્યા. ૮.
વેપાર વધ્યા દેશો દેશે, સહુ ચોજે આવે સંદેશે;
તે પારશિઓને પરવેશે, સુણ સાહેલી પૂરણ જસ પામ્યા. ૯.
વિદ્યા ને હુનર વધેલાછે, વળિ જે રસ્તા સુધરેલાછે;
પારશિયો તેમાં પેહેલાછે, સુણ સાહેલી. ૧૦.
વળિ ધરમ ધુરંધર ધીરાછે, સરવે વાતે સુર વીરાછે;
એતો હેમ જડેલા હીરાછે, સુણ સાહેલી. ૧૧.
મુરખને જ્ઞાની કરવામાં, દરદીનાં દરદો હરવામાં;
ઉદારપણું ઉર ધરવામાં, સુણ સાહેલી. ૧૨.
સહુ નાત્યોના હિતકારીછે, સમજણ જેની બહુ સારીછે;
પારશિયો પરઉપકારીછે, સુણ સાહેલી. ૧૩.
બહુ કુવા તળાવો કીધાછે, રસ્તા પુલ બાંધી દીધાછે;
રચી ધરમશાળા જશ લીધાછે, સુણ સાહેલી. ૧૪.
વધતી કીધી વિદ્યાશાળા, વળિ દવા મળે દરદીવાળા;
એવા પારશિયો ધરમાળા, સુણ સાહેલી. ૧૫.
છે આગેવાન સખાવતમાં, વિખ્યાતી ચીન વીલાયતમાં;
સઘળે શુભકાંમ સહાયતમાં, સુણ સાહેલી. ૧૬.
જો કોઈએ કહિ દેખાડેછે, આ કારજ લાભ પમાડેછે;
તો પારશિ પ્રથમ ઉપાડેછે, સુણ સાહેલી. ૧૭.
જો કાંઈ જૂની કુળરીતીછે, પણ એમાં હોય અનીતીછે;
તે તુરત તજે તજિ પ્રીતીછે, સુણ સાહેલી. ૧૮.
સુધરાઈ કરવામાં તે સારા, ધરી ધીરજ બાંધે શુભ ધારા;
મહાભારત કામો કરનારા, સુણ સાહેલી. ૧૯.
જેણે કાઢિ બખિલતા બહારીછે, ઉરમાંહિ ઉદારતા ધારીછે;
એનિ હીંમતને બલહારીછે. સુણ સાહેલી. ૨૦.
બહુ લોક સુધરવા બેઠાછે, સુધરાઈના છાંટા પેઠાછે;
એ પારશિઓના એઠાછે. સુણ સાહેલી. ૨૧.
નારી જનનાં અજ્ઞાન નકી, નહિ રહેવાનાં બહુ વર્ષ ટકી;
તે પારશિઓના પુન્ય થકી. સુણ સાહેલી. ૨૨.
અબળા દિલની બેડી તૂટી, બહુ મુર્ખ રહ્યા માથાં કૂટી;
સુધરાઈનો કિરણો થઈ છૂટી, સુણ સાહેલી. ૨૩.

એ ચાલ થશે દેશો દેશો, નાનાં મોટાં સુખ સૌ લેશે;
તે અંતરથી આશિષ દેશે, સુણ સાહેલી. ૨૪.
નારીનાં દિલ ઝલકાટ થયાં, બહુ વેહેમ અને અજ્ઞાન ગયાં;
રવિ દેખી કમળ જેમ શોભિ રહ્યાં, સુણ સાહેલી. ૨૫.
એ કામ પ્રભૂને પ્યારૂંછે, સૌજનના હકમાં સારૂંછે;
નારીને સુખ દેનારૂંછે, સુણ સાહેલી. ૨૬.
આ ગરબી સાંભળિ લઈએજી, સુણિ ખૂબ ખુશી ખુશિ થઈએજી;
દિલમાંથી આશિષ દઈએજી; સુણી સાહેલી પૂરણ જશ પામ્યા;
મુંબઈના પારશી. ૨૭.

---

## સર જમશેદજીનો રાસડો.

"ખેડા બાઈ બૂડતો તારીરે અંબે આઈ પાર ઉતારો." એ રાગ નો.

અરે કોણ આદમી એવો રે, જડે જમશેદજી જેવો. ટેક.
કાયા ધરી પરમારથ કાજે, કીધાં કરોડો કામ;
દેવ બરાબર આ દુનિયાંમાં, નિષ્કળ રાખ્યું નામ; અરે કોણ. ૧
મુંબઈ બંદર મંદિરનો એતો, મોટો ભાગ્યો મોભ;
ભર દરિયે કુવાથંભ ભાગ્યો, હવે થાશે શાથી થોભ; અરે કોણ. ૨.
ઘોર ઘણો થયો વાટે ને ઘાટે, હાટે પડી હડતાળ;
હીંમત હારીને હાય પોકારે, કોણ બૂઢાં કોણ બાળ; અરે કોણ. ૩.
સાંભળી શોક સંતાપ ધરે જન, ભારે ભવંન ભવંન;
નાવ વાળે શઢ ઊંધા નાંખ્યા, પ્રલયનો જાણી પવંન; અરે કોણ. ૪.
કોરટના કારભારિયે કીધાં, કોરટનાં બંધ કાજ;
ચાર પગાં પણ ચારો ન ચાખે તો, નર કેમ ખાય અનાજ; અરે. ૫.
એવે સમે જન સર્વને આવી, આંખે આંસૂની ધાર;
અહો પ્રભૂ તેં આ શું કીધું, એમ કરે ઉચ્ચાર; અરે કોણ. ૬.
જોતાં જણાયો સૂરજ ઝાંખો, ભાસિ ભૂમિ ભયંકાર;
લોક પડયા સઉ શોકમાં લાગે, સૂનો દિસે સંસાર; અરે કોણ. ૭.
દવાખાનામાં દરદથી દુઃખિયા, લોક રૂવે લાચાર;
નિશાળમાંહિ નિશાળીયા રૂવે, યાદ કરી ઉપકાર; અરે કોણ. ૮.
પાંજરા પોળના પ્રાણી પોકારે, એનો ગયો આધાર;
સાહેબ લોકનો ગયો સનેહી, હાહાપણનો દેનાર અરે; કોણ. ૯.
કોણ ફિકર હવે લોકની કરશે, હરશે હરકત ત્રાસ;
અંતરનો અભીલાખ ઊચરશે, પરજા કેની પાસ; અરે કોણ. ૧૦.
હીંદુસતાનનો હતો હિમાયતુ, પામરનો પ્રતિપાળ;
નેક શાંણી સરકારનો સૂબો, હાપણ દાર દયાળ; અરે કોણ. ૧૧.
માનવિ માતર જેજે જગતમાં, જૂદી જૂદી બધી જાત;
સાંભળતાં શોક સાગરમાં પડી, વારે વારે કહે વાત; અરે કોણ. ૧૨
ખાલી દિસે રતનાગરખેતર, ઉજડ જેમ આ વાર;
ખરે ખરો ખેડુ હતો તે ખોયો, ખરી ખાંતે ખેડનાર; અરે. ૧૩.
સંવત ઓગણિસેં પંદરશાનો, ચાલતાં ચૈતર માસ;
કયાંથિ અભાગણી બારશ આવી, તેં ઉપજાવ્યો ત્રાસ; અરે. ૧૪
વીજળિયે જઈ વાત પોહોચાડી, ઠેકીને ઠામો ઠામ;
સાંભળતાં થયાં સર્વ ઉદાસી, કોઈ કરે નહીં કામ; અરે કોણ. ૧૫.
પોણોસો વરસ ઉપર નવ પુરા, માંહીને ગણિયે માસ;
ભૂતળ આયુશ એટલું ભોગવિ, વળતી લિધો સ્વર્ગવાસ; અરે. ૧૬.
ધર્મધુરંધર ધીરજ ધારી, પામ્યો પ્રભૂનો પંથ;
જન્મ કથા કવિતાથી જેના, ગરૂવા બનશે ગ્રંથ. અરે કોણ. ૧૭.
તારી નરો જેના નામને રોશે, પુરો સંભારીને પાડ;
જેને છાંયે જમશેદ ગયા હશે, ઝાંઝાં રોશે ઝાડ; અરે કોણ. ૧૮.
ચાહન ચીન વિલાયતમાં જેણે, મેળવ્યું મોટું માન;
વિધવિધના ઉપકાર વખાણે, આખો દેશ ઈરાન; અરે કોણ. ૧૯.
નાઈટનું ઉપનામ અપાયૂં, બીજું એ બારોનેટ;
જનનો હેતુ મહારાણીયે જાણિને, ભાવે કર્યો ચાંદ ભેટ; અરે. ૨૦.
બેશ તલાવ કુવા પુલ બાંધ્યા, પ્રાણીની હરવા પ્યાસ;
ધિંગી ધર્મશાળાઓ, કાંઈ ન રાખી કચાસ; અરે. ૨૧.
સૂરત ને નવસારી પુનાના, સજજનો પૂરે સાખ;
રૂપૈયા પરઉપકારમાં આપ્યા, લેખે ત્રેવિશ લાખ; અરે. ૨૨.
મહાજનનો એતો મોવડી હતો, દેશ કીલ્લાનું કમાડ;
કલ્પતરૂ કળિકાળમાં કહિયે, લોક લડાવણ લાડ; અરે. ૨૩.
મુંબઈ ઈલાકાનાં નસીબ મોટાં, હતી ન કશીયે હાણ[1];
દૈવના ઘરને બલવે દગે લીધો, પ્રજાનો જીવન પ્રાણ; અરે. ૨૪.
થયો નથી ને થનારૂં નથી નર, જગમાં જેની જોડ;
સ્વારથને પરમારથનાં જેણે, કીધાં કામ કરોડ; અરે કોણ. ૨૫.
પારશિયો નીજ પરમ પુરૂશનાં, નામ લેશે જે ઠામ;
સ્નેહ સહીત સદાય સંભારશે, નિર્મળ જેનું નામ; અરે કોણ. ૨૬.
એ મહા પુરૂશને મળવાની મોટી, હૈડામાં રહી ગઈ હામ;
ગણી ગણી ગુણ ગ્રંથમાં ગુંથીને, રાખત દલપતરામ; અરે. ૨૭.

---

## ધનજી કામાની ગરબી.

"સારૂં સારૂં રે સૂરત શેહેર, મુંબઈ અલબેલી."—એ રાગ.

ધન્ય ધન્ય જે કીધાં કામ ધનજી કામાએ;
લાખો ઠકાયા લોક જેના જામાએ; ટેક.
જેમ પ્રજાને પ્રેમે પોતે, પ્રભુ આપે અંન પાન રે;
પણ ન કહેજે હું આપુંછું, દીધાં એમજ દાન; ધનજી. ૧.
દરીદ્રનાથી દુખિયા દીઠાં, જે લાજાળા લોક રે,
ખરચી છાની દઈને ખાવા, સરવ સમાવ્યા શોક; ધનજી. ૨.

[1] મને ૧૮૫૭ના બળવાથી સારા નશીબે મુંબઈ ઈલાકામાં કાંઈ નુકસાન થયું નહોતું.

નિત્ય નિત્ય તેડયા નાતીલાને, ઘણાં માન દઈ ઘેર રે;
પરનાતીલાને પણ પોતે, પાળ્યા રૂડી પેર; ધનજી. ૩.
સુધારવા સઘળા દેશીને, હઇડે ધારી હામ રે;
ખરચ્યાં નાણાં ખૂબ ખરાં વળિ, ન કર્યું ઝાહેર નામ; ધનજી.૪.
ખરચે છે શ્રીમંત ખરાતે, મેળવવાને માન રે;
પણ પ્રભુ પ્રીતે રૂડી રીતે, ખરચ્યું ધારી ધ્યાન; ધનજી. ૫.
ગુણીજન પાસે ગ્રંથ રચાવ્યા, આપ્યાં ગુપત ઈનામ રે;
જેથી જનના વેંમ વિનાસે, સમજે તત્વ તમામ; ધનજી.. ૬.
ધન્ય ધન્ય તેનાં માત પીતાને, ધન્ય એનો અવતાર રે;
જેના કુળમાં જનમ ધરિને, ક્રોડ કર્યા ઉપકાર; ધનજી. ૭.
જનમ્યો તારીખ નવ જુન માસે, અઢારસે અગિયારે રે;
શરિર તજ્યું સન ઓગણસાઠે, તેવીસમી જુન ત્યારે. ધનજી. ૮.
સુંદરિ જનને સુધારવાને, ભણાવવા ભલી ભાત રે;
ખાંતે નાણાં ખૂબ ખરચવા, રાખી રૂચી દીન રાત; ધનજી. ૯.
સને અઢારે છત્રીસામાં, હિમત ધરી હજાર રે;
ચતુરપણાથી ચીન ચડીને, વિવિધ કર્યા વેપાર; ધનજી. ૧૦.
દાન ઘણાં પરમારથ કીધાં, પ્રભુપર ધારી પ્રીત રે;
સ્નેહ સહીત જન સૌ સંભારે, રાખી એવી રીત; ધનજી. ૧૧.
જુગજુગમાં અવિચળ જશ રહેજો, નિશ્ચળ રહેજો નામ રે;
અંતરમાંથી આશિષ આપે, દીન દીન દલપતરામ; ધનજી. ૧૨.

---

### ગરબો.—મુંબઈના દરજીનો.

"જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા જો."—એ રાગ.

દરજીની અરજી ઈશ્વરજી સાંભળે જો.
તે ન શુણે તો ચાલે તૂતે તૂત જો.
મુંબૈમાં આગળ એવી વેળા હતી જો.
પણ તે સામા ઉઠયા માઇના પૂત જો. દરજી. ૧.
સાહેબ મીસન ઘરે જાતો સૈ શીવવા જો.
મનુષ ગરિબ નામે વીઠુબામલ્લાર જો.
એક સમે સાહેબે પગાર ન આપીઓ જો.
ચડી ગયા ત્યાં તો મહિના ત્રણ ચાર જો. દરજી. ૨.
માગે ધન તો સાહેબ ઉઠે મારવા જો.
એનો નહિ સુજે એકે ઉપાય જો.
ઘેર કરે ઘરવાળી પણ ટંટો ઘણો જો.
ખુરદા વિના વટાવીને શું ખાય જો. દરજી ૩.
ક્રોધ કરીને કેહેવા લાગી કામની જો.
એ તારી નોકરીમાં ઉઠો આગ જો.
સાહેબને ઘેર છોડ જવાનૂ શીવવા જો.
માંડીને ફરિયાદી નાંણું માગજે. દરજી. ૪.
કર જોડી દરજીએ જૈ જાહેર કર્યું જો.
વંદન કરિ કહુંછું નથિ કરતો વાદ જો.
હવે નહિ આવું હું સાહેબ શીવવા જો.
ફરિ કહુંછું જે હું માંડોશ ફરીયાદ જો. દરજી. ૫.
મિસને એનસને[૧] ચીઠી લખિ મોકલી જો.
કીધો તેણે એક દિવસનિશ કેદ જો.
કેહેવત છે તસકર દંડે સાહુકારને જો.
ભાળી લ્યો ભાઈ એવો આતો ભેદ જો. દરજી.૬.
મિસને મોટા માજીસ્ત્રેટ તરફ લખ્યું જો.
કહું તે નામે કારફીલડ કેહેવાય જો.
એણે પણ ઈનસાફ વિના એવું કહ્યું જો.
જરૂર દરજી બંદીખાને જાય જો. દરજી. ૭.
સખત મજૂરી સાથે જેને જેલમાં જો.
વેઠ્યું દુખ વસિને વાસા એકવીશ જો.
છેલી વારે જયારે ત્યાંથી છૂટીઓ જો.
રાંક ખરો પણ રહી રૂદેમાં રીશ જો. દરજી. ૮.
જણ જણ આગળ વાત કરે જયાં જાય ત્યાં જો.
રૂડું છે મહારાંણીજીનૂ રાજ જો.
પણ ઉનમત જેવા છે જે જે ઉપરી જો.
એ આવો અન્યાય કરેછે આજ જો. દરજી. ૯.
સારા જનને પણ સંકટ આ શાહેરમાં જો.
હરકત વેઠે લોક હજારો હાલ જો.
માટે મેહેનત કોઈ કરે પરમારથી જો.
ચોંપથી તે તૂટે નરસી ચાલ જો. દરજી. ૧૦.
વાત શુણી સરવે જન જાયે વેગળા જો.
ઘોને દર કોણ ઘાલે હેતે હાથ જો.
શા માટે છંછેડે સૂતા સીંહને જો.
શત્રૂતા કોણ બાંધે સાહેબ સાથ જો. દરજી. ૧૧.
આસોશીયેશનવાળા અળગા રહયા જો.
કોઈએ પણ એ વાત ધરી નહી કાન જો.
એ તો થાકયો સૌની આગળ આથડી જો.
વળતી એવું કોઈ બોલ્યો ગુણવાન જો. દરજી. ૧૨.
પૈશાવાળાને પડખે પૂરા મળે જો.
કાતર ગજવાળા તું હીણ કમાઉ જો.
દયા કરીને છેદે દુખડાં દીનનાં જો.
ભાસેછે એવો તો ડાકતર ભાઉ જો. દરજી. ૧૩.
ધર્મ દવાખાંનાં જેણે ધીંગાં રચ્યાં જો.
પુરણ રાખી પરમારથમાં પ્રીત જો.

---

[૧] સાહેબનું નામ. તે વખતે એ મુંબઈની પોલીસનો સુપરીનટેંડંટ હતો.

આપેછે ઓશડ ગાંઠેથી આપની જો.
નિરધન જનને ઘેર જઈને નિત્ય જો. દરજી. ૧૪.
દરદી જન આવે દેશાવર દૂરથી જો.
રહે નહીં રગમાં તેને મહા રોગ જો.
તનની ને મનની જેથી પીડા ટળે જો.
એવો છે જેનો અદકો ઉદ્યોગ જો. દરજી. ૧૫.
આ અવસર પરદુખભંજન તો એજ છે જો.
કષ્ટ સહે પોતે પરસંકટ, કાજ જો.
સ્વદેશીનું દુખ જોઈ સાંખી શકતો નથી જો.
જે છે જગમાં પરમકૃપાનુ જહાજ જો. દરજી.૧૬.
સાંભળિને શુભ જશ દરજી દોડચો ગયો જો.
પ્રેમસહિત તે પરદુખભંજન પાસ જો.
વિધવિધનાં વિતકની વરણવી વારતા જો.
રૂદન કર્યું વળિ નાખીને નિશ્વાસ જો. દરજી. ૧૭.
રે પ્રભુ હું મારા દુખને રોતો નથી જો.
પણ આ પેરે સર્વ પ્રજા પીડાય જો.
ભોગ પડે જેને માથે તે ભોગવે જો.
એ દુખથી અંતર મારૂં અકળાય જો. દરજી. ૧૮.
ચાહુન ધોળે દહાડે ચોરી થાયછે જો.
એવું છે પોલીસનું પણ અંધેર જો.
ચોર અને ચોકીવાળા છે ભાગીઆ જો.
પ્રજા ઘણી પીડા પામે એ પેર જો. દરજી. ૧૯.
બહુ જુલમ ચાલે છે તાલમબાજનો જો.
લૂટે ઝૂટે ને વળી મારે માર જો.
સાહેદી જુઠી પુરે સરકારમાં જો.
જાહેર લોકો રમે ઘણા જુગાર જો. દરજી. ૨૦.
ફરિયાદી કરીને પણ કોઈ ફાવે નહીં જો.
જે સાચો જન તે પણ માર્યો જાય જો.
અંધેરી નગરી જેવો ઈનસાફ છે જો.
એનો કરવો કાંઈક હવે ઉપાય જો. દરજી. ૨૧.
પોકાર્યો એ રીતે પામર પ્રાણિયો જો.
ભાઉના દિલમાં વશા પછી ભગવાન જો.
સારા શબ્દ કહિ કહિને શીતળ કર્યો જો.
દુખ હરવાનું દીધું વાચક-દાન જો. દરજી. ૨૨.
પ્રેમ સહિત પરદુખભંજન ભાઉ ભણે જો.
ત્રાસ તજી તૂં ધીરજ મનમાં ધાર જો.
શ્રીહરીની કરૂણાથી સઉ સારૂં થશે જો.
એક હવે કોરટમાં અરજ ઉચાર જો. દરજી. ૨૩.
નાણું લે ને ખાંણું ખા ભાણું ભરી જો.
રૂદિઆમાં તૂં રંચ ફિકર નહિ રાખ જો.
હૈડામાં હીંમત ઝાઝી ધરજે હવે જો.
બીહિશ નહીં બિહિવરાવે લોકો લાખ જો. દરજી. ૨૪.
કોરટમાં કાગળ અરજીનો આપીયો જો.
તે સાહેબ તરફે થૈ તાણાતાણ જો.
છાપામાં ચરચા ચાલી ચારે દિશે જો.
ગડબડમાં ભાઉએ પાડ્યું ભંગાણ જો. દરજી. ૨૫.
સુપરીમ કોરટમાં સાહેબ બે બેસીયા જો.
ચિફ જસ્ટિસ સર વિલિયમ યારડલી એક જો.
સર ચારલસ જાકસન બીજો જાણે સહુ જો.
પ્યુની જડજ વધતો જેનો વિવેક જો. દરજી. ૨૬.
કીધી બહુ મેહેનત કારફીલડ કારણે જો.
બારીષ્ટર વિલિઅમ હાઉવરડે બેશ જો.
ભાખ્યાં બહુ ભાષણ લાંબાં લાંબાં ભલાં જો.
લખ્યું ઘણું પણ લાભ થયો નહિ લેશ જો. દરજી.૨૭.
દરજીએ પણ બે બારિષ્ટર દાખવ્યા જો.
વિવેકવંતો નામે જે વેસ્ટ્રાફ જો.
રીડ બિજો ને વકિલ વળી લાલસ થયો જો.
શી રીતે ઉલટો ઉપજે ઈનસાફ જો. દરજી. ૨૮.
કોરટમાં તે કજીયો જોવા કારણે જો.
ભારે ભારે જનની ભીડ ભરાય જો.
સાહેબ લોકો ને સાહુકારો શહેરના જો.
જથે જથે થૈ જન બહુ જોવા જાય જો. દરજી. ૨૯.
સાફ થયો ઈનસાફ રૂડો સરકારમાં જો.
કીધો તો એકવિશ દિન જેને કેદ જો.
એક અને પુરા રૂપૈયા પાંચસે જો.
ખાસો દંડ ભર્યો પામીને ખેદ જો. દરજી. ૩૦.
નોખું ખરચ હજારો નાણાંનૂં થયૂં જો.
ધારો વળી નાલાયક ન્યાયાધીશ જો.
એ હોદ્દો વિલિયમ ક્રાફરડને આપિયો જો.
દયા ઘણી જેના દિલમાં દિનનીશ જો. દરજી. ૩૧.
બેનસની બદલી ફાવી ફારજેટને જો.
પોલીશમાંથી કાઢ્યૂં જેણે પાપ જો.
પકડ્યા છાંના ચોરોને પણ મહાફમાં જો.
સુરત ધરી જેમ સમળા પકડે સાપ જો. દરજી. ૩૨.
અઢારસો ઉપર પંચાવન સન સમે જો.
પચિસમી તારિખ જુન માસ પ્રમાંણ જો.
કોરટમાં તે દિવસે કજીયો ચૂકિયો જો.
જેનૂ પ્રસર્યું જગત બધામાં જાણ જો. દરજી. ૩૩.
અમલતણા અધિપતિયો ચેત્યા અંતરે જો.
પછી ન પાડે કોઈ ગરિબના પ્રાણ જો.

ભલો ભલો એમ ભાખે લોકો ભાઉને જો.
વાટે ઘાટે વિધવિધ કરે વખાણ જો. દરજી. ૩૪.
ધન ધન દિલદરીયા દાજીના દીકરા જો.
કુળમાં જાગ્યો અદભૂત કીર્તિ કમાઉ જો.
સ્વદેશિને તું સમજે છે સ્નેહી સગા જો.
ભલે ભણે તુજને સઉ લોકો ભાઉ જો. દરજી. ૩૫.
મુંબઈનાં માણસનું દુખ મોટૂં ગયૂં જો.
સર્વ પ્રકારે ટાળ્યો જુલમી શોક જો.
એ ઉપકાર અપાર કર્યો તેં આ સમે જો.
લાખ પળે પણ તે નહિ ભૂલે લોક જો. દરજી. ૩૬.
ભલું થજો દિલદાર દયાળુ ભાઉનું જો.
જગમાં એને જશ દેજો જગદીશ જો.
આવાં કામ અનેક કરે આ લોકમાં જો.
આપેછે દલપત એવી આશીષ જો. દરજી. ૩૭.

ઉપજાતિ વૃત્ત.

હું દેખતો ઇશ્વર દત્ત આંખે,
તે આંખથી જોઈ શક્યો ન ઝાંખે;
હવે વિલોકું ક્ષિતિ ભાગ ક્ષેત્રે;
તે ભાઉ દાજી નરદત્ત નેત્રે. ૩૮.

---

## મુંબઈના શેઠ નાના શંકર વિશે ગરબી.

સારૂં સારૂં રે સુરત શેહેર મુંબઈ અલબેલી.—એ રાગ.

નહાનો[1] શંકરનો સુત, પદ મોટું પાંમ્યો;
મહિમા જેનો મજબૂત, જગમધ્યે જામ્યો. ટેક.
શુભ કારજમાં સઉ સંભારે, નિર્મળ જેનૂંનામરે;
મોટાં કારજ જેનિ મદદથી, પામે શુભ પરિણામ; પદ મોટું ૧.
ગણતરિએ ગણતાં હિંદૂમાં, કહેવાયા બહુ ક્રોડરે;
શંકર સુત નહાનાના સરખી, જોતાં નજડે જોડ; પદ મોટું. ૨.
વિદ્યાની વૃદ્ધિ કરવામાં, જેના વિવિધ વિચારરે;
એ નરના ઉપકાર થકી અતિ, સુખ પામે સંસાર; પદ મોટું. ૩.
સિદ્ધિ ને બુદ્ધિ બે સાથે હાજર, જેને હોયરે;
લાભ લક્ષ પણ સાથે લાગ્યા, જેની આગળ જોય; પદ મોટું. ૪.
રૂદ્ધી ને વૃદ્ધિ પણ રહેછે, પ્રીતે જેની પાસરે;
જેના ઉપર રીઝે તેની, અવશ્ય પૂરે આશ; પદ મોટું. ૫.
ભયભંજન જે જન મન રંજન, ભજે નિરંજન નિત્યરે;
સુંદર વરણ સુવર્ણિક શોભે, પરમારથમાં પ્રીત; પદ મોટું. ૬.
ધન્ય પિતા માતા ધન્ય તેની, ધન્ય એનો અવતારરે;
વિઘ્ન નિવારણ ડુબતાં તારણ, નોધારાં આધાર, પદ મોટું. ૭.
ભાગ્યવતી જેનિ માત ભવાની, શંકર જેનો તાતરે;
ભવાની શંકરને ભજનારો, વિશ્વ વિષે વિખ્યાત; પદ મોટું. ૮.
કુંવરપદે પણ શુભ કરમાળો, પુજે પીતાના પાવરે;
જન સુખદાયક ઉપમા લાયક, રૂડો વિનાયકરાવ; પદ મોટું. ૯.
મહામાયાપુરીમાં એ મહાલે, દિલ દરિયો દાતારરે;
મોટામાં તે મુખ્ય ગણાયો, ભારે ગુણ ભંડાર; પદ મોટું. ૧૦.
કઈક વડા હિંદુ કળિજુગમાં પોઢી, રહેલા પેખરે;
શંકર સુત આ સમે જાગતો, એમ લખાયા લેખ; પદ મોટું. ૧૧.
સઉ રાજા સઉ રાંક વખાણે, જાણે દેશો દેશરે;
થયાં વખાણ વિલાયતમાં વળિ, વધિએ વાત વિશેષ; પદ મોટું. ૧૨.
શંકર સુત તમે જુગ જુગ જીવો, ક્રોડ કરો શુભ કામરે;
અંતર માંથી આશીષ આપે, દિન દિન દલપતરામ; પદ મોટું. ૧૩.

---

## રાવ સાહેબ મહિપતરામ રૂપરામ વિષે.

"સન ૧૮૬૦ માં તેઓ વિલાયત ગયા ત્યારે મી૰ હોપ સાહેબની ફરમાશથી તેમના વિલાયત જવા વિષે મેં નિબંધ રચ્યો હતો, તથા મારા મનની ઉલટથી નિચે લખેલી કવિતા એપ્રીલના બુદ્ધિપ્રકાશમાં છાપી હતી."

દોહરા.

નાગર સાગર મારગે, મહા મુસાફરિ કામ;
તેમાં હિંમત તેં ઘણી, રાખી મહિપતરામ. ૧.

---

[1] મુંબઈના હિંદુઓમાં શ્રીમંત, આબરૂદાર, અને સુધારાનો આગેવાન નામે નાનાશેઠ હતો, તેના બાપનું નામ શંકર શેઠ અને માનું નામ ભવાનીબાઈ, અને દીકરાનું નામ વિનાયકરાવ હતું. નાનાશેઠે એક મહાદેવનું દેવળ ચણાવ્યું છે, તે દેવનું નામ ભવાનીશંકર રાખ્યુંછે; તે દેવળની વરસ ગાંઠની રાતે વરસો વરસ મેળો ભરીને આબરૂદાર ગૃહસ્થોની મિજલસ ભરીને સારી આતસબાજી છોડતા હતા, તે મિજલસમાં સન ૧૮૫૯ માં મને તેમણે બોલાવ્યો હતો; ત્યારે આ ગરબી રચીને હું લઇ ગયો હતો, તે સભામાં સંભળાવતાં તેમણે મને કહ્યું કે મારાં વખાણ હોયતો મારી આગળ સંભળાવશો નહીં, પણ દેવવિશેની કવિતા કરી લાવ્યા હો તો બોલો; ત્યારે મેં કહ્યુંકે હું તો ગણપતીની ગરબી રચી લાવ્યો છું. એમ કહીને આ ગરબી સંભળાવી, અને તેનો અર્થ કહી સમજાવ્યો જે; મહાદેવના બે પુત્ર છે; તેમાં મોટાનું નામ કાર્તિકસ્વામી અને નાનાનું નામ ગણપતી છે; તે ગણપતી બધા દેવોમાં મોટી પદવી પામ્યાછે; સિદ્ધિ અને બુદ્ધિ એ—બે તેની સ્ત્રિયોછે; અને રૂદ્ધિ, તથા વૃદ્ધિ એ બે દાસિયોછે; લક્ષ અને લાભ એ બે પુત્રછે, અને જેના શરીરનો રંગ સુવર્ણિક એટલે સારા રંગનો અથવા સોનાના રંગના જેવો છે; આ ગરબીનો બીજો અર્થ નાનાશેઠ વીશે લગાડતાં વર્ણ એટલે જાત અને સુવર્ણિક એટલે સોની છે; તે દક્ષિણી સોની હતો. ગણપતીનું બીજુ નામ વિનાયક છે, અને તે મહા માયા; એટલે આદી શક્તિ, જે સર્વ વ્યાપક છે, તેમાં રહેછે; અને બીજા અર્થમાં મહામાયાપુરી એટલે મુંબઈ શહેર, એ કવિતાના બે અર્થનો ચમત્કાર જોઈને નાનાશેઠ ઘણા પ્રસન્ન થયા હતા.

ગણી ગવાશે ગીતમાં, ગુણ તુજ ગામો ગામ;
રાજેશ્રીની રીત તેં, રાખી મહિપતરામ. ૨.
કથણીથી તો સૌ કથે, કરવું દુષ્કર કામ;
કથા અચળ આ કાળ તેં, રાખી મહિપતરામ. ૩.
બુદ્ધીહીણા બહુ બકયા, ઠાલા ઠામો ઠામ;
દિલમાં તેં નહિ દિલગિરી, રાખી મહિપતરામ. ૪.
સારામાં સારો થશે, પણ એનો પરિણામ;
દોલત તેં આ દેશની, રાખી મહિપતરામ. ૫.
વિલાયતી વ્યાપારથી, દોઢા મળશે દામ;
લાજ હુન્નર બજારની, રાખી મહિપતરામ. ૬.
જશ મળશે આ જગતમાં, નિશ્ચળ રહેશે નામ;
વખાણવાની વાત તેં, રાખી મહિપતરામ. ૭.
અંતર આશિષ આપશે, તુજને લોક તમામ;
આબાદી આ દેશની, રાખી મહિપતરામ. ૮.
સર્બો કરશે સૌ તને, સ્નેહ સહીત સલામ;
શોભા હીંદૂ સર્વની, રાખી મહિપતરામ. ૯.
કરવા નિકળ્યો કોરથી, આ અવસરમાં આમ;
પકડી વાત પ્રમાણ તે, રાખી મહિપતરામ. ૧૦.
નાગર નર હારે નહીં, હારે હોય હજામ;
કહેવત તેં સાચી કરી, રાખી મહીપતરામ. ૧૧.
હરકતમાં બરકત હશે, વળતી થશે વિરામ;
એવી આશા અંતરે, રાખી મહિપતરામ. ૧૨.
ભણ્યો ગણ્યો તે તું ભલે, ભલે જણ્યો જણનારિ;
હિંદૂનો શત્રૂ હણ્યો, દુષ્ટચાલ દુઃખ કારિ. ૧૩.
બકે છેક તે છો બકે, તુચ્છ અકલની ટેવ;
જતાં હશે તેમજ જશે, નીર નેવનાં નેવ. ૧૪.
સમાધાન સઘળું થશે, નકી થશે નીરાંત;
વાતો થાશે વાંચવા, દેવાશે દૃષ્ટાંત. ૧૫.

---

### મુંબઈના સર. નાઈટ. મંગળદાસ નથુભાઈ વિષે.

"વિલાયતમાં વિશેષ અભ્યાસ કરવા સારૂ કોઈ હિંદુ જાય તેને ત્યાં ત્રણ વરસ સુધી દરસાલ રૂ૮૦૦) ખરચીના મળે, તે સારૂ રૂ૨૦૦૦૦) શેઠે સરકારમાં મુક્યા, તે વિષે સન ૧૮૬૨ ના અપ્રેલના બુદ્ધિપ્રકાશમાં છાપેલી કવિતા."

દોહરા.

મંગળ કરવા મનુષ્યનું, ઇચ્છે મંગળદાસ;
તેનું મહામંગળ થવા, ઇશ્વિર પૂરે આશ. ૧.
નિર રાખ્યું નિજ નામનું, કીધું મંગળ કામ;
ધન્ય તેનાં માતા પિતા, ધાર્યું મંગળ નામ. ૨.
જશ તારો આ જગતમાં, પૂરણ થયો પ્રકાશ;
કામ અધિક જે તેં કર્યું, મંગળ મંગળદાસ. ૩.
અડચણ મોટી આ સમે, નિશ્ચે થાશે નાશ;
તે પુણ્યથી તારૂં થશે, મંગળ મંગળદાસ. ૪.
બેવકૂફ બકવા કરી, ઘણું ખાયછે ઘાસ;
આતો કામ અગત્યનું, મંગળ મંગળદાસ. ૫.
તારા સારા કામમાં, કશિ નહિ રહી કચાશ;
જગકર્તા તારૂં કરે, મંગળ મંગળદાસ. ૬.
ગુણ તારાથી જ્ઞાનનો, અધિક થશે ઉજાસ;
તેથી થશે તમામનું, મંગળ મંગળદાસ. ૭.
ઘણા દિવસથી આ ઘણી, હતી અમારી આશ;
તેતો તેં પૂરી કરી, મંગળ મંગળદાસ. ૮.
ભગવાને સોંપ્યા ભલે, પૈસા તારી પાસ;
તેથી મોટું તેં કર્યું, મંગળ મંગળદાસ. ૯.
લાયક વિદ્વત લોકને, ભલો થશે અભ્યાસ;
દેશીજનનું દેખશું, મંગળ મંગળદાસ. ૧૦.
તે જનનીને ધન્યછે, ઉદર ધર્યો નવ માસ;
માત પિતાનું તેં કર્યું, મંગળ મંગળદાસ. ૧૧.
તુજથી સૌ સારૂં થશે, વિશેષ છે વિશ્વાસ;
તું સૌનું કરનાર છે, મંગળ મંગળદાસ. ૧૨.
છુપી છુપીને છો કરે, અજ્ઞાની ઉપહાસ;
અંતે આશિષથી થશે, મંગળ મંગળદાસ. ૧૩.
દિલ સાચે દલપત કહે, વસો અચળ સુખવાસ;
ત્રિલોકમાં તારૂં થજો, મંગળ મંગળદાસ. ૧૪.

---

### નગર શેઠ. પ્રેમાભાઈ વિષે.

"કાળુપરા દરવાજાથી ઉત્તરમાં નવો દરવાજો મુક્યો, તેનું નામ પ્રેમ દરવાજો પાડ્યું; તે બાબદ તા૦ ૨૧ મી ડીસેંબર સન ૧૮૬૩ ને રોજ સભામાં બોલવા સારૂ કલેકટર સાહેબની ફરમાશથી રચેલી કવિતા."

દોહરા.

નભમાં છે ધ્રુવ નામથી, જ્યમ તારો વિખ્યાત;
તેમજ થશે તમામ થળ, પ્રેમ પોળ પ્રખ્યાત. ૧.
પશ્ચિમ દિશ આ પુરતણું, માંડેલું નિજ મૂખ[1];
પણ પૂરવ દિશ આજથી, થાપ્યું સમૃદ્ધી સૂખ. ૨.
માણક બુરજો જેમછે, ચહાવો માણક ચોક;
જાહિર રસ્તો જાણિને, લાયક ગણશે લોક. ૩.
પૂરણ શોભા પેખતાં, પૂર્ણ ઉપજશે પ્રેમ;
પ્રેમ પોળ સુપ્રસિદ્ધ થશે, અર્થ સહિત પણ એમ. ૪.

[1] અમદાવાદ વસાવ્યું ત્યારે મુહુર્તમાં ગણેશ બારી, માણક બુરજ અને રાજ મહેલનું ભદર શહેરના પશ્ચિમ ભાગમાં સ્થાપ્યું, તેથી શહેરનું મુખ પશ્ચિમ તરફ ગણાતું હતું.

અમરે અર્થ સહિત ધર્યું, નિશ્ચય અમૃત નામ;
તેમજ પ્રેમાભાઈ પર, પામે પ્રેમ તમામ. ૫.
જન સઘળાશું જાહિને, કર્યું સ્નેહનું કામ;
તે માટે રસ્તાતણું, જાહિન રાખ્યું નામ. ૬.
દીસે પશ્ચિમ દેશમાં, પ્રસિદ્ધ પ્રેમાભાઈ;
તે માટે તે પોળ પણ, તેને નામ ગણાઈ. ૭.
વળિ જેણે આ વર્ષમાં, આપી શસ્તું અન્ન;
ગરીબ જે આ ગામના, જીવાડ્યા બહુ જંન. ૮.
સરકારે સર્વોપરી, એજ ગણ્યો આવાર;
કૌંસિલનો મેંબર કર્યો, આપી કીર્તિ અપાર. ૯.

ચંદ્રાવળા છંદ.

હેમાભાઈ સુત પ્રેમાભાઈની, પ્રસરી કીર્તિ અપાર;
કૌંસિલનો અધિકારી કીધો, સરસ ગણી સરકાર;
સરસ ગણી સરકારે થાપ્યો, એ મોટો અધિકારજ આપ્યો;
નગરશેઠ કુળ વાત નવાઈની, હેમાભાઈ સુત પ્રેમાભાઈની. ૧૦.
[1]જગતશેઠને કુળ નથિ જાણ્યો, કદિ આવો અધિકાર;
જે સારા ધારા કરિ આપે, કરે તેમ સરકાર;
કરે તેમ સરકાર મુલકમાં, હદ પરમાણે ચાલે હકમાં;
ઉત્તમ એ અધિકારજ આણ્યો, જગત શેઠને કુળ નથિં જાણ્યો. ૧૧
શાંતીદાસ શ્રેષ્ઠ પદ પામ્યા, પાદશાહની પાસ;
પણ આવો અધિકાર મળ્યાની, એને ન હતી આશ;
એને ન હતી આશા અંતર, તે કુળ પુરૂષ થયા તદનંતર;
જશ ખોજી રિતના તો જામ્યા, શાંતીદાસ શ્રેષ્ઠ પદ પામ્યા. ૧૨.
શાંતીદાસનિ છઠ્ઠી પેહેડી, પ્રેમાભાઈ સપૂત;
સાત ગણી કીર્તિ સંપડાવી, મહિમાં કરિ મજબૂત;
મહિમાં કરિ મજબૂત વડાઈ, ચૌદગણી થઈ કુળનિ ચડાઈ;
મહા સરસ શોભાવી મેડી, શાંતી દાસનિ છઠ્ઠી પહેડી. ૧૩.

દોહરો.

શાંતી, લક્ષ્મિ, ખુશાલ, વળિ, વખત, હેમ, ને પ્રેમ;
નગરશેઠની ગાદિપર, ઉપજ્યા પુરૂષો એમ. ૧૪.

ચંદ્રાવળા છંદ.

પૈશાથી એ પદ ન પમાયે, કુશાગ્ર બુદ્ધિ કામ;
પશ્ચિમની હદના પુરૂષો જે, તે ગણિ જોઈ તમામ;
તે ગણિ જોઈ તમામ તપાસી, ખુશાલ સુત સુત સુત મતી ખાસી;
સાગરમાં નદિ સર્વ સમાયે, પૈસાથી એ પદ ન પમાયે. ૧૫.
નગરશેઠ તો રાજનગરના, તોલ નગર તલ માંહિ;
આ અધિકારનિ અસર થશે તે, મુલક સકળ થળ માંહિ;
મુલક સકળ થળ માંહિ મનાશે, જગત શેઠથી અધિક જણાશે;
નિયમ બાંધશે અગણિત નરના, નગરશેઠ તો રાજનગરના. ૧૬.
કુળનો દીવો બહુ દિન જીવો, પ્રેમાભાઈ સપૂત;
આથકિ પણ ઉત્તમ પદ પામો, જામો જશ સંજુક્ત;
જામો જશ સંજુક્ત જગતમાં, આગેવાની કરો અગત્યમાં;
પ્રજાતણો પ્રીતી રસ પોવો, કુળનો દીવો બહુદિન જીવો. ૧૭.
અગણિત અલખત ઈશ્વર આપે, કરે કુશળ કલ્યાણ;
પુત્ર પૌત્ર પરિવાર વધે વળિ, લાખ ગણી લ્યો લાણ;
લાખ ગણી લ્યો લહાણજ સારી, અદકી એ આશીષ અમારી;
કષ્ટસરવ કરૂણા કર કાપે, અગણિત અલખત ઈશ્વર આપે. ૧૮.
એ રસ્તો ને એ દરવાજો, થાજો જગમાં સ્થીર;
સદૈવ રહેજો સાજો તાજો, ગણાજો ગુણ ગંભીર;
ગણાજો ગુણ ગંભીર અતીશે, દોલતનાં ગાડાં દિન નોશે;
ભારે તેની ભોડ ભરાજો, એ રસ્તો ને એ દરવાજો. ૧૯.
પૃથ્વી માંહિ પ્રસિદ્ધી પામે, ઠામે ઠામે ઠીક;
હેમમણી માણકની હેડ્યો, આવે નિત્ય અધીક;
આવે નિત્ય અધીક અલેખે, દુનિયા જન આનંદે દેખે;
દીધી આશિષ દલપતરામે, પૃથ્વી માંહિ પ્રસિદ્ધિ પામે. ૨૦.

---

## રાવબાહાદુર જગજીવનદાસ ખુશાલદાસ વિષે.

"તા૦ ૮ મી જુન સન. ૧૮૬૭ ને રોજ તેમની સુરત બદલી થવાથી તેમને માન આપવા સારૂ નગરશેઠ પ્રેમાભાઇને બંગલે સભા મળી હતી, તે વખતે કહેલી કવિતા શેઠની ફરમાશથી."

દોહરો.

પરમ પ્રમાણિક પુરૂષની, ભલિ વિધ કરિયે ભેટ;
દેખો અમદાવાદમાં, દિપ્યુટિ માજીસ્ટ્રેટ. ૧.

સવૈયા એકત્રીસા.

દિપ્યુટિ માજીસ્ટ્રેટતણો અતિ, ઉત્તમ મેળવિને અધિકાર;
વસતાં અમદાવાદ વિષે, પ્રગટ્યોજ પ્રજાજનનો બહુ પ્યાર;
અલ્પ સમયમાં અધિક કર્યો, પરિપૂર્ણ પ્રતાપિક કીર્તિ પ્રકાશ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૨.
બાળક વૃદ્ધ ગરીબ તવંગર, તેં નિરખ્યા સૌને સમતુલ્ય;
સાચવિયાં મન સર્વતણાં બહુ, એ ગુણ તો તુજ માંહિ અમુલ્ય;
કોઈતણા મનમાં કશિ રીતથિ, તેં કદિ ઉપજાવ્યો નહિ ત્રાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૩.
સત્યપણું તુજમાં પરિપૂરણ, જેમ સમુદ્ર વિષે જળ પૂર;
સ્નેહ ધરી સુધરાઈ વિષે, અહોનીશ ઉમંગ ધર્યો અતિ ઉર;
યોગ્યરિતે ઉપયોગ કર્યો, કરિ ઈંગ્લિશ વિદ્યાનો અભ્યાસ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૪.

---

[1] તે નશીરાબાદમાં છે.

જે શુભ કાજતણો જ્યાં આદર, આપતણું ત્યાં હોયજ નામ;
ફાર્બસ ફંડસભા સુધરાઈની, એવાં કંઈક લિધાં શિર કામ;
શાંત સ્વભાવથકી સમજાવવું, મુખમાં ખૂબ ભરેલ મિઠાશ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૫.
સાચો તું પરનારિ સહોદર, ગંભિરતા ગુણમાં ગરકાવ;
શુદ્ધ વિચાર સ્વધર્મવિષે, કદિ ધર્મ વિરૂદ્ધ બન્યો ન બનાવ;
સાફ અદલ ઈનસાફ વિષે, કશિયે કદિ દીઠી નહિજ કચાશ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૬.
ભામનિ કૈક ભુખે મરતી, પતિયે કરિ ક્રોધ કરી પરિત્યાગ;
આપતણો અધિકાર થતાં, તે ભામનિનાં ઉઘડ્યાં બહુ ભાગ્ય;
આશિષ એવિ અનેક વદે, જે નારિ બિચારિ રહી ન નિરાશ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસ લીધો જગજીવનદાસ.૭.
જો નિરજીવન અબળાને, જગમાંહિ દિધું તેં જીવનદાન;
નામ ભલેજ થયું જગજીવન, નામ થયું તેને છે માન;
જીવક આશ નિરાશ ન જાય, પવિત્રવ્રતા પહોચી તુજ પાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસ લીધો જગજીવનદાસ. ૮.
રાજનગરની રૈયતને કદિ, નિમિશ નહીં વિસરે તુજ નામ;
ખુશાલદાસતણા ખુદ પુત્ર, નિરાશ્રિત લોકતણા વિશ્રામ;
ક્ષત્રી વંશ વિષે ક્ષિતિમાં, તુજથીજ થયો અધિકોજ ઉજાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસ લીધો જગજીવનદાસ.૯.
જો ગુણ વરણન વરણવિને કહું, તો બનશે વધતો વિસ્તાર;
ગુણ વરણનનો ગ્રંથ બને, સંક્ષેપ કરી ઉચર્યો અહિં સાર;
આ સુણતાં સઉના ઉરમાંહિ, ભલેજ થશે ગુણનો આભાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિ જસલીધો જગજીવનદાસ. ૧૦.
જ્યાં વિચરો ત્યાં એજ રિતે,જસ મેળવજો મળજો સનમાન;
વળિ વસજો સકુટુંબ સુખી, વધજો વિસતાર તથા ધનધાન;
આશિષ એ દલપત્તતણી, મનમાં ધરજો સ્મરજો દર માસ;
ગુણવંતી ગુજરાત વિષે,અતિ જસ લીધો જગજીવનદાસ. ૧૧.

દોહરા.

જસ લીધો બહુ જગતમાં, સર્વ કહે સાબાશ;
ઉત્તમ ધન તો એજ છે, જન જગજીવનદાસ. ૧૨.
જ્યાં વિચરો ત્યાં જગતમાં, જસ આપે જગદીશ;
સર્વ સભાસદ સ્નેહથી, આપે એ આશીષ. ૧૩.

---

## ડાકટર વાયલી સાહેબ વિષે.

"તા○ ૯ મી ડિસેંબર સને ૧૮૬૭ ને રોજ તેમને માન આપવા સારૂં હિમાભાઈ ઈન્સ્ટીટયુટમાં સભા મળેલી તેમાં કહેલી કવિતા. સભાની ફરમાસથી.

દોહરો.

સંભારી સદગુણ સદા, અહોનિશ કરશે યાદ;
એવું આપે આદર્યું, આવી અમદાવાદ. ૧.

હરિગીત છંદ.

તેં આવિ અમદાવાદમાં, બહુ મોટિ કિરતી મેળવી;
સુધરાઈ ખાતાં તેં સુધાર્યાં, ભાવથી દિલ ભેળવી;
તુજ હાથ અડતાં હઠે વ્યાધી, કોઈ રહે નહિ કાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૨.
સઉ સાથ કીધો સ્નેહ તેં, સાબાશિ લીધી સો ગણી;
ગણતાં ન આવે અંત કદિ, ગુણ સર્વ કહિયે જો ગણી;
કઈ માણસોનિ મટાડિ, મોટી પિડા મન માંયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૩.
જો લક્ષ્મિ ખરચે લાખ તોપણ, રોગ રેશ ટળે નહીં;
જે રોગનો ઉપાય એકે મુલકમાંહિ મળે નહીં;
તેં રોગ તેવા ટાળિયા બહુ, પણ ન માગી પાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૪.
તેં પેટમાંથી પથરિયો કાઢી, ઘણી હિકમત કરી;
કઈ પ્રાણ રાખ્યા પ્રાણિના, ખુદ આદરી મહેનત ખરી;
ઉપકારિ સારી એવિ તારી, ખરિ દવા દેખાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૫.
તુજથી જુદા પડતાં ઘણા જન, અધિક એમ ઉદાસ છે;
વળિ ફરિ તરત હરિ મેળવે, એવી સરવને આશ છે;
ધનવંતરીસમ ધન્ય તુજ, સર્વત્ર છાપ છપાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૬.

દોહરો.

સઉ જન માગે સ્નેહથી, પરમેશ્વરની પાસ;
જ્યાં વિચરો ત્યાં જગપતી, પુરે આપની આશ. ૭.

પ્રમાણિકા છંદ.

નહોત વૈદ વાયલી, કદી મટ્ટ ન કાયલી;
પિડા રૂપૈયે પાયલી, મટે ન આંખ માંયલી. ૮

---

## ઈડરના મહારાજા જવાનસિંહજી વિષે.

"તારીખ ૧૬ મી જાનેવારી સન ૧૮૬૮ ને રોજ તેમને સરકારે સ્ટાર આફ ઈંડિયાનો ઈલકાબ આપે

તે વખતે ઇડરમાં મોટી સભા ભરાઈ હતી. અને મને અમદાવાદથી તેડાવ્યો હતો; તેમાં કહેલી કવિતા.

દોહરો.

અંતરથી આશિષ કહું, ધર ઈડર સરદાર;
કોટિ ગણી તુજ પરકરે, કરૂણા જગકરતાર. ૧.

મોતીદામ છંદ.

કરે કરૂણા જગનો કરતાર,
ભરે ભરપૂર અખૂટ ભંડાર;
સમૃદ્ધિ વધે સુરનાથ સમાન,
જિવો જગમાં નૃપ સિંહજુવાન. ૨.
દશે દિશમાં કિરતી દરશાય,
ગણી ગણિને ગુણ ગ્રંથ રચાય;
દયા ધરિને નિત્ય દો બહુ દાન;
જિવો જગમાં નૃપ સિંહજુવાન. ૩.
વસે મુખ માંહિ સરસ્વતિ વાસ,
અધીક વધે તુજ રાજ્ય ઉજાસ;
રહે ધરણીધરનું દિલ ધ્યાન,
જિવો જગમાં નૃપ સિંહજુવાન. ૪.
વધે વસુધા તુજ વંશ વિશેષ,
વધે દિન દીન વળિ તુજ દેશ;
ન ચિંત ચઢે નવખંડ નિશાન,
જિવો જગમાં નૃપ સિંહજુવાન. ૫.
પ્રજાજનનો તુજ ઉપર પ્રેમ,
વધે જળ જંતુતણો જળ જેમ;
મળે મણિ માણક પૂર મકાન,
જિવો જગમાં નૃપ સિંહ જુવાન. ૬.
અતી બળવંત અને તુજ અંગ,
અહોનિશ એમ વધેજ ઉમંગ;
પિયો વળિ કૃષ્ણ કથા રસ પાન,
જિવો જગમાં નૃપ સિંહ જુવાન. ૭.
મળે ગુણવંત ઘણા ગજરાજ,
મળે સરવે સુખનો બહુ સાજ;
ગુણી જન લોક કરે ગુણગાન,
જિવો જગમાં નૃપ સિંહ જુવાન. ૮.
નવે નિધિ દે તુજને દિનનાથ,
હજાર ગણો જશ હો તુજ હાથ;
છએ રસની તુજ મંદિર છત્ત,
પ્રતીદિન આશિષ દે દલપત્ત. ૯.

છપ્પો.

આદી નંબર આજ, રાજ સહિ કાંઠા અંદર;
આદી નંબર આજ, ગુજરધરમાં કુળ સુંદર;
આદી નંબર આજ, રાજવિદ્યા અભ્યાસી;
આદી નંબર આજ, બુદ્ધિબળ પરમ પ્રકાશી;
વળિ અંગ્રેજી ઈનસાફમાં, આદી નંબર આજ છે;
નંબર આદી સુધરેલ નૃપ, જવાન સિંહ મહારાજ છે. ૧૦.

---

એ શીવાય નીતિની કવિતા પણ મેં ઘણી સંભળાવી હતી તેથી મહારાજા સાહેબે ખુશી થઈને દર સાલ સો રૂપૈઆના વર્ષાસનનો લેખ ચાલતો કરી આપ્યો.

---

## મીસ મેરી કારપેંટર વિષે.

"તા૦ ૩૧ મી ડીસેંબર સને ૧૮૬૯ ને રોજ હીમાભાઈ ઇન્સ્ટીટયુટમાં સભા ભરાઈ હતી, અને તેણે ભાષણ કર્યું હતું, તે વખતે કહેલી કવિતા." સભાની ફરમાશથી.

દોહરો.

ઈશ્વરની આજ્ઞાથકી, આવી દેવી એક;
હિત ચહિ હિંદુસ્તાનનું, કરે ઉપાય અનેક. ૧.

હરિગીત છંદ.

ઉતરી દિસે આકાશથી, કોઈ દેવિ જેવી દીસતી;
અબળા સરવ આ દેશનીનુ, અધિક હિત ઉર ઇચ્છતી;
અદભુત ગત્યે ઉડી વળી જેમ, પાંખવાળી પંખણી;
કળ રવથિ કરતી કાન જાગૃત, હરખતી જેમ હંસણી. ૨.
મુંબઈ અને મદ્રાસમાં, બંગાળમાં પણ બહુ ફરી;
ભલ ભલાં ભાષણ ભાખિને, અદભુત પ્રકાર અસર કરી;
ગુજરાતમાં ચોફેર ફરતી, આવિ અમદાવાદમાં;
જન મન ઘણાં રંજન કર્યાં, શુભ સરસ્વતીના સ્વાદમાં ૩.
અતિ અજબ જેવી વાત મુખથી, બહુ પ્રકારે બોલતી;
ભલપણતણો ભંડાર ભલિ વિધ, ખૂબ જીભે ખોલતી;
રમણીક રોપા રોપિયા, શુભ સુખકરણ સુધરાઈના;
આ જગતમાં એથી અચળ જસ, બહુ વધ્યા તે બાઈના. ૪.
કોઈ મરદ શી મરદામિ કરશે, અચિત આળસ ખોઈને;
નર હૃદય હબકી જાય, જેની જરૂર હિંમત જોઈને;
ઈતિહાસ હિંદુસ્તાનનો, આ સમયનો આળેખતાં;
શુભ કૃત્ય કાર્પેંટરતણું, તે નજર પડશે પેખતાં. ૫.

નહિ સ્વાર્થ પણ પરમાર્થ માટે, ઘૂમતી રહેછે ઘણી;
મરદો તમે મહેનત જુઓ, મિસ મેરિ ક્યારપેંટરતણી;
બળ જોઈ અબળા જાતિનું, ઉરમાં પુરૂષપણું આણવું;
અભિમાન આણિ સ્વદેશનું, જે કૃત્ય છે તે જાણવું. ૬.
નીપજે શિક્ષક નારિયો, એવા ઉપાયો આદરો;
વનિતા વિષે આ વારમાં, વિદ્યાતણી વૃદ્ધિ કરો;
કરશો સરસ જો ક્યારડા, તો પાક ઉમદા દેખશો;
તેમજ નિવડશે નારિયો, તો પ્રજા ઉમદી પેખશો. ૭.
સહવાસ સાહેબ લોકનો, જે પુરૂષ પોતે પામિયા;
ચિત પામિયા સુવિચાર ને વળિ, વ્હેમ તેના વામિયા;
તે રીત લાયક લેડિનો, સહવાસ સુંદરિને થશે;
ત્યારેજ નારિ તમામના, જડ મૂળથી વહેમો જશે. ૮.
એ દેવરે આ દેશમાં કોઈ, "જાર્જ પિબડિ[1] જાગશે;
જે દેશિયોની દરિદ્રતાના, દુઃખનો ભય ભાગશે;
કાંતો કૃપા કરિ સર્વને તું, આપ હિમત્ત ઉરમાં;
દર કાંકરે કરિપાળ બાંધે, પ્રજાના હિત પુરમાં. ૯.

દોહરા.

પ્રભુ પૂરૂં કરજે બધું, ક્યારપેંટરનું કામ;
આશા રાખે એટલી, દિલમાં દલપતરામ. ૧૦.
બહુ જોગી ને જોગણો, ફરે થઈ ફક્કડ;
જોગણ ક્યારપેંટર જુઓ, પર ઉપકારિ અખંડ. ૧૧.

મીસ મેરી. ક્યારપેન્ટર સાહેબે ઉપલી કવિતાનો ઉત્તર મુંબઈ જઈને લખી મોકલ્યો તે નીચે પ્રમાણે.—

*Bombay, January 13, 1870.*

Miss Carpenter begs to present her best thanks to Mr. Dulpatram for his beautiful poem, of which she has now received a translation. Miss C. is much gratified that her labours are so kindly appriciated, and is sure that her friends in England will be so also.—She will rejoice if her example stimulates others to labour for the advancement of Hindu women, and especially native gentlemen to place their own ladies in their proper position.

---

### દફતરદાર દાજીભાઈ સુંદરલાલ વિષે.

"તા૰ ૨ જી માર્ચ સન ૧૮૭૦ ને રોજ તેમને માનપત્ર આપ્યું, તે વખતે સભામાં ભાષણ કરીને કહેલો સવૈયો નીચે પ્રમાણે, કલેક્ટર સાહેબની ફરમાશથી."

ઈંદ્રવિજય છંદ.

કોણ પ્રધાન કરી શકશે કદિ, રાય અને વળિ રૈયત રાજી;
તે ગુણ તો તુજમાં સવિવેક, હરેક મનુષ્ય કહે મુખ હાજી;
કોઈથિ સર્વ કહ્યા નવ જાય, રહ્યા ગુજરાત વિષે ગુણ ગાજી;
રાવબહાદુર રંગ તને બહુ, સુંદરલાલતણા સુત દાજી. ૧.

---

### શી૰ કરસનદાસ મુળજી વિષે.[2]

"તા૰ ૨૮ મી અગસ્ટ ઈ૰ સ૰ ૧૮૭૧ ને રોજ ગુજરી ગયા તે બાબદ બુદ્ધિ પ્રકાશમાં છાપેલી કવિતા."

દોહરા.

રે શાણા સરદાર તું, ગયો પ્રભુની પાસ;
પણ નિશ્ચળ અહિં નામના, કીધી કરસનદાસ. ૧.
પદવી ઉત્તમ પામિયો, કરિ ઉત્તમ અભ્યાસ;
સુધરેલો સૌથી સરસ, કહિયે કરસનદાસ. ૨.
મોટો અનુભવ મેળવ્યો, કરિ પરદેશ પ્રવાસ;
વડિ વિખ્યાતી વિશ્વમાં, કીધી કરસનદાસ. ૩.
સુખ દુખ સાંપડવાતણો, તેં નહિ રાખ્યો ત્રાસ;
સ્વદેશનો શુભ વાંચ્છના, કીધી કરસનદાસ. ૪.
ખાધું રીત ખરાબથી, ઘણા જનોએ ઘાસ;
અંતે જગમાં જીત તેં, કીધી કરસનદાસ. ૫.
થોડા દિન થિરતા કરી, વસ્યો વિશ્વમાં વાસ;
કામ ભલાં આ ઠામ તેં, કીધાં કરસનદાસ. ૬.
વશી કાઠિયાવાડમાં, કીર્તિ કરી પ્રકાશ;
કુળ અજવાળણ કર્મ તેં, કીધું કરસનદાસ. ૭.
બડો બહાદુર બહુ ભલો, સૌમાં કર્યો સમાસ;
લાખેણો જસ લૈ ગયો, કપોળ કરસનદાસ. ૮.
કોઈ તારા કામમાં, કશિયે નહીં કચાશ;
વખાણ તારાં વિશ્વ સૌ, કરશે કરસનદાસ. ૯.
કીર્તિ વધીને કૈકની, વળતી થાય વિનાશ;
પાયા તેં પાતાળમાં, કીધા કરસનદાસ. ૧૦.
કપોળ કુળના કોહિનુર, તુજ જસતણો ઉજાસ;
ગણી અમુલ્ય ગવરનરે, દાખ્યો કરસનદાસ. ૧૧.
વીસરે તારા વચનની, મહા અમુલ્ય મિઠાશ;
રહિ ગઈ દલપતરામના, દિલમાં કરસનદાસ. ૧૨.

---

[1] એ નામનો એક સાહેબ વિલાયતમાં થઈ ગયો કે જેણે લાખો રૂપીઆ પરમાર્થમાં આપ્યાછે.

[2] આનું જન્મ ચરિત્ર રાવ૰ મહિપતરામ રૂપરામે રચ્યુંછે.

## રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ વિષે.

"તા૰ ૨૬ મી એપ્રિલ સને ૧૮૭૨ રોજ તેમને રાવબહાદુરનો ઇલકાબ આપવા સારૂ કલેક્ટર સાહેબને બંગલે સભા ભરાઈ હતી. તે વખતે કલેક્ટર સાહેબની ફરમાશથી કહેલી કવિતા.

દોહરો.

ખાનદાન-કુળના ખરા, દીપક બેચર દાસ;
કુળ કણબી શુભ કેડવા, અમદાવાદ નિવાસ. ૧.

ઝુલણા છંદ.

આદ્ય ઉંઝાથકી અહમદાવાદમાં,
આવિયા આપના બાપ દાદા;
સાતસેં વર્ષની વિગત સરવે મળી,
રાખતા માનથી રાય જાદા;
પટલ પાંચાતણા પ્રૌઢ પરિવારમાં,
જગતમાં કેક કુળ દીપ જાગ્યા;
વતનદારી કરી કઈક વેપારિ,
પણ કેક ખેતી વિષે ખૂબ લાગ્યા. ૨.
છાવણીમાં તથા શહેર દોકાન બહુ,
દેશમાં કીધિ અંબાઈ દાસે;
લશ્કરી નામની છાપ લોકે કહી,
ભૂમિમાં નામ બહુ દામ ભાસે;
તેતણા પુત્ર તો દાસ બેચર થયા,
વિશ્વના વાસિ લોકો વખાણે;
વિત્ત બહૂ વાવરી કામ મોટાં કર્યાં,
જરૂર આ જગતમાં લોક જાણે. ૩.
ધર્મશાળા ભલી અધિક ધન વાવરી,
પૂર્વ દીશાએ પુર બહાર કીધી;
રોગશાંતીકશાળા રૂપાળી રચી,
લોકમાં કીર્ત્તિ ઘણિ તેથિ લીધી;
નારિ શિક્ષકનિ નીશાળને કારણે,
સોગણા સોગણી દામ દીધા;
એટલા દામ કાલેજને કારણે,
કોડથી આજ બખશીશ કીધા. ૪.
સ્થાપિ શાળા સુગીર્વાણ વાણીતણી,
તેતણી વાત પણ છેજ તાજી;
અંનદાતા થઈ અંન આપ્યાં ઘણાં,
રાંકને તો કર્યાં ખૂબ રાજી;
કરજદારો ઘણી ગરજથી કરગર્યા,
અરજ સુણિ કેકનાં કરજ કાપ્યાં;
પોળ વાશી નવી ઓળ ઘરની રચી,
ભાડુ લૈ અલ્પ ઘરબાર આપ્યાં. ૫.
કેડવા કણબિની નાત સરવે મળી,
નેહથી નાત શેઠાઈ દીધી;
વાવર્યું વિત્ત પેદા કરી આપથી,
બાપથી આબરૂ બહુજ કીધી;
દાન દેવાતણા ઉતરિ મેદાનમાં,
જય કરી જગતમાં સુજસ થાપ્યો;
જાણિ તે વાત મહારાણિ વિક્ટોરિયા,
રાવબહાદૂર ઇલિકાબ આપ્યો. ૬.
અધિક પેદા કરી અધિક ધન વાવરો,
આથકી અધિક[1] વળિ માન પામો;
કોટિધા જગતકર્ત્તાર કરૂણા કરે,
પુત્ર પરિવાર વિસ્તાર જામો;
હામ હૈયે ધરી કામ આવાં કરો,
નામ પ્રખ્યાત રહો ઠામ ઠામે;
બહાદુર બેચરદાસ જીવો ઘણું,
દીધિ આશીષ દલપત્તરામે. ૭.

સોરઠો.

બહાદુર બેચરદાસ, પામી સૌનો પ્રેમ રસ;
વશિ કડવા કુળ વાસ, મીઠો થયો મનુષ્યને. ૮.

---

## લીંબડીના મહારાણા જસવંત સંગજી વિષે.

"રાજકુમાર કાલેજમાં વિદ્યાભ્યાસ કરી પહેલો નંબર ધરાવીને સંવત ૧૯૩૦ ના વૈશાખ વદી ૧૧ ભોમવારને લગને કચ્છના જાડેજા કુળની બે કન્યાઓ સાથે લગ્ન કર્યું. ત્યારે મને કંકોતરી તથા બીજો કાગળ લખીને ઘણા આગ્રહથી લીમડી તેડાવ્યો હતો. ત્યારે હિંદુસ્તાની ભાષામાં આ નીચે લખેલી કવિતા મેં કહી હતી."

कवित.

जनक पुरिमें तोरी धनक धनकधारी,
कनकसी कन्या सीता सितापति पायो है;
द्रुपदके देश, देश देशके नरेश मिले,
वामे गुडाकेश मच्छ वेधी वामा ल्यायो है;

---

[1] પછી સી. એસ. આઈ. નો ઇલિકાબ મળ્યો છે.

जादवके देश[1] मकवान जसवंत सिंह,
कलमके इलममें पूरन पंकायो है;
सब राजके कुमारने पहिलो पद पाइ,
जादवकी जुग्म कन्या चाहन चहायो है. १.

दोहा.

मत्त वेध धनुवध पुनि, सहजकाज यह सोइ;
कलम इलमके काममे, बस लगत इक दोइ. २.

પછી તેઓ વિલાયત જઈ આવ્યા વિષે.

મનહર છંદ.

પહેલો નંબર પાઠશાળા વિષે પામ્યા પછી,
પહેલે નંબરે તે વિલાયત પધારિયા;
રાજ અધિકાર પામી રાજ નીતિતણી રીતિ,
પૂરણ જણાવી જશ પૂરણ વધારિયા;
પ્રીતે પ્રજા પાળી વિદ્યાવાળી કરીને સંભાળી,
ખામી ઘણી ટાળી જતો સ્નેહથી સુધારિયા;
કહે દલપતરામ કરી સારાં સારાં કામ;
ધન્ય જશવંત ધરણીમાં જશ ધારિયા. ૩.

ક૦ નર્મદાશંકરના સરસ્વતી મંદિર વિષે.

સંવત ૧૯૩૦ ના કાર્તક શુદ ૧ ને દિવસે હું ખાનગી કામે સુરત ગયો હતો તે દિવસે કવિયે પોતાના મંદિર પાસે સભા ભરી હતી. તેમાં કવિતા બોલવાનું નિમંત્રણ માનપૂર્વક મને કર્યું હતું. ત્યાં મેં કેટલીએક નીતિ સંબંધી કવિતા સંભળાવીને આ નીચે લખેલી કવિતા કહી હતી. તેમાં એક અર્થમાં દેવની સભાનું વર્ણન છે. અને બીજા અર્થમાં સભામાં બીરાજેલા ગૃહસ્થોનાં નામ આવેછે.

દોહરા.

સ્મરૂ મંગળા ચરણમાં, પ્રભુ મંગળ કરનાર;
મંગળકારી દિવસ શુભ, વળિછે મંગળવાર. ૧.
શ્વેતશંકર સુતને[2] નમી, માગું તેની પાસ;
લાલશંકર સુતની સદા, ઈશ્વિર પુરે આશ. ૨.

[1] રાજકોટમાં.

[2] શંકર શરીરે ધોળાછે તેના પુત્ર ગણપતિ એમાં પરિકરાલંકાર છે.

પદ.

"નાથ કૈસે ગજકો બંધ છોડાયો."—એ રાગનું.

સરસ્વતિ મંદિર છે આજ સારૂં;
જોતાં મુદિત થયું મન મારૂં; સરસ્વતિ. ટેક.
જ્યાં જગજીવન[1] જગત વિદિત છે.
ચતુર અને નામ ચારૂ;
આજ સરસ્વતિ મંદિર સમિપથી,
એનું સ્વરૂપ નથી ન્યારૂં. સરસ્વતિ. ૧.
બ્રહ્મ સભા આ સભામાં ભળી છે,
બ્રહ્માતે પ્રત્યક્ષ લેખો;
જે શંકર પાંડુરંગ[2] બીરાજે છે,
દુર્ગા[3] સહિત વળી દેખો. સરસ્વતિ. ૨.
આ વર્ષ માંહિ આ સર્વના ઉરની,
ઉમેદ રામ[4] કરે પૂર્ણ;
ધીરજ[5] લાલ વદન પ્રમુદિત કરી,
ચિંતા કરે સૌની ચૂર્ણ. સરસ્વતિ. ૩.
મુકુંદરાય[6] વળી નામ છે જેનું,
તે થજો સૌને પ્રસંન;
કે[7] ખુશ રોજ રહે સઉ સજ્જન,
આજ દિવસ ધન્ય ધન્ય. સરસ્વતિ. ૪.
કવિ નરમદે[8] અતિ સ્નેહથી સ્થાપિત,
સૂરત શેહેર મોઝાર;
તે મંદિરની સમિપમાં આ અવસર,
શોભે છે સભા શ્રીકાર. સરસ્વતિ. ૫.
ઓગણીસેં અને ત્રીશમું આજે,
વિક્રમનું એઠું વર્ષ;
દલપતરામ કહે દુનીઆમાં,
ઉપજાવજો અતિ હર્ષ. સરસ્વતિ. ૬.

[1] વિષ્ણુ અથવા જગજીવનદાસ ખુશાળદાસ.

[2] શ્વેતરંગના શંકર અથવા શંકર પાંડુરંગ.

[3] દુર્ગારામ મેહેતાજી.

[4] ઉમેદરામ આણંદરામ.

[5] ધીર પુરૂષથી જનમેલા દેવ તે સૌનાં મુખ શાંત કરીને. અને બીજા અરથમાં ધીરજલાલ નામ.

[6] વિષ્ણુ અથવા મુકુંદરાય મણિરાય.

[7] કેખુશરો હોરમજજી.

[8] માણસ માત્રમાં કંઈ ખામીતો હોયછે તે સામું ન જોતાં ગુણનું ગ્રહણ કરવું એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હીમત બહાદુર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી છે એમાં સંશય નથી.

દોહરો.

સંવત ઓગણીસેં અને, આજ ત્રીશમું વર્ષ;
સૌને સુખકારી થજો, હૈડે વધજો હર્ષ. ૭.

છપ્પો. ૧૯૩૦ ના આંકડાનો અર્થ.

પૂર્વે ચિદ આકાશ, શુન્ય રૂપે સર્વ સ્થળ;
તેથી ઉપજ્યા ત્રિગુણ, ત્રિલોકી થૈ વળિ તે પળ;
ભરતાદિક નવખંડ, ભૂતળે ઉપજ્યા ભાળો;
તે સૌ એક સ્વરૂપ, સમજીને સંશય ટાળો;
એ સમજણ કેરી સૂચના, ઓગણિસેં ને ત્રીશમાં;
સમજુ જન મનમાં સમજજો, ભેદ ભલો ભૂલીશમાં. ૮.

---

## રાવ બહાદુર ભોળાનાથ સારાભાઈ વિષે.

"તા૦ ૨૭ મી માર્ચ સન ૧૮૭૫ ને રોજ તેમને રાવ બહાદુરનો ઇલકાબ આપવા સારૂ કલેકટર સાહેબને બંગલે સભા ભરાઈ હતી તે વખતે કલેકટર સાહેબની ફરમાશથી કહેલી કવિતા."

મનહર છંદ.

રાવ બહાદુરતણું પદ રૂડી રીતે લીધું.
કીધું કમજોર ગેબી વેરી વિકરાળનું;
શીપારશ શા હીસાબે પક્ષપાત પણ હાર્યો,
જરીએ ન ચાલ્યું જોર, લોભની જંજાળનું;
સુવિચાર રૂપી શસ્ત્ર સજીને સંગ્રામ સજયો;
સંભાળ્યું સદૈવ કામ આપની સંભાળનું;
સારાભાઈના સપૂત ભલા ભાઈ ભોળાનાથ,
પૂરા શૂરાપણે માન પામ્યા મહિપાળનું. ૧.

શીખરણી વૃત્ત.

ધનુર્વિદ્યાધારી, સરસ જન શૂરા બહુ થયા;
પડે ગેબી ગોળા, તરત પણ ત્યાં તે હરિ ગયા;
ભલા ભોળાનાથે, અધિક કરિ કીર્ત્તિ અવિચળી;
કૃપાચાર્યે ક્યારે, શિખવિ સ્વવેધી[1] શુભ કળા. ૨.

દોહરા.

નિર્મળ કોરટ ન્યાયની, પર્મ તીર્થ પ્રખ્યાત:
કર્મ મુક્ત રૂણ મુક્ત જ્યાં, જુઓ થાય જન જાત. ૩.

[1] શબ્દ વેધી.

તીર્થાધીશો કૈકતે, નિચાં કરાવે નેણ;
ભોળાનાથે સ્વજન મુખ, ઊંચાં[1] કર્યાં સુખ દેણ. ૪.

---

## અહિંના જડજ ટાગોર સત્યેંદ્રનાથ સાહેબ બાબત.

એ સાહેબ સને ૧૮૭૬ ના એપ્રિલમાં અહિંની અદાલતના જડજના હોદા ઉપર આવેલા તેમનું કુટુંબ હાલ વિલાયતમાં હોવાથી તેઓ બે વરસની રજા લઈને વિલાયત સિધાવ્યા. તેમની મુલાકાત કરવા સારૂ સને ૧૮૭૮ ના સપ્ટેમ્બરની તા૦ ૧૩ શુક્રવારના રાતના આઠ વાગતાં નગરશેઠ પ્રેમાભાઈને બંગલે સારાં સારાં માણસોની એક મીજલસ ભરી હતી. તે સભાની ફરમાશથી રચેલી કવિતા.

દોહરો.

રાજકાજ વિદ્યા વિનય, પ્રવાસ શૌર્ય સજોર;
એવા કુળને અવનિમાં, ઠીક કહે [2]ઠાકોર. ૧.

સવૈયા એકત્રિશા.

કુળ ઉત્તમ કલકત્તા મધ્યે, દ્વીજ જાતિમાં લઈ અવતાર;
નાટક એક નવીન રચ્યું, વિગતે જેણે વેણીસંહાર.
નારાયણ ભટ નામ અનૂપમ, ઉત્તમ કુળ વેલો અંકોર;
સત્ય કહું સત્યેંદ્રનાથ કુળ, ઠીક કહે જન સૌ ઠાકોર. ૨.
એથકી અઠ્ઠાવીશમી પેઢી, થયા [3]દ્વારિકાનાથ પ્રસિદ્ધ;
જેણે જઈ વિલાયતમાં, નિજ વેહેમ વિદારણ કારણ કીધ.
સ્વદેશના માણસના મનનું, ઘટાડવા અંધારૂં ઘોર; સત્ય. ૩.
પુત્ર દ્વારિકાનાથતણા, દેવેંદ્રનાથ દશદિશ વિખ્યાત;
આદી બ્રહ્મસમાજતણા, આચાર્ય પદે શોભ્યા સાક્ષાત.
રાજારામ મોહનરાયે જે, પંથ રચ્યો રાખ્યો ટાગોર, સત્ય. ૪.
પુત્ર થયા દેવેંદ્રનાથના, શાણા સદ્‌ગુણવાળા સાત;
તેમાંના સત્યેંદ્રનાથ નર, ભણ્યા વિલાયત જઈ ભલીભાત.
સીવિલ સર્વિસતણી પરીક્ષા, આપીને આવ્યા આ ઠોર: સત્ય. ૫.
ઈસવિ અઢારસેં ચોસઠમાં, હરખે આવ્યા હિંદુસ્થાન:
કલેક્ટરી ખાતામાં કીધી, નોકરી મોટું પામ્યા માન.
ભારતવર્ષતણા બહુ ભાગો, નીરખ્યા ચાહિ ચતુર શીરમોર. સ. ૬.
અઢારસેં છોતેરતણી, ઈસવિ શાલે વળી અમદાવાદ;
જજજતણા અધિકારે આવ્યા, સૌને સરસ ચખાડચો સ્વાદ.
સ્નેહાકર્ષણથી સૌનાં મન, તાણી લીધાં સ્નીધાં દોર. સત્ય. ૭.

[1] સ્વદેશીયો કેવી નીમક હલાલીથી સરકારી નોકરી કરે છે; તે દેખાડી આપીને દેશીયોનાં સુખ ઊંચાં કર્યાં.
[2] તેનો અપભ્રંશ ટાગોર.
[3] તેમની મોટી છબી કલકત્તાના ટૌનહાલમાં સરકારે મુકીછે.

માયાળુ મનનાને ન્યાયી, ગુણ જોતાં દીસે ગંભીર;
સ્વધર્મ ઉપર સ્નેહ ઘણો, અભિમાન રહીત ઉદાર અમીર.
એવા ઉત્તમ ગુણથી આપે, પામ્યા સૌ જનમાં જશ જોર; સ. ૮.
સંસ્કૃતનો અભ્યાસ સદા, કુળ પરંપરાનો રૂડી રીત;
રાખ્યો તે સત્યેંદ્રનાથ નર, પૂરણ મનમાં રાખી પ્રીત.
પ્રેમવળી પરમેશ્વર પદ પર, પવિત્ર મનથી આઠે પહોર; સત્ય. ૯.

વસંતતિલકા છંદ.

જો કેળવાય જન થાય સ્વદેશી કેવા,
દષ્ટાંત તેનું જન મધ્ય સદૈવ દેવા;
ન્યાયી અને નિરભિમાની જુઓ નિહાળી,
સત્યેંદ્રનાથ સરદાર સુભાગ્યશાળી. ૧૦.

દોહરા.

નહીં ન્યાયને હાથ પગ, જ્યાં ત્યાં ગબડી જાય;
અરે અદાલત એ થકી, દીવાની કેહેવાય. ૧૧.
હતી અદાલત અસલ જે, દિવાની નામ ગણાઈ;
તે [1]સત્યેંદ્ર સમાગમે, દુનીઆં કહે થઈ ડાહી. ૧૨.
વિચરો છોજિ વિલાયતે, કુટુંબ મળવા કાજ;
સહિત કુટુંબ સદા સુખી, રાખે શ્રી મહારાજ. ૧૩.
વળિ વેહેલા આવી અહિં, કરજો રૂડાં કામ;
આશિષ આપે એટલી, દિલથી દલપતરામ. ૧૪.

ભાવનગરની ગરબી.

"પાટણનાં પહોળાં પાટીઆં, ગાગર ઘુમેરે," એ રાગ.

ગુણવંતી ગોહિલવાડ છે, ભાવ ભેર ભાળો રે;
જ્યાં ઝાઝાં રસકસ ઝાડ છે; ભાવ ભેર ભાળો રે. ૧.
નદિયોનાં નિર્મળ નીર છે, ભાવ ભેર ભાળોરે;
સરોવર સારાં ગંભીર છે; ભાવ ભેર ભાળોરે. ૨.
ઉત્તમ તીર્થો અગણીત છે, ભાવ ભેર ભાળોરે;
ગિરિ શત્રુંજય શોભીત છે; ભાવ ભેર ભાળોરે. ૩.
ગુણિયલ રૂડાં બહુ ગામ છે, ભાવ ભેર ભાળોરે;
રૂડિ રચના ઠામો ઠામ છે, ભાવ ભેર ભાળોરે. ૪.
પણ ભાવનગર સૌથી ભલું, ભાવ ભેર ભાળોરે;
એના જેવું એ એકલું, ભાવ ભેર ભાળોરે. ૫.
જ્યાં ગાદી ગોહિલ વંશની, ભાવ ભેર ભાળોરે;
પુરિ ઈંદ્રપુરીના અંશની, ભાવ ભેર ભાળોરે. ૬.
જ્યાં પરમેશ્વરની મહેર છે, ભાવ ભેર ભાળોરે;
લક્ષ્મીની લીલા લેહેર છે, ભાવ ભેર ભાળોરે. ૭.
તખતે ત્યાં તો તખ્ત[1]તેશ છે, ભાવ ભેર ભાળોરે;
જે વિદ્યાવંત વિશેષ છે, ભાવ ભેર ભાળોરે. ૮.
ચૌટાં ને રૂડા ચોકછે, ભાવ ભેર ભાળોરે;
જ્યાં લખેશરી બહુ લોક છે, ભાવ ભેર ભાળોરે. ૯.
દીપતાં બહુ દેવસ્થાન છે, ભાવ ભેર ભાળોરે;
વળી વિપ્ર ઘણા વિદ્વાન છે, ભાવ ભેર ભાળોરે. ૧૦.
બહુ બંગલા ને વળિ બાગ છે, ભાવ ભેર ભાળોરે;
એની રચના રૂડી અથાગ છે, ભાવ ભેર ભાળોરે. ૧૧.
વળિ બંદર છે બહુ શોભતું, ભાવ ભેર ભાળોરે;
જન મન જોવાને લોભતું, ભાવ ભેર ભાળોરે. ૧૨.
રતનાગરની રિધ સિધ છે, ભાવ ભેર ભાળોરે;
વેપાર ઘણા વિધવીધ છે, ભાવ ભેર ભાળોરે. ૧૩.
ત્યાં સુખીઆ લોક સદાય છે, ભાવ ભેર ભાળોરે;
નિત્ય આનંદ ઓછવ થાય છે, ભાવ ભેર ભાળોરે. ૧૪.
બહુ દિવસ દિસે છે ઉજળા, ભાવ ભેર ભાળોરે;
કરે પરમેશ્વર ચડતી કળા, ભાવ ભેર ભાળોરે. ૧૫.
તખતેશને વસ્તિ તમામની, ભાવ ભેર ભાળોરે;
રૂડી આશિષ દલપતરામની, ભાવ ભેર ભાળોરે. ૧૬.

[1] બીજો અર્થ એવોછે કે સત્યવાન ઈંદ્ર એટલે રાજા અંગ્રેજ સરકારના સમાગમથી અદાલત ડાહી થઈછે.

[1] તા૦ ૫ મી એપ્રિલ સન ૧૮૭૮ ને રોજ તેમને સ્વતંત્ર ન્યાયાધિકાર મળ્યો.

38191



# દલપત કાવ્યના પ્રથમ ઘરાક થએલા સાહેબોનાં નામ.

## અમદાવાદ જીલ્લામાં. ૧૮૮.

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| ગુજરાત વર્નાક્યુલર સોસૈટી | ૧૦૦ |
| રા૦ બા૦ ગોપાળરાવ હરિદેશમુખ. | ૫ |
| દાક્તર વાઇલી સાહેબ | ૩ |
| નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ | ૨ |
| રા૦ બા૦ ભોળાનાથ સારાભાઈ | ૨ |
| શેઠ ઉમાભાઈ હઠીસંઘ. | ૨ |
| શેઠ સારાભાઈ મગનભાઈ | ૨ |
| રા૦ રણછોડલાલ છોટાલાલ | ૨ |
| શેઠ નવરોજજી પેસ્તનજી | ૨ |
| રા૦ બા૦ મુકુંદરાય મણિરાય | ૨ |
| રા૦ સા૦ મહીપતરામ રૂપરામ | ૧ |
| રા૦ માધવરાવ વિશ્વનાથ પોષ્ટ માસ્તર | ૧ |
| શેઠ કાવસજી મંચરજી | ૧ |
| હીમાભાઈ ઈન્સ્ટિટ્યુટ | ૧ |
| રા૦ ચુનીલાલ દલપતરામ કવીશ્વર. | ૧ |
| શેઠ જેસંઘભાઈ હઠીસંઘ | ૧ |
| રા૦ મોતીલાલ રવીચંદ | ૧ |
| રા૦ સુરજરામ સારાભાઈ | ૧ |
| રા૦ બા૦ ખુશાલરાય સારાભાઈ | ૧ |
| રા૦ રણછોડલાલ હીરાચંદ | ૧ |
| રા૦ બા૦ ગીરધરલાલ ઉલટરામ. | ૧ |
| રા૦ વિષ્ણુપંથ નરસુપંથ | ૧ |
| રા૦ બા૦ ઉમેદરામ આણંદરામ. | ૧ |
| નેo નાo સo બાo શેઠાણી હરકુંવરબાઈની કન્યાશાળા | ૧ |
| રા૦ હિમ્મતભાઈ છોટાલાલ | ૧ |
| રા૦ માધવલાલ હરીલાલ દેશાઈ. | ૧ |
| રા૦ બલાખી ગંગાદાસ | ૧ |
| રા૦ હરિલાલ નારણજી | ૧ |
| રા૦ બળવંતરામ માધવરામ. | ૧ |
| વકીલ નરભેરામ રૂઘનાથદાસ | ૧ |
| વકીલ દેશાઈભાઈ કાલીદાસ | ૧ |
| રા૦ બા૦ બાપુભાઈ દયાશંકર | ૧ |
| રા૦ ગોપાળભાઈ લક્ષ્મીશંકર | ૧ |
| રા૦ બા૦ હરીલાલ અંબાશંકર | ૧ |
| વકીલ વરજરાય સાકરલાલ. | ૧ |
| રા૦ પીતામ્બર શોભાગચંદ | ૧ |
| રા૦ મગનભાઈ કસ્તુરચંદ | ૧ |
| રા૦ હરગોવિંદ હરનારાયણ | ૧ |
| રા૦ ધીરજરામ વિશ્વનાથ | ૧ |
| રા૦ બલાખી મોહનલાલ. | ૧ |
| રા૦ મગનલાલ ભાઈશંકર | ૧ |
| ..... સોરાબજી ડોસાભાઈ. | ૧ |
| પરીખ ભગુભાઈ પ્રેમચંદ | ૧ |
| પરીખ છગનલાલ ભાઈચંદ | ૧ |
| રા૦ કેશવલાલ હીરાલાલ | ૧ |
| રા૦ રેવાશંકર અંબારામ | ૧ |
| રા૦ કૃષ્ણલાલ ઓચ્છવરામ | ૧ |
| રા૦ ખુશાલ ગોકળ | ૧ |
| વકીલ છોટાલાલ મથુરાદાસ બક્ષી. | ૧ |
| રા૦ બા૦ બેચરદાસ અંબઈદાસ | ૧ |
| રા૦ હરિશ્ચંદ્ર ગોપાળ | ૧ |
| વકીલ મણિલાલ ગોવિંદરાય | ૧ |
| મેહેતા લક્ષ્મીલાલ માણેકલાલ | ૧ |
| રા૦ રણછોડલાલ ભગવાનદાસ | ૧ |
| રા૦ રતીલાલ બાપાલાલ | ૧ |
| રા૦ સા૦ લાલશંકર ઉમયાશંકર. | ૧ |
| રા૦ પ્રેમચંદ જેચંદ | ૧ |
| રા૦ અંબાલાલ સાકરલાલ | ૧ |
| શેઠ દલપતભાઈ ભગુભાઈ | ૧ |
| ટાગોર સત્યેંદ્રનાથ જડજ સાહેબ. | ૧ |
| વ્યાસ મયાશંકર બાધાભાઈ (કાંપ) | ૧ |
| રા૦ સા૦ હર્ષદરાય મેહેતાબરાય. | ૨ |
| રા૦ ગણેશ શ્રીકૃષ્ણ ખાપરડે | ૧ |
| રા૦ ગોવિંદલાલ બાપાલાલ મજમુદાર | ૧ |
| રા૦ પ્રાણશંકર નરોતમભટ | ૧ |
| રા૦ બાલાભાઈ મંછારામ ઝવેરી. | ૧ |
| રા૦ મણિલાલ નભુભાઈ દ્વિવેદી. | ૧ |
| રા૦ શ્યામળદાસ ભગવાનદાસ મેહેતા. | ૧ |
| રા૦ શ્યામળદાસ છગનલાલ મેહેતા. | ૧ |
| રા૦ વ્રજરાય સુંદરલાલ મુનશી | ૧ |
| રા૦ ભુપતરાય દયાળજી બુચ | ૧ |
| રા૦ પ્રાણલાલ કહાનદાસ જોશીપરા. | ૧ |
| પરીખ કેશવલાલ મોતીલાલ વકીલ | ૧ |

### પાટડી.

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| ઠાકોરશ્રી સ્વસ્થાન પાટડી | ૧ |

### ઉતેળીઆ.

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| ઉતેળીઆના ઠાકોરશ્રી દાજીરાજજી. | ૧ |
| | ૧૮૮ |

## મુંબઈમાં. ૮૫.

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| જોશી જ્યેષ્ઠારામ મુકુંદજી. | ૧૦ |
| બુકસેલર દામોદર ઇશ્વર. | ૫ |
| શેઠ કેશવજી નાયક. | ૫ |
| શેઠ શોરાબજી શાપુરજી બંગાલી. | ૫ |
| શેઠ અરદેશર ફરામજી મુસ | ૩ |
| શેઠ મુરારજી ગોકળદાસ. | ૩ |
| ઠાકર મુળજી આણંદજી ચગર | ૩ |
| શેઠ ફરામજી નસરવાનજી | ૩ |
| રા. મનસુખરામ સુર્યરામ. | ૨ |
| રા. ભાઈશંકર નાનાભાઈ. | ૨ |
| સર જમશેદજી જીજીભાઈ. | ૩ |
| શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ. | ૨ |
| આનરેબલ નાનાભાઈ હરીદાસ. | ૨ |
| મોદી ત્રીભોવન રતનજી. | ૨ |
| રા. મોરલીધર કરશન. | ૧ |
| રા. સા. મયારામ શંભુનાથ. | ૧ |
| રા. રણછોડભાઈ ઉદયરામ | ૧ |
| રા. ઝવેરીલાલ ઉમયાશંકર | ૧ |
| શેઠ ખુરશેદજી નોશરવાનજી. | ૨ |
| શેઠ માણેકજી ખુરશેદજી કામાજી. | ૧ |
| શેઠ બમનજી ખુરશેદજી કામાજી. | ૧ |
| શેઠ અરદેશર ખુરશેદજી કામાજી. | ૧ |
| શેઠ જમશેદજી ખુરશેદજી કામાજી. | ૧ |
| બાઈ ધનબાઈજી તે ધનજીભાઈ નસરવાનજી કામાની વિધવા. | ૧ |
| બાઈ કુંવરબાઈ તે ધનજીભાઈ નસરવાનજી કામાની દિકરી | ૧ |
| રા. મણિશંકર મહાનંદ. | ૧ |
| રા. માવજી મદનજી. | ૩ |
| જોશી લીલાધર મનજી. | ૨ |
| રા. વિનાયક વાસુદેવ | ૨ |
| રા. સવિતા નારાયણ ગણપતિ નારાયણ. | ૧ |
| શેઠ દ્વારકાંદાસ વસનજી | ૨ |
| ખોજા રાજીકભાઈ શાલે મહમદ. | ૨ |
| રા. મનસુખરામ કુબેરજી. | ૧ |
| શેઠ મોતીલાલ જગમોહનદાસ | ૧ |
| પુરોહીત રૂઘનાથજી માગજી. | ૧ |
| શેઠ મેહેરામજી મેહેરવાનજી મલબારી. | ૨ |
| શેઠ માધવદાસ રૂઘનાથદાસ | ૧ |
| શેઠ હોરમસજી બરજોરજી કાવશજી માંજીદલાલ. | ૧ |
| રા. કરશનદાસ માધવદાસ | ૨ |
| બાઈ હમબાઈજી કાવશજી હાથીદારૂ. | ૧ |
| | ૮૦ |

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| **સુરત તથા ભરૂચ જીલ્લામાં. ૨૦.** | |
| રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ | ૨ |
| રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ | ૧ |
| **સચીણ.** | |
| રા. ગોવરધન રણછોડ. | ૧ |
| રા. જીવણલાલ ભોગીલાલ દ્વીવેદી. | ૧ |
| **ધરમપુર.** | |
| છગનલાલ કહાનદાસ. | ૧ |
| **વાંસદા.** | |
| વાંસદા દરબાર ખાતે. | ૧ |
| **ભરૂચ.** | |
| શેઠ રૂસ્તમજી સોરાબજી દલાલ. | ૧ |
| શેઠ મોટાભાઈ નવરોજી પોષ્ટમાસ્તર. | ૧ |
| રા. હરિવલ્લભ મૂળજી. | ૧ |
| પરીખ ગુલાબભાઈ નરોતમદાસ. | ૧ |
| અભેરાજજી ગુમાનસીંઘજી (શીગામ.) | ૧ |
| પટેલ માધવજી ગંગારામ. | ૧ |
| રા. ભોળાનાથ ઇચ્છારામ. | ૧ |
| રા. રાયસંઘજી ભારતસંઘજી | ૧ |
| રા. કેશવરામ ઇચ્છારામ. | ૧ |
| રા. વાઘજીભાઇ મીઠાભાઈ | ૧ |
| રા. નંદલાલ મેહેતાબરાય. | ૧ |
| રા. મનસુખરામ ત્ર્યંબકરામ. (ચીખલી.) | ૧ |
| શેઠ સોરાબજી દાદાભાઈ ભરૂચા. (નવસારી.) | ૧ |
| | ૨૦ |
| **વડોદરામાં ૩૨.** | |
| ખા૦ બા૦ કાજી શાહાબુદીન | ૧ |
| રા૦ કૃષ્ણરાવ ગોપાળ દેશમુખ | ૧ |
| રા૦ બા૦ ગજાનંદ વીઠલ | ૧ |
| મેહેર૦ આર. બી. કરશે | ૧ |
| શા૦ શામજી રતનશી | ૧ |
| રા૦ બા૦ રાવજી વીઠલ પુણેકર. | ૧ |
| રા૦ બા૦ વીઠલ ભાઉ દાજી | ૧ |
| રા૦ સા૦ મોતીરામ ગોકળદાસ | ૧ |
| મજમુદાર હરીપ્રસાદ કલ્યાણરાય. | ૩ |
| આજમ કાલીદાસ કરશનજી | ૧ |
| રા૦ ત્રીકમરાય વીઠલજી. | ૧ |
| રા૦ બા૦ લાલજીભાઈ પરસોતમરાય | ૧ |
| રા૦ પીતાંબર જેઠા | ૧૪ |

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| **સણુંજ.** | |
| ગોસાંઈ નારણભારથી યસ્વંતભારથી | ૧ |
| ભગવાનપુરી મેઘપુરી | ૧ |
| રા૦ પ્રાગજી નારણજી દેશાઈ | ૧ |
| રા૦ ગોપાળસંગ લાલસંગ દાકતર સાહેબ. | ૧ |
| | ૩૨ |
| **ખેડા જીલ્લામાં ૩૦.** | |
| મેહેતાજી મૂળજી પ્રેમજી. | ૧ |
| રા૦ રા૦ ત્રીમ્બકરાવ ગોવિંદજી. | ૧ |
| ફતેસંગજીબાવા (નાહાપાડ.) | ૧ |
| **ઉમરેઠ.** | |
| રા૦ કાલીદાસ મયારામ | ૧ |
| **કપડવંજ.** | |
| શેઠ નહાલચંદભાઇ નથુભાઈ | ૧ |
| કેવળભાઈ જેચંદભાઈ | ૧ |
| વ્યાસ ઝવેરીલાલ દામોદર | ૧ |
| ગોકલ ભગવાન. (તારણા.) | ૧ |
| છોટાલાલ લાલચંદ. (તારણા.) | ૧ |
| **વસો.** | |
| રા૦ મગનલાલ પુરશોતમ | ૧ |
| દેશાઈ પ્રાણજીવન રામનારાયણ (સોજીત્રા.) | ૧ |
| **વાંઠવાળી.** | |
| રા૦ ભાઇજી બાપુજી | ૧ |
| **બોરસદ.** | |
| શેઠ બરજોરજી અરદેલજી મોદી. | ૧ |
| **નડીઆદ.** | |
| રા૦ બાળાશંકર ઉલ્લાસરામ | ૧૨ |
| રા૦ વીરપ્રસાદ તાપીપ્રસાદ | ૧ |
| દેશાઈ વીહારીદાસ અજુભાઈ | ૨ |
| રા૦ મહાશંકર પીતામ્બર જોશી | ૧ |
| રા૦ ઉમયાશંકર વી૦ હીરાશંકર | ૧ |
| | ૩૦ |
| **રેવાકાંઠા તથા પંચમહાલમાં** | |
| **લુણાવાડા. ૧૬.** | |
| મહારાણાશ્રી વખતસંઘજી | ૧ |
| રા૦ બા૦ નંદશંકર તુળજાશંકર | ૧ |
| લુણાવાડા બારટન લૈબ્રેરી | ૧ |
| સુંથ લૈબ્રેરી | ૧ |
| રા૦ જયરામ રતનજી (નાંદોદ.) | ૧ |

| રાખનારનું નામ. | કેટલી નકલો. |
|---|---|
| **બારીઆ.** | |
| મહારાજા સાહેબ | ૧ |
| **દાહોદ.** | |
| રા૦ ગોપાળદાસ ભગવાનદાસ | ૧ |
| રા૦ ભગવાન ઇશ્વરદાસ (ગધડીઆ.) | ૧ |
| **શોહેરા.** | |
| રા૦ જગજીવન કાશીરામ | ૧ |
| ઠાકોરશ્રી સામતસંગજી પ્રતાપસંગજી | ૧ |
| | ૧૫ |
| **મહી કાંઠામાં. ૧૩.** | |
| મે. પ્રતાપસંગ જેઠુસંગ માણસા. | ૧ |
| મેહેતાજી મંગળદાસ આશારામ (જેહેર.) | ૧ |
| રા૦ અમૃતલાલ કુબેરદાસ | ૧ |
| રા૦ ગોરધનદાસ ધરમચંદ | ૧ |
| રા૦ ગોરધનદાસ મૂળચંદ | ૧ |
| રા૦ લીલાધર ગગલભાઈ | ૧ |
| મેહેતાજી હરીલાલ નહાલચંદ | ૧ |
| રા૦ પીતામ્બર મોરારજી રામપુર રીડીંગરૂમ | ૧ |
| **પાલણપુર.** | |
| દાકતર મણિલાલ ગંગાદાસ | ૧ |
| રા૦ મંગલજી ઇશ્વરભાઇ | ૧ |
| રા૦ નરોતમદાસ ઈજતરામ | ૧ |
| **રાધણપુર.** | |
| મે. મુરતુજાખાન બાબી | ૧ |
| રા૦ ભોળાનાથ સંપતરામ | ૧ |
| | ૧૩ |
| **કચ્છમાં. ૪૭.** | |
| કચ્છના દરબાર શ્રી તરફથી | ૨૫ |
| રા૦ બા૦ મણિભાઈ જશભાઈ | ૨ |
| ઠાકોર શ્રી વેરસલજી | ૧ |
| રા૦ હરજીવન ઉત્તમરામ | ૧ |
| ઠકર અરજણ વી૦ હરચંદ | ૧ |
| રા૦ ભાઈદાસ ઇચ્છારામ | ૧ |
| ઠાકર ઘેલારામ નથુરામ | ૧ |
| ઠાકર ગોવિંદજી ધરમશી | ૫ |
| **કેરા.** | |
| ખોજા અબદલા હારામભાઇ | ૧ |
| કુંવર શ્રી વાઘજી લખાજી | ૧ |
| ખોજા અલીદીનાં ગાંગજીભાઈ. | |

### જળ ઉપરનો દેખાવ.

જુઓ પાનડાં પાણિ મદ્ધે તરેછે,
દિસે તે નિધી મદ્ધ નૌકા ફરેછે;
દિસે દીટડાં જેમ શોભે સુકાન,
ચડયા જીવ જંતૂ ઉતારૂ સમાન. ૮૦.
બહુ પોયણી પદ્મ પત્રો બિરાજે,
ભમે ભ્રંગ તેની છબી ખૂબ છાજે;
બિજા પક્ષિઓ ઉડતા આવિ પેઠા,
બહુ જાણિએ આવિને હંસ બેઠા. ૮૧.
બગોની જુઓ પંક્તિ કેવી બની છે,
ધરે ધ્યાન ને ઝાલવા મત્સ ઇચ્છે;
ઠગો વેષ આચાર્યનો જેમ ધારી,
ઠગે લોકને તે બની બ્રહ્મચારી. ૮૨.
વળી આ જુઓ જોડ છે ચક્ર[1]વાક,
જુદાં ના પડે પ્રેમ એવો અથાક;
દિસે જાણિયે કોઈ છે દેવ દેવી,
શિવા શ્રાપથી પામિયાં કાય એવી. ૮૩.

### ત્રીવેણીનો આભાસ.

સદા નીર મોતી સમું સ્વચ્છ જે છે,
ગણે લોક ગંગાતણું નીર તેછે;
ચઢે મેઘ તો શામળું તે રહેછે,
તદા લોક કાલિંદિ કેરૂં કહેછે. ૮૪.
જુ જાંબૂ આભ રાતાથિ રાતું જણાય,
સદા બ્રહ્મપુત્રીતણું તે ગણાય;
કદી તો બધા રંગ સાથે દિસેછે,
તદા લોક જાણે ત્રિવેણી વસેછે. ૮૫.
તટે મંદિરે ગૌરિનો નાથ લાધ્યો,
મળ્યો જાણિયે એજ ગોવિંદ માધો;
સમીપે ત્રિવેણીતણો આ સમાજ,
પ્રભા પેખિને જાણિયે પ્રાગ રાજ. ૮૬.

### સાત સમુદ્રનો આભાસ.

હરે ધાતુના મેલને જેમ ક્ષાર,
બધું ધોઈને તે કરે ધાતકાર;
હરે રોગને તેમ આ એક બિંદૂ,
ઘટે ઉપમા એથકી "ક્ષારસિંધુ.[2]" ૮૭.

[1] ચક્રવાક–સારસાં. [2] ક્ષારસિંધુ–જેને હિંદી મહાસાગર કહેછે તે. હિંદુસ્તાનની પાસે.

પ્રભા જાઈ જૂઈતણી જ્યાં પડેછે,
તહાં ક્ષીરનો[1] સિંધુ ચિત્તે ચડેછે;
પ્રભા ગુલદાઉદિના ગુચ્છની છે,
દધી[2] સિંધુની તો છબી ત્યાં બનીછે. ૮૮.
પ્રતીછાંય ચંપાનિ જે ઠામ પેખી,
લિધો ઘી[3]તણો સિંધુ તે ઠામ લેખી;
વળી દાડમીનાં દિસે પુષ્પ જ્યાં છે,
ભર્યો સિંધુ ઇક્ષુ[4] રસે તેમ ત્યાં છે. ૮૯.
દિસે મેઘ આભાસથી નીર કાળું,
સુરાનો[5] ભર્યો સિંધુ તે વાર ભાળું;
સદા તો દિસે મિષ્ટ[6]સિંધુ સમાન,
ભર્યું ભૂમિ મદ્ધે સુધાનું નિધાન. ૯૦.

### સમુદ્ર મથન.

દિસે ઓકિ ત્યાં રાજ સાહેબ કેરી,
સિપાઈ તથા હિંદુ જાતી ઘણેરી;
ઘટે ઉપમા ઉચરૂં એનિ એમ,
મળ્યા દેવ દૈત્યો નિધી તીર જેમ. ૯૧.
જુઓ રૂડિ આ એક હોડી તરેછે,
ધરેલો નિધી મધ્ય મંથાદ્રિ એછે;
દિઠો સર્પ આશ્ચર્યકારી અથાગ,
વસ્યો જાણિયે એજ વાસૂકિ નાગ. ૯૨.

### ચૌદ રત્ન.

મહારાજના મ્હેલમાં જે રમાછે,
વશી વાસ સાક્ષાત સિંધુસુતાછે;
મહારાજને કંઠ હીરાનું તેજ,
મળ્યો સિંધુ મદ્ધેથિ કૌસ્તુભ એજ. ૯૩.
તળાવે રૂડી વૃક્ષની ભાળિ ભાત,
દિસે જાણિયે એજછે પારિજાત;
બગો પાણિના પાનથી છે પ્રમત્ત,
દિસે ગુણ એતો સુરાનોજ સત્ય. ૯૪.

[1] ક્ષીર–સમુદ્ર યુરોપના રૂસની ઉત્તરે.
[2] દધી સિંધુ–ઉત્તર મહાસાગર જેમાં બરફ જામેછે તે. ઉતરધ્રુવ પાસે.
[3] ઘીતણો–પીળો સમુદ્ર ચીન અને કોરીયાની વચ્ચે.
[4] ઇક્ષુ–અર્બસ્તાન ને આફ્રીકાની વચ્ચેનો રાતો સમુદ્ર.
[5] સુરા–કાળો સમુદ્ર તે રૂશિઆ અને તુર્કસ્તાનની વચ્ચેછે.
[6] મીષ્ટસીંધુ–મીઠો મહેરામણ અથવા સીંધુ નદી.